# અનુક્રમણિકા

પુ: ૨૫ કારતક : ૧૯૯૪ અંક ૧



લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૭॥ છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક: રણછોડજી ડેસુરભાઈ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે: ખમાસા ચોકી અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.
તા. ૧૬-૧-૩૮




અથાગ-મુશ્કેલીઓમાં કુશળ
મહારથીઓ મહાસભાનું નાવ
આગળ હંકારે જ જાય છે;
તેવી રીતે
કાર્યદક્ષ અને વ્યવહારૂ
ડીરેકટરોના કરકસરવાળા વહીવટથી




ધી સેન્ટીનલ

## "સેન્ટીનલ"

દિન પ્રતિદિન આગળ ધપે છે. ટૂંક સમયમાં "સેન્ટીનલ"ની પ્રગતિ સંગીન પાયા ઉપર થએલ છે. દરેકને અનુકૂળ આવે એવી યોજનાઓ હોવાથી પોલિસી હોલ્ડરો પોલિસીની પસંદગી તુરત જ કરી શકે છે.

## "સેન્ટીનલની ફેમિલી ઈન્કમ પોલિસી"

દરેક કુટુંબવાળા માણસને આશીર્વાદ સમાન છે.

વધુ વિગત માટે લખો યા મળો:—

# એસ્યુરન્સ કંપની લીમીટેડ

બ્રાંચ:— રીલીફ રોડ, અમદાવાદ.

હેડ ઓફિસ:— કોટ, મુંબઈ.

સબ બ્રાંચ:— માંડવી રોડ, વડોદરા.

એજન્ટસ:— મહેતા એન્ડ સન્સ, સ્ટેશન રોડ, ગોધરા.

ચીફ રીપ્રેઝન્ટેટીવ:— માસ્તર કેશવલાલ ગ. દવે, પાંચકુવા, અમદાવાદ.

દરેક સ્થળે લાગવગવાળા એજન્ટો જોઈએ છીએ.

# બે સુંદર ગ્રન્થાવલિઓ

રૂપિયો એક પ્રાવેશિક ફી ભરી ગ્રાહક થનારને બધાં પુસ્તકો પોણી કિંમતે મળે છે. ટ. ખ. જુદું.

## શ્રી રવીન્દ્ર ગ્રન્થાવલિ

અનુવાદક
શ્રી. નગીનદાસ પારેખ

બહાર પડેલાં પુસ્તકો

### ઘરે-બાહિરે

"સંભવ છે કે ટાગોરની બધી કૃતિઓમા આ ચઢી જાય એમ છે. કાવ્યનાં મોતી તો આ નવલકથામા એમણે છૂટે હાથે વેર્યા છે . ."

—કાકા કાલેલકર

પૃષ્ઠસંખ્યા ૩૩૨ પાનાં — કિ. ૨-૦-૦ ગ્રાહકોને ૧-૮-૦

### ચતુરંગ
અને
### બે બહેનો

"આવાં ભાષાન્તરો ખરેખર આપણા સાહિત્યને સમૃદ્ધ કરે છે એટલુ જ નહિ, પણ માત્ર ગુજરાતી વાઙ્‌મય વાંચનાર વર્ગની રસિકતા કેળવે છે, તેની દષ્ટિ વિશાળ કરે છે, અને ચિત્તને વધારે દ્રવીભૂત કરે છે."

—રામનારાયણ વિ. પાઠક

પૃષ્ઠસંખ્યા ૨૦૦ પાનાં — કિ. ૧-૪-૦ ગ્રાહકોને ૦-૧૫-૦

## ટોલ્સ્ટોય ગ્રન્થાવલિ

અનુવાદક
શ્રી. વિશ્વનાથ મ. ભટ્ટ

બહાર પડેલાં પુસ્તકો

| | |
|---|---|
| ૧ પ્રેમનો દંભ | ૧-૪-૦ |
| ૨ સ્ત્રી અને પુરુષ | ૧-૦-૦ |
| ૩ કથાવલિ ભા. ૧ | ૧-૪-૦ |
| ૪ નવો અવતાર ભા. ૧ | ૨-૪-૦ |
| ૫ ,, ભા. ૨ | ૨-૦-૦ |
| ૬ ,, ભા. ૩ | ૧-૦-૦ |
| ૭ દૃષ્ટિપરિવર્તન ( વિ. ક. વૈદ્ય) | ૧-૪-૦ |
| ૮ કથાવલિ ભા. ૨ | ૧-૪-૦ |
| ૯ લગ્નસુખ | ૧-૪-૦ |
| કુલ | ૧૨-૮-૦ |

ગ્રાહકોને આ આખો સેટ હાલ પોણી કિંમતે એટલે રૂા. ૯-૬-૦માં મળે છે.

પ્રાવેશિક ફીનો રૂપિયો ભરી આખો સેટ આજે જ વસાવી લો.

**પ્રસ્થાન કાર્યાલય : પારસી અગિયારી સામે : અમદાવાદ**

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૨૫ કારતક · ૧૯૯૪ અંક ૧

# ઇતિહાસનું પરિશીલન

પ્રો. કેશવલાલ હિંમતરામ કામદાર
એમ. એ.

ઇતિહાસ એટલે શું એ અત્યારે એક દૃષ્ટિએ ખાસ સમજવાની જરૂર છે, જો કે પ્રાકૃત માણસ એવો પ્રશ્ન કરી શકે છે કે એમાં ખાસ વિશેષતા હોવાનો સંભવ નથી. વીસમી સદીમાં દરેક સ્થળે જોવામાં અને અનુભવવામાં આવતી શિક્ષણપદ્ધતિમાં તો દરેક બાળક, દરેક યુવક યુવતી, ઇતિહાસના અર્થને, તેની વ્યાખ્યાને, તેનાં લક્ષણોને, અને તેની વિશિષ્ટતાઓને સમજી શકે છે. આપણી શિક્ષણસંસ્થાઓમાં તેનો પાઠ, તેનું અધ્યયન, તેનું પરિશીલન, તે શિક્ષણસંસ્થાના પ્રકાર પ્રમાણે થઈ રહ્યું છે. શિક્ષણસંસ્થા બાળકો માટે હોય અને જૂનવાણી પ્રમાણે તેનો વહીવટ ચાલતો હોય તો ત્યાં વંશાવળીઓ, તારીખો, લડાઈઓ, સુલેહો, કારણો, પરિણામો, વગેરે ઉપર ધ્યાન આપવામાં આવશે; જો શિક્ષણસંસ્થા કાંઈક વિકાસ પામેલી હોય, તેના સંચાલકોમાં જો કાંઈ કલ્પના હોય, તો ઇતિહાસના પાઠમાં પણ ચારિત્ર-નિરૂપણમાં કલ્પના, અધ્યયનમાં કળા, અને સમાજના વિકાસ ઉપર ખાસ દૃષ્ટિ—એ જોવામાં આવશે; શિક્ષણસંસ્થા વિદ્યાપીઠની કોઈ કૉલેજ હશે તો ત્યાં શિક્ષકો અને શિષ્યો ઇતિહાસને વધારે ચીગતવાર વિચારશે, તેમાં તેઓ સાહિત્ય, કળા, રાજ્યશાસ્ત્ર, ફિલસૂફી વગેરેને પણ તપાસતા જશે. જો અભ્યાસી કોઈ એક સમયના વિભાગનો ઇતિહાસ તપાસતો હશે તો તે વિભાગની તપસીલો વધારે ઝીણવટથી જોશે. ટૂંકામાં, ઇતિહાસ વિષે વધારે વિચાર આવશ્યક છે તે આપણામાંનાં ઘણાં માણસો ભાગ્યે જ ધારશે. અને છતાં એનો વિચાર અત્યારે ખાસ આવશ્યક છે; સવિશેષ આપણા દેશમાં અને તેમાં પણ ગુજરાતમાં.

કારણ એ છે કે આ વિષયને નવા જમાનાનો રોગ લાગુ પડેલો છે એમ મને લાગે છે. આ નવા જમાનાનું મુખ્ય લક્ષણ એ છે કે ખુબ માલ પેદા કરવો, અને તેને બજારોમાં ખપાવવો, પછી તે માલ ગમે તેવો હોય; માલ જેમ વધારે અને તેની ખપત જેમ વધે તેમ કાર્યદક્ષતા વધારે. ઇતિહાસને પણ આ વ્યાધિ અત્યારે લાગુ પડતો જાય છે. 'સંશોધન કરો, સંશોધન કરો' એવા સૂરો આપણને ચોમેર સંભળાય છે; જ્યારે સંશોધનનો અર્થ સમજવાનો કોઈ પ્રયત્ન કરતું નથી. જે વૃત્તાંતોના સ્પષ્ટીકરણમાં શુદ્ધિ થઈ શકતી હોય, અને જ્યાં શુદ્ધિ સમ્યક્-ભાવે થઈ શકતી હોય ત્યાં ખરું સંશોધન કર્યું કહેવાય. બાકી તો, શિલાલેખો થોકબંધ ભેગા કરો, જૂની પોથીઓ પોટલાબંધ ખોળી કાઢો, પુરાણી પ્રતિમાઓ, પુરાણા સિક્કાઓ, અનેક ખોદી કાઢો, છતાં તેમની સંકલનામાં જો સમન્વય સાધવામાં ન આવે તો તે ઇતિહાસ કહેવાય નહિ. દિલગીરીની બાબત તો એ છે કે અત્યારે આ દેશમાં આવા સમન્વય વગરના થોકડાઓના ટગલાઓને એક પછી એક ગોઠવવાની કળા જેને આવડતી હોય તે ઇતિહાસવેત્તા થઈ શકે છે એવી માન્યતા બધે પેસી ગઈ છે. પણ વસ્તુતઃ તેમ નથી તે કાળક્રમે ચોક્કસ જણાઈ આવશે; એ થોકડાઓ તો જ્યાં ઈંટ ઉપર ઈંટ કે પથ્થર ઉપર પથ્થર ચડાવવામાં આવે છે એવાં ગગનચુંબી મકાનોને તોલે આવી શકે છે. તેમાં નથી હવા, નથી ઉજાસ, નથી માપસર ઊંચાઈ, નથી તેમાં કળા કે નથી કોઈ પદ્ધતિસર વિધાન. જેમ ગામ લોકો એવા અનેકદંડી મહેલોથી ભોળવાઈ જાય છે તેમ આપણી પ્રજા પણ તેવા ઇતિહાસના પ્રાણ વગરના કદાવર કલેવરથી અત્યારે ભોળવાઈ જાય છે. પણ પ્રજાને તેથી કોઈ નવીન અનુભવ થતો નથી. જ્યાં સમાજને નવીન અનુભવ થતો નથી, અને જ્યાં તે અનુભવની નવીનતાથી પ્રજામાં નવીન ચેતન નથી આવતું ત્યાં આવા ઇતિહાસો મૃતદેહ જેવા છે.

ઇતિહાસની આ પ્રકારની સંશુદ્ધિ પુરાતન કાળથી જ થતી આવી છે. ઇતિહાસ ચમત્કારિક પણ સાચા વૃત્તાંતોને આલેખે છે. અને તે આલેખન સાહિત્યપણે પરિણમે છે. તેથી ઇતિહાસ માત્ર પૂર્વવૃત્તની લૂખી કથા નથી. ઇતિહાસનો હેતુ હોય છે, તે હેતુ પ્રજાને ઉપદેશ આપવાનો હોય છે, અને ઉપદેશ ધર્મનો, અર્થનો, કામનો અને મોક્ષનો હોય છે. આ વ્યાખ્યા તો મેં આપણા પ્રાચીન લેખકોની આપી છે, પણ તેમાં ઘણું સત્ય રહેલું છે. એટલે મેં અહીં ખાસ તે વિશે ઉલ્લેખ કર્યો છે. મેં ઉપર કહ્યું તેમ, ઇતિહાસ ચમત્કારિક પણ સાચા વૃત્તાંતોનો ખ્યાલ આપે છે. ઇતિહાસકાર તે ખ્યાલને સાહિત્યરૂપે કેળવે છે. પણ પ્રશ્ન એ છે કે વૃત્તાંતો કયા, કેવા, અને કેના સંબંધના? આપણે એ વિશે અહીં વધારે વિચાર કરીએ.

ઇતિહાસ સમાજનો જ હોઈ શકે, વ્યક્તિઓનો હોઈ શકે નહિ. વ્યક્તિઓ ઇતિહાસને ઘડી શકે. પણ તે ઘડતર સમાજને અનુલક્ષીને થઈ શકે. તે ઘડતર માત્ર સમાજમાં અને સમાજદ્વારા થઈ શકે. એ ઘડતરમાં ચમત્કાર હોવો જોઈએ. પ્રાકૃત ઘડતરને ઇતિહાસમાં કશું સ્થાન મળી શકે નહિ. સમાજનું ચમત્કારિક ઘડતર એનું નામ ઇતિહાસ. કયા ઘડતરમાં કેવો અને કેટલો ચમત્કાર રહેલો છે તે જોવાનું અને સમજવાનું કામ ઇતિહાસકારનું છે. ઇતિહાસકાર પૂર્વ વૃત્તાંતોને સમાજના ઘડતરમાં જેટલી કુશળતાથી સમાવી શકે તેટલી કુશળતાથી તે સમકાલીન વૃત્તાંતોને સમાવી શકે નહિ. તેથી જ ઇતિહાસમાં પૂર્વકાળ વિશેષ-પણે જોવામાં આવે છે. સમકાલીન વૃત્તાંતોને આપણે ખરો ન્યાય આપી શકીએ પણ નહિ. આપણે જેટલું ભૂત વૃત્તાંતનું સમર્થન કરી શકીએ તેટલું સમર્થન આપણે વર્તમાનકાળનું

કરી શકીએ નહિ. કોઈ ભૂતકાળ કાં તો સર્વાંગે પૂર્વકાળ થઈ ગયો હોય, અથવા તો ભૂતકાળ વર્તમાનકાળને સ્પર્શી રહ્યો હોય અને કદાચિત્ ભવિષ્યમાં પણ તેની સંક્રાંતિ હજુ થવાની હોય. પહેલા ભૂતકાળના ઇતિહાસને લેખક સારી રીતે અને સંપૂર્ણ રીતે સમજાવી શકે છે; જ્યારે બીજા પ્રકારના ભૂતકાળને તે બરોબર પારખી શકતો નથી તેથી તેને તે બરોબર સમજાવી શકતો નથી. બહુ સામાન્ય જણાતી આ હકીકતને હું બેચાર દૃષ્ટાંતોથી સમજાવું. ગ્રીસનો અને રોમનો, તેથી પણ આગ્રા જઈએ તો એસિરિયાનો અને ઇજિપ્તનો પૂર્વ વૃત્તાંત ચોક્કસ પૂરો થયો છે. તે દરેક દેશની પ્રાચીન સંસ્કૃતિનું જીવન પૂરું થઈ ગયું છે. તેનું માપ આપણે ચોક્કસ કાઢી શકીએ; છતાં જો ઇજિપ્તમાં નવીન પુરાતન અવશેષો મળે, જો ક્રીટના ટાપુમાંથી આપણને કોઈ નવીન અવશેષો મળે, જો સુમેરની સંસ્કૃતિનો અવશેષો કોઈ નવીન મળે, તો તે સંસ્કૃતિઓને આપણે વધારે સંગીનપણે સમજી શકીએ અને સમજાવી શકીએ. આપણા દેશના ઇતિહાસનો દૃષ્ટાંત લઈ આ બાબતને હું સમજાવું. આપણી બૌદ્ધ સંસ્કૃતિ ખલાસ થઈ ગઈ છે. માત્ર તેનું યથાયોગ્ય સમર્થન થવાની હવે જરૂર છે. આપણી અફઘાન યુગની સંસ્કૃતિ માત્ર પૂર્વ વૃત્તાંતરૂપે થઈ ગઈ છે તેને આપણે કાંઈક અંશે સમજી શક્યા છીએ. આશ્ચર્યની વાત તો એ છે કે આપણી સંસ્કૃતિનો ઇતિહાસ જેમ પાછળ હઠતો જાય છે, તેમ આપણે તેનું સમીકરણ યથાયોગ્ય દૃષ્ટિથી કરી શક્યા નથી. એ આપણી દૃષ્ટિની ન્યૂનતા છે. આપણે યુરોપના રાષ્ટ્રવાદ (Nation-State)ને પૂર્વ વૃત્તાંત કહી શકીએ ખરા? આપણે મોગલ સંસ્કૃતિને કે અંગ્રેજ યુગના આપણા ઇતિહાસને પૂર્વ વૃત્તાંત કહી શકીએ ખરા? જવાબ નકારમાં જ હોવો જોઈએ. આપણી મોગલ સંસ્કૃતિ હજુ અધૂરી રહી છે. મોગલ સામ્રાજ્યનો નાશ થયો તેથી મોગલ સંસ્કૃતિની છાયાઓ જતી રહી નથી. હજુ આપણા સમાજમાં મોગલ સંસ્કૃતિના અવશેષો રહ્યા છે; જે અવશેષો જીવંત દશામાં છે, અને જેમનો જીવનકાળ સમાપ્ત થતાં, થોડોક વખત લાગશે. ઉત્તર હિંદ જતાં આ બાબત સ્પષ્ટ થઈ આવે છે. દક્ષિણ હિંદમાં તે સમજવા માટે આપણે હૈદરાબાદ સંસ્થાનનો પ્રવાસ કરવો જોઈએ. તે જ પ્રમાણે અંગ્રેજી સત્તા આપણે ત્યાં આથમતી જાય છે તેથી તેના વિકારો હવે શૂન્યવત્ થઈ જવાના એમ કોઈ ધારે તો તે ખોટું છે. અંગ્રેજી યુગનો આપણો ઇતિહાસ હજુ અધૂરો છે.

સંસ્કૃતિના ઇતિહાસનું સમર્થન એ જ ખરું સંશોધન છે એ હવે જણાઈ આવ્યું હશે. સંશોધન વ્યક્તિ ઉપર અવલંબે છે કોઈ વૃત્તાંતમાં ચમત્કાર રહેલો છે કે કેમ, એ ચમત્કાર કેટલો રહેલો છે, તેને સમાજ સાથે કેટલો સંબંધ છે, તે સમજવું વિકટ છે. તે સમજવા માટે શુદ્ધ દૃષ્ટિ હોવી જોઈએ, અને તેને સમજાવવા માટે ઇતિહાસકાર પાસે વિપુલ સાધનો હોવાં જોઈએ, આ કથનમાં રહેલી બાબતોને વધારે સ્પષ્ટ કરવાની જરૂર છે.

ચમત્કાર એટલે? ચમત્કાર બે રીતે હોઈ શકે: વ્યક્તિઓનો પ્રેરિત ચમત્કાર; બીજો વસ્તુસ્થિતિનો પ્રેરિત ચમત્કાર. ઇતિહાસના અભ્યાસીને વ્યક્તિપ્રેરિત ચમત્કાર તુરત સમજાઈ જાય છે, પણ વસ્તુસ્થિતિનો પ્રેરિત ચમત્કાર દરેક અભ્યાસીથી સમજી શકાતો નથી. અભ્યાસીએ બંને સમન્વય તો તેને શબ્દારૂઢ કરવાની શક્તિ તેનામાં હોવી જોઈએ. ટૂંકામાં, અભ્યાસીને પોતે એ ચમત્કારનો અનુભવ થવો જોઈએ, તેનો સાક્ષાત્કાર થવો જોઈએ. તો જ તે ચમત્કાર ઇતિહાસરૂપે સમજી શકે અને સમજાવી શકે.

વ્યક્તિગત ચમત્કારો તો બધાને યાદ આવી જશે. એ ચમત્કારોના વર્ણનને જ આપણે ઘણે ભાગે ઇતિહાસ માનીએ છીએ. રામે રાવણને રગદોળ્યો, પાંડવોએ કૌરવોને માર્યા, સિકંદરે રાજા પુરુ (પોરસ) ને હરાવ્યો, ચંદ્રગુપ્તે એકચક્રી રાજ્ય સ્થાપ્યું, અશોકે પ્રવજ્યા લીધી, અલાઉદ્દીને નવો પંથ સ્થાપવાની અભિલાષા ધરાવી, અકબરે રાજપુતાણીઓને બેગમપદ આપ્યાં અને હિંદુઓને સતાવ્યા નહિ, શિવાજીએ મોગલોને હાંકી કાઢી મહારાષ્ટ્રમાં સ્વરાજ્ય સ્થાપ્યું, બાજીરાવે મરાઠી સામ્રાજ્યને વધાર્યું, ચિમાજી અપ્પાએ વસઈ લીધું, બીજા બાજીરાવે વસઈનું તહ લખી આપી મહારાષ્ટ્રને પરતંત્ર બનાવ્યો, કલાઈવે અર્કાટને બચાવ્યું, વેલેસ્લીએ બધાં સંસ્થાનોને બ્રિટિશ રક્ષણ નીચે લીધાં, અંગ્રેજોએ સિપાહીઓના બળવાને દાબી દીધો, હિંદીઓએ મહાસભાની સ્થાપના કરી; ગાંધીજીએ સત્યાગ્રહ જંગ મચાવ્યો—એ હિંદના ઇતિહાસના વ્યક્તિગત ચમત્કારો છે. ઇતિહાસનું પઠન પાઠન એ ચમત્કારોથી શરૂ થાય છે. એનો અભ્યાસ એક રીતે સરળ છે. બાળકોને તે એકદમ મનમાં ઠસી જાય છે. ઇતિહાસના અધ્યયનની તે પૂર્વપીઠિકા છે.

વ્યક્તિના પ્રેરેલા ચમત્કારનો એક પ્રકાર મેં ઉપર કહ્યો. એવા ચમત્કારના બીજા ઘણા પ્રકારો હોય છે. ઇતિહાસકાર તે તમામ ચમત્કારોને સમજાવવા ઘટે છે, જો તે ચમત્કારો ઇતિહાસકાર પોતે પ્રથમ સમજી શકે તો. આ ચમત્કારો વિશિષ્ટ પ્રકારના હોય છે. તેમાંના ઘણાખરા તો બુદ્ધિને ગ્રાહ્ય હોય છે. પણ તેનાં પરિણામોનું, તેના સંબંધોનું દર્શન બધાંને સુલભ થઈ શકતું નથી. ગૌતમ બુદ્ધ, ક્રાઇસ્ટ, શંકર વગેરેનું વ્યક્તિત્વ બધાને સમજાઈ શકે તેવું છે. પણ ઇતિહાસની સાથે તે વ્યક્તિત્વને ઘટાવવું ઘણું મુશ્કેલ થઈ જાય છે. બુદ્ધે આર્ય સમાજનું અને સંસ્કૃતિનું સંસ્કરણ કર્યું, ક્રાઇસ્ટે યાહુદી અને પશ્ચિમ એશિયાના સમાજનું સંસ્કરણ કર્યું, શંકરે આર્ય-બૌદ્ધ-જૈન સંસ્કારોની શુદ્ધિ કરી, એ આપણે જોઈ શકીએ ખરા. પણ બૌદ્ધ સંસ્કારોને પ્રાચીન આર્યાવર્તના સમાજે કેવા ઝીલ્યા, ક્રાઇસ્ટના સંસ્કરણને રોમન તથા ગ્રીક સમાજે કેવું ઝીલ્યું, શંકરના નવા સંસ્કરણને પછીના હિંદુસ્તાનના સમાજે કેવું રૂપ આપ્યું, તે આપણે બધા સમજી શકીએ નહિ. આ ચમત્કારો વ્યક્તિગત મટી સમાજગત થઈ જાય છે. તે સમાજગત ચમત્કારો સમજવા માટે અને તેમને ઇતિહાસ સાથે ઘટાવવા માટે જુદી જાતની શક્તિ જોઈએ છીએ. એ શક્તિ જેટલી વિશુદ્ધ તેટલું લેખકનું દર્શન સમગ્ર એમ આપણે કહી શકીએ.

વ્યક્તિગત ચમત્કારોના ઇતિહાસ સાથેના સંબંધના બીજા બહુ જ જાણીતા સંબંધોનો હું અહીં નિર્દેશ કરું. વાલ્મીકિએ રામાયણ લખ્યું. વ્યાસે 'જય' કાવ્ય લખ્યું અને તેને બીજાઓએ વધારી 'મહાભારત'નું રૂપ આપ્યું. એ બે કાવ્યોના વાચનથી હિંદના ઇતિહાસમાં કેવી મોટી ક્રાંતિઓ થઈ છે! શિવાજીને 'સ્વરાજ્ય'નો મંત્ર આપનાર 'મહાભારત'નું પઠન હતું. રજપૂત રાજાઓની તલવારો એ કાવ્યના વૃત્તાંતો યાદ થતાં 'યવનો'નાં લોહીની તરસી બની. ગજનવીની વંશી પહેલાંના ગજનવંશોનું રાજકારણ એ કાવ્યમાંથી નીતરતું હતું. આ ચમત્કારને આપણે આપણા ઇતિહાસ સાથે જરૂર ઘટાવવો જોઈએ. 'ગ્રંથસાહેબ'ના પાઠથી શીખ પ્રજાનું રાષ્ટ્ર થયું. કુરાને શરીફના પાઠ ઉપર અનેક મોટાં રાજ્યો ફૂલી ગયાં અને અનેક મોટાં રાજ્યો ઊભાં થયાં. બાઈબલના નિરંતર પઠનથી રોમન મહારાજ્યની ઈમારત તૂટી પડી અને તે ઉપર યુરોપના મોટા પક્ષો ઊભા

થયા. અમેરિકાનું સ્વતંત્ર સમૂહરાજ્ય તેને આભારી છે. રુસોના *Social contract*ના પઠન ઉપર ઓગણીસમી સદીના યુરોપનો રાષ્ટ્રવાદ ઊભો થયો. મેઝિનીના રાષ્ટ્રધર્મ ઉપર ઈટાલીએ સ્વતંત્રતાનો યજ્ઞ કર્યો. મેકિયાવેલીના 'Prince' ઉપર રાષ્ટ્રની સાર્વભૌમ સત્તાની માન્યતાઓ રચાઈ. બોલિંગબ્રોકનાં લખાણો ઉપરથી ત્રીજા જ્યોર્જે પોતાનો નવો રાજપક્ષ તૈયાર કર્યો.

ઉપર મેં વ્યક્તિગત ચમત્કારોનાં સૌને જાણીતાં દૃષ્ટાંતો આપ્યાં છે. પણ વ્યક્તિએ વ્યક્તિએ ભેદ હોય છે. અને તેથી ચમત્કારે ચમત્કારે પણ ભેદ હોય છે. ચમત્કાર વ્યક્તિત્વના બળ ઉપર અવલંબે છે. સીઝર, નેપોલિયન જેવી મોટી વ્યક્તિઓના ચમત્કારો મોટા હોય છે. રાજકારણના ચમત્કારો ઇતિહાસમાં હંમેશાં નજરે ચડાવવામાં આવે છે. નાના ચમત્કારો પણ નજરે આવે છે, પણ રાજકારણની બહારના ચમત્કારો ઇતિહાસથી અલગ રાખવામાં આવે છે જે મોટી ભૂલ છે. ઘણીવાર એવું બને છે કે અનેક નાના ચમત્કારો મળી તેમાંથી મોટો ચમત્કાર પરિણમે છે અને તે ઇતિહાસના ઘડતરમાં અગત્યનું સ્થાન ધરાવતો થઈ જાય છે. સાહિત્ય, ધર્મ, આર્થિક વિકાસ, વગેરે વિષયોમાં અનેક નાના મોટા ચમત્કારો અનુભવવામાં આવે છે. એ ચમત્કારો કોઈ મહાન વ્યક્તિના વ્યક્તિત્વમાં ઓતપ્રોત થઈ જાય છે. રામાયણ, મહાભારત, ગીતા, કુરાન, બાઈબલ, રાજચંદ્ર, થોરો અને ટોલ્સ્ટોય વાંચતાં ગાંધીજીને સત્યાગ્રહનો, અહિંસાનો, શ્રમજીવનનો, અને હિંદ સ્વરાજ્યનો માર્ગ લાધ્યો. ઍડમ સ્મિથ, માલ્થસ, રિકાર્ડો, બાસિયાત, સિસ્મોંદિ વગેરે વાંચતાં કાર્લ માર્ક્સને Communism એકત્વવાદ સૂઝ્યો. એ દર્શનોમાંથી હિંદમાં અને યુરોપમાં ઇતિહાસના કેટલાયે મોટા ચમત્કારો ભવિષ્યમાં થશે. તેથી ઇતિહાસકારનું કર્તવ્ય છે કે આ બધા મોટા અને નાના ચમત્કારોનું સમગ્રદર્શન કરવું અને તેનું દર્શન કળાની રીતે સમાજને કરાવવું.

ઉપર મેં વ્યક્તિપ્રેરિત ચમત્કારોનો ઉલ્લેખ કર્યો છે. પણ અનેક વાર વ્યક્તિપ્રેરિત ચમત્કારોનું ઉપકારક કારણ કુદરતની કે બીજી પરિસ્થિતિ હોય છે. આ પ્રકૃતિની પરિસ્થિતિનું નિવારણ કરવા વ્યક્તિઓ પુરુષકાર કરે છે અથવા માનવ કુળો સામુદાયિક પુરુષકાર કરે છે. ઇતિહાસકારે તેનું દર્શન તો ચોક્કસ કરવું જોઈએ. તે માટે ઇતિહાસકારને ભૂસ્તરશાસ્ત્રનો ઉપયોગ કરવો પડે; કોઈવાર તેને તે માટે ભૂગોળશાસ્ત્રનો ઉપયોગ કરવો પડે; કોઈવાર તેને તે માટે મનુષ્યશાસ્ત્રનો ઉપયોગ કરવો પડે; કોઈવાર તેને તે માટે અર્થકરણનો કે રાજકરણનો ઉપયોગ કરવો પડે. માનવકુળો લાખો વરસો સુધી પાશવ જીવનમાં રહ્યાં છે. તેમની માનવ જીવનમાં થયેલી સંક્રાંતિને ઇતિહાસકારે પૂરેપૂરી ઓળખવી જોઈએ. આ ઇતિહાસ યુગોનો ઇતિહાસ થઈ જાય છે. પાશવ જીવનમાંથી માનવ જીવનમાં સંક્રાંત થયેલાં માનવકુળોએ કુદરતની અનેક વિટંબનાઓ સામે સામુદાયિક બળ વાપર્યું છે. તે બળના ઉપયોગમાં કેટલાંક માનવકુળો દબાઈ ગયાં છે, તો કેટલાંક વિટંબનાને પેલે પાર જઈ નવી સંસ્કૃતિને સિદ્ધ કર્યાં છે. નીલ નદીના નીચાણના ભાગને માનવકુળોએ ચોખ્ખાં કરી ત્યાં વસતિયોગ્ય સંસ્કૃતિ ઉત્પન્ન કરી, પણ આર્કિટક મહાસાગરના પ્રદેશમાં વસતા એસ્કિમોએ બરફના જીવનની પેલે પાર જવાનો પ્રયત્ન કર્યો નહિ. મધ્ય એશિયાનાં માનવકુળોએ કૂતરો, ઊંટ, ગાય અને બળદ, તેમની સાથે એકાકારી જીવન જીવવાનું પસંદ કર્યું, તો

તે જ સાથે તેમણે ચીન, હિંદ, પશ્ચિમ એશિયા તથા યુરોપ ઉપર આક્રમણ કરી ચીની, હિંદુ, મુસ્લિમ અને યુરોપીય સંસ્કૃતિઓને જુદેજુદે વખતે અપનાવી લીધી. યુરોપીય પ્રજાઓએ અમેરિકા, આફ્રિકા તથા ઓસ્ટ્રેલિયા જઈ ત્યાંના ભૂગર્ભોને સોનાથી, ચાંદીથી, હીરાથી તથા રસાયણોથી વંચિત કર્યા, ત્યાંનાં જંગલોમાં મંગળો વર્તાવ્યાં અને નવી દુનિયાનો વસવાટ કર્યો. હિંદમા આર્ય જાતિએ દ્રવિડોને પોતાની સંસ્કૃતિમાં લીધા, અને નદીઓ તથા અરણ્યો બધાંને વશ કર્યાં. આ પ્રયત્નો સામુદાયિક હતા. તે પ્રયત્નો કુદરતી વિટંબનાઓ સામે હતા. તે પ્રયત્નોની નિષ્ફળતામાં અને સફળતામાં માનવ જાતિનું ભાવિ નિર્માણ થતુ હતું. ઇતિહાસકારે તેને સમજવું જોઈએ. માનવ વિકાસના આવા ક્રમને બધા પુરાણ ગ્રંથોમાં વર્ણવ્યામાં આવ્યો. એ વર્ણન અનેક પ્રકારે તેમાં આપવામાં આવ્યું છે. ઇતિહાસકારે તેને ઇતિહાસબુદ્ધિથી સમજી તેનું યોગ્ય દર્શન પ્રજાને કરાવવું જોઈએ. દૃષ્ટાંતોમાં, બ્રિટિશ સરકારે પંજાબ પ્રાંતમાં બાંધેલાં નહેરકામોથી પંજાબી લોકોનાં જીવનમાં મહત્ત્વનું પરિવર્તન થઈ ગયુ છે. ઇતિહાસકારે તેને અચ્છી રીતે સમજાવવું જોઈએ. છપ્પનીઆ દુષ્કાળ પછી કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના અનેક કુટુંબો પરદેશવાસી થઈ ગયાં, અને તેમના એ પરદેશવાસને યુરોપીય પ્રજાના આફ્રિકા, બર્મા, જાવા, ચીન વગેરે પ્રદેશોના વેપારને હસ્તગત કરવાના પ્રયત્ને હિંદમાં સ્થપાયેલા એકચક્રી બ્રિટિશ-રાજ્યે અને સ્ટીમબોટ વગેરેનાં નવાં સાધનોએ એકદમ સરળ અને અનુકૂળ બનાવી દીધો. આ સામુદાયિક પરિવર્તન આપણા ઇતિહાસમાં ખચિત આવવું જોઈએ. ઓગણીસમી સદીની યંત્રસામગ્રીની સંસ્કૃતિ, વીસમી સદીની બેંકો વગેરે અર્થસાધન, અર્થરક્ષણ અને અર્થગોપન માટે તૈયાર થયેલી સંસ્થાઓ, અને અર્થશાસ્ત્રીઓ, સમાજશાસ્ત્રીઓ, વગેરેનાં મંતવ્યોનો તેમની સાથેનો એકાકાર, એ બધું ઇતિહાસમાં આવવું જોઈએ. રાજ્યકારભારના સામુદાયિક અનુભવોને હવે બધા ઇતિહાસગ્રંથોમાં સ્થાન આપવામાં આવે છે. પાર્લમેન્ટ, લોકસભાઓ, ચૂંટણીઓ, જુદા જુદા રાજકીય પક્ષો, તેમના આગેવાનોનાં રાજકારણો, એ તો હવે બધા ઇતિહાસગ્રંથોની સામાન્ય વાર્તાઓ થઈ પડી છે.

સંશોધક છે. તે જો ન હોય તો તે કાંઈ નથી, પછી ભલે તેણે જમીનોને ખોદાવી જોઈ હોય, તેણે પ્રતિમાઓ, સ્તૂપો, સિક્કાઓ, રાજમહેલો, રાજમાર્ગો, સ્નાનગૃહો વગેરે ગોત્યાં હોય, દફતરો વાંચ્યાં હોય, બધું કર્યું હોય: જ્યાં સમગ્રદૃષ્ટિ નથી ત્યાં સંશોધન નથી; ત્યાં વાસ્તવિક જ્ઞાન નથી.

ઉપરની ચર્ચા વાંચ્યા પછી વાચક એટલું તો પારખી શકશે કે ઇતિહાસ સાપેક્ષ સાહિત્ય છે. ઇતિહાસમાં બધી વિદ્યાઓનો સમાવેશ થાય છે. ઇતિહાસના પરિશીલનમાં અને સમર્થનમાં એકાંતિક તર્ક સંભવી શકે નહિ. ઇતિહાસની સમગ્રતામાં અનેક સિદ્ધ અંતો સમાઈ જાય છે. ઇતિહાસ એક જ દૃષ્ટિથી સમજાઈ શકે નહિ. એક જ દૃષ્ટિથી વિચારાયેલો ઇતિહાસ એકમાર્ગી અને સંકુચિત થઈ જાય છે. ઇતિહાસની સાપેક્ષતા સામાન્ય જણાય છે. પણ તેનો તુચ્છકાર કરવામાં મોટા મોટા ચિંતકોનાં નામો આવી જાય છે. તેમનુ ઇતિહાસનું દર્શન, તેમણે કરેલું સંસ્કૃતિનું દર્શન એકમાર્ગી થઈ ગયું છે, તેથી તે વામમાર્ગી થઈ ગયું છે. બેચાર દૃષ્ટાંતો હું રજૂ કરીશ એટલે આ સાપેક્ષ દૃષ્ટિની ઉપયોગિતા એકદમ સિદ્ધ થઈ શકશે. પહેલું દૃષ્ટાંત હું આપણા ઇતિહાસમાંથી આપીશ. મૌર્ય સમ્રાટોએ બૌદ્ધ સંસ્કૃતિને ભારતવર્ષીય બનાવી એ દરેકને સુવિદિત છે. તેમણે જૈન સંસ્કારિત્વને ભારતવર્ષીય બનાવ્યું તે પણ ઘણાને સુવિદિત છે. તેમના પછી આવેલા સમ્રાટો બ્રાહ્મણ સંસ્કૃતિના ઉપાસકો હતા. તેમાંના છેલ્લા રાજ્ય સંચાલકોની નબળાઈથી દેશ ઉપર યવનો ચડી આવ્યા અને તેમણે પંજાબ, સુરાષ્ટ્ર વગેરે પ્રદેશોમાં રાજ્ય સ્થાપ્યું. તેમના પછી કુશાનો આવ્યા. તેઓ પરદેશી હતા. પણ યવનો અને કુશાનો બૌદ્ધ અને બ્રાહ્મણ સંસ્કૃતિ બન્નેના પ્રશંસકો અને ઉપાસકો બન્યા. મુખ્યત્વે તેમનો પક્ષપાત બૌદ્ધો પ્રત્યે ખાસ હતો; એ યવન અને કુશાન શાસનદ્વારા આપણી બૌદ્ધ સંસ્કૃતિ હિંદ બહાર પશ્ચિમ અને મધ્ય એશિયામાં ગઈ. હવે બૌદ્ધ સંસ્કૃતિમાં બ્રાહ્મણ સંસ્કૃતિ તો સંક્રાંત થયેલી હતી. તેથી બૌદ્ધ સંસ્કૃતિ હિંદ બહાર ફેલાઈ તે હિંદની સંસ્કૃતિ બહાર ફેલાઈ એમ આપણે માનવું જોઈએ. કુશાનો પછી ભારશૈવો અને વાકાતકો ચક્રવર્તી રાજાઓ થયા. તેમણે પરદેશી સત્તાને નાબૂદ કરી. તેમનો પક્ષપાત મુખ્યત્વે બ્રાહ્મણ સંસ્કૃતિ તરફ હતો. એમના પછી ગુપ્ત ચક્રવર્તીઓ આવ્યા. ગુપ્તકાળના હિંદની ભૂમિકા તૈયાર કરવાનું કામ વાકાતકોએ અને ભારશૈવોએ કર્યું હતું. પુરાણોમાં આ ઇતિહાસ આપવામાં આવ્યો છે. પણ પુરાણ સાહિત્ય લખનારાઓ બ્રાહ્મણ હતા. તેઓ બૌદ્ધોના પ્રતિસ્પર્ધીઓ હતા. તેથી તેમણે કરેલું એ વખતનું દર્શન એકમાર્ગી છે, વામમાર્ગી છે, જો કે તેમની હકીકતોથી આપણને અત્યારે એ વખતનું સમગ્ર દર્શન થઈ શકે છે. પણ તેમનાં બીઆનોને સમગ્રતા અર્પવાનું કામ આપણું છે. તેમની દૂષિત દૃષ્ટિને શુદ્ધ-સંશુદ્ધ કરવાનું કર્તવ્ય આપણું છે. છતાં એ દૃષ્ટિને સંશુદ્ધ કરવાને બદલે આપણે માત્ર તેમણે આપેલાં વરસો નામો વગેરે બોલી અને લખી જઈએ અને તેને સંશોધનનું મોટું નામ આપી આપણે સમર્થ ઇતિહાસચિંતકોમાં ખપીએ તો થોડાં વરસો માટે તો આપણે જગતને ભ્રમમાં નાખી શકીએ, પણ ભવિષ્યમાં આપણું નામ ખરા ઇતિહાસવેત્તા તરીકે આવી શકે નહિ. બીજું દૃષ્ટાંત આપું. અકબરે દીને-એ-ઇલાહીનો નવો પંથ ચલાવ્યો, તેથી તેણે ઇસ્લામનું નવું સંસ્કરણ આ દેશમાં કરવાનો પ્રયત્ન કર્યો. તેણે હિંદુઓની સંસ્કૃતિને સમાન્યું, જો કે રાજ્યવહીવટમાં હિંદુઓ તે વખતે પણ ઘણી થોડી સંખ્યામાં મોટે પદે હતા. છતાં તેના અમલની સર્જનમાં

આવેલી હિંદ જનતા તે અગાઉની હિંદ જનતાથી જુદી હતી. એ જનતાને ન ઓળખવામાં ઔરંગઝેબની ભૂલ હતી, જે ભૂલ હજુ પણ મુસ્લિમો અને હિંદુઓ કરે છે. તે ફરક ઇતિહાસકારોએ બતાવવો જોઈએ. તેવી જ રીતે શિવાજીએ અને પછી પેશવાઓએ સર્જેલા અને વિકસાવેલા મહારાષ્ટ્રધર્મ પ્રેરિત સ્વરાજ્યમાં પાછળથી હિંદ સ્વરાજ્યનો ધર્મ આવી ગયો હતો, જે મહાદજી શિંદેએ અને તેના સહકારી ઉત્તર હિંદી મરાઠી મુસદ્દીઓએ ઓળખ્યો, પણ જેને નાના ફડનવીસ જેવા સંકુચિત મહારાષ્ટ્રવાસીઓએ સમજી લીધો નહોતો, અને જેથી મરાઠી સામ્રાજ્ય તૂટી પડયું, જો કે ઘણાં મરાઠી રાજ્યો તો ટકી રહ્યાં. આ નોખી જનતાના સર્જનને હજુ ઘણા મરાઠી મુસદ્દીઓ સમજતા નથી અને તેઓ ગુજરાતમાં અને મધ્ય હિંદમા બૃહદ મહારાષ્ટ્ર જુએ છે; અને જે ભૂલ બ્રિટિશો નથી કરતા તે ભૂલ તેઓ કરે છે, કારણ કે બ્રિટિશ મુત્સદ્દીગીરી બૃહદ ગ્રેટબ્રિટન (Greater Britain)માં એકદમ જુદી છે.

પણ આટલાં દૃષ્ટાંતોને હું ઇતિહાસની સાપેક્ષતાને સમજાવવા માટે પૂરતાં ધારતો નથી. ઇતિહાસના અભ્યાસને જગતના ભલભલા મુસદ્દીઓએ અને ચિંતકોએ એકપક્ષી બનાવી દીધો છે. મોટા ઇતિહાસકારોએ પણ એ ભૂલ કરી નાંખી છે. ગિબને ખ્રિસ્ત પંથને અધૂરો સમજાવ્યો અથવા ખોટો સમજાવ્યો. મૅકોલેએ ઈંગ્લંડના ઇતિહાસને વ્હિગ પક્ષના વિજયનો ઇતિહાસ બનાવ્યો, જેમ બ્રાહ્મણોએ હિંદના પુરાણ-ઇતિહાસને બ્રાહ્મણીય રીતે સમજાવ્યો તેમ. કાર્લાઈલે ઇતિહાસને મહાપુરુષોનાં જીવનચરિતોનો સરવાળો કહી ઇતિહાસને ખૂબ વગોવ્યો. બકલે બધી ઇતિહાસપ્રગતિના આદિ કારણ માટે ભૂગોળ ભૂસ્તર વગેરેને જવાબદાર ગણ્યાં, જ્યારે કાર્લ માર્ક્સે તે જ માટે આર્થિક પરિસ્થિતિને જવાબદાર ગણી; અને હેગલે Time spirit—કાળના અસ્તિકાય (જૈન પારિભાષિક વાપરું છું)ને જવાબદાર ગણ્યો! ફ્રીમેનના *Unity of History* ઇતિહાસના એકત્વવાદમાં ઘણા લોકો continuity of History–ઇતિહાસના એકધારિત્વનો વાદ જુએ છે તે પણ આ સાપેક્ષત્વનો ઇનકાર કરવા જેવું છે. આ મુદ્દો જો આપણે ગુજરાતના ઇતિહાસને લાગુ પાડીએ તો?

ઇતિહાસ ઉપર આટલી ચર્ચા કર્યા બાદ હવે હું ઇતિહાસ-સાહિત્યના જુદાજુદા પ્રકારો વિષે કાંઈક કહીશ. એ બધા પ્રકારોમાં અમુક સામાન્ય સૂત્રો તો આવી જવાં જોઈએ, જે સૂત્રોનો નિર્દેશ હું પછી કરીશ.

ઐતિહાસિક સાહિત્યના ઘણા પ્રકારો હોય છે. ઐતિહાસિક સાહિત્ય ઘણાં મૂળ સ્થાનોમાંથી પરિણમે છે. અને એનાં જુદાંજુદાં લક્ષણો હોય છે, જો કે તે દરેકમાં કેટલાંક સામાન્ય લક્ષણો તો હોવાં જ જોઈએ. ઇતિહાસ રાજ્યવંશોના અન્વયોમાં મળી આવે છે, પણ રાજ્યવંશનો અન્વય મુખ્યત્વે ઇતિહાસ નથી. ઇતિહાસનાં મહાકાવ્યો હોય છે: જેમકે ઇલિયડ, ઑડિસિ, રામાયણ, મહાભારત વગેરે. પણ તેમાંથી ઇતિહાસને મેળવવા માટે ઐતિહાસિક બુદ્ધિ જોઈએ. ઇતિહાસ જીવનચરિતમાં મળી શકે છે, જો કે જીવનચરિતને માત્ર ઇતિહાસના વિષય તરીકે લખવામાં જેટલી ભૂલ છે તેટલી જ ભૂલ ઇતિહાસને જીવનચરિત તરીકે લખવામાં ભૂલ છે. પહેલી ભૂલ મોર્લેએ ગ્લેડસ્ટનનું જીવનચરિત લખવામાં કરી; જ્યારે બીજી ભૂલ કાર્લાઈલે ક્રોમવેલનું જીવનચરિત લખી કરી. ઇતિહાસ નાટકોમાં અને સંવાદોમાં મળે છે,

જો કે તેથી ચારિત્ર વધારે સમજાઈ શકે છે; ઇતિહાસની હકીકતો નહિ. તેથી માર્લબરોએ જ્યારે એમ કહ્યું કે તેણે ઇંગ્લંડનો તમામ ઇતિહાસ શેક્સપિયરનાં ઐતિહાસિક નાટકોથી જાણ્યો હતો, ત્યારે તેણે શેક્સપિયરને અને પોતાને બંનેને ઘણો અન્યાય કર્યો હતો, કારણકે તે પોતે ઇતિહાસનો અભ્યાસી નહોતો, અને શેક્સપિયર ઇતિહાસકાર નહોતો. લેન્ડારના સંવાદોથી આપણને અનેક વ્યક્તિઓ વધારે સારી રીતે સમજાઈ શકશે, પણ તે ઇતિહાસ નથી અને ઐતિહાસિક સાહિત્ય તરીકે તેની ગણના ઘણી નીચી છે. ઇતિહાસ સમકાલીન વાર્તાઓથી સમજાઈ શકે છે; પણ ઐતિહાસિક નવલોમાં ઐતિહાસિક પાત્રોને ખોટું સમર્થન મળે તો તે ઐતિહાસિક મટી જાય છે અને ઇતિહાસને વિકૃત કરી નાંખે છે. હેમચંદ્ર આચાર્યના વ્યક્તિત્વને નવલલેખક અતિશયોક્તિ અર્પી શકે, પણ તેને તે વિકૃત તો ન જ કરી શકે. મીનળદેવી રાણી જો ચારિત્રભ્રષ્ટ ન હોય છતાં તેને ચારિત્રભ્રષ્ટ કરવી તે ઇતિહાસની વિકૃતિ છે. સિપાહીઓના બળવાના વખતમાં ગાંધીજીના વ્યક્તિત્વને અને અહિંસાવાદને મૂકવાં તે તે વખત એટલે ઈ. સ. ૧૮૫૮ના બનાવોને વિકૃત સ્વરૂપમાં મૂક્યા બરાબર હું ગણું છું–જો કે સુલેહ ખાતર શસ્ત્રસંન્યાસ કોઈ પાત્રમાં આરોપવો તે યોગ્ય છે; પણ અહિંસા ખાતર તે વખતે કોઈ આગેવાન વ્યક્તિમાં તે વાદને મૂકવો તે યોગ્ય નથી. ઐતિહાસિક નવલકાર ઇતિહાસનાં પાત્રોમાં પોતાના સમયની બલિહારીઓ મૂકે છે, જે અનિવાર્ય છે, પણ તેથી ઇતિહાસ વિકૃત થવો જોઈએ નહિ. કોઈ વાર નવલકાર પોતાના વિચારને કે અનુભવને ઇતિહાસની નવલકથામાં મૂકે છે. શ્રી. રમણલાલ દેસાઈ 'કૌમુદી'માં આવતી 'ક્ષિતિજ'ની કથામાં નાગ આર્ય અને રોમન સંસ્કૃતિઓના સમન્વયનો આપણને અનુભવ કરાવે છે; અને જો તેઓ મેલય અને હિંદ સંસ્કૃતિઓના સમન્વયને નવા નવલમાં હવે, એટલે તેમના તે તરફના પ્રવાસ પછી, મૂકે તો હું નવાઈ તો ન પામું ! ઇતિહાસ આત્મચરિતમાં જડી શકે છે, પણ આત્મચરિતને ઇતિહાસમાં કોઈએ ફેરવી નાખવું જોઈએ નહિ.

બાબરનું આત્મચરિત આ દૃષ્ટિએ ઉત્તમ છે. ગાંધીજીનું આત્મચરિત જ્યાં સુધી લખાએલું છે ત્યાં સુધી, તેમાં Human touches આવે છે તેટલે અંશે ઉત્તમ છે. ઇતિહાસ રોજનીશીથી મળી આવે છે. આ રોજનીશીમાં જહાંગીરની ડાયરી અથવા રોજનીશી ઉત્તમ ગણાય છે; કારણ કે તેમાં તે પાદશાહે પોતાનું સાધારણ વ્યક્તિત્વ અસાધારણ સ્પષ્ટતાથી બતાવી દીધું છે. ઇતિહાસ સ્મરણોમાં મળી શકે છે જેમાં ગુલબદન બાનુનાં સ્મરણો સુંદર ગણાય છે.

આપણે ત્યાં પ્રબંધો વગેરે મુખ્યત્વે સાહિત્યના પ્રકારોમાં ગણાય છે. આ બધું સાહિત્યની દૃષ્ટિએ ચર્ચવાની ઘણી જરૂર છે, જે હજુ સુધી થયું હોય એમ મેં જાણ્યું નથી. અહીં તે ચર્ચા વીગતવાર થઈ શકે એમ નથી તે લખતાં દિલગીરી થાય છે.

હવે હું ઇતિહાસ–સાહિત્યનાં મુખ્ય લક્ષણો ટૂંકમાં બતાવીશ. ઇતિહાસ માત્ર વર્ણનાત્મક ન હોઈ શકે, જ્યારે મુદ્રણ નહોતું ત્યારે પણ તે નહોતો. હવે તો તે ગદ્યમાં ઉત્તમ સાહિત્ય ગણાય છે. લેખકની દૃષ્ટિ સૂક્ષ્મ હોવી જોઈએ, તે જ સાથે તે વિશાળ હોવી જોઈએ; નાટકમાં સૂક્ષ્મતા ચાલી શકે. ઇતિહાસમાં માત્ર સૂક્ષ્મતા કદિ નભી શકે નહિ. આત્મચરિત, નાટક, સંવાદો, એ બધાં આ લક્ષણથી ખાસ ઇતિહાસગ્રંથથી જુદાં પડી જાય છે. ઇતિહાસના લેખકે તટસ્થતા કેળવવી જોઈએ, મહાભારતકાર દરેક પાત્રને પોતાની

ભાષામાં બોલવા દે છે; તેવી જ રીતે થ્યુસિકાઈડિસ જુદાં જુદાં ગ્રીક નગરોના પ્રતિનિધિઓના તેમના વિચારોને તેમના જ ભાષણોદ્વારા વર્ણવે છે. તટસ્થતાથી ઇતિહાસકાર પોતાની કૃતિને અમર બનાવી શકે છે. આ ગુણ સાપેક્ષ દૃષ્ટિ કેળવ્યા વગર કદિ આવી શકતો નથી. ઇતિહાસ સ્પષ્ટ હોવો જોઈએ. એક વાત બીજીવાર આવવી જોઈએ નહિ. ઇતિહાસમાં સત્ય હોવું જોઈએ, સત્યને અસત્યથી તારવી શકવું એ ઇતિહાસકારનો પ્રથમ ધર્મ છે. ઇતિહાસકારનું જ્ઞાન વિશાળ હોવું જોઇએ. એક નાના ગૂજરાતનો ઇતિહાસ જમાવતાં જ્ઞાનની કેટલી વિશાળતા જોઈએ તે વાચક જ કલ્પી લેવું! આ જ્ઞાન એટલે માહિતી અત્યારે તો ઘણી પથી પડી છે. તેને તારવી તેમાથી અગત્યના મુદ્દાઓ પકડી તેમને સત્ય, સૂક્ષ્મ, સ્પષ્ટ અને ઉદાત્ત સાહિત્યનું સ્વરૂપ આપવું તે નાનુંસૂનું કામ નથી. ઇતિહાસકારમાં કલ્પના જોઈએ, તેને દર્શન થવું જોઇએ, તેનામાં કાર્યકારણની ભાવના પ્રકટ થવી જોઇએ; ઇતિહાસકારે 'કલ્પનાના ઘોડાઓ' દોડાવવાના નથી, તેનું દર્શન ભવિષ્યમાં નહિ પણ ભૂતકાળનાં વૃત્તાંતોમાં પહોંચવું જોઈએ. થ્યુસિકાઈડિસ ગ્રીસનો છેલ્લો આંતરવિગ્રહ વર્ણવે છે, તેમાં તે એ ત્રીસ વરસના વિગ્રહથી પરિણમેલી માનવ તુચ્છતાનું વર્ણન કરે છે. એ જ તેના આખા ઇતિહાસનું ખરું દર્શન છે, કારણકે તે પછી થોડાં વરસોમાં ગ્રીસ દેશને ફિલિપે અને તેના પુત્ર સિકંદરે જીતી લીધો અને તે હારને રોમન લોકોએ સંપૂર્ણ કરી ગ્રીસદેશને હંમેશ માટે પરતંત્ર દશામા મૂકી દીધો. ઇતિહાસકારમાં સમાજના આગેવાનોનાં જુદાં જુદાં વ્યક્તિત્વોનું રાષ્ટ્રીય ગવેષણ કરવાની શક્તિ હોવી જોઇએ. બદાયૂની 'મુંતાખબઉત તવારીખ'-માં અકબરને ગાળો જ આપે છે; કારણ કે અકબરના હિંદુ પલટાથી તે સંમત નહોતો. તેથી મુંતાખબનું ઇતિહાસમૂલ્ય ઓછું થઈ જાય છે, જો કે તેની વર્ણનાત્મક શૈલી અબુલ ફઝલ કરતાં ચડિયાતી હોઈ તે વાંચવામાં બહુ અનુકૂળ પડે છે. વિન્સેન્ટ સ્મિથે અકબરની આ ધર્મભાવનાને સંકુચિત આંગ્લ દૃષ્ટિથી જોઈ તેથી *Akbar the Great Mogul* ને તેણે બહુ નીચી કૃતિ કરી નાખી છે; જ્યારે જદુનાથ સરકારે 'ઔરંગઝેબ'ની કૃતિમાં ઇતિહાસકારના ઘણા ગુણો બતાવ્યા છે. ઇતિહાસ ઉપદેશાત્મક હોવો જોઈએ. હિંદુ અને મુસ્લીમ લેખકો આ સૂત્રને બરોબર પાળી શક્યા છે. મુસ્લીમ લેખકોએ તો ઇતિહાસને પાને પાને અમૂલ્ય બોધ આપ્યા છે, અને કવિઓની કવિતાઓને ટાંકી ઇતિહાસનું વાચન જનતા માટે એકદમ રસિક અને બોધપ્રદ બનાવી દીધું છે. વીસમી સદીમાં ઇતિહાસલેખનનો ઉદ્દેશ જુદો હોવો જોઈએ. તેમાં રાષ્ટ્રોના અને વ્યક્તિઓના વિજયો અને સફળતા આવવી જોઈએ, તો તેની જ સાથે તેમના અવગુણો પણ આવવા જોઈએ. હિંદના બ્રિટિશ યુગના ઇતિહાસની એકચક્રી સત્તા, ધર્મસહિષ્ણુતા, સુલેહશાંતિ, નિષ્ણાતોનું રાજ્યતંત્ર, નવા જમાનાની સમૃદ્ધિઓનો પ્રચાર, એ તેમાં આવે તો તે જ સાથે હિંદીઓની પરાધીનતા, રાજ્યતંત્રમાં તેમનો તુચ્છકાર, તેમની નાલાસી, પ્રજામતની અવગણના, હિંદને પૈસે અને ભોગે બ્રિટિશ સલ્તનત તથા વેપાર બન્નેનો વિકાસ, એ પણ તેમાં આવવું જોઈએ. હિંદના મુસ્લીમ યુગના ઇતિહાસમાં મુસ્લીમ ફત્તેહો આવે તો તેની જ સાથે તેમની અધૂરી સંસ્કારિતા પણ આવવી જોઈએ, કારણ કે એ અધૂરી સંસ્કારિતા હજુ હિંદમાં એકરાષ્ટ્ર સામે ક્ષણે ક્ષણે આડી આવે છે. આપણા આર્યયુગનો ઇતિહાસ આલેખતી વેળા તેમાં શૂદ્રોને મળેલો અન્યાય ચોક્કસ આવવો જોઈએ. તે બધું બોધરૂપે, ઉપદેશરૂપે આવવું જોઈએ. ઇતિહાસલેખકની કળાની સફળતા એ બોધ કેવા રૂપમાં આપવામાં આવે છે તેમાં રહેલી છે.

છેવટે, ઇતિહાસના તમામ પ્રકારના સાહિત્યમાં કાર્યકારણના સંબંધ સુસ્પષ્ટ જળવાવો જોઇએ. કોઈ લેખક અકબર વિષે લખે અને તેમાં કહે કે "હીરવિજયસૂરીને બોલાવો, ફાધર એવિયરને બોલાવો, દસ્તૂર મહેરજી રાણાને બોલાવો, વગેરે" તો તેમાં કાર્યકારણભાવ, અને સમયની આનુપૂર્વી સચવાતાં નથી. તેટલા પૂરતી તે કૃતિ અધૂરી કહેવાય. સમયની આનુપૂર્વી સાચવવી તે મુશ્કેલ કામ છે. લડાઈનાં કારણો ગણાવી જવાં, અથવા તો લડાઈનાં પરિણામો ગણાવી જવાં, તેટલા પૂરતો કાર્યકારણ ભાવ સમજાવવો જોઇએ નહિ. દરેક વૃત્તાંતના કારણો ઊંડાં હોય છે. ઇતિહાસ, અસાધારણ વૃત્તાંત લખે છે. પણ તે લખતાં તેણે તેનાં ઊંડાં કારણો તપાસવાં જોઇએ. જેટલો વૃત્તાંત ઓછો વ્યક્તિગત, જેટલો તે વધારે સમાજગત, તેટલાં તેનાં કારણો, તેનાં મૂળો ઊંડાં. મહારાષ્ટ્રના રાષ્ટ્રધર્મની ભૂમિકા શિવાજીના તોરણાના કોટને સર કર્યાથી શરૂ થતી નથી. રાનડેએ તેનાં ઊંડાં મૂળ કાંઈક અતિશયોક્તિથી પણ ઝીણવટથી તો ચોક્કસ દોર્યાં હતાં. પણ શિવાજીનું બાળકર્તૃત્વ શાહજીને આભારી હતું, અને શાહજી બિજાપુર સંસ્થાનનો માત્ર મોટો દરબારી નહિ પણ પ્રથમ રાષ્ટ્રસ્રષ્ટા હતો. મિરજુમ્લાએ ગોલકોંડાની કુતબશાહી સલ્તનત માટે પૂર્વ કર્ણાટક લીધો તો શાહજીએ બિજાપુરી એટલે આદિલશાહી સલ્તનત માટે પશ્ચિમ કર્ણાટક લીધો અને ત્યાં તેણે પોતાની જાગીરીમાં નાનું પણ આદર્શ હિંદુ સ્વરાજ્ય સ્થાપ્યું હતું જે 'શિવભારત' વગેરે સાહિત્યથી આપણને જણાઈ આવે છે. ખુદ શાહજીનું હિંદુ રાજ્યની પરિભાષાનું કર્તૃત્વ તે જ પ્રદેશોની વિજયનગરની જાહોજલાલીને આભારી હતું. એ પ્રમાણે જો આપણે શિવાજી મહારાજના કર્તૃત્વનો નકશો દોરીએ તો આપણને મહારાષ્ટ્રધર્મ અને હિન્દવી સ્વરાજ્ય બરાબર સમજાઈ જાય. આ ખરું કાર્યકારણસંબંધદર્શક બીઆન છે.

ટૂંકામાં, ઇતિહાસ માનવકુળનાં વિવિધ જીવનના જુદા જુદા ચમત્કારોનો સંપૂર્ણ વૃત્તાંત છે. તે વૃત્તાંત રજુ કરવામાં લેખક પાસે વિશાળ સામગ્રી જોઇએ, લેખકની બુદ્ધિ સૂક્ષ્મ જોઇએ. તેની દૃષ્ટિ વિશાળ જોઇએ. તેને તે જીવનનાં તમામ મર્મસ્થાનોનો પરિચય હોવો જોઇએ. જેમ જેમ તે વૃત્તાંતોને એક પછી એક જોતો જાય તેમ તેમ તેના ચમત્કારોનો તે પોતે જ સુંદર અનુભવ લેતો હોય એમ તેને થવું જોઇએ. આદ્યકવિએ જ્યારે કામમોહિત ક્રૌંચયુગ્મને નિષાદનાં તીવ્ર તીરથી વિંધાતું જોયું ત્યારે જેમ આપમેળે તીવ્ર વેદનાના અનુભવે શ્લોક છૂટી પડ્યા તેમ ઇતિહાસકાર પણ વૃત્તાંતે વૃત્તાંતે સમાજના જીવનને વિંધાએલું જુએ છે. અને આપમેળે જ તે અનુભવને પોતે આત્મકળારૂપી અમૃત વાણીમાં સમાજ સમક્ષ મૂકે છે. સમાજ તે વાણીદેવતાને ઝીલે છે અને જીવનની નવી ચીનગારી તેમાંથી વરૂટે છે. ઇતિહાસવાચનથી સમાજનું જીવન જેટલું ઉત્કૃષ્ટ થાય તેટલું તે લેખન સફળ કહેવાય. ઇતિહાસલેખક દ્રષ્ટા છે અને દ્રષ્ટાનો ધર્મ સંસર્ગમાં આવનાર અધિકારીને પણ દ્રષ્ટા બનાવવાનો હોય છે; ઇતિહાસલેખક પ્રોમેથિયસ ચીનગારીઓનો અનુભવ કરે છે અને તે અનુભવ બીજાને કરાવે છે.*

---

* ગયા જુલાઈ મારામાં વડોદરા સાહિત્ય સભાના સ્વાધ્યાય મંડળમાં લેખકે કરેલા વિવેચનનું, વધારે વિસ્તારપૂર્વક, જો કે તો પણ અધૂરું, સમર્થન.

# રાજકીય નોંધો

'નિરીક્ષક'

## આંતરરાષ્ટ્રીય આંધિ

જગતરાજકારણમાં ગજબનાક આંધી ચઢી રહી છે. બ્રિટિશ સામ્રાજ્ય પણ એમાં સંડોવાયું છે. બ્રિટિશ પરદેશ કચેરીના સૂત્રધારો રાતદિવસ એક કરી રહ્યા છે. બ્રિટનનાં શાહીહિતો વિપરીત સંક્રાન્તિકાળમાંથી પસાર થઈ રહ્યાં છે. આજે બ્રિટનને એ જ ચિંતા છે કે જેના ઉપર પોતે માતબર થઈ શક્યુ છે એ સામ્રાજ્યમાંથી મળતી આર્થિક લ્હાણી શી રીતે ટકાવી રાખવી. ઑસ્ટ્રેલિયા, કૅનેડા, દક્ષિણ આફ્રિકા વગેરે સંસ્થાનો સામ્રાજ્યના સ્વતંત્ર ભાગીદારો હોવાથી બ્રિટનનો કાબૂ એમના ઉપર રહ્યો નથી. પણ સામ્રાજ્યની-બ્રિટનની-ખરી થાપણ તો હિંદ છે. હિંદને રાજકીય કે આર્થિક સ્વતંત્ર દરજ્જો નથી, હિંદમાં આશરે દસ અબજની બ્રિટિશ મૂડી રોકાયેલ છે; ઉપરાંત બ્રિટિશ માલનું એ સલામત બજાર છે. આયાતી માલ ઉપરાંત ૭૦ થી ૮૦ કરોડનુ ડિવિડંડ દર વરસે હિંદ બ્રિટનને ભરે છે! હિંદ અને સામ્રાજ્યના બીજા ભાગોમાંથી મળતી આવક બ્રિટનને માતબર રાખે છે. બ્રિટિશ બોર્ડ ઑવ્ ટ્રેડ જર્નલ (૨૮-૨-૧૯૩૫) ના આંકડા પ્રમાણે પરદેશના મૂડી રોકાણમાંથી બ્રિટનને મંદીના વરસ ૧૯૩૪ માં પણ ૧૮૫ દશલાખ પૌંડની આવક થઈ હતી વહાણવટુ, વીમો, કમિશન વગેરેમાંથી ૧૧૦ દશલાખ પૌંડની આવક થઈ હતી. આ પ્રમાણે વ્યાજ, વીમો, કમિશન, વહાણવટુ વગેરેમાંથી બ્રિટનને દર વરસે નહિ તો યે ૨૦૦ દશલાખ પૌંડ (૨૫૦ કરોડ રૂપિયા) ની આવક થાય છે. ૧૯૩૪મા બ્રિટિશ પ્રજાની કુલ આવક ૩૪૦૦ દશલાખ પૌંડની ગણાઈ હતી. આથી બ્રિટિશ પ્રજા વ્યાજ વહાણવટા વગેરેમાંથી રાષ્ટ્રીય આવકના ૬% મેળવે છે એમ કહી શકાય. દર વરસે વહાણવટાના વેપારમાંથી એક અબજ રૂપિયા બ્રિટન પેદા કરે છે! તો પછી હિંદી વહાણવટાને પગભર કરવાની નીતિ બ્રિટિશ સત્તાધીશો કેમ સ્વીકારે? હિંદના દરિયાઈ વેપારમાંથી બ્રિટિશ વહાણવટાને સેંજે ૧૫ થી ૨૦ કરોડની આવક થાય છે.

## અન્યાયી વ્યવસ્થા

પરંતુ અન્યાય ઉપર નભતી વ્યવસ્થા ચિરકાળ ટકાવી શકાતી નથી. બ્રિટિશ સત્તા હેઠળ રોંદાતી પ્રજા પણ જાગૃત થઈને બંડવૃત્તિ દાખવતી થઈ ગઈ છે. હવે ફક્ત સવાલ સમયનો છે કે કેટલા વખતમાં શાહીધૂંસરીને એ પ્રજાઓ ફગાવી દેશે.

બ્રિટિશ રૂઢિચૂસ્તો આ વસ્તુ સમજતા લાગતા નથી. ઇતિહાસનું એમનુ વાચન અવળું લાગે છે. ચર્ચીલ અને લૉર્ડ લૉઈડ જેવાઓ હજુ એમ જ માન્યા કરે છે કે બ્રિટિશ સત્તા નીચે હિંદ રહે એ કુદરતના અફર કાનૂન જેવુ છે. એને ફેરવવાની વાત કરનાર કૉંગ્રેસને સત્તાના મુકામથી ટાળી દેવી જોઈએ. પરંતુ આવા આગ્રહો જ બ્રિટનનો અને સામ્રાજ્યનો નાશ નોતરી રહ્યા છે. આ જ જાતની ચેતવણી રૂઢિચૂસ્તોને થોડા દિવસ ઉપર સર લૉરી હમંડે

'હિંદ સાથે બ્રિટનનો સંબંધ' એ વિષય ઉપર બોલતાં આપી હતી. સર લોરી હમંડે જણાવ્યું હતું કે હિંદનાં વર્તમાન અસંતોષ માટે બ્રિટિશ રૂઢિચુસ્તો (Die hards) જવાબદાર છે. અને આ સ્થિતિ સામ્રાજ્યના હિતમાં ભારે જોખમરૂપ છે. રૂઢિચુસ્તો હજી પણ ચેતશે ? એમનામાંના થોડા ચેત્યા લાગે છે. પણ ભાગલા પાડીને રાજ કરવાની ભેદનીતિની લાંબી ટેવ હવે એમનો સ્વભાવ થઈ ગયો હોવાથી, તાત્કાલિક બ્રિટિશ હિતોને નુકસાનકારક ભલે હોય પણ લાંબે ગાળે લાભપ્રદ નીવડે એવી નીતિ એઓ અનુસરવા તૈયાર નથી.

## બ્રિટને શું કરવું જોઈએ ?

બ્રિટિશ સામ્રાજ્યની તવારીખ જોતાં બ્રિટિશનીતિ સ્વાર્થ સાધવામાં ભારે કુશળ અને દૂરદર્શી પુરવાર થઈ છે એમ સ્પષ્ટપણે લાગે છે. પરંતુ આજની જગતપરિસ્થિતિ સાવ બદલાઇ ગઇ છે. નવી પરિસ્થિતિને અને પોતાના લાભને અનુકૂળ નીતિ ઘડવામાં બ્રિટિશ સત્તાધીશો નાલાયક પુરવાર થતા જાય છે. હાલની બ્રિટિશ નીતિની ટીકા કરતાં લૉઈડ જ્યોર્જે તાજેતરમાં જ માંચેસ્ટરની એક સભા સમક્ષ કહ્યું હતું કે બ્રિટિશ પરદેશનીતિનો એક પગ ભાંગી ગયો હોય એમ એ એક પગે ખોડંગાતી ખોડંગાતી ચાલે છે. જ્યારે આજે જરૂર છે બંને પગે દોટ મૂકવાની.

બ્રિટનનાં હિતોને જોખમમાં મૂકે એવાં બાહ્યબળો ઘણી ઝડપે તૈયાર થઇ રહ્યાં છે. આ સ્થિતિમાં સામ્રાજ્યની અંદરનાં બળોનો આંતરિક વિરોધ સમાવી દીધા વિના આંતર-સામ્રાજ્ય ઐક્ય–Inter Imperial Unity સ્થાપન કરવું અશક્ય છે. આજે ઉપરઉપરથી દેખાતું સામ્રાજ્યઐક્ય સ્વાભાવિક ઐક્ય નથી, હિતોની સમાંતરતામાંથી પેદા થતું ભેરુબંધીનું ઐક્ય નથી. પરંતુ એક પક્ષે સત્તા ને લશ્કરીબળ અને બીજે પક્ષે સામનો કરવાની પૂરતી શક્તિનો અભાવજનિત નિર્બળતામાંથી નીપજતું બળજબરીનું ઐક્ય છે. બાહ્ય અથડામણની વિષમતા વખતે એ ઐક્ય સામ્રાજ્યની ઇમારતની અંદરથી જ સુરંગ ફોડશે. બ્રિટને સ્વહિતની સલામતી ખાતર પણ એ સુરંગ આજે ખસેડવી જોઇએ.

એ કેમ બને ? એ માટે પ્રથમ તો હિંદને અનુકૂળ અને હિંદી રાષ્ટ્રવાદી રાજપુરુષો નક્કી કરે ને હિંદી પ્રજામત બહાલ રાખે એવા રાજ્યબંધારણની વ્યવસ્થા બ્રિટને કરવી જોઇએ. બ્રિટને જાણવું જોઇએ કે સામ્રાજ્યરક્ષણની આગામી લડાઈમાં સામ્રાજ્યના સહભાગીઓ જ લડશે, ગુલામો નહિ. ઊલટું, સામે પક્ષે ભળી જવાની જ ગુલામો તો અનેક તકો શોધ્યા કરશે. આ તર્ક સત્તાધીશોને ગળે નહિ ઊતરે, કારણ કે સામ્રાજ્યવાદીઓના તર્કની ભૂમિકા જુદી હોય છે.

## પૅલેસ્ટાઈનની અસર

આગલી નોંધમાં મેં પૅલેસ્ટાઈન વિશે ઉલ્લેખ કર્યો હતો. પૅલેસ્ટાઈનના આરબોનો બળવો બ્રિટિશ સામ્રાજ્યના અસ્તિત્વને નાબૂદ કરવામાં કેવડો મોટો ભાગ ભજવશે એ તો સમય નક્કી કરશે. પૅલેસ્ટાઈનના નક્કી થયેલા ભાગલાના પડઘા બહુ દૂરગામી થતા જાય છે. નજીકના પૂર્વમાં આવેલાં બધાં અરેબિક રાષ્ટ્રોમાં મુસોલિની અજબ કુશળતાથી પોતાનું પ્રભાવક્ષેત્ર જમાવતો જાય છે. અને હમણાં બે દિવસ ઉપર જ એક અખબારમાં મેં જોયું

છે કે હિંદની સરહદ ઉપર આવેલ સ્વતંત્ર મુસ્લીમ રાજ્ય અફઘાનિસ્તાનમાં જાપાન, જર્મની અને ઈટલીના ફાસિસ્ટ એજંટો ક્યારના પહોંચી ગયા છે અને અફઘાનોમાં બ્રિટનવિરોધી પ્રચારકાર્ય કરી રહ્યા છે ! હિંદી સરકારના પોલિટિકલ ડીપાર્ટમેંટ અને બ્રિટિશ પરદેશ કચેરીમાં આની માહિતી ક્યારની પહોંચી ગઈ છે

ટર્કીનો બ્રિટિશવિરોધ એ જાહેર વસ્તુ છે અને એ, નજીકના પૂર્વમાં અતિવેગથી બળવાન થતુ રાષ્ટ્ર છે. આ ઉપરાંત ઈજિપ્ત, પેલેસ્ટાઈન, ટ્રાન્સ-જોર્ડાનીઆ, અરેબિયા, ઈરાન, અફઘાનિસ્તાન, ઈરાક વગેરે આરબ રાષ્ટ્રો પેલેસ્ટાઈનની બ્રિટિશનીતિને કારણે અને ફાસિસ્ટ પ્રચારકાર્યથી બ્રિટિશ વગથી છૂટતા જાય છે બ્રિટિશ પ્રભાવક્ષેત્રથી એ રાષ્ટ્રો છૂટા પડે તો જ ભૂમધ્ય સામ્રાજ્ય સ્થાપનાના મુસોલિનીના કોડ પૂરા થાય એમ છે હિંદમા પણ મુસ્લીમ પ્રજા પેલેસ્ટાઈનને કારણે બ્રિટનવિરોધી થતી જાય છે

ગાઝી મુસ્તફા કમાલ પાશાના શબ્દોમા કહીએ તો, ના આગાખાન બ્રિટિશ સરકારના હિંદમાના એજંટ છે એમનો ઉપયોગ બ્રિટન કરવા માગે છે ઇસ્લામના એક સંપ્રદાયના ના આગા માન ધર્મગુરુ હોવાથી અને એમની સમસ્ત કારકીર્દિ બ્રિટિશ ભેદનીતિના નિષ્ણાત ભેરૂ બનવામા ગઈ હોવાથી, એમની લાગવગ ભારે છે હિંદી મુસ્લીમો અને અરેબિક રાષ્ટ્રોમા અમુક વર્ગો ઉપર એમની ભારે અસર છે બ્રિટિશ નીતિના એ કાયમી હા-ભણુ હોવાથી પેલેસ્ટાઈનની બ્રિટિશનીતિને એમણે સંમતિની મહોર લગાવી દીધી બ્રિટિશ રાજપુરુષોને રાષ્ટ્રસંઘના બંધારણ મુજબ પેલેસ્ટાઈનની નવી વ્યવસ્થા વિશે રાષ્ટ્રસંઘની મંજૂરી જોઈતી હતી લીગ ઍસેમ્બ્લીના પ્રમુખ ના આગાખાનને બનાવવામા આવે તો એમની ભારે કુશળતા ને લાગવગનો ઉપયોગ એઓ આરબ અને હિંદી મુસ્લીમોના વિરોધને ઠંડા પાડવામા કરી શકે ફ્રાન્સ અને બ્રિટન રાષ્ટ્રસંઘના સૂત્રધારો હોવાથી અને નાત્સી જર્મનીની બીકને લીધે હાલમા ફ્રાન્સને બ્રિટિશ સાથની ભારે ગરજ હોવાથી, ના આગાખાનને લીગની એસેમ્બ્લીના પ્રમુખ બનાવવાની બ્રિટિશ દરખાસ્તને એણે ટેકો આપ્યો અને આગાખાન પ્રમુખ બન્યા હવે એઓ પોતાની લાગવગ એ તરફ વાપરી રહ્યા છે હિટલર અને મુસોલિનીને મળીને એઓ એમના બ્રિટનવિરોધી આરબોમા થતા પ્રચારકાર્યને અટકાવવા માગે છે આના બદલામા કદાચ એઓ હિટલરને જોઈતો વેસ્ટર્ન પેક્ટ અને મુસોલિનીને જોઈતી ઍબિસીનિયાની જીતની મંજૂરી બ્રિટિશ સરકાર પાસે મેળવી આપે તો નવાઈ નહિ

આ ઉપરાંત આ વર્ષની શરૂઆતમા એઓ પૂર્વ આફ્રિકાના આરબ પ્રદેશોની મુલાકાત પણ લઇ આવ્યા હતા અને ત્યાં પોતાની લાગવગનો બ્રિટિશનીતિના ટેકામા પરોક્ષ ઉપયોગ પણ એમણે કર્યો હોવાનુ મને લાગે છે.

## બ્રિટિશવિરોધી મુસ્લિમ લાગણી

અહીં હિંદમા પેલેસ્ટાઈનને લીધે મુસ્લિમોની લાગણી બ્રિટિશનીતિ સામે ઠીક ઠીક ઉશ્કેરાઈ ગઇ છે. અને મૌ શૌકતઅલી જેવા તો બ્રિટિશ સરકાર પાસે મુસ્લિમોનુ ડેપ્યુટેશન લઇ જવાની વાતો કરે છે પરંતુ કોમવાદી મુસ્લિમનાયકોનુ વલણ એ સંબધે ભારે વિચિત્ર લાગે છે બ્રિટિશ સરકાર સામે એઓ પેલેસ્ટાઈનની બાબતમા ભારે ધમપછાડા

કરતા જણાય છે. પરંતુ એ નીતિને સંમતિની મ્હોર દઈ એની સફળતા માટે મહેનત કરી રહેલ ના. આગાખાન સામે કોઈ પણ મુસ્લિમ કોમવાદી નાયક એક પણ શબ્દ ઉચ્ચારતા નથી. કોંગ્રેસ મુસ્લિમહિતવિરોધી હિંદુ સંસ્થા છે, મુસ્લિમ સંસ્કૃતિ, ઉર્દૂ લિપિ ને ભાષા, વગેરે બધું એ નાબૂદ કરવા માગે છે ને હિંદુ સંસ્કારિતા ફેલાવે છે વગેરે વાતો શ્રી. જીન્ના હજારો વખત એકના એક શબ્દોમા કહ્યા કરે છે. પરંતુ એમને કે એમના કોઈ ટેકેદારને, પેલેસ્ટાઈનને ચીરફાડ કરી ત્યાંની ઈસ્લામી અસ્મિતાનું ખૂન કરતી બ્રિટિશનીતિને સાથ આપનાર ના. આગાખાન સામે કંઈ જ કહેવાનું નથી! કે ના. આગાખાનનો સાથ એમને વિરોધના જેવો દેખાય છે! મુસ્લિમ કોમવાદીઓની આ કૂટનીતિ મુસ્લિમ જનતા ક્યારે સમજશે?

* *

## સ્વાવલંબી પ્રાથમિક કેળવણી

નવા બંધારણ હેઠળ સાત પ્રાંતોમાં મહાસભાએ અધિકારગ્રહણ કર્યા પછી બંધારણની મર્યાદાઓમાં રહીને પણ મહાસભાના પ્રધાનો શું શું કરી શકે એ સંબંધે મહાત્માજી વારંવાર લખી રહ્યા છે. એમના લખાણનો મુખ્ય ઝોક રાજકીય નહિ પણ રચનાત્મક છે. મહાસભાનો રચનાકાર્યનો કાર્યક્રમ કેવી રીતે ને કેટલે અંશે મહાસભા સત્તા હેઠળના પ્રાંતોમાં સફળ કરી શકાય એની યોજના એઓ બતાવે છે. પ્રજાવ્યાપી નિરક્ષરતાની નાબૂદી શી રીતે સિદ્ધ થઇ શકે એના વિધવિધ ઉપાયો એઓ ખોળી રહ્યા છે. પ્રજાવ્યાપી ગરીબાઈ અને પ્રાંતિક આવકની મર્યાદા એઓ જાણે છે. દારૂનિષેધના કાર્યક્રમથી એ આવકમાં પણ બાધ પડવાની. કારણકે પ્રાંતોમાં ખર્ચનો મહત્ત્વનો ભાગ કેફી પીણાની આવકમાંથી પુરાય છે. નીચેના આંકડા ઉપરથી એ માલૂમ પડશે.

૧૯૩૩-૩૪ માં બ્રિટિશ હિંદના પાંચ મુખ્ય પ્રાંતોની એકસાઈઝ આવક

| પ્રાંત | વસ્તી | આબકારી આવક |
|---|---|---|
| મદ્રાસ | ૪૬૭૪૦૧૦૭ | ૪૨૮૮૨૮૬૧ |
| મુંબઈ | ૨૧૯૩૦૬૦૨ | ૩૬૪૩૭૩૩૯ |
| બંગાળ | ૫૦૧૧૪૦૦૨ | ૧૩૪૦૬૦૨૨ |
| યુક્તપ્રાંત | ૪૮૪૦૮૭૬૩ | ૧૩૦૯૨૪૨૬ |
| પંજાબ | ૨૩૫૮૦૮૫૨ | ૯૪૩૫૮૩૦ |

આબકારી આવકમાંથી પ્રાંતો પોતાની કેળવણીનો ખર્ચ કાઢતા હોય એવી સ્થિતિ છે. કારણ કે દરેક પ્રાંતમાં કેળવણી પાછળ થતું ખર્ચ આબકારી આવકથી ઓછું હોય છે. દા. ત., મદ્રાસ, મુંબઈ, યુક્તપ્રાંત, પંજાબ અને બંગાળમાં ૧૯૩૪-૩૫ ના વર્ષ દરમ્યાન કેળવણી પાછળ અનુક્રમે રૂપિયા ૨૫૫૩૭૯૮૦, ૧૭૬૪૩૫૪૭, ૨૦૧:૬૧૩૦, ૧૪૯૯૨૮૮૫ અને ૧૩૬૧૯૪૪૫ ખર્ચ કરવામાં આવ્યું હતું. આમ હોવાથી હિંદી સરકારની મદદ ગણી લઈએ તોપણ હિંદમાં ભાગ્યે માથાદીઠ વરસે આઠથી બાર આના કેળવણી પાછળ ખર્ચ કરવામાં આવે છે! જ્યારે બીજી બાજુ ઈંગ્લેંડ, અમેરિકા અને રશિયા અનુક્રમે ૯૨, ૯૫ અને ૯૮ રૂપિયા માથા દીઠ કેળવણી પાછળ ખર્ચ કરે છે.

મહાસભાને તો સાર્વત્રિક મતાધિકારની સાથે કેળવણી પણ સાર્વત્રિક કરવી છે. નવા બંધારણમાં કેળવણીને સાર્વત્રિક કરવાના રસ્તામાં કંઈ પણ પ્રતિબંધ નથી એ વાત સાચી

છે, પણ હિંદ જેવા દેશમાં જ્યાં ૯૩ ટકા નિરક્ષરતા છે અને જ્યાં ત્રણથી ચાર કરોડ બાળકો શાળામાં જઇ શકે એવાં છે ત્યાં સાર્વત્રિક કેળવણી સિદ્ધ કરવા માગતા પ્રધાનો માટે નાણાંની જોગવાઈ નથી કરવામાં આવી. નાણાંની જોગવાઈ ન હોય છતાં પ્રાથમિક શિક્ષણ સાર્વત્રિક અને ફરજિયાત શી રીતે થઈ શકે એની વિચારણા કરતાં મહાત્માજીને 'સ્વાવલંબી પ્રાથમિક શિક્ષણ'નો વિચાર સૂઝ્યો છે. એ મુદ્દા ઉપર કેટલાયે લેખો 'હરિજન'માં એમણે લખ્યા છે અને વર્ધામાં મળેલી શિક્ષણ પરિષદમાં પણ એ જ મુદ્દા ઉપર વિચારણા થઈ હતી.

### પ્રાથમિક શિક્ષણ સ્વાવલંબી શી રીતે થઈ શકે?

પ્રાથમિક શિક્ષણને હાથઉદ્યોગો મારફત સ્વાવલંબી બનાવવાની મહાત્માજીની 'મૌલિક' અને 'ક્રાંતિકારી યોજના'ને આપણે ત્રણ બાજુથી નિહાળવી જોઈએ. પ્રાથમિક કેળવણી ખર્ચની દૃષ્ટિએ સ્વાવલંબી બનાવવી એટલે એની આર્થિક બાજુનો વિચાર કરવો રહ્યો, બીજો વિચાર કેટલે અંશે એ શક્ય કે વ્યવહારૂ છે તે, અને ત્રીજો વિચાર, બાળકોને ઉદ્યોગ મારફત અપાતી કેળવણીમાં બાળકોના જીવનઘડતર માટે આર્થિક રીતે શાળાનો ખર્ચ કાઢે એ ધોરણે એમની પાસે કરાવવામાં આવતા ઉદ્યોગો શું ફાળો આપી શકે. અથવા નફો થાય એવી રીતે શાળામાં બાળકો પાસે ઉદ્યોગો કરાવવા ઇષ્ટ છે કે નહિ? આ નોંધમાં હું આર્થિક દૃષ્ટિએ જ મહાત્માજીની સ્વાવલંબી કેળવણીની સમીક્ષા કરીશ.

બાળકોને ઉપયોગી નાગરિકો બનાવવા માટે એમની બૌદ્ધિક કેળવણીમાં ઉદ્યોગોને તો અવશ્ય સ્થાન હોવું જોઈએ એમાં શંકા નથી. પરંતુ કેળવણી પરિષદ સમક્ષ સ્વાવલંબી કેળવણીની યોજનાના સમર્થનમાં શ્રી. વિનોબા ભાવેએ જાહેર કર્યું હતું કે "મારી ખાતરી છે કે માણસે શરીરશ્રમ છોડી દીધો તેમાંથી જ જગતનાં અનિષ્ટો પેદા થયેલાં છે અને આ ક્રાંતિકારક યોજના (કેળવણીને હાથઉદ્યોગો મારફત સ્વાવલંબી બનાવવાની) એ અનિષ્ટોને એક ઘાએ નિર્મૂળ કરશે" એ વાક્યની મને પ્રતીતિ થતી નથી.

### વર્ધા પરિષદ

વર્ધા કેળવણી પરિષદની કાર્યવાહીનો જે રિપોર્ટ મારા જોવામાં આવ્યો એના ઉપરથી મને લાગ્યું છે કે મહાત્માજીની યોજનાની આર્થિક શક્યતા ને વ્યવહારતાની દૃષ્ટિએ પ્રો. કે. ટી. શાહ (અને કદાચ ના. ડૉ. સુબારાયન) સિવાય કોઈએ વિચારો પ્રકટ નહોતા કર્યા. પ્રો. શાહ સિવાય પરિષદે નીચેનો ઠરાવ સર્વાનુમતે પસાર કર્યો છે.

"આ પરિષદ આશા રાખે છે કે આ શિક્ષણપદ્ધતિમાંથી ધીરે ધીરે શિક્ષકોના પગાર નીકળી રહેશે."

એટલે કે અમુક વરસોના ગાળામાં પ્રાથમિક શિક્ષણ સ્વાવલંબી થઈ શકશે. મહાત્માજીને મતે સાત વર્ષમાં પ્રાથમિક શિક્ષણ ઉદ્યોગો મારફત સ્વાવલંબી થઈ શકશે. શ્રી. મહાદેવભાઈ દેસાઇ તો એટલે સુધી માને છે કે 'જ્યારે આપણી પાસે સાત વર્ષનો અભ્યાસક્રમ અને ગાંધીજીની ઢબે ફરજ્યાત ચાર કલાકની અંગમહેનત હોય તો શિક્ષણ સહેલાઈથી સ્વાવલંબી બની શકે—પ્રાથમિક જ નહિ પણ મૅટ્રિક્યુલેશન સુધીનું સંપૂર્ણ આમ શિક્ષણ.' ('હરિજન' તા. ૧૧-૯-૩૭ માં નોંધ. પ્રાથમિક શિક્ષણનો ખર્ચ.)

હાથઉદ્યોગો મારફત શાળાના ખર્ચ જેટલું વિદ્યાર્થી જરૂર મેળવી શકે એમ મહાત્માજી પણ કહે છે. તા. ૧૧-૯-૩૭ ના 'હરિજન'ના અંકમાં 'સ્વાવલંબી શિક્ષણ' વિશે

લખતાં એઓ કહે છેઃ " એમ ધારીએ કે દરેક છોકરો અને છોકરી યંત્રવત્ નહિ પણ બુદ્ધિશાળી ઘટક તરીકે કુશળ દોરવણી હેઠળ સામુદાયિક મહેનતમાં રસ લઈ કામ કરે તો એમાંથી એક વર્ષના અભ્યાસક્રમ પછી જણદીઠ કલાકે એક આનાની તો કમાણી થવી જોઈએ. આમ રોજના ચાર કલાકના કામ પ્રમાણે માસના ૨૬ દિવસમાં ઉદ્યોગમાંથી દરેક બાળક ૭ રૂપિયા આઠ આના કમાઈ શકે. સવાલ એ છે કે લક્ષાવધિ બાળકોને આમ નફાકારક રીતે કામ આપી શકાય કે નહિ." મહાત્માજી માને છે કે લક્ષાવધિ બાળકોને આમ નફાકારક રીતે કામ આપી શકાય. કારણ કે આગળ એ જ અંકમાં એઓ કહે છે, કે "એક વર્ષના અભ્યાસક્રમ પછી પણ આપણે આ બાળકોના મહેનતાણામાંથી કલાકે એક આના પ્રમાણેની બજારમાં ખપી શકે એવી નીપજ ન મેળવી શકીએ તો આપણે બુદ્ધિનું દેવાળું કાઢ્યા બરાબર ગણાવું જોઈએ." અને બુદ્ધિનું દેવાળું કાઢવા દે એવા મહાત્માજી ક્યાં છે?

## આર્થિક મુશ્કેલી

ઉપલી દરખાસ્તોની મારી નજરે ચઢતી આર્થિક મુશ્કેલી હું રજૂ કરીશ. આપણે સ્વીકારી લઈએ કે લક્ષાવધિ બાળકો પાસે મહિને ઉદ્યોગોમાંથી જણ દીઠ સાડા ૭ રૂપિયા મળી શકે. પરંતુ લક્ષાવધિ બાળકોએ પેદા કરેલ ચીજો તો કરોડોની થશે એ લેશે કોણ? મહાત્માજીએ એનો જવાબ મી. ડી. સીલ્વા ( મધ્ય પ્રાન્તના કેળવણીખાતાવાળા ) ને આ શબ્દોમાં આપ્યો હતો, કે 'રાજ્ય એ વસ્તુઓ લઈ લેશે અને એને માટે બજાર શોધી આપશે' ('હરિજન' : તા. ૧૧–૧૦–૩૭.)

પોતાનાં બાળકોને હાથે તૈયાર થતો માલ રાજ્ય લઈ લે એ એની ફરજ છે. અને મહાસભાવાદી પ્રધાનો એ જરૂર કરશે. તો આપણે સાર્વત્રિક પ્રાથમિક શિક્ષણની સ્વાવલંબી શાળાઓમાં બાળકોની શક્ય સંખ્યા, એમની પાછળ થતો શિક્ષણખર્ચ, એમના ઉદ્યોગોની પેદાશની કિંમત વગેરે તપાસી જોઈએ.

કોંગ્રેસ પ્રધાનમંડળોવાળા ૭ પ્રાંતો આપણે લઈએ. કારણકે મહાત્માજીની યોજનાનો અમલ એ પ્રાંતો જ પહેલાં કરશે. કોંગ્રેસપ્રાંતોની વસ્તી ૧૬ કરોડની ગણાય. હવે મધ્ય પ્રાંતના કેળવણી ખાતાના પ્રધાન શ્રી રવિશંકર શુક્લના જણાવ્યા મુજબ મધ્ય પ્રાંતમાં પ્રાથમિક શાળામાં જઈ શકે એવાં બાળકોની સંખ્યા પ્રાંતની વસ્તીના ૧૨.૬% છે. બીજા પ્રાંતોમા પણ એટલા જ ટકા ગણીએ તો ૧૬ કરોડની વસ્તીવાળા કોંગ્રેસ સત્તાવાળા પ્રાંતોમાં શાળામાં જઈ શકે એવાં બાળકોની સંખ્યા બે કરોડની થાય. બે કરોડ બાળકો હાથઉદ્યોગો મારફત કમાણી કરે તો મહાત્માજીના જ આંકડા ( જણદીઠ સાડા ૭ રૂપિયા માસિક ) પ્રમાણે એમની કમાણી માસિક ૧૩ કરોડ રૂપિયાની થઈ શકે! એટલે વાર્ષિક ૧૫૬ કરોડ રૂપિયાની કમાણી બે કરોડ બાળકો કરે!

'હરિજન' તા. ૧૧–૯–૩૭ માં મહાત્માજીએ લખેલ લેખ 'સ્વાવલંબી શિક્ષણ'માં 'each child will have earned Rs. 6-8-0 per month' નો અર્થ શું કરવો એ સ્પષ્ટ થતું નથી. 'મહિને સાડા ૭ રૂપિયાની કમાણી' એટલે ચોખ્ખી કમાણી કે બાળકે તૈયાર કરેલ વસ્તુની કિંમત? હવે આપણે એમ માનીએ કે બાળકે તૈયાર કરેલ વસ્તુની કિંમત સાડા ૭ રૂપિયા હોય તો સાડા ૭ રૂપિયાની વેચાણ કિંમતની વસ્તુમાંથી

ચોખ્ખો નફો કેટલો થઈ શકે તે શોધી કાઢવું જોઈએ. દર રૂપિયે ચાર આના નફો ગણીએ. સાડા ૭ રૂપિયાની કિંમતનો માલ બાળક પેદા કરે તો એમાંથી રૂ. ૧-૧૦-૦ ચોખ્ખી આવક થાય. આ રીતે ૧૫૬ કરોડ રૂ.ના માલમાંથી વરસે ૩૯ કરોડ રૂપિયા ચોખ્ખી આવક થાય. 'મહિને સાડા છની કમાણી'નો અર્થ ચોખ્ખી કમાણી એમ કરીએ તો રૂપિયાની વસ્તુમાંથી ચાર આના આવક થતી હોય તો બાળકને મહિને ૨૬ રૂપિયાનો માલ પેદા કરવો પડે, જે વસ્તુ અશક્યવત્ ભાસે છે. શક્ય હોય તોપણ રાજ્ય બાળકદીઠ માસિક ૨૬ રૂપિયાના માલની નીપજ પ્રમાણે બે કરોડ બાળકોની માસિક બાવન કરોડની પેદાશ નહિ લઈ શકે; નહિ ખપાવી શકે.

## બાળકો ને કારીગરવર્ગના માલ વચ્ચે હરીફાઈ

'મહિને સાડા છ'ની કમાણીનો અર્થ માલની કિંમતના અર્થમાં જ લઈએ તો ઉપલી ગણતરી પ્રમાણે બે કરોડ બાળકો વરસે ૬૫ કરોડની ચોખ્ખી કમાણી કરે. જો આપણે વસ્તુની કિંમતના ચોથા ભાગને ચોખ્ખો નફો ગણીએ, તો આ રીતે ૩૯ કરોડની આવક માટે બાળકો વરસે ૧૫૬ કરોડનો માલ પેદા કરે. ૧૫૬ કરોડ રૂપિયાના માલને માટે નવું બજાર શોધી શકાશે? શોધી શકાય તોપણ ૭ પ્રાંતોનાં બજારમાં વરસે ૧૫૬ કરોડ રૂપિયાના નવા માલનો ઉમેરો થવાનો એ જો ખપાવી શકાય તો એ જાતનો એટલા જ રૂપિયાનો માલ બીજા માણસોએ પેદા કર્યો હશે એમનો માલ પડી રહેશે. કેટલાં માણસો ૧૫૬ કરોડ રૂપિયાનો માલ પેદા કરતાં હશે! પ્રજાની ખરીદશક્તિ વધાર્યા વિના ઉત્પાદન-શક્તિ વધારવી એટલે 'ઓવર પ્રોડક્શન'નો રસ્તો લીધો ગણાય. પછી એ 'ઓવર પ્રોડક્શન' યંત્રો મારફત કે હાથઉદ્યોગો મારફત થાય એ મહત્ત્વની વસ્તુ રહેતી નથી. બાળકો જે વસ્તુ તૈયાર કરતાં હશે એને લોકો પસંદગી આપશે. હવે એ જ કે એવી ચીજો જે કારીગરો કે માણસો તૈયાર કરતાં હશે એમની નહિ ખપશે કે ઓછી ખપશે. કારણકે લોકો બેવડું તો ખરીદી શકે એમ નથી. એટલી એમની ખરીદશક્તિ—આવક—જ ક્યાં છે? હું માનું છું કે બાળકોએ તૈયાર કરેલ વસ્તુઓ—૧૫૬ કરોડ રૂપિયાની—ખપાવવા જતાં ૪૦ લાખ કુટુંબોને બેકાર કે અર્ધબેકાર કરવાં પડશે. માની લઈએ કે બાળકોની નીપજ કારીગરો સાથે હરીફાઈ ન કરે એવી જાતની હોય તોપણ શું? નીપજની જાત બદલશો તોયે કંઈ પ્રજાની ખરીદશક્તિ વધવાની છે? દા. ત., એક શાળામાં બાળકો નવી જ ઢબના પંખા તૈયાર કરે. કારીગરો એવા તૈયાર ન કરતા હોય. બજારમા પેલા પંખા આવશે, નવી ઢબ, નવી ભાત ને કળા એમાં હશે. છતાં કદાચ એ પંખાની કિંમત અણઘડ કારીગરે તૈયાર કરેલ પંખાના જેટલી જ હોય. આપણે જરૂર કહી શકીએ કે નવી જાતના પંખા કંઈ કારીગરોના પંખા સાથે હરીફાઈ કરવા માટે નથી. પરંતુ વસ્તુતઃ શું થવાનું? એક તો ફરજના ભાન તરીકે પણ લોકો શાળાના માલને પસંદગી આપશે. બીજું, એ જ કિંમતે સારી જાતનો માલ મળતો હોય. આ સ્થિતિમાં પંખા બનાવનાર કારીગરનો માલ નહિ ખપે કે ઓછો ખપે એ સહજ છે. અને એ રીતે એ બેકાર જ થવાનો ને? એ બેકાર તો તો જ ન થાય જો પ્રજા પૂર્વવત્ પેલા કારીગરના પંખા પણ એટલા જ પ્રમાણમાં લીધા કરે. આ વસ્તુ શક્ય નથી, કારણકે પ્રજાની એટલી આવક નથી. આ જ વસ્તુ કાપડ, રમકડાં, સાદડી, ટોપલા, રંગકામ, ભરતકામ વગેરેને લાગુ પડે છે.

બીજી રીતે વિચાર કરીએ. ૩૫ કરોડની હિંદી પ્રજાની જણદીઠ માથાદીઠ આવક સર એમ. વિશ્વેશ્વરૈયા વાર્ષિક રૂા. ૬૮ ની આપે છે. આપણે ૬૦ રૂપિયા પ્રમાણે ગણીએ તો આપણી રાષ્ટ્રીય આવક ૨૧૦૦ કરોડ રૂપિયાની થાય. કોંગ્રેસ પ્રધાનમંડળોવાળા પ્રાંતોની વસ્તી ૧૬ કરોડની હોઈ એમની આવક આપણે ૧૦૦૦ કરોડ રૂપિયાની ગણીએ બીજી રીતે કહીએ તો ૧૬ કરોડ માણસોની ખરીદશક્તિ ૧૦૦૦ કરોડ રૂપિયાની છે; ખરીદશક્તિ એટલે વાપરવાની સગવડ. સોળ કરોડ માણસોને ૧૦૦૦ કરોડ રૂપિયા ખર્ચવાના મળે છે. એઓ પોતાને આવશ્યક ભિન્નભિન્ન વસ્તુઓ ખરીદશે. એટલે કે ૧૦૦૦ કરોડનો માલ વેચાશે. હવે આ સ્થિતિમાં શાળામાં બાળકો ૧૫૬ કરોડ રૂપિયાનો માલ ઉમેરે છે. લોકોની ખરીદશક્તિ ૧૦૦૦ કરોડ રૂપિયાની રહે અને બજારમાં વેચાવા આવનાર માલ ૧૧૫૬ (૧૦૦૦ કરોડનો ચાલુ માલ + ૧૫૬ કરોડનો શાળામાંથી આવતો માલ) કરોડનો થાય. આનાં બે પરિણામ આવે. કયાં તો લોકો ૧૦૦૦ કરોડ રૂપિયા વડે ૧૧૫૬ કરોડનો માલ ખરીદે. જો આમ થાય તો પહેલાં હજાર કરોડની ખરીદશક્તિ વડે ૧૦૦૦ કરોડનો માલ મળતો હતો તે નવી સ્થિતિમાં હજાર કરોડ વડે ૧૧૫૬ કરોડનો માલ મળે. આ સ્થિતિમાં વસ્તુના ભાવ બેસી જાય, રૂપિયાની સંખ્યા સરખી રહે અને માલનો જથો સવાયો થઈ જાય. એટલે ભાવની સપાટી Price level ઊતરી જાય. આમ ન બને તો બાળકોનો ૧૫૬ કરોડનો માલ આવતાં બીજાઓએ તૈયાર કરેલ ૧૫૬ કરોડનો માલ વેચાયા વિના પડી રહે. પોતાનો માલ ન વેચાય એટલે કારીગર બેકાર થાય. પ્રજાની આવક–ખરીદશક્તિ વધાર્યા વિના માલનું થતું ઉત્પાદન 'ઓવર પ્રોડકશન' જ લાવે છે. અને ઓવર પ્રોડકશનનો અનુભવ દુનિયાને બહુ કડવો છે. રૂના અતિ ઉત્પાદનને કારણે તાજેતરમાં એના ગગડી ગયેલા ભાવો એ જ બતાવે છે. આપણો મહત્ત્વનો પ્રશ્ન માલનું ઉત્પાદન સંચાથી થાય છે કે હાથથી એ કદાચ નહિ હોય, પણ ઉત્પન્ન થતા માલની ખપત શી રીતે કરાવવી એ છે. પ્રજાની ખરીદશક્તિ વધાર્યા વિના હાથઉદ્યોગો મારફત થતું ઉત્પાદન પણ બેકારી લાવી શકે.

## કયા ઉદ્યોગો દાખલ કરવા ?

મહાત્માજીની દરખાસ્ત પ્રમાણે ગોળ બનાવવો, રંગકામ, છાપકામ, વાંસની જુદીજુદી ચીજો બનાવવી, હાથકામળ તૈયાર કરવા અને ખાદીની પેદાશ કરવી વગેરે ઉદ્યોગો શાળામાં દાખલ કરવા. પરંતુ ખાદીની પેદાશને એઓ પ્રધાન મહત્ત્વ આપે છે; કારણ કે પીંજવું, પીંજવું, કાંતવું, વણવું વગેરે ક્રિયાઓ બીજા ઉદ્યોગોના પ્રમાણમાં સરળતાથી અને સરંજામની ભારે જવાબદારી વિના દાખલ કરી શકાય એમ છે. આ રીતે ૧૫૬ કરોડ રૂપિયાના પેદા કરવાના માલમાં મોટો ભાગ ખાદીનો હશે. આપણે માની લઈએ કે ખાદીની પેદાશ ૧૦૦ કરોડની અને બીજી ચીજોની ૫૬ કરોડ રૂપિયાની હશે. હવે જે સો કરોડ રૂપિયાની ખાદીની પેદાશ પ્રાથમિક શાળામાં થશે એની કાપડના ઉદ્યોગ ઉપર શી અસર થશે એ જોઈએ.

## હિંદમાં કાપડનો વાપર

ગયા એપ્રિલમાં વૉશિંગ્ટન શહેરમાં મળેલી ઇન્ટરનેશનલ ટેક્ષટાઇલ કૉન્ફરંસ સમક્ષ હિંદના ટ્રેડ કમિશ્નર સર ફિરોઝખાન નૂને રજૂ કરેલા આંકડા પ્રમાણે હિંદમાં સરેરાશ માથાદીઠ કાપડની વપરાશ ૧૬ વારની ગણાય છે. (દુનિયાની જણદીઠ સરાસરી કાપડ વપરાશ ૫૫ વાર છે.) હિંદમાં કાપડની વપરાશના ૭૬ ટકા દેશમાં જ તૈયાર થાય છે અને ૨૪

ટકા બહારથી આવે છે. આયાત તથા કાપડસૂતરની કિંમત ૨૧ કરોડની છે. હિંદમાં પેદા થતા મિલકાપડની કિંમત વધારેમાં વધારે ૮૦ કરોડ રૂપિયાની છે. (જુઓ 'મોડર્ન રિવ્યુ' નવેમ્બર ૧૯૩૭ ના અંકમાં નારાયણદાસ બજોરિયાનો લેખ.) હાથસાળના કાપડની કિંમત ૨૦ કરોડની ગણીએ. આમ હિંદમાં વપરાતા કાપડની કિંમત ૧૨૦ થી ૧૨૫ કરોડ રૂપિયા ગણાય. હવે સર ફિરોઝખાન નૂનની ગણતરી—જણદીઠ કાપડની ૧૬ વારની વપરાશ—પ્રમાણે ૩૫ કરોડની વસ્તી ૫૬૦ કરોડ વાર કાપડ વાપરે. એની કિંમત ગણીએ તો ૧૨૫ કરોડ રૂપિયા થાય. એટલે સરાસરી રૂપિયાનું સાડાચાર વાર કાપડ ગણાય.

આપણી શાળાઓનો કાર્યપ્રદેશ ૧૬ કરોડની વસ્તીવાળા કોંગ્રેસ પ્રાંતો છે. એ પ્રાંતોની શાળામાં ૧૫૬ કરોડની કિંમતનો માલ પેદા થવાની ગણતરી મેં ઉપર કરી છે, જેમા ખાદીનું ઉત્પન્ન ૧૦૦ કરોડનુ હશે. હવે સમસ્ત હિંદમાં મેં ઉપર જણાવ્યું તેમ મિલકાપડ અને પરદેશી આયાત થતા કાપડની કિંમત અનુક્રમે ૮૦ કરોડ અને ૨૧ કરોડ રૂપિયાની છે. કોંગ્રેસ પ્રાંતોની સ્વાવલંબી શાળાઓમાં પેદા થતી ખાદીની કિંમત ૧૦૦ કરોડની હશે, જે હાથસાળને બાદ કરતાં સમસ્ત હિંદના કાપડની વપરાશ જેટલી હશે. હવે જો ૧૦૦ કરોડની ખાદી ખપાવવી હશે, અને માની લઇએ કે એ ખપશે, તો હિંદની તમામ મિલો બંધ કરવી પડશે, પરદેશી કાપડની આયાત સમૂળગી બંધ કરવી પડશે. આમ થાય તો, સમસ્ત હિંદની પ્રજા ખાદીધારી થઈ જશે. પરંતુ મિલવાળાઓ હિંદના ૭ પ્રાંતોમાં આર્થિક શાળાઓને સ્વાવલંબી કરવા માટે પોતાની મિલો બંધ થવા દેશે? બ્રિટિશ સત્તા બ્રિટિશ કાપડની હિંદમાં થતી આયાત બંધ કરવા દેશે? આમ થાય તોપણ મિલોમાં રોકાયેલ અઢી લાખ મજૂરોનું શું? એમને બીજું કામ શોધી આપવું પડશે. કયુ કામ શોધી આપી શકાશે? ચરખામંઘ મારફત પેદા થતી ખાદી ને એની મારફત રોજી મેળવતી સ્ત્રીઓનુ શું?

આ ઉપરાંત દેશી રાજ્યો ને બિનકોંગ્રેસ બહુમતી પ્રાંતોની ૧૯ કરોડની પ્રજામાં ૫૦ થી ૬૦ કરોડની ખાદી ખપાવવા કોણ જશે? કોંગ્રેસ પ્રધાનમંડળોની લાગવગ ત્યાં પહોંચશે? નહિ પહોંચે તો નહિ ખપતા માલનું શુ? એવું ઉત્પાદન બંધ કરવું પડશે. આમ થાય તો મહાત્માજીની 'ક્રાંતિકારી યોજના' નિષ્ફળ નીવડે.

હજી તો આપણે માત્ર ૧૬ કરોડની વસ્તીનાં બે કરોડ બાળકો મારફત થતા માલનો વિચાર કર્યો. બાકી રહેલ ૧૯ કરોડની પ્રજામાં બીજાં બે કરોડ બાળકોને ઉદ્યોગપ્રધાન સ્વાવલંબી કેળવણી મારફત ભણાવવા જતાં બીજું ૧૬૦ કરોડનુ ઉત્પન્ન થાય, એનો નિકાલ તો થઈ જ નહિ શકે. એને માટે તો પરદેશનાં બજારો જ જીતવાં રહ્યાં.

ઉપર જણાવેલી હકીકતમાં જો તથ્ય હોય તો મને લાગે છે કે સ્વાવલંબી શિક્ષણનું સ્વપ્નું એ મિથ્યા સ્વપ્નુ છે.* પ્રો. કે. ટી. શાહના શબ્દો ટાંકીને કહું તો "Even if the

* વર્ધા કેળવણી પરિષદ સમક્ષ પ્રો. શાહે જણાવ્યું હતુ કે "આપણી સામે સવાલ ઉત્પાદન વધારવાનો નથી. પણ ધનની ન્યાયપૂર્વક વહેંચણી કરવાનો છે. વળી છોકરાઓને બધી સામગ્રી મફત આપવી, તેના દામ ન લેવા, તેમનો માલ વેચી આપવો વગેરે વાતો થાય છે. એમ તો ધંધાદારી કારીગરો જોડે અસમાન હરીફાઈ થશે. આ યોજનામાં કલ્પેલી આદર્શ સ્થિતિ તો જ આવી શકે, જો તમામ વિદેશી માલનો બહિષ્કાર કરી શકાય. કે યંત્રોની બનાવેલી કોઈ ચીજ વપરાય જ નહિ એવું અનુમાન કાઢી શકાય. પણ એ તો બની શકે એવુ છે નહિ. ઉદ્યોગમાત્રની માલિકી રાષ્ટ્રના ને સમાજના હાથમા આપવી પડે. **કેળવણીને સ્વાવલંબી બનાવવી એ એક** તરંગ છે. અયોગ્ય પણ છે." ('હરિજનબંધુ' તા. ૩૧–૧૦–૩૭)

scheme were unobjectionable in essence its reaction upon the actual life promises to be far from agreeable. Assuming that the scheme is successfully put into practice, the reaction upon the rest of the community not at school, would be such a severe competition with the products of professional adult artisans, that its success even if it is an accomplished fact, would have been too dearly bought." ('ટાઇમ્સ ઑફ ઇન્ડિયા' તા. ૫-૧૧-૩૭ : પ્રો. કે. ટી. શાહનો લેખ : શ્રી વર્ધા કૉન્ફરંસ)

અનેક ઘર્ઘરે રવે ઘસન્ત ટ્રામકાર ત્યાં,
અનેક ધ્યાનમગ્નશાં મકાન–કૌતુકો ઊભાં,
અનેક માનવીની આવજા અનન્તશી થતી,
અનેક ફેરિયાની વાકચાતુરી ખુમારી ત્યાં
અનેક વેળ સાંઝના સમીરને રમાડતી,
ગુલાબી કામથાકિયાં, કંઈ દિલે સ્ફુરાવતી.

વિશાળ વિસ્તરેલ કાતરેલ ઘાસના પટે
અનેક બાલકો યુવાન આમતેમ આથડે;
અનેક બોલબેટના 'ઠકા....ઠકા....' થતા રવે,
અનેક સુન્દરીતણા ધીમા શીળા ફૂંળા પટે,
અનેક વાતચીતનાં સ્મિતો ને અટ્ટહાસથી
મયદાનમાં સદા નિગૂઢ પ્રાણતત્ત્વ પાંગરે.

ત્યાં જ એક સાંઝરે,
ખુમારીમાં ગુલાબીમાં પ્રસન્નપ્રેમ સાંચરે
નવેલી નાર નૌજવાન સંગમાં;
નવીન કો ઉમંગમાં,
સ્વપ્નના તરંગમાં,
અનેક સૌરભેભર્યા પ્રફુલ્લ પ્રાણ પાંગરે.
જોડલું નિજાત્મડૂબ સર્વને ઉવેખતું
અધીર, વેગશીલ ને સ્મિતે છલક્છલક્ થતું.

અચિન્ત્યું કેમ એ ઊભું ?
કૌતુકે શું ન્યાળતું ?
મૂંગળાં થકી સરન્ત ધૂમરેખ
સની પથારીંમાંથી કૈંક ઉત્સરે.
હશે શું એ ?
અધીર શે ?
પથારીમાં ચતું પડેલ કોક ત્યાં;
ર ઢાંકિયું અઢાંકયું તોય ચીથરે.
નિહાળતો હતો કંઈક વ્યોમમાં
કાઢતો હસન્ત ખડખડી* ત્યહાં.
આવનારની પડી ન †દૈન્યવીરને;
ગરસૃષ્ટિમાંહિં ફિલસૂફીપ્રવીર એ.
યુવાન જોડલું અગાડી ત્યાં વધે,
દીન ફિલસૂફીતણા શું એ ભૂલે ?

# સાલ્લે ચોર

પન્નાલાલ પટેલ

'કેમ કાકા, શ કર્યું ? વેગનો કાંઈ ભરક ઉતાર્યો કે નહિ ?' લેબાએ મોમાથી નીકળતા ધુમાડાના વાદળ સામે તાકતા માના ડામોરને કહ્યું

'ભરક ને બબરક ભા ! આ એક, બે તોલાની હાસડી આવી ગઈ છે, એના ઉપર બેરો છુ !' ડોસાએ લેબાને હુક્કો આપતા કહ્યું

'તે પછી ક્યારે ? હેડો કાલે જઈએ મહિનામાથી આજ નવ દન તો ગયા મારેય ગોડને મળવુ છે મારે તો તમે ઉસ્લી 'ઘડીએ દશમનદાવો' દીધો, નહિ તો કોઈનાય ભાની પગલા ન'તી !' લેબાએ હુક્કો પીવો ભૂલી પોતાની વીતક કહી

'હારતો ભાઈ, કંઈ નઈ કંઈ તોય વેગ જેવા જુલ તો નીકળત વેરમાં ન જવુ પડ્યુ હોત તો આમાનુ કાંઈ ન થાત ! પછી એ તો તતડ્યો તવ તે હાથ રે !' ડોસાએ લેબાના દુખે દુખી થતાં કહ્યું

'તોય વળી અડધા વેરાનો જોગ ખાત, પણ ત્યાં તો બગ'ના ખપીડા માટે મનસુખ વાણિયાએ ખરુ જ હાયવ્યુ ઘણું ઘણું કર્યુ પણ એકનો બે ન થયો,' લેબાએ કહ્યું

'ના, પણ એ તો ઠીક જ કર્યું નહિ તો કોઈ ફરી વિશવાય ન કરે ને બધાય વગર ચાલે, કાંઈ બળદ વગર ચાલવાનું હતું ?' માના ડોસાએ હુક્કો લેતા કહ્યુ

'મારે તો આણા ફરા એકે આરો નથી વાણિયાનો વિશવા તો નથી પણ વળી પાછળથી કે'શે મને પૂછ્યુ તો હતુ ? લેબાએ કહ્યુ, અને બીજે દિવસ જવાનુ નક્કી કરી ઊઠ્યો.

ડોસાએ નિશ્વાસ નાખ્યો અને જૂના સ્મરણો યાદ કરતા ભગવાનને ફરિયાદ કરી 'હે ગ . મ ! એક વેળા એવીય હતી, કે આખા ગામનો વેરો એક આખલામા પતતો. તે હવે તો ઘરદીઠ આખલાના મૂન !'

બીજે દિવસ લેબો તથા ડોમો શેઠને ત્યા ગયા ગોડે લેબાને છેડાછૂટ ના પાડી ડોસાની હાસડી જોતાં બોલ્યા, 'માના ડોહા, કેટના ભાર છે ?'

'કેમ મગનભાઈ, ભૂલી ગયા ? તમારી જ તો કરાવી આપેલી છે ને.'

'હા, હા, બગનગ છે એ તો ઘમારો પડ્યો છે એટલે ન ઓળખાઈ' શેઠ હાંસડી ફેરવી જોતા બોલ્યા

'ક્યાથી ઘસાય ? બાપડીએ ક્યાય વિવાવાજન વ ર તો કોરે નથી ચડાડી,' ડોસા તાજ્જુબ થતા બોલ્યા

'તોય એ તો મોનુ !' કહી ગોરે તોલનો બડસટો નોંધી ડોસાને રૂપિયા પચ્ચીસ આપ્યા.

'મગનભાઈ, આ તે આમ શુ કરતા છો ? અધૂરે વેરો ! પાછો ક્યાં ચાર ખાતર બાયો-ડિયા માગવા જવુ ?'

'તમે ક્યા વેચવા બેઠા છો ! લો, તમે ગણી લ્યો,' ગોરે ચાર રૂપિયા આપતા કહ્યુ ,

'મથુર, લે આ હાંસડી; પછી મૂકી દેજે,' અને રૂપિયાની પેટી ખસેડતાં ઉમેર્યુંઃ 'આ પેટી મેલ ઠેકાણે.' અને પેટી તરફ અવારનવાર તરાપ મારતી લેંબાની નજર તરફ શેઠે સહેજ શંકાશીલ નજરે જોયું.

લેંબાના મનમાં થયું, શેઠને આટઆટલા રૂપિયા છે તોય નથી ધીરતા, કોઈ બાળીને ઓછા મરી જવાના હતા?

માનો ડોસો એક બે કપડાં ખરીદવા વળ્યા. ડોસો ધોતિયાને હાથે ભરી ગણતા હતા. લેંબો શેઠના છાપરાની વળીઓ ગણતો હતો. ખરીદી પતતાં બેઉ ઊઠ્યા

'ડોસા, બેય ખાઈને જજો. ખીચડી ઓરાવી દઉં,' પગથિયાં ઊતરતા બેઉ જણને શેઠે કહ્યું.

'ના, રે, એટલામાં તો ઘેર પહોંચી જઈશું,' કહેતાકને ચાલતા થયા.

વેરો વસૂલ લેવાની સરકારની એક માસ આગમચ ચેતવણી મળી ત્યારથી લેંબો આંગળીઓના ત્રીસ ત્રીસ વેઢાંમાંથી બાદબાકી કરતો. લીલા લીલા ડુંગરોમાં કેસરવર્ણી ઉષા ઝળકતી અને લેંબાનો વેઢો શરૂ થતો, તે સંધ્યાની ગુલાબી સાડીનો પાલવ અદશ્ય થતાં વેઢો પૂરો થતો. એમ પૃથ્વીની પચ્ચીસ પચ્ચીસ ફૂદડીઓ પૂરી થઈ.

ઘેરી પાસે પણ દિલાસો દેવા સરખું કશું હતું નહિ. હાથપગ તો ચાટવા જેવા હતા, અને નવું વર્ષ જૂનાને ખાતું જ આવતું હતું. લેંબાને ગઈ સાલ પટવારીએ અધમણનો પથ્થર ચઢાવી કેડોના મંકોડા જુદા કરી નાખ્યા હતા એ યાદ આવ્યું. તે બબડ્યો, 'ગઈ સાલ તો બળદ હતો તે છૂટ્યો, પણ ઉ . . ણુ?' અને ભરજંગલમાં ભૂલો પડેલો મુસાફર વનચરની ઝાંખીઝાંખી પગથીએ આશાભીને હૈયે ચાલે, પણ પાછી અદશ્ય થઈ જતાં બીક અને નિરાશામાં ડૂબે; તેમ તેણે ચારે બાજુ વિચાર દોડાવી જોયા પણ બધાય વિચારના છેડા છેવટે નિરાશામાં જ પરિણમ્યા. અને છેવટે 'હે લાજના રાખનાર, તું જાણે!' કહી દીર્ઘ નિઃશ્વાસ સાથે સદેશો શૂન્ય ભણી ધકેલ્યો.

આખરે છેલ્લો વેઢો આવ્યો. ગામમાં લગભગ સૌ કોઇએ જોગવાઈ કરી રાખી હતી. લેંબાએ પાસે બેઠેલા મેઘાને પૂછ્યું.

'કેમ મેઘા, પછી ધનિયાને મૂક્યો?'

'મૂક્યા વગર છૂટકો છે? મૂવા વીસે તો વીસ, વેરો તો પતશે. એમ કો'ને તે એ તો વળી રાંમા પટેલે રાખ્યો. વચમાં વળી છૂટી પડતા'તા; કે, "ઉણુ તો ભાગિયા વગર જ ચલાવવું છે." પણ વળી રુદે રામ વસ્યા તે માની ગયા. મૂવું એક વર્ષ એકલા હળે નભાવીશું.'

મેઘાએ પોતાની વાત પૂરી કરતાં પૂછ્યુંઃ 'તેં શું કર્યું?'

'કશુંય નહિ! તારે તો ભાઈ હતો તે મૂક્યો, કોઈએ ઘરેણું મૂક્યું, તો કોઈને વાણિયા હમારે પણ મારે તો ઉપર આભ'ને નીચે ધરતી!' કહી લેંબાએ ધમણની માફક શ્વાસ લીધો અને નાખ્યો. જાણે એ નિઃશ્વાસથી દાઝતો હોય તેમ મેઘો ઊઠી ચાલતો થયો.

સૂર્ય આથમણા ડુંગરમાં ઝાડોની ઓથે સંતાકૂકડી રમતો અનંતની ગુફામાં ઊતરી પડ્યો. પાછળ પડેલો ચંદ્ર ઘસાયેલે શરીરે અને ઉદાસ વદને પીછો પકડે રહ્યો. આકાશને આંગણે રમાતી આ રમત જોવા ઊંચેઊંચે તારાઓ દોડી આવ્યા. પૃથ્વી પર અંધારાએ પગના ઝાંઝરના તાલ દીધા અને જોતજોતામાં નૃત્ય મંડાયાં.

લેંબાનો છેલ્લો વેરો પૂરો થયો. આવતી કાલની લ્હાયમાં બળતા જિગરને હુક્કો પી ટાઢું પાડવા મથતો ખાટલામાં બેઠો હતો ત્યાં તો કાને પત્નીનો અવાજ અથડાયો: 'હું મોઘીકાકીની છાશ તાણવા જાઉં છું.' લેંબાની આંખો પત્નીની પીઠને અંધારાં ગળી ગયાં ત્યાં સુધી જોઈ રહી. કંટાળેલા મગજે પત્નીનો પાલવ પકડ્યો અને વિચારનાં વહેણ વહ્યાં. તે બબડ્યો, 'બિચારી મારે પાલે પડી કાંઈ જ સુખ ન પામી અને પાંચ વર્ષ પાછળ હતી'. પરણીને આવી ત્યારે ધરતીને ઠોકર મારતી ચાલતી હતી તે ચાલ, અને આજકાલની ધરતી ગળી જવાની હોય તેમ હળે પગે ચાલતી ચાલ, ને સરખાવવા વળ્યો. તેની નવી નવી જુવાની, જુવાનીના કોડ યાદ આવ્યા. અને બધાય પર ટાઢું પાણી ફરી ગયેલું જોઈ કારણ ખોળવા વળ્યો. પણ દીવા જેવું કારણ ખોળતાં વાર ન લાગી. તે બબડ્યો: 'મારા દુઃખના લ્હાયમાં જ એની જોવનાઈ ભરખાઈ ગઈ!' તેનું અંતર કકળી ઊઠ્યું. 'મારે જીવતે આ દશા?' વળી પાણી ચઢ્યું 'કાલ શણગારી દઉં.' પણ એ 'કાલે' તો તેને ઠંડોગાર કરી દીધો. કાનોમા પટવારીના ગઈ સાલના શબ્દો ગૂંજ્યા 'ઘર વેચ, બૈરી વેચ, પણ વેરો લાવ! કાળાચોરના લાવ, પણ વેરો લાવ!' અને ઉપરથી પડતો માર, પીઠ પર પથ્થર, એ બધું સાંભર્યું. તેણે ભગવાનને ફરિયાદ કરી 'હે રા..મ! એકસામટો મારી નાખે તો મૂવો. પણ આ દોરમાગ્થીય ભૂંડો માગ કેમ વેઠાય?' તેણે ફરીથી એક વાર વિચારોમાં તેની જાણ જેટલી દુનિયા ખૂંદી નાખી, પણ બધેય નિરાશાના ઓઘ દીઠા. એટલામાં વિચારોની હડીએ વાણિયો ચઢ્યો. વાણિયાની પેઢી, છાપરું, યાદ આવ્યાં. ઘરમાં પત્ની નથી તે ખ્યાલ આવતાં 'ઠીક લાગ છે' એમ બબડી ઊઠ્યો. ઘરમાં જઇ ખીંટીએથી તલવાર લીધી. ખૂણામાંથી કોસ લીધી અને બહાર નીકળ્યો. પણ પગે ચોપાડ બહાર પગ મૂકવાની ના પાડી. મગજમાં કંઈક વિચાર ઊઠ્યો અને 'છાંટાપાણી વગર નહિ જ બને' બબડી પાછો ઘરમાં ગયો. દબલીને* તળિયે જઈ બેઠેલી મકાઈમાંથી ચારપાંચ શેર બાંધી અને કાઠી છાતી કરી બહાર નીકળ્યો. ચોપાડ બહાર અંધારાના સમન્દરમાં પગ મૂકતાં જ છાતીએ પત્ની ભટકાઈ. ઉતાવળથી બાંધેલી પોટલી છૂટી ગઈ. પત્નીએ બગલમાં દબાવેલી તલવાર જોઈ, હાથમાં કોસનો કકડો જોયો. તે સમજી ગઈ. 'તમને મારા સમ છે જો અત્યારે ક્યાંય જાઓ તો!' કહી તે ઘરમાં ચાલી ગઈ.

લેંબો તરત જ પાછો ફર્યો અને સાજને ઠેકાણે મૂકી ચોપાડમાં પડેલા ખાટલામાં પડ્યો.

મકાઈ વીણતાં પત્ની બબડી: 'કોણ જાણે પેલા ભવ શું પાપ કર્યાં હશે, તે આ ભવ તો આટઆટલું દુઃખ વેઠવું પડે છે, ને પાછું આ ભવ આવા કરતક કરી ક્યાં છૂટવાનું?' કાનમાં સુખીની માના બારમા વખતે સાંભળેલા ગરુડપુરાણના સૂત્રો ગૂંજ્યા. આંખો આગળ પાપી જીવને લોઢાના ગોખરુ ઉપર ચાલતો, તો વળી લોખંડના ધગધગતા થાંભલા સાથે બાથ ભીડતો, સાપ, ઘો, વીંછુ વગેરે ઝેરી જીવોના કુંડમાં ગરો પાડતો અને ઉપરથી ચાબૂક વીંજતો યમ, એવું એવું તરવરવા લાગ્યું. તે કંપી ઊઠી અને નિર્ણય પર દઢતાનું સીલ માર્યું: 'કાલ મારી નાખતો તે આજ મારી નાખે, પણ આવો ધંધો તો નથી જ કરવો.' ઊડતાં ઊડતાં મનમાં આશાનું પડીકું બંધાયું: 'પટવારીના રદે રામ વસી જાય તો વળી દિવાળી સુધી વેરો બાકીય રાખે.'

---

* અનાજ ભરવાની કેડ સમાણી કોઠી.

'લે ઊઠો, ગોદડી પાથરું' પત્નીએ લેંબા પાસે આવી કહ્યું.

'હમણાં મૂક પછી પાથરી લઈશ.' લેંબાએ આંખની પાંપણ સરખીયે હલાવ્યા વગર કહ્યું.

પત્નીએ અંધારામાંય લેબાની અકળામણ, મૂંગી દઢતા પારખી. આજ તેને તેનામાં વિશ્વાસ ન આવ્યો. તે ખાટલાની ઈસ પર હાથ ટેકવી ઝૂકતાં બોલી 'શાનો વિચાર કરો છો?'

'કશાયનો નહિ.' લેબાએ અવળી બાજુ પાસુ ફેરવતા કહ્યું.

'એમ તો મને વિશવા નહિ પડે; વચન આપો તો માનું'

'લે, મારું વચન છે.' પત્નીની હરએક માગણી પોષવાની તમન્નાવાળા લેબાએ વચન આપ્યું. પત્નીને નીગંત વળી અને તે સૂઈ ગઈ.

લેંબો પડ્યો પડ્યો વિચારે ચઢ્યો. 'વચન તો આપ્યુ પણ પછી વેરાનુ શું? સરકાર ઓછો છોડી દેવાનો છે? પણ એને કયુ મોંઢું લઈ નામ પડાય!' વળી વચલો રસ્તો સૂઝયો. 'વચન ન પાળું તોય શું?' પણ આ વિચારને હૃદયમાં સ્થાન ન મળ્યુ અંતર પોકારી ઊઠયુ 'પછી 'એ'ને કયુ મોંઢું ભાળીશ?' અને આખરે આ બધા વિચારોના વલોણામાંથી માખણ જેવો નિર્ણય જાહેર કર્યો, 'ભલેને કાયાના કકડા થાય તોય વચન તો નહિ જ ફરવાનુ.'

કૂકડાની કલગી જેવી ઉષાય આવી અને પાછળ સૂર્ય પણ આવ્યો. ઊગમણી ભીતે બે વાંસવા ચઢયો ન ચઢયો ત્યાં તો ગામમાં બે વેડીઆ સાથે સિપાહી અને પાછળ ઘોડા પર પટવારી આવી પહોંચ્યા.

સિપાહી ઘેર ઘેર લાકડી ખખડાવી આવ્યો 'વેરો લઈને હાજર થઈ જાઓ!'

જાણે અકેક વર્ષનો જીવનનો પરવાનો મેળવતા હોય તેમ ટપોટપ સૌનો વેરો ભરાવા માંડયો. સાંજ પડતાં બાકીમાં રહ્યા લેંબો અને બીજા બે જણ.

પટવારીએ ત્રણ જણને બોલાવ્યા લેંબા તરફ જોતા બોલ્યા 'તારો ગુરુ તો પથ્થર જ છે' અને હીમ જેવી ઠંડી પણ જલદ નજરથી જોઈ રહ્યા.

'સા'બ! મારો કે તારો પણ...'

'ચૂપ સાલ્લા. ચોરેય હું તો આમ કરતો'તો' ભાલાની અણીઓ સરખી નજર હતી.

'પણ સા'બ, ચોર તો બળદેય હતો પણ ઊંણ તો....'

'હું કાંઈ ન જાણું. ગોઠે તો બળદ વેચ કે બૈરું વેચ. સરકારને એમા કાંઈ લેવાદેવા નથી. મારે તો વેરો જોઈએ.' કંટાળતાં પટવારી બોલ્યા અને સિપાહી સામે જોતા હુકમ કર્યો 'ચઢાવી દો આના પર પથ્થર.'

લેંબાના કાલાવાલાને સિપાહીની સિપાહીગીરીએ ટાઢા પાડયા. પીઠ પર અધમણનો પથ્થર ચઢયો.

પટવારીની આંખ બીજા તરફ ફરી 'કેમ ગમા પટેલ? જોયું ને?' લેબા તરફ આંખની આંગળી કરતાં કહ્યું.

'બાપુ! વાણિયાએ કેટલી ઘડીએ છેહ દીધો! કાલ બપોર સુધીમાં તો ભરી દઈશ. એટલી રે...મ...''

''સારુ. પણ બપોર નમવા ન જોઈએ.' પટવારીએ ગજાપુતને છાજતી ઉદારતા

કોઈ ને પાણી જતાં જોયાં. એક બે જણ જોડે વાત કરીને હિંમત વધારી, અને પછી ઘરકામમાં પરોવાઈ ગઈ. રોજની માફક પતિને ઉઠાડી દાતણ આપતાં આજ તેની હિંમત ન ચાલી: વેશે મળ્યાની વાત પતિ જાણશે ત્યારે ક્યાંથી લાવી, ક્યારે લાવી, વગેરે પૂછશે જ ધારી તેના જવાબ ગોઠવવામાં મગજ ગુંથાયું, વાસીદા પાણી વગેરે કામમાં હાથપગ ગુંથાયા.

સૂર્ય વાસવા ચઢ્યો હશે તેવામાં લેંબાની આંખ ઊઘડી, પણ પત્નીને મોં દેખાડવાનો સંકોચ આવતાં આંખોને મીંચેલી રાખી વિચારે ચઢ્યો, એને જાણ કરું કે નહિ? વળી પાછી ક્યાંથી લાવ્યા, ક્યારે લાવ્યા પૂછી જીવ ખાશે. મુખી આવશે ત્યારે સૌ થશે. પડી જ રહું. એમ વિચારી પડી રહ્યો.

સૂર્ય બેત્રણ વાંસવા ચઢ્યો હશે તેવામાં ગામમાં બે સિપાહી સાથે પોતાની પંડછંદ કાયને શોભાવે તેવા ઘોડા પર ફોજદાર પ્રવેશ્યા. પાછળ ટટવા પર મગન શેઠ પણ આવી લાગ્યા. ફોજદારે ફળીને નાકે થંભી સિપાહીને મુખીને બોલાવવા મોકલ્યો. અધીરા શેઠ બીજી ફળીને નાકે જઈ ઊભા. તોબરો ભરીને ચંદી મળવાનું પરિચિત ઠેકાણું ઓળખતાં ઘોડાએ હણહણી ગામ ગજાવી મૂક્યું. કોઈક જ વાર સંભળાતા આ હણહણાટથી મુખી બહાર નીકળ્યા. નાકે ઊભેલા ફોજદારને જોતાં જ પેટમાં ફાળ પડી. સામે આવતા સિપાહીને 'આવ્યો' કહેતાકને ઘરમાંથી ફાળિયું લઈ માથે વીંટતા વીંટતા ફોજદાર પાસે આવી સલામ ભરી.

ફોજદારે સલામ ઝીલી ન ઝીલી કરતાં કહ્યું: 'લેંબા ધનાને ઘેર ચાલો.'

લેંબાનું નામ સાંભળતા જ મુખીનાં મોતીઆં મરી ગયાં; મન પોકારી ઊઠ્યું: 'આવી બન્યું મારા બાપ!' અને ભાગી પડતા પગોને ઘનઘોર વાદળમાં દેખાતા તારલા જેવી થેલિયામાં ચમકતી ફોજદારની આંખે લેંબાના ઘર તરફ ચાલતા કર્યા. રસ્તામાં મુખીને થયું 'નક્કી આજે ત્રણસેં ને સાઠે દન ભરાઈ ચૂક્યા.' એટલામાં નાકે ચોકીદારની પેઠે ઊભેલા મગન શેઠને જોયા, મુખીના વિચાર ગૂંચવાયા.

ફોજદારનો ઘોડા ઘરનાં નેવાં આગળ થંભ્યો. સિપાહીઓએ ખાટલામાં પડેલા લેંબાને ફોજદારના આવ્યાની વાત શબ્દોથી નહિ પણ ઠુંસાથી સમજાવતાં ફોજદાર આગળ ખડો કર્યો.

ફોજદારે પાડા જેવી ગરદન હલાવતાં અને લીંબુની ફાડ જેવી આંખો ચમકાવતાં પૂછ્યું: 'અલ્યા, મગન શેઠને ત્યાં ગઈ રાતે તેં જ ખાતર પાડ્યું છે ને?' અને લેંબાના ઉઝરડાયેલા શરીર પર નજર ફેરવતાં ઉમેર્યું: 'મારમાંથી બચવું હોય તો સાચેસાચું બોલી મન'

લેંબાને ફોજદારની સલાહ વ્યાજબી લાગી. તે જાણતો હતો કે સરકારનો કોરડો ધારે તેની પાસે ધારે તેવું બોલાવવાની શક્તિ ધરાવે છે. તેણે એક બાજુ માથું ઢાળી દેતાં અને નજરથી જમીન ખોતરતાં કહ્યું: 'હા સા'બ!'

ફોજદાર ડાયરીમાં ટપકાવવામાં ગૂંથાયા.

મગન શેઠ ઊકળી ઊઠ્યા: 'સાલા ચોર? તારો બાપ કમાઈ ગયો હશે?'

લેંબાને મનમાં થયું: 'ફોજદાર, પટવારી, સિપાઈ એ તો જાણે સરકારી આદમી તે ગાળ દે, પણ આ એંગુ?' તે ધૂંધવાઈ ઊઠતાં બોલ્યો: 'હા, હા; મારો બાપ નહિ ને કાકો, કાકો નહિ ને ભાઈ; નહિ તો તારે ક્યાં હળ ફરે છે?' વચમાં સિપાહીઓના ગોદા અને ગાળોને ન ગણકારતાં વાક્ય પૂરું કર્યું.

'જોયું ને સાહેબ? આ ચોર બોલે.' પણ ફોજદારની નજરે શેઠના વાક્યને અધૂરું રાખ્યું.

'અલ્યા, કેટલા રૂપિયા લાગ્યો છે?'

'સા'બ, આટલા જ. હજુ તો ગતના એમના એમ છે!' લેંઆંગે ઓટણમાંથી કાઢી રૂપિયા આપતાં વાક્ય પૂરું કર્યું.

ફોજદારની આખે બાજુમાં બાઘા જેવા ઊભેલા મુખીને હુકમ કર્યો.

મુખીએ ગણતરી ગણતાં કહ્યું: 'બાર રૂપિયા ને ઉપર ત્રણ આના, સાહેબ.'

ફોજદારે શેઠને પૂછ્યું ' તમારે કેટલા ચોરાયા છે?'

'સાહેબ, કહ્યું ને આપને? બાસઠ, ત્રણ આના. પેટીની આખીય સિલક. આપને ચોપડો બતા...'

'સારુ એ બધું પછી' કહી ઘોડા પરથી ઊતરતાં બોલ્યા: 'ઘરની ઝડતી લેવી પડશે.'

સ્વપ્ન જોતી હોય તેમ કમાડની ઓથે રહી જોતી મંછીને 'ઝડતી' શબ્દ સાંભળતા ભાન આવ્યું. તેણે ઝટપટ ચૂલા આગળ જઈ ચૂલાની બેડી પર મીઠાની કુલડી નીચેના ખામણામાંથી બૂચકી કાઢી, ભીંતે લટકાવેલા તૂંબડામાં સેરવી દીધી, અને ચૂલો ફુંકવા મંડી.

લેંઓ મનમાં ગણતરી ગણવા વળ્યો. 'મૂંવું ઘનિયાને હીરિયા કરતાં તો ખોટમાં નથી ને?'

ફોજદારે ઘરમાં બારણા આગળ ઊભા રહી મંછીને બોલાવી કહ્યું: 'તારા ધણીએ રૂપિયા મૂકવા આપ્યા છે તે લાવ.'

મંછી ગભરાઈ ઊઠતાં બોલી: 'ના સા'બ! હુ તો એમાંનુ કશુંય જાણુતી નથી!' અને બોર બોર જેવડાં આંસુ પાલવમાં સંતાડવા લાગી.

'એમ કે? ઠીક.' અને મુખી તરફ જોતાં 'તમે કોઠીઓ, નાનાંમોટાં વાસણ, કોડલો, એ બધું માધુસિંગ ને બે જણ થઈ તપાસો.' આમ લોકોની તિજોરીઓ ગણાવતાં ફોજદારે કહ્યું અને શેઠ તરફ જોઈ ઉમેર્યું 'તમે ને ગામનો એક પટેલ થઈ ચોપાડ જોઈ વળો.'

મુખીની આંખો ક્યારનીય મંછીને કંઈક પૂછતી હતી પણ તે રડવ.માંથી નવરી પડે ત્યારે ને? છેવટે કચવાતે મને અને 'મરી ગ્યા' ના પોકાર કરતે હૈયે માધુસિંગને જોડે રાખી કોઠીઓ તરફથી જોવા મંડ્યા. પહેલાં પોતે જોઈ ખાતરી કરતાં 'જુઓ જમાદાર' કહી માધુસિંગને સિપાહીમાંથી જમાદાર બનાવતાં બતાવવા લાગ્યા.

ફોજદાર પણ આજુબાજુના ગોપાલા જોવા લાગ્યા. કંઈક ખ્યાલ આવતાં ચૂલાની રાખ ફેંદી જોઈ. ઊભા થતાં ભીંતે લટકતી તુંબડી જોતાં ખખડાવી જોઈ અને નીચે ઉતારી ઠાલવી. એક બે તમાકુના ગાંગડા સાથે પોટલી નીકળી તે લઈ બહાર નીકળ્યા.

આ જોતાં મંછીમાં જીવ છે કે નહિ તે કહેવુ મુશ્કેલ હતું.

મુખી પણ બેત્રણ કોઠીઓ હાંલ્લાં વગેરે જોઈ ખાલી હાથે બહાર આવતાં કહ્યું: 'કાંઈ હાથ ન લાગ્યુ સા'બ!'

શેઠે પણ તે જ કહ્યું.

ફોજદારે મુખીના હાથમાં પોટલી મૂકતાં કહ્યું

'ગણો જોઉં' અને મંછીને બહાર બોલાવી પૂછ્યું.

'આ રૂપિયા તેં સંતાડ્યા હતા કે?'

ગોકને તો આ બધું જાદુ જેવું જ લાગ્યું.

ધરતીમાં ગડાઈ ઊભેલા ખૂંટા જેવી ઉભેલી મંછીથી સહસા 'ના સા'બ!' બોલાઈ ગયું.

મુખીએ બોચો બેસી ધ્રૂજતા હાથે પોટલી છોડી ગણવાનો ડોળ કરી ,પાછા આપતાં કહ્યું: ' પંદર છે સાહેબ.'

ફોજદારે પંગડા પર પગ મૂકતાં સિપાહીઓને કહ્યું: ' હાથકડી પહેરાવી લઈ આવો.'

લેંબાએ રૂપિયાની પોટલી જોતાં અને પેરા જેટલો જ રૂપિયાનો આંકડો સાંભળતા ગુસ્સાનો મારેલો મૂછ ઊઠયો. તેણે શરમ, શોક, બીક વગેરે વચ્ચે બીંસાતા મંછીના હૈયાને લાલઘૂમ જેવી આંખોમાંથી ઝાળ નાખી બાળી મૂક્યું પછીથી બાજુમાં ઉભેલા મુખી તરફ દાંત કચકચાવતાં તલવારની ધાર જેવી નજર ફેંકી

મુખી એ જીવતરસી નજર જોઈ કંપી ઊઠ્યા. અને ફોજદાર પાછળ જતા મગન શેઠ પાછળ ચાલતા થયા

સિપાહીઓએ હાથકડી પહેરાવી, રસી બાંધી એક છેડો હાથમાં લેતાં બળદને આર ઘોંચે તેમ ગોદા મારતાં ' ચલ સાલ્લે ચોર...!' કહી લેંબાને આગળ કર્યો.

લેંબાની પીઠ પાછળ એક ડૂસકું અથડાયું હૈયામાં ઘૂંટવાતી ગુસ્સાની વરાળોનાં પાણી થઈ આંખે વહ્યાં, અને રડતાં રડતાં હૈયુ બોલ્યુ: ' ભૂંડા ! બાપડીને વાટ મેલી ઉભેરે જવું પડ્યું એ કોની ખાતર !'

# ચ્યવન અને અશ્વિનીકુમાર

[ Secret of Rejuvination ]

બાપાલાલ ગ. વૈદ્ય

બ્રાહ્મણ ગ્રન્થ અને પુરાણોમાં એક સુંદર કથા છે. આ કથાનો સાર એ છે કે ઘરડા ચ્યવન ઋષિને અશ્વિનીકુમારોએ ફરીથી જુવાન બનાવ્યા. અશ્વિનીકુમાર દેવોના વૈદ્ય હતા. એ વૈદ્ય હતા એટલે એમને સોમયજ્ઞમાં યજ્ઞ-ભાગ મળતો નહિ. એક વખત અશ્વિનીકુમારોએ ચ્યવનઋષિને કહ્યું: "જો આપને અમો ફરીથી જુવાન બનાવીએ તો આપ અમને શું આપશો?" ચ્યવન ઋષિએ કહ્યું. 'દેવતાઓના યજ્ઞમાં હું તમને યજ્ઞ-ભાગ અપાવીશ.' અશ્વિનીકુમાર પ્રસન્ન થયા, ચ્યવનને યૌવન આપ્યું અને પોતે સોમપાનના અધિકારી બન્યા.

આ કથાનો સાર શો છે? અશ્વિનીકુમારો કોણ? ચ્યવન કોણ? કયી રીતે તે વૃદ્ધાવસ્થાને ત્યાગીને યુવાન અવસ્થાને પ્રાપ્ત થયા? સોમ શું છે? અને એનું પાન કરવાથી અશ્વિનીકુમારોનું કલ્યાણ કેમ થયું? જો આ પ્રશ્નોનું ઉચિત સમાધાન આપણે કરી શકીએ તો પ્રાચીન ભારતવર્ષની વાજ્પેયવિદ્યા યા યૌવનપ્રાપ્તિના ઉપાયો (Rejuvination) સંબધી આપણે ઘણું જાણી શકીએ.

## અશ્વિનીકુમાર

વેદોમાં અશ્વિનીકુમારોને દેવોના વૈદ્ય અથવા દૈવી ભિષક્ કહેવામા આવ્યા છે. "હે દેવતાઓના ભિષક્! અશ્વિનીકુમાર! આપની શક્તિથી મૃત્યુને અમારાથી દૂર કરો."

प्रत्यौहतामश्विना, मृत्युमस्मद्
देवानामग्ने भिषजा शचीभिः ।

(अथर्व० ७-६३-१)

સમસ્ત રોગોની ચિકિત્સા કરનાર આ દિવ્ય વૈદ્ય કોણ છે જેની વિદ્યમાનતામાં મૃત્યુનું આક્રમણ થઈ શકતું નથી? આ પ્રશ્નનો ઉત્તર આગળના મંત્રો સ્પષ્ટ કરે છે:

संक्रामतं मा जहीतं शरीरं प्राणापानौ ते सयुजाविहस्ताम् ।
शतं जीव शरदो वर्धमानोऽग्निष्टे गोपा अधिपा वसिष्टः ॥

(अथर्व० ७-५३-२)

અર્થાત્, હે પ્રાણ અને અપાન! તમો આ શરીરમાં બરાબર ફરતા રહો, શરીરને છોડીને ન જાઓ, તમો બન્ને જોડીદાર (સયુજૌ) રહીને સંયુક્ત મિત્રની માફક રહો. હે મનુષ્ય! તું નિરન્તર વર્ધમાન રહીને સો વર્ષ સુધી જીવ. વસિષ્ઠ અગ્નિ તારો રક્ષક છે.

આ મંત્રમાં પ્રાણ અને અપાન જ સદા સાથે રહેવાવાળા બે અશ્વિનો છે એ સ્પષ્ટ બતાવવામા આવ્યું છે. અશ્વિનોની એક સંજ્ઞા નાસત્ય છે. નાકમાં સંચરણ કરનાર શ્વાસ પ્રશ્વાસરૂપ પ્રાણાપાન જ નાસત્ય છે. જુઓ:

**न सोमे प्राणो अस्तु ।**

પ્રાણાપાન નામના અશ્વિનીકુમારો જ દેવતાઓના વૈદ્ય કેમ છે? ભારતીય વિચારકોના મત પ્રમાણે ચિકિત્સાપદ્ધતિ ત્રણ પ્રકારની હોય છેઃ

(૧) આસુરીઃ વાઢકાપ દ્વારા. શસ્ત્રશાસ્ત્ર.

(૨) માનુષીઃ કાષ્ઠાદિ ઔષધિઓ દ્વારા.

(૩) દૈવી : પ્રાણાયામ, યોગાદિ દ્વારા.

ગ્રન્થિઓની શસ્ત્રક્રિયા દ્વારા યૌવનની પ્રાપ્તિ ( Rejuvination ) આસુરી વિધિ છે. કાષ્ઠાદિ ઔષધિઓની સહાયતાથી શારીરિક દોષોને દૂર કરી નવીન બલ પ્રાપ્ત કરવું એ માનુષી ચિકિત્સા છે. આ ચિકિત્સાપદ્ધતિથી રોગીના મન ઉપર પણ અમુક જાતના સંસ્કાર પડે છે. મન જ ઇંદ્રિયોનો સ્વામી છે અને મનના વિકારો શાંત થતાં તેનો પ્રભાવ શરીર ઉપર પણ સ્પષ્ટ જણાય છે જ.

પ્રાણાયામ દ્વારા શરીરની શુદ્ધિ સધાય છે અને માનસિક વિકારોના જય માટે તો પ્રાણાયામની તોલે આવે એવો અન્ય કોઈ ઉપાય જ નથી. શરીરના અને મનના દોષોને દૂર કરી શરીરને અજર અને અરોગી બનાવવાનું સામર્થ્ય પ્રાણાયામમાં છે. કારણ કે પ્રાણ જ અમૃત છે. જ્યાં પ્રાણ છે ત્યાં અમૃત છે. મર્ત્ય શરીરને અમર્ત્ય બનાવનાર પ્રાણ જ છે.

**प्राणा एव अमृता आसुः शरीरं मर्त्यम्। श० १०/१/४/१.**

સનાતન યોગવિધિ જેનો યમે નચિકેતાને ઉપદેશ દીધો હતો તે જ પ્રાણવિદ્યા છે. આ વિધિથી આયુષ્ય અજર અમર થઈ શકે છે. વૈદિક ઉપાખ્યાનોમાં સોમનો અને અમૃતનો ઘનિષ્ટ સંબંધ બતાવવામાં આવ્યો છે. સોમ જ અમૃત છે. સોમ પણ પ્રાણ છે અને અમૃત પણ પ્રાણ જ છે. પરંતુ અહીંઆં સોમવિદ્યા સંબંધમાં અધિક ન લખતાં ઉપાખ્યાનને જ આપણે સ્પષ્ટ કરીશું.

### ચ્યવન

શરીરની પ્રાણશક્તિ ( Vitality ) નું સ્વાસ્થ્ય આદાન અને વિસર્ગની ક્રિયા ( Assimilation and Elimination ) ઉપર નિર્ભર છે. એને જ ' metabolic rate' પણ કહેવાય છે. આ પ્રાણોત્પાદિની જીવનશક્તિ જ સર્વસ્વ છે. કિશોરાવસ્થામાં તે વર્ધિષ્ણુ અથવા વર્ધમાન રહે છે; એને Anabolic condition કહી શકાય. વૃદ્ધાવસ્થામાં કે રોગાવસ્થામાં તે ક્ષયિષ્ણુ ( catabolic ) પણ થઈ જાય છે અને ત્યારે મૃત્યુનું આક્રમણ થવા લાગે છે. શરીરસ્થ સ્નાયુ, મજ્જારસ ( Secretions ) આ બધા ઉપર વૃદ્ધાવસ્થા યા જીર્ણતાનો ( metabolic decay ) પ્રભાવ પડે છે. શક્તિનો આધાર આધિભૌતિક ( Physiological ) છે; આ કારણથી શરીરની ધાતુઓ જીર્ણ યા જરાગ્રસ્ત થવા માંડે છે. જો આપણે આ ક્ષયિષ્ણુ પ્રવૃત્તિને રોકવા માગતા હોઈએ તો રસ અને ધાતુઓને સ્વસ્થ અને નિર્મલ બનાવવાની જરૂર છે. આ ક્ષયિષ્ણુ દશાનું નામ જ ચ્યવન સ્થિતિ છે. આ સ્થિતિમાં શરીરનો હ્રાસ થવા માંડે છે. વ્યાધિ, જરા, જીર્ણતા, મૃત્યુ આ બધાં ચ્યવનનાં જ રૂપ છે.

## ચ્યવન અને અશ્વિનીકુમાર

મનુષ્યની શક્તિની સંજ્ઞા વાજ છે. વાજને વીર્ય અથવા રેત પણ કહેવામાં આવે છે. વાજનું પાન કરનાર કર્મકાંડને વાજપેય કહેવામાં આવે છે. શરીરના રેતને શરીરમાં જ પચાવી લેવું એ જ સફલ વાજપેય છે. આ જીવનરસને ક્ષીણ કરી નાખવું એ વાજની હાનિ છે. જે દેહમાંથી વાજ બહાર વહી રહ્યું હોય તે શરીર કદી પુષ્ટ થઈ શકતું નથી. વાજથી શૂન્ય વ્યક્તિને પુનઃ વાજસંપન્ન કરવી તેનું જ નામ વાજીકરણ. આ વિધિ આયુર્વેદના વાજીકરણ તન્ત્રોમાં વર્ણવવામાં આવી છે. જે શરીરમાં વાજ સચવાયું હોય, જ્યાં બ્રહ્મચર્યપાલન નિષ્કલંક હોય, એના પ્રાણને ભરદ્વાજ કહેવાય છે. ચ્યવન પ્રાણનું ઊલટું ભરદ્વાજ પ્રાણ છે. ભરદ્વાજ પ્રાણ વાજનું પાન કરવાવાળો અથવા વાજપેયી હોય છે.

યૌવનની પ્રાપ્તિ માટે, ધાતુઓ અને રસોની શુદ્ધિને માટે પ્રાકૃતિક ચિકિત્સકોએ જે અનેક ઉપાયો બતાવ્યા છે-એ સૌનો સમાવેશ પ્રાણવિદ્યા યા વાજપેયવિદ્યામાં જ સમજવો જોઈએ. ભારતીય ઋષિઓએ આયુષ્ય-સંવર્ધન અને સ્વાસ્થ્ય-સંપાદનના પ્રકૃતિસિદ્ધ વિધાનો તરફ કંઈ ઓછું ધ્યાન નથી આપ્યું. ખરી રીતે તો તેઓએ જેટલું ગંભીર, તલસ્પર્શી રહસ્ય જાણ્યું હતું તેટલાનું યથાર્થ જ્ઞાન આપણા સમય માટે અત્યંત શ્રેયસ્કર થઈ શકે એમ છે. શરીરની અંદર જે પ્રાણની ગરમી છે, તે પ્રાણાગ્નિ ( metabolic heat ) આપણને નિરોગી બનાવે છે. ઔષધિઓ તો ઉપચાર માત્ર છે. આ અગ્નિ દ્વારા શરીરની રક્ષા, આયુષ્યની વૃદ્ધિ અને રોગોની નિવૃત્તિ થાય છે. આ તનૂપા અગ્નિને સંબોધીને આપણે આ સંકલ્પનો પાઠ કરીએ છીએ :—

तनूपा अग्निऽसि तन्वं मे पाहि ।
आयुर्दा अग्नेऽसि आयुर्मे देहि ।
अग्ने, यन्मे तन्वा ऊनं तन्म आपृण ॥

અર્થાત્ હે અગ્નિ! તું તનૂપા છું, મારા શરીરની રક્ષા કર. તું આયુષ્યને આપનાર છું, મને આયુષ્ય આપ. તું વર્ચસ દેવાવાળો છું, મને તું વર્ચસ આપ. અગ્નિ! મારા શરીરમાં જેની કમી હોય તેને તું પૂરી કર.

અગ્નિ શબ્દનો ' પ્રાણ ' અર્થ કંઈ અમારા મનની કલ્પના નથી. ઉપનિષદો અને બ્રાહ્મણોમાં અનેકવાર અગ્નિનો અર્થ પ્રાણ કર્યો છે. જુઓ :—

प्राणो अमृतं तद् हि अग्नेः रूपम् ॥ शतपथ १०/२/६/१८
प्राणो वाऽग्नि. ॥ शतपथ २/२/२/१५
तदग्निर्वै प्राणः ( जैमिनीय उपनिषद् ब्राह्मण ) ४/२२/११
प्राणो अग्निः । श० ६/३/१/२१
ते वा एते प्राणा एव यद् आहवनीय -
गार्हपत्यान्वाहार्यपचनाख्या अग्नय. ॥ श० २/२/२/१८

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે પ્રાણ એ જ અગ્નિ છે. યજ્ઞમાં જે ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ અને આહવનીય નામની ત્રણ અગ્નિઓની સ્થાપના કરવામાં આવે છે, એનો શો અર્થ છે તે પ્રશ્ન ઉપનિષત્માંથી મળે છે :—

प्राणाग्नय एवैतस्मिन् पुरे जाग्रति । गार्हपत्यो
ह वा एषोऽपानः, व्यानोऽन्वाहार्यपचनः, यद्

गार्हपत्यात्प्रणीयते प्रणयनादाहवनीयः प्राणः
यदुच्छ्वासनिःश्वासावेतावाहुती समं नयतीति
स समानः, मनो ह वाव यजमान इष्टफलमेव
उदानः, स एनं यजमानमहरहर्ब्रह्म गमयति ॥ (प्र. उ. ४/३/४)

અર્થાત્, આ શરીરરૂપી બ્રહ્મનગરીમાં પ્રાણાગ્નિઓ સળગતી રહે છે. ગાર્હપત્ય અગ્નિ અપાન, અન્વાહાર્ય પચન, દક્ષિણાગ્નિ વ્યાન અને આહવનીય પ્રાણ છે. શ્વાસપ્રશ્વાસરૂપ આહુતિઓને સામ્યાવસ્થામાં રાખનાર સમાન છે. મન યજમાન છે, ઈષ્ટફલ ઉદાન છે, તે આ મનને નિત્ય બ્રહ્મની સમીપ લઈ જાય છે.

આવી રીતે નિષ્પક્ષપાત રહીને મનન કરવાથી આપણને પ્રાચીન યજ્ઞ સંબંધી પરિભાષાનાં શાશ્વત અર્થોનો પરિચય પ્રાપ્ત થાય છે. ચ્યવન અને અશ્વિનીકુમાર જેવી કથાઓનાં અર્થો ઉકેલવા માટે આ ગવેષણાધીન પરિભાષાનું અવલંબન આવશ્યક છે.

## અશ્વિનીકુમારોનું સોમપાન

ઉપર આપણે અશ્વિનીકુમારોનું સ્વરૂપ જોઈ ગયા. ચ્યવન કોને કહે છે તે પણ જોઈ ગયા. હવે એક પ્રશ્ન બાકી રહે છે કે જ્યારે અશ્વિનીકુમારોએ ચ્યવનને યૌવન બક્ષ્યું ત્યારે બદલામાં અશ્વિનીકુમારોએ યજ્ઞમાં સોમપાન કરવાની છૂટ માગીને જ કેમ સંતોષ માન્યો હતો ? આટલા માટે આપણે સોમ વિષે જાણવું જોઈએ. વીર્ય, રેત યા શરીરસ્થ રસનું નામ જ સોમરસ છે. ઇન્દ્રિય નાડીજાલ એ ઓષધિ વનસ્પતિઓ છે, જેમાં સોમરસ ભરેલો હોય છે. નાડી-રસની શુદ્ધિ જ સ્વાસ્થ્યનું લક્ષણ છે. મગજમાં પણ આ જ રસ છે, જે નીચે સુષુમ્ણા નાડીની શાખા પ્રશાખાઓને તર્પે છે. આ રસ ઉપર જ મસ્તિષ્કની સમસ્ત ચેતના નિર્ભર છે. આ રસ (Cerebro-spinal fluid) સંબંધી અર્વાચીન ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્રીઓ અનેક આશ્ચર્યજનક મહત્ત્વની વાતો આપણને સંભળાવે છે. મસ્તિષ્કને સદા તૃપ્ત રાખી, બલવાન બનાવવું એ આ રસનું કાર્ય છે. આ જ સોમરસ રેત યા વીર્યરૂપમાં શરીરમાં સંચિત થાય છે. અસંયમના કારણથી શરીર બહાર નીકળી તેનો ક્ષય થાય છે. જ્યાં સુધી પ્રાણાપાનરૂપ અશ્વિનીકુમારો આ સોમને પી શકે છે ત્યાં સુધી શરીર ઉપર જરાનું આક્રમણ થતું નથી. ચ્યવનની ક્ષીણ શક્તિને ફરીથી ઊર્જિત અને બલિષ્ઠ બનાવવાને માટે આ આવશ્યક છે કે શરીરના સોમરસથી ઉત્પન્ન થયેલ શક્તિ શરીરમાં જ રહે, અર્થાત્ પ્રાણાપાન આ સોમરસનું પાન કરે. આ શરીર પણ એક યજ્ઞ છે :—

पुरुषो वै यज्ञः ॥

આની અંદર જે પ્રાકૃતિક ક્રિયાઓ થાય છે તેનું જ અનુકરણ યજ્ઞના ક્રિયાકાંડમાં કરવામાં આવે છે. શક્તિ સંવર્ધન માટે સોમ યા રેતનું શરીરમાં જ પાચન અનિવાર્ય છે. આ જ કારણથી અશ્વિનીકુમારોએ ચ્યવન પાસે પ્રતિજ્ઞા લેવડાવી હતી કે હું તમને યજ્ઞમાં સોમપાનનો ભાગ અવશ્ય અપાવીશ. ચ્યવનના તપથી આ શક્ય બન્યું. એના મહિમાથી ચ્યવનની જીર્ણતા દૂર થઈ. જે ઉચિત પ્રકારથી સોમનું પાન કરી મન અને શરીરની સ્વસ્થતા સંપાદન કરી શકે છે તે સદા અરિષ્ટ, અજર, અમર રહી શકે છે. આથી જ કહ્યું છે કે :—

प्रविशतं प्राणापानावनड्वाहाविव व्रजम् ।
अयं जरिम्णः शेवधिररिष्ट इह वर्धताम् ॥ ( अथर्व ७/५३/५ )

અર્થાત્, પ્રાણાપાન એના શરીરમાં પ્રવેશ થયા કરે, જેમ કઠીઓમાં બળદ રહોય. સ્તોતાની આ નિધિ અરિષ્ટ ( અક્ષય ) રૂપમાં વધતી રહો અને એ પણ ચ્યવનની પેઠે કહી શકે છે—

पुनः प्राणः पुनरात्मान ऐतु
पुनश्चक्षुः पुनरसुर्न ऐतु ।
वैश्वानरो नो अदब्धः तनूपा
अन्त तिष्ठाति दुरितानि विश्वा ॥
सं वचसा पयसा सं तनूभि—
रगन्महि मनसा संशिवेन ।
त्वष्टानो अत्र वरीयः कृणो—
त्वनु नो मार्ष्टु तन्वो यद्विरिष्टम् ॥ ( अथर्व ६/५३/२-३ )

અર્થાત્, આગ શરીરમાં પ્રાણ, આત્મા, ચક્ષુ અને જીવનની પુનઃ પ્રતિષ્ઠા હો. શરીરરક્ષક તનપા અગ્નિ અધૃષ્ય રહીને બધાં દુરિતોને હઠાવતા રહો. વર્ચસ્ રસ અને તનુની સાથ અમારો મેલ રહો. અમારા શરીરમાં જે જીર્ણતાનો અંશ ( विरिष्ट decaying elements ) હોય તેને ત્વષ્ટા ( શરીરના નિર્માતા ) પ્રાણ ધોઈ નાખો."

# શશિની નિશામાં

ગુલાબદાસ બ્રોકર

તને સ્મરણ તો હશે ? નથી રહ્યું ? શું ભૂલી ગઈ ?
સુતમ ઉર પૃથ્વીનું નિજ વિશાળ રશ્મિ થકી
કરી, વિવિધ રંગ સાગર તટે અને પાથરી
ગયો જ ડુબી ભાનુ ત્યાં સકળ પૃથ્વી થંભી રહી
ક્ષણેક. ત્યહિં શાંતિદા, સન્રમ ચંદ્ર કેવો ઉગ્યો ?
વીંટાળ્યુ ઉર પૃથ્વીનું, નિરખી નાથ પોણી હસ્યાં,
અને નયનથી સખી ! તુજ અનેક તેજો ઢળ્યાં,
રહ્યો નિરખી એ, અને સરસ ચંદ્રનું તેજ ત્યાં.
નથી સ્મરણ એ કંઈ ? વદતી સાચું ભૂલી ગઈ ?

દઉં કંઈક યાદ અન્ય, સ્મરશે તદા એ સખી !
વહી પળ, અને વહ્યા સમય, રાત્રિ નાહી રહી
સુરમ્ય શશિ તેજમાં, કંઈક મૂક ગાનો સર્યા
બની બહુ જ શાંત ગાન સખી ! એ તમે સાંભળ્યાં.
અને થનગની રહી રવ વિહીન એ ગાનના
મધુર થડકારમાં તવ સુકોમળ આંગળી.
કહ્યું, “સખી ! વહેછ સાગર વહેતી તારાકણી,
વહેછ શશિ તેજ ત્યાં સુર વહાવ તારો અહિં !”
અને કંઈક “ના” કહી, કંઈક માન, ને, મેળવી
સખી ! મધુર ગાન વ્હેતું મુક્યું તેં નિશાની મહિં.
વહ્યા સ્વર, વહ્યો શશિ જલધિ યે વહ્યો, ને બન્યો
મધુર રૂપરાશિ તે નિરખી હું ય તેમાં વહ્યા.

હજી ય નવ યાદ તે ? સ્મરણ દાન દેવા તને
ચુમું, બધું ય યાદ આવી નહિં જાય તે ચુંબને ?

# સહશિક્ષણની મીમાંસા

ફત્તેહચંદ વિઠ્ઠલદાસ

આજે શિક્ષણના વિષયમાં સહશિક્ષણ એ એક મહત્ત્વનો વિષય છે. અમુક મંતવ્ય એવું છે કે છોકરા છોકરીઓને સાથે ભણાવવાં જોઈએ. બીજું મંતવ્ય એમ પણ છે કે બન્નેને અલગ અલગ ભણાવવાં ઇષ્ટ છે. તે બન્ને સાથે ભણે કે જુદા ભણે: પરંતુ તેમાં એક લક્ષ હોવું જોઈએ કે બન્નેના જીવનવ્યવહારને નુકસાન ન પહોંચે અને બન્નેનાં ધ્યેયને આડું ન આવવું જોઈએ, નુકસાનકારક ન થવું જોઈએ. સહશિક્ષણના કોઈ પણ મંતવ્યને નક્કી કરવા પહેલાં કુદરત-પ્રકૃતિને સમજી લેવી ઘટે.

સ્વાભાવિક રીતે છોકરા છોકરીઓનાં શરીરબંધારણ ભિન્ન છે, માનસિક ગુણઅવગુણ જુદા પ્રકારનાં છે ('જુદા' શબ્દ બહુ આકરો પડતો હોય તો એમ કહું કે એક બીજાનાં પૂરક છે), કાર્યક્ષેત્રો જુદાં છે, કુદરતે તે જુદાં કરી આપ્યાં છે અથવા માનવી પ્રણાલિકાએ જરૂરિયાત પ્રમાણે જુદાં કરી આપ્યાં છે. (એની વિસ્તૃત ચર્ચા અહીં નહિ કરું.) આવી અવસ્થામાં શિક્ષણ ક્રમમાં કમ એવી ઢબનું હોવું જોઈએ કે તેમની માનસિક શક્તિ, વલણ ને કાર્યક્ષેત્રને અનુકૂળ હોય. શરીરબંધારણને નુકસાનકર્તા ન થાય. છોકરી ને છોકરો સમાન કક્ષામાં આવ્યા પછી, શરીરબંધારણ, માનસવલણ અને કાર્યક્ષેત્રનો ભેદ મટયા પછી, આ ચર્ચા જરૂરી નહિ લાગે; પરંતુ જ્યાં સુધી કુદરતી ભેદભાવ મટયો નથી ત્યાં સુધી બન્નેના જીવનવ્યવહારને અનુકૂળ શિક્ષણ હોવું જોઈએ.

એમ તો આપણે માનીએ જ છીએ કે વિદ્યાર્થીઓના માનસિક વલણને અનુસરતું, જબરજસ્તી કે ભારભૂત ન થાય એવું શિક્ષણ આપવું જોઈએ. તેને માટે મોન્ટેસરી, કિન્ડરગાર્ટન વગેરે પદ્ધતિઓ દાખલ થવા પામી છે. એ જ ભાવના જેમ બારિકપણે વિદ્યાર્થીઓને માટે છે તેવી જ બારિક ભાવના કન્યાશિક્ષણમાં રહેવી જ જોઈએ. એ દૃષ્ટિએ, છોકરા અને છોકરી બન્નેને એક સાથે ઢસડવાં, બન્નેને ઉપયુક્ત શિક્ષણક્રમ બદલ્યા પહેલાં ચાલુ સહશિક્ષણનું આંદોલન-પ્રચાર કે પ્રવૃત્તિ કરવી એ ઉતાવળ છે. પુરુષ કે સ્ત્રી, યુવક કે યુવતી, છોકરો કે છોકરી બંધી બાબતોમાં સમાન કક્ષામાં આવે નહિ ત્યાં સુધી સહશિક્ષણ કદાચ શક્ય બને, તો પણ તે સફળ બને નહિ.

પ્રકૃતિદત્ત ભિન્ન કાર્યક્ષેત્રો બન્નેને રહેવાનાં છે, બહારથી પણ તેમાં ફેરફાર કરી શકાય તેમ નથી. તેને અનુકૂળ શરીરબંધારણ પણ અમુક પ્રકારનું જ રહેશે. તેને અનુસરતું માનસિક વલણ પણ અમુક પ્રકારનું જ રહેશે. તે બધાનો શિક્ષણદ્વારા વિકાસ કરવાનો છે. અર્થાત્ સ્ત્રી કે પુરુષના જીવનનો વિકાસ કરવાનું લક્ષ્ય હોય તો તે વિકાસનાં સાધનો તેને અનુકૂળ રાખવાં જોઈએ. શિક્ષણ પણ વિકાસને સાધનારું રહેવું જોઈએ. પછી તે શિક્ષણ કે સાધનો છોકરા અને છોકરીઓનાં ભિન્ન હોય તો ભિન્ન, ને એક જ હોય તો એક. પરંતુ તેને અનુકૂળ શિક્ષણ

ન મળે અને સૌને એક જ લાકડીએ હાંકવામાં આવે તો તેમનો યથેચ્છ ને યથોચિત વિકાસ થવો શક્ય નથી.

આ બધો વિચાર વ્યક્તિગત રીતે એક યા અમુક સ્ત્રી કે પુરુષો માટે નથી, પણ આખી જાતિ પરત્વેનો છે. તે માટે એવા વિચારો, સિદ્ધાંતો, માર્ગો રજુ થવા જોઈએ જે જાતિનું હિત સાધી શકે. એક કે અમુક સ્ત્રીઓ માતૃત્વક્ષેત્ર બંધ કરે તો તે શક્ય-સંભવિત છે એક કે અમુક સ્ત્રીઓ બેરિસ્ટર, એન્જિનિયર કે સાયન્ટીસ્ટ બને તે શક્ય છે; પણ આખી સ્ત્રીજાતિ તેમ કરી શકે એ અશક્ય-અસંભવ છે.

અલબત્ત, યુવક યુવતીના દરજ્જામાં, હકમાં, લાલનપાલનમાં, રક્ષણબંધનમાં કોઈ પણ જાતનો ભેદભાવ ન હોવો જોઈએ. છોકરીનો જન્મ અળખામણો અને પુત્રજન્મ ઉત્સવ સમો દેખાય છે તે અનુચિત છે. ભણતર-શિક્ષણમાં છોકરા તરફ પૂરુ ધ્યાન અપાય છે તેવું કન્યા તરફ અપાતું નથી એ ગેરવ્યાજબી અને શોચનીય છે. પરંતુ પ્રકૃતિદત્ત ભિન્ન કાર્યક્ષેત્રોમાં પણ સમાનતાના સિદ્ધાંતો રજુ કરવા એ વ્યાજબી નથી. વ્યવહારનાં કાર્યોમાં પણ વિવેકભેદ હોય છે. અમેરિકામાં લાગુ પડતા કાયદા હિંદમાં કે જાપાનમાં બધા લાગુ ન પડે. છતાં કોઈ બેરિસ્ટર લાગુ પાડવા જાય તો હાંસીપાત્ર બને. તે એમ દલીલ કરે કે એ પણ દેશ છે ને આ પણ દેશ છે, પછી ત્યાંના કાયદા અહીં કેમ લાગુ ન પડે? તો એ દલીલ યોગ્ય નથી. તેમ સ્ત્રી પણ મનુષ્ય છે ને પુરુષ પણ મનુષ્ય છે: પછી બન્નેમાં ભેદ શા માટે! આ દલીલ પણ એવી જ છે. એટલે જે ક્ષેત્રનું જે બંધારણ હોય તે ત્યાં જ ફળદાયી નિવડે, છતાં જબરજસ્તીથી સ્ત્રી પુરુષને એક કરી નાખવાના પ્રયત્નો કુદરત સામે થઈને કરવામાં આવે તો તે જૂની જમાતની જેમ ધર્મઘેલછા છે તેમ નવી જમાતમાં સમાનભાવની ઘેલછા ગણાય.

ખરો પ્રશ્ન તો અત્યારે એ છે કે સેંકડો વર્ષોના સંસ્કારે સ્ત્રીજાતિને નીચ, નારી નરકની ખાણ, અને અસ્પૃશ્ય જેવી ગણી કાઢી છે અને પુરુષને સ્વર્ગના દેવ બનાવ્યા છે તેનું standard ધોરણ level સમકક્ષામાં લાવી શકાય કે નહિ, અને લાવી શકાય તો ક્યા ઉપાયોથી? પરંતુ તેના ઉપાય તરીકે, એક માત્ર સહશિક્ષણનું આંદોલન કરીએ કે સ્ત્રીઓ એવો આગ્રહ રાખે તો તે ભયંકર ભૂલ ને ઉપહાસ છે હા, સહશિક્ષણ તેમાં કેટલી હદે સહાયક થઈ શકે તે વિચારવાનું છે અને મુખ્ય મુદ્દો જ તે છે: જેટલા અંશમાં સહશિક્ષણ તેમાં સહાયક થઈ શકે તેટલા અંશમાં તેને સહાયક બનાવવું. એ લક્ષ્ય રહેવું જોઈએ.

સ્ત્રીનું કાર્યક્ષેત્ર ગૃહરક્ષા, સંતાનપાલન, જનનક્રિયા, માતૃત્વધર્મ વગેરે છે. તેનું માનસિક વલણ પણ તેને અનુકૂળ મૃદુ ને સ્નેહભર્યું, લાગણીપ્રધાન ને સંવેદનની વિપુલતાવાળું છે. તેનું શરીરબંધારણ પુરુષો કરતાં નાજુક ને કોમળ છે. છોકરાઓ જેટલી મહેનત કરી શકે તેટલી છોકરીઓ નથી કરી શકતી, વિશેષે કરી માનસિક મહેનત ન કરી શકે. કોઈ કરી શકે તો અમુક ઉમર સુધી તેણે કરવી ન જોઈએ, જેણે ઉપરના ધર્મો પાલન કરવા હોય તેણે. એટલે તેના શિક્ષણક્રમમાં ગૃહરક્ષા, સંતાનપાલન, માતૃત્વ ને પત્નીત્વની ફરજો સંપૂર્ણપણે અદા કરવામાં સાર્થક થાય તે ઉપરાંત દુનિયાની પ્રગતિ-વિશ્વજ્ઞાન તરફ વૃત્તિઓ જાગે તે પ્રમાણેનું શિક્ષણ હોવું જોઈએ.

સહશિક્ષણ બાધક માનવામાં આવે છે એ પણ સર્વથા યુક્ત નથી. સ્ત્રીઓને માટે સહશિક્ષણ એ કોઈ પાપ કે દોષરૂપ નથી—એમ માનવાને કશું કારણ નથી. સહશિક્ષણનો એકાંત આગ્રહ કે વિરોધ બન્ને વસ્તુ ઉતાવળભરી છે. વસ્તુ તો માત્ર એક જ છે કે બન્નેનાં માનસ, ફરજો, ધર્મનિષ્ઠાનો વિકાસ થવો જોઈએ. પછી તે સહશિક્ષણથી થાય કે ભિન્નશિક્ષણથી

થાય, તે જોવાનું નથી. પરંતુ બન્નેના શિક્ષણક્રમ સાથે ગોઠવવામાં સહશિક્ષણ અસંગત થઈ પડે છે. અને ખાસ કરીને બારથી વીસ વર્ષની ઉમરમાં જે શિક્ષણ લેવાય અર્થાત્ માધ્યમિક શિક્ષણમાં સહશિક્ષણ બંધબેસતું થઈ શકતું નથી. કારણ કે સ્ત્રીઓનાં કર્તવ્યો સમજવવા માટે તેની વચલી ઉમર જ વધારે જરૂરી છે. અને તે જ ઉમરમાં છોકરાને અપાતું શિક્ષણ કન્યાઓને નિરુપયોગી નિવડે છે, અને ઉપયોગી શિક્ષણ છોકરાઓ સાથે આપવામાં આવે તો છોકરાઓને કશા કામનું નથી.

પ્રાથમિક શિક્ષણમાં સહશિક્ષણને બહુ વાંધો આવતો નથી. તે ઉંમરમાં સામાન્ય વિશ્વજ્ઞાન છોકરા છોકરીઓને સાથે અપાય તો તે વ્યાજબી પણ છે.

ઉચ્ચ શિક્ષણમાં તો કયે માર્ગે જવું તે સ્ત્રી પોતે પોતાનો નિર્ણય કરી-કરાવી શકે છે. એટલે તેના માટે કશા બંધનની જરૂર નથી. તે અવસ્થામાં તો ઉચ્ચજ્ઞાન પ્રાપ્ત કરવા માટે તો સાધના ભાવે પણ સહશિક્ષણ ફરજિયાત થઈ પડે છે: કારણ કે અમુક સ્ત્રીઓ માટે કાંઈ કોલેજો સ્વતંત્ર સ્થપાતી નથી. અને સ્થપાય તો પણ હિંદ માટે તે દિલ્હી બહુ દૂર છે.

એક એવું મંતવ્ય પણ છે કે સહશિક્ષણ હોવું જ જોઈએ, સહશિક્ષણ વગર વિકૃતિનું પરિણામ ને પરિમાણ વધે છે. વિકૃતિઓ થતી અટકાવવાનો ઉપાય સહશિક્ષણ છે. એ મંતવ્ય અર્થ વગરનું ને ભ્રમ છે.

પ્રાથમિક શિક્ષણ (elementary knowledge) એટલે દસથી બાર વર્ષ સુધી છોકરા છોકરીઓ સાથે ભણે, એ ઇષ્ટ છે, સામાજિક દૃષ્ટિએ ને પોતાના જીવનની દૃષ્ટિએ ઉપયોગી છે. તેનો ખાસ લાભ તો એ છે અત્યાર સુધી રસ્તા ઉપર, ટ્રામોમાં કે ટ્રેનોમાં સ્ત્રી પુરુષનો સ્પર્શ થતાં આભડછેટ થયાનો જે દેખાવ કરવામાં આવે છે; દરવાજામાં કે દાદરાઓ ઉપર, સભા હોલમાંથી સભા બરખાસ્ત થતાં સ્ત્રીઓ બહાર નિકળતાં તેને અડવાની અસભ્યતા (?) ન થઈ જાય માટે તેને માર્ગ આપવામાં આવે છે અને સાથે જ વ્યંગ્ય કામુક દૃષ્ટિથી કટાક્ષ ફેંકવામાં આવે છે; જમણવારમાં ને યાત્રાસ્થળોમાં સ્ત્રીપુરુષોનો દેખાઈ આવતો ભેદ પડી જાય છે; ટ્રામ કે રેલવેમાં સ્ત્રી પેસેંજર આવતાં પુરુષો આડમ્બરભર્યું સન્માન આપે છે, સ્ત્રી પુરુષ સાથે ભટકાઈ જતાં અસભ્યતા ને હલકીવૃત્તિનો આરોપ મુકાય છે—એ બધી વસ્તુઓ ખરેખર આશ્ચર્યકારક ને વિચિત્ર છે. તેને નાબુદ કરવા માટે સ્ત્રી-પુરુષના સામાન્ય વ્યવહારમાં કોઈ પ્રકારનો ભેદ નથી એ સંસ્કાર ઘડવા પ્રાથમિક શિક્ષણમાં સહશિક્ષણનો પ્રચાર અને વિકાસ આવશ્યક છે. સામાજિક ને રાષ્ટ્રીય ઘડતરની દૃષ્ટિએ એ ઉપયોગી છે. તેમાં સહશિક્ષણ વ્યાપક બને તે ઇચ્છવાજોગ છે.

બારથી અઢાર યા વીસ વર્ષ સુધી માધ્યમિક શિક્ષણનો કાળ ગણાવો જોઈએ. તેમાં ગૃહજીવન, દાંપત્ય, સંતાનપાલન, ગૃહરક્ષા, જાતીયજ્ઞાન વગેરે સ્ત્રી ઉપયોગી જ્ઞાન તેમણે સ્વતંત્ર કન્યાશાળાઓમાં લેવું જોઈએ જ્ઞાનસંપાદનની દૃષ્ટિએ આ ઉમરમાં સ્વતંત્ર કન્યાશાળાઓમાં તેમને ખૂબ અવકાશ મળે છે. એક ચિત્તે અભ્યાસ કરી શકે છે અને વૃત્તિઓને ચચળ થવાનાં કારણોનો બહુ ઓછો સામનો કરવો પડે છે. તે ઉમરમાં સહશિક્ષણથી વૃત્તિઓની ચંચળતાને નાબુદ થવાની દલીલમાં વાસ્તવિકતા લાગતી નથી, અકુદરતી છે, હજી સુધી કોઈ દેશમાં તે સફળ થઈ નથી. માનસશાસ્ત્રથી વિરુદ્ધ છે. અને જ્યાં ચારિત્રને પુણ્ય, ઉત્તમ સદ્ગુણ કે મહાશક્તિ તરીકે સ્વીકારવામાં આવે છે ત્યાં માધ્યમિક શિક્ષણ લેતી યુવતીઓને સ્વતંત્ર કન્યાશાળાઓ જ વધારે લાભદાયી છે.

# પાનગોષ્ઠિ

અ-કવિ

કોઈએ બગાડવાની કળા વિષે લખ્યું છે ખરું; પણ હજી એ કળા પણ જેની પાસે અ-કળા જેવી લાગે તેવી એક નવીન જ કલા વિષે કોઈએ લખ્યું નથી. એમ કહેવાય છે કે જૂના વખતના નૈયાયિકો લડાઈમાં હારવું નહિ એટલી પ્રતિજ્ઞા કરીને બેસતા અને પછી એમને કોઈ હરાવી શકતું નહિ. માણસનો નિશ્ચય ઘણી વખત અજેય છે. ભર્તૃહરિએ તો લખ્યું છે કે રેતીમાંથી તેલ નીકળી શકે પણ આગળથી ન માનવાનો નિશ્ચય કરી બેઠેલાને કોઈ પણ માણસ મનાવી શકે નહિ. એક રીતે એને હઠ ન ગણતાં વટ કહી શકાય. વટ અને વળ—એ બન્ને લગભગ સમાન જેવા જણાતા શબ્દો વખતે એક જ ધાતુમાંથી નીકળ્યા હોય તો ના ન કહેવાય.

રેતીમાંથી તેલ નીકળતું નથી એ ખરું, પરંતુ માણસ ધારે તો એમાંથી પણ તેલ કાઢી શકે. પણ વટમાં ચડેલા નિશ્ચિતાર્થ માનવને કોઈ ફેરવી શકતું નથી. એમાં નિશ્ચય એ પ્રધાન તત્ત્વ નથી; 'મારો' એ પ્રધાન તત્ત્વ છે. તમારી એ દલીલ પણ સાચી, આ પણ સાચી, હું સમજું છું, પણ 'મારો'—બસ એ શબ્દ પાસે સઘળી દલીલો શાંત થાય છે.

આવા વટવાન [?] માનવોને ઘણી વખત દૂધમાંથી પોરા કાઢવાની કલા સાધ્ય હોય છે.

બગાડવાની કલા કરતાં આ કલા પ્રાચીન છે. બલિરાજા પાસે વામને ત્રણ ડગલાં પૃથ્વી માગી એમાં ખરી રીતે આ કલાનો આશ્રય લીધેલો છે. જે ત્રણ ડગલાં પૃથ્વી એને લેવાની હતી, તે તો, એના વામન રૂપને બલિરાજાએ આપી હતી.

વામનરૂપ મીટાવી વિરટારૂપ લેવું ને પછી કહેવું કે 'લાવ ત્રણ ડગલાં પૃથ્વી!' એ દૂધમાંથી પોરા કાઢવાની કલાનો પ્રાચીનકાલનો નમૂનો છે. વિશ્વામિત્રે, દશરથને ધમકાવી રામલક્ષ્મણને સાથે ઉપાડ્યા તે આ કલાને આધારે. રામચંદ્રે વાલીના વિનાશમાં આ કલાનો આશ્રય લઈ એક વિચિત્ર દલીલ મૂકેલી - 'આ પૃથ્વી પણ ઇક્ષ્વાકુ વંશની છે ને તેથી વાલીને માર દંડ દેવો ઘટે છે!'

યુરોપી રાજ્યો એકાદ પ્રજાજનના રક્ષણ અર્થે કરોડો પ્રજાજનને તોપને ગોળે ચડાવે છે એ આ કલા વિના સાધ્ય નથી.

વરુએ પેલા ઘેટાના બચ્ચાંને એ જ કહ્યું હતું 'તુ નહિ તો તારો દાદો!'

બગાડવાની કલાથી તો માણસે જે કામ કર્યું હોય તે નથી કર્યું કે ખરાબ કર્યું છે એટલું જ માત્ર બતાવી શકાય. આટલું જ બતાવવાથી ઘણી વખત નિંદારસની પરાકાષ્ઠા પ્રાપ્ત થતી નથી. રસનિષ્પત્તિનો નિયમ એવો છે કે સમુદ્રની ભરતી પેઠે એમાં રસની પરંપરા આવવી જોઈએ. બગાડવાની કલાનું ઉત્કૃષ્ટ સ્વરૂપ એ દૂધમાંથી પોરા કાઢવાની કલામાં રહ્યું છે. ઘણા માણસો કોઈ પણ વસ્તુ વિષે કેવળ નકારાત્મક વાત કરે છે. આપણે

કહીએ કે આ કવિતા સારી છે એટલે તેઓ કહેશે કે ના, કવિતા સારી નથી આના માણસો પ્રસન્ન નથી એક નકારાત્મક વાક્યથી, એમણે ઘણો આનંદ જતો કર્યો છે ખરી મઝા એ કેમ સારી નથી એ બતાવવામા રહી છે આવુ વિવરણ સવળાને સાધ્ય પણ હોતુ નથી ઉત્તમ વિવેચકો વિષે કહેવાય છે કે તે કોઈ પણ જાતનો નિશ્ચિત અભિપ્રાય નથી આપતા પણ જે વિવેચનશાસ્ત્રના નિયમથી પર છે, તેઓ હમેશા અભિપ્રાય ન આપતા દલીલો આપે છે દલીલો પૂરે તો દૂધમાથી પોરા કાઢી આપે છે છતા કોઈ પણ રીતે બીજુ ન કહેવાની એમની વટ તો કાયમ રહે છે

સારા વિવેચકોએ આખુ વ્યાકરણશાસ્ત્ર ડૂબી જાય તો ફિકર નહિ, પણ એમાથી 'પણ' ડૂબવો ન જોઈએ એ ધ્યાનમા રાખવાનુ છે 'આ કાવ્યગ્રથ છે ઉત્તમ 'પણ'— 'પણ' તમે કહ્યુ એટલે તમે ગમે તેટલા દૂધમાથી પોરા શોધી શકો એટલુ જ નહિ તમે 'પણ' મૂક્યુ એ જ બતાવે છે કે તમે વિચાર કર્યા વિના લખ્યુ નથી!

ઘણી વખત વેપારીઓ નામા ચોખ્ખા ન રહ્યા હોય ત્યારે દૂધમાથી પોરાનો આશ્રય લે છે

માલિકો ને મજૂરો તો એમના પર જ જીવે છે હક્કને નામે ચાલતી લડાઈઓ એના આશ્રય વિના તરત શાત થઈ જાય

આ દૂધમાથી પોરા કાઢવાના ન હોય, તો વકીલ માત્રને અપવાસ કરવાનો સમય આવે

ડોક્ટરોએ આ ક્રિયાનો આશ્રય લેવા જતુશાસ્ત્ર શોધી કાઢ્યુ છે આજે માણસ જેટલો તોપગોળાથી નથી ડરતો તેટલો જતુઓથી ડરે છે કોઈ પણ શ્રીમતના ઘરમાં જાઓ—એટલે ત્યા દેરેદેર જતુઓની જ ચર્ચા થતી હશે

વાયદા કરવા માટે દૂધમાંથી પોરા કાઢવા જેવો બીજો કોઈ પણ સરળ રસ્તો તમને નહિ મળે

અમને બાળપણમા એક વાઘજી મોચી મળેલો એના જેવો બહાદુર નર હજી તો શોધવો બાકી છે તમને કોઈ પણ કારીગરે બહુ બહુ તો કેટલા દિવસ રખડાવ્યા હશે? તમે પાંચ કહેશો, પદર કહેશો, બહુ બહુ તો એક મહિનો કહેશો પણ પૂરું એક વરસ રખડાવ્યા પછી વાઘજીએ અમને કહેલુ કે તમારા પગનુ પરમાણુ મારુ કયા મુકાઈ ગયુ' એ સાભરતુ નથી લાવો હવે બીજુ પરમાણું લઈ લઉ!!

એ બીજુ પરમાણું એણે લીધુ, અને ત્રણ દિવસની મુદત માગી ત્રણ દિવસ પૂરા થઈ ગયા ત્રીજે દિવસે બદા તો હાજર! કારણ કે નવરાધૂપ—કામ કાઈ મળે નહિ, ને જોડા પહેરવાનો શોખ ભારે

બીજુ કાઈ નહિ વાઘજીના જોડા એટલે ચમચમ થાતા આવે.

એ ચમચમ માટે થઈને જ એક વરસ ધ્યાન ધરેલુ

'કા વાઘજીકાકા, જોડા તૈયાર છે કે?'

'હા લ્યો, તમે આવ્યા કે? કાન સાળુ તમારા બાપા રસ્તામા મળ્યો'તા ને કેવાનુ રહી ગ્યુ કહી દીધુ હોત તો તમાર આજ ધક્કો થાત નહિ!'

'પગ જોડા તો તૈયાર જ છે ના?'

'હા, હા, આ પરમાણુ માડુ એટલી જ વાર!'

'પણ હવે તો ભાઈસા'બ, કરી આપો. એક વરસ થયું!'

'હવે તમારે ધક્કો ના થાય બીજું શું? એલા ક્યાં ગયો માવલો!—એ માવલા, ક્યાં મરી ગયો?' માવલો, વાઘજીનો નાનો સાળો અંદરથી દોડતો આવે: વાઘજી જાણે, આપણે કહ્યું તેનું શબ્દેશબ્દ પાલન કરવાનો હોય, તેમ માવલાને પૂછે: 'એલા, ભાઈનું પરમાણું માંડ્યું?'

માવલાને તો એની માએ શીખવીને જ જનમ આપ્યો હોય એટલે બોલે: 'તંઈ નથી માંડ્યું? કાલે તમે દપકો આપ્યો ત્યારનું માંડ્યું તો છે!'

વાઘજી હસતી આંખે, નરમ મુખમુદ્રાથી તમારી સામું જુએ: 'લ્યો બસ, હવે તમારે—આજ કયો વાર છે—ગુરુવાર નાં—? આ, શુક્ર, શનિ—ને રવિ—બસ, સોમવારે આવીને લઈ જાવ. નકર મંગળવારે જરૂર!—પણ જરૂર આવજો હો!'

તમારી પીઠ ન ફરે ત્યાં બેય જણા નિષ્ઠુર રીતે હસતા હોય!

મંગળવારે તમે જાવ— પણ તમને છેટેથી જુએ ત્યાં જ વાઘજી બૂમ પાડે: 'એ માવલા! ક્યાં મર્યો?—એલા ભાઈના જોડા લાવ જંઈ!'

માવલો જોડા લઈને આવે. કોકના જ હોય, એટલે તમને મોટા થાય.

વાઘજી માવલાને ધમકાવે: 'ઓટી વારનો નહિ તો? હજી પરમાણું લેતાં આવડ્યું નહિ. હવે નથી કરવા તારે જા—હું પોતે કરીશ!'

હું પોતે કરીશ એમ કહ્યું હોય એટલે તમારા અંતરમાં સારો માલ મળશે એમ આશા ઉત્પન્ન થઈ હોય. એટલે જ તમે કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ઊભા રહો. ત્યાં વાઘજી બોલે: 'ભાઈ, આવતે રવિવારે જરૂર!'

રવિવારે તમે વાઘજીને ત્યાં જાવ ત્યાં દુકાને નગરનું મુદ્રિયું તાળું લટકતું હોય!

સોમવારે સવારે તમે એને પકડો ત્યા વાઘજી સૂંઠનો લેપ કપાળે ચોપડીને બેઠો હોય: તમે કાંઈ બોલો તે પહેલાં જ બોલે: 'બાપા! હું તો મરી ગ્યો. કાંઈ તાવ આવ્યો'તો. આંહીં આઠ દિ થ્યાં કામે જ કોણ આવ્યું છે? આજ જ આવ્યો. હવે તમારું કરી નાખીશ—બાપા, બહુ દિ તમને દખી કર્યા. હવે આટલા ભેગું બે દિ વધારે—પણ બનાવું કોઈ માલ તમારે!'

એમ ને એમ તમારા પગ ને જોડા—પેલા ચક્રવાક મિથુનની પેઠે—દીર્ઘ સમય સુધી એક બીજાનો વિરહ ભોગવે! છેવટે તમને લાગે કે જોડા લેવા જાતાં પગ ખોઈ નાંખવા કરતાં હવે સારો રસ્તો કોક તૈયાર મળે તો લઈ લેવાનો છે—ત્યારે તમને આ દૂધમાંથી પોરા કાઢનાર બહાદુર નરની પૂરી પિછાન થાય.

કેટલાક એમ ધારે છે કે દૂધમાંથી પોરા કાઢવામાં માત્ર બહાનાં રજૂ કરવાની હોશિયારી સમાયેલી છે તો એ ભૂલ છે. જેમ તુંડે તુંડે મતિ ર્ભિન્ના છે તેમ બહાનાં કાઢવામાં પણ જુદા જુદા પ્રકારની હોશિયારી રહી છે. કેટલાકને બહાનાં આપતાં આવડે છે, પણ શોધતાં આવડતાં નથી: જેમ કેટલાક વિવેચકો વિવેચન કરી શકે છે, પણ તેમાંની દલીલો એમને ઉછીની લેવી પડે છે તેમ.

હવે માત્ર બહાનાં આપવામાં જ જો આ કલાની સમાપ્તિ થતી હોય તો તો એ કલા જ નથી; ખરી રીતે તો એ તો એનો એક પ્રકાર જ છે. નિંદારસમાં મજા માણનારા કહે છે કે જેટલી મજા નિંદા કરવામાં નથી એના કરતાં હજાર ગણી મજા નિંદા ફેલાવવામાં છે. ત્યારે દૂધમાંથી પોરા કાઢવા એ માત્ર બહાનાંશાસ્ત્ર નથી કે કેવળ નિંદાશાસ્ત્ર પણ નથી. એની કોટી એ બન્નેથી અનોખી જ છે. એક વિવેચકે એક વખતે જે કહેલું તે આ અનોખી કોટીની પરાકાષ્ઠાનું સ્વરૂપ બતાવે છેઃ એણે કહેલું કે આ ચોપડીમાં ત્રણ વસ્તુ વાંચવા જેવી છે. એક તો લેખકનું નામ: બીજું પ્રકાશકનું નામ: ત્રીજું પ્રગટ કરનાર કંપનીનું નામ. અમે એ ત્રણે વાંચી ગયા. એથી વિશેષ કાંઈ કહેવા જેવું નથી. અલબત બીજા વિવેચકે એને જવાબ વાળેલો કે એમણે જે વાંચવાનું ન હતું તે વાંચ્યું છેઃ ને જે વાંચવાનું હતું તે છોડી દીધું છે!

# પ્રેમ–અગ્નિ

જેઠાલાલ ત્રિવેદી

[ શાર્દૂલવિક્રીડિત ]

ઘેલી બોલ ન એમ તું,“ પ્રિયતમે સ્પર્શી જળાવ્યું ઉર, ”
પ્રાણાધાર સદા જળે, વિરહમાં તારા, ન તું જાણતી?
દોડી જાય દીવે પતંગ બળતું, જોઈ દયા સૌ ધરે,
કિન્તુ દીપક જન્મથી જળી રહે, તે ખ્યાલ ના કોઈને. *

* તાજેતરમાં પ્રગટનાર ‘પાંખડી’ નામના મુક્તકસંગ્રહમાંથી.

# પ્રાણેશ્વરી

આકાશમાં જલકણો સમુહે ઉડન્તા
મેઘો મને તુજ હયો સમ કેમ લાગે ?
ને પંખી ગાયક, ફુલો તુજ પાય ચિન્હો,
ચંદા સુરે મન તને મુજ કેમ ભાળે ?

હું તો ગયો જીવનના અટવંત ઝાળે
મુંઝાઈ છેક, ભમતું મન, ડાળ ડાળે
ઉડન્ત પંખી નિજ ઢુંઢતું જેમ માળો
બેચેન તેમ, જગમાં; નથી ક્યાંય આરો
દષ્ટિ–પટે નિરખતો હું બધી જ માયા
છે વિશ્વમાં ફિલસુફી વદતી ધીમેથી,
સ્હોયે રહે તુજ છબી જગમાં સુનેરી
ત્યાં કેમ હોય બધું ડોળ ? બને જ કેમ !

વિજ્ઞાનથી મન જગે સહુ વસ્તુ કેરી
જાણે ખરી સ્થિતિ, તથાપિ ન માનતું તે
મારૂં હૃદય; તુજ કૃપા–વરસાદથી હ્યાં
છાઈ રહી રૂપવતી કુલ–છાંટણીઓ
તેજસ્ભરી ચમનમાં જગના, અને તું
માળી બની રહી સદા રૂપ પોષતી એ.

તું સ્વર્ગ, સ્વર્ગ પૃથીવી ઉપરે નિગાહે
દેખાતું કે ન પરખાતું, ઉરે ય ત્યારે
શી રીતથી અનુભવું તુજ હસ્તિ ? તું તો
આત્માતણાં વિહિત બાર રહી જ ઠોકી.

જ્યારે દિશા કૃપણ વ્યોમની ક્રૂરતાથી
શ્યામા વડે ગુમ થતી, જબ આંધિ ઓળે
વૃક્ષો ડુગે, રવ ઠરે, બની સુમ શુન્ય
એકાંત શાંત ભયકાર બને પૃથીવી
ત્યારે મને દરદ ઉંડું ઉરે અગમ્ય

થાયે, ન તે હૃદય-રોગ, ન હૈયું દુઃખે,
એથીય ઊંડું કંઈ ગૂઢ ખુંચ્યાં કરે ને
શ્વાસે હરેક મન મારું રહે મુંઝાતું.
ત્યારે તને નિરખું હું મુજ બંધ આંખે,
ત્યારે સ્વરૂપ પરખી તુજ ઉડું પાંખે
હું કલ્પનાની, તજી ભોમ, ફરું સુદૂરે
તારાથીયે, રવિશશીથીય, સ્વર્ગથી યે
ને ઝાંખું ત્યાં કમલપુંજ વિષે સરંતે.
શીળાં ઝુલન્તી મૃદુલાં ગીત ગાતી એક
પ્રાણેશ્વરી; હૃદય ધ્રુજતું મારું છેક
છેલ્લા સુરે ગીતતણાં; તબ ત્હેણું ચોંકે
તારા ગીતે જ મુજ પ્રાણ, સુરે જે મારા
છે શ્વાસ; તું કમલમાં, મુજ આત્મ તેથી
બંધાયલો રૂપ વિષે, તુજ દર્શ કાજે
દૃષ્ટિ વળે, નયન તો નવ થાક માગે,
હૈયું કરાર તણી સ્હેજ ન રાડ પાડે,
ને પ્રાણના જીવનસોસથી સ્હેજ ભાગે.

હું તો ઉડું અબોળ અશ્વ પરે અગાધ,
ઉંડાણમાં, હૃદય ધ્રુજતું, પાય કંપે,
નેનો ફરે ભયભર્યાં, દૂર ભોમ ભાસે
ત્યાં કલ્પના-કમરબંધ તુટેલ લાગે.

ઉડ્યો ઉડ્યો અદીઠ ભોમ વિષે પડું છું.
રે! શોક, શોક, સખિ! જીવન હારતો હું;
સિંધુ વિષે સરી જઈશ ડુબી હું, વ્હાલી!
કે પર્વતે હું પછડાઈ તુટી પડીશ.

રોક્યો ન રોકી શકું અશ્વ હું કલ્પનાનો;
તુટી રહ્યો શ્વસન, અંતરે છે ગભરાટ
વાંચુંતણો, કર તું હે મુજ પ્રાણ આડો,
લે, લે, પડ્યો સખિ! ઉગાર તું આત્મ-ત્રાતા!

# 'વિવાહવિધિ' પર અમારી ચર્ચા

રમણલાલ છોટાલાલ મહેતા

**વિ**વાહવિધિ કેવી હોવી જોઈએ અને આધુનિક લગ્નભાવનાને પ્રાચીન લગ્નવિધિ શી રીતે બંધ બેસતી કરી શકાય, તે વિષે રા. પાંડે ચર્ચા ઉપસ્થિત કરી, તેના સૂચનરૂપે શ્રી કિશોરલાલ મશરૂવાળાએ 'પ્રસ્થાન'ના આગલા (જેઠ: '૯૩ના) અંકમાં એક નોંધ લખી છે. એ નોંધ મેં અને મારો મિત્ર શરદે સાથે વાંચી હતી એક વાર ગંભીરતાપૂર્વક વાંચ્યા પછી મારા મિત્રે સ્વસ્વભાવઅનુસાર તેની અગંભીર આલોચના કરવા માંડી. મને રસ પડવા માંડ્યો એટલે મેં પણ તેમાં ભાગ લેવા માંડ્યો. એ મારા મિત્રશ્રીની આગળ જેમ તમે ગંભીર દલીલો કરો તેમ તેઓ ખીલે એવા છે. એની ખરી મોજ ચાખવા માટે તમારે કેટલીક સામી દલીલો કરીને તમારે એમને ફક્ત સાંભળવાના. તેઓ કેટલુંક ખરું પણ કહી નાંખે, અને કેટલુંએક વાહિયાત પણ લાગે.... અમારે થયેલી ચર્ચા અહીં આપું છું. (અતિગંભીર માણસ તેનો રસાસ્વાદ કરશે કે નહિ તે વિષે મને શંકા છે; તેમજ આવા ગંભીર વિષયક લેખને હાસ્યસાધન બનાવી દેવામાં કોઈને દૃષ્ટિવિકૃતિ પણ લાગે; પરંતુ રસવિવેકીને એમ નહિ જ લાગે એ છાતી ઠોકીને કહી શકું.)

ચર્ચા એ સ્વરૂપે શરૂ કરવાની મારા મિત્રે તૈયારી કરવા માંડી. પુરી, મૂઠિયા, ગોળપાપડી કે સેવમમરા સિવાય ચર્ચા શરૂ કરીશ નહિ: એવી મારી અંતરપ્રેરણા છે, અંતરનો સાદ છે, એવી શબ્દે સૂચના કરી. સૂચના પ્રમાણે ઊંચા વાસી સેવમમરા પણ લાવી અને સેવમમરાની 'વાસીતા' ઢાંકવા, દરરોજ કસરત કરીનીરથી જ ભાંગે એવી ગોળપાપડી પણ સાથોસાથ લઈ આવી. એમ તેને ન્યાય આપવા માંડ્યો અને એ રીતે ચર્ચા શરૂ થઈ.

શરદે ઉપોદ્ઘાતરૂપે કહ્યું: "વ્યવહારમાં રૂઢ થઈ ગયેલી આજની વિવાહવિધિઓ મૂદેવો ટીકા સહિત જ બોલે છે; અને એ એમજ બોલાવું જોઈએ એમ મારું માનવું છે. એ રીતે કિશોરલાલભાઈની 'વિવાહવિધિ'—કિશોરલાલ પરણેલા છે કે હજી મારા જેવા જ છે? લેખ પરથી તો પરણેલા લાગે છે!—એ રીતે કિશોરલાલભાઈની 'વિવાહવિધિ' પણ સટીક જ શોભે. એ પારાયણ કરે છે મોટે ભાગે મહારાજો, એટલે આ ટીકા કરવામાં એક ભય તો છે જ,—મારા નામની આગળ કે પાછળ કોઈ 'ગોર' કે 'મહારાજ'નું બિરદ ચોંટાડશે. પણ એમાં મને વાંધો નથી; અને તે લોકો 'ગોર' કે 'મહારાજ' ફક્ત કહે નહિ પરંતુ ગણે અને પંચભાગ આપે તો એમાં મને જરાયે વાંધો નથી. આ દરરોજ અગિયાર વાગે પગ ઘસડતા જઈએ છીએ, ને છેક પાંચ સાડાપાંચે નોકરી પર નિસાસા મૂકતા છૂટીએ છીએ, તેના કરતાં તો આ ગોરપદું ઘણું જ ઉત્તમ. ગોર બનીને હું બધાને જ ઉપદેશ આપી શકું, આશીર્વચન કહી શકું, એકાદશીને દિવસે થોડા ગણગણાટ કરીને સહેજમાં પૈસો પડાવી શકું, કોઈ જન્મે કે મરે તે બંને વખતે દેવાધિદેવની માફક હર્ષશોકથી વિમુખ બનીને 'શિવ' કહીને મારું

'રિંગ' સાંધી શકું! પરંતુ મને કોઈ ગોર ગણે એમ નથી લાગતું. ઑને. મિ. મુનશી કાયદો કરી એટલું ન કરી શકે? મારા મિત્ર બનીને એટલું ન કરી શકે!"

મારા મિત્રે 'પ્રસ્થાન' હાથમાં લીધું અને મને તથા ઉષાને બતાવીને કહ્યું: "આ લેખમાં વપરાયેલા (ઘઉંમાં પુષ્કળ કાંકરા હોય એવા) ટાઈપ પરથી જ તમને સહેજે લાગશે કે આ 'વિવાહવિધિ'માં ઉપરથી જ આટલી બધી ભૂલો દેખી શકાય એમ છે, તો પછી વાંચીશું ને એક એક વાક્યને તપાસીશું, ત્યારે તો તેમાંથી કેટલીયે ભૂલો જડી આવશે! સાંભળો!"

શરદે એક પછી એક વાક્ય પોતાની ટીકા સહિત વાંચવાનું શરૂ કર્યું:

"સાંભળો! 'ટૂંકામાં ટૂંકો વિધિ કરવો હોય તો આ રીતે કરવો.' જુઓ ઉષાબહેન અને રમણભાઈ!–તમો પતિપત્ની હોવા છતાં તમને બહેન અને ભાઈ કહું છું તેમાં ખાસ વાંધો તો નથી ને? પરણ્યા પહેલાં તમે એકબીજાને 'ભાઈ' અને 'બહેન' જ કહેતા હતા ને?!—વિધિ ટૂંકામાં ટૂંકો કરો માટે પાણી પીવાનું લાવો. ચા નહિ જોઈએ; કૉફી પણ નહિ જોઈએ;–ઓવલટાઈનના પીઓ છો ને તમે?–ઓવલટાઈન પણ નહિ જોઈએ; દૂધ પણ નહિ જોઈએ; કંઈ નહિ જોઈએ; બસ ફક્ત પાણી જ જોઈએ." અને એને પાણી જ આપવામાં આવ્યું તે મારા મિત્રે થોડીક આનાકાની પછી, હું નાદાર થઈ ગયો છું એવો મુખેથી અને હાથેથી અભિનય કરી, કોઈ પીણું પીતો હોય તેમ ધીમે ધીમે ઘૂંટડા ઉતારતાં ઉતારતાં પીવા માંડ્યું અને સાથેસાથે ચર્ચા શરૂ કરી:

શરદ: "સાંભળો, કિશોરલાલભાઈ જે કહે છે તે:

'સવારે ચાર વાગે વરકન્યાએ ઊઠવું, નાહવું, ધોવું, ગામની ગોઠ વાળવી, કાંતવું, ધાર્મિક વાચન કરવું, સૂર્યનમસ્કાર કરવા, વડીલોને નમસ્કાર કરવા.'

"ઠીક, કોઈ કારણો વગર કાર્ય કરવાનું ફરમાવે તે એને જરાયે ગમતું નથી. હું કારણવાદી છું; વસ્તુનું કારણ માગવાની ટેવવાળો છું! . . . . . સવારના ચાર વાગે જ કેમ ઊઠવું? ચારને પાંચે કેમ નહિ? અને સાડાચારે ઊઠે તો લગ્નમાં શું વાંધો આવે?—"

હું વચ્ચે બોલી પડ્યો: "આપણાં શાસ્ત્રોમાં ચાર વાગે ઊઠવાનું કહ્યું છે. ચરક અને સુશ્રુતે, તેમજ પ્રહ્મ . . ."

શરદ: "અલ્યા, તારું સંસ્કૃત તો તદ્દન ખરાબ છે, થોડું સાહિત્ય ગોખી ગોખીને તો ઇન્ટર સુધી જેમ તેમ કરતાં પાસ થયેલો, છતાં આટલી બધી ગરબડ? બોલ, કોઈ પણ ઠેકાણે બતાવે છે, 'ચાર વાગે ઊઠવાનું' એવા શબ્દો? ચરક, સુશ્રુત અને બ્રહ્મભટ્ટની શું વાત કરે છે? એ લોકો સારા વૈદ્યો હતા એમ લગભગ બધા માને છે; પણ હું નથી માનતો. જૂના પડવામાં હું એક પ્રકારનું ગૌરવ સમજું છું. એ લોકોએ બનાવેલું એક પણ ટૉનિક બજારમાં મળતું નથી. એ લોકો સારા વૈદ્યો હતા તો મરી કેમ ગયા? દરરોજ કરતા હોને કંઈક જુદું અને સારું ગણાયેલું કરે છે તેમ લાગવાથી ચારપાંચ દિવસ તો ઠીક ઠીક તાઝગી અનુભવાય છે. પણ થોડા દિવસ પછી જરૂર એમ લાગવા માંડે છે કે ઊંઘ અને સુખને ઘણો સારો સંબંધ છે, અવિનાભાવ છે, માટે આમ ઊઠવાનું તો ચાલુ રાખીએ પણ ઊઠીને તરત પાછું ઊંઘી જવાનું પણ સાથોસાથ ચાલુ કરી દઈએ. હું પોતે સાડા છ સાત વાગે જ ઊઠું છું અને તેથી એટલા વાગે જ ઊઠવામાં માનું છું. ચાર પાંચ વાગે ઊઠનાર તદ્દન ગણ્યા ગાંઠ્યા જ છે અને લગ્ન કરનારાઓની સંખ્યા — Well! I wouldn't

try vainly to give any number and put limitation to the Unlimitable !—ચાર વાગે ઊઠવાની વાત વ્યવહારુ નથી; આદર્શ, હશે. ચાર વાગે ઉઠાડવાની વાત તો લગ્નના દિવસથી જ વર અને કન્યાને પજવવાનો પેંતરો છે.

"૯. અહીં એક બીજી પણ જબરી ભૂલ છે. કિશોરલાલભાઈએ વર અને કન્યા વચ્ચે સંબંધદર્શક ચિહ્ન (hyphen) મૂક્યું છે. હવે આ રીતે વિવાહવિધિ કરાવનાર ક્રાંતિકારી વર અને કન્યા—હું ધારું છું ત્યાં સુધી—હજી પરણ્યાં નથી; એક થયાં નથી. તો પછી વર અને કન્યા વચ્ચે સંબંધ બંધાયા વિના કશું સંબંધદર્શક ચિહ્ન હોઈ શકે જ કેમ ? તો પછી 'વર-કન્યા' એમ શબ્દપ્રયોગ કિશોરલાલભાઈ જેવા ભાષાવિજ્ઞાનીથી તો થઈ શકે જ કેમ ? આવી તો ઘણીયે ભૂલો આમાં આવી ગઈ છે !

"આ 'નાહવું-ધોવું'માં જ્યાં સુધી આપણે પૂરેપૂરા યુરોપિયનો બન્યા નથી ત્યાં સુધી માનવામાં હરકત નથી. . . . અને આ 'ગામની ગોઠ વાળવી' એ શું ? ગામડાંની વાતથી હું દૂર રહું છું. મને એ ગોઠ વાળવામાં સમજણ પડતી નથી. હા, એ રીતે કોઈની મશ્કરી કરવાની હોય તો એ આપણને કબૂલ છે. આ કાંતવાની વાત કિશોરલાલભાઈ આગળ ધરે છે તે પણ વ્યવહારુ નથી. શ્રી કિશોરલાલે વિવાહવિધિને વધારેમાં વધારે અનુકૂલ તથા વ્યવહારુ બનાવવા પ્રયત્ન કર્યો છે,—કંઈ નહિ તો ઓછામાં ઓછો વખત જાય એ રીતે. એ કારણને લઈને જ વ્યવહારમાં જે ઉપયોગી લાગે કે નીવડે તે મારે આગળ ધરવું પડે છે; આગળ ધરવું હું મારી ફરજ સમજું છું.—"

વચમાં જ ઉષા બોલી ઊઠી: "લગ્ન જેવા શુભ પ્રસંગે રેંટિયાનો મીઠો ગુંજારવ સવારના પહોરમાં જ, નજદીક બે કે ત્રણ ધુપસળી ચેતાવીને, ચાલુ કર્યો હોય તો શું સુંદર વાતાવરણ ખડું થાય ! જીવનચક્ર જેવો રેંટિયો ધીમે ધીમે . . . ."

મારા મિત્રે તરત લાઈટ બુઝાવી નાંખી અને કહ્યું: "તમારે જો આવી સેન્ટિમેન્ટલ (લાગણીપ્રધાન) વાતો જ કરવી હોય તો તમને એકલાં મૂકીને હું જોઈએ તો ચાલ્યો જાઉં ! પછી તમે એવી વાતો કર્યા જ કરજો ને ! કાંતતાં નહિ આવડે તેને રેંટિયાની વાર્તા કરવી બહુ ગમે. . . . હું તો એ વિધિનિયમમાં એટલું જ ઉમેરવાની દરખાસ્ત મૂકું છું કે કાંતતાં જેને ન આવડતું હોય, અને કોઈ આવે ત્યારે જ દશ દિવસ સુધી ધૂળ ખાતો પડી રહેલો રેંટિયો સાફ કરી કાંતવા બેસતા હોય, તેમણે લગ્નને દિવસે તો એવો દંભ ન જ કરવો. દરરોજ કાંતતા હોય તેમણે એ નિત્યનિયમ પાળવા માટે તે દિવસે પણ કાંતવું હોય તો કંઈ નહિ. પણ એવા કેટલા ? આપણા સુરતમાં 'એક' ભાઈશ્રી સિવાય નિત્ય નિયમ તરીકે કાંતનાર બીજા એક પણ બતાવશો ? અરે, જે દરરોજ કાંતતા હોય તે પણ લગ્નના દિવસે ન જ કાંતે તો ઠીક, કારણ કે લગ્નના વિચારમાં અને ધમાલમાં સૂતર આઠ નંબરનું જ નીકળે અને તે બધું ફેંકી દેવું પડે ! . . . અને આ 'ધાર્મિક વાચન' કરવાનું કહેલું છે તે તદ્દન—"

ઉષા વચ્ચે બોલી પડી: "'તદ્દન વેદિયાન લાગે છે. જ્યાં ને ત્યાં ધરમની વાતો,' કેમ એમ જ બોલવાનો વિચાર રાખ્યો છે ને ?"

કોઈનું બોલેલું પોતે બોલે તો મારા મિત્રને ગુજરાતી કહેવતનો યાદ આવે છે અને મન કડવું થઈ જાય છે. જરા ગુસ્સાથી એમણે કહેવા માંડ્યું: "ધર્મની તમને બહુ સૂગ

લાગતી લાગે છે. મને ધર્મની જરાયે સૂગ નથી,—હા, કર્મની છે તેની ના કહેવાય નહિ!— 'ધાર્મિક વાચન કરવું' એમાં કંઈ એમ જ સમજવાનું નથી કે ગીતા, કે મહાભારત, રામાયણ જ વાંચવું. કિશોરલાલભાઈ અનુવાદિત 'વિદાય વેળાએ' પણ વાંચી શકાય; મહાત્માજીની 'આત્મકથા' પણ વાંચી શકાય, અને ટાગોરની 'ગાર્ડનર' કે 'ગીતાંજલી' પણ વાંચી શકાય. ને ભૂલ્યો, પ્રણય પણ પરમાત્માની જ ઉપાસના છે ને? એ રીતે શેલી કીટ્સ બાયરન ગમે તે વાંચી શકો ને કૃતાર્થ થઈ શકો. આગળ સાંભળો આગળ:

'પછી વડીલોએ આવશ્યક સગાંવહાલાં અને મિત્રોને ભેગાં કરવાં અને મધ્યસ્થાને વરકન્યાને બેસાડી પોતે તેમની સામે બેસવું.'

"હું તો મિત્રો સિવાય બીજા કોઈને, ભાઈ, બોલાવું નહિ; હા, તે બધાને પોતે જ બોલાવ્યા છે એમ વડીલો માને તો એ 'માન્યતા' સામે હું વાંધો ન ઉઠાવું. 'પોતે તેમની સામે બેસવું' એમાં વડીલોને વધારે પડતી છૂટ અપાઈ છે, એમ તમને નથી લાગતું! ચાલો, કંઈ નહિ.

'પછી બન્નેનાં વડીલોએ બન્ને પરણનારને ચાંલ્લા કરી આશીર્વાદ આપવા. તે પછી, તેઓએ વરકન્યાને કહેવું કે હજુ તમને વિચાર ફેરવવો હોય તો આ છેલ્લી તક છે. બેમાંથી એકપણનું મન પરણવાથી પાછું ડગતું હોય તો તમે તમારી ઇચ્છા તે રીતે જણાવો.'"

અમે ત્રણે જણાં એ પ્રસંગચિત્ર મનમાં ખડું કરતાં હસી પડ્યાં.—ચાંલ્લા થઈ જાય, આશીર્વાદ અપાઈ જાય, પછી બધાંનાં દેખતાં જ કહેવું કે વિચાર ફેરવવો હોય તો હજી ફેરવી શકશો!!!

શરદે વિવેચન આગળ શરૂ કર્યું: "વર અને કન્યા પોતે કંઈ બહુ ખરાબ કામ કરતાં હોય તો આવી જાહેર ચેતવણી આપવી યોગ્ય ગણાય. બન્નેનાં મન તે વખત સુધી મળેલાં હોય, તે હવે જરૂર ડાર્યાં થવા માંડે; મન જરૂર પાછું ડગવા માંડે! 'સમય વરતે સાવધાન'નું જ આ રૂપાંતર છે. બિચારાં બન્ને ઉત્સાહી જનોનો ઉમળકો બધોયે ઓગળી જાય; બાકી રહેલા લગ્નદિવસોમાં પતિપત્ની એક હરફ પણ ઉચ્ચારે નહિ, ને વડીલો ઇચ્છે તે રીતે આપમેળે જ બધું થઈ જાય!.....અને આગળ તો જુઓ:

'બન્નેએ વિચાર કરવો અને જો તે મક્કમ રહે તો કહેવું કે અમારો પરણવાનો નિશ્ચય જ છે.'

"આટલાં બધાંને ભેગાં કર્યાં હોય, નવાંનક્કોર કપડાં પહેર્યાં હોય, ત્યારે કોણ મૂર્ખાઈનું પાત્ર બનવા કહે કે 'મારી ઇચ્છા નથી; મારું મન ડગે છે!' બાકી હું તો માનું છું કે બન્ને જો પૂરતો વિચાર કરે તો કદી મક્કમ રહી શકે જ નહિ."

મારા મિત્રે ઘડિયાળ તરફ જોયું. પોતે જો આ રીતે દરેક શબ્દે અને વાક્યે વિવેચન કરવાનું ચાલુ રાખશે તો સમય બહુ વીતી જશે એમ એને લાગ્યું, એટલે 'પ્રસ્થાન'માંનાં વાક્યો ગબડાવવાં માંડ્યાં.

શરદે વાંચવા માંડ્યું:

'વડીલો: "ત્રણ વાર એમ બોલો કે અમે અમુક અમુક (દા. ત. શંકર અને ગૌરી.—હું બીજો દાખલો આપું: શરદ અને.....) બન્ને એક બીજા સાથે લગ્નથી જોડાવા ઇચ્છીએ છીએ.'

—"આ પણ વર તેમ જ કન્યાની બદનક્ષી છે. ત્રણ વાર એમ કહેવું કે અમે બન્ને એકબીજા સાથે લગ્નથી જોડાવા ઇચ્છીએ છીએ, એ અમે ત્રણવાર લગ્નથી જોડાવા ઇચ્છીએ છીએ—ની બરાબર જ છે. છૂટાછેડા લેવાનું એમા સૂચન લાગે છે!"

મને બોલવાનું કયારનું યે મન થઈ રહ્યુ હતું; એટલે મેં કહ્યું: "વળી ત્રણ જ વાર કેમ? કંઈ કારણ? બે જ વાર બોલવામાં હું તો માનું છું. મારી પાસે તેના મજબૂત કારણો છે. બેની સંખ્યાનું લગ્નમાં પુષ્કળ મહત્ત્વ છે. યતુ લગ્ન વર અને કન્યા એ બે જ જણનું છે. એ વર અને કન્યા (સ્થૂલ દૃષ્ટિએ તો જાનવર ન જ હોવાને કારણે) બન્નેને બે હાથ, બે પગ અને બે આંખો છે; ત્રણ નથી. 'વર-કન્યા' એ પોતે જ દ્વંદ્વ સમાસ છે. વળી સંસ્કૃતમાં પત્નીને દ્વિતીયા કહે છે અને વરકન્યાએ દ્વિતીય આશ્રમમાં પ્રવેશ કર્યો, એમ કહેવાય છે. આ ઉપરાંત લગ્ન પછી—મોટે ભાગે લગ્ન પછી જ—પત્નીશ્રી થોડા સમયમાં દ્વિહૃદયા થાય એ પણ તદ્દન સ્વાભાવિક વસ્તુ છે."

શરદ: "અરે, જરા ધીમે! તમારી વાત સાધારણ માણસને તરત ગળે ઊતરી જાય એવી છે! પરંતુ બે કરતાં ત્રણનુ મહત્ત્વ ઘણુ જ વધારે છે. દ્વિ કરતાં ત્રયનું પ્રમાણ પણ દુનિયામાં ઘણું જ વધારે છે. 'ત્રણ' તો આદિ છે; બધી વસ્તુઓનુ મૂળ છે. મૂળ રંગો પણ બે નહિ, ત્રણ છે. આ પેલુ બારીની બહાર દેખાય છે તે બ્રહ્મ પણ બે નહિ પણ ત્રણ ભાગમાં વહેંચાયેલું છે એમ મનુસ્મૃતિમાં કહેલું છે. त्रयं ब्रह्म सनातनम्। મુખ્ય વેદો પણ ત્રણ કહેવાય છે. ऋग्यजुःसामानि। આ દુનિયામાં રાજ ચાલે છે તે પણ ત્રણ મિસ્ટરોનું જ ચાલે છે—બ્રહ્મા, વિષ્ણુ ઔર મહેશચાચાનું. એ રાજકર્તાઓ ફાસિસ્ટ છે પણ એ 'પ્રસ્તુત' વિષય નથી. સંગીતમાં પણ મુખ્ય તાલ ત્રિતાલ છે. અને તમે દ્વિહૃદયાની વાત કરતા'તા ને? તેમાં પણ ઊંડી દૃષ્ટિથી જોશો તો લાગશે કે વિકાસવાદની દૃષ્ટિએ એમાં પણ એના ત્રણ થવાનું જ અંતર્ગત છે.

"એ પછીના ફકરામાં કિશોરલાલભાઈ વરની પાસે પ્રતિજ્ઞા કરાવવાનું કહે છે કે હું ગૌરીને મારી ઠોકીશ નહિ, દુ:ખ નહિ આપુ, એની 'તબિયત સંભાળીને' (=બનાવટ કરીને?) એની જોડે વર્તીશ, જે રીતે હું મારો નિર્વાહ કરીશ તેવી જ રીતે એનો નિર્વાહ ચલાવીશ, (અર્થાત્ હું અપવાસ કરીશ તો એની પાસે પણ અપવાસ કરાવીશ) ભાગ શોખો માટે પૈસા ખર્ચીશ નહિ; તેમજ તે પછીના ફકરામા કન્યા પાસે પ્રતિજ્ઞા લેવડાવવાનું કહે છે કે હું એમની દાસી નહિ થાઉં તેમ સ્વામિનીયે નહિ થાઉં, કપડાં દાગીના વગેરે માટે એમને સંતાપીશ નહિ—સ્ત્રીઓનું આમાં ઠીકઠીક સ્વભાવદર્શન કરાવ્યુ છે!—વગેરે; આ બધામાં, હું ધારું છું તેમ, એક વિશિષ્ટ તત્ત્વ છૂપુ રહેલું છે. મેં તમને અડધાએક કલાક પર કહ્યું હતું ને કે મારે ચા નહિ જોઈએ, કૉફી પણ નહિ જોઈએ, ઓવલટાઈન પણ નહિ જોઈએ, દૂધ પણ નહિ જોઈએ, એના જેવુ એ લાગે છે. હમણાં હું ઘેર જઈ ને બાપાજી આગળ પ્રતિજ્ઞા કરું કે હું બજારમાંથી શાક ખરીદતાં વધેલા પૈસા ખિસ્સામા રાખી નહિ મૂકું, રમણ સખત માંદો છે એમ કહી કુમુદ સાથે સિનેમા જોવા કે ચાંદનીમાં ફરવા ચાલ્યો નહિ જાઉં, ભૂખ નથી કહીને સુમિત્રાને ત્યાં જમી નહિ આવુ, પ્રોફેસરે આપેલ નોટ્સ વાંચું છું તેમા કોઈએ મને અડચણ ન કરવી એમ ઢોંગ કરી ઊર્મિના પત્રો વાચ્યા નહિ કરું, તો પિતાશ્રી જરૂર બીજા દિવસથી જ મારા પર આંખ રાખતા થઈ જાય, હું જે કહું કે કરું, તેમાં ભરોસો જ ન મૂકે!"

ઉષા મારી સામું જોઈ હસતાં હસતાં બોલીઃ "અને કિશોરલાલભાઈએ આમાં આટલું ખાસ ઉમેરવું જોઈએ કે 'હું એને લીધા વિના એકલો સિનેમા જોવા નહિ જ જાઉં!'"

મેં કહ્યું: "અને એનો અમલ પણ શરદે વિવરણ કર્યા બરોબર જ થશે!"

ઉષાઃ "વારુ!"

શરદે આગળ ચાલવા માંડ્યુંઃ "અને ત્યાર પછીના ફકરામાં બધું 'ધર્મ' થી જ કરવાનું કહેલું છે.—ધર્મથી સુખ ભોગવીશું, ધર્મથી પ્રજા ઉત્પન્ન કરીશું, અને ધર્મથી તેને ઉછેરશું, વગેરે સબ-ધર્મથી. એટલે પરણતાં પહેલાં, 'ધર્મ' શી ચીજ છે, તે જાણવી જોઈએ એમ હું ધારું છું—જે સમજતાં જિંદગીનાં પચાસસાઠ વર્ષ તો સહેજે ચાલ્યાં જાય! હં, ને ત્યાર પછી લેખકે લખ્યું છેઃ

'પછી આચાર્યે મળી બન્નેનો હાથમેળાપ કરાવવો. આવેલાઓએ ચોખા કે ફૂલ નાંખવાં.'

This આચાર્ય is a great nuisance. હું તો મારો હાથ તેને આપું જ નહિ અને પેલીનો હાથ જો માગે તો જંગ જમાવી મૂકું. એને જ્યાં હૃદયમેળાપ થઈ ગયો હોય ત્યાં આ હાથમેળાપની ધમાલ શી?" મારા મિત્ર હવે અંગ્રેજીમાં બોલવા માંડ્યુંઃ "Yet if it is necessary to perform any kind of such ceremonies before the pair is allowed to *go off*, it should be carried out thus:—

Husband: "Miss Gauri! will your Honour be kind enough to give me your hand (no pampering abjectives before 'hand' as 'beautiful and sweet,' *when all are present*)?"

Wife. (giving her hand): "Surely. Oh! I am so much grateful to you!"

Husband: "Thank you!"

Wife: "Thank you!"

ભલે આ બધું ગુજરાતીમાં થાય. તેનો મને વાંધો નથી. અને હા, આ 'આવેલાઓએ ચોખા કે ફૂલ નાંખવાં' સંબંધી તારો શો અભિપ્રાય છે?" છેલ્લું વાક્ય શરદને કંઈક યાદ આવતાં તેણે આંખો ઝીણી કરીને પૂછ્યું.

મેં જવાબ વાળ્યોઃ "એ તો, ભાઈ, આપણને જરાયે કબૂલ નથી. મારા લગ્નને બહુ વખત નથી થયો; બધું યે મને યાદ છે. તારા જેવાને ચોખા નાંખવાનું કહ્યું હોય તો તે ચોખા નાંખે નહિ, ચોખા મારે! થોડા ચોખા નાકમાં જાય, થોડા માથામાં ભરાઈ રહે અને થોડા મૂછમાં આશ્રય શોધે.

ઉષાઃ "આમાં થાળી વગાડવાનું તો આવ્યું જ નહિ!"

શરદ: "એ થાળી વગાડવાની તો હું બહુ જ વિરુદ્ધમાં છું. સંગીતનો જેને જરા પણ પરિચય હોય તે તો એને ધૂતકારે. પેલી કાંસકીથી એકમેકના વાળ ઓળવાની (=ઓળેલા વાળ વિખેરી નાંખવાની) આપણા વાણિયાઓની વિધિ કાઢી નાખી છે, તે મને તદ્દન અરસિક લાગે છે. તેમજ એકીબેકીની રમત કાઢી નાંખી છે તે મને જરાયે ગમતું નથી."

મેં કહ્યું: "તદ્દન ખરી વાત, કેમ ઉષા?"

ઉષા હસી પડી. ('મોતી વેરાયાં' એમ તો હું જ્યાં સુધી ત્રણ થયો નથી–કવિ થયો નથી–ત્યાં સુધી નહિ લખું!) ઉષાને અમે રમેલી એકીબેકીની રમત યાદ આવી! મને પોતાને જ ખબર ન હતી કે મારા હાથમાં કેટલાં ઝીણા સોપારી છે, પણ મેં ધાર્યું કે બે સોપારી હોવા જોઈએ. પણ ઉષાએ કહ્યું કે ત્રણ, અને નીકળ્યા પણ ત્રણ! ઉષાનો હાથમાં ત્રણ હતા ને મેં કહ્યું કે દો. બને વખત 'હું હાર્યો અને ઉષા જીતી.' ઉષા પરેખર જીતી કારણ કે આજે પણ, એણે રૂપકેમાં ભવિષ્ય ભાખ્યું હતું તે પ્રમાણે, અમે બે નહિ, પણ ત્રણ નીકળ્યાં છીએ; અમારે ઘરમાં પણ, પહેલાંની 'ન–જેમ,' વ્યાકરણનાં ત્રણે લિંગોનો તેમજ પુરુષોનો ઉપયોગ કરવો પડે છે!

ઉષા: "શરદભાઈ! આમ કરીએ તો શું? કોઈ વિધિ જ ન કરીએ, પણ એને બદલે ફક્ત જાહેર કરીએ કે અમને હવે પરણેલાં ગણવાં! અને .... (ઉષાએ કંઈક લહેકા સાથ બોલવા માંડયું:) એમ જાહેર ન કરીએ તો પણ શું? થોડા વખતમાં જનતા તે જાણવાની જ છે ને? અને ન જાણે તો પણ શું? આપણે ક્યાં લોકોને બતાવવા ખાતર બધું કરીએ છીએ?!

શરદ: "હા, આ પણ કંઈ તદ્દન ખોટું નથી. આ ચર્ચા કરવાનો મારો લગભગ એ જ ઉદ્દેશ હતો... ચલો ભાઈ! હવે મારે જવું જ જોઈએ, નહિ તો (શરદે ગાવા માંડયું:) રાંધેલું ઢંકાઈ જશે ને મારી વાત 'ખરી' થઈ જશે! ચાલો ઉષાબહેન! સાહેબજી."

મેં કહ્યું: "એઈ, મને તો સાહેબજી કર!"

શરદ: "ઉષાબહેનને કરી તેમાં તું આવી ગયો."

મેં કહ્યું: "ના, મને સાહેબજી કરે તેમાં ઉષા આવી જાય.—અર્ધાંગના!"

શરદ: "પહેલાં એમ હતું, આજે સ્રીસન્માનના જમાનામાં એ નહિ ચાલે!"

# નવદીક્ષિત

[ નવદીક્ષિતોના ક્ષેમાંયાર્થનાં સાથે ]

તનસુખ ભટ્ટ

સાંતી લઈ ખેડુત ખેતરેથી
પાછો વળ્યો, ગશ ઉનાળો શીંગડે
દાંઢા તણે. ખેતર છોડિયું ને
કાંધે થકી ધોંસરું ઊંચક્યું ત્યાં
માથું નમાવી બળદો છુટા થયા.

રોપી, પછી મૂંસરી એક છેડે
પૃથ્વી પરે, પૌરુષના પ્રતીક શો
પટેલ જ્યાં જાય, ફળી વિષે ત્યાં
દીઠો બેઠો, ઉજ્જ્વલ વસ્ત્રધારી
કો ભાવનામૂર્તિ સમો જુવાન.

આલિંગતા કેશ શિરે સુગંધી
ખશે દબાવેલ, સુનેરી સોહતા;
ધોબી-ધુયેલાં ગળીમાં ઝબોળ્યાં,
ઇસ્ત્રી ચીપેલાં, ઘડીઓ વળેલાં
વસ્ત્રો તહિં સંસ્કૃતિ-મેળ સૂચવે.

હસીને જુવાન તે
કહે "નથી કાંઈ જ કામ ધડકીનું
ને ખાટલાની તકલીફ કાજ શે ?"
પટેલ લીલો રજકો નીરીને
થાકેલ દેહે પછી ઓટલો ચડ્યા
ઈમે દઈ ભાગ જુવાન બેઠો
હતો તહિં તે પડખે ગયા ને
ધીમેશથી પાંગત કોર બેઠા.

"આવ્યા ભલે બાપુ, ભલે પધાર્યા"
મૂછો સમારી ઉચર્યાં પટેલ
એ કુલીનશેવી ફૂટડા જુવાનને.
"પટેલ છે આવક કેટલી ઘરે
ને આશરે કેટલું ખર્ચ આપનું ?
છે કર્જ કાંઈ તમને ? કહીયે
ગગાશિયો તોગ થકી દબાવે ?"

ને કર્જની વાત દીધી દબાવી
"હું તો કહું છું" વદિયો જુવાન
ઉત્સાહથી, "આ દુનિયા બધી યે
વ્હેંચાઈ છે શોષિત—શોષકોમાં
ગરીબને નિત્ય નવેથી ચૂસવા
દબાવવા સ્થાપિત સૌ હિતો ચહે
પૂંજીપતિઓ કરવા મજાહ
સામ્રાજ્યવાદી બળ કેરી સોડ
શોધે હમેશા નિજ સાથ કાજે
આ ધર્મ-ધંધા કરનાર બ્રાહ્મણો
છે સર્વ ખંધા, સહુ સ્વાર્થ સાધુઓ
ગરાસિયા તો નરમાખ જાણવા
ને વાણિયાઓ ચુસતા જળો બની"

પટેલ આશ્ચર્ય થકી મુંઝાઈ
અજ્ઞાનતા-ભાન થકી દબાઈ
શબ્દો-નવાથી વળી ગૂંચવાઈ
સુણી રહ્યા સંસ્કૃત પાર્વની ગિરા
યથા સુણે વ્યાસ તણી કથાને
શ્રદ્ધા તણી કારી પડી ન કેવી
ધીમે ધીમે પાંપણીઓ બિડાઈ
બે ચાર ઝોકાંય લીધાં ધીમેથી
તંદ્રા મહીં શબ્દ સુણે છ છૂટા

"સૌ શોષિતો પીડિત ક્રાન્તિ ભવ્ય,"
ત્યાં એક મોટું વળી ઝોકું આવિયું

'આતા! હવે વાળુ થયું તૈયાર'—
ની બૂમથી બે જણ જાગિયા તહીં
વિચાર ને ભાષણમાં વહેન
જુવાન ને એ ઘરનો ધણી જે
મજૂરીથી નીંદરમાં મળ્યો હતો

"લ્યો વાળુ થયું ત્યાર" વદ્યા પટેલ
"ના જાવું છે પાછું શહેર માંહી
સભા વિષે ભાષણ બીજું આપવા"
કહી ઊઠ્યો એકલ એ જુવાન

ટિકિટ કાઢી પછી સ્ટેશને જઈ
કૈં યાદ આવ્યું, સહસા વળ્યો તે
પ્યાલા અને કીટલીની દિશામાં
ઉત્સાહમાં, ધ્યેય તણા પ્રચારમાં
ભૂલ્યો હતો પેય, અડાડ્યું હોઠથી

પીધી છતાં ચિત્ત પ્રસન્ન ના થયું,
ને ખેદનું કારણ કાંઈ ના જડ્યું.
શાસ્ત્રીય રીતે, કરતા પૃથક્કૃતિ

# અમેરિકાની ખેતી અને ખેડૂત

[ એક પત્ર ]

પુરુષોત્તમ જે. પટેલ બી. એ.જી.

અત્રે (અમેરિકા) આવ્યાં પહેલાં આ દેશના ખેડૂતની આબાદી વિષે ઘણી વાતો સાભળી હતી. તેમાં કેટલીક અતિશયોક્તિવાળી પણ હતી, જેવી કે હિમના વખતે કપાસના ખેતરોને ગરમ કામળીઓથી ઢાંકી દેવામાં આવે છે! તપાસ કરતાં જણાયું હતું કે આ બીના સત્ય નથી. આયોવા સ્ટેટમા ઘણાં ફાર્મ જાતે જોવાનો લાભ મને મળ્યો, અને અહીંના ખેડૂતની સ્થિતિ જાણવાનો પણ લાભ થયો. ખરેખર, સુખી અને આબાદ ખેડૂત એ દેશનુ ગૌરવ છે. જગતભરના સર્વ દેશોમાં આ દેશની જાહોજલાલી પ્રથમ પંક્તિએ ગણાય છે, અને તેમાં ખેડૂત શો ભાગ ભજવે છે એ જાણવાની ઉત્કંઠા હરકોઈને થાય. અત્રે આવ્યા પછી મે જે કાંઈ જોયુ અને જાણ્યુ તે આપની જાણ માટે નીચે આપુ છુ:—

આ દેશ વિસ્તારમાં ઘણો મોટો છે. એનુ ક્ષેત્રફળ આપણા દેશ કરતાં લગભગ બમણું છે અને ખેડાણ જમીન અઢીગણી છે. દેશ નવો હોઈ જમીનમાં કસ પણ સારો છે, જેથી થોડી મહેનતે અને ઓછા ખર્ચે સારો પાક લેઈ શકાય છે. દેશના હવામાન તથા વરસાદપાણી પણ ખેતીને ઘણા અનુકૂળ છે. વરસાદ જોઈતા પ્રમાણમાં નિયમિત થાય છે.

શિયાળામાં અતિશય ઠંડી પડતી હોવાથી ખેતીને નુકસાન કરતાં જીવજંતુઓ અને રોગનાં બીજનો મોટે અંશે નાશ થાય છે, જેથી ખેડૂતને તે બાબતનો બહુ ઉપદ્રવ થતો નથી. ઉનાળામા ગરમી ૧૦૦° એફ. સુધી દેશના મોટા ભાગમા જતી હોવાથી સૂર્યના તાપથી ધરતીને થતા ફાયદા પણ મળે છે. આપણા ત્યાંની માફક અત્રે વર્ષાઋતુ નામની ઋતુ જ નથી. વરસાદ બારેય માસ વરસે છે. શિયાળામા તે બરફના રૂપે વરસે છે. એપ્રિલ તથા મે માસમાં સારા પ્રમાણમા થાય છે. જ્યારે જુલાઈ ઑગસ્ટ એ કોરા મહિના ગણાય છે. માર્ચ એપ્રિલમાં જમીન પરનો બરફ ઓગળી જાય છે, અને ત્યાર બાદ તેમાં વાવણી કરવામાં આવે છે. ગુજરાતના ખેડૂતની સામાન્ય માન્યતા છે કે હિંદુસ્તાનની ધરતી એ કાચું સોનું છે પરંતુ અત્રેની સ્થિતિ સાથે સરખાવતા એ ખ્યાલ અને અભિમાન ખોટાં ઠરે છે.

હરકોઈ દેશની માફક અત્રે પણ જમીન અને હવામાન સર્વત્ર એકસરખા નથી, પરંતુ પ્રાન્તવાર તેમાં ફેર પડે છે. મને જે જોવાનુ અને જાણવાનું મળેલુ છે તે આયોવા સ્ટેટ અને તેની આસપાસના પ્રદેશને લગતુ છે. આ દેશમા આ મુલક ખેતી માટે સારો ગણાય છે અને એથી કરીને ખેડૂતની આર્થિક સ્થિતિ સારી છે.

દેશના મુખ્ય પાકો—મકાઈ, કપાસ, ઘઉં, ઓટ, બાર્લી, તમ્બાકુ, શેરડી, શાકભાજી અને ફળફળાદિ છે. પકવેલાં ધાન્યનું મોટું પ્રમાણ જાનવરોના ખોરાક તરીકે વપરાય છે, અને એમને હૃષ્ટપુષ્ટ કરી બજારોમાં વેચવામાં આવે છે. પ્રજા માંસાહારી હોઈ આ જાનવરોનો મોટો ઉપાડ થાય છે, જેમાં ડુક્કર, બળદ અને ઘેટા મુખ્ય છે. આ ઉપરાંત દૂધ માટે ગાયો અને ખેતી માટે ઘોડા પણ ઉછેરવામા આવે છે. દૂધ માટે ગાય સિવાય બીજુ જનાવર જોવામાં

આવતુ નથી. ગાયનું દૂધ ભેંસના દૂધ જેટલુ પુષ્ટિકારક હોતુ નથી પરંતુ પ્રમાણ સારું હોય છે. સાધારણ ગાય એક દિવસનું ૩૦-૩૫ પાઉન્ડ દૂધ આપે છે, જ્યારે સારી ગાય ૫૦-૬૦ પાઉન્ડ દૂધ આપે ખરી. શહેરમાં દૂધ અઢી આને પાઉન્ડ અને સામાન્ય એક રૂપિયે પાઉન્ડ વેચાય છે, જે ખાવાની બીજી ચીજો કરતાં સસ્તી ગણાય. ગાયમાંથી કસ ઓછો થવા માંડે એટલે એને કતલખાને વેચી દેવામાં આવે છે, જેથી આર્થિક દષ્ટિએ એમાં સારો ફાયદો થાય છે. દિનપ્રતિદિન ઘોડાનો ઉપયોગ ઘટતો જાય છે અને એને બદલે ટ્રેક્ટરનો વપરાશ વધે છે. આ સિવાય દરેક ખેડૂત મરઘા બતકા મોટા જથ્થામાં ઉછેરે છે અને એના વેચાણમાંથી થોડી આવક પ્રાપ્ત કરે છે.

ખેતી આબાદ હોવા છતાં જમીનની કિમ્મત આપણા ત્યાંની માફક આકરી હોતી નથી. સાધારણ પ્રકારની જમીન એકરે સો (૧૦૦) ડોલરના ભાવે (રૂપિયા ૨૭૫) વેચાતી મળે છે. મહેસૂલનો દર પણ આકરો નથી. આખા સ્ટેટનો સરેરાશ દર ૯ ડોલર આવે છે. એક ડોલર વટાવીએ તો પોણા ત્રણ રૂપિયા મળે પરંતુ તેની બજાર, ચીજ ખરીદવાની શક્તિ આપણા ત્યાંના એક રૂપિયા બરાબર ગણી શકાય. ખેતીને અંગે, ખપ પૂરતી મૂડી અત્રેની બેન્કો ખેડૂતને ૭ ટકાના વ્યાજે ધીરે છે, જેથી નાણાં મેળવવામાં બિલકુલ હાડમારી પડતી નથી. ખેડૂતની પ્રામાણિકતાનું ધોરણ ઊંચું હોઈ નાણાં પતાવવામાં અડચણ આવતી નથી, અને એથી કરીને પરસ્પરનો સંબંધ જળવાઈ એકમેકને લાભદાયી નીવડે છે.

જમીનના વિસ્તારના પ્રમાણમાં દેશની વસ્તી ઓછી હોઈ અને ખાસ કરીને ખેતીનો ધંધો કરનારાઓની સંખ્યા કમી હોવાથી સામાન્ય રીતે એક ફાર્મ સરેરાશ ૧૫૦ એકરનું હોય છે. આખું ફાર્મ એક જથ્થામાં હોય છે જેથી મશીનરી વાપરવાનું અનુકૂળ પડે છે. ખેડૂત કુટુમ્બ સહિત ફાર્મ પર ઘર બાંધીને રહે છે. આ ઘર પાકાં અને કાયમી રહેઠાણ માટેનાં હોય છે અને તેમાં બધી સગવડ કરેલી હોય છે.

આપણા ત્યાંની માફક અત્રે ગામડાં જેવી સંસ્થા જોવામાં આવતી નથી. એક શહેરથી બીજે શહેર જઈએ તો ખેતરે ખેતરે મકાનો જોવામા આવે. આમ એકબીજાથી વિખૂટા રહેવાથી માંહેમાંહે વિખવાદ અને ઇર્ષ્યા જવલ્લે જ થાય છે; એથી પોતાનું કામ બગાડી કોર્ટમાં દોડાદોડ કરવાનો પ્રસંગ ભાગ્યે જ આવે છે. બાળકોના અભ્યાસ માટે દર ચાર ચોરસ માઈલે એક નાની સ્કૂલ અને દર વીસ ચોરસ માઈલે એક મોટી સ્કૂલ એમ સરકાર તરફથી ચલાવવામાં આવે છે. દરેક ફાર્મને તારની વાડ કરેલી હોય છે, એટલે એક બીજાનાં ઢોર પોતાની હદની બહાર જઈ શકતાં નથી અને તેથી પાકને નુકસાન થતુ નથી.

ખેતીનુ સર્વ કામ મુખ્યત્વે ટ્રેક્ટર વડે કરવામાં આવે છે. મશીનોની બનાવટ એવી કરવામાં આવી છે કે હરકોઈ કામ, જેવું કે ખેડવું, કરબ દેવી, દેફાં ભાંગવા, ઓરણી કરવી, કરબડી દેવી, કાપણી, મશળવાનું કામ વગેરે એક જ માણસ એકલે હાથે કરી શકે છે. એક માણસ બીજા ફાલતુ એક જ મજૂરની મદદથી વર્ષની ૧૫૦ એકર જમીન ઉથલાવી શકે છે. ખેતીમાં મજૂર કરવા આ દેશમા પાલવે એમ નથી, કારણ કે એક દિવસનો ઓછામાં ઓછો રોજ ત્રણ ડોલરનો હોય છે, આથી કરીને મજૂરીનું બધુ કામ મશીનરીથી લેવાય છે. મશીન વાપરવાથી હાડમારીનુ કામ મટેવાઈથી, ઝડપથી અને સસ્તું થાય છે. આ દેશની ખેતીની આબાદીના મુખ્ય કારણોમાં મશીનરીને એક સ્થાન આપી શકાય. મશીનરી વાપરવામાં

શરૂઆતમાં મોટી મૂડી રોકવી પડે છે; પરંતુ જ્યાં સુધી એ દેશમાં જ બનાવવાની હોય ત્યાં સુધી તે એકંદરે નફાકારક છે. મશીનરી બનાવનાર કારીગર પોતાની રોજીમાંથી તે ખેડૂતનો માલ ખરીદે છે એટલું જ નહિ, પરન્તુ, પોતાની સ્થિતિ સારી હોઈ, ભાવ પણ સારો આપે છે. મશીનરી ચલાવવા માટે તથા તેના સમારકામમાં અત્રે કાંઈ મુશ્કેલી આવતી નથી. કારણ કે ખેડૂતને ખેડ ઓરણી વગેરે શીખવાનું હોય છે તેની સાથે આ પણ પ્રથમથી જાણવાનું હોય છે, અને તે શીખવાય છે. અત્રેના ખેડૂતને ખેડૂત કહેવો કે મિકેનીક કહેવો એ ઠરાવવું ઘણું અઘરું કામ છે. દરેક ફાર્મ પર એક નાની વર્કશોપ હોય છે જેમાં સુથારી-લુહારી કામનાં બધાં હથિયાર રાખવામાં આવે છે અને ખેડૂત તે વાપરી જાણે છે.

આ દેશના સમાજમાં આપણી માફક નાતજાતના વિભાગ નથી જેથી કરીને ગમે તે માણસ ગમે તે ધંધો કરી શકે છે. વકીલ, ડૉકટર અને સરકારી અમલદારીનો ધંધો ચઢિયાતો અને હજામ, મોચીનો ઊતરતો એવી માન્યતા લોકોમાં જરા પણ નથી. પ્રામાણિકપણે જે ધંધામાં પોતાની રોટી કમાવાય તે બધા ધંધા સારા અને સરખા ગણાય છે. પાદરીના દીકરાને હજામ કે મોચીનો ધંધો કરવામાં કાંઈ નાનમ લાગતી નથી. આથી કરીને ખેડૂતનો ધંધો હરકોઈ જણ કરી શકે છે. ધંધાની શરૂઆત માટે જો સંયોગો અનુકૂળ હોય તો ખેતીવાડીની કૉલેજમાં જઈ તેનું શાસ્ત્રીય જ્ઞાન પ્રથમ મેળવે. વેકેશનના સમય દરમિયાન કોઈ ફાર્મ પર રહી મજૂર તરીકે કામ કરે જેથી ખેતીનું વ્યવહારૂ જ્ઞાન મેળવે અને સાથે સાથે થોડી આવક પણ પેદા કરે. અભ્યાસ પૂરો કર્યા બાદ પ્રથમ ભાગે ખેતી શરૂ કરે જેમાં રહેવાનું ઘર, મશીનરી, બીજું રાચરચીલું અને થોડી મૂડી જમીન માલિક તરફથી મળે છે. પાછળથી મૂડી ભેગી થતાં પોતે ફાર્મ ખરીદ કરે અને સ્વતંત્ર પોતાનો ધંધો ચલાવે. જેઓને કૉલેજમાં જવાનો લાભ નથી મળતો, તેઓ શરૂઆતથી કોઈ ફાર્મ પર મજૂર તરીકે કામ કરે. ત્યાં પૂરતો અનુભવ મેળવી ભાગે ખેતી શરૂ કરે, અને પાછળથી મૂડી ભેગી થતાં પોતાનું આગવું ફાર્મ ખરીદ કરે. શરૂઆતમાં જોઈતી મૂડી, જમીન અવેજમાં મૂકી, વેપારીઓ અથવા બેન્કો તરફથી વ્યાજે મેળવી શકે છે.

આ દેશની ખેતીની આબાદીનાં ઉપર દર્શાવેલાં કુદરતી અને અન્ય મુખ્ય કારણો ઉપરાંત, ખેતીના માલની બજારમાં ઊપજતી કિંમત, એ પણ એક મહત્ત્વનું કારણ ગણી શકાય. આખા દેશના ધંધાદારી ભાગનો ફક્ત પાંચમો ભાગ ખેતીમાં રોકાયેલો છે, જ્યારે બાકીના ચાર ભાગ હુન્નર ઉદ્યોગ વેપાર વગેરેમાં કામ કરે છે. દેશના વેપાર ઉદ્યોગ પણ ધમધોકાર ચાલતા હોવાથી કારીગર લોકને સારી રોજી મળે છે. સામાન્ય કારીગર અથવા મજૂર ઓછામાં ઓછા માસિક ૧૦૦ ડૉલર ( ૨૭૫ રૂપિયા ) કમાય છે. આમ આવક સારી હોવાથી તે પોતાની જરૂરિયાતની ચીજો પૂરતા પ્રમાણમાં ખરીદે છે અને ભાવ પણ સારો આપે છે.

ખેતી અને કુટુમ્બનિર્વાહ ઉપરાંત ખેડૂતને માથે બીજો આર્થિક બોજો હોતો નથી. પોતાના આખાએ જીવન દરમિયાન, લગ્ન કે મરણ પાછળ કરવામાં આવતા સામાજિક ખર્ચના બોજામાંથી તે તદ્દન મુક્ત હોય છે. સાધારણ માણસને મરણ પાછળ આશરે ત્રણસો ડૉલરનું ખર્ચ થાય પરંતુ લગ્ન પછવાડે એક પાઇનું પણ ખર્ચ થતું નથી. દીકરા-દીકરીનાં લગ્ન અર્થે માબાપને કાંઈ કરવાનું હોતું નથી. એની જવાબદારી પરણનાર યુવક-યુવતીને

માથે હોય છે. એમા પણ એઓને સો ડોલરથી વધારે ખર્ચ થતો નથી. સ્થિતિ સારી હોય તો કુટુમ્બ તથા મિત્રમડળને એકાદ જમણુ આપે બીજુ, સમાજ કેળવાયેલો હોઈ સામાજિક અથવા કૌટુમ્બિક કલેશકકાસ ઘણા જ ઓછા થાય છે જેથી અદાલતો પાછળ થતા ખર્ચમાંથી તે મુક્ત રહે છે.

બાળકોની કેળવણીનો ખર્ચ પણ ઘણો જ હળવો હોય છે. મૅટ્રિક સુધીની કેળવણી મફત અપાય છે, તે ઉપરાંત પુસ્તકો તેમજ અન્ય સાહિત્ય ઘણે સ્થળે શાળા તરફથી જ પૂરા પાડવામાં આવે છે. કૉલેજમા આવ્યા પછી વિદ્યાર્થી પોતાના ખર્ચની રકમનો મોટો ભાગ પોતે મહેનતમજૂરી કરી કમાઈ લે છે.

**વિદ્યાર્થીઓના ૯૦ ટકા ઉપરાંતનો ભાગ વૅકેશનમાં ફાર્મ કે ફૅક્ટરીમાં મજૂર તરીકે કામ કરે છે અને સારી રોજી મેળવી શકે છે. આ સિવાય જો પોતાના બાપ પાસેથી નાણાં લેવાં પડે તો તેનો જુદો હિસાબ રાખે છે, જે પોતે કમાતો થાય એટલે તે પાછાં વાળે છે.**

ખેતીના ધંધાના વિકાસ અંગે રાજ્ય તરફથી કેળવણી, સંશોધન અને પ્રયોગો પાછળ અઢળક નાણાં વપરાય છે. જે ખેતીવાડી કૉલેજમા હું અભ્યાસ કરુ છું તેનું વાર્ષિક ખર્ચ એક કરોડ રૂપિયા આવે છે, જ્યારે આપણે ત્યા મધ્યસ્થ તથા પ્રાન્તિક સરકારો તરફથી આખાય દેશ માટે એક કરોડ અને દશલાખ રૂપિયા ખેતીવાડી પાછળ ખર્ચાય છે. અમારી જેવી ખેતીવિષયક કૉલેજો આ દેશમાં ૪૦–૫૦ જેટલી હશે. તે ઉપરાંત સંશોધન અને પ્રયોગનાં ક્ષેત્ર તો જુદાં આ સિવાય સરકારી અમલદારો તરફથી ખેડૂતને જરાય ત્રાસ થતો નથી જો કોઈ પ્રસંગે ખેડૂતને તેઓ સાથે કામ પડે તો તેની પ્રત્યે તોછડાઈ અને અપમાનપૂર્વક વર્તવામાં આવતુ નથી વિશેષમાં, સરકારી અમલદારોમાં લાચ રૂશ્વતની બદી અહીં જોવામાં આવતી નથી જેથી સર્વે કામો આખાય સમાજને લાભકારક થાય એવી રીતે કરવામા આવે છે.

ઉપરના વર્ણનથી સમજી શકાશે કે આ દેશની ખેતીની આબાદીમાં કુદરતી હાજતો, સમાજવ્યવસ્થા અને રાજ્યઅમલ ઘણો જ અનુકૂળ અને અગત્યનો ભાગ ભજવે છે. આને લઈને ખેડૂતની આર્થિક ઉન્નતિ ઘણી જ સારી થવા પામી છે. આધુનિક વિજ્ઞાનની સહાયથી તૈયાર કરવામાં આવેલાં શરીરસુખના સાધનો તે સંપાદન કરી શકે છે અને તે વડે જીવન સુખમય બનાવે છે.

ખેડૂતના જીવનની ખરી પરિસ્થિતિનો તાદૃશ અનુભવ મળે એ હેતુથી મારા એક મિત્રનું આમંત્રણ સ્વીકારી એમના ફાર્મ ઉપર ત્રણ દિવસ મેં ગાળ્યા હતા. મારા મિત્રના પિતા મિ. નીલ રાસમુસેનનો જન્મ ડેન્માર્ક દેશમાં એક ગરીબ કુંભાર કુટુમ્બમાં સને ૧૮૭૦ની સાલમાં થયો હતો. ૨૦ વર્ષની નાની વયે વખાના માર્યા તેઓ આ દેશમાં નસીબ અજમાવવા આવ્યા હતા. ન્યુયૉર્ક બંદરે ઊતર્યા ત્યારે એમની પાસે ૫૦ ડૉલરથી વધારે મૂડી ન હતી.

અત્રે આવ્યા પછી શરૂઆતમા પોતે એક ખેડૂતના ફાર્મ ઉપર, રહેવા ખાવા ઉપરાંત વાર્ષિક ૫૦ ડૉલરના પગારથી મજૂર તરીકે રહ્યા હતા. આમ સાત વર્ષ નોકરી કર્યા પછી, પોતે ભાગે ખેતી શરૂ કરી હતી અને ત્યાર બાદ મૂડી ભેગી થતા પોતાની આગવી જમીન

ખરીદી હતી. હાલ એમની પાસે ૨૦૦ એકર જમીન એક જથ્થે છે. ખંતથી મહેનત કરી આ ધંધામાંથી હાલ એમણે ૫૦,૦૦૦ ડૉલર (રૂ. ૧૩૭૫૦૦) ની પૂંજી પેદા કરી છે. એમને સંતાનમાં ત્રણ દીકરા અને ચાર દીકરી છે, જેમાંનાં એક મોટો દીકરો અને દીકરી પરણેલાં છે અને અલગ રહે છે. પત્ની સ્વર્ગવાસી થયેલ હોવાથી એક મોટી દીકરી ઘર સંભાળે છે અને બાકીની નાની બે નજીકના શહેરમાં કારકૂનની નોકરી કરે છે. એક દીકરો મારી સાથે કૉલેજમાં અભ્યાસ કરે છે અને સૌથી નાનો સત્તર વરસની ઉંમરનો બાપને ખેતીમાં મદદ કરે છે. આ બધાંએ મેટ્રિક સુધી અભ્યાસ કરેલો છે.

આમ એક દીકરાની મદદ વડે મિ. રાસમુસેન એકલે હાથે ૨૦૦ એકર જમીન ઉથલાવે છે. એમણે આધુનિક સર્વ પ્રકારની મશીનરી વસાવેલી છે. આમાં બે ટ્રેક્ટર, બે મોટર, એક મોટર-ખટારો અને બીજી સર્વે નાનીમોટી મશીનરી હતી. હાલ મોસમ ચાલતી હોવાથી એક વધારાનો માણસ ખાવાપીવા ઉપરાંત માસિક ૪૦ ડૉલરના પગારે રોકેલો છે. આ સિવાય વેકેશનના ત્રણ મહિના મારા મિત્ર એક વધારાના મજૂર જેટલી મદદ કરશે.

ફાર્મ પર પોતાને રહેવા માટે એમણે ૫૦૦૦ ડૉલરના ખર્ચે એક સુંદર મકાન બાંધેલું છે. પીવાના પાણી માટે બોરિંગ કરી કૂવો કરેલો છે અને તેમાંથી પવનચક્કી અને પંપથી ઊંચે ટાંકીમાં પાણી ચડાવવામાં આવે છે. આ ટાંકી દ્વારા આખા મકાનમાં દરેક મજલે પાઈપથી પાણી પહોંચાડવામાં આવે છે. ઘરમાં ફ્લશ (Flush) સીસ્ટીમવાળું સંડાસ હતું અને તેને માટે સેપ્ટિક ટૅન્ક (Septic tank) પણ બાંધેલું હતું. દસ માઈલ પર આવેલા પાસેના શહેરમાંથી વીજળીનો પ્રવાહ મળતો જેના વડે આખા મકાનમાં બત્તી તથા બીજી નાની મશીનરીઓને પાવર પૂરો પાડવામાં આવતો. મકાનમાં આધુનિક સર્વ ચીજો વસાવવામાં આવી હતી, જેવી કે રેડિયો, ટેલિફોન, ફ્રિજીડેર, ઈલેક્ટ્રિક વૉશિંગ મશીન, ઈલેક્ટ્રિક પૂંજો વાળવાનું મશીન; દૂધ પીલવાનો સંચો, ઈલેક્ટ્રિક ઈસ્ત્રી તથા ઈલેક્ટ્રિક ટોસ્ટર વગેરે હતાં. ફર્નિચર પણ ઘણા જ ઊંચા પ્રકારનું હતું અને દરેક રૂમમાં ગાલીચા અને શેતરંજીઓ પાથરેલાં હતાં.

રસોડામાં રાંધવાનો ચૂલો પણ એક મશીન જેવો જ હતો જેની કિંમત આશરે એક હજાર જેટલી હતી. ટૂંકમાં કહું તો એકંદરે, આપણે ત્યાં એક હજારના માસિક દરમાયા વાળા ઑફિસરને ત્યાં જેટલી જોગવાઈ હોય એના કરતાં આ મકાનમાં મને વધારે અને ઊંચા પ્રકારની સાધનસામગ્રી જણાતી હતી.

આ ઉપરાંત ઘરનાં બારીબારણાંમાં બારીક તારની જાળીઓ મઢેલી હતી જેથી મકાનની અંદર માખી તથા અન્ય જીવજંતુઓ પ્રવેશી શકે નહિ. શિયાળામાં દરેક રૂમમાં ગરમ હવા પૂરી પાડવા માટે ઘરમાં એક મોટી ભઠ્ઠી બાંધવામાં આવેલી હતી. ઘરના આંગણામાં એક સુંદર લૉન હતું અને પાછળના ભાગમાં શાકભાજી અને ફળોનો બગીચો હતો. આમાંથી તેમને આખા વરસનું શાક મળી રહેતું. આ ઉપરાંત એક સુંદર બાગ પણ લૉનની કોરે કરેલો હતો. આ ઉપરથી સમજી શકાશે કે 'આબાદ ખેડૂત જીવન' કેટલું સુખી અને રસમય ગુજારે છે. છોકરીઓને શાળામાં ગાયન-વાદન શીખવે છે અને તેના ઉપયોગ માટે ઘરમાં

એક મોટું પિયાનો વાજિંત્ર પણ હતું. ઘરના બગીચામાં બે પાળેલી મધમાખના પૂડા પણ રાખવામાં આવ્યા હતા.

અજાયબી પમાડે એ બીના મને એ લાગી કે આટલી સાહ્યબીનાં સાધનોનો ઉપભોગ કરતાં છતાં ઘરકામ માટે એક પણ નોકર ન હતો, તેમજ ખેતીનું કામ પણ બધું તેઓ બધાં જાતે જ કરતાં. ઢોરોની કોઢમાંથી વાસીદું કાઢવાનું કામ પણ મિ. રાસમુસેન અને તેમનો દીકરો પોતે કરતા. તેઓ સવારમાં પાંચ વાગે ઊઠી કામે લાગતા તે સાંજના આઠ વાગ્યા સુધી કોઈ ને કોઈ કામમાં રોકાયેલા રહેતા.

ફાર્મ પર ૨૦૦ ડુક્કર, ૪૦ બળદ, ૮૦ મરઘાંબતકાં, ચાર ઘોડા, ચાર ગાય વગેરે જાનવર હતાં. આ બધાં માટે તથા મશીનરી રાખવા માટે ફાર્મ પર નાનાં નાનાં મકાન બાંધેલાં હતાં. આ મકાનોમાં આશરે ૧૦,૦૦૦ ડોલરની મૂડી રોકેલી હતી, તેમજ બધી મશીનરીમાં થઈ તેટલી જ બીજી ૧૦,૦૦૦ ની રકમ રોકેલી હતી. આ સિવાય રીપેર કામ માટે એક નાની વર્કશોપ પણ હતી, જેમાં સુથારી–લુહારીકામનાં નાનાંમોટાં સર્વ ઓજાર રાખેલાં હતાં. જાનવરોના ઔષધ ઉપચાર માટે પણ સગવડ રાખવામાં આવેલી હતી. જેટલાં સુખી અહીંનાં માણસો જણાય છે તેટલાં જ સુખી જાનવર પણ માલમ પડે છે. એમને પુષ્ટિકારક ખોરાક અને સારી માવજત મળે છે. મિ. રાસમુસેનનો મોટો દીકરો ઇન્જેક્શન દેવાનું કામ શીખેલ છે અને તેનો પરવાનો ધરાવે છે જેથી જ્યારે રોગ ફાટી નીકળે છે ત્યારે પોતે જ બધાં જાનવરને બજારમાંથી દવા ખરીદી ઇન્જેક્શન આપે છે. ફાર્મ પર ચાલુ વરસે મકાઈ, ઘઉં, ઓટ, બાર્લી તથા ઘોડાઘાસ (લુસર્ન) નો પાક લેવામાં આવ્યો છે. આ સર્વ ચીજો જાનવરના ખોરાક માટે પકવવામાં આવે છે અને તેમને હષ્ટપુષ્ટ કરી બજારમાં વેચે છે. આ વરસે એઓ દસેક હજારની સાલ પકવશે જેમાંથી ખર્ચ જતાં ત્રણેક હજારનો ફાયદો કરી શકશે.

આ સર્વ વિગતમાં એક વસ્તુ એ તરી આવતી હતી કે 'અહીંનો' ખેડૂત પોતાની કમાણીમાંથી પોતાના અને કુટુમ્બના જીવનસુખ માટે સારી રકમ ખર્ચે છે. ભવિષ્યમાં પોતાના વારસો માટે અથવા સામાજિક વરાઓ માટે મૂડી ભેગી કરવાની ચિન્તા કે કાળજી તે કરતો નથી. સંતાનોને સારી કેળવણી અને તંદુરસ્તી એ બે ચીજ મુખ્યત્વે વારસામાં આપે છે. બચત રહેલી મૂડી કાં તો જમીન ખરીદવામાં અથવા ખેતીનાં સાધનો સંપાદન કરવામાં ખર્ચે છે અને કેટલાક બેન્કમાં ખાતું ખોલી થોડી રકમ જમા પણ કરે છે. પોતાનાં બાળકોને વારસામાં મોટી મિલકત આપી તેમને પરાવલમ્બી ન કરતાં, તેઓ પોતાની અક્કલ હોશિયારીથી, શરીર તથા બુદ્ધિને બરાબર કસી, સ્વાશ્રયી બને અને પોતાનું જીવનનાવ પોતે જ હંકારતાં શીખે, એ સામાજિક ધોરણ હરકોઈ પ્રજાને પ્રગતિને પથે દોરનારું નીવડે એ સ્વાભાવિક છે. પાશ્ચાત્ય સંસ્કૃતિમાંથી આ ગુણ આપણા લોકો માટે અનુકરણીય છે જે આપણી ભાવિ પ્રજાને ઉન્નતિને માર્ગે દોરવામાં જરૂર લાભદાયી નીવડે, એમ મને લાગે છે.

દર રવિવારે આખો દિવસ કામ બંધ રાખવામાં આવે છે. સવારે દેવળમાં પ્રાર્થના કરવા જાય છે અને બપોર પછીનો સમય મિત્રમંડળને મળવા જવામાં ગાળે છે. રવિવાર સિવાય બાકીના બધા દિવસોએ ટાઈમટેબલ પ્રમાણે ગોઠવેલું બધું કામ નિયમિત રીતે કરવામાં આવે.

છે અને કોઈપણ એક ઘડીભર નવરું લાગે નહિ હું મહેમાન તરીકે ગયેલો પરન્તુ મારી સાથે ઘેરે રહેવા કરતાં તેઓ મને સવારસાંજ ફાર્મ પર લઈ જતા. અહીં તેઓએ મને ઘોડા હાંકતાં અને ટ્રેકટર ચલાવતાં શીખવ્યું હતુ. કુટુમ્બનાં બધાં માણસો મમતાળુ અને હેતાળ હતાં અને મારી પરોણાગત ઘણા જ પ્રેમથી કરી હતી. વૃદ્ધ રાસમુસેન આપણા ગામડાના ખેડૂતની માફક ઘણાં જ સાદા અને ભોળા દીલના હતા. મારા પૂછવાથી, એમના જીવનનો સંપૂર્ણ ઇતિહાસ એમણે ઘણી જ સરળતાથી કંઈપણ છુપાવ્યા સિવાય કહ્યો હતો. રવિવારને દિવસે બપોરે, દેવળના પાદરી તથા પોતાના પાંચછ ખેડૂત મિત્રોને, મને મળવાને, કુટુમ્બ સહિત નોતર્યાં હતા. હું ઘણા જ દૂરના દેશમાંથી આવતો હોઈ તે સર્વ મને જોવા તથા મળવાની ઉત્સુકતાએ આવ્યા હતા. બધાની સાથે ત્રણ કલાક વાતો કરી હતી અને તે દરમિયાન તેઓએ મને આપણા દેશ વિષે ઘણા જ બુદ્ધિમાન પ્રશ્નો પૂછ્યા હતા. ભણેલો ખેડૂત પોતાના દેશ અને ક્ષેત્ર બહારની બાબતોમાં કેટલો રસ અને જ્ઞાન ધરાવે છે એ અનુભવ મને આ લોકોને મળવાથી થયો.

ત્રણ દિવસને અંતે હું જ્યારે મારે સ્થળે પાછો આવવા નીકળ્યો ત્યારે વધુ રોકાવા ઘણો જ આગ્રહ કરવામાં આવ્યો હતો અને અંતે જણાવવામાં આવ્યુ હતુ કે ભવિષ્યમાં જ્યારે ઇચ્છા થાય ત્યારે આવવું અને જેટલા દિવસ રોકાવું હોય તેટલા દિવસ સુખેથી રહેવું.



## ક્ષણિકતા

હરિલાલ ગો. પંડ્યા

ઘડી પ્હેલાં હતી આભે કેવી સુરખિ સુન્દર !
અરે ! એ ચિત્રના વર્ણો બ્હીલાયા શે અચાનક ?

બળી, બળી ને દિન તાપથી હું
પણું કદી સાગર તીર, ન્યહાળવા
સુરેખ ચિત્રો નભનાં સુશોભન–
દોરી રહી પટુકરે પ્રિય જેહ, સંધ્યા !
દેખી રંગો, દીલમાં પ્રશ્ન જાગે:
શું ના એને નિત્યતા રૂપ કેરી ?
થોડી વારે કાલિમાના પ્રવાહે
મળી જશે સુંદર ચિત્ર માધુરી !
સ્વરૂપ ના શાશ્વત કો' દિસે હા,
ખીલે, ક્રમે શીઘ્ર ખરી પડે સૌ;
ઉલ્લાસ આપી જગને અનેરો
ભળી જતાં સર્વ અનંત આરે !
તેજસ્વિતા રૂપ તણી વહંત,
કદી જતી કાજળ વ્હેનમાં ભળી:
પ્રકાશે પૂર્ણિમા આજે, અમાવાસ્યા કદી ખરી,
વસ્તુમાં વિશ્વની, શાને આવી ક્ષણિકતા ભરી ?



વૈજ્ઞાનિક દૃષ્ટિના વિકાસ સાથે ભૂગોળવિદ્યાનો વાસ્તવિક ખ્યાલ બદલાતો ગયો છે. ઉપસાગર, મહાસાગર, શહેરો અને ભૂશિરોનાં નામથી ભૂગોળવિદ્યાની વિષયમર્યાદા બંધાતી નથી. આધુનિક સમયમાં માનવજીવનના પ્રત્યેક અંગનો અભ્યાસ શાસ્ત્રીય પદ્ધતિથી થઈ રહ્યો છે. માનવજીવનના વિકાસમાં જેટલો માનવ પોતે આધારભૂત છે તેટલા જ પ્રમાણમાં તેના સંયોગો જીવનના ઘડતરમાં પોતાનો ભાગ અચૂક રીતે ભજવે છે. માનવ પોતે પોતાનું જીવન જેમ જેમ વિકસાવે છે તેમ તેમ પોતાની ભૌગોલિક પરિસ્થિતિ ઉપર કાબૂ મેળવતો જાય છે, અને પોતાના વિકાસના જીવનને અનુકૂલ બનાવતો જાય છે; સાથે સાથે ભૌગોલિક પરિસ્થિતિની પણ એ જીવનના ઘડતર પર અસર થતી જાય છે. કુદરતનાં બળોને વશ થવાની, એને અનુકૂલ બનવાની માનવને ફરજ પડે છે. પૃથ્વીનાં—સૃષ્ટિનાં—પ્રાકૃતિક બળો અને એને વશ કરવા મથતું અને વશ થતું માનવજીવન—આ બે બળોની લેવડદેવડનો અભ્યાસ એ ભૂગોળવિદ્યાનો વિષય છે.

પૃથ્વી એ માનવજાતનું નિવાસસ્થાન છે અને એ નિવાસસ્થાનની સર્વે દૃષ્ટિએ સમજ એના નિવાસીની સમજ વિના ભાગ્યે જ આવી શકે. આ કારણે, પૃથ્વી, તેમાં રહેલી સર્વે જડ અને ચેતન વસ્તુઓ એ સર્વેનો પરસ્પર સંબંધ સ્થાપી, કાર્યકારણ પદ્ધતિએ એકીકરણ કરવું એમાં ભૌગોલિક જ્ઞાનનું મહત્ત્વ છે. આપણી પૃથ્વીનું અસ્તિત્વ એવું નિરાળું નથી કે જેથી ગ્રહો અને ઉપગ્રહો, સૂર્ય અને ચન્દ્ર આપણી સમક્ષ નિત્ય પ્રકાશી રહ્યા છે તેમને આપણા ભૌગોલિક અભ્યાસક્રમમાંથી નોખા કરી શકાય. આખા વિશ્વમંડળની માળામાં અનેક ગ્રહો સાથે પૃથ્વી તેના સ્થળે યોજાયેલી છે અને સર્વે ગ્રહો સાથે તેનો તેના જન્મકાળથી સંબંધ છે. સૂર્યમંડળમાં પોતાની ગતિએ પરિભ્રમણ કરતા સર્વે ગ્રહોમાં પૃથ્વી એક ગ્રહ છે. એટલે પૃથ્વીનું અસ્તિત્વ જેટલું સ્થૂલ દૃષ્ટિએ સ્વાવલંબી છે તેટલું જ સૂર્યમંડળના સંબંધમાં પરાવલંબી છે. આ દૃષ્ટિએ સૂર્યમંડળ અને ગ્રહમંડળમાં પૃથ્વીનું ચોક્કસ સ્થાન શોધી લેવું અને એ દ્વારા પૃથ્વી પર વસતા માનવનું સ્થાન સમસ્ત બ્રહ્માંડમાં વ્યાપક દૃષ્ટિએ સ્થાપિત કરવું એ પણ ભૂગોળવિદ્યાનો આગ્રહ હોવો જોઈએ.

માનવજાતિની પ્રથમ ઉત્પત્તિ થઈ ત્યારથી એના આત્મરક્ષણના પ્રયત્નો શરૂ થયા. તેના જન્મ પહેલાં કેટલાય યુગોથી સર્જાયેલી પૃથ્વી પરની અનેક વસ્તુઓ સાથે માનવને રહેવાનું થયું. આવાં અપરિચિત બળો વચ્ચે માનવે પરિચિત વાતાવરણ એના શાન્તિભર્યા જીવન માટે ઊભું કર્યું. માનવશાસ્ત્રીઓ એ સર્જન તત્ત્વને બુદ્ધિ કહે છે; પ્રગતિવાદમાં (evolution) બુદ્ધિ અને માનવસંસ્કૃતિનો ત્યાં ઉદ્ભવકાળ થાય છે. 'વનસ્પતિ', જાનવરો, અન્ય પ્રાણીઓ, વરસાદ, વાયુ, તાપ અને ટાઢ એ સામે માનવે વિગ્રહો કર્યા અને ક્રમે ક્રમે કુદરતના એ

સર્વે બળો પર માનવે વિજય સ્થાપ્યો. આના ઇતિહાસમાં પ્રગતિવાદની પૂર્તિ છે અને માનવસંસ્કૃતિની વહેતી અસ્ખલિત સરિતા છે. માનવમાં રહેલું ચેતન અને વિશ્વક્રમની ઉત્પત્તિ પાછળ સંભવિત કાર્ય કરી રહેલી ચેતનાશક્તિ એ દરેક પ્રકારના વિકાસનું કેન્દ્રસ્થાન છે. આ હવે માનવનો પૃથ્વીની સઘળી વસ્તુઓ સાથેનો યોજાયેલો ઐતિહાસિક સંબંધ અને સમસ્ત વિશ્વમાં એવા સંબંધના આધારરૂપ રહેલી યોજના એ સર્વેનું સાંગોપાંગ નિરૂપણ એ ભૌગોલિક વિજ્ઞાનનું આવશ્યક તત્ત્વ છે.

કુદરતે માનવ સમક્ષ પોતાનું ધન મૂકી દીધેલું છે. માનવના પોષણ માટે ઘણા પ્રમાણમાં એ અનાજ આપે છે. ઋતુને અનુકૂળ, માણસના રક્ષણ માટે કપડાંનાં સાધનો આપે છે; ઘરબારનાં સાધન રૂપ અનેક જંગલો પૃથ્વી પર આવેલાં છે. માનવના ભરણપોષણ અર્થે, ઔષધિ રૂપે અને કેટલેક અંશે સૌન્દર્યવૃત્તિના પોષણ માટે અનેક પ્રકારની વનસ્પતિ, ફળ અને ફૂલ વસુંધરા આપે છે; વિકાસક્રમમાં ઊતરી આવેલી અહંભાવનાના પોષણ માટે ઐહિક સાધનસંપત્તિના સ્વરૂપે અનેક પ્રકારનું જવાહિર, સોનું, રૂપું અને એવી કીમતી વસ્તુઓ આપેલી છે. ભિન્ન ભિન્ન સંસ્કૃતિના સૂચકરૂપ અનેક ઉપયોગી ખનિજો પૃથ્વીએ માનવ સમક્ષ મૂકી દીધાં છે. આ દૃષ્ટિએ માનવજાત સુખમાં રહી પોતાનો વિકાસ સાધી શકે અને કુદરતના વિકાસક્રમમાં બુદ્ધિનો સદુપયોગ કરી પૃથ્વીના ધન ઉપર નિજનિજનું પ્રભુત્વ મેળવી પોતાનું સ્થાન શોભાવે એવો સર્વકાળે સંસ્કૃતિનો આગ્રહ હોય છે. પણ આ સર્વે સુખના અધિકારી બનવા માટે કુદરતના સ્પષ્ટ ધોરણોનું અને શર્તોનું માનવે આગ્રહપૂર્વક પાલન કરવું જ પડે છે. ભૌગોલિક વિજ્ઞાનમાં આવી સર્વે સંકલનાઓનો સમાવેશ થાય છે. કમભાગ્યે બધાં જ પ્રાણીમાં, માનવજાત, કુદરતના ધનના સંબંધમાં વિનાશની રીતો શોધવામાં વધારે નિયમિત રહી છે. આજે વેરઝેર, આન્તર કલહો, વિગ્રહો, સંગ્રામો, ગરીબી અને એવી સર્વ આપત્તિઓનું પ્રમાણ ચારે બાજુ વધતું જાય છે. આવા પ્રસંગોમાં એટલું તો ચોક્કસ કહી જ શકાય કે પૃથ્વી એ માનવજાતનું જેટલું નિવાસસ્થાન છે તેથીયે વિશેષ વિકાસક્ષેત્ર છે એવી ભાવનાનો અભાવ છે અને એનાં પરિણામ રૂપે જ આજનું આપણું વિપરિત જીવન બન્યું છે. નિવાસ અને નિવાસીના જીવનની ચર્ચા કરતું શાસ્ત્ર આ દિશામાં પણ પોતાનાં મન્તવ્યો સ્પષ્ટ કરે એ બહુ સ્વાભાવિક છે.

ભૂગર્ભનો અભ્યાસ અનેક પ્રકારની આવી રહેલી વનસ્પતિ અને કૃષિ માટે જરૂરનો છે; આપણે એને ભૂસ્તરશાસ્ત્ર કહીએ છીએ. વાયુશાસ્ત્રનો અભ્યાસ, વરસાદ, તાપ અને ટાઢ એવા અનેક બળોના માનવ પર થતા આક્રમણની સમજ માટે ઉપયોગનો છે; વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ જ્યાં સુધી માનવને ખાવા અને ઔષધિ રૂપે ત્યાં સુધી કરવો જ પડશે એટલે ભૂગોળવિદ્યાના જ્ઞાનમાં આવા સર્વે પ્રકારના જ્ઞાનનો ઓછેવત્તે સમાવેશ થાય છે. આ પ્રકારના પ્રકીર્ણ જ્ઞાનને સંકલિત કરી માનવજીવનના ઘડતરમાં તેની અસર શોધવી કે જેથી નિવાસસ્થાનના નિવાસીનું જીવન સરળ અને સુખભર્યું થાય એમાં ભૌગોલિક જ્ઞાનનું સાર્થક છે.

# મીઠી પતાલત* પર ફિદા

: ગઝલ :

૧ ચાહે થવા જેઓ સુખી ભૂલી અસીરી[૧]–આપદા,
આવે અમારી સાથ તે છે જ્યાંય [૨]પીરે મયકદા :
૨ પ્હોંચાડશું જ્યાં પ્હોંચશું ત્યાં [૩]બાદિલે ખુશ તેમને
જે યારના દરબારમાં યકસાન છે શાહો ગદા.
૩ આવો અમારી સાથ તો આવો ભલા સાથી બની—
કરવી [૪]અદાવત હોય તો ના આવશો કોઈ કદા.
૪ ઓ ચાલનારાઓ! રહ્યા છો થોભી કોને વાસ્તે ?
છે તેમના રસ્તા જુદા, છે આપણા રસ્તા જુદા.
૫ શું મેળવ્યું ઝાઝી સુણી વાતો [૫]ખિરદમંદો તણી ?
જ્યાં ના ખિરદ પ્હોંચી શકે છે ત્યાં રહ્યો બેસી ખુદા.
૬ જે હોય કરવાની તલબ તે નાખવું બેહતર કરી :
[૬]ઉશ્શાકના દફતર મહીં છે ના કલમ કે કાયદા
૭ ઊઠો [૭]રફીકો, આપણે કરીએ કમાણી આજથી :
બેસી રહેવાથી શક્યું દેવું થઈ કોનું અદા ?
૮ ના મેળવાતું કાંઈ પણ કીધા વિના હાથો ઉંચા ;
આળસ કરે ઈન્સાન તો કિસ્મત કરે છે વાયદા.
૯ છે આજના [૮]એશો તરબ તે કાલનાં [૯]આહો ફુગાં
બીજો વિના [૯]બર છે નહીં, મેહનત વિના ના ફાયદા..
૧૦ ખોટી ખુશામત લોકની કરવાથી શું [૧૦]હાંસલ અહીં ?
કહે ના કશાની ના કદા તેના કરુ [૧૧]દર પર [૧૨]સદા.
૧૧ શી શે'રગોઈની ખુબી ? જાણે વહી [૧૩]ફરૂદે નઝમ !
છે [૧૪]મૂઝી તે બેશક ન જે મીઠી પતાલત પર ફિદા !

---

* પતાલત=શુક્રતે પતીલ : પતીલની જિગર.

૧. બંધન ૨ મયખાનાનો ગુરુ કલાલ ૩ ગજબખુશીથી ૪ વેર (અદૂ ઉપરથી) ૫ અકલમંદ ૬ દરદ ૭ મિત્રો ૮ મોજમઝા ૯ નિશ્વાસ અને આક્રોશ ૯ ફળ ૧૦ પ્રાપ્તિ ૧૧ બારણું ૧૨ અવાજ ૧૩ પદની નદી ૧૪ સ્વાર્થી અને કંજૂસ.

# ભાલ પ્રદેશનાં લોકગીતો

લોકગીત એટલે લોકભાવનાને મૂર્તિમન્ત કરતી કવિતા લોકગીત એકત્ર કરીને રજૂ કરવાનો આપણા સાહિત્યમા એક જ યત્ન થયો છે અને તે પણ અધૂરો આપણા સાહિત્યકારો શહેરની સૃષ્ટિમા ન જીવતા હોત તો કદાચ તેમ ન થયું હોત

આપણુ અર્વાચીન રાસસાહિત્ય વાસ્તવિક જીવનથી, એટલુ તો વેગળુ છે કે ખાસ યત્ન કર્યા વગર તે કંઠસ્થ થઈ શકે તેમ નથી. તેમાય રાસ સાથે નૃત્યભાવના એટલી તો ઓતપ્રોત થતી જાય છે કે લખી વાચી ન જાણનારી ગામડાની ગુજરાતણો તે અપનાવી શકે તેમ નથી આથી જ અર્વાચીન રાસસાહિત્યે સારી જેવી પ્રગતિ કર્યા છતા તે ગામડા સુધી જઈ શક્યુ નથી

પરિણામ એ આવ્યુ છે કે જન્માષ્ટમી અને નવરાત્રિના પર્વના દિવસોમા ગામડાની સ્ત્રીઓને પુરાણા લોકગીતોથી જ ચલાવી લેવુ પડે છે આથી જ તે જીવતા રહેવા પામ્યા છે પણ તે સાથે એ કબૂલ કરવુ જોઈએ કે પ્રવર્તતી સંસ્કારિતા સાથે તેનો સુમેળ થઈ શકતો નથી ભાલ પ્રદેશનુ લોકસાહિત્ય મુસ્લિમ યુગ પહેલાનુ—છેક દશમી સદીનુ છે

લોકગીતનો વિષય સામાન્ય રીતે તેમના જીવનને સ્પર્શતો હોય છે તે કદીયે એક સરખાં ગવાતા નથી તેમા રાસબદ્ધતા, છંદ કે માત્રા જળવાતી નથી પણ આ સાહિત્યમા કૃત્રિમતા નથી, શબ્દોની રમત નથી, કલ્પનાના ઉડ્ડયન નથી વાસ્તવ જીવનને સ્પર્શતા તે ભાવના ગીતો છે આથી જ ગાનાર ગીત સાથે તન્મયતા સાધી શકે છે અને તેથી જ તે સાંભળવામા મોહક લાગે છે મને લાગે છે કે લોકગીતોનુ આ જ લાક્ષણિક આકર્ષણ છે

*

ગામડાની ગોરી એમ સહજમા ગરબે રમવા નથી બહાર પડતી તેનેય વિનામણા અને મનામણા ગમે છે અને માગી લે છે

ગામડાની ગોરી, તમે ગરબો રમવા આવો જો
રાત અંધારી ઘણા ગરમે ક્યમ રમુ જો

અને તરત જ ઉપાય જડે છે અને ગીત આગળ વધે છે

રાત અંધારી તો દીવડા મુકાવુ જો

એક બહાનુ ન નભ્યુ એટલે બીજુ શોધ્યુ

દીવડા મૂકાવો ત્યારે ગોરી કાંકર ખુચે જો
શેરી કાંકરો ખુચે ત્યારે છાય પથરાવુ જો

આખરે સાચી વાત કહી દેવાય છે

છાય પથરાવો ત્યારે ફૂલપછેડી લાવો જો
ફૂલપછેડી આપુ ગોરી ગરબે રમવા આવો તો

આખરે ફૂલપછેડી મળી ત્યારે જ—

... .. ..પગના ઝાંઝર ઝમક્યા જો.

ઝાંઝર ઝમક્યા અને ગરબો શરૂ થયો. ત્યદજીવનનાં ગીત ઊભરાં. સાસરે વહુને જરાય સુખ નથી. આખો દિવસ કામ કરવા છતાં સાસુનાં મેણાં સાંભળવા પડે છે.... અને ગીત જન્મે છે:

મ્હારો સંદેશો લઈ જાવરે
મ્હારી માડીને એટલું જઈ કહેજો,
હમારી દીકરી વનવન વેઠે રે!

અને ગરીબ બીચારી વહુએ પોતાની માને, કાકાને અને મામાને સંદેશા મોકલ્યા. આમાં મામા કંઈક સદ્ધર સ્થિતિના હતા. એટલે—

મામાને ચઢી રીશ તેમણે વ્હેલ જોડાવી ત્રીસ રે.

અને છોડીને સાસરે આવીને જોયું કે—

સોને જડી મ્હાની થાળલી ને રૂપે જડી પેરસાળ રે!
મ્હારી બાળીના મેણાં ભાગો રે!

વાસ્તવ જીવનમાં તેમ બનતું નથી, પણ સ્ત્રીઓ એવું કલ્પી લઈને પણ આશ્વાસન મેળવી લે છે. પણ હવે તો વહુ મોટી થઈ ગઈ છે. ઘરમાં દેવરની વહુ આવી પહોંચી છે. આખું ઘર તેને 'નાની વહુ'ના નામથી સંબોધે છે. અને પછી બીચારી 'નવી' આવેલી બાળાનો ઉપહાસ કરતાં કંઈક આનંદ આવે છે:

હાથે ધોયા નથી ને પગે ધોયા નથી, ન્હાની વહુ,
એમ તે કામ કેમ ચાલે? .. .. . ..ન્હાની વહુ.

પણ બન્ને વહુઓને બોર બહુ ભાવે છે અને ગીત જન્મે છે:

અમદાવાદી વિગેલા બોર,
બોર મ્હને બહુ ભાવે રે!
બાગમાંથી લાવી દે બોર,
બોર મ્હને બહુ ભાવે રે!

અને બોર લાવવાનું કામ નાના દેવરને જ સોંપાય. એટલે તેની ખુશામત કરવી જ રહી:

દેવર મ્હારા છેલગ રસીયા,
બાગમાંથી લાવી દે બોર!

પણ એટલામાં તો કોણ જાણે ક્યાંથી પણ સાસુ આવી પહોંચી. અને ઝટ લઈને બોર ખૂંચવી લીધાં. તે વખતે તો વહુએ કશું કહી શકી નહિ, પણ ગીતમાં ગાઈ નાંખ્યું:

સાસુ મ્હારી બળેલી કુકડી,
હાથમાંથી ઝુંટી લે બોર—
બોર મ્હને બહુ ભાવે રે.

•

લોકગીતોમાં સાસુ, સસરા, જેઠ અને જેઠાણી સામાન્ય રીતે આવ્યા જ કરે છે. કોઈ કોઈ વાર દિયર પણ દેખા દઈ જાય છે. પણ જ્યારે જ્યારે દિયર દર્શન આપે છે ત્યારે હમેશાં ઉમળકા સહિત હોય છે. 'સાસુ' ને ખાસ કરીને વખોડવામાં લોકગીતના સઘળા સર્જકોની સંમતિ છે અને તેથી જ કટાક્ષ કાવ્યમાં અમર રહે તેવું કાવ્ય જન્મ્યું છે:

મે તો મરચુ ખાયુ આમલીની ડાળ!
મ્હારે લડવુ,... કે ન્હાની વહુની સંગાથ!

પણ આ શાબ્દિક ઝંઝાવાત હતો, સમરયુદ્ધ હતુ

આવ્યા આવ્યા રે વહુ વારોનો સાથ
જીત્યા જીત્યા—રે મ્હારી દીકરીઓનો સાથ મે તો૦
હાર્યા ઉપર રે કઈ ગેરેડા ભૂંકાય
જીત્યા ઉપર રે કઈ નોબતો વગડાય મે તો૦

પણ સાસુ બહારગામ ગઈ હોય ત્યારે વહુઓ પોતાનો રોષ ઠાલવી દે છે

બાવાની બગીચીમા કુવા બનાવ્યા,
સાકડી શેરીમા સસરાજી મળીયા
લાજ કાઢે છે મ્હારી બલા બાવાની૦
સાકડી શેરીમા સાસુજી મળીયા
પગે પડે છે મ્હારી બલા બાવાની૦

આમ સદીઓથી સ્ત્રીઓએ પોતાના દુ ખ લોકગીતદ્વારા ગ્યા છે છતા ય હિંદુ સમાજ ઉપર તેની અસર થઈ હોય તેમ જણાતુ નથી સાસુપ્રથા અત્યારે પણ કેટલીય યુવાન માળાઓના જીવનને કડવા બનાવી રહી છે એ સત્ય તો સ્વીકારવુ જ પડશે.

પણ લોકગીત ઉપર પાછા આવીએ દુ ખ રડવાથી કઈ દિવસ વળવાનો નથી ગામમા વેપારીઓ આવ્યા છે. કહે છે કે જાતજાતના રેશમી રૂમાલ તેઓ વેચે છે. અને ઘરમા ફરતી વહુના દીલમા ઉમળકો જાગે છે ....

ઉગમણે દેશેથી વેપારી આવીયા
રેશમીયા રૂમાલ લાવીયા
માડી મ્હારે, રેશમીયા રૂમાલ લેવા જે
સાસુ લે છે, સસરો લે છે, લે છે ન્હાની નણદલ
માડી મ્હારે, રેશમીયા રૂમાલ લેવા જે
જેઠાણી લે છે, જેઠ લે છે, લે છે ન્હાનો દેવર
માડી મ્હારે રેશમીયા રૂમાલ લેવા જે

પણ રૂમાલ મળે કે ન યે મળે. ધણી પાસે માગે તો કદાચ ધોકો કાઢે એટલે આ ભવમા નહિ તો આવતા ભવમા પણ કામ આવે એ હેતુથી કૃષ્ણભજન કરી લઈએ. ...

ચદન તલાવડી કાનુડે રોકી,
જળ ભરવા ન દે,
કાનુડો મ્હારી કેડે પડયો છે!
વનમા કાનો દાતણ મ ગાવે
વનમા દાતણ ક્યાથી? કાનુડો૦
વનમા કાનો નાવણ મ ગાવે
વનમા નાવણ ક્યાથી? કાનુડો૦
વનમા કાનો ભોજન મ ગાવે
વનમા ભોજન ક્યાથી? કાનુડો૦
વનમા કાનો રમત મ ગાવે
વનમા રમત ક્યાથી? કાનુડો૦

ઊભો. મેં પૂછ્યું: 'તારે શું જોઈએ છે?' તેણે મારી પાસે આવીને ધીમેથી કહ્યું: 'મેં મારા એક સહાધ્યાયીનું ખૂન કર્યું છે. તાડની શેરીમાં ૪૨મી રૂમમાં તેનું મુડદું પડ્યું છે.'

હું તો આ સમાચારથી તાજુબ થઈ ગયો. તે સમયે મારા યૌવનની આશુમર્દાએ મને હિંમત આપી અને મેં મારો કાર્યક્રમ મનમાં જ ગોઠવી કાઢ્યો. અત્યાર સુધી હું એમ માનતો કે અમારે કૉન્સ્ટેબલોને ખાલી પરચૂરણ તપાસ કરવાની હોય છે અને ખૂન જેવા ગુનાઓને માટે અમારે કંઈ કરવાનું હોતું નથી. વળી કેટલીક વખત અમે બધી તપાસ કરીએ અને કોઈ ગુનેગાર અથવા ખૂનીને પકડીએ, ત્યાં અમારા ઉપરીઓ પોતાની નોંધપોથીમાં એવી રીતે ટપકાવી લે કે બધું માન તેઓ જ ખાટી જાય.

અત્યાર સુધી ગુનેગાર આતુરતાથી ઊભો હતો.

મેં કડકાઈથી પૂછ્યું: 'તમે શું કહ્યું?'

તેણે બેપરવાઈથી કહ્યું: 'હું ખૂની છું અને તમારે તાબે થાઉં છું.

મેં તપાસ માટે પૂછ્યું: 'શા માટે તમારે તેમ કરવું પડ્યું?'

'અમે લડી પડ્યા અને મેં તેને સખત ફટકો લગાવ્યો.'

કીર્તિ મેળવવાનો આવો અમૂલ્ય પ્રસંગ મને ફરી નહિ મળે એ વિચારથી મેં પોલીસ તપાસ મુજબ મારી સામાન્ય નોંધપોથીમાં નોંધી લીધું કે 'તાડની શેરીમાં ખૂન થવાની ખબર મળવાથી ખૂનીને પકડવા હું ગયો હતો.' આવી નોંધથી હું એવું સૂચવવા માગતો હતો કે ગુનેગાર મારે તાબે થયો નથી. પછી બીજી નોંધમાં મેં લખ્યું કે ગુનેગારને પકડીને હું પાછો ફર્યો છું. પછી આ બાબતનો રિપોર્ટ મેં મારા ઉપરી તરફ રવાના કર્યો.

હવે મુડદાને તપાસવા અને બીજા સાક્ષીઓની જુબાની લેવાનું કાર્ય બાકી રહ્યું. મારો વિચાર હતો કે મારા ઉપરી રજા ઉપરથી આવી જાય ત્યાર પહેલાં આ કાર્ય પતાવીને નામના મેળવી લેવી કે જેથી પગારમાં જલદી વધારો થાય. તેથી કેદીને એક રૂમમાં પૂરીને બીજા કૉન્સ્ટેબલને સાથે લઈને હું તાડની શેરીમાં ગયો, અને ૪૨મી રૂમના માલિકને મળ્યો કે જ્યાં મુડદું હોવાની મને ખબર મળી હતી. માલિકે આશ્ચર્યથી પૂછ્યું: 'મુડદું કોનું!'

આ જે ઘરમાં ખૂન થયું હતું ત્યાં તે મકાનના માલિકના આવા શબ્દોથી મારો મિજાજ ગયો. 'જે માણસનું આજે જ અહીં ખૂન થયું છે તેનું મુડદું ક્યાં છે!' તેણે કંટાળાથી કહ્યું: 'કેટલું જૂઠું! અહીં તો કંઈ થયું નથી.' આ જવાબથી હું આકુળ વ્યાકુળ થઈ ગયો અને માલિકના વિરોધને ગણકાર્યા સિવાય હું તે ઓરડામાં ઘૂસી ગયો. આ ઘરમાં ક્યાંય પણ મુડદું દેખાયું નહિ અને ખૂનની કાંઈ નિશાની પણ દેખાઈ નહિ તેથી સ્વાભાવિક રીતે જ હું તો ગભરાઈ ગયો અને ઘરના માલિકને પૂછ્યું કે ઉપલા માળમાં બે વિદ્યાર્થીઓ રહેતા હતા કે નહિ!

'હા. એક તો તેને ગામ જતો રહ્યો અને બીજો ફરવા ગયો છે.' આ ખબરથી મને ખાતરી થઈ કે નક્કી આ બેમાંથી એકનું ખૂન થયું હશે.

મેં કહ્યું: 'તમે હડહડતું જૂઠાણું બોલો છો. મને ખબર મળી છે કે આજે સાડાતીન બજે એક વિદ્યાર્થીએ બીજા વિદ્યાર્થીનું અહીં ખૂન કર્યું છે અને તે વિદ્યાર્થીને મેં પોલીસ સ્ટેશન પર પૂરી રોકેલ છે. તમે એ ગુનેગારને બચાવવા પ્રયત્ન કરો છો. પણ યાદ રાખજો કાયદાની બારીકીમાંથી છટકી જવા માટે મુડદાને ખસેડવાનો તમને બિલકુલ હક્ક નથી.'

તુર્ત જ મેં તેને કેદ કર્યો અને પોલીસ સ્ટેશન પર એક કોટડીમાં પૂરી દીધો. મારી ગૂંચવણો વધવા લાગી. એક ખૂન થયાના ખબર મળે છે, ખૂની કેદમાં છે, છતાં મુડદું હાથ લાગ્યું નથી! આ બધી ગૂંચવણો મને મૂંઝવવા લાગી.

રાત્રિનો ઘણો સમય પસાર થવાથી વધુ તપાસ સવાર પર મુલતવી રાખીને હું સૂઈ ગયો. બીજે દિવસે હું તાડની શેરીમાં ગયો અને ફરી વખત પાડોશીઓને પૂછ્યું. તેઓએ એ જ જવાબ આપ્યો. કેટલાકે કહ્યું કે બંને વિદ્યાર્થી સાંજના પાંચ સુધી તો પરીક્ષાના હોલમાં હતા. મને ખાતરી હતી કે આ બધું જૂઠાણું છે છતાં આ બધા લોકો શા માટે ગુનેગારને બચાવવા પ્રયાસ કરે છે અને પોલીસના કાર્યમાં વિઘ્ન નાખે છે તે સમજવું મહાતું. તેથી આ બંને વિદ્યાર્થીઓ પરીક્ષાના હોલમાં નહોતા એવી ખાતરી કરવા મેં તેના વડાને મળવા નિશ્ચય કર્યો. પરીક્ષા હોલના વડાએ મારા તરફ ગુનેગાર વિદ્યાર્થીની પેઠે જોઈને કહ્યું 'મિ. તમને કોઈએ ઠીક બનાવ્યા લાગે છે. બંને વિદ્યાર્થીઓ અહીં પાંચ સુધી હતા.

આતુરતાથી તેણે મને રજા આપી અને મારે મ છૂટકે જવું પડ્યું. મારો ધૂંધવાટ વધવા લાગ્યો. મારા પહેલાં જ ખૂન કેસમાં આવાં જંગલી લોકોની સાથે અથડાવું પડ્યું. આ લોકોએ શાંત શહેરી તરીકેની ફરજો વિષે વિચાર કરવો જોઈએ અને પોલીસને મદદ કરવી જોઈએ. હું નિરાશ થઈને પાછો પોલીસ સ્ટેશન પર આવ્યો.

દરમિયાન મારો રિપોર્ટ વાંચીને મારા ઉપરી ઉતાવળથી એક મોટરમાં પોલીસ સ્ટેશન પર રાહ જોતા હતા. તેમણે મને પૂછ્યું: 'કેમ, પેલા ખૂનનું શું થયું? તેની તપાસનો રિપોર્ટ ક્યાં છે?'

હું ઠંડોગાર થઈ ગયો. 'હું રિપોર્ટ મેળવી શક્યો નથી, સાહેબ! હું . . . હું.'

'શું! તમે હજુ રિપોર્ટ તૈયાર નથી કર્યો?'

'ના—સાહેબ!'

મારા પગના થરથરાટથી મેં મારા શરીરનું સમતોલપણું ગુમાવ્યું અને અનિચ્છાએ સાહેબને મારે દંડવત્ કરવા પડ્યા.

'કેમ જવાબ આપતા નથી?' ગુસ્સામાં તેમણે પૂછ્યું.

અચકાતાં મેં કહ્યું: 'સાહેબ, મુડદું હાથ લાગ્યું નથી જે આરોપીને મેં કેદ કરેલ છે તેણે મને કહ્યું કે, મારા સહાધ્યાયીનું ખૂન મેં તાડની શેરીમાં કર્યું છે. મેં ત્યાં જઈને ઘરના માલિક અને પાડોશીઓને પૂછ્યું પરંતુ આવો અકસ્માત બનાવ બન્યો હોય એમ તેઓના ખ્યાલમાં પણ નથી. મેં ઘરના માલિકને પણ કેદ કર્યો છે, કારણકે મને લાગ્યું કે તે ગુનેગારને બચાવવા માગે છે.'

મારા સાહેબે આંખો ખેંચીને મારા તરફ એક વેધક દૃષ્ટિ ફેંકી લીધી. મને લાગ્યું કે તે મારા તરફ સહાનુભૂતિ ભરી નજરથી જુએ છે. તેણે હુકમ કર્યો: 'આરોપીને અહીં હાજર કરો.'

વિદ્યાર્થીને તુર્ત જ મેં તેમની સમક્ષ રજુ કર્યો.

પોલીસ અમલદારને જોઈને આરોપીએ કહ્યું: 'માફ કરજો! સાહેબ! મને ખબર નહિ કે મારી રમુજ ભરેલ કલ્પનાના પ્રયોગથી તમારા આરામ ભુવનમાંથી તમને અહીં ઘસડી લાવવામાં આવશે. હું તે બદલ માફી માગું છું. ખૂન થયું જ નથી. જે માણસના ખૂન બાબત મેં કહ્યું હતું તે માણસ તો ગઈ કાલે તેને ગામ પહોંચી ગયો છે!'

પોલીસ અમલદારે વહેમાઈને પૂછ્યું: 'વાહ, વાહ! ત્યારે શું તમે અમસ્તી જ કેદ થવાની ઇચ્છા બતાવી?'

આરોપીએ નરમાશથી કહ્યું: 'સાહેબ! ફરીથી હું આપની માફી માગું છું. ગઈ કાલે સાંજે પરીક્ષાનો છેલ્લો પેપર મેં આપ્યો, ત્યારે હું એટલા આનંદાવેશમાં હતો કે એક બીજા વિદ્યાર્થી પાસે મે એક વિચિત્ર તરંગ રજુ કર્યો કે આજની રાત હું નજીકના પોલીસ સ્ટેશન પર કોઈ પણ જાતનો ગુનો કર્યા સિવાય ગાળીશ.'

પોલીસ અમલદારે બીજાભાઈને કહ્યું: 'શું તમે પોલીસને હેરાન કરવાનો પ્રયાસ કર્યો છે?'

વિદ્યાર્થીએ નમ્રતાથી કહ્યું: 'Excuse me, Sir, I am sorry. I crave your pardon.'

પોલીસ અમલદાર હસીને મારા તરફ ફર્યો. પરંતુ હું તો પગથી માથા સુધી ધ્રૂજી ઊઠ્યો. અમલદારે તેની કરડી નજરે મારા તરફ જોયું અને પાસે બોલાવ્યો.

'તમારો રિપોર્ટ દર્શાવે છે કે તમે તેને કેદ કર્યો છે. પરંતુ અત્યારે ચોખ્ખું જણાઈ આવે છે કે આ યુવાન તેની મેળે તમારે તાબે થયો હતો. બોલો! સાચી હકીકત શી છે?'

પ્રામાણિકતા એ મનુષ્યજીવનના ગમે તે પ્રસંગે ઉત્તમ માર્ગદર્શક થઈ પડે છે, એમ મારા અનુભવથી મને લાગ્યું. મેં મારો ગુનો કબૂલ કર્યો અને કહ્યું કે આપણા ખાતામાં મને પ્રમોશન મળે એ લાલચે મારે આવો રિપોર્ટ કરવો પડ્યો!

બંને આરોપીઓને તુર્ત જ છોડી મૂકવામાં આવ્યા; પરંતુ આ વિદ્યાર્થીનો વિચિત્ર તરંગ મને નડ્યો—મારા ખોટા રિપોર્ટ બદલ મારો પાંચ રૂપિયા દંડ કરવામાં આવ્યો.

બહેરામજીએ પોતાની વાતનો અંત લાવીને કહ્યું: 'માટે જ હું કહું છું કે વિદ્યાર્થીઓને જવાબદારીનું ભાન હોતું નથી.'

કાયદાનો અભ્યાસ કરતો એક વિદ્યાર્થી બોલી ઊઠ્યો: 'સબૂર! ખોટી ખબર ફેલાવનાર તે વિદ્યાર્થીને સજા કેમ ન થઈ?'

'ચોક્કસ! મુદ્દાનો સવાલ છે સાહેબ! પણ આ બનાવ તો મારી જુવાનીમાં બની ગયો. ત્યારે કાયદાની અત્યારના જેટલી બારીક રચના નહોતી.'

એટલામાં સ્ટેશન આવતાં બહેરામજી અને તેના સાથીઓ ઊતરી પડ્યા. તે વખતે એક વિદ્યાર્થીએ ટકોર કરી: 'ખરેખર, આ તો અદ્ભુત તરંગ કહેવાય; અને પોલીસને પણ ઠીક બનાવ્યો.'

રસ્તે જતાં બહેરામજીના સાથીઓ તેને પૂછતા હતા: 'તમારી નબળાઈ બતાવતી આવી વાત તમે શા માટે કરી?'

'અહાં... અહા—હા... એ તો તેમને શાંત રાખવા કહેલી. શું તમે એમ માનો છો કે તે ખરી વાત હતી?'

# આકાંક્ષા

આજે મારે હૈયે, ઓ રે સુન્દર !
ગુંજી રહ્યા તારા સુમંગલ સૂર,
દૂર દિગન્તે
દૃષ્ટિ પર્યાન્તે,
વ્યોમ વસુંધરા મીટ માંડી જ્યહાં,
ઊભાં મિલનાતુર,
તેથીય દૂર, અદૃશ્ય કિનારે
રણકે તારાં નુપૂર,
ઓ રે સુન્દર !
આજે મારે હૈયે ઓ રે સુન્દર !
ગુંજી રહ્યા તારા સુમંગલ સૂર. ૧

વાયુના સ્પર્શે
ઝુલતા વૃક્ષે,
ઉન્નત શ્રૃંગ ધરીને ઉભેલા
ગિરિવર કેરે ઉર
એજ અદમ્ય જલે આકાંક્ષા,
એવી જ પ્યાસ મધુર
ઓ રે સુન્દર !
ગુંજી રહ્યા તારા સુમંગલ સૂર. ૨

જે મહાગાને
મસ્ત બનીને
સાગર સ્તંભ રચે જલ કેરા
આભે ઉછાળે પૂર,
આજ મારા અણુયે અણુયે વહે
એ મહાગંભીર સૂર
ઓ રે સુન્દર ! ૩

# યુરોપનું અર્થશાસ્ત્ર

ડુંગરશી ધરમશી સંપટ

યુરોપમાં પાંચ મહારાજ્યો જગતના સર્વે ભાગોને આચ્છાદિત કરી બેઠાં છે. ત્યાં તો આર્થિક અને રાજકીય સંબંધ એકબીજાની સાથે ખૂબ મિશ્ર છે. યુરોપમાં હમણાં સંકુચિત સ્વદેશાભિમાનની વૃત્તિ ખૂબ જાગૃત થઈ છે. એટલે એકબીજાની સામે મોટી નકલી દિવાલો ત્યાંનાં રાજ્યોએ ઊભી કરી છે. તેઓ એકબીજાનાં કરજોથી દબાયેલાં છે, પરંતુ મુદ્દલ કે વ્યાજની એક પાઈ પણ કોઈ આપતું કે લેતું નથી. હજી યુરોપનાં મહારાજ્યોની ઈર્ષ્યા, અસૂયા અને પરસ્પરના ધિક્કારના ફળરૂપ મહાયુદ્ધ જાગ્યું નથી. પરંતુ આર્થિક યુદ્ધ તો ખૂબ જોશથી ચાલી રહ્યું છે. ચલણની જાદુગીરી, જકાતોની દિવાલો, સોનાનો મોટો સંગ્રહ, હૂંડિયામણની આંટીઘૂંટી આ સર્વે આર્થિક ભયંકર શસ્ત્રો છે. તેનો ઉપયોગ એકબીજાની સામે કોઈ પણ દયા વગર કરાય છે.

હમણાં યુરોપમાં દરરોજ નવા નવા આર્થિક બનાવો બન્યા જાય છે. તેની અસર આખા જગત ઉપર વ્યાપક રીતે થાય છે. દર વરસે આર્થિક જગત મોટાં પરિવર્તનો સેવે છે. છેલ્લાં પાંચ વરસોમાં જગતમાં મોટી આર્થિક ઉથલપાથલો થઈ છે. સોવિયેટ રશિયાએ પહેલી પંચવર્ષીય ઔદ્યોગિક અને ખેતીવાડી વિકાસની યોજના પૂરી કરી, બીજી યોજના શરૂ કરી પોતાની દરેક પેદાશ બેવડીથી સાત ગણી વધારી છે. બીજી તરફ, જાપાને પોતાની ૯૩ ટકા પ્રજાને અક્ષરજ્ઞાન સાથે ઉદ્યોગો સંબંધી જ્ઞાન આપ્યું છે. એણે પાશ્ચાત્ય યંત્રશાસ્ત્રોને પોતાનાં બનાવી જગતનાં બજારોમાં બહુ સસ્તો અને દેખાવડો માલ મોટા જથ્થામાં ભરી દીધો છે; જાપાન અનાજ વિશે આત્મસંતોષી બન્યું છે. ગ્રેટબ્રિટન, હોલાંડ અને બેલ્જિયમ એ ત્રણેય દેશોએ જકાત વગરના વેપારની નીતિ ત્યજી પોતાની સગવડ મુજબ આમદાની ઉપર મોટી રક્ષણ જકાતો નાખી છે.

યુરોપનાં આ મહારાજ્યોએ વેપારના પરસ્પર પ્રતિબંધોની મોટી દિવાલો ચણી જગતના વેપારને લૂલો કરી મૂંઝવી નાખ્યો છે. સને ૧૯૩૨માં ઓટાવા ખાતે ગ્રેટબ્રિટને પોતાનાં સંસ્થાનો સાથે જકાતી હક્કો કરી ઓટાવાના કરાર કર્યા હતા. તેમાં હિંદ પાસેથી દેવા કરતાં વધારે લીધું હતું પરંતુ કેનેડા વગેરે સંસ્થાનોને લીધા કરતાં વધારે આપ્યું હતું. ફ્રાન્સે પણ પોતાનાં સંસ્થાનો સાથે આવા આર્થિક કરારો વીન્સેન્સના મથક સમે ૧૯૩૪ માં કર્યા હતા. સને ૧૯૩૧ માં ગ્રેટબ્રિટને સોનાના ચલણના ધોરણને તિલાંજલી આપી. તે પછી અમેરિકાએ પણ આ ચલણ મૂકવું પડ્યું. આથી જગતની આર્થિક વ્યવસ્થા જે સોનાના ચલણ ઉપર હતી તે મટી ગઈ. હવે ઘણુંખરા દેશોએ સોનાના ચલણનું ધોરણ પડતું મૂક્યું છે. એકલું ફ્રાન્સ એને વળગીને વળગ્યું હતું. પરંતુ છેવટે એને પણ એ ધોરણ મૂકી દેવાની આર્થિક અવ્યવસ્થાએ ફરજ પાડી છે.

સને ૧૯૩૨માં લૉઝાન પરિષદે જર્મનીનું દેવું એટલે દંડ ફાળા ખર્ચમાંથી માત્ર ૨૦૦ કરોડ ડૉલર જેટલું કરી નાખ્યું. છતાં જર્મનીએ એટલું પણ કરજ ચુકાવ્યું નહિ. એટલે બધી જાતના લેણદેણ ઉપર મોટું મીંડું મૂકાયું છે. આથી દેશપરદેશો વચ્ચેની ધીરધાર અને ઉઘરાણી અટકી ગયાં છે. પ્રજાઓ વચ્ચેના વેપારી લેણદેણ ઉપર આની ખરાબ અસર થઈ છે. સોનું બધું અમેરિકા, અંગ્રેજ અને ફ્રેંચોએ સંઘર્યું છે. જગતનાં બાર આના ઉપરાંત સોનાનો જથ્થો આ ત્રણ રાજ્યો પામે છે. હવે જગતનાં ઘણાંખરાં મહારાજ્યો કાગળની નોટોના ચલણ ઉપર શ્રદ્ધા બાંધીને બેઠાં છે. જેની શાખ સારી છે એવાં અમેરિકા, ગ્રેટબ્રિટનને બાદ કરતાં બાકીનાં રાજ્યોના ચલણની કિંમત પોતાનાં રાજ્યો પૂરતી છે.

યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાએ ચાર વરસો થયાં પોતાની પ્રજાના આર્થિક ઉદ્ધાર માટે અબજો ડૉલરો દર વરસે ખર્ચી પ્રજાના આર્થિક પતનમાંથી ઉદ્ધાર કરવાનો ખૂબ પ્રયત્નો કર્યો છે. એણે પોતાના દેશમાં ખર્વો ડૉલર કરજે લઈ ખેડૂતોને રોકડી મદદ, પાકો ઘટાડવાની કોશીશ, નવા રસ્તા, ઘરો અને જાહેર બાંધકામો બાંધવાની મોટી શરૂઆત કરી છે. વધારે મજૂરોને કામ મળે તે માટે મજૂરોના કામ કરવાના કલાકો ઘટાડ્યા છે. ગ્રેટબ્રિટને પણ ૩૩ લાખ નવાં ઘરો બાંધ્યાં છે, સેંકડો નવા રસ્તા બનાવ્યા છે અને જાહેર બાંધકામો બાંધ્યાં છે. એ રીતે બેકારી નિવારણના ઉપાયો લીધા છે. ગ્રેટબ્રિટનમાં બેકારી નિવારણને માટે સરકારે મોટી વીમાની યોજના કાઢી છે. તેનો સવા કરોડ મનુષ્યો લાભ લે છે. બીજા દેશોમાં પણ બેકારી નિવારણ માટે મોટી યોજનાઓ સરકારે મંજૂર કરી છે. ખાસ કરીને નાણાંની પુષ્કળ છૂટ કરી છે એટલે બહુ સસ્તે વ્યાજે આવી યોજના માટે પુષ્કળ નાણાં મળે છે. સોનાના ભાવો વધુ હોવાથી ખાણોમાંથી સોનાની પેદાશ ઘણી વધી છે. ને સોનાના સંગ્રહ ઉપર પોતાની આંટ વધારી પુષ્કળ પ્રમાણમાં નોટોનું ચલણ વધારવામાં આવ્યું છે,

હવે આ પાંચ વરસોમાં રાજ્યદ્વારી સ્થિતિ વધારે પ્રમાણમાં બગડી છે. સૌ રાજ્યો પોતાના દેશની ઉન્નતિ બીજાના ભોગે કરવા માગે છે. યુરોપનાં રાજ્યોનું માંહોમાંહે અને ખાસ અમેરિકાનું તેમની પાસે અબજો ડૉલરોનું કરજ છે. તે કરજ અથવા વ્યાજ ચુકાવવાનું બંધ થવાથી યુરોપ ઉપરથી એક મોટો બોજો ઓછો થયો છે. પરંતુ હવે પરસ્પર અવિશ્વાસ ખૂબ વધ્યો છે. સને ૧૯૩૨માં લશ્કરી ખર્ચ ઘટાડવાની પરિષદ તદ્દન ફારસરૂપ થઈ પડી હતી. જાપાને સને ૧૯૩૩માં મંચુરિયાને જરા પણ વિરોધ વગર 'પચાવી' પાડ્યું હતું. સને ૧૯૩૫માં એ જ જાપાને એટલી જ સહેલાઈથી ચીનનો જેહોલ પ્રાંત ઓહિયાં કર્યો. જર્મની અને જાપાને પ્રજાસંઘનો ત્યાગ કર્યો. સને ૧૯૩૫–૩૬માં ઇટલીએ પ્રજાસંઘની દરકાર કર્યા વગર એબિસીનિયા પચાવી પાડ્યું હતું.

યુરોપમાં પણ બે પક્ષો પડી ગયા છે. ફ્રાન્સ અને ગ્રેટબ્રિટન, થોડા અરસા સરસાઈ માટે હરીફાઈ કર્યા પછી હવે એકત્ર થયાં છે. આ બંને રાજ્યોએ પ્રજાસંઘની ઉપર મોટો કાબુ મેળવ્યો હતો. પરંતુ બંને વચ્ચે હરીફાઈ થવાથી યુરોપમાં એમનું મહત્ત્વ ઘટી ગયું છે. હવે યુરોપમાં જર્મની, ઇટલી, પોર્ટુગલ, ઑસ્ટ્રિયા અને હંગરીનો સબળ પક્ષ એમની વિરુદ્ધ ઊભો થયો છે. પોતાના મોટા દુશ્મન ગણાતા રશિયા સાથે એ અંગ્રેજો અને ફ્રેંચોએ સંધિ કરી ત્રિપક્ષી હાથ બાંધ્યું છે. ફ્રાન્સ, ઝેકોસ્લોવેકિયા, રૂમાનિયા, પોલાંડ અને બીજાં રાજ્યોને મદદ કરી એમની સાથે પરસ્પર મદદનાં તહનામાં કર્યાં છે. જર્મનીએ એમાં ફાટફૂટ પાડવાનાં

સબળ પ્રયત્નો કરે છે. જર્મની પોતાનાં છીનવી લીધેલાં સંસ્થાનો પાછાં માગે છે. તેમના માટે એણે જંગી લશ્કરી તૈયારીઓ કરી છે. તેને યુરોપના ઝેકોસ્લોવેકિયા વગેરે રાજ્યો ખાઈ જવાની ખુલ્લી ઇચ્છા છે.

જર્મનીએ લોકાર્નોની સંધિને ફાડી તોડી નાંખી છે. એણે વરસેલ્સની સંધિ પણ સ્વીકારવાની ના પાડી છે. એણે પોતાનાં બધાં સાધનો યુદ્ધની તૈયારી માટે વાપર્યાં છે. ઇટલીએ સને ૧૯૩૫ના ઑક્ટોબરમાં ઍબિસીનિયા ઉપર આક્રમણ કર્યું. પ્રજાસંઘે તેની વિરુદ્ધ પ્રતિબંધો નાંખ્યા, પરંતુ ઇટલીએ તેની દરકાર ન કરતાં ઍબિસીનિયા જીતી લીધું: જાપાને હમણાં ચીન ઉપર મોટું આક્રમણ કરી ચીનનો ઉત્તર ભાગ લગભગ જીત્યો છે. હજુ યુદ્ધ ચાલુ છે. પ્રજાસંઘ હવે તદ્દન નપુંસક બન્યો છે. રાજ્યદ્વારી ક્ષેત્રમાં એની આણ સ્વીકારાતી નથી સોવિયેટ રશિયા અને જાપાન વચ્ચે ખૂબ ચકમક ઝરે છે, પરંતુ યુદ્ધ જાહેર કરતાં અચકાય છે. જર્મનીએ રાઇનલૅંડમાં તહનામા વિરુદ્ધ લશ્કર મૂક્યું છે. ઑસ્ટ્રિયાએ સંધિનો ભંગ કરી લશ્કરી શિક્ષણ આપવાનું શરૂ કર્યું છે સ્પેનમાં અંદર અંદરની લડાઈ જાગી છે. આ ઘરની લડાઈમાં સ્પેનની સરકારને રશિયાની મદદ છે. બળવાખોરોને ઇટલીની મુખ્યત્વે અને જર્મનીની ગૌણ મદદ છે. આ યુદ્ધ પરદેશીઓ જ સ્પેનમાં ચલાવે છે.

આ આર્થિક સમાલોચના છે. પરંતુ તે સમજવા માટે રાજકીય અવલોકન પણ આપવું પડ્યું છે. તુર્કીએ આવા સમયમાં માથું ઊંચું કરી ડાર્ડેનલ્સની સામુદ્રધુનીમાં કિલ્લેબંધી કરવાનો હક મેળવ્યો છે. ભૂમધ્ય સમુદ્રમાં વેપારી આગબોટો ડુબાડી દેવા માટે સબમરિનોનો ઉપયોગ કરવાનો આરોપ ઇટલી ઉપર મૂકાયો છે. ઇટલી ઉપર અંગ્રેજોનાં આરબ સંસ્થાનોમાં બળવો જગાડવાના પ્રયત્નો કરાવવાનો પણ આરોપ મૂકાયો છે. ઇટલીએ દાદાગીરી કરી અંગ્રેજો અને ફ્રેંચોને ખૂબ સતાવવા માંડ્યા છે. જર્મનીની એને મદદ હોવાનું કહેવાય છે. હમણાં જ જર્મની, જાપાન અને ઇટલી વચ્ચે ત્રિપક્ષી સંધિ થઈ છે. યુરોપનો મામલો દિનપ્રતિદિન બગડતો જાય છે. પરંતુ લડાઈ કરવાથી યુરોપ તદ્દન ભસ્મીભૂત થઈ જશે એ બીકથી હજી યુદ્ધ અટક્યું છે.

મહાયુદ્ધ પછી વર્સેલ્સના કરારો કરી જર્મનીનું તદ્દન અધઃપતન થયું હતું. એનાં સંસ્થાનો અને પ્રદેશ ઝૂંટવી લેવાયાં હતાં. જર્મનીને વિકાસ જોઇએ છીએ. એણે જંગી યુદ્ધની તૈયારીઓ કરવા માટે મોટા પ્રમાણમાં લશ્કરી વિનાશનાં સાધનો વસાવ્યાં છે. હેર હીટલર કહે છે કે જર્મનીને ભોજન કરતાં તોપોની અગત્ય વધારે છે. ઇટલી પણ જંગી લશ્કરી તૈયારીમાં પડ્યું છે. એ દેશોએ મોટી રકમો કરજે કાઢી લડાયક તૈયારીઓ કરી છે ફ્રાંસે પણ ખર્વો ફ્રેંકો લડાઈનાં સાધનો પાછળ ખર્ચવાનું ચાલુ રાખ્યું છે. આ જોઈ અંગ્રેજોને બીક લાગી. એમણે પણ પાંચ અબજ પાઉંડ કરજે કઢી લડાઈનાં સાધનો વસાવવાનું શરૂ કર્યું છે. જાપાન તો પ્રથમથી જ પોતાની આવકનો મોટો ભાગ યુદ્ધનાં સાધનો માટે ખર્ચતું હતું. એમને જોઈ અમેરિકાએ પણ અબજો ડૉલરોની કિંમતનાં યુદ્ધનાં સાધનો તૈયાર કરાવ્યાં છે.

યુરોપમાં સ્વીડન, સ્વીટ્ઝર્લૅંડ, નોર્વે વગેરે દેશોએ પોતાના દેશોમાં લશ્કર નાબુદ કર્યું હતું. એમણે તદ્દન શાંતિની નીતિ ધારણ કરી હતી પરંતુ પોતાના પડોશીઓને પગથી માથા સુધી હથિયારબંધ થતાં જોઈ અને એમની આક્રમણ કરનારી ભાષા સાંભળી, તેઓએ મોટાં

ખર્ચી કરી ફરી લશ્કરી સાધનો મોટા પ્રમાણમાં વસાવ્યાં છે. તુર્કી પણ કરી જઈ વિનાશનાં સાધનોનો સંગ્રહ કરે છે. આ ચેપ હવે દરેક દેશના રાજ્યને લાગ્યો છે. ચારે તરફથી વિનાશકારી સંહારક પદાર્થો માટે મોટા ઓર્ડરો અપાય છે. જગત પોતાની પેદાશનો ચોથો ભાગ આ સંહારક દ્રવ્યો પાછળ ખર્ચે છે.

દરેક રાજ્યે મોટું કરજ કરી આ વિનાશક સાધનો વસાવ્યાં છે. પરંતુ આવાં સાધનો બનાવવા માટે મોટાં કારખાનાં ઊભાં કરવાં પડ્યાં છે. લડાઈનાં વિમાનો મોટી સંખ્યામાં બનવા માંડ્યા છે. તેટલી જ મોટી સંખ્યામા વેપારી વિમાનો તૈયાર થવા માડ્યાં છે. મોટી તોપો, ટેંકો, સ્ટીમરો, મનવારો, સબમરિનો બધાં મોટી સંખ્યામાં બને છે. તેને માટે પોલાદ અને બીજાં કાચાં દ્રવ્યોની મોટી જરૂર ઊભી થઈ છે. જગતનાં બજારોમાં યુદ્ધની કાચી વસ્તુઓના ભાવો વધ્યા છે. લાખો માણસોને આથી નવુ કામ મળ્યું છે. બેકારી ખૂબ ઓછી થઈ છે. આ લડાયક સાધનો માટે હજારો જાતની વસ્તુઓની જરૂર પડે છે. એ વસ્તુઓની મોટી માગ નીકળી છે. રક્ષણ માટેના સાધનો લઈ લાવજાવ કરવા માટે રેલવેને નૂર મળ્યું છે. પરદેશોમા એ સાધનો પહોંચાડવા માટે સ્ટીમરોને પુષ્કળ કામ મળ્યું છે.

નવા કારખાના માટે મકાનો બનાવવાનું કામ નીકળ્યું છે. એનાં યંત્રો બનાવવા માટે જૂના કારખાનાં રાતદિન ચાલુ થયા છે. એને માટે લોઢું અને પોલાદની મોટી માગ નીકળી તેના ભાવો વધ્યા છે. આથી લોઢાની ખાણો અને પોલાદના મજૂરોને પુષ્કળ કામ મળ્યું છે. કોલસા પણ પુષ્કળ જથ્થામાં જોઈએ છીએ; અને તેથી કોલસાના ભાવો પણ પુષ્કળ પ્રમાણમાં વધ્યા છે. કોલસાની ખાણોના મજૂરોને પણ ઘણું કામ મળ્યું છે. લશ્કરમાં પણ મોટી ભરતી થવા માડી છે. વિમાનો માટે મોટાં કારખાનાં તૈયાર કરાય છે. હજારો વિમાનો માટે ઠેકાણે ઠેકાણે એરોડ્રોમો બધાય છે. હજારો વિમાન ચલાવનારાની ભરતી કરી તેમને શિક્ષણ અપાય છે. ટેંકો બાધવાનાં કારખાનાંઓ પણ પુષ્કળ નીકળ્યાં છે. ચારે તરફ યુદ્ધના સામાનની વરદીઓ પડી છે.

જગતનો દરેક દેશ યુદ્ધનાં સાધનોના મોટા ઓર્ડરો યુરોપનાં કારખાનાં વાળાઓને આપવા માડ્યો છે. હમણાં યુરોપનાં લડાયક સરંજામનાં કારખાનાં મોટા નફા કરે છે. સ્ટીમરો અને મનવારો માટે મોટા ડક્કા બધાય છે. મોટરો માટે સારા નવા રસ્તાઓ બાંધવામાં આવ્યા છે. કારખાનાઓ મોટા પ્રમાણમા રાત્રિદિવસ કામ કરે છે. એનાં મજૂરોને પુષ્કળ કામ મળે છે. એ મજૂરો પોતાને જોઈતી વસ્તુઓ મળેલ મજૂરીના પૈસામાંથી ખરીદે છે. એ રીતે સર્વત્ર નાણાંનો સંચાર થઈ રહ્યો છે. હૃદયમાંનું લોહી નાડીઓમાં ફરી પાછું હૃદયમાં આવે છે. એવી રીતે યુરોપની સરકારોએ પ્રજા ઉપર મોટા કરો નાંખ્યા છે. તે કરોમાંથી સરકારો લશ્કરી સાધનો મોટા પ્રમાણમા બનાવરાવે છે. પ્રજાહિત માટે બાધકામો પણ કરાવરાવે છે. આ રીતે કરોમાંથી મેળવેલું ધન પાછું પ્રજામાં જ વહેંચાય છે, ઉદ્યોગોને પુષ્ટિ મળે છે.

કોઈ પણ પ્રજાને પુષ્ટ કરવા માટે ઉદ્યોગોની અભિવૃદ્ધિની જરૂર છે. બ્રિટનમાં હમણાં ઉદ્યોગોમાં તેજી આવી છે તેનો દાખલો લઈએ. એ તેજી કયા કારણોથી આવી તે સમજીએ. બ્રિટન પોતાની પ્રજા પાસે મોટા મોટા કરો લે છે, તેમા ઈન્કમટેક્ષ લગભગ એક પૌંડે પાચ શીલિંગ જેટલો મોટો છે. આ નાણાંમાંથી એ બાર અબજ પૌંડના કરજનું વ્યાજ આપે છે. લશ્કરી સાધનો પાછળ અબજ પૌંડ ખર્ચે છે. ખેતીવાડી પાછળ કરોડો પાઉંડ ખર્ચે છે. નવા રસ્તા,

ઘરો અને બેકારીના વીમા પાછળ કરોડો પાઉંડો ખર્ચ છે. એ રીતે આ બધી સમૃદ્ધિ પાછી પ્રજાને પ્રાપ્ત થાય છે. તે સિવાય એના બે મોટા ઉદ્યોગોમાં પણ ખૂબ તેજી આવી છે. સ્ટીલ એટલે પોલાદનો ઉદ્યોગ અને કોલસાનો ઉદ્યોગ મોટા નફો આપતા થયા છે. આ પદાર્થોની માગ વધવાથી અને વહાણવટા અને વીમાના ઉદ્યોગને ટેકો મળ્યો છે. યંત્રો બનાવવાની પુષ્કળ વરદીઓ તેને મળી છે. આથી આખી પ્રજાના દરેક ભાગને ઉત્તેજન મળ્યું છે.

પ્રજાઓ સમજી છે કે મોટાં કરજો કરીને પણ ઉદ્યોગોને સજીવન રાખવાં પ્રજાને કોઈપણ રીતે કામ મળવું જોઈએ. કામ હોય તો પ્રજા સમૃદ્ધ બને છે. એટલે કરજ ફેડવા અથવા તેનું વ્યાજ ભરવા જેટલો કરવેરો ખુશીથી આપે છે. યુરોપનું અર્થશાસ્ત્ર હમણાં આ પદ્ધતિ મુજબ ચાલે છે. નાણાંને કેદ મળવી ન જોઇએ. તેનો પ્રસાર સારી રીતે થવો જોઈએ. હવે ઘણાં રાજ્યોમાં ઉદ્યોગો અને વાણિજ્ય રૂપી સાધનો રાજ્ય પોતાની પ્રજાના ભલા માટે નક્કી કરેલી નીતિ પ્રમાણે વાપરે છે. રાજ્યનાં બધાં સાધનો પોતાની મૂઠીમાં એકત્ર કરીને પ્રધાનમંડળો બીજાં રાજ્યોની સામે શેતરંજની બાજી ખેલે છે.

આવી રીતે સને ૧૯૩૫પછી યુરોપની આર્થિક સ્થિતિ સહેજે સુધરતી ચાલી. એમાં પણ ઉદ્યોગવાદી દેશોમાં વધારે ચેતના આવી. સને ૧૯૩૬માં પણ એ સુધારો ચાલુ રહ્યો. રશિયામાં ૨૭ ટકા, બેલ્જિયમમાં ૨૧ ટકા, હંગેરીમાં ૨૦ ટકા, ગ્રીસમાં ૧૮ ટકા, ઝેકોસ્લોવેકિયામાં ૧૬ ટકા, ઑસ્ટ્રીયામાં ૧૪ ટકા, બ્રિટનમાં ૯ ટકા, ફ્રાન્સ–જર્મનીમાં ૬ ટકા, અમેરિકામાં ૬ ટકા આર્થિક સુધારો ગણાયો હતો. સને ૧૯૩૭માં પણ એ સુધારો ચાલુ રહ્યો છે. સને ૧૯૨૯ની સાલ પેદાશ અને આર્થિક ઉન્નતિ માટે સારી નમૂનેદાર ગણાય છે. ઘણાંખરાં રાજ્યોમાં હવે એ વરસના આંકડાએ પહોંચાય તેટલી પ્રગતિ જોવામાં આવે છે. માત્ર કરજનું પ્રમાણ વધ્યું છે. ચલણના ગૂંચવાડા થયા છે, અને ભવિષ્ય માટે નિશ્ચિતતા જણાતી નથી. યુરોપનાં પ્રધાનમંડળો પોતાના દેશના વાણિજ્ય અને ઉદ્યોગો વધારવા માટે ભારે પ્રયાસો કરે છે. સૌ દેશોના કરજોનો બોજો ભારે થઈ ગયો છે. યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાએ સને ૧૯૩૬માં પોતાના કરજમાં ૪૦૦૦ દશ લાખ ડૉલરો ઉમેર્યા હતા. સને ૧૯૩૭મા ૩૦૦૦ દશલાખ ડૉલર ઉમેરશે. બ્રિટન, ફ્રાન્સ, જર્મની, ઈટાલી, જાપાન એ સર્વે દેશો દર વર્ષે મોટા કરજો કરી તેનાં વ્યાજ ભરે છે.

ઘણાખરા દેશો પોતાની પ્રજાઓ પાસેથી કરજ લે છે. એમણે સોનું ભરી રાખ્યું છે. તેની ઉપરની આંટ ઉપર ચલણી નોટો પ્રજામાં ફેલાય છે. રૂપા અથવા ધાતુઓનાં નાણાંની ઘણી થોડી જરૂર રહે છે. જગતનો મોટા ભાગનો વ્યવહાર આ ચલણી નોટો ઉપર ચાલે છે. રાજ્યની બેંકો ચલણ માટે એજંટ છે, અને રાજ્યની નીતિ મુજબ ચલણના નાણાંની વ્યવસ્થા બેંકો કરે છે. પ્રધાનમંડળ અનુભવી નાણાંશાસ્ત્રીઓની સલાહ મુજબ ચલણની નીતિ નક્કી કરે છે. બેંકો તે મુજબ અનુસરે છે. ચલણની નોટોનો હમણાં બહુ મોટો પ્રસાર થયો છે. એટલે જોઈએ તેટલું નાણું છૂટથી મળી શકે છે. કોઈ પણ વ્યક્તિ નાણાં ગોંધવાની વાત કરતો નથી. એટલે નાણાંનો પ્રચાર વધતા વ્યાજના ભાવો એકદમ ઘટી ગયા છે. આવાં ટૂંકાં વ્યાજે નાણાંની લોનો કાઢીને જુદાં જુદાં રાજ્યો પુષ્કળ ખર્ચો પ્રજાહિતનાં કાર્યો અને લશ્કર પાછળ કરે છે. સસ્તું અને ફરતું નાણું રાખવું એ દરેક રાજ્યની આજની નીતિ છે.

કેટલાક હિંદ જેવા દેશોએ પરદેશોમાં લોનો કાઢી નાણું મેળવ્યું છે. એનું વ્યાજ એમને પરદેશીઓને ભરવું પડે છે. એ મોટા વાર્ષિક ઘસારો ક્ષયરોગ જેવો છે. વળી પોતે ઔદ્યોગિક દેશ નહિ હોવાથી, લશ્કરી સાધનો અને દરરોજની જરૂરિયાતની વસ્તુઓ પણ પરદેશો પાસેથી તેને ખરીદ કરવી પડે છે. આથી હિંદ જેવા પરાધીન દેશની સમૃદ્ધિ ચૂસાય છે. ત્રીજું, પોતાના દેશવાસીઓને મોટા પગારો આપી દેશમાં નાણું રાખવામાં આવતું નથી, પણ પરદેશીઓને મોટા પગારો અને પેન્શનો અપાય છે. પરદેશીઓનું વહાણવટું અને વાણિજ્ય હિંદ ઉપર નભે છે. એટલે હિંદ જેવો પરાધીન અને ખેતીપ્રધાન દેશ કયારે પણ સમૃદ્ધ થઇ શકે જ નહિ. એટલા માટે તો એની જકાતી નીતિ અને ચલણ નીતિ ઉપર હિંદી પ્રજાનો કાબુ નથી.

ચલણની જાદુગીરી ભારે સૂક્ષ્મ છે. ભલભલા અર્થશાસ્ત્રીઓ એમાં મૂંઝાઇ જાય છે. ફ્રાન્સનો દાખલો લો. એની પરદેશની મૂડી ખેંચાઇ ગઇ છે. ફ્રાંકના ભાવો ઘટીને એક પાઉંડના ૧૧૦ થયા. તેમાંથી ઘટીને ૧૩૦ થયા, હમણાં ૧૫૦ના આરે ઊભા છે. ફ્રાન્સ લશ્કરી ખર્ચ મોટું કરે છે. એનું બજેટ સમતોલ નથી. એણે સોનાના ચલણના ધોરણ ઉપર જોઇએ તે કરતાં વધારે વિશ્વાસ મૂક્યો, વગેરે કારણોથી ફ્રાન્સની નાણાં સંબંધી સ્થિતિ સુધરી નથી, બગડતી જાય છે. એ ચલણના યુદ્ધમા હાર્યું છે. બ્રિટન, અમેરિકા અને ફ્રાન્સ વચ્ચે ચલણ નિભાવવાના આર્થિક કરારો થયા છે. પણ ફ્રાન્સ મોટી રકમ સોનું વેચવા અને વ્યાજના ભાવો મોટા રાખવા છતાં, એ કરારો મુજબ પોતાનું ચલણ સ્થિર કરી શક્યું નથી.

હાલમાં તો લંડન અર્થશાસ્ત્રનું મુખ્ય મથક બની ગયું છે. આખા જગતની આંટ ત્યાં છૂટે છે. સૌ મહારાજ્યો પોતાના રાજ્યની હદમાં કૃત્રિમ રીતે વસ્તુઓના ઊંચા ભાવો રાખી પરદેશોમાં સસ્તા ભાવે વેચી વાણિજ્ય વધારે છે. યુરોપમાં આર્થિક યુદ્ધ મોટા પ્રમાણમાં ચાલુ છે એ આર્થિક યુદ્ધ ઉપર વિશ્વયુદ્ધનો પણ અમુક અંશે આધાર રહે છે. ભવિષ્યના બનાવો એ બાબત સિદ્ધ કરી આપશે.




## ઉત્તરરામચરિતની કાલગણનામાં એક ગૂંચ

વિદ્વાન તંત્રીશ્રી,

'પ્રસ્થાન'

મહાકવિ ભવભૂતિના ઉત્તરરામચરિત નાટકમાં કાલગણનાને અંગેની એક મુશ્કેલી તરફ આપના માસિક દ્વારા તદ્વિદોનું ધ્યાન ખેંચું છું. તે પ્રસ્તુત મુશ્કેલી યથાર્થ છે કે કેમ અને હોય તો તેનો નિકાલ શી રીતે તે સમજવાની ઇચ્છાથી જ. —ભવભૂતિના અપૂર્વ ગુણભંડારને ભૂલીને દોષને જ એક વીણી કાઢી આગળ કરવાની ઇચ્છાથી નહિ.

સમાંકી ઉત્તરરામચરિત નાટકમાં પહેલા અંક અને બીજા અંક વચ્ચે બાર વરસનો ગાળો પડે છે. પહેલા અંકની પ્રસ્તાવનામાં ચોથા શ્લોક પછી નટની સૂત્રધાર પ્રત્યેની ઉક્તિ સ્પષ્ટ છે કે દશરથપુત્રી શાન્તાના વર ઋષ્યશૃંગે 'દ્વાદશવાર્ષિક' સત્રનો આરંભ કર્યો છે. અને તેના અનુરોધને વશ થઈ જાનકી કઠોરગર્ભા હોવા છતાં યે તેનાથી છૂટા પડીને અરુન્ધતીને આગળ કરી રાજમાતાઓ વસિષ્ઠ સાથે જમાઈને આશ્રમે ગઈ છે.... બીજા અંકના વિષ્કંભકમાં (શ્લોક ૬ પછી ૮ મી ઉક્તિ) આત્રેયી વનદેવતાને સમાચાર આપે છે કે હમણાં જ એ દ્વાદશવાર્ષિક સત્ર 'પરિસમાપ્ત' થયું છે, અને ઋષ્યશૃંગે વડીલોને યથાવિધિ વિદાય આપી છે.' આમ આ બાર વરસનો ગાળો તો સ્પષ્ટ બતાવવામાં આવેલો છે.

મુશ્કેલી ઊભી થાય છે આત્રેયીને લીધે. આત્રેયી પ્રાચેતસ વાલ્મીકિની શિષ્યા. વાલ્મીકિ પાસે કોઈ બે જોડિયા કુમારો આવેલા છે, અત્યંત દીપ્તિમંત પ્રજ્ઞા વાળા એ કુમારયુગલની સાથેસાથે પોતાને અધ્યયન કરવાનો જોગ ખાતો નથી. એટલે પોતે વાલ્મીકિવન છોડીને દણ્ડકારણ્યમાં અગસ્ત્યાદિ ઉદ્ગીથવિદો પાસેથી વિદ્યા પ્રાપ્ત કરવા પર્યટન કરતી અહીં આવી છે એમ એ જનસ્થાનની વનદેવતા વાસંતીને કહે છે, એટલું જ નહિ પણ ધીરેધીરે આત્રેયી બાર વરસની બધી જ મુખ્ય મુખ્ય ઘટનાઓ વિષે વાસંતીને કહે છે. સીતાનો પરિત્યાગ, ઋષ્યશૃંગસત્રની પરિસમાપ્તિ, રામચંદ્રે આરંભેલો અશ્વમેધ યજ્ઞ, બ્રાહ્મણશિશુનું અકાલ મૃત્યુ થયું, તેને અંગે અશરીરિણી વાણીએ રામચંદ્રને તપ કરતા વૃષલ શમ્બૂકનો વધ કરવા આપેલી પ્રેરણા, તદનુસાર ગગનગ પુષ્પક વિમાનમા શમ્બૂકની શોધમાં પ્રયાણ, વગેરે વગેરે સમાચારો—છેલ્લી સ્ટોપપ્રેસ સુધીના—જનસ્થાનવાસિની વાસંતીને આત્રેયી પાસેથી મળે છે.... વાસંતી કહે છે કે શમ્બૂક જનસ્થાનમાં જ રહે છે એટલે રામ અહીં જ આવશે. અને થાય છે પણ એ પ્રમાણે.

હવે સવાલ એ ઉપસ્થિત થાય છે કે આ બધા છેક તાજા છેવટ સુધીના સમાચાર આપવા આત્રેયી પગે ચાલીને પુષ્પક વિમાન કરતાં યે વધુ ઝડપથી કેવી રીતે જનસ્થાનમાં આવી પહોંચી ?

ક્યાં ગોદાવરી કાંઠા ઉપરનું જનસ્થાન અને ક્યાં વાલ્મીકિવન ? (બીજા અંકના વિષ્કંભકમાં બીજા શ્લોક પછીની ત્રીજી ઉક્તિથી સમજાય છે કે લક્ષ્મણ સીતાને વાલ્મીકિવન પાસે છોડી જાય છે. અને પ્રસવવેદના પ્રાપ્ત થતાં દુઃખ સહ્યું ન જવાથી સીતા પોતાની જાતને 'ગંગાપ્રવાહ'માં નાખી દે છે.) ગંગાકાંઠેનું વાલ્મીકિવન છોડીને આત્રેયી પગે ચાલતી ગોદાવરીતીરે આવી પણ દિશવિદિશમાં શમ્બૂકની શોધ કરતા પુષ્પકારૂઢ રામ હજી અયોધ્યાથી જનસ્થાન સુધી આવી શક્યા નથી !

આત્રેયી 'અધ્વગવેષા' પ્રવેશે છે. એથી એ કોઈ ચમત્કારી રીતે (જેવી રીતોનો સંસ્કૃત નાટકોમાં સારી પેઠે ઉપયોગ થયો છે, અને પ્રસ્તુત નાટકમાં જ્યાં જ્યાં સ્પષ્ટ એ પ્રમાણે કહેવાયું છે તેને આ ચર્ચા કરતાં સ્વીકારી જ લીધેલું છે.) ઝડપભેર આવી હોવાનો સંભવ નથી. પોતે જ કહે છે કે વાલ્મીકિવનમાં અધ્યયને પ્રત્યૂહ જાગવાને લીધે પોતે આ 'દીર્ઘપ્રવાસ' આદર્યો છે. (અંક ૨ શ્લોક ૨ પછી બીજી ઉક્તિ) તેથી એને થાક પણ લાગ્યો છે. (શ્લોક ૫ પછી ઉક્તિ ૬.)

જ્યારે પુષ્પક તો વેગવાળું 'પ્રજવિન્' (અંક ૨ શ્લોક ૨૮ પછી ઉક્તિ ૧) છે. સાધારણ વિમાન નથી, 'વિમાનવર' (અંક ૬ શ્લોક ૬ પછી ઉક્તિ ૧). છે.

વળી શૂદ્રતાપસના અન્વેષણ માટે 'જગતપતિ'ને 'દિશાઓ અને વિદિશાઓમાં સંચાર' આરંભવો પડે છે. અશરીરી વાણીએ 'પૃથ્વીમાં તપનો તપ' એટલું જ શમ્બૂક વિષે કહ્યું છે. પણ તો જગતપતિને શૂદ્રતાપસ શોધી કાઢતાં વાર ઘણી બધી લાગી કહેવાય. ખાસ કરીને એક બાજુ બ્રાહ્મણપુત્ર મરેલો પડ્યો છે એ સંજોગોમાં.

સાથે સાથે થોડુંક બીજું પણ જોવાનું રહે છે. આત્રેયી વનદેવતાને કહે છે કે અરુન્ધતીએ વધૂવિહોણી અયોધ્યામાં પગ ન મૂકવાનો નિરધાર કર્યો છે અને એથી વાલ્મીકિવનમાં રહેવું એવો વસિષ્ઠે ઉપાય શોધ્યો છે. ઋષ્યશૃંગનો આશ્રમ કયે સ્થળે છે એ ઉત્તરરામચરિતમાંથી નક્કી થઈ શકતું નથી. છતાં જેમ દણ્ડકાવાસી વાસંતીને સીતાપરિત્યાગ જેવા અગત્યના બનાવની પણ આત્રેયી ગઈ ત્યાં સુધી ગંધ સુદ્ધા ન હતી એવું આ બાબતમાં નથી. ઋષ્યશૃંગ આશ્રમમાંથી વસિષ્ઠાદિ વાલ્મીકિવનમાં આવે છે એવા સમાચાર વાલ્મીકિવનમાં આવી શકે એટલો નજીક એ આશ્રમ હોવો જોઈએ. આ સમાચાર લઈને આત્રેયી ત્યાંથી દણ્ડકાવનમાં પહોંચે ત્યાર પહેલાં તો વસિષ્ઠ વગેરે મંડળી ક્યારની યે વાલ્મીકિવનમાં આવી જવી જોઈએ. અને જે વેગે રામ જનસ્થાન પહોંચ્યા હતા તેથી વધુ વેગે પાછા આવે તો પણ તેમના આવવા પહેલાં વસિષ્ઠાદિ ગુરુજનોએ વાલ્મીકિની ઘણી પરોણાગત માણી હોય. પણ વસ્તુસ્થિતિ શી છે ?

ચોથા અંકના વિષ્કંભકમાં શિષ્ટ મંડળીના આગમનથી રજા માણતા વિદ્યાર્થીઓ વાછરડી ઉડાવી જનાર વસિષ્ઠની પેટ ભરીને ઠેકડી કરી રહે છે તે પછી દૂર ઝાડનાં મૂળિયાં પર બેઠેલા જનકની દશા જોઈ અનુકંપા અનુભવતા દેખાય છે. ત્યાં જનક પાસે અરુન્ધતી, કૌસલ્યા, વગેરે આવે છે. એવામાં લવ એ ઠેકાણે આવી ચડે છે. એને થોડી વાર થઈ ત્યાં મેધ્યાશ્વ આવ્યાથી બટુકોમાં ખૂમરાણ મચે છે. તરત જ દોડી જઈને લવ અશ્વને બાંધે છે. પાંચમા અંકમાં લવ અને લક્ષ્મણપુત્ર ચંદ્રકેતુ વચ્ચે વાગ્યુદ્ધ થાય છે. અંતે બંને શસ્ત્રાસ્ત્ર-




## સદ્‌ગત ગોવર્ધનરામ અને દયારામ ગીદુમલ વચ્ચેનો પત્રવ્યવહાર.

[ સરસ્વતીચન્દ્રના ચોથા ભાગના છેલ્લા પ્રકરણ ઉપરથી સરસ્વતીચન્દ્ર અને કુસુમના સંબંધ વિશે વિરોધી તર્કો થાય છે તે ઉપર આ પત્રવ્યવહાર પ્રકાશ પાડતો હોવાથી 'સમાલોચક' પુ. ૧૪ અંક ૨માંથી ઉદ્ધૃત કરીને મૂકેલો છે. ]

( ૧ )

સ્નેહી ભાઈ ગોવર્ધનરામ,

મ્હારા પર સરસ્વતીચંદ્ર વગેરે પુસ્તકો મોકલ્યાં તે બહુ મહેરબાની થઈ. મને ખાત્રી છે કે તે વાંચવાથી મ્હને ઘણો આનંદ મળશે.

લી. તમારો સ્નેહી,
દયારામ ગીદુમલ.

( ૨ )

સ્નેહી ભાઈ ગોવર્ધનરામ,

ગઈ કાલથી તમારો સરસ્વતીચંદ્ર ભાગ ૪ થો મ્હેં વાંચવા માંડ્યો છે. મી. નાનજીઆણીનો "નણંદ કે બ્હેન"[1] પુસ્તકમાં એ વિષે થોડી ટીકા છે. તમારી કૃતિ માટે તમારાં મારે વખાણ જ કરવાનાં છે. પણ મારો અભિપ્રાય એવો છે કે **સરસ્વતીચંદ્રને કુસુમ જોડે પરણાવવાની (પરણાવવાની) બિલકુલ જરૂર નહતી. કુમુદના સંબંધમાં તમારી વ્હાલી મર્હૂમ પુત્રી (લીલાવતી) ની જે લાગણી હતી તે જ મારી લાગણી છે;** [2]કુમુદને સરસ્વતીચંદ્ર જોડે પરણાવી નહિ તે તમે ઠીક કર્યું. કારણ જો પરણાવી હોત તો **એનાં માબાપનું મન દુખાત, તેમ જ વખતે એને પોતાને પણ દુઃખ થાત અને** એના પતિને પણ લાગી આવત. પણ કુસુમને તો કુંવારી જીંદગી જ ગાળવી હતી, અને મને લાગે છે કે એની જોડે લગ્ન કર્યા સિવાય પણ સરસ્વતીચંદ્ર પોતાનું કલ્યાણગ્રામ સ્થાપી શકત. શું કુમુદ ને કુસુમે પોતાની બાકીની જીંદગી સાધ્વીઓ તરીકે ગાળી હોત તો બહેતર

---

૧. પૃષ્ઠ ૬૧. મી. નાનજીઆણીએ બાધા ઘણી કઠણ ગણી છે, પરિણામ તરફ સંતોષ બતાવ્યો છે, વિસ્તીર્ણ નાપસંદ કર્યાં છે, અને વચમાં વચમાં આવતાં અંગ્રેજી વાક્યોવાળી શૈલી વખોડી કાઢી છે.

૨. **લીલાવતી જીવનકલા**, પૃષ્ઠ ૭૯ તથા ૮૦. કુમુદનું પુનર્લગ્ન ન થવા દેવું એ લીલાવતીની એક પ્રાર્થના હતી તથા બીજી તેને એવી આશા હતી કે કુમુદ પ્રમાદધનને સુધારશે. કેટલાંક કારણોસર રા. ગોવર્ધનરામને એ વિચાર પડતો મૂકવો પડ્યો.

થાત નહિ? એ રસ્તે તેઓ સરસ્વતીચંદ્રને મદદ કરી શકત. સ્ત્રીઓને માટે આશ્રમ અથવા શાળા ( કોલેજ ) કાઢી, અવિવાહિત સ્ત્રીઓ પોતાના દેશને કેવી આશીર્વાદરૂપ થઈ પડે છે, તેનું દૃષ્ટાંત તેઓ આપી શકત. આ વિચાર તમને આવ્યો હશે, છતાં તે દૂર રાખી, જાણી જોઈને સરસ્વતીચંદ્ર પાસે એના સૂક્ષ્મ શરીર સંબંધે તમે એને બે સ્ત્રી જોડે લગ્ન કરવાની દશા શા માટે આણી હશે? જો એણે પોતાનું હૃદય કુમુદને અર્પણ કરેલું હતું તો પછી ખરી રીતે એ કુસુમને તે કેમ આપી શકે? કુમુદની ચઢતી તે એની પડતી કહેવાય. મને એમ લાગે છે કે તમે સરસ્વતીચંદ્ર તરફ ઘણી નિર્દયતા બતાવી છે.

લી. તમારો સ્નેહી,
દયારામ ગીદુમલ.

( ૨ )

(અંગ્રેજી શીખેલા વાંચકોને આ લાંબો કાગળ વાંચતાં જણાશે કે રા. ગોવર્ધનરામની ભાષા ઘણી જગાએ કર્કશ (inelegant), ગુંચવાએલી (involved), અસ્પષ્ટ તથા એમનો કહેવાનો ભાવાર્થ શું છે તે સમજવા માટે શ્રમ લેવો પડે તેવી છે. આટલા માટે એ પત્રનો અક્ષરશઃ તરજુમો કર્યો નથી, પણ માત્ર એમના કહેવાની મતલબ જ આપી છે.)

Dear Mr. Dayaram,

When I published my First Volume, the Gujarat public was very backward, and I could only see my way to educating the people by giving out my thoughts in the form of a novel with several volumes meant to rise by grades from the simple to the difficult, so as to induce and enable the general public to accept each succeeding volume with its increasing difficulties as a natural sequel to its predecessor. I think Providence has been pleased to give a lift to the people with each volume; and ordinary men and women in the province are devouring the books, including the 4th volume. A great change of ideas and sentiments has overtaken my readers, and new writers are imitating and stealing from my books—a result which is greater than my best anticipations. The procedure followed by me for these purposes, has, however, compelled me to deliberately sacrifice points of aesthetics and art, and I do not contradict those who opine that the book is not quite a novel.

As regards my final disposal of my hero and Kusum, and Kumud, that will be explained by the last sentences just penned,

as also by the progress of the psychological development of the various volumes. I have tried to make Kusum entertain an open but unconscious partiality for the hero ever since her first appearance in volume 2, and her mother and aunt think of marrying her to him as the best solution of the puzzle and she has been as warmly resisting their wishes and aspiring to be happier with a single life—an idea which shocks the elderly ladies as inconsistent with our social conditions The hero, on the other hand wanted to be an ascetic from the beginning and was diverted from that mood by the attractions of gentle Kumud. He left his paternal roof, forsook Kumud, under the impression that he would not be able to make her happy, but he was prepared to revise the situation, vol. 4 pp. 533–4. His realisation of the dreadful situation into which his procedure had thrown the girl strikes him with the awful remoarse which I have made him exhibit throughout the four volumes and his residence among the Sadhus with their high theories of social bonds makes him see the way to atone for his mistake by giving Kumud an opportunity to make herself happy with him in the best way she might choose. In the meantime, his own heart has become quite that of the ascetic of the Yoga-Vashishtha, able to court the ideals of Yoga and Vedant, as well as to enter upon the arena of love and worldiness for the sake of Kumud. His association with her for four nights at the caves, where sacred and invisible spirits ministered to the elevation of the inmates of the caves, transforms the two lovers–him and her–into spirits of higher calibre. They enter upon a struggle for elevating reciprocal lot in the higher sense until, at pp. 795–6, all agree that Kumud alone should give the final judgment and verdict. And she could not be cruel to her dear man, and the man could not refuse to do his duty to her by offering to obey her heart and soul And in chapter 45 of vol. 4, Kumud comes to a judgment which could not be just until and unless Kusum agreed with her heart. In ch. 50 of the volume, the elder sister touches the chords of the younger one's heart and settles its vibrations which cannot be appreciated without attending to every word from the hearts of both. Sisterly love and appreci-

ation coil into each heart, and the wiser, the more experienced, the more unhappy sister succeeds in making the younger sister accept the judgment of the elder as based upon genuine love, wisdom and highest, truest beneficence of life. Did or could Kusum love her sister's lover? That is left to be settled by the experts of pure love, viz the Sadhus (p. 837. ll. 3-4 vol. 4), whose judgment is delivered by Chandravali-the head of the experts (pp. 837-8 vol. 4) that Kumud should be the परिव्राजिका or the sister of mercy as our moderns would call her or यमुनामैया, and that Kusum should be her गंगामैया, to be the medium of carrying the waters of Yamuna as well as of herself into the ocean, where floated the projects of vast beneficence *i. e.* the hero-a diagnosis and prescription arrived at by ચંદ્રાવલી by sounding the depths of the sisterly hearts with સૂક્ષ્મચિકિત્સા-p 838, first para ચંદ્રકાંત in the next para gives the same verdict, though he with judgment and appreciation that are worldly adds that all hearts *except* the hero's would be happy with that result. What he so adds is only a paraphrase of what *you* think is *cruelty* to the hero With the ઉપદેશ from the ગુરુ as in chap. 46, vol. 4, the hero's ideal in life is neither love nor formal asceticism, but a महायज्ञ, a sacrifice, a શંખનાદ, and a પૂજા, of which the ગુરુ says "તમારા જેવા સમર્થ સાધુજનોના શંખનાદ, એ પૂજનની કીર્તિનાં સંગીત, લય, અને પ્રતિધ્વનિ વડે એ મંદિરને તળથી તે ઘુમટ સુધી ભરે છે. (p 803, vol 4). The symphony of selfless, passionless beneficence of life realised by the hero of the ideal in the way which the joint voices and yearnings of "all" around him made यथाहपत्तितधर्म for him—these "all" being but purest souls full of highest love and grace. Kumud's work as happy sister of mercy is anticipated in बीज form in the last chap. of vol. 4.

As regards your question about Kusum, her Arti, and love, you will note, that though not a philosopher without aesthetics, her love has been what I call સૂક્ષ્મ, as distinguished from સ્થૂલ (chap. 22, vol. 4) What does she offer out of love when she makes the આરતિ? A "kiss" A kiss is in our age of this country a symptom of physical काम. But elsewhere and in ancient India, fathers kissed daughters-a kiss in such cases is

the effusion of સૂક્ષ્મ love as well. That Kusum loved the hero was settled before her marriage by the Sadhus and by the search light fiercely applied by Kumud's art. Her love was for his great and selfless soul and not for his body of which not a thought has crossed her brain in the book. She makes an Arti for him, not because she felt the charm of his person but because she felt the significance of his ascetic frock–the કંથા–which at times she wore as well. She felt a charm in this badge of asceticism and in the bearer of that badge. The evening party had just finished and made her realise the extent and grandeur of the beneficent influence of that ascetic's self-sacrifice of his vast worldly belongings. And the penultimate para of p. 849 makes her realise that the great mission of her marriage now began in her new functions and ministrations in respect of the lady inmates of the कल्याणग्राम just started. She sees that the hero for whose great objects she had sacrificed her સ્વતંત્રતા had not only allowed it during the year that had closed but that she was only the રાધા of the band of Gopis who as noted by the poem at p. 133 (? 131) of the vol. depended upon the hero as on कृष्ण. She flies into a fit of ecstasy which makes her take the hero to be more deserving of the गोपिकागीत and आरति of p. 851 than the god of mythology, and her kiss follows as but the consummation of her love for a *soul*, unlike the kiss which in Cupid's world is but the starting point—the thin end of the wedge—serving but to make the drunkard to have a beastly craving for more drink. In Kusum's case the kiss is but the external automatic tread of a fruitional vision that fills her in her heart with a sacred spiritual reality and is not the thievish first step of Cupid towards crushing out the spiritual vision from the inner temple to make room for an infernal Satan. This is the psychological diagnosis of Kusum's kiss as they might judge who can rise to the subtle windings and workings of the moment and see the level of her soul. The author who can draw but a *poor* picture of the scene, is content to leave each class of reader to speculate on the kiss according to his own अधिकार, and has left Kumud to be the happiest and only eye witness and connoisseur. The speculations of others could arise from a

natural propensity of human curiosity to have a peep behind the scenes, where the author is content with closing his book for ever. Several people question me on the subject, and some have ventured to produce and publish "continuations" of the book according to *their* ideals. I am at times asked to "continue" the work and show the ગૃહસ્થાશ્રમ of કુસુમ and સરસ્વતીચંદ્ર, and have met the request, with the reply "my last volume is called 'પૂર્ણાહુતિ,' and my powers are exhausted: I can only spoil what I have already written. I have no power to improve or even sustain the work of my performance by attempting to continue it. God allots to each stage of an author's life what it can then alone best achieve and my stage is gone and my present stage would not question the sanctity of its predecessor."

Your sincerely,
GOVARDHANRAM M. TRIPATHI

નડીઆદ,
તા. ૧૩-૩-૧૯૦૬

સ્નેહી મી. દયારામ,

મારી ચોપડીઓ વાચનાં રસિક લાગે તેવી તમને જણાઈ છે તે જાણી હું ખુશ થયો છું મી. નાનજીઆણીના પુસ્તકમાં જે ટીકા આવી છે તેની મને ખબર છે, અને તે વિષે મારે તેમની જોડે તેમના જ કહેવાથી કેટલોક પત્રવ્યવહાર પણ ચાલેલો.

જ્યારે મેં આ વાર્તાનો પહેલો ભાગ પ્રસિદ્ધ કર્યો ત્યારે ગુજરાતી વાચકવર્ગ બહુ પછાત હતો, અને તેથી મ્હારા વિચાર પ્રસિદ્ધ કરવા મને ફક્ત એક જ રસ્તો સુઝયો કે તે વિચારો એક વાર્તાના રૂપમાં, દરેક પાછળનો ભાગ આગળના કરતાં ઓછો સરળ, એવા જુદા જુદા ભાગ પાડી વાચક સમક્ષ મૂકવા. કે જેથી તેઓ મુશ્કેલીમાં વધતો જતો દરેક પાછલો ભાગ, તેના આગળના ભાગનો કુદરતી પરિણામ તરીકે સ્વીકારતા જાય.[1] મને લાગે છે કે જેમ જેમ દરેક ભાગ બહાર પડતો ગયો તેમ તેમ ઇશ્વર એ વાચકવર્ગમાં ઉચ્ચ ભાવ મૂકતો ગયો, અને હવે ગુજરાતમાં સાધારણ સ્ત્રીપુરૂષો પણ મારૂં પુસ્તક ચોથા ભાગ સુદ્ધા મ્હોટા રસથી વાંચી જાય છે. મ્હારા વાચકવર્ગના વિચાર અને ભાવનાઓમા ઘણો મ્હોટો

૧ કેટલીએક વખત આ સંબંધી મારે રા. ગોવર્ધનરામ જોડે વાત થયેલી, તે વખતે તેઓ પોતાનો આશય એવો જણાવતા હતા કે એ પ્રમાણે ક્રમવાર (એક ભાગથી બીજો જરા વધારે મુશ્કેલ) વિભાગ પાડી ગુજરાતી વાચકવર્ગની લાગણી ઉત્તરોત્તર ખીલવતા જવી અને તેમનામાં ઉચ્ચ ભાવના પેદા કરી તેને પોષતા જવી અને પોતાનો એ આશય પાર પડ્યો છે એવો એમને છેવટ સંતોષ થએલો.

ફેરફાર થઈ ગયો છે, અને નવા લેખકો મારાં પુસ્તકોનું અનુકરણ કરે છે, એટલું જ નહી પરંતુ તેમાંથી ચોરી પણ કરે છે. આ પરિણામની મ્હે સ્વપ્ને પણ આશા રાખેલી નહી. પરંતુ આ ધાટી પર મ્હે પુસ્તક લખ્યું તેથી મારે જાણી જોઇને રસશાસ્ત્ર તથા કલાવિધાન એ બન્ને વિષયોનો ભોગ આપવો પડયો છે અને તેથી જેઓ એમ કહે છે કે આ પુસ્તક ખરેખર વાર્તાનું પુસ્તક નથી, તેમના અભિપ્રાયની સામે હું થતો નથી.

એ વાર્તાના નાયક, કુસુમ અને કુમુદને સંબંધે છેવટની જે વ્યવસ્થા કરવામાં આવી છે, તેનો ખુલાસો ઉપરના લખાણનાં છેલ્લાં વાકયોથી થયો હશે, તેમ જ જુદા જુદા ભાગની માનસિક રચનાના વ્યાપારમાં જે ખીલવણી થતી ગઈ છે તેથી પણ એ ખુલાસો થશે. બીજા ભાગમાં કુસુમસુંદરી દેખાવ દે છે ત્યારથી જ સરસ્વતીચંદ્ર માટે તેનો પક્ષપાત જેનું તેને પોતાને ભાન નથી તેવી રીતનો પણ ખુલ્લે ખુલ્લો દેખાઈ આવે તેવો બતાવવા મ્હે પ્રયત્ન કર્યો છે.[૨] પોતે જે મુશ્કેલીમાં આવી પડયાં છે તેમાંથી નીકળવાનો સૌથી સુતરો માર્ગ તેની મા તથા કાકીને એવો સુઝે છે કે એનું સરસ્વતીચંદ્ર જોડે લગ્ન કરી દેવું. કુસુમસુંદરી ઘણા આગ્રહથી તેમના એ ઇરાદાઓની સામે થાય છે અને કુમારી જીંદગી જ ભોગવવા મરજી બતાવે છે—આ વિચાર ઉંમરે પહોંચેલી એ બાઈઓને હિંદુસંસારની રીતભાતને તદન અનુગતો લાગવાથી તેઓ કમકમી ઉઠે છે.[૩] બીજા હાથપર આ વાર્તાના નાયકને પહેલેથી જ વૈરાગ્ય સેવો હતો, અને શંક કુમુદના આકર્ષણને લીધે જ તેણે તે રસ્તો પડતો મૂકયો હતો.[૪] તેણે પોતાનું બાપીકું ઘર છોડયું, કુમુદને તજી દીધી તેનું કારણ જ એ કે તેને લાગતું હતું કે પોતે કુમુદને સુખી નહી કરી શકે, છતાં પણ પોતાના વિચાર ફેરવવા એ તૈયાર હતો. (ભાગ ૪ થો પૃષ્ઠ ૫૩૩-૪). પોતે જે પગલુ લીધું છે તેને પરિણામે એ બાળાને જે ભયંકર સ્થિતિ અનુભવવી પડી હતી, તે વાતનુ ભાન થતાં એને જે પ્રચંડ પશ્ચાત્તાપ થયો છે તે ચારે ભાગમાં મ્હે દર્શાવ્યો છે, અને સાધુઓની જોડે રહી વ્યાવહારિક બધનના તેમના ઉચ્ચ વિચારોનું જ્ઞાન થવાથી પોતાની ભૂલ સુધારી તેનો બદલો આપવા પોતે જે રસ્તે તેની જોડે સુખી થાય તે રસ્તો પસંદ કરી તેને કહ્યો અને પોતે તેમ કરવા તૈયાર છે, એ બતાવવા તેને તક પણ આપે છે તે પણ મે બતાવ્યું છે. આટલા સમયમાં એનુ પોતાનુ હૃદય તો યોગવસિષ્ઠના યોગી જેવું થઇ ગયું હતું, યોગ અને વેદાંતના આદર્શનું ગ્રહણ કરી શકે, તેમ જ કુમુદને ખાતર પ્રેમ અને દુનિયાદારીના ક્ષેત્રમાં પ્રવેશ કરી શકે, એવી સ્થિતિમાં આવી ગયું હતું. જે ગુફામાં પવિત્ર અને અદૃશ્ય દેવતાઓ ગુફાવાસીઓની વૃત્તિઓને ઉચ્ચ બનાવતા હતા, તે ગુફામાં ચાર રાત્રી કુમુદ જોડે ગાળવાથી એ બન્ને જણાની ભાવનાઓ બદલાઇ ઘણી ઉચ્ચ થઈ ગઈ હતી, અને તેઓના આત્મા ઉચ્ચતા પામ્યા હતા. પરસ્પર એકબીજાનું ભાગ્ય સુધારવા, ઉચ્ચતર બનાવવા તેઓ એકબીજા જોડે મથન કરતાં અંતે પૃષ્ઠ ૭૮૫-૬ પર સૌ એવા નિશ્ચય પર આવે છે કે છેવટનો ચુકાદો અને નિર્ણય કુમુદે પોતે જ આપવો. પોતાના પ્રિયજન તરફ ક્રૂરપણે તેનાથી વર્તી શકાય તેમ હતું નહી, તેમ સરસ્વતીચંદ્રથી પણ તેની વિનંતી બીનતકરારે સ્વીકારવાની ના પાડી પોતાના ધર્મની આડે અવાય તેમ હતું નહી. ચોથા ભાગના પ્રકરણ ૪૫ માં કુમુદ એવા નિર્ણયપર આવે છે કે જો કુસુમ તે પ્રમાણે ચાલવાની

---

૨ સરસ્વતીચંદ્ર ભાગ ૨. પૃષ્ઠ ૧૪૧-૧૪૨. ૩ સરસ્વતીચંદ્ર ભાગ ૪. પ્રકરણ ૮-૯.
૪ સરસ્વતીચંદ્ર ભાગ ૧. પ્રકરણ ૧૫, પૃષ્ઠ ૨૦૯ થી આગળ.

ખરા અંતઃકરણથી હા પાડે નહી તો તે નિર્ણય વાજબી કહેવાય નહી. પ્રકરણ ૫૦માં મ્હોટી બ્હેન ન્હાની બ્હેનના હૃદયના તારને સ્પર્શ કરે છે, ત્હેને આંદોલન કરાવે છે, હલાવે છે, પણ જે આંદોલનની કદર એ બેને બ્હેનોના અંતઃકરણમાંથી જે શબ્દ નીકળે છે તે ધ્યાનમાં ન રાખીએ તો બુઝી શકાય તેમ નથી. બ્હેન તરીકે એકબીજાના પ્રેમ તથા લાગણી પરસ્પર હૃદયનાં ગુંચળાં પેઠે વીંટળાઈ જાય છે, અને એમા વધારે ડાહી, અનુભવી અને દુઃખી બ્હેન ન્હાની બ્હેન પાસે પોતાનો નિર્ણય કબૂલ કરાવે છે, અને તે નિર્ણયનો પાયો શુદ્ધ પ્રેમ, ડહાપણ, અને પ્રસંગના ખરેખરા ઉચ્ચ ભાવપર રચાએલો છે એમ પણ ત્હેની પાસે સ્વીકારાવે છે. કુસુમ પોતાની બ્હેનને ચાહનારને ચ્હાતી હતી ખરી યા ચ્હાઈ શકે ખરી? આ વાતનો નિશ્ચય શુદ્ધ પ્રેમના જ્ઞાતા એટલે સાધુઓએ જ કરવો એવું ઠરાવ્યું છે (પૃ૪ ૮૩૭ પંક્તિ, ૩-૪. ભાગ ૪). એ નિશ્ચય એ સાધ્વિઓની ઉપરી ચંદ્રાવલીને મુખે પ્રસિદ્ધ થાય છે (પૃ૪ ૮૩૭-૮. ભાગ ૪). તે કહે છે કે, કુમુદે પરિવ્રાજિકા-જેને હાલ આપણે Sister of Mercy સેવિકા યમુના મૈયા કહીએ છીએ તે-થવું, કુસુમે તેની ગંગામૈયા થવું, કે જેનાવડે જે મહાસાગરમા (એટલે કે સરસ્વતીચંદ્ર તરફ) દુનીઆના ભલા માટે મ્હોટા મ્હોટા વિચારો તરતા હતા તે મહાસાગરમાં યમુનાના તેમ જ પોતાનાં પાણી જઈ મળે; એ ઔષધ ચંદ્રાવલીએ એ બ્હેનોનાં હૃદય સૂક્ષ્મચિકિત્સાવડે તપાસી શોધી કાઢ્યું હતું; પૃ૪ ૮૪૮. પારેગ્રાફ ૧ લો. બીજા પારેગ્રાફમાં ચંદ્રકાંત પણ એ જ નિર્ણય કરે છે, જો કે સંસારના વધારે અનુભવને લીધે એને એમ લાગતુ કે સરસ્વતીચંદ્રના પોતાના સિવાય આ સંબંધથી સર્વના મન આનંદ પામશે. બીજા શબ્દોમાં કહીએ તો જેને તમે "નાયક" પ્રત્યે નિર્દયતા કહો છો તે જ તેના કહેવાનો આશય છે. પ્રકરણ ૪૬ માં ગુરુએ જે ઉપદેશ આપ્યો છે તે ધ્યાનમાં રાખી પોતાની જીંદગીના આશય તરીકે, નહી એણે પ્રેમ ગણેલો કે નહી સાધુતા (વૈરાગ્ય) ગણેલી પણ (લોકકલ્યાણના) મહાયત્ન, શંખનાદ અને પૂજનને આદર્શ તરીકે લીધેલા, કે જેને માટે વિષ્ણુદાસ કહે છે કે "તમારા જેવા સમર્થ સાધુજનોના શંખનાદ એ પૂજનની કીર્તિનાં સંગીત, લય અને પ્રતિધ્વનિવડે એ મંદિરને તળથી તે ઘુમટ સુધી ભરે છે (પૃ ૮૦૩). નિઃસ્વાર્થ, નિષ્કામ જીંદગીના સુખનું સંગીત, આવા આશયવાળી જીંદગીમા નાયકથી માત્ર ત્યારે જ ભોગવી શકાય, કે જ્યારે તેની આસપાસના "સર્વ" મનુષ્યના એકત્ર નાદ અને ઇચ્છાઓવડે તેને માટે પ્રવાહપતિત ધર્મ બનાવી શકાય-ઓ "સર્વ" તે તે શુદ્ધતમ આત્માઓ કે જેઓ ઉચ્ચતમ પ્રેમ અને સુંદરતાથી સંપૂર્ણ થએલા હોય. ચોથા ભાગના છેલ્લા પ્રકરણમાં સેવિકાતરીકેનું કુમુદનું કાર્ય બીજરૂપે દર્શાવ્યું છે.

કુસુમને માટે, તેની આરતી અને તેના પ્રેમ સંબંધે જે પ્રશ્ન તમે પૂછોછો તે સંબંધે એટલું યાદ રાખવાનું છે કે જો કે રસશાસ્ત્રરૂપ ફિલસુફીનો તેનામાં અભાવ ન હતો છતાં ત્હેના પ્રેમને મ્હેં સ્થૂલને બદલે સૂક્ષ્મ જણાવ્યો છે (પ્રકરણ ૨૨, ભાગ ૪). આરતી ઉતારતાં ઉતારતાં પ્રેમનો ઉમળકો આવી જતાં પોતે પોતાના પ્રતિને શું આપે છે? પોતાનો અધરસ્પર્શ. હાલના સમયમા આપણા દેશમાં એ પ્રમાણે ચુંબન લેવું તે સ્થૂલ કામની નિશાની ગણાય છે. પણ બીજા દેશોમાં અને જૂનો વખતમાં હિંદુસ્તાનમાં પણ પિતા પુત્રીને ચુંબતા, આવી વખતે ચુંબન એ સૂક્ષ્મ પ્રેમનું અંગ જ ગણાય છે. કુસુમ સરસ્વતીચંદ્રને ચહાતી હતી, એ વાત તો

તેમના ધર્મ પેના જ સાધુઓએ નક્કી કરી મૂકી હતી તેમ જ કુસુમે પણ પોતાની મુક્તિનો પ્રમાણ તેના હૃદયપર નાખી એ જ ગાંઠ કરી ગણી હતી કુસુમ ચાહતી હતી તે તેના મહાન, નિઃસ્વાર્થ આત્માને ચ્હાતી હતી નહી કે તેના સ્થૂલ શરીરને તેના શરીર અંગે એક વિચાર સરખો પણ એના મનમા આવતો નહી

એ શા માટે એની આરતી ઉતારતી હતી ? એના સ્થૂલ શરીરપર એ મોહી પડેલી, નહી, પરંતુ એનો વૈરાગ્યપૂર્ણ પોશાક-કફની-જે પોતે પણ કેટલીક વખત પહેરતી હતી, તે જોઈ, તે પોશાકથી સૂચિત થતી એની સાધુતા જોઈ એને ઉમળકો આવી ગએલો વૈરાગ્યના આ ચિહ્ન અને તે ચિહ્ન ધારણ કરનાર ઉપર એને મોહ થઈ આવ્યો એ સાધુજનની મહાન દોલત જે પોતે તજી દીધી હતી, તે વડે લોકકલ્યાણની જે પ્રચંડ યોજનાઓ અંતરમા ભ્રમતી હતી તેની મહત્તાએ તે દિવસની 'ઇવનીંગ પાર્ટી" પૂરી થતા તેના મનમા એકદમ સરસ્વતીચંદ્રના સ્વાર્થત્યાગની છાપ બેસાડી દીધી હતી, અને પૃ ૮૪૯ પરનો છેલ્લા પહેલાનો પારગ્રાફ બતાવે છે કે, લગ્ન પછી પોતે જે કામ કરવાનુ હતુ તરતના સ્થપાએલા કલ્યાણગ્રામમા વાસ કરનારી સ્ત્રીઓ પ્રત્યે પોતાને જે ધર્મ બજાવવાનો હતો ને હવે શરૂ થયુ છે ત્હેનું ત્હેને ભાન થયુ હતું. સરસ્વતીચંદ્રના જે ઉચ્ચ આશયને પોષવા પોતાની જે સ્વતંત્રતાનો ભોગ આપ્યો હતો તે ગત વર્ષમા ત્હેને ત્હેણે આપી હતી એટલુ જ નહી, પણ એ જ ભાગને પૃષ્ઠ ૧૩૩ (? ૧૩૧) મે આપેલા કાવ્યની ગોપીઓ જેઓ આ વાર્તાના નાયકને જ કૃષ્ણરૂપે જોઈ રહેતી હતી ત્હેમના રાગમા પોતાને ગયા જેવી જ અગ્રભાગે જોઈ સરસ્વતીચંદ્રને નીરખી ત્હેને એકાએક આનંદ સ્ફુરી આવવાથી ગાયિકાગીત અને આરતી (પૃ ૮૫૧) ને લાયક ઈતિહાસ પુરાણમા વર્ણવેલા કૃષ્ણ કરતા તે વધારે લાયક છે એમ ત્હેને થઈ આવ્યુ, અને ત્હેને પરિણામે ત્હેવા એમ આત્માને ચુંબવા તેનો સ્નેહ ઉભરાઈ આવ્યો કામદેવતાના રાજ્યમા ચુંબનને જે સ્થાન છે તેનાથી તદ્દન ઉલટુ જ આ હતુ ચુંબન તો જેમ એક બાઉડીઆને તમે સ્હેજ દારૂ આપો કે વિશેષ પીવાની ત્હેની તલપ વધે તેમ—અધરસ્પર્શ માત્ર—કામ વધારે ઉદ્દીપન કરે, તેવુ હોય છે પોતાના હૃદયમા એક જાતનો આત્મિક પવિત્ર સ્વરૂપે આનંદ થઈ આવ્યો ત્હેને બહાર દર્શમાન કરવા માટે એકાએક, પોતાની મેળે સ્ફુરી આવતુ ચિહ્ન તે આ કુસુમનુ ચુંબન હતુ મનરૂપી મંદિરમાથી પવિત્ર ભ્રમ દૂર કરી ત્હેની જગાએ એક દુષ્ટ સેતાનને પ્રવત્ન કરાવવા રૂપી માત્ર જ ચોર જેવુ પ્રથમ પગલુ ભરે છે તે આ ચુંબન ન હતુ તે ક્ષણે એના મનમા કેવા કેવા ગુંચવણી ભરેલા વિચાર ઉદ્દ્ભવતા હતા, તથા એનો આત્મા શુ શુ અનુભવતો હતો તેની જેઓ કદર કરી શકે તેઓ જ કુસુમના ચુંબનના આ માનસશાસ્ત્રીય ખુલાસાનો ભેદ પામી નાખે ગ્રંથકર્તા તો માત્ર આવા દેખાવો એક નિર્જીવ ચિત્ર દોરી નાખે અને પછી દરેક વાચકવર્ગને ત્હેના અધિકાર મુજબ એ ચુંબનપરથી ધડો લેવા છોડી દઈ શકે વળી ત્હેંગે એકલી કુસુમને જ આ દેખાવની નિરીક્ષક તથા પરીક્ષક બનાવી છે સાધારણ વાચકવર્ગને મનુષ્ય સ્વભાવને તાજે થઈ, ગ્રંથકર્તા જ્યાં આગળ પોતાનુ પુસ્તક પુરૂ કરે છે, ત્હેનાથી આગળ જવાની કુદરતી રીતે ઇચ્છા થઈ આવે અને ત્યાર પછી શુ થયુ તે જાણવા તે ઇચ્છા બતાવે. કેટલાએક લોકોએ કુસુમ વગેરેનુ પછી શુ થયુ તે વિષે મને સવાલ પણ પુછ્યા છે અને કેટલાએકે પોતાની અક્કલ પ્રમાણે સરસ્વતીચંદ્રનો 'વધારો" પ્રસિદ્ધ પણ કર્યા છે કોઈ કોઈ વખત મને એવી ભલામણ કરવામા આવે છે કે મ્હારે એ ગ્રંથ "ચાલુ" રાખવો અને કુસુમ

તથા સરસ્વતીચંદ્રનો ગૃહસ્થાશ્રમ બતાવશો. તે લોકોને હું એવો જવાબ આપું છું કે મારા છેલ્લા ભાગને મ્હેં પૂર્ણાહુતિ એવું નામ આપ્યું છે, અને હવે મારી શક્તિ પણ કમી થઈ છે, હવે વિશેષ લખવું તે અત્યાર સુધી કરેલા-લખાણને બગાડવા જેવું થાય. માટે કાર્ય બાકી રાખી તે સુધારવાની તો શું પણ તે કરવી રાખવાની પણ મારામાં હવે તાકાત રહી નથી. દરેક લેખકની જીંદગીના અમુક ભાગ સુધી પોતાનું કાર્ય ઉત્તમ રીતે કરવાની ઇશ્વર ત્હેને શક્તિ બક્ષે છે, મારી તે ઉમર હવે પૂરી થઈ છે. અને મ્હારી ઉમરના આગલા ભાગમાં મ્હેં જે કર્યું છે તેની પવિત્રતા બગાડવા (તેના પર સંશય આણવા) જેવું હવે હું ઇચ્છતો નથી.

(સહી) તમારો સ્નેહી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી

# રોજનીશી

## નવેમ્બર : ૧૯૩૭

તા. ૧ ગાંધીજીએ બંગાળના નજરકેદીઓને લગતી પોતાની યોજના બંગાળના ગવર્નરને મોકલી; આંદામાનના કેદીઓને છોડાવવાના પોતાના યત્નો વિશે ગાંધીજીએ નિવેદન બહાર પાડ્યું : " આવા પ્રવાસોમાં હું [illegible] કરનાર નથી " ગાંધીજીની તબિયત બગડી—લોહીના દબાણમા ખૂબ વધારો થયો; મહાસભાની કારોબારી સમિતિની બેઠક પૂરી થઈ; બ્રિટનને સોનાનું ધોરણ છોડ્યું ત્યારથી આજ સુધીમાં ૩ અબજ અને ૫૦ કરોડ રૂપિયાનું સોનું પરદેશ ઊપડી ગયું; શાંઘાઈને ઘેરી લેવા જાપાને ધસારો કર્યો.

તા. ૨ સર સર્વપલ્લી રાધાકૃષ્ણના મદ્રાસની એક સભામાં ઉદ્‌ગારો. " આજની કેળવણીની પદ્ધતિ એરનારી માણસોને ગુલામ બનાવે છે." સોવિયેટ પ્રતિનિધિએ બિન-દરમ્યાનગીરી પેટા સમિતિમા ભાષણ કરતાં જાહેર કર્યું કે સ્પેન અંગેની બિન-દરમ્યાનગીરીની નીતિ નિષ્ફળ નિવડી છે." નરીમાન-સરદાર પ્રકરણ અંગે મહાસભાની કારોબારી સભાનો ઠરાવ: " શ્રી. નરીમાનની વર્તણૂક વિશ્વાસ અને જવાબદારીભર્યા હોદ્દા માટે તેમને અયોગ્ય ઠરાવે છે." શ્રી. નરીમાને મુંબઈ પ્રાંતિક સમિતિના પ્રમુખપણાનું રાજીનામું આપ્યુ.

તા. ૩ લંડનની પાર્લામેન્ટમાં મેજર ઓર્મસબી ગોરે જાહેર કર્યું કે પેલેસ્ટાઇનના આરબોની હાઈ કમિટી પ્રત્યેના વલણમાં ફેરફાર કરવાનો વિચાર નહિ થઈ શકે.

તા. ૪ ઉત્તર પેલેસ્ટાઇનમાં હથિયારબંધ આરબોએ પોલીસ થાણા પર દરોડો પાડ્યો: અર્ધા કલાકમાં સો ગોળીબાર કર્યા.

તા. ૫ રાજકોટમાં ગ્રામોદ્યોગ કલામંદિરની ઉદ્‌ઘાટન ક્રિયા થઈ; શ્રીનગરમાં, ગવર્નમેન્ટ સિલ્ક ફેક્ટરીવાળા વિસ્તારમા, ૧૪૪ની કલમનો અમલ જાહેર કરવામાં આવ્યો.

તા. ૬ ૭મી કાઠિયાવાડ રાજકોટ પરિષદ દરબારશ્રી ગોપાળદાસ દેસાઈના પ્રમુખપણા હેઠળ રાજકોટમાં ભરાઈ; બિજનોરના ચૂંટણી જંગમાં મહાસભાવાદી પ્રધાન હાફીઝ મહમદ ઇબ્રાહીમ પાચ હજાર વધુ મતે ચૂંટાયા; બન્નુમાં સરહદી ગાંધી ખાન અબ્દુલ ગફારખાનનું ભવ્ય સ્વાગત થયુ; સામ્યવાદ સામે જાપાન-જર્મની-ઇટલીએ ત્રિપક્ષી જોડાણના કરાર રોમ ખાતે કર્યા; શાન્સી (ચીન)નું પાટનગર જાપાનીઓએ કબજે કર્યાના સમાચાર બહાર આવ્યા.

તા ૭ કાઠિયાવાડ રાજકીય પરિષદે સમવાયતંત્રને ફગાવી દેવાનો ઠરાવ પસાર કર્યો.

તા ૮ મૈસૂરની ગ્રામસમિતિના અગ્રમુખત્યાર શ્રી. કે. ટી. ભાષ્યમને રોઢ વર્ષની જેલની સજા થઈ.

બંગાળના ગવર્નર અને મહાત્મા ગાંધીજી વચ્ચે ઐતિહાસિક વાતચીત બે કલાક સુધી થઈ; બ્રિટિશ સામ્રાજ્યના વડા પ્રધાન મી. રામ્સે મેકડોનાલ્ડનું અવસાન; ગુરુવાયૂરમાં મળેલી મંદિરપ્રવેશ પરિષદે 'છ મહિનામાં અસ્પૃશ્યોને મંદિરપ્રવેશ નહિ મળે તો, ગુરુવાયૂર સામે સત્યાગ્રહ કરીશું' એવો ઠરાવ કરી મદ્રાસના પ્રધાનમંડળને મોકલી આપ્યો.

અમદાવાદમાં મિલોના કારીગરો હડતાળ પર ગયેલા, તેમને હડતાળ નહિ પાડવા સમજાવતું મજૂર મહાજનના મંત્રી શ્રી. ગુલઝારીલાલ નંદાનું અગત્યનું નિવેદન બહાર પડયું; જેરૂસલેમમાં કરફ્યુ ઑર્ડરનો અમલ જાહેર થયો.

સાહિત્યનું નોબેલ ઇનામ આ વર્ષે ફ્રેંચ લેખક મોં રોજર માર્ટિન દુ ગાર્ડને મળ્યું; ચીનની પીળી નદીમાં ભયંકર રેલ—લાખો માણસો નિરાધાર થઈ પડયા.

બંગાળના પ્રધાનો અને મહાત્મા ગાંધીજી વચ્ચે કલકત્તામાં મહત્ત્વની મંત્રણાઓ થઈ; શ્રી. ભૂલાભાઈ દેસાઈનું યુવાનો આગળ અમદાવાદમાં જાહેર વ્યાખ્યાન: "દુનિયાની સ્થિતિનો અભ્યાસ કરો, આઝાદીના કાર્યમાં સાથ આપો; સત્યાગ્રહ એ જ સાચું હથિયાર છે." જાપાનીઓની યશસ્વી કૂચ: નાનકીંગની સલામતી ભયમાં હોવાના સમાચાર પ્રસિદ્ધ થયા.

'નવજીવન' કાર્યાલય આગના સપાટામાં આવી નાશ પામ્યું.

"કાયમને માટે વેપારઉદ્યોગોને સજીવન કરવાં હોય તો નાના ઉદ્યોગોને ઉત્તેજન આપવાની જરૂર છે" એમ અમેરિકાના પ્રેસિડન્ટ રૂઝવેલ્ટે કોંગ્રેસની ખાસ બેઠકમાં ભાષણ કર્યું; અમદાવાદમાં ૭૦૦૦ મિલકામદારો હડતાલ ઉપર: ૧૪૪મી કલમનો અમલ જાહેર થયો; લંડનની પાર્લામેન્ટમાં નાયબ હિંદી વજીરે જાહેર કર્યું કે સરહદનાં ગામડાં પર ૬૦ કલાકનો બૉમ્બમારો કરવામાં આવ્યો હતો અને ૧૨૬૦ કલાક સુધી વિમાનો ઊડયાં હતાં! જાણીતા હિંદી કવિ, નાટકકાર અને નવલકથાકાર શ્રી જયશંકર પ્રસાદનું અવસાન.

કલકત્તામાં નજરકેદીઓને છૂટા કરવાના પ્રશ્ન વિશે મહાત્મા ગાંધીએ બંગાળના પ્રધાનો તેમ પોલીસના વડા અધિકારી સાથે મહત્ત્વની મંત્રણા કરી.

ગાંધીજી કલકત્તાથી વર્ધા ઊપડયા, રસ્તામાં હીજલીની મુલાકાત લીધી; અમદાવાદનાં બે મુખ્ય દૈનિક પત્રો 'ગુજરાત સમાચાર' અને 'સંદેશ' પોતાના પત્રની કિંમત બે પૈસા કરવાની જાહેરાત કરી; મદુરાની મિલમાં ૬૨૦૦ કામદારોએ હડતાલ પાડી.

ગાંધીજીના પ્રયત્નને પરિણામે, આખરે, ૧૧૦૦ નજરકેદીઓને બિનશરતે છોડી મૂકવાનો બંગાળ સરકારે હુકમ બહાર પાડયો; વર્ધામાં ગાંધી સેવાસંઘની સભા ભરાઈ.

જગતમાં શાન્તિના વિકાસ માટે પ્રતિવર્ષ અપાતું નોબેલ ઇનામ આ વર્ષે લૉર્ડ સેસીલને આપવાનો નિર્ણય થયો; શ્રી. સુભાષચંદ્ર બોઝ વિમાનદ્વારા યુરોપ તરફ ઊપડી ગયા; હેર હિટલર અને લૉર્ડ હેલિફાક્સ વચ્ચે બર્લિનમાં મંત્રણા; ગાંધીજીની તબિયત ડૉક્ટરોએ તપાસીને નિવેદન બહાર પાડયું કે તેઓ માનસિક અને

શારીરિક સંપૂર્ણ આરામ નહિ લે તો જોખમ ભરેલું; શાળાનાં બાળકો પ્રત્યે ગેરવર્તન ચલાવવાના અને તેઓને પૂરતું પોષણ નહિ આપવાના ગુનાસર રશિયાના પાટનગર લેનિનગ્રેડમાં ત્રણ શિક્ષકોને ફાંસીની સજા કરવામાં આવી.

તા. ૨૨ ચીને રશિયા પાસેથી ૫૦ યુદ્ધવિમાનો ખરીદ્યાં.

તા. ૨૩ હિંદના મહાન વૈજ્ઞાનિક સર જગદીશચંદ્ર બોઝનું અવસાન; લખનૌ યુનિવર્સિટી પર રાષ્ટ્રધ્વજ ફરકાવ્યો.

તા. ૨૪ અમદાવાદની મિલ હડતાલ અંગે સરદારશ્રી વલ્લભભાઈની મિલમાલિકો સાથે મંત્રણા; આર બર્નના શેખ ફર્હાન ઉપર ગુનો સાબિત થતાં તેમને ફાંસીની સજા ફરમાવાઈ; શ્રી. અરવિંદ ઘોષે એકાંતવાસમાંથી બહાર આવી અધિકારીઓને દર્શનનો લાભ આપ્યો.

તા. ૨૫ રાજસભામાં વીમા બિલ ત્રીજી વખતના વાચનમાંથી પસાર થયું; બ્રાહ્મણોનાં આંતરજ્ઞાતીય લગ્નો શાસ્ત્રોક્ત છે એમ નક્કી કરવા પં. માલવીયજીની સૂચનાથી એક પરિષદ બનારસમાં ભરાઈ.

તા. ૨૬ ચીનના દરિયાઈ જકાત ખાતાનો વહીવટ કબજે કરવાના જાપાનના ઓચિંતાના પગલાથી ચીનની આંતર રાષ્ટ્રીય નાણાંની લેવડદેવડની પદ્ધતિ હચમચી ઊઠી; રાષ્ટ્રપતિ જવાહરલાલજીએ આસામ પ્રાંતનો પ્રવાસ આરંભ્યો; પ્રસિદ્ધ કલાવિવેચક શ્રી. કનૈયાલાલ હરદેવરાય વકીલનું અવસાન; 'પ્રતાપ'ના સહતંત્રી શ્રી. રમણલાલ શાહનું અવસાન; બિહારનાં ગામડાંમાંથી વીસ હજાર કિસાનોએ પટણા તરફ કૂચ કરી; તેમની માગણી સંતોષવા નાણાપ્રધાને ખાતરી આપી.

તા. ૨૭ અમદાવાદના મિલમાલિકોએ ૧૯૩૫ના પગાર આપવાની કબૂલાત આપતાં મિલહડતાલ બંધ થવાની શરૂઆત થઈ; પચીસ હજારની જંગી મેદની સમક્ષ જનરલ ગોઅરિંગનું ભાષણ: "જર્મની ફરી એકવાર મહાન સત્તા બન્યું છે. જગતે તેને માન આપવું જ પડશે. સામ્યવાદ ગંગીતલોનું અંકુર છે."

તા. ૨૯ મધ્યમ વર્ગના શિક્ષિત યુવાનોની બેકારી મટાડવાનાં પગલાં તરીકે, ધંધાની તાલીમ માટે મુંબઈમાં બે હુન્નરી શાળાઓ—એક દરજી કામની, બીજી ચામડાના ઉદ્યોગની—ખોલવાની યોજનાને સરકારે મંજૂરી આપી.

તા. ૩૦ કાનપુરના સામ્યવાદી નેતાઓને બે માસ સુધી ભાષણો કરવાની જિલ્લા મૅજિસ્ટ્રેટે મનાઈ ફરમાવી; બારીસાલના મહાસભાવાદી નેતા શ્રી. સત્યેન્દ્ર સેનનો છૂટકારો થયો; જાપાને બે ઈટાલિયન સ્ટીમરો કબજે કરવાથી પરદેશોના એલચી ખાતામાં ગભરાટ ફેલાયો; અમદાવાદના મિલ વિસ્તારમાંથી ૧૪૪મી કલમ પાછી ખેંચી લેવાઈ.

## જોઈએ છે—ની જાહેરાત માટે આ જગાનો ઉપયોગ કરો

| | |
|---|---|
| **શિક્ષક જોઈએ છે—** | માત્ર બે રૂપિયામાં<br>૩૦ દિવસ સુધી<br>તમારું કામ કરશે ! |
| આ જગા ભાડે આપવાની છે. | **ટ્યૂશન જોઈએ છે—** |
| | આ જગા ભાડે આપવાની છે. |
| **કેન્વાસર જોઈએ છે—**<br>પ્રસ્થાન કાર્યાલયનાં પુસ્તકો<br>માટે પ્રચારકામ કરવા માટે.<br>શરતો માટે વ્યવસ્થાપકને લખવું. | |
| આ જગા ભાડે આપવાની છે. | વરસના રૂ. ૨૦<br>એક વખતના રૂપિયા બે |



# કુમાર પરિપત્ર

## કુમારનો માગશર (૧૯૯૪) અંક

દુનિયાનો એકેએક અજ્ઞાત રહેલો પ્રદેશ ખૂંદી વળી, ગઈ કાલની તેની મહાકાય અતાગતાને ખાબોચિયા જેવડી બનાવી દેનાર આ સદીની સિદ્ધિ પાછળ જે અનેક મરજીવાઓનો આત્મભોગ રહેલો છે, તેમાંના એક ડૉ. ફ્રિતેફ નાનસેનનું ચરિત્ર આ અંકમાં રજૂ થાય છે. કુમાર વયથી જ સાહસને વરી ચૂકેલા એ ઝિંદાદિલ કપ્તાને ધ્રુવસફરોના ચુનંદા ખેડનારાઓના ટોળ ને વિરોધ વચ્ચે થઈને સ્વપ્રજ્ઞા વડે આદરેલી સફળ સાહસ-સફરે તો એને સાહસબાજોની ચિરકાળની પ્રેરણામૂર્તિ બનાવી દીધી છે.



કાકાસાહેબે આ વખતે પોતે રાત્રે કરેલી ધુવાંધારની યાત્રાને 'નિશીથ યાત્રા'માં આલેખિત કરી છે. પોતાના યાત્રારહસ્યનુ નિરૂપણ કરતાં એમાં એ લખે છે, 'દેશમાંનાં જુદાં જુદા ધાર્મિક સ્થળો, ઐતિહાસિક સ્થાનો, કલામંદિરો અને નિસર્ગરમણીય દશ્યો જોઈને મેં માત્ર ચક્ષુતૃપ્તિ કદી અનુભવી નથી. જે રીતે મંદિરમાં જઈ આપણે દેવદર્શન કરીએ છીએ એ જ રીતે ભૂમિમાતાની આ વિવિધ વિભૂતિનાં હું દર્શન કરવા આવ્યો છુ, એ જ ભાવનાએ મેં મારી સઘળી યાત્રાઓ આજ સુધી કરી છે. મારા દેશના ગામડે ગામડાની માહિતી મને હોવા જોઈએ અને એ માહિતી સાથોસાથ ભક્તિની પણ વૃદ્ધિ થવી જોઈએ એવી મારી અપેક્ષા રહી છે.' છાશ જેવી પાંખી ચાંદનીમાં તુષારના ફુવારા જેવા ધુવાંધારનું એમણે કરેલુ દર્શન તમને પણ કલ્પનાતૃપ્તિ અનુભવાવશે

અસાધારણ નીડરચનાએ હજુ સુધી આપણું ભાગ્યે જ ધ્યાન ખેંચ્યુ છે પણ એ સૌમાં અત્યંત કુશળતાભરી અને તદ્દન જુદી જાતની રચના તો 'ફુત્કી'ના માળાની જ. એક જ પદ વારંવાર ગાવા છતાં જેના ગાનની મિઠાશ કૅનેરીના ગાનને યે હળવુ પાડી દે એવી રાખોડી માથાવાળી ફુત્કી તથા મૂગા જ પંખી જેવી ઇન્ડીઅન ફુત્કી, એ બંનેનો આ વખતે 'વનવગડાનાં વાસી'માં સમાવેશ કરવામાં આવ્યો છે



'રોજ ઊઠીને ઉષાના ચાળા જોઈને, સાચુ કહુ તો, મારૂ લોહી તપી ઊઠતુ ઉષા લાડ કરે અને બા એ નાની છે એમ કરી એને ચાટે-પંપાળે. મારી પાસે એ લાડ કરતી ચાગલું ચાગલુ બોલતી આવે તો હું તો સંભળાવી દેતો, 'એ લાડ કરવા જા બા પાસે!' અને વધુ બોલે તો ઘણી વખત છાની રીતે ચીમટા પણ લઈ લેતો, તે જાય બા પાસે રડતી રડતી!' બાલ્ય જીવનના આવા દૈનિક પ્રસગોને ગૂંથતી 'લાડકી બહેન'ની વાર્તા તમને અવશ્ય બાલ્ય સંસ્કારોમાં લુબ્ધ બનાવશે.

હિંદી ભાષા સાહિત્ય અને શૈલીને નવુ જ જોમ આપનાર મર્દદિલ શિકારી પંડિત શ્રીરામ શર્માની શિકારકથાઓની બે વર્ષ થયાં અવાર-નવાર અપાતી વાનગીમાં આ અંકમાં એક વધુ ઉમેરો થાય છે મગર અને વરૂના એમણે કરેલા બે શિકારોનું બયાન એમની પરિચિત શૈલીમાં આ અંકનાં પાનાંઓમાં જોવા પામશો.

'તું પુરોઢ' આ વખતે હીરા ને સોનાના સુયોગ જેવો ગાંધી-ગોખલેના મિલાપનો પ્રસંગ ઉલ્લેખે છે. એ

# પ્રસ્થાન કાર્યાલયનાં પ્રકાશનો

[ × મૂકેલાં પુસ્તકો મુંબઈ ઇલાકાના કેળવણી ખાતા તરફથી મંજૂર થયેલાં છે. ]

## સરસ્વતી ગ્રન્થમાળા

| | |
|---|---|
| ઃ વલ્લભભાઈ | ૦-૨-૬ |
| ોઇની વાતો | ૦-૩-૦ |
| ોરિકાનું સ્વા૦ યુદ્ધ | ૦-૪-૦ |
| ્કથાસંગ્રહ | ૦-૩-૦ |
| ન | ૦-૬-૦ |
| ન્તકારી લગ્ન | ૦-૩-૦ |
| પકર્ના ભણવાની બીજી બાજુ (નથી) | |
| ીનો મુક્તિયજ્ઞ | ૦-૬-૦ |
| વાની હાથ | ૦-૩-૦ |
| ની હાકલ ભા. ૧ | ૦-૧૨-૦ |
| નૈવેદ્ય અને સ્વરાજ | ૦-૪-૦ |
| ડોશીની હિજરત | ૦-૨-૬ |
| ીપુચ આશ્રમ | ૦-૮-૦ |
| ીને પગલે | ૦-૪-૦ |
| ારતની વીરાંગનાઓ | ૦-૨-૦ |
| ાલ ટોપી | ૦-૩-૦ |
| યોધ્યા ઓઢિયા | ૦-૩-૦ |
| ટાવું હિંદ | ૦-૩-૦ |
| ફાનું કમળ | ૦-૩-૦ |
| પેયાનું વાડ | ૦-૫-૦ |
| ન્તિને માર્ગે | ૦-૫-૦ |
| ને ખાતર | ૦-૩-૦ |
| ફેશી કાપડની હરીફાઈ | ૦-૮-૦ |
| ારી કહાણી | ૦-૮-૦ |
| મૂતરો | ૦-૧૦-૦ |
| યા જગતની કડવી વાણી અને ગરીબોના ગીતો | ૦-૮-૦ |
| ન્દ્ર બિસ્માર્ક | ૦-૮-૦ |
| ાયુગ | ૦-૩-૦ |
| ોલા તાર | ૦-૮-૦ |
| ૌવનમાં પ્રવેશતી કન્યાને ત્રો [સુધારેલી આવૃત્તિ] | ૦-૬-૦ |
| ાનસભા | ૦-૧૦-૦ |
| ન રૂશિયામાં રોકિયું | ૦-૮-૦ |
| ૧ જાપાનની યાત્રા | ૦-૮-૦ |
| ભાઈનો ગુનો | ૦-૩-૦ |
| ોલ્શેવિઝમ અને બીજી વાતો | ૦-૬-૦ |
| ..કે પ્રપંચ ? | ૦-૮-૦ |
| ાસ | ૦-૮-૦ |
| ્યવાદ અને સર્વોદય | ૦-૬-૦ |
| ાહનો સંદેશ | ૦-૧૨-૦ |
| ાવા | ૦-૩-૦ |
| ર્ગો આહાર | ૦-૬-૦ |
| -પુરુષ-મર્યાદા | ૦-૫-૦ |
| ારાજ આવ્યું | ૦-૮-૦ |

## લવાજમ

| | |
|---|---|
| પ્રસ્થાન માસિક | ૫-૦-૦ |
| કિશોર માસિક | ૪-૦-૦ |
| સરસ્વતી ગ્રન્થમાળા | ૨-૦-૦ |
| ટોલ્સ્ટૉય ગ્રન્થાવલિ | ૬-૦-૦ |
| રવીન્દ્ર ગ્રન્થાવલિ | ૬-૦-૦ |
| બૃહદ્ ગ્રન્થાવલિ | છૂટક |

## પ્રસ્થાન

**પ્રસ્થાન એટલે પ્રગતિ**

## ટૉલ્સ્ટૉય ગ્રન્થાવલિ

| | |
|---|---|
| ×પ્રેમનો દંભ | ૧-૪-૦ |
| ×સ્ત્રી અને પુરુષ | ૧-૦-૦ |
| ×કથાવલિ ભા.૧ | ૧-૪-૦ |
| ×નવો અવતાર ભા.૧ | ૨-૮-૦ |
| ×નવો અવતાર ભા.૨ | ૨-૦-૦ |
| ×નવો અવતાર ભા.૩ | ૧-૦-૦ |
| ×દષ્ટિપરિવર્તન | ૧-૪-૦ |
| ×કથાવલિ ભા.૨ | ૧-૪-૦ |
| લગ્નસુખ | ૧-૪-૦ |

## રવીન્દ્ર ગ્રન્થાવલિ

| | |
|---|---|
| ×ઘરે-બાહિરે | ૨-૦-૦ |
| ×ચતુરંગ અને બે બહેનો | ૧-૪-૦ |
| નૌકાડૂબી | છપાય છે. |

## બૃહદ્ ગ્રન્થાવલિ

| | |
|---|---|
| એક ક્રાન્તિકારની આત્મકથા ભા.૧ | ૧-૪-૦ |
| એક ક્રાન્તિકારની આત્મકથા ભા.૨ | ૧-૪-૦ |
| ઈશ્વરનો ઇનકાર | ૧-૦-૦ |
| ×ગાતા આસોપાલવ | ૧-૮-૦ |
| ×દ્વિરેફની વાતો ભા.૨ | ૧-૪-૦ |
| ×ગીતામન્થન | ૧-૪-૦ |
| ×સત્યમય જીવન | ૦-૧૦-૦ |
| લગ્નપ્રપંચ | ૩-૮-૦ |
| રોપના કાવ્યો | ૨-૦-૦ |
| સ્વૈરવિહાર ભા. ૨ | ૧-૪-૦ |

## પ્રકીર્ણ પ્રકાશનો

| | |
|---|---|
| ×દ્વિરેફની વાતો ભા ૧ | ૧-૪-૦ |
| સ્વૈરવિહાર ભા. ૧ | ૧-૮-૦ |
| જીવનનાં દર્દ | ૧-૪-૦ |
| ચુંબન અને બીજી વાતો | ૧-૪-૦ |
| ભારતપુણ્યપ્રવાસ | ૧-૦-૦ |
| ગાંધી મણિમહોત્સવાંક | ૧-૪-૦ |
| કયે રસ્તે ? | ૧-૮-૦ |
| રામ અને કૃષ્ણ[ત્રીજી આવૃત્તિ] | ૦-૮-૦ |
| બુદ્ધ અને મહાવીર [ „ ] | ૦-૬-૦ |
| ×ઘરગથ્થુ વૈદક | ૨-૦-૦ |
| ×દિનચર્યા | ૧-૮-૦ |
| ×સાબરમતી | ૧-૪-૦ |
| રશિયાનું ઘડતર | ૨-૦-૦ |
| ભૂખમરાનો ઉપાય | ૨-૦-૦ |
| ચીદનો સંદેશ | ૧-૦-૦ |
| ×તમને એ નહિ સમજાય | ૦-૬-૦ |

*

| | |
|---|---|
| અસહકાર | ૨-૮-૦ |
| ચંપારણ્યમાં ગાંધીજી | ૧-૮-૦ |
| મહિરાપ્રતાપ | ૧-૪-૦ |
| કારાવાસની કહાણી | ૦-૧૨-૦ |
| આનંદ | ૦-૮-૦ |

**પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ**

પ્રસ્થાનના સં. ૧૯૮૪ના ગ્રાહકોને ૨૫ ટકા કમિશન મળશે.

# સરસ્વતી  ગ્રન્થમાલા

વાર્ષિક પૃષ્ઠસંખ્યા ૯૦૦

લવાજમ હિંદમાં રૂા. ૨; પરદેશમાં રૂા. ૩

### આવકાર

ગુજરાતમાં ગ્રન્થમાળા તો ઘણી છે, પણ આટલી સસ્તી અને આવું સરસ વાચન પૂરું પાડનારી ગ્રન્થમાળા બીજી હજુ જોઈ નથી.

[પુસ્તકાલય] मादिलान्त

ગામડાંના લોકો રેલવેમાં વેચાતી સારી માઠી ચોપડીઓ વગર વિચાર્યે ખરીદે છે અને વાંચે છે. તે કરતાં આવી ચોપડીઓ તેઓ વાંચતા રહે તો કેવું સારું? અમદાવાદ પ્રસ્થાન કાર્યાલયની સરસ્વતી ગ્રન્થમાળા ખાસ આ દૃષ્ટિએ જ યોજાયેલી છે. એના વિષયો થોડું ભણેલા લોકોને જ્ઞાન મળે એ ઢબથી પસંદ કરવામાં આવે છે અને કિંમત પણ રેલવેમાં વેચાતી કચરા જેવી ચોપડીઓ કરતાં સસ્તી હોય છે.

(બારડોલી સત્યાગ્રહ પત્રિકા) જુગતરામ દવે

"જાતિને જાગ્રત કરનારું સાહિત્ય દેશના યુવકો ઉપર બોમ્બની પેઠે ફેંક્યા જવું, આંધળાની આંખો અને બહેરાના કાન ઉઘાડી નાખવા એ આ ગ્રન્થમાળાનું વ્રત છે."

નરસિંહભાઈ પટેલ

#### વર્ષ ૧ લું

- વીર વલ્લભભાઈ ૦–૨–૬
- રાજાજીની વાતો ૦–૩–૦
- અમેરિકાનું યુદ્ધ ૦–૪–૦
- જાતકકથા સંગ્રહ ૦–૩–૦
- ક્રાન્તિ ૦–૬–૦
- ક્રાન્તિકારી લગ્ન ૦–૩–૦
- ૧૮૫૭ના બળવાની બીજી બાજુ નથી
- ઈટાલીનો મુક્તિયજ્ઞ ૦–૬–૦
- ગરીબની હાય ૦–૩–૦

#### વર્ષ ૨ જું

- વીરની હાકલ ભા.૧ ૦–૧૨–૦
- દારૂનિષેધ અને સ્વરાજ ૦–૪–૦
- બારડોલીની હિજરત ૦–૨–૬
- ગાંધીકૃત આશ્રમ ૦–૮–૦
- પૂણીને પગલે નથી
- બોરસદની વીરાંગના ૦–૨–૦
- લાલ ટોપી નથી
- અયોધ્યા ઓઢિયાં નથી
- મૂંઝાતુ હિંદ ૦–૩–૦

#### વર્ષ ૩ જું

- પચાસ વર્ષ પછી નથી
- ગુરુનું કમળ નથી
- રૂપિયાનું ઝાડ ૦–૫–૦
- ક્રાન્તિને પગલે ૦–૫–૦
- ગાંધીવિચારદોહન ૦–૮–૦
- ટેકને ખાતર ૦–૩–૦

#### વર્ષ ૪ થું

- પરદેશી કાપડની હરીફાઈ ૦–૮–૦
- મારી કહાણી ૦–૮–૦
- ચબૂતરો ૦–૧૦–૦
- કોયાભગતની કડવી વાણી ૦–૮–૦
- પ્રિન્સ બિસ્માર્ક ૦–૮–૦
- કળિયુગ ૦–૩–૦

#### વર્ષ ૫ મું

- તૂટેલા તાર ૦–૮–૦
- કન્યાને પત્રો ૦–૬–૦
- જીવનચર્યા ૦–૧૦–૦
- નૂતન રશિયામાં ડોકિયું ૦–૮–૦
- ચીનજાપાનની યાત્રા ૦–૮–૦
- ગરીબાઈનો ગુનો ૦–૩–૦

#### વર્ષ ૬ ઠું

- બોલ્શેવિઝમ અને બીજી વાતો ૦–૬–૦
- લગ્ન કે પ્રપંચ? ૦–૮–૦
- દેવદાસ ૦–૮–૦
- સામ્યવાદ અને સર્વોદય ૦–૬–૦
- રાષ્ટ્રીદનો સંદેશ ૦–૧૨–૦
- કાગવા ૦–૩ ૦

## સાતમું વર્ષ ચાલે છે. તમારું નામ નોંધાવો.

વર્ષ ૭ મુંઃ આપણો આહાર ૦–૬–૦ સ્ત્રી-પુરુષ-મર્યાદા ૦–૫–૦ ગિરિરાજ આબુ ૦–૮–૦



રશિયા
નું





રશિયન રાજક્રાન્તિનો
ઇતિહાસ
*
આર્ટપેપર ઉપર
બાવીસ ચિત્રો સાથે
કિંમત માત્ર બે રૂપિયા



# નૂતન ક્રાન્તિકારી
# પ્રેરક સાહિ

એક ક્રાન્તિકારની આત્મકથા
ભા. ૧-૨ ( ક્રોપોટકિન )
ભૂખમરાનો ઉપાય ( ક્રોપોટકિન )
ક્રાન્તિ ( ,, )
રશિયાનું ઘડતર ( બળવંતભાઈ મહેતા )
ક્રાન્તિકારી લગ્ન ( રણછોડજી મિસ્ત્રી )
નૂતન રશિયામાં ડોકિયું ( ભાગવત )
બોલ્શેવિઝમ અને બીજી વાતો (રાજગોપાલાચાર્ય
સામ્યવાદ અને સર્વોદય ( નરહરિભાઈ )
ગરીબાઈનો ગુનો ( હેન્રી જ્યોર્જ )
દિલ્હીનો મુક્તિયજ્ઞ ( નરસિંહભાઈ પટેલ )
અમેરિકાનું સ્વા. યુદ્ધ ( જીવનલાલ દીવાન
શહીદનો સંદેશ ( ચન્દુલાલ માનિક )

# વિદ્યાર્થી વાંચનમાળા

## ૨૦૦ પુસ્તકોની નામાવલી

### પ્રથમ શ્રેણી [ બીજી આવૃત્તિ સુધારા વધારા સાથે ]

૧ શ્રીરામ ૨ શ્રી કૃષ્ણ ૩ ભગવાન બુદ્ધ ૪ ભગવાન મહાવીર ૫ વીર હનુમાન ૬ ભડવીર ભીષ્મ ૭ સતી દમયંતી ૮ કચ-દેવયાની ૯ સમ્રાટ્ અશોક ૧૦ ચક્રવર્તી ચંદ્રગુપ્ત ૧૧ રાજા ભર્તૃહરી ૧૨ સંત તુકારામ ૧૩ ભક્ત સુરદાસ ૧૪ નરસિંહ મહેતો ૧૫ મીરાંબાઈ ૧૬ સ્વામી સહજાનંદ ૧૭ શ્રી દયાનંદ સરસ્વતી ૧૮ લોકમાન્ય ટિળક ૧૯ મહાત્મા ગાંધી ૨૦ રવીન્દ્રનાથ ટાગોર.

### બીજી શ્રેણી [ બીજી આવૃત્તિ સુધારા વધારા સાથે ]

૨૧ આદ્યકવિ વાલ્મિકી ૨૨ મુનિરાજ અગસ્ત્ય ૨૩ શકુન્તલા ૨૪ દાનેશ્વરી કર્ણ ૨૫ મહારથી અર્જુન ૨૬ વીર અભિમન્યુ ૨૭ સત્યવાદી હરિશ્ચંદ્ર ૨૮ ભક્ત પ્રહ્લાદ ૨૯ પિતૃભક્ત શ્રવણ ૩૦ ચેલૈયો ૩૧ મહાત્મા તુલસીદાસજી ૩૨ ગોપીચંદ ૩૩ સતી પદ્મિની ૩૪ રામકૃષ્ણ પરમહંસ ૩૫ સ્વામી વિવેકાનંદ ૩૬ સ્વામી રામતીર્થ ૩૭ શ્રીમદ્ રાજચંદ્ર ૩૮ પંડિત મનમોહન માલવિય ૩૯ સરદાર વલ્લભભાઈ ૪૦ શ્રીમતી સરોજિની નાયડુ.

### ત્રીજી શ્રેણી

૪૧ મહામુનિ વશિષ્ઠ ૪૨ સતી મદાલસા ૪૩ રાજકુમાર ધ્રુવ ૪૪ સતી સાવિત્રી ૪૫ દ્રૌપદી ૪૬ વીર વિક્રમ ૪૭ રાજા ભોજ ૪૮ મહાકવિ કાલિદાસ ૪૯ દુર્ગાદાસ ૫૦ મહારાણા પ્રતાપ ૫૧ સિદ્દીમનો સપૂત ૫૨ દાનવીર જગડૂ ૫૩ સિદ્ધરાજ જયસિંહ ૫૪ જગતશેઠ ૫૫ પંડિત મોતીલાલજી ૫૬ સર જગદીશચંદ્ર બોઝ ૫૭ શ્રી અરવિંદ ઘોષ ૫૮ વીર વિઠ્ઠલભાઈ ૫૯ ધોંડો કેશવ કર્વે ૬૦ એનીબીસેન્ટ.

### ચોથી શ્રેણી

૬૧ શ્રી ગજાનન ૬૨ કાર્તિકેય સ્વામી ૬૩ ચંદ્રહાસ ૬૪ ભક્ત સુધન્વા ૬૫ શ્રી હર્ષ ૬૬ રસકવિ જગન્નાથ ૬૭ ભક્ત નામદેવ ૬૮ શ્રી હેમચંદ્રાચાર્ય ૬૯ છત્રપતિ શિવાજી ૭૦ સમર્થ સ્વામી રામદાસ ૭૧ ચાંદબીબી ૭૨ ગુરુ નાનક ૭૩ મહાત્મા કબીર ૭૪ ગૌરાંગ મહાપ્રભુ ૭૫ લાલા લજપતરાય ૭૬ શ્રી ચિત્તરંજનદાસ ૭૭ શ્રી ત્રિભુવનદાસ ગજ્જર ૭૮ શ્રી સુરેન્દ્રનાથ બેનરજી ૭૯ શ્રી વિજયધર્મસૂરિ ૮૦ બાબુ રાજેન્દ્રપ્રસાદ.

### પાંચમી શ્રેણી

૮૧ પાર્વતી ૮૨ શ્રી શંકરાચાર્ય ૮૩ શ્રીમદ્ વલ્લભાચાર્ય ૮૪ શ્રી માધવાચાર્ય ૮૫ શ્રી રામાનુજાચાર્ય ૮૬ મહારાજ કુમારપાળ ૮૭ ગુરુ ગોવિંદસિંહ ૮૮ રણજીતસિંહ ૮૯ લક્ષ્મીબાઈ ૯૦ શ્રી કેશવચંદ્રસેન ૯૧ શ્રી ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર ૯૨ મહાદેવ ગોવિંદ રાનડે ૯૩ દાદાભાઈ નવરોજજી ૯૪ શ્રી ગોપાળકૃષ્ણ ગોખલે ૯૫ સ્વામી શ્રદ્ધાનંદજી ૯૬ શ્રી ગોવર્ધનરામ ૯૭ શ્રી જવાહરલાલ નહેરૂ ૯૮ શ્રી સુભાષચંદ્ર બોઝ ૯૯ શ્રી સેનગુપ્તા ૧૦૦ તારામંડળ.

## છઠ્ઠી શ્રેણી

૧૦૧ મહાદેવી સીતા ૧૦૨ નાગાર્જુન ૧૦૩ વીરાંગના કર્મદેવી ૧૦૪ વીર વનરાજ ૧૦૫ હૈદરઅલી ૧૦૬ મહાકવિ પ્રેમાનંદ ૧૦૭ સર ટી. માધવરાવ ૧૦૮ જામ રણજીત ૧૦૯ ઝંડૂ ભટ્ટજી ૧૧૦ શ્રી. શિલ્પી કરમારકર ૧૧૧ કવિ દલપતરામ ૧૧૨ સ્વ. હાજીમહમ્મદ ૧૧૩ વીર લધાભા ૧૧૪ સૌંદર્યધામ કાશ્મીર ૧૧૫ નૈનિતાલ ૧૧૬ ગિરનાર ૧૧૭ દ્વારિકા ૧૧૮ પાટનગર દિલ્હી ૧૧૯ મ્હૈસુર ૧૨૦ તાજમહાલ.

## સાતમી શ્રેણી

૧૨૧ શ્રી ઋષભદેવ ૧૨૨ ગોરક્ષનાથ ૧૨૩ વીર કુણાલ ૧૨૪ અકબરશાહ ૧૨૫ મહામંત્રી મુંજાલ ૧૨૬ કવિ દયારામ ૧૨૭ જયકૃષ્ણઈંદ્રજી ૧૨૮ શ્રી સયાજી-રાવ ગાયકવાડ ૧૨૯ મહાવીરપ્રસાદ દ્વિવેદી ૧૩૦ મહાકવિ નાનાલાલ ૧૩૧ આચાર્ય ગિદવાની ૧૩૨ અબ્દુલ ગફારખાન ૧૩૩ સોરઠી સંતો ૧૩૪ નેપાલ ૧૩૫ મહાબળેશ્વર ૧૩૬ અમરનાથ ૧૩૭ બદ્રિકેદારનાથ ૧૩૮ કલકત્તા ૧૩૯ પાટણ ૧૪૦ અનુપમ ઈલુરા.

## આઠમા શ્રેણી

૧૪૧ ગુરુ દત્તાત્રય ૧૪૨ ઉદયન-વત્સરાજ ૧૪૩ મહાત્મા આનંદઘન ૧૪૪ વસ્તુપાળ-તેજપાળ ૧૪૫ શામળભટ્ટ ૧૪૬ કવિ નર્મદાશંકર ૧૪૭ વીર સાવરકર ૧૪૮ સર જમશેદજી ટાટા ૧૪૯ કવિ કલાપી ૧૫૦ પ્રો. સી. વી. રામન ૧૫૧ શાહ સોદાગર જમાલ ૧૫૨ શ્રી રાજગોપાલાચાર્ય ૧૫૩ શ્રીમતી કસ્તુરબા ૧૫૪ દાર્જીલીંગ ૧૫૫ ઉટાકામંડ ૧૫૬ જગન્નાથપુરી ૧૫૭ કાશી બનારસ ૧૫૮ જયપુર ૧૫૯ હૈદ્રાબાદ ૧૬૦ કાવેરીના જલધોધ.

## નવમી શ્રેણી

૧૬૧ શ્રી જ્ઞાનદેવ ૧૬૨ સિદ્ધસેન દિવાકર ૧૬૩ ઉપા૦ યશોવિજયજી ૧૬૪ વીર બાલાજી ૧૬૫ નાના ફડનવીસ ૧૬૬ શ્રી દ્વિજેન્દ્રલાલ રોય ૧૬૭ રાજા રામમો-હનરાય ૧૬૮ શ્રી અમૃતલાલ ઠક્કર ૧૬૯ પં. વિષ્ણુ દિગંબર ૧૭૦ શ્રી રામાનંદ ચેટરજી ૧૭૧ ભગવાનલાલ ઇન્દ્રજી ૧૭૨ પ્રફુલ્લચંદ્ર રોય ૧૭૩ મૌ. અબ્દુલકલામ આઝાદ ૧૭૪ શિલોંગ ૧૭૫ પાવાગઢ ૧૭૬ ગમેશ્વર ૧૭૭ તારંગા ૧૭૮ મુંબઈ ૧૭૯ આગ્રા ૧૮૦ ગીરનાં જંગલો

## દસમી શ્રેણી

૧૮૧ શ્રી એકનાથ ૧૮૨ હજરત મહમ્મદ પયગમ્બર ૧૮૩ અશો જરથુસ્ત ૧૮૪ મહાગણી અહલ્યાબાઈ ૧૮૫ શ્રી અવનીંદ્રનાથ ઠાકુર ૧૮૬ શ્રી રમેશચંદ્ર દત્ત ૧૮૭ શ્રી ગૌરીશંકર ઓઝા ૧૮૮ શ્રી કૃષ્ણમૂર્તિ ૧૮૯ સંતકવિ પઢિયાર ૧૯૦ કલાકાર રવિવર્મા ૧૯૧ ડૉ. અન્સારી ૧૯૨ હિંદના અદ્ભુત યોગીઓ ૧૯૩ આબુ ૧૯૪ શત્રુંજય ૧૯૫ ગોમટેશ્વર ૧૯૬ અમદાવાદ ૧૯૭ લખનૌ ૧૯૮ વડોદરા ૧૯૯ અજંતાની ગુફાઓ ૨૦૦ શ્રેણીને સંપાદક

---

**ધી જ્યોતિ કાર્યાલય લીમીટેડ** અમદાવાદ.

આનંદભુવન, ૧ લા માળે, નવી હનુમાનગલી, મુંબઈ ૨.



આદ્ય [હાલ નિવૃત્ત] તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક


૧૯૯૪
માગશર

પ્રકાશક

રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી

વર્ષ ૧૩
અંક ૨

# અ નુ ક્ર મ ણિ કા

પુ. ૨૫ | માગશર : ૧૯૯૪ | અંક ૨






લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૭॥ છૂટક અંક રૂ. ०॥

પ્રકાશક: રણછોડલાલ કેસુરભાઈ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે: ખમાસા ચોકી: અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.
તા. ૨૨-૧-૩૮

બે નવા ગ્રન્થો : શેષનાં કાવ્યો તથા સ્વૈરવિહાર ભાગ બીજો

# બંડખોર મહાગ્રન્થ બહાર પડ્યો છે.

ગુજરાતના સુપ્રસિદ્ધ વિચારક

**શ્રી. કિશોરલાલ ઘ. મશરૂવાળા**

આ ગ્રન્થના ઉપોદ્‌ઘાતમાં લખે છેઃ

"લગ્નના વિષય પર આજે જુવાનોનાં ચિત્ત ચકડોળે ચડયાં છે, એમ કહેવામાં અતિશયોક્તિ નહિ ગણાય. તેમાં, વળી, પશ્ચિમના કેટલાક વિચારકોએ આ બાબતમાં નવા નવા વિચારો ફેલાવ્યા છે, અને તેની અસર આપણા દેશનાં સ્ત્રીપુરુષો ઉપર પણ થઈ છે. એવા અનેક વિચારોથી ગૂંચવાયેલી બુદ્ધિને સ્થિર અને નિશ્ચિત કરવાનો શ્રી. નરસિંહભાઈએ પ્રયત્ન કર્યો છે. એમનો આદેશ તો સ્ત્રી અને પુરુષ બન્નેને છે, પણ પુરુષવર્ગ ન સાંભળે તો યે સ્ત્રી તો પોતાના કલ્યાણાર્થે સાંભળે જ એવી એમની સ્રીજાતિ પ્રત્યે આગ્રહભરી વિનંતિ છે. ગૂજરાતી સમાજમાં ગાંધીજી અને નરસિંહભાઈ કરતાં સ્રીજાતિને પોતાને માટે પુરુષોમાંથી વધારે શ્રેષ્ઠ વકીલો મળવાનો સંભવ ઓછો છે."

બૃહદ્ ગ્રન્થાવલિ

પુસ્તક ૧૦મું

## લગ્નપ્રપંચ

લેખક

નરસિંહભાઈ પટેલ

શ્રી. કિશોરલાલ મશરૂવાલાના
ઉપોદ્‌ઘાત તથા પૂરક
અધ્યાય સહિત.

આ મહાગ્રન્થ
કુલ ૪૮ અધ્યાય
અને
છ ખંડમાં
લખાયો છે.

પૃષ્ઠસંખ્યા
૭૦૦ પાનાં

કિંમત રૂ. ૩-૮-૦
ટપાલખર્ચ ૦-૬-૦

પરદેશ માટે શિ. ૬
રજિ. ટપાલખર્ચ શિ. ૧

**પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ** → પ્રસ્થાનના ગ્રાહકોને પોણી કિંમતે મળશે

સં. ૧૯૯૪ના 'પ્રસ્થાન'ના ગ્રાહકોને પ્રસ્થાન પ્રકાશનો પોણી કિંમતે મળશે.

'પ્રસ્થાન'ના ૧૯૯૪ના ગ્રાહકોને પોણી કિંમતે મળશે

# ઉત્તર વિભાગના કેળવણીખાતાએ મંજૂર કરેલાં પુસ્તકો

પ્રકાશક : પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ

| પુસ્તકનું નામ | લેખક | કિંમત |
|---|---|---|
| દ્વિરેફની વાતો ભા. ૧ | રામનારાયણ વિ. પાઠક | ૧-૪-૦ |
| ,, ભા. ૨ | ,, | ૧-૪-૦ |
| ગીતામન્થન | કિશોરલાલ મશરૂવાળા | ૧-૪-૦ |
| સત્યમય જીવન | ,, ,, | ૦-૧૦-૦ |
| ઘરગથ્થુ વૈદક | બાપાલાલ ગ. વૈદ્ય | ૨-૦-૦ |
| દિનચર્યા | ,, ,, | ૧-૮-૦ |
| ગાતા આસોપાલવ | સ્નેહરશ્મિ | ૧-૮-૦ |
| તૂટેલા તાર | ,, | ૦-૮-૦ |
| સાબરમતી | (સંપાદક) નગીનદાસ પારેખ | ૧-૪-૦ |
| પ્રેમનો દંભ | ટૉલ્સ્ટૉય; અનુ વિશ્વનાથ ભટ્ટ | ૧-૪-૦ |
| સ્ત્રી અને પુરુષ | ,, ,, | ૧-૦-૦ |
| નવો અવતાર ભા. ૧-૨-૩ | ,, ,, | ૫-૪-૦ |
| કથાવલિ ભા. ૧-૨ | ,, ,, | ૨-૮-૦ |
| દૃષ્ટિપરિવર્તન | ,, અનુ. વિજયરાય વૈદ્ય | ૧-૪-૦ |
| ઘરે-બાહિરે | રવીન્દ્રનાથ ટાગોર | ૨-૦-૦ |
| ચતુરંગ અને બે બહેનો | ,, ,, | ૧-૪-૦ |
| તમને એ નહિ સમજાય | ટૉલ્સ્ટૉય | ૦-૬-૦ |
| રાજાજીની વાતો | રાજગોપાલાચારી | ૦-૩-૦ |
| જાતકકથાસંગ્રહ | ધર્માનંદ કોસમ્બી | ૦-૩-૦ |
| મારી કહાણી | પાર્વતીબાઈ આઠવલે | ૦-૮-૦ |
| ચબૂતરો | રમણલાલ સોની | ૦-૧૦-૦ |
| કળિજુગ | રમણલાલ ભટ્ટ | ૦-૩-૦ |
| દેવદાસ | શરદ્ચંદ્ર | ૦-૮-૦ |
| ટેકને ખાતર | પ્રેમચંદજી | ૦-૩-૦ |
| ચીન-જાપાનની યાત્રા | ક્ષિતિમોહન સેન | ૦-૮-૦ |

[ પ્રસ્થાનના ગ્રાહકોને શ્રી. મશરૂવાળા તથા શ્રી. રામનારાયણ પાઠક કૃત પુસ્તકો ઉપર ૧૫ ટકા કમિશન મળશે ]

આખો સેટ ખરીદનારને યોગ્ય કમિશન મળશે.

**ગૂજરાતની-બૃહદ્ ગૂજરાતની દરેક શિક્ષણ-સંસ્થા પોતાના પુસ્તકાલયમાં આ પુસ્તકો તરત જ વસાવી લે !**

લહાણી માટે કે ઈનામ તરીકે વહેંચવા માટે ખરીદનારને ખાસ ભાવે આપવામાં આવશે.

પ્રસ્થાન કાર્યાલયનાં

# જપ્ત થયેલાં

નીચેનાં પુસ્તકો હવે મળી શકે છે.

| | |
|---|---|
| ગાંધીકૂચ [આલ્બમ] | ૦–૮–૦ |
| ક્રાન્તિને માર્ગે | ૦–૫–૦ |
| વીરની હાકલ ભા. ૧ | ૦-૧૨-૦ |
| ૧૮૫૭ બળવાની બીજી બાજુ | નથી |

પ્રસ્થાનના ગ્રાહકોને પોણી કિંમતે મળશે.

**પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ**

મુંબાઈ : આર. આર. શેઠની કું., પ્રિન્સેસ સ્ટ્રીટ.

## 'પ્રસ્થાન'માં જાહેરખબરના ભાવ

| | ૧ પાનું | ½ પાનું | ¼ પાનું |
|---|---|---|---|
| ૧૨ માસ | ૧૨૦ | ૭૨ | ૪૮ |
| ૬ માસ | ૭૨ | ૪૮ | ૩૦ |
| ૩ માસ | ૪૮ | ૩૦ | ૧૮ |
| ૧ માસ | ૧૬ | ૧૦ | ૬ |

બે રંગમાં છાપવી હોય તો ૨૫ ટકા વધુ.

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૨૫ માગશર · ૧૯૯૪ અંક ૨

## રંગભૂમિ

[એક પ્રવચન]

રસિકલાલ છોટાલાલ પરીખ

સજ્જનો અને સન્નારીઓ!

આ રંગભૂમિપરિષદનો સમારંભ સદ્‌ગત સાક્ષર રણછોડભાઈની સોમી જન્મતિથિ ઊજવવા નિમિત્તે છે જન્મતિથિ ઊજવવાનો આવો સમર્થ માર્ગ ગ્રહણ કરવા માટે ગુજરાત-સાહિત્યસભાને ધન્યવાદ ઘટે છે નવા ચીલા પાડવામાં આ સભા કૃતાર્થતા માણે છે, સાહિત્યપરિષદને પણ આ સભાએ જ જન્મ આપ્યો હતો—એ આ પ્રસંગે સ્મરણમાં આવે છે

રણછોડભાઈની સાહિત્યપ્રવૃત્તિ અનેકવિધ હતી, પણ તેમાં નાટકો રચી રંગભૂમિ ઘડવાનો તેમનો પ્રયત્ન વૈશિષ્ટ્યવાળો હતો ભવાઈ ઉપર અભાવ ઊપજવાથી—પ્રથમ તેમનું લક્ષ નાટક ઉપર ગયું જયકુમારીવિજય નામના તેમના પહેલા નાટકની ત્રીજી આવૃત્તિ સન ૧૮૮૪માં પ્રસિદ્ધ થઈ લલિતાદુઃખદર્શક મુંબઈગુજરાતીનાટકમંડળીએ ભજવ્યું, તેના વ્યવસ્થાપકોની સૂચના ઉપરથી રચેલા વધારે ગાયનો સાથે તથા બીજા કેટલાક સુધારા સાથે તે નાટકની છઠ્ઠી આવૃત્તિ સન ૧૮૯૫માં પ્રગટ થઈ જે પ્રતિના આધારે આ માહિતી આપું છું તે બાર હજારમી છે! અત્યારના કયા નાટક લેખકને આની ઈર્ષ્યા નહિ આવે? અને આના તો તેમના અગિયાર મૌલિક નાટકો પ્રગટ થયેલાં માલવિકા આદિ ત્રણ અનુવાદો જુદા ઉપરાંત આ વિષયમાં તેમનું ચિંતન રજૂ કરતો તેમનો નાટ્યપ્રકાશ નામનો નિબંધ આવા પુરુષની જન્મતિથિ રંગભૂમિપરિષદના સમારંભથી ઊજવાય એ યોગ્ય જ છે

રણછોડભાઈ જયકુમારીની પ્રસ્તાવનામાં કહે છે "ભવાઈ ઉપર અભાવ ઉપજવાથી, પ્રથમ મારું લક્ષ નાટક ઉપર ગયું અને મનમાં એમ આવ્યું કે નાટક વિષય પણ ગુજરાતી ભાષામાં ખેડાવો જોઈએ" ગુજરાતની રંગભૂમિના ઇતિહાસમાં આ સંકલ્પ, અંગ્રેજી શૈલીએ કહીએ તો, 'એક માર્ગસૂચક સ્તંભ' છે આ સંકલ્પ લગભગ અડધી સદીથી પ્રવર્તમાન છે આજે આપણે રણછોડભાઈની સોમી જન્મતિથિ ઉપર પ્રશ્ન પૂછીએ છીએ કે એ પ્રવૃત્તિનું

કયા રૂપમાં પરિણામ આવ્યું છે ? નાટક વિષય ગુજરાતી ભાષામાં ખેડાયો છે કે નહિ ? આ પ્રશ્નનો અર્થ એવો હોય કે ગુજરાતી ભાષામાં નાટક સાહિત્ય સારી સંખ્યામાં ઉત્પન્ન થયું છે કે નહિ તો તેનો ઉત્તર સંતોષકારક પ્રકારમાં મળે છે. ગુજરાતનું નાટક સાહિત્ય—રણછોડભાઈનાં નાટકો, દલપતરામનું મિથ્યાભિમાન, રમણભાઈનો રાઈનો પર્વત, ન્હાનાલાલની ઇન્દુકુમાર જયા-જયન્ત રાજર્ષિ ભરત આદિ નાટકાવલી, પ્રો. ઠાકોરનાં ઊગતી જુવાની, લગ્નમાં બ્રહ્મચર્ય આદિ, મુનશીનાં કાકાની શશી ઇત્યાદિ, દ્વિરેફનાં કુલાંગાર અને દેવી કે રાક્ષસી, બટુ ઉમરવાડિયાના મનનાં ભૂત આદિ નાટકો, રમણલાલનું શંકિત હૃદય, પ્રાણજીવન પાઠકનાં સ્વમુખ અને ગજના આદિ નાટકો, ચ. શી.નાં અખો આદિ નાટકો—અને ઉમાશંકર જોશીનાં નવા માર્ગ પાડતા અનુપમ શૈલીના ઉડણ ચરકલડી, સાપના ભારા આદિ નાટકો,—ગુજરાતી નાટક ગ્રંથોની કોઈ યાદી જોયા વિના અથવા બધા જ સમર્થ નાટક લેખકોનું સ્મરણ કરી પૂરી નોંધ આપવાના પ્રયત્ન વિના પણ આ અને આવી બીજી અનેક નાટક સાહિત્યની કૃતિઓ પ્રથમ દૃષ્ટિપાતે જોવામાં આવે છે. કોઈ પણ કહેશે કે ગુજરાતી ભાષામાં નાટક સાહિત્યની ઊણપ નથી !

પણ રણછોડભાઈના સંકલ્પનો એવો અર્થ થતો હોય કે 'ભવાઈ ઉપર અભાવ ઊપજવાથી તેનું સ્થાન લે એવું નાટક ગુજરાતમાં ખેડવું' તો એ પ્રશ્નનો ઉત્તર કેવો આપશો ? ગુજરાતમાં નાટક કંપનીઓ તો અનેક થઈ ગઈ અને થાય છે, પણ ભવાઈ ઉપરનો અભાવ દૂર કરે અને પોતા ઉપર ભાવ ઊપજાવે એવી રંગભૂમિ ગુજરાતમાં હયાત છે ? મારે મારા થોડાક અનુભવ ઉપરથી ઉત્તર આપવો હોય તો એટલું જ કહું કે અભાવ ઊપજવાથી ભવાઈની કળા તો ગુજરાતમાંથી નષ્ટપ્રાય થઈ ગઈ, પણ ભાવ ઊપજાવે એવી રંગભૂમિ હયાતીમાં આવી નહિ ! મેં હમણાં જ કહ્યું કે નાટક કંપનીઓ અનેક હયાતીમાં આવી છે અને આવે છે; એટલું ઉમેરું પણ ખરો કે કેટલાંક નાટકો સારાં ભજવાયાં પણ ખરાં; સારા અભિનેતાઓમાં માગ સુશાવે એવા નટો—બાપુલાલ અને જયશંકર જેવા પણ ગુજરાતમાં હયાત છે, છતાં ગુજરાતની રંગભૂમિ કહેવાય એવી કોઈ રચના થઈ નથી. અર્થાત્, આપણી સમક્ષ આવો પ્રશ્ન આવીને ઊભો રહે છે: ગુજરાતમાં નાટક સાહિત્યના લેખકો છે, ગુજરાતમાં સારા અભિનેતાઓ છે, તો પછી ગુજરાતમાં રંગભૂમિ કેમ નથી ?

આ પ્રશ્નના બે બાજુથી બે જવાબ ફરિયાદ રૂપે મળે છે. ભજવનારાઓ કહે છે કે ભજવાય એવાં નાટકો સાહિત્યકારો લખતા નથી—લખી શકતા નથી. ભજવનારાઓના મતે હાલની કૃતિઓમાં, પ્રો. ઠાકોરનો શબ્દ વાપરીએ તો, 'નખના આવડી' નથી ! બીજી બાજુથી સાહિત્યકારો ફરિયાદ કરે છે કે નટો અજ્ઞાન છે. તેઓ અમારી કૃતિઓ સમજતા નથી, સમજી શકતા નથી, અને અમારી કૃતિઓના ગુણો પ્રદર્શિત કરતા નથી. અમારાં નાટકો ભજવતા નથી !

બન્ને બાજુઓની ફરિયાદની રીતિને અનુસરી મધ્ય નિકાલ લાવવો હોય તો કહીએ કે બન્ને પક્ષો સાચા છે ! પણ આ કથનનું સમાધાન રંગભૂમિના પ્રશ્નનો ઉકેલ લાવી શકતું નથી !

રંગભૂમિનો પ્રશ્ન શો છે ? આનો ઉત્તર મેળવવા રંગભૂમિનું સ્વરૂપ કંઈક સમજવું જોઈએ; અને તે સમજવા રંગભૂમિની સંસ્થાનો થોડોક ઇતિહાસ પણ જોવો જોઈએ.

એક રીતે રંગભૂમિ શબ્દ તદ્દન આધુનિક છે, અંગ્રેજી શબ્દ Theatreનો અર્થ ગુજરાતીમાં ઊતારવા યોજેલો શબ્દ છે રંગભૂમિમાં આપણે નાટક અને યાન્ત્રિક બોલતા ચિત્રોનો પણ સમાવેશ કરવા માગીએ છીએ

બીજી દૃષ્ટિએ રંગભૂમિ અથવા રંગ શબ્દ આપણા દેશમાં લોકસમાજને રંજન કરવાના પ્રકારો માટે ઘણા પ્રાચીન કાળથી વપરાયો છ ગીત વાદ્ય નૃત્ય, નાટ્ય આદિ કળાઓના પ્રયોગના સ્થળો માટે તેમ જ મલ્લ કુસ્તી આદિ વ્યાયામના પ્રયોગોના સ્થળો માટે પણ રંગ શબ્દ લક્ષણાથી રૂઢ હતો

રંગભૂમિનુ સમગ્ર સ્વરૂપ સમજવા આ પૂર્વકાલીન સ્થિતિ સ્મરણમા રાખવા યોગ્ય છે આ બધી કળાઓ તેમના વિકસિત રૂપમા આપણને ભિન્નભિન્ન અને સ્વતંત્ર દેખાય છે, પણ તેમનો વિકાસનો ઇતિહાસ જોતા દેખાય છે કે તે રંગભૂમિમાથી ઊગેલા એક કલાવૃક્ષની શાખાઓ છે, અથવા એમ કહો કે, રંગવડની વડવાઈઓ પોતે વધી જુદા જુદા વટવૃક્ષ બની ગઈ છે આવુ સર્વ કલાઓનુ ઐતિહાસિક સકલન સ્મરણમા રાખી તેમાની રંગવૃક્ષની એક શાખા—નાટ્ય શાખા—માટે રંગભૂમિ શબ્દ આપણે સંકુચિત કરીએ તો ઉચિત નથી બધી જ કળાઓને સ્થાન આપતી હોય—પોતાનુ સ્વરૂપ સાધવાના સાધન તરીકે—તો તે એક નાટ્ય કલા જ છે નાટ્ય કલાની અતિ લોકપ્રિયતાનુ આ એક કારણ છે, નાટ્ય કલાનો આ ચમત્કારી ગુણ પ્રાચીનોના ધ્યાનમા પણ આવી ગયો હતો ભરત મુનિએ જ 'સર્વશિલ્પ પ્રવર્તકમ્' (અ ૧, શ્લો ૧૫) એવુ વિશેષણ નાટ્ય માટે વાપર્યું છે, અને ફરી ફરીને ભાર દઈને જાણે આ ચમત્કારી ગુણ બતાવવો હોય તેમ કહે છે કે

न तज्ज्ञानं न तच्छिल्पं न सा विद्या न सा कला ।
न स योगो न तत्कर्म नाट्येऽस्मिन् यन्न दृश्यते ॥
सर्वशास्त्राणि शिल्पानि कर्माणि विविधानि च ।
अस्मिन् नाट्ये समेतानि तस्मादेतन्मया कृतम् ॥ અ ૧, ૧૧૩-૧૧૪

પણ આનો એવો અર્થ ન થાય કે નાટ્ય બધી સામગ્રીઓનો ખીચડો છે કે સરવાળો છે કે સમુદાય છે? અર્થાત્ નાટ્યનુ પોતાનુ કોઈ વિશિષ્ટ રૂપ નથી પણ તે આ બધાનુ એક જાતનુ મિશ્રણ છે? અત્યારના આપણા કેટલાક નાટ્યપ્રયોગો અને બોલતા ચિત્રો જોઈએ તો આવી કલ્પનાને ટેકો પણ મળે છે હવે નાટ્યનુ સ્વરૂપ આવુ જ હોય તો તેને કલાઓની પંક્તિમા પોતાનુ સ્થાન હોય નહિ

આપણા દેશના કે બીજા દેશોના નાટ્યનો ઇતિહાસ જોઈશુ તો એ પ્રથમ જ જણાઈ આવે છે કે આવુ નથી નાટ્ય એ સ્વતંત્ર કલા છે

આપ જાણો છો કે કલાઓ પોતાના ભાવો જે સાધન અથવા ઉપાદાનદ્વારા વ્યક્ત કરે છે તે ઉપાદાનથી તેનુ તન રચાય છે, ઉદા ત ચિત્રનુ ઉપાદાન રંગ રેખા આદિ, ગીત-વાદ્યનુ સ્વર, કાવ્યનુ શબ્દાર્થ ઇત્યાદિ નાટ્યનુ આવુ સ્વતંત્ર ઉપાદાન છે, અને તે માણસની સમગ્ર ચેષ્ટા, જેમ માટી, પથ્થર કે ધાતુમાથી મૂર્તિ ઘડાય છે તેમ માણસની ચેષ્ટામાથી નાટ્ય ઘડાય છે, આના કલાત્મકરૂપ માટે પારિભાષિક શબ્દ અભિનય છે, અર્થાત્ કે નાટ્યનુ ઉપાદાન અભિનય છે પૂતળીઓના અભિનય ઉપરથી માણસે પોતે અભિનય કરી નાટ્ય ઉત્પન્ન કર્યું કે

માણસના નાટ્ય ઉપરથી પૂતળીઓ પાસે તેનું અનુકરણ કરાવ્યું તે નાટ્યની ઉત્પત્તિના શાસ્ત્રીય પ્રશ્નમાં આપણે અહીં ઊતરવાની જરૂર નથી. આપણે એટલું સ્પષ્ટ રીતે ધ્યાનમાં રાખવું જોઈએ કે અભિનય એ નાટ્યનું સ્વરૂપ સાધનારું લક્ષણ છે. આપને થશે કે આવી સીધી અને સર્વસ્વીકૃત હકીકત ઉપર આટલું બધું પિંજણ કરવાની જરૂર શી? જરૂર એટલા માટે છે કે આ વાત સર્વસ્વીકૃત મનાય છે છતાં તેમાંથી જે ફલિત થવું જોઈએ તે ફલિત કરાતું નથી; ધંધાદારી તેમ જ શોખીનોના નાટ્યપ્રયોગોમા આ સરળ તત્ત્વ સમજાયુ હોય તેમ દેખાતું નથી; સીનસીનરી, ધડાકાભડાકા, ગાયનો, નાચ આદિ, ધંધાદારી પ્રયોગોમા જેમ જોવા મળે છે અને અભિનય જોવા કે સાંભળવા મળતો નથી, તેમ શોખીનોના પ્રયોગોમાં પણ કંઈક સુરુચિવાળું, જરા જુદા નામનું પણ આવું આ જ જોવા મળે છે, અભિનય જોવા સાભળવા મળતો નથી; જોવા સાભળવા મળતો નથી અર્થાત્ કે અભિનય આવા પ્રયોગોમાં નિયામક તત્ત્વ હોતું નથી. શોખીનોના પ્રયોગોમા પણ સારાં ચિત્રો રજૂ કરવાની દૃષ્ટિ હોય છે; હવે આપ જાણો છો કે ચિત્ર એ સ્થિર ભૂમિની કલા છે, જ્યારે અભિનય, નૃત્ય, સગીત આદિ ગતિરૂપ કાલ તત્ત્વમા રમમાણ કલાઓ છે. આ મૌલિક ભેદ બરાબર ધ્યાનમાં નહિ રહેવાથી પ્રયોગોમા નાટ્યનું પોતાનું રૂપ પ્રગટ જ થતુ નથી.

આ વિષયમાં વધારે ઊંડા ગયા વિના અત્યારે એટલું ફરી ફરી અને ભાર દઈ કહેવાની રજા લઉં છુ કે નાટ્યનું સર્વસ્વ અભિનય છે. અભિનયના ગુણથી જ નાટ્યનું મૂલ્ય અંકાય; તેમાં પ્રદર્શિત થતા બીજી કલાઓના અંશોનુ મૂલ્ય અભિનયના મૂલ્યને અનુસરીને જ થાય! તેથી નાટ્યપ્રયોગ જોઈ 'સંગીત બહુ સારું હતું કે નાચ બહુ સારો હતો કે સીન બહુ સારા હતા' ઇત્યાદિ અભિપ્રાયો મૂળ વસ્તુને ભૂલી જાય છે. એ ખરું છે કે નાટ્યમાં જે વિષય રજૂ થાય છે તેનું સ્વરૂપ એવુ છે કે તે વિવિધ કલાઓને અને કારીગીરીઓને અવકાશ આપે! પણ તે બધા અભિનય સાથે તાદાત્મ્ય સાધે ત્યારે જ અવકાશને યોગ્ય છે, નહિ તો નહિ.

આ વિષયમા પ્રાચીનોએ રસનિષ્પત્તિનુ ધ્યેય ધ્યાનમાં રાખી આંગિકની સાથે વાચિક અને સાત્ત્વિકને અભિનય પ્રકાર તરીકે ગણ્યા એટલું જ નહિ પણ આહાર્યને પણ અભિનયનો પ્રકાર ગણ્યો. આહાર્ય અભિનયમા વેષની રચના—get up—નો સમાવેશ થાય છે; તેમાં સ્થળ-સમય સૂચવવા કરેલી રચનાઓનો પણ સમાવેશ કરી શકાય; કારણ કે ભરતના મતે આહાર્ય અભિનય, આગિક અભિનયને 'અયત્નતઃ'—પ્રયત્ન વિના, સહજ ભાવે—વિવિધ પ્રકારની પ્રકૃતિઓને અભિવ્યક્ત કરવામાં સહાયભૂત થાય છે (અ. ૨૩-શ્લો. ૪). સંક્ષેપમાં, નાટ્ય અભિનય-સ્વરૂપ છે, તેથી તેમાં જે કાંઇ આવે તે અભિનયનું કામ કરનાર હોવું જોઈએ; અભિનયરૂપ ન બને અને અલગ રહે અને એ રીતે પોતાના ઉપર જુદું ધ્યાન ખેંચે એવી કોઈ ચીજને નાટ્યમાં સ્થાન ન હોય.

ગુજરાતની સાથે ગાઢ સંબંધવાળા માલવ દેશના રાજા મુંજની ગોષ્ઠીના—વિદ્વત્સભાના—વિદગ્ધ પંડિત ધનંજયે નાટ્યની વ્યાખ્યા આમ આપી: अवस्थानुकृतिर्नाट्यम्। ધનિકે અનુકૃતિનું વિવરણ આમ કર્યું: ચતુર્વિધ અભિનયના સાધનથી અવસ્થા સાથે તાદાત્મ્ય સાધવું તેનું નામ અનુકૃતિ. તાદાત્મ્ય શબ્દ ઉપર આપનું ધ્યાન ખેંચુ છું.

આ પ્રમાણે નાટ્યમા સર્વ અભિનય રૂપ હોવુ જોઈએ એ તત્ત્વનો સ્વીકાર કરી અભિનય નો અર્થ કઈક સ્પષ્ટતાથી સમજવા પ્રયત્ન કરીએ અભિ ઉપસર્ગ અને ની ધાતુમાથી બનેલા આ શબ્દને ભરત આ પ્રમાણે ઘટાવે છે 'શાથી જે પદાર્થોને રજૂ કરે છે—ખડા કરે છે તેથી તે અભિનય કહેવાય છે, અને વળી પ્રયોગથી વિવિધ અર્થોને પ્રગટ કરે છે તેથી અભિનય કહેવાય છે' (અ ૮, શ્લો ૬-૭) 'પદાર્થોને સશય રહિત નિર્ણય રૂપે વ્યક્ત કરવા' એ અભિનયનું કાર્ય છે, અર્થાત્ અભિનયનુ મૂળ એ જે પ્રમાણમા પદાર્થને વ્યક્ત કરે છે તેમા છે અગ્રેજી શબ્દો વાપરુ તો, expression—perfect expression—અભિનયનો ઉદ્દેશ છે, આનો સબધ રસનિષ્પત્તિ સાથે છે આચાર્ય અભિનવ ગુપ્તપાદે રસના અનુભવને નિર્વિઘ્ના સવિત—વિઘ્ન વિનાનુ સવેદન-કહીને વર્ણવ્યો છે આ નિર્વિઘ્ન સવેદનનો આધાર અભિનયની અર્થને નિર્ણીત રીતે વ્યકત કરવાની શકિત ઉપર છે—રસનો અનુભવ અભિનયની આ શકિત ઉપર અવલબે છે, ધનજય નાટ્યને રસાશ્રય કહે છે તેનો આનો અર્થ પણ ઘટાવી શકાય

આ ચર્ચાના આધારે ગુજરાતની રગભૂમિનો કોયડો ઉકેલના પ્રયત્ન કરીએ, એક પક્ષે ભજવનારા અને બીજા પક્ષે નાટકના લેખકો એમ જ્યાસુધી બે પક્ષની કલ્પના રહે છે ત્યાસુધી નાટ્યપ્રયોગનો કોયડો ઉકલે નહિ, બે પક્ષોની સમાધાની કરવાથી પણ કોયડો ઉકલે નહિ બે પક્ષ જ ન હોવા જોઈએ એક અભિનયનો જ પક્ષ હોય, અભિનયને સિદ્ધ કરવાનો ઉદ્દેશ—લેખકોનો અને ભજવનારાઓનો હોવો જોઈએ! બન્નેનો ઉપાસ્ય દેવ અભિનય છે વસ્તુસકલના કરનાર લેખકની કૃતિ નાટક નથી, આહાર્ય, સાત્વિક અને આગિક અભિનય સહિત ભજવનારના વાચિક અભિનય રૂપે જ્યારે તે કૃતિ અવતરે છે ત્યારે જ તે નાટક બને છે, તેમ જ ભજવનારના અભિનય કૌશલનુ પ્રદર્શન એ નાટ્ય પ્રયોગ નથી, પણ જ્યારે તે કવિના અર્થને પૂર્ણ રીતે વ્યકત કરે—નિર્વિઘ્ન સવેદન રૂપ રસનિષ્પત્તિ કરે—ત્યારે જ નાટ્યપ્રયોગ બને શાકુન્તલની પ્રસ્તાવનામા—कालिदासग्रथितवस्तुना . नाटकेन-उपस्थातव्यमस्माभि.—એમ સૂત્રધાર કહે છે અર્થાત્ કે નાટક તે નટોનો અભિનયપ્રયોગ છે, કાલિદાસ તો એના વસ્તુનો ગુથનાર છે આ ઉપરથી જણાય છે કે કાલિદાસ પોતાનુ સ્થાન જાણતો હતો નટોના ધ્યેય માટે આધુનિક દાખલો લેવો હોય તો રશિયાઈ લેખક શેખોવની કૃતિ *Sea Gull*ના પ્રયોગનો લ્યો એનો પ્રથમ પ્રયોગ એવો થયો કે શેખોવે ફરી નાટક ન લખવુ એવી પ્રતિજ્ઞા લીધી, અને એ નિષ્ફળતાથી એને મરવા જેવુ લાગ્યુ ? તે જ નાટકનો પ્રયોગ સ્ટેનિસ્લાવ્સ્કી અને ડાન્શેન્કોએ કર્યો અને તેમાથી મોસ્કો આર્ટ થિયેટરનો જન્મ થયો, કે જેણે આખી યુરોપની રગભૂમિને નવુ કલાદર્શન કરાવ્યુ સી-ગલનો નાટ્ય પ્રયોગ સિદ્ધ થયો તે પહેલા કેવી રીતે તૈયારી કરવામા આવી હતી તેનુ સરસ વર્ણન ડાન્શેન્કોએ પોતાના *My Life in the Russian Theatre*મા આપ્યુ છે, તેમા જે રીતે લેખક અને ભજવનારની એકમયતા થઈ હતી તેનું વર્ણન સાભળો

Behind the wings of the theatre, in its very milieu, more and more solidly and more and more definitely there came into being a region.. of the Chekhovian world-perception . Most firmly of

"Only the ablest critics believe that the theatre is really important: in my time none of them would claim for it, as I claimed for it, that it is as important as the Church in the Middle Ages and much more important than the Church was in London in the years under review. A theatre to me is a place "where two or three are gathered together." The apostolic succession from Eschylus to myself is as serious and as continuously inspired as that younger institution, the apostolic succession of the Christian Church. Unfortunately this Christian Church, founded gaily with a pun, has been so largely corrupted by rank Satanism that it has become the Church where you must not laugh; and so it is giving way to that older and greater Church to which I belong: the Church where the oftener you laugh the better, because by laughter only can you destroy evil without malice, and affirm good fellowship without mawkishness."+

રંગભૂમિની કોઈ આવી મહાન કલ્પના જેના જીવનને પ્રેરતી હોય તે જ ગુજરાતમાં નવીન રંગભૂમિ રચી શકશે.

સજ્જનો અને સન્નારીઓ! મેં આપની સમક્ષ નાટ્યનું સ્વરૂપ અને રંગભૂમિનો મહિમા તથા તે ઉપરથી પ્રસ્તુત પ્રશ્નનો ઉકેલ કેટલેક અંશે રજુ કર્યો છે. બીજા અંશો બીજા વક્તાઓ રજુ કરશે, તેની ચર્ચા પણ થશે અને તેમાંથી ગુજરાતની રંગભૂમિની રચના કરવા પ્રયત્નો પણ થશે

આ વિષયમાં સંક્ષેપમાં હું થોડીક સૂચનાઓ આપની વિચારણા માટે રજુ કરું છું:

+ "સારામાં સારા વિવેચકો જ સમજી શકે છે કે રંગભૂમિ ખરેખર મહત્ત્વની સંસ્થા છે. મધ્યયુગમાં ચર્ચનું જેટલું મહત્ત્વ હતું તેટલું જ, અને જે સમયમાં આ લેખો લખાયા છે તે સમયમાં લંડનમાં ચર્ચનું જે મહત્ત્વ હતું તેના કરતાં ઘણા વધારે મહત્ત્વનો, હું રંગભૂમિ માટે દાવો કરતો હતો; બીજા વિવેચકો એ દાવો નહોતા કરતા. મારે મન રંગભૂમિ એવું સ્થાન છે કે જ્યાં 'બે ત્રણ જણા ભેગા મળે છે.' ઈસ્કાઈલસથી તે મારા (બર્નાર્ડ શૉ) સુધીની આચાર્ય પરંપરા, અમારાથી અર્વાચીન ખ્રીસ્તી સંપ્રદાયની પરંપરા જેટલી જ ગંભીરતાવાળી અને સતત પ્રેરણામય રહેલી છે. ખ્રીસ્તી ચર્ચ કે જે એક શ્લેષની મજાકથી સ્થાપવામાં આવ્યું હતું તે કમનસીબે શયતાનીથી એટલું બધું દૂષિત થઇ ગયું છે કે તે અત્યારે એવું ચર્ચ બન્યું છે કે જ્યાં હસવાનો પ્રતિબંધ છે; અને તેથી તે અત્યારે વધારે પ્રાચીન અને વધારે મહાન ચર્ચ કે જેનો હું અનુયાયી છું તેની આગળ પાછું હઠે છે. આ અમારા ચર્ચમાં માણસ જેમ વધારે હસે તેમ વધારે સારું ગણાય છે, કારણકે દ્વેષ વિના અનિષ્ટનો નાશ કરવો હોય તો તે હસવાથી જ થઈ શકે છે; અને હસવાથી જ દંભ વિનાની સાચી મૈત્રી સાધી શકાય છે."

૧. નવી રચના કરવા માટે નવી પ્રેરણાવાળા કાર્ય કરનારાઓ જોઇએ. ગુજરાતમાં સારા નાટક લેખકો છે, અને સારા ભજવનારા છે એવી મારી માન્યતા છે. પણ આ બન્નેને અભિનયના એક ધ્યેયમાં જડી દેવાનું બનતું નથી; તે બને એવા માર્ગો શોધવા જોઇએ.

૨. હાલની ધંધાદારી નાટકમંડળીઓમાં આવો માર્ગ મળે એમ નથી એવો મારો અનુભવ છે; અત્યારની મંડળીઓ જે સમાજના અને કલાના રોગરૂપ છે તેમને મિટાવી દેવાનો પ્રયત્ન કરવો પડશે; પણ એ પ્રયત્ન સમર્થ રંગભૂમિને હયાતીમાં લાવવાથી જ થશે; કેવળ ગાળો દેવાથી નહિ થાય.

૩. ગુજરાતમાં વંશપરંપરાથી ભજવવાની કળા જેમને વારસામાં મળી છે, તેવી કોમ છે; હાલની નાટકમંડળીઓમાં તેમની કલા ભ્રષ્ટ થઇ ગઈ છે પણ તેમને જો સારું વાતાવરણ અને સારાં ધ્યેયો આપવામાં આવે તો તેઓ ઘણું કામ આપી શકે એવા છે. આનો અર્થ એવો નથી કે જેમની વંશપરંપરામાં આ કળા નથી એવા બીજા યુવાનો કે યુવતિઓને બહાર રાખવાં. આ તો આપણી પાસે સુભાગ્યે જે સાધન છે તેનો ઉપયોગ કરવા પૂરતી જ સૂચના છે. વાસ્તવિક રીતે બન્નેને ભેગા કરવામાં આવે તો વારસદારોને નવી પ્રેરણા મળે અને નવીનોને અભિનયની કારીગરીની તાલિમ મળે.

૪ અહીં આપણા શોખીનોના પ્રયત્નો વિષે એક સૂચના કરવી ઉચિત ધારું છું. હાલમાં યુવાન-યુવતિઓમાં કંઇક એવી માન્યતા પ્રસરતી હોય એમ લાગે છે કે ચાળા કરવાથી દરેકને અભિનય આવડી જાય છે; તેઓને એ ભાન નથી કે સંગીતઆદિની જેમ અભિનય એ શ્રમસાધ્ય કલા છે; તેમાં પ્રતિભા અને અભ્યાસ બન્ને આવશ્યક છે. આ વિષે આ ઉત્સાહીઓને સ્ટેનિસ્લાફસ્કીનો *My Life in Art* નામનો ગ્રંથ વાંચવાની ખાસ ભલામણ કરું છું. અને શોએ એમેચ્યુર્સ ઉપર જે આક્ષેપ કર્યો છે તે ઉપર તેમનું ધ્યાન દોરું છું: "Alas! at this amateur performance, at which there need have been none of the miserable commercialism compulsory at the *regular theatres, I suffered all the vulgarity and absurdity of that* commercialism without its efficiency" ( vol I, p. 28 ). આપણા શોખીનોના પ્રયોગોમાં પણ આ દક્ષતાનો અભાવ, અને ધંધાદારીપણાની ગ્રામ્યતા દેખા દે છે!

૫ જેમ એક બાજુએ નવા અભિનેતાઓ કેળવવાની જરૂર છે તેમ બીજી બાજુથી પ્રેક્ષક વર્ગને પણ નવી અપેક્ષાઓ રાખે એ રીતે કેળવવાની આવશ્યકતા છે

૬. આ બને પ્રયોજનો સિદ્ધ કરવા, નવી રંગભૂમિ હયાતિમાં આવે તે માટે તે પહેલાં, નાટ્યવિદ્યામંદિર સ્થાપવું જોઇશે. નાટ્યનો વિષય એવો છે કે તેના માટે જે વિદ્યામંદિર સ્થાપવામાં આવે તે સાચા અર્થમાં Arts College બને. નાટ્યકલાના શાસ્ત્ર, ઇતિહાસ અને પ્રયોગ શિખવવા માટે જે સંસ્થા સ્થપાય તેમાં અનેક વિદ્યાઓના શિક્ષણને સ્થાન મળે પ્રારંભમાં કહેલો ભરતનો શ્લોક આપ યાદ કરશોઃ કોઈ એવું શિલ્પ નથી કે કોઇ એવું જ્ઞાન નથી જેને નાટ્યમાં સ્થાન ન હોય. ઉ. ત ગીત, વાદ્ય અને નૃત્ય; ચિત્ર અને તેજ છાયાનું વિધાન અને સ્થાપત્ય; સાહિત્ય અને કવિતા; ચિત્તશાસ્ત્ર; ઇતિહાસ અને પુરાણનું

જ્ઞાન; નાટક સાહિત્યની રચના અને તેને અભિનેય કેમ કરવું તેનું શિક્ષણ. આ અને એવા બીજા વિષયોનું જ્ઞાન મુખ્યતયા વિદ્યાર્થીને નાટ્ય માટે તૈયાર કરે. પણ સાથે સાથે તેની બુદ્ધિને વિશાળ બનાવવામાં અને તેની રસવૃત્તિને કેળવવામાં મદદગાર થાય. આવા કોઈ મંદિર વિના ગુજરાતમાં સમર્થ રંગભૂમિ હયાતીમાં આવે એમ લાગતું નથી. પ્રેક્ષકવર્ગને કેળવવા માટે પણ આવું નાટ્યમંદિર જરૂરનું છે; જો કે તે ઉપરાંત નાટ્યકલાના બોધક વિવેચનની વધારે જરૂર છે.

સજ્જનો અને સન્નારીઓ! વિદ્યામંદિર કે ધર્મમંદિર કરતાં નાટ્યમંદિરનું ઓછું સ્થાન કલ્પશો નહિ. અત્યારે એવું નથી તે હું કબૂલ કરું છું. કાલિદાસે જે નાટ્યને દેવોનો કાન્ત ક્રતુ (યજ્ઞ) કહ્યો છે તેને તમે ભ્રષ્ટ થવા દેશો? જે નાટ્યને શંકર પાર્વતીએ પોતાના એક દેહમાં બે રીતે વિભક્ત કર્યું તેને હલકુ પડવા દેશો? છેવટે તો–જેમ રાજ્યતંત્ર માટે કહેવાય છે તેમ રંગભૂમિ માટે પણ કહેવાય છે કે જેવા લોકો હશે તેવી રંગભૂમિ તેમને મળશે!

અત્યારની રંગભૂમિ આપણી આબરૂને બટ્ટારૂપ છે.

આપે મને પ્રથમ બોલવાની તક આપી તે માટે આપ સૌનો આભારી છું*.

* તા. ૪-૧૨-૩૭ના રોજ રંગભૂમિ પરિષદ પ્રસંગે આદિ પ્રવચન રૂપે પ્રેમાભાઈ હૉલમાં આપેલું ભાષણ.

# બૂટ પાલીસ વાળાને

'પુનર્વસુ'

ડબ્બી બે ચાર કોબ્રા કે કીવી ચેરોટની લઈ,
ઘસાઈ છોતરાં જેવાં થયેલાં બ્રશ બે ગ્રહી,
પગથાર પરે બેસી "સા'બ પાલીસ" બોલતા
તને જ્યાં નિરખ્યો ત્યાં તો અધીરી મુજ કલ્પના
આભને પાટ ઊડીને, પતંગોથી ઘુમી રહી.

મને થયું : ડુંગરપેટ વીંધી,
ખીણો મહીં ને વનવાટમાં થઈ,
જતી હશે એકલ કોક કેડી
તારા ગૃહે, જ્યાં રૂપસુન્દરી કો,
લપેટીને યૌવન ચીંથરામાં,
ખોળે રમંતા નિજ બાળકેરાં
નેત્રો વિશે તારી છબી નિહાળતી
હશે, અને દૂર સુદૂર ચાલ્યા
ગયેલ તારાં સ્મરણો જગાડતી,
હશે રહી એકલ કાળ ગાળતી.

અને થયું : ફૂલફળે લચી રહી,
વનો તણા વૈભવથી લહેરતી,
પહાડને પ્રસ્નવ રે'તી ઊભરી,
વસુન્ધરા તારી ગઈ વસૂકી ?
કે બાળ તું તે અફઘાન ભોમનો,
તાજા નવા યૌવનથી તગી રહ્યો,
તજી દઈ બંદુક હાથમાંની,
અને તજી ડુંગર ભોમકાનાં
ખેડાણ સૌ પૌરુષથી ભરેલાં,
નવોઢ તારી રમણી તજીને,
(અને હશે વૃદ્ધ કદાચ તારા
માતા પિતા : ભાંડુ હશે ય નાનાં,

તેને બધાંને ય હશે તજ્યાં તેં :)
આવ્યો અંહી દૂર અજાણ દેશમાં.

(મળી મળીને ય મળે તને શું ?
કરી કરીને દિનભેર વૈતરું,
જોડા કરી પાલીસ લોકલોકના,
પાશેરનું પેટ તું પૂરતો હશે !) ૩૩

ને એટલામાં જ રહ્યો ભભૂકી
પ્રકોપ મારો જડ યન્ત્ર જેવાં,
સમાજનાં તંત્ર સમસ્ત સામે. ૩૬

નઠોર શી આ જગકેરી યોજના,
સશકત યે જ્યાં દિનરાત વૈતરું
કરે છતાં પામર પેટ કેરો
ખાડો રહે છે નિતનો અધૂરો ! ૪૦

ને ધાન પાશેર જ પામવાને,
જવું પડે માનવને અજાણ્યા
પ્રદેશમાં, જ્યા ઉર ઠારવાને
ખૂણો ય ખાલી નહિ પામવાનો. ૪૪

સાહેબી કરવાને વા લક્ષ્મીનાં વ્હેણ વાળવા,
ઓળંગી સાગરો આવે દેશાન્તર થકી પ્રજાઃ
તે તો સૌ સમજે; કિન્તુ મૂઠી ધન જ પામવા
માનવી બાળને જવું પડે આમ વિદેશમાં,
ધંધો સ્વીકારવા આવો ? ખૂટ્યાં શું ધાન્ય દેશનાં ? ૪૯

ચગી'તી કલ્પના મારી તને ન્ય્હાળી ખરેખરી,
રાજમાર્ગે ઉભો તો યે ગયો હું જગ વિસ્મરી.
ને મારાં નેણની પાસે કતારો ત્યાં થઈ ખડી,
દલિતો, શોષિતો કેરી આવતી ઠેરઠેરથી. ૫૩

છોકરા લૅાજવીશીના, મજૂરો, ઘાટીઓ તથા
લૅારી ને રેંકડીવાળા, ચંપીવાળા, અસંખ્ય આ
હમાલો, કારકૂનો ને ગુમાસ્તા, શિક્ષકો તણી,
મદ્રાસી, ગૂજરાતી ને મરાઠીમાં વહી રહી,
વાણી અન્તરની, ધારી વ્યથા કોઈ જ કારમી. ૫૮

અધીર મારા ઉરમાં થતું ત્યાં,
ચૈતન્ય મારું હું અશેષ વાપરી,
છેલ્લી કણી યે મુજ આત્મની દઈ,
પેટાવું હું પાવકઝાળ આફરી.
જે ઝાળમાં આ દુનિયાં તણા સૌ
મિનાર મોટા નભચુમ્બી મ્હેલના,
સૌ ભૂંગળાં મીલતણાં, અને આ
સૌ સાધનો સંસ્કૃતિચિહ્ન જેવાં,
આ વીજગાડી, બસ ને વિમાનો,
આ શબ્દ ને સૂર તણાં જ વાહનો,
બધાં બની જાય જ ભસ્મસાત. ૬૯
ભલે પછી જાય બળી જ સાથે,
દરિદ્રની ઝૂંપડીઓ ય રંક. ૭૧

યુગો પછી જો જગ જન્મશે ફરી,
યુગો સુધી આણ હશે નિસર્ગની,
ને તે થશે માનવમુક્તિની ઘડી. ૭૪

વેગેથી વમળે મારી નાવડી નાચતી હતી,
ત્યાં તો "સા'બ" તણા શબ્દે ઝબકી આંખ માહરી. ૭૬

નિરખી તું રહ્યો'તો ત્યાં ભરી આંખે કુતૂહલો,
"સા'બ"ને—ચિન્તને ડૂબ્યા, દયા ખાતા અજાણને. ૭૮

પૈસો આપી તને, જોતો રાહ ઊભો હું ટ્રામની,
ત્યાં તો તું ગોઠવી તારી ડબ્બી ને બ્રશ, ચેતવી
સીગારેટ, મંડ્યો વાતો કરવાને હસી હસી
તારા સૌ સાથીઓ સાથે, મંડળી પગથારની
ઊડી આનન્દમાં, જોતી રાહ કો અન્ય "સા'બ"ની. ૮૩

દયા તારી ખાઉં? લઘુ ય તુજ કાર્યે સભર તું
મઝા લૂટે તેની કયમ કરી દયા ખાઈ જ શકું?
દયા ખાતો મારા અબળ ઉરની હું તહીં ઊભો,
ન જે હૈયે પીધો જીવનરસનો એક ઘુટડો. ૮૭

દયા ખાવાનો એ અવસર ભલેને મુજ ગયો,
મને સાચી દૃષ્ટિ મુજ તરફની એ દઈ ગયો. ૮૯

# ગુનેગાર

[ દૂબળાઓનાં જીવનની હાડમારીઓનું
તાદ્દશ ચિત્ર ખડું કરતી નવલિકા ]

( ૫ )

"આરોપી દોષિત" જુરીએ એકમતે જાહેર કર્યું.

"પંચ બોલે તે પરમેશ્વર." જજસાહેબ જુરી જોડે સમત થયા. એ સમતિ માટે કોઈ નવાઈ પામ્યું નહિ.

આ માટે બંધ રહેલી કોરટ હમણાં જ શરૂ થઈ છે. જજસાહેબ ટટાર શરીરે બેઠા છે. એક હાથ નાક ઉપરના ચશ્મા સીધા કરવામા રોકાયો છે. બીજો હાથ જજમેન્ટનાં પાનાં ઉઘાડબંધ કરી રહ્યો છે.

સાહેબે જજમેન્ટ વાંચવા માંડયું.

પ્રેક્ષકો શાન્ત થઈ ગયા, વકીલમંડળના કાન સરવા થયા.

એ વાચનમાં છટા હતી.

એ છટા પર વિદ્વાન વકીલો તાજુબ થયા—મોહી પડયા.

એની ભાષામાં મીઠાશ હતી.

એ મીઠાશના શબ્દે શ્રોતાવર્ગનાં ગળા કાનવાટે ગળ્યાં થવા લાગ્યાં.

એ લખાણની શૈલી સુંદર હતી.

એ ભાષાસૌષ્ઠવ પર છાપાના રિપોર્ટરો વારી જવા લાગ્યા.

લીટીએ લીટીએ નાટક ખીલતુ હતુ. પણ અરે, નાટકનો નાયક ક્યાં છે?

નાયક? એ તો એ...બેઠો આરોપીના પિંજરામાં.

આ નાટક નવી જાતનુ હતું. એમા નાયકે પોતાનો પાઠ મૂંગે મૂંગે જ ભજવવાનો હતો.

નાટયશાસ્ત્ર કહે છે "નાયક ધીર હોય છે."—આ નાયક પણ ધીર હતો,—ધીરો હતો; અધીરાઈ કરતાં એને આવડતી ન હતી. "નાયક શાન્ત હોય છે."—આ આરોપી શાન્ત હતો; સભાગૃહના ભભકાથી તે ગભરાઈ ગયો હતો, તેની દશે ઇંદ્રિયો બધીર બની ગઈ હતી, તે ફાટી આંખે તાકી રહ્યો હતો; વકીલોની ગોલાલડાઈ, સાક્ષીઓની ઉલટપાલટ તપાસ વગેરે વગેરેમાંનું કંઈ પણ તેને સમજાતું ન હતું.

જજમેન્ટ વંચાતું ચાલ્યું. આરોપની બીનાએ બીનાએ પ્રેક્ષકવર્ગ ઊંચોનીચો થતો હતો. હતાશ હરણ જેવા આરોપીને તેમની વાઘ જેવી આંખો આખો ને આખો ગળી જવા ઇચ્છતી ન હોય એવી કડક બનતી હતી.

પ્રેક્ષકવર્ગમાં આવડી મોટી અકળામણ ઉપજાવી શકે એવો એ અપરાધ હતો. આજ સુધી ન સાંભળેલી ને ન કલ્પેલી એવી એ બીના હતી. આંખોએ અંધારી બાંધી નીચી મુંડીએ ઘાણી ખેંચતા ઘાંચીના બળદે શિંગડા ઊંચક્યાં હતાં. ગુલામે માલિકની મરજાદ મોડી હતી. પગ તળે દબાયેલી ધૂળ વંટોળે ચડી માથે બેઠી હતી.

એ શું હતું?

મજૂરે માલિકને 'મહાવ્યથા' પહોંચાડી હતી માધિયા દૂબળાએ કહાનદાસ પટેલનો ખરડો હળવો કર્યો હતો!

આ નજીવી બીના માટે આવડો ઊહાપોહ?

પણ કોણે કહ્યું કે આ વાત નજીવી છે? પટેલની મરજાદા મોડાઈ હતી. એ અપમાન માત્ર પટેલનું ન હતું, એ આખા ગામનું હતું—સમસ્ત સમાજનું હતું. વંશપરંપરાથી વારસામાં મળેલી શાસ્ત્રસંમત, સરકારસંમત વ્યવસ્થાનો એમાં ભંગ હતો એ સાંખી લેવાય? બળવાના પહેલા ચણગા ઉપર જ ઠંડા પાણીથી ભરેલો ઘડો ઢોળવો જોઈએ.

જજમેન્ટમાં લખ્યું હતું:

વાદી–ફરિયાદી–કહાનદાસ પટેલ.

જાતે પાટીદાર, ઉમ્મરે આધેડ, ધંધો ખેડૂત, ફરિયાદ 'મૂઢમાર'

ફરિયાદ કરવા જેટલા 'મૂઢમારે' ઘવાયેલો પટેલ દેખાતો તો સાજોતાજો, વાઘ જેવો, છતાં વગર શકાએ દરેકે માની લીધું કે પટેલને માર પડ્યો છે.

પ્રતિવાદીના વકીલે પણ ઉલટપાલટ જુબાનીમાં એ વસ્તુની છેડતી કરી નહિ. કારણ દીવા જેવું ચોખ્ખું સરકારી દાક્તરનું પ્રમાણપત્ર કહેતું હતું કે પટેલને માર પડ્યો હતો. પટેલના શરીર પર ભલે આજે એ મારના ડાઘ, સોળ કે ઉઝરડા જોવામાં નથી આવતા. એની ખોજ કરવા જવું નિરર્થક હતું. દાક્તર સર્ટિફીકેટ જૂઠું લખે જ નહિ. એ દાક્તરી દાખલાનો કાગળ સરકારી મહોરવાળો હતો. એ લખાણને છેવાડે દાક્તર સાહેબની સહી હતી. એ સહીને દસબાર અક્ષરોનું પૂછડું હતું તેથી જ એ લખાણ બ્રહ્માક્ષર હતું. એ લખાણમાં એકવાર લખાય કે અમુક આદમી દેવલોક થયો છે તો તે આદમી જીવતો છતાં મરેલો મનાય છે. પટેલને એ દાખલો લેવા દસબાર કલદાર પોરિયા આઘાંપાછાં કરવાં પડ્યાં હશે. એટલે એ સર્ટિફીકેટ ખોટું ઠેરવાય જ કેમ?

જજમેન્ટવાચન આગળ ચાલ્યું:

પ્રતિવાદી માધિયો મંગલો.

જાતે દૂબળો–દહાડીઓ, ઉમ્મરે જુવાન, ધંધે હાળી–ગુલામ, બચાવ મૌન.

એ મૌનને વકીલે ગુનાની કબૂલાત માની, જજસાહેબે અપરાધનો સ્વીકાર ગણ્યો, લોકોએ એ પર સાથે ટીકા કરી. "ગુલામીનો 'સ્વધર્મ'–કુળધર્મ તજી આઝાદીના ભયાવહી 'પરધર્મ'–પાખંડને આશરે જનારની એવી જ દશા થવી જોઈએ. બોલની હવે મોં કેમ સીવાઈ ગયું છે?"

એ ગુલામીના કુળધર્મની વાર્તા લાંબી છે તેના ઊંડાણમાં ઊતરવાની જજસાહેબે જરૂર ના જોઈ. એઓશ્રીએ તો પુરાવાએ સાબિત થયું તેને સાચું માન્યું. અને એ સાબિતી ઉપર મદાર બાંધી જરાય આત્મડંખ વિના તેમણે વિદ્વત્તાપૂર્ણ જજમેન્ટની ઇમારત રચી.

આરોપીએ કેફિયત કરી હોત તો કદાચ જજસાહેબ સજા કરતી વખતે વિચાર કરી જોત. પણ માધિયો મંગલો પહેલેથી છેલ્લે સુધી કંઈ બોલે તો ને? એ મનમાં ને મનમાં ગૂંચવાતો, મૂંઝાતો, પણ એને બચાવ માટે એક પણ વાક્ય બોલતાં આવડ્યું નહિ એ બોલ્યો હોત તો એનું બચાવનામું લાંબુલચ થયું હોત. આ રહ્યાં એ સંભવિત બચાવનામાનાં થોડાંક પાનાં:

ગામડાંઓમાં ધરતી ઉપર મરઘાઓ અને આકાશમાં ઉજળીઓ તારા બધાથી પહેલાં જાગે છે. માધિયો એમનાથી પણ પહેલો ઊઠતો. સુખી લોકો વહેલા ઊઠે તો પ્રથમ પડખામાં ઊંઘતી પત્નીના વદનકમળ પર આંખ ઠેરવે છે કે નજીકમાં સૂતેલાં બાળકોને બચી કરે છે. માધિયાને એવી બે ઘડીની મોજ માણતાં આવડતી નહિ ઊઠતાં વેંત જ રોજના ટેવાયેલા તેના પગો ધણિયામાના ઘર તરફ વળતા. આંખ ઉઘાડતાં તેને યાદ આવતું કે કોઢારમાં ઢોરઢાંખર ચારાપાણી માટે અધીરાં બન્યાં હશે.

કોઈ પટેલને પૂછતું: "કહાનભાઈ, ઓણુસાલ કેટલી જાર પાકી?"

પટેલ માથુ ખજવાળતા, કહેતા: "માધિયાને પૂછુ ત્યારે.

પાડોશીઓ પટેલ પાસે ખેતીનાં ઓજારો ઉછીનાં લેવા આવતા. કયું ઓજાર કયાં હશે તે પટેલ જાણતા ન હોઈ આખરે માધિયાને બોલાવ્યા વિના એ કામ પાર પડતુ નહિ.

આવી નાનીમોટી દરેક વાતથી પટેલ અણજાણ રહેતા. ખેતીના કામમાં માથું મારવાની તેને જરૂર પડતી નહિ. માધુએ આખી જવાબદારી ઉપાડી લીધી હતી. પટેલનો વખત હુક્કાપાણી અને પંચાતના કારભારમાં પૂરો થતો પટેલ જેવા જમીનદારો માનતા હોય છેઃ "અમે જ ખેતી કરશું તો આ હાળીઓ શુ કરશે?" માધુ જાતવાન બળદ પેઠે ખેતીની ઝુંસરી વહ્યા કરતો. ખેતરપાધરનાં લીલાં કરસણોને વાચા હોત તો તેઓ બોલત કે તેમનો માબાપ માધુ જ હતો પટેલનાં ગાયબળદો પણ પટેલને નહોતા ઓળખતાં, તે બધાં માધુને જોઈ મલકાઈ ઊઠતાં; કારણ માધુ જ તેમને ખવડાવતો, નવડાવતો અને પપાળતો હતો.

રાજીખુશીથી વહોરી લીધેલી આ વેઠના બદલામાં માધુને શુ મળતુ? વણઝારાની પોઠમાં દાણાપાણી વહેનાર ઊંટને ખાવા માટે કોઈ દિવસ દાણોપાણી મળે છે? ના, એ ઊંટોને ધૂળ ચાટી કે ઝાડપાંદડાં કરડી પેટ ભરવું પડે છે! માધુને મળતુ મહેનતાણ પણ આવું જ હતું. બારબાર કલાકના વૈતરાની મજૂરીમા બશેર જાર કે ચાર શેર ડાંગર નગદ રોકડે મળતાં, અને વળી વધારામાં કોદરી કે કણકીનું સવારિયુ ભોજન અને બાજરીબાવટાના રોટલાનુ બપોરિયું ભાથુ એ દરમાયો દરેક હાળી વગર ફરિયાદે પેઢીઓ થયા સ્વીકારતો આવ્યો છે. તેના ઉપર બજારની તેજીમંદીની અસર પહોંચતી નથી.

આવા સત્ત્વહીન ખોરાક છતા એ લોકો તદુરસ્ત રહી શકે છે એનું પ્રથમ કારણ એમની અલ્પમાં સંતોષ પામવાની જીવનવૃત્તિ છે, અને બીજું કુદરતને ખોળે એમનો વસવાટ છે. એઓ ગામને સીમાડે ઝૂંપડાઓ બાંધી વસે છે. ઝાડપાલા અને વાઘવરૂઓ જોડે એમની દોસ્તી છે એ લોકો માંદા પડે ત્યારે તેમને મોટીમોટી ફીવાળા દાકતરો કે મોંઘીમોઘી માત્રાવાળા વૈદોની જરૂર પડતી નથી. ભુવાભગતના દોરાધાગા અને ધૂણીનો ધુમાડો એ લોકોના ઘણા રોગો ઉપર અકસીર નીવડે છે. અલૌકિક દુનિયામાં શિષ્ટ સમાજે અનાર્ય–આદિવાસીઓને બહિષ્કૃત કર્યા હોય છે. એથી જ કદાચ પારલૌકિક હડધૂત ભૂતપ્રેત અને ઈહલૌકિક હડધૂત હાળી–દૂબળાઓ વચ્ચે મૈત્રી હશે! દૂબળાઓની ધર્મભાવના અને ધર્માચરણ આવા દેવોની આસપાસ પ્રવર્તી રહે છે.

વર્ષોથી આવી વફાદારી અને એકનિષ્ઠાથી વેઠ કરનાર માધુએ કહાનદાસ સામે માથુ ઊંચકયું એ વાત પ્રથમ પ્રથમ તો કોઈ પણ માની શકશે નહિ. સાસુવહુઓની મારામારી હમેશાં એકપક્ષી હોય છે. એ બંનેમા માર ખાનાર સદાસર્વદા વહુ છે એની કોણ ના પાડશે?

એ જ રીતે હાળી–ધણિયામાની બોલચાલમાં ગાળ ખાનાર, લાતોનો સ્વાદ ચાખનાર હરહંમેશ હાળી જ હોય છે. વરસાદનાં ફોરાં મોંએ અડ્યાં પછી નેવાણી તરફ઼ ઢળવાનું છોડી ફરી આકાશ તરફ઼ ઊડે તે માની શકાય, પણ આ વાત માની નહોતી શકાતી કે ગુલામ માધુએ માલિક ક્હાનદાસને 'મહાવ્યથા' પહોંચાડી છે!

ટીપે ટીપે સરોવર છલકાયું હતું, કાંકરે કાંકરે બાંધેલા બંધારા તૂટી પડ્યા હતા. આકસ્મિક સંજોગો અને પ્રસંગોએ આ પરિસ્થિતિ જન્મી હતી. જ્વાળામુખી ફાટવા અગાઉ ધરતીના પેટાળમાં અનેક વર્ષો સુધી હ્લાવાની આગ ધૂમાઈ ધૂમાઈને ધીગે છે. માધુનું જીવનપરિવર્તન પણ એ પ્રમાણે ક્રમે ક્રમે વિકસ્યું હતું

યુરોપમાં જાદવાસ્થળીનો દાવાનળ ભભૂક્યો ત્યારે તે રાક્ષસી ખપ્પરનો ભોગ જોગવવા ગામેગામ પડો વાગ્યો હતો. રંગરૂટોએ ગામેગામથી સશક્ત શરીરવાળા દૂબળા લોકોને વણી વણી બસરે મોકલ્યા હતા દરિયાઇ કાળાપાણીની પેલીપારની પરદેશી હવા ચાખીને આ લોકો જ્યારે પાછા સ્વદેશ આવ્યા ત્યારે તેમની જોડે તે તરફ઼નો પવન પણ ગામડે ગામડે પહોંચી ગયો. રણમેદાનમાં જીવનું જોખમ વધારે હોઈ પગાર મોટો હતો. એ મોટા પગારમાંથી બચેલાં નાણાંને પ્રતાપે ઘણા દૂબળાઓ ધણિયામાના દેણામાંથી મુક્ત થયા. ક્હાનદાસ પટેલે માધુને બસરે જવા દીધો ન હતો. તેણે પાણી પહેલાં પાળ બાંધી હતી. પણ કુદરતે એની અગમચેતીની નકામી કરી મૂકી બસરે ગયેલો માધુનો એક પીતરાઈ લડાઈમાં માર્યો ગયો. સરકારી દફ્તરે જમા થયેલો એનો પગાર માધુને વારસામાં મળ્યો. માધુએ બધાની દેખાદેખી ક્હાનદાસનું દેણું પાઈએ પાઇ ચૂકવી આપ્યું આમ માધુ છૂટો થયો. જોકે હજુ તેણે પટેલના ઘર જોડેનો અસલી સંબંધ છોડ્યો નહિ જાણે કંઈ જ બન્યું ના હોય તેમ તે પટેલને ઘરે મજૂરી કરવા જતો હતો. પટેલના વડવાઓના અન્ને પોષાયેલાં માધુના બાપદાદાનાં લોહી માધુની નાડીમાં વહેતાં હતાં એનું બુદ્બુદ પટેલકુટુંબ પ્રત્યે વફાદારીનું ગાન ગાતાં. પિંજરામાં પુરાયા રહેવાયેલા પોપટને છોડી મૂકો તો પણ ઘડીએકડી છૂટો ફરી તે પાછો પિંજરામાં પુરાવા આવે છે. ગામના સાર્વજનિક ઉપયોગ માટે મૂકેલો સાંઢ દર સાંજે પોતાના જૂના માલિકના અધિકાર કોઢારમાં બંધાવા આવે છે. લાંબા વખત સુધી ગુલામ રહેલી પ્રજાને ગુલામી પ્રત્યે મમતા જન્મે છે એ મમતા સહેજે છોડી શકાતી નથી.

આ બસગામીઓ કાયદેસર છૂટા થયા હતા. તેઓ હવે પોતાની મુન્સફીના માલિક બન્યા હતા. જમીનદારોનો તેમના ઉપરનો જૂનો અધિકાર રહ્યો ન હતો. એ વાત ગામની ઉજળીપરજને રુચતી ન હતી. વળી છૂટાપણાના પવને એ લોકોનાં જીવનનાં ઘણાં ક્ષેત્રોમાં પ્રવેશ કર્યો હતો. છૂટી મજૂરીએ જતા તેઓ બે પૈસા કમાતા. હાથમાં રોકડી રકમ આવતા દરેક માણસ તેને પ્રથમ શરીરના સુખ માટે વાપરે છે. એ છૂટા દૂબળાઓના સિદ્ધેહાલ કંગાળ હાલ બદલાવા લાગ્યા. મેલાંઘેલાં ને સતર થીગડાંવાળાં લુગડાંની જગ્યા સાફ રંગીં અને ઉજળાં એવાં કપડાંએ લીધી. વળી હવે તેઓ રોજ રોજ નહાતાં શીખ્યા. તેમનાં છોકરાંઓ નિશાળે જવા લાગ્યાં. મજૂરી ઓછી હોય તો જમીનદારને ઘેર કામે જતા તેઓ ના પાડવા લાગ્યા. દલિત પ્રજાની આ ધૃષ્ટતા માલમર પ્રજાને રુચી નહિ. એ પરિસ્થિતિ તેઓની આંખમાં પથ્થરની કસ્તર ખૂંચે તેમ ખૂંચવા લાગી. આમપણે આ બગાવાને મૂળમાં જ ડાબી દેવાનો ઠરાવ કર્યો. માધુના છૂટા થયા પછી પેલીનો બધો બોજો ક્હાનદાસ પટેલ ઉપર લદાયો

હતો. પટેલનાં ખભા એ ભાર વહન કરવા ટેવાયા ન હોઈ ખેતીમાં પાકનો ઉતાર ઘટયો, કોઢારમાં ઢોરોની માવજત ઘટી અને કોઠીખાજરાં જ્યારથી ભરેલાં હતાં તે અધૂરાં થવા લાગ્યા. આમ આ નૂતન પવનના સપાટાએ કહાનદાસ પટેલની પટલાઇની ઇમારત ડગમગી ઊઠી હતી એટલે ગામપંચના ઠરાવો ઘડવામાં અને તેનો અમલ કરાવવામાં તેણે આગેવાની લીધી.

દૂબળાઓ જડસુ રહે તે ગામને કબૂલ હતુ, કેમકે કાળીપરજોમાં અજ્ઞાન ન હોય તો ઉજળીપરજોના વૈભવવિલાસ જોતજોતામાં હતા નહતા થઈ જાય. દલિત પ્રજા દારૂતાડીની બદીમાં પાયમાલ બને છે એની પણ શિષ્ટ પ્રજાને સૂગ નથી, કારણ નશાખોરીમાં જેમનો આત્મા અધમૂવો થયો છે તેમને જ ગુલામી ડંખતી નથી નોકરો મેલાઘેલા રહે તેની પણ માલિકોને પડી નથી. પણ જો તેઓ ઊજળા દૂધ જેવા કપડાં પહેરે તો દરેક શેઠ ભૂત જોયો હોય તેમ ભડકી ઊઠે છે ગધેડા પણ ઘોડાઓની માફક રાજવંશી રીતે સાફસૂફ રહે એ વાત કુંભારોને કયે દહાડે ગમી છે? એથી જ જે ગામપંચ હાળી દૂબળાના દુર્ગુણોને ઉપેક્ષાની નજરે જોતું હતુ તે આ બસરાગામીઓની જાગૃતિથી ચમકી ઊઠયુ. બળવાના વૃક્ષના અંકુરોને ઊગતા જ દાબી દેવા તેણે કમ્મર કસી.

*

સવારનો વખત છે. ફળિયામાં હળગાડા જોડવાની તૈયારી ચાલે છે માધુ પટેલના ઘરે કામે આવ્યો હતો તે કોઢારમાંથી બળદોની જોડ લઈ બહાર નીકળ્યો. પટેલ ઓટલા ઉપર વિચારમગ્ન બેઠા હતા એવામાં સામેથી બાબરો વાળંદ પસાર થયો પટેલના મગજમાં વીજળી વેગે એકાદ વિચાર ચમકી ગયો. "બાબરા, અહીં આવ." પટેલનો હોકારો સાંભળી બાબરો પાસે આવ્યો "તારા અસ્રો કાતર સાથે જ છે કે?"

વાળંદની હજામતની પેટીમાં અસ્રો કાતર ન હોય એવી અસંભવિત શંકા પટેલના મનમાં ઉપજેલી જોઈ બાબરો નવાઈ પામી બોલ્યો.

"હા માબાપ"

માધુ આ સંવાદ સાંભળી રહ્યો હતો પટેલની કરડી નજર તેના તરફ ફરી.

"માધવ, અહીં આવ!"

પટેલના હુકમો યંત્ર પેઠે પાળવા ટેવાયેલો માધુ બળદોને એક બાજુ પર બાંધી ઓટલા તરફ આવ્યો. આવતાં વેંત જ લાબીટૂંકી કોઈ પણ જાતની પૂછપરછ કર્યા વિના ગરોળી ઓચિંતી કરોડિયાને પકડે તેમ પટેલે માધુના માથા પરની બાબરી પકડી હમણાં થોડાક મહીના થયાં માધુએ ઝુલ્ફાવાળા વાળ વધાર્યા હતા. સવારના નાવણધોવણ બાદ એ બાબરીમાં ગરીબોનુ 'કેશરંજન તેલ'—દીવેલ સિંચાતુ. અને દીવેલનો સ્નેહરસ પી પી એ બાબરી બાગાયત ખેતરોમાં વગર મોસમે ઉગેલાં નાદરવા પેઠે ખીલતી હતી. ઓચિંતા હુમલાથી ગભરાઈ ગયેલા માધુને શું થઈ રહ્યું છે તેનું જ્યારે ભાન થયુ ત્યારે તો વાળની એ વનવાડીમાં આડાંઅવળા ભંગાણુ પડી ચૂકયાં હતાં. આદરેલા એ 'શુભકાર્ય'ને અધૂરું રહ્યુ ત્યાંથી બાબર વાળંદે ઉપાડી લીધુ.

માધુને રડવાનો ડૂમો આવ્યો, છતાં આંખમાંથી એકે આંસુ ટપકયુ નહિ. કદાચ અંતરની મૂંગી હાયવરાળે તેનાં ઝરણા મૂળસ્થાનમાં જ શોષાઈ ગયાં હશે. વ્યક્તિસ્વાતંત્ર્ય પર તરાપ મારવાની આવી ઘટનાઓની ગામડાગામમાં નવાઈ નથી. ગામેગામ કુળવાન, ધનવાન અને

ધર્મવાન શિષ્ટ લોકો જાણે નાનકડી પાદશાહી ભોગવતા હોય છે એ સુલતાનીનાં ખપ્પર ગરીબનાં, દલિતનાં અને હડધૂતના સ્વાતંત્ર્યના બલિદાન વગર ધરાતા નથી. એ અત્યાચારોની રાવ નથી, ફરિયાદ નથી. સરકારે તે તરફ ઉપેક્ષાવૃત્તિ કેળવી છે. માધુના વાળથી શરૂ થયેલો કેશયજ્ઞ બેચાર દિવસ અખંડ રીતે બળતો રહ્યો એ અગ્નિની જ્વાળામાં સમસ્ત કાળીપરજની બાબરીની હોળી થઈ. રાજા પરીક્ષિતના તક્ષક યજ્ઞ જેવો જ નિર્દોષભક્ષી એ યજ્ઞ હતો. ગામપંચના એ આપખુદ વર્તન સામે દૂબળવાળે એકાદ આંગળી પણ ઊંચી કરી નહિ. ગુલામી જેની રગેરગમાં પચી ગઈ છે તેને માથુ ઊંચકતાં આવડતું જ નથી. ખાસડાનો માર પણ એ પ્રજા નીચી મૂંડીએ જ ખમી લે છે. ધણિયામા ઉપર જ હાળી લોકોનો જીવનગાળો અવલંબેલો છે. ગામડાંની આર્થિક વ્યવસ્થામા ચાલુ રગશિયા ગરેડમાંથી અલગ ચાલનાર માટે જીવનનિર્વાહ અઘરો થઈ પડે છે.

પંચે પોતાના ઠરાવો એક પછી એક અમલમા મૂકવા માંડ્યા. લોહીના ચાખેલ વાઘની દાઢ વગર શિકારે કરડવા લાગે છે. લગનગાળાની મોસમ હતી. સુખી લોકો 'પ્રભુતામાં પગલાં' માંડતાં હતા ગરીબો ગુલામીની હાંસડી ગળે ઘાલતાં હતા. માધુના સાળાનાં લગન હતાં. માધુની બૈરી ભાઇની જાનમા જવા મલકાતી હતી. તેનાં છોકરા મામાના લગન માણવા જવાનાં હતા. બધાંએ નવા લૂગડા પહેર્યા. લંગોટીભેર રહેવાનો જમાનો વીતી ગયો હતો. માધુએ કોટ, ખમીસ, ધોતિયુ, જોડા, ટોપી વગેરે પહેરી લીધાં. તે સપરિવાર લગનમાં જવા નીકળ્યો. આ અવસર માટે વરસભરની રોકડ મજૂરીના પૈસા બચાવી બચાવી તેણે કપડાં કરાવ્યાં હતાં. આજે તે પહેલી જ વારના પહેર્યાં હતા.

સાળાને ગામ જવાનો રસ્તો પાધર પાર કરીને ચાલી જતો. માધુનો રસાલો પાધર પર આવ્યો ત્યારે ત્યાં ચોરા ઉપર ગામના પટેલીઆઓનું એક ટોળું બેઠુંબેઠુ ગપાટા હાંકતું હતું. તેમની નજર માધુના કપડા ઉપર પડી ન પડી કે તેઓમાં ઝેરનું ખુન્નસ ચડવા લાગ્યુ. ઘણે આઘેથી જોયો છતા સસલુ તરત જ વરતી જાય છે કે અમુક પડછાયો શિકારીનો છે કે સામાન્ય રાહદારીનો. પટેલોની આંખોની આરસીમાં માધુએ ચઢી આવતાં ભયનાં વાદળાંના ઓળા જોયા. એ આગામી ઉલ્કાપાતના ભયે તેના પગ ત્યાં જ ઠરી ગયા. પટેલીઆઓ મરડાટમાં બોલતા હતા :

"કાલસુધી લંગોટી મારતા પત્તો લાગતો ન હતો અને આજે રોફ તો જુઓ ?"

"જાણે મોટા આત્મારામ ભૂખણ."

આવી ટીકાના ઝાપટા વરસી કરી વેરાઈ જતા હોત તો માધુ માત્ર પલળીને જ બચી જાત. પણ ના. મેઘઘટામાથી વીજળી પડવાની હતી, એ ઉલ્કાપાતની આગાહીની ગંધ માધુને આગળથી જ આવી હતી. માલિક કહાનદાસનો ચિરપરિચિત સાદ સાંભળી માધુ મદારીના સાપ પેઠે ચોરા તરફ ઘસડાઈ આવ્યો.

દ્રૌપદીની ભરસભામાં લાજ લૂંટાઈ એ બદલ તો મોટાં મહાભારતો રચાયાં છે, ભરવસ્તીમાં માધુ જેવાની કેટલીયે વાર લાજ લેવાતી હશે, એનાં અણલખ્યા મહાભારતો ક્યારે લખાશે?

માધુનાં કપડાં ઝૂંટવી લેવાયાં. તેની હોળી થઈ. લંગોટીભર ધ્રૂજતા માધુને તે પછી કહેવામાં આવ્યું :

"જો, આજ તો તારા એકલાની જ ફજેતી કરી છે, પણ હવે પછી તારાં બૈરી છોકરાનેય છોડશુ નહિ."

માધુને કોઈએ વગર પૈસાની સલાહ આપી:

"માધુ, પંચ પર ફરિયાદ નોંધાવ."

"ના રે! બાપ! પંચમા તો પરમેશ્વર વસે છે એની સામે માથુ ઊંચકી કયા જાઉં?"

સાથે જ ગામમા રહેવુ અને ગામ સામે માથુ ઊંચકવુ એ બે વાત એક સાથે બની શકે નહિ.

*

પ્રકૃતિનો નિયમ પચની શિરજોરી અને માધુની તાબેદારી મુજબ વર્તતો ન હતો. પ્રત્યેક તાપે સોનું તવાઈ પાતળુ બને છે, નરમ બને છે, પણ સાથે જ તેનો કસ અને ચળકાટ વધે છે. અપમાનોની પરંપરાએ માધુનુ જીવનમૂઢ સ્વમાન જાગ્રત થતુ ગયું. ઉનાળાના તાપમાં તપી ઊઠેલા લાકડામાં ઘણીવાર આપોઆપ જ આગના તણખા પ્રગટે છે. ધણિયામાનાં દેણુમાંથી છૂટો થયેલો માધુ આજ સુધી બે આંખની શરમે પટેલના ઘરે જ મજૂરીએ જતો. પટેલનાં ખેતરો અને ઢોરો જોડે એને કાયમની મમતા જામી હતી. સ્વમાનના નવા આગ્રહે એ માયા—મમતા પર વિજય મેળવ્યો. પરવશતાની અસહ્યતાનું સ્થાન સ્વાધીનતાએ દાખલ કર્યું. તેણે સ્વતંત્ર, ઉપજીવિકાના માર્ગનો આશ્રય લીધો તેણે પોતાનુ ઝૂંપડું કહાનદાસની જમીનમાથી ઉઠાવી લઈ સરકારી ખરાબામા બાધ્યુ. એક એક કરી તેણે ગાયબકરીઓ પોષવી શરૂ કરી. કપાસની મોસમમા તેની બૈરી જીનમા નોકરીએ જતી, પોતે મીઠાના અગરમાં જતો એ રીતે કમાઈ આણેલા પૈસામાથી તેણે નવો સંસાર શરૂ કર્યો.

માધુના બારણે ખાતરનો ગંજ ખડકાયો. લોભી પટેલની એ ઉપર દાનત બગડી. ગામડાગામમાં ઢેડા વેઢિયાઓના ઉકરડાનાં ખાતર ગામના પટેલીઆઓ વગર મૂલ્યે અથવા તો પાણીના મૂલ્યે ઉઠાવી લઈ જાય છે. કહાનદાસ પટેલની એવી ઉઠાવગીરી નવા જીવનના સ્વતંત્ર વાતાવરણમાં રહેલા માધુએ સ્વીકારવા ના પાડી.

"ના કાકા, મારે ખાતર નથી આપવું."

"નથી કેમ આપવું? તારે એ શા ખપનુ?"

"મારે ઓણુમાલ સાંથે ભાગે ખેતી કરવી છે. મારે પણ મારાં ખેતરો ખાતરવા જોઈશે ને?"

"જોયો નહિ હોય મોટો ખેતી કરવાવાળો! દૂબરભાઈ જમીનદાર થશે તો પછી જમીનદારો જશે કયાં?"

માધુએ પટેલનો બોલ ઉથાપ્યો તેમ જ તેણે ખાતર ના આપ્યું તે નહિ જ. આ બે જ બીના કહાનદાસ પટેલને ઉશ્કેરવા બસ હતી પણ તેણે જ્યારે સાભળ્યું કે એ માધુ–મગતે પગ ઊગ્યા છે, તે ખેતી કરવા ધારે છે, ત્યારે તો તે ચોટલીથી માંડી પગની એડી સુધી લાલચોળ થઈ ગયા: એમનો એ ગુસ્સો સોડા વોટરની બાટલીનાં પાણીનાં ફીણ પેઠે ઉભરાઈ શમી ગયો નહિ. તે એક ભયંકર કાવત્રાંમાં પરિણમ્યો.

બીજે દિવસે માધુ માટે ગામની મેડીએથી તેડુ આવ્યું. મુખીએ તેને કહાનદાસ પટેલનું અપમાન કરવા જેટલી ઉદ્ધતાઈ કરવા બદલ ઉધડો લઈ નાખ્યો. ત્યારે પણ 'બને પટેલ

કાકા ખાતર લઈ જતા' એવું માધુ બોલ્યો હોત તો વાત એટલેથી જ પતત. તેણે મૂંગે મૂગે ગાળો ખાવા કરી પણ મૂળ વાતમા ને એકનો બે ના થયો અંતે તેને સાંભળવા મળ્યું

"માધવા, ગાય બકરીઓ વેચી દે."

પોતાના નવા જીવનના પાયા ઉપર જ ઘા પડતો જોઈ માધુથી મૂંગા ન રહેવાયું. તેના પેટમાંના સ્વતંત્ર આપકમાઈનાં અન્ને ઉછાળો માર્યો. માલિકો આગળ તાળવે ચોંટી રહેવા ટેવાયેલી જીભ આ પ્રસંગે છૂટથી બોલવા લાગી.

"કાકા, એ નહિ બને."

"નહિ બનશે તો ભારે પડશે."

"મારા ઢોર તમને કયા નડયા?"

"નડવા ન-નડવાની વાત રહેવા દે તુ એને ક્યાં ચરાવી લાવે છે?"

"ખાડી કોતરોમા, ખરાબાઓમા, ગૌચરમા"

"એ બધા તારા બાપના વજીફા કે ગરાસ હશે, નહિ?"

હાળીઓના બાપદાદાને વળી ગરાસ શા? હા! એ લોકોને વંશપરપરાથી એક ગરાસ મળતો આવે છે—ધણિયામાની બીનતકરારી ગુલામીનો.

માધુ ના પાડતો રહ્યો. મુખીએ વેઠિયા વરતણીઆઓને તાકીદ હુકમ આપ્યો:

"જાઓ, માધવના ઢોર છોડી લાવો. એને એ વેચવા નથી ખરું ને? તો પછી તેને કસાઇવાડે લઈ જજો અને તેની લહાણી કરજો આવી સખત સજા વગર એ છકી ગયેલા દૂબળાઓ ઠેકાણે નહિ આવે."

પોતીકાં જ સગા સમાં મૂંગાં પ્રાણીઓને કસાઇવાડે જતાં જોઇ માધુનો જીવ બળવા લાગ્યો. તેના હાથો વરતણીઆઓને વારવા ઊંચાનીચા થવા લાગ્યા. તેની બૈરી એના બળતા જીગરની વ્યથા પારખી ગઈ. તે ભયભીત બની. તેણે વિચાર્યું જો માધુ હાથ ઉપાડશે તો જરૂર નવાજૂની થશે. કારણ એ વરતણીઆઓ માત્ર ગામના હુકમના તાબેદાર નહતા, તેઓ અમાનુષી ગ્રામપચના પ્રતિનિધિઓ હતા. અને પોતાના પ્રતિનિધિનું અપમાન મુખી કાકા થોડા જ સાખી રહેવાના હતા?

માધુની છેડછાડ આટલેથી જ પતી નહિ ડગલે ને પગલે તેનું અપમાન થવા લાગ્યું. જેમજેમ તે મુખી-પટેલીઆઓની આમન્યા તોડવા લાગ્યો તેમતેમ ગામદેવોની નજર એના ઉપર કરડી બનવા લાગી ત્રાજવાનાં અનાજવાળાં પલ્લામા જ્યારે તોળવા ધારેલા વજનથી વધારે એવી અનાજની છેલ્લી મૂઠી પડે છે ત્યારે સામા પલ્લામાં કાટલાંના ભાર હોય છે છતાં તે ઊંચકાઇ જાય છે. એ વખતે જોનારને ભાસ થાય છે કે જાણે એક જ મૂઠી અનાજથી સામી બાજુની પાંચશેરી પણ ઊંચકાઈ ગઇ! ઉનાળાના આકરા તાપમા જંગલો આપાદમસ્તક બળુબળુ થઈ રહ્યાં હોય છે, છતાં એ વનમાં દવ લગાડવાનું નિમિત્ત તો એકાદ નાનો તણખો જ બને છે. માધુના મનની સમતુલા ખોવડાવનાર આવો જ એક પ્રસંગ ઉપસ્થિત થયો. એ પ્રસંગે ગરીબ ગાય જેવા દીન, દુર્બળ દૂબળો માધુ ફેરવી વાત કરી.

પાસેના ગામમાં ધાડ પડી. ગામેગામ મુખીએ દૂબરવાડે બૂમ પડાવી: "દરેક હાળીએ પોતપોતાના ધણિયામાને ત્યાં સૂવા જવું. વગર ધણિયામાવાળાઓએ મુખીને ત્યાં સૂવું" એ હુકમને માન આપી દરેક રાતે ઘરઘરના ઓટલાઓ પર વગર પગારના ચોકીદારો બેસી

જતા. માધુએ એઓની પંગતમાં ભળવા ના પાડી. તેનાં છાપરાં પાસે સ્મશાન હતું. બાજુમાં કોતર હતુ. અંધારી રાતે એવી ભયકર અને એકાંત જગ્યામાં પોતાની બૈરી છોકરાને ત્યાં એકલા રાખી ગામમા ચોરી કરવા જવાને માધુનો જીવ ન ચાલ્યો. કહાનદાસથી આ ધૃષ્ટતા ના સંખાઈ. આ વખતે તેણે ચૌદમું રતન વાપરવા નિશ્ચય કર્યો.

"માધવા, તું કેમ આવતો નથી?"

"હું કંઈ તમારો બંધાયેલો નથી."

"એમ! સીધો સીધો આવે છે કે બરડો પાંસરો કરાવવો છે?"

"કાકા, હાથ ઉપાડતા અગાઉ વિચાર કરજો. આ વખતે હું કોઈની મરજાદા રાખનાર નથી."

માધુની આવી ધૃષ્ટતા જોઈ પટેલે ધીરજ ખોઈ. તે પગમાથી જોડા કાઢી સડસડ લગાવવા લાગ્યા.

દૂર ઊભીઊભી કરપાતી લપાતી માધુની સ્ત્રીથી આ જોઈ ના શકાયું. 'હં! હ! કાકા ખમ્મા કરો' કહેતી તે વચ્ચે પડી. ઝનૂને ચડેલો આદમી આંધળો હોય છે. એને વારવો એટલે કે તેનો કોપ પોતાને માથે વહોરી લેવો. સાચે જ કાકાના જુતિયાં માધુની બૈરી ઉપર પડવા લાગ્યાં.

ગમ ખાઈ ધૂંધવાઈ રહેલો અગ્નિ ભડકી ઊઠયો. જુગોની માઝા તોડી જ્વાળામુખી ફાટી નીકળ્યો. કાકાનાં જ જુતિયા ને કાકાનો જ બરડો! પેઢીઓથી જે પ્રસાદ હાળી દૂબળાઓને મળતો હતો, તે આજે માધુને હાથે કહાનદાસને પણ મળ્યો

જજમેન્ટમાં એ વારતા ન હતી કહાનદાસે, મુખીએ, ગામના આગેવાનોએ બનાવટી તરકટ ઊભું કર્યું હતું વાદી, વકીલ અને સાક્ષીના પુરાવાઓના થાભલા ઉપર બંધાવેલી આરોપની ઇમારત ઉપરની વારતાથી જુદી હતી માધુએ તે મૂગે મોઢે સાભળ્યા કર્યું. તેની જીભ સીવાઈ ગઈ હતી એકપક્ષી પુરાવાથી જુરીએ જાહેર કર્યું. "આરોપી તકસીરવાર."

એ ઉપર સીલ મારતા શબ્દો જજમેન્ટને છેવાડે લખાયા. "બે વરસની સખત સજા અને ભવિષ્ય માટે જામીન"

માધુને અત્યાર સુધીના નાટકમાં કંઈ સમજ ન પડી જજસાહેબનાં છેલ્લા વાકયનો અર્થ તેને પૂરેપૂરો સમજાયો. તેની કેડ તો સીપાઈ દાદાના દડાએ કયારનીએ ભાંગી ગઇ હતી. પણ આ શબ્દશસ્ત્રના ફટકાએ તો એનુ આખુ શરીર જ ભાંગી નાખ્યું.

મુખી કહાનદાસ વગેરેએ મૂછ પર તાલ દીધા "હરામખોરોને હવે જ શિક્ષા લાગશે."

આઘે આઘે ઊભેલાં માધુનાં બૈરીછોકરાં અત્યાર સુધી બાધા જેવા તાકી રહ્યા હતા તે રડી પડયા.

એ રડવું સાંભળી જજસાહેબના મોં ઉપર અણગમો ફેલાયો. વકીલમડળ એક બીજાના કાન કરડવા લાગ્યુ. કહાનદાસનાં ટોળાની આંખો હસવા લાગી.

દલિત પ્રજાની દુર્દશા પર સમાજ જુગોથી હસતો જ આવ્યો છે.*



* હમણાં શરૂ થયેલા માસિક 'પૂર્ણી'માથી ઉદ્ધૃત.

# પ્રાર્થના

જયસુખલાલ કૃષ્ણલાલ મહેતા એમ. એ.

[ શ્રી. કાંતિલાલ દેસાઇની પુત્રી કુ. નિરંજના સોળ વરસની કુમળી વયે મૃત્યુ પામી તેના આત્માની શાંતિને અર્થે તા. ૩૧-૧૦-૧૯૩૭ ને દિવસે કરવામાં આવેલી પ્રાર્થના.]

ओम् असतो मा सद्गमय।
तमसो मा ज्योतिर्गमय।
मृत्योर्माऽमृतं गमय॥
ओम् शांतिः शांतिः शांतिः॥

હે પ્રભુ ! આ તારા જગતમાં દરેક પળે કેટલાંય જન્મ થાય છે અને કેટલાંય મૃત્યુ થાય છે. સેંકડો ઘરમાં પુત્ર કે પુત્રીના જન્મથી ગોકુળમાં શ્રીકૃષ્ણના જન્મપ્રસંગે થયો હતો તેવો ઉત્સવ થઈ રહે છે, ત્યારે સેંકડો ઘરોમાં વહાલસોયાં બાળકોના લુપ્ત થવાથી શોક અને દિલગીરીની ઘેરી છાયા પ્રસરી રહે છે. જે બાળકોના ઉછેરમાં માબાપે રાત અને દિવસ ગાળેલ છે, જેના મુખ ઉપર સ્મિત ફરકે તો માબાપનાં હૃદયમાં પરમ શાંતિ થાય, જેમનાં મુખ ગ્લાનિથી છવાય તો માબાપનાં હૃદયમાં ઉદ્વેગની જ્વાળા ભભૂકી ઊઠે, જે બાળકો એમનાં હૃદય સાથે એટલાં ઓતપ્રોત થયેલાં હોય છે કે જાણે એક વાણો અને બીજો તાણો; તે બાળકોને આ જગતરૂપી ચોપટ ઉપરથી વિધિ સોગટાંની માફક ઉપાડી લે ત્યારે માબાપને શાં દુઃખ થતાં હશે તે તારા કરતાં વધારે કોણ સમજી શકે એમ છે!

પ્રભુપ્રેમ એ સૌથી દિવ્ય અને ઊંચામાં ઊંચો પ્રેમ છે પણ તેનાથી સહેજ ઊતરતો બાળક પ્રત્યેનો પ્રેમ છે એક કવિએ કહ્યું છે કે બાળકો અમર દુનિયાનું તેજ પોતાની સાથે લઈ આવે છે અને આ તેજ અને તેની ફોરમ વર્ષો સુધી તેમની આસપાસ રહે છે. જેમ જગતમાં રાત્રિ અને દિવસનો ક્રમ છે તેમજ જગતમાં જીવન અને મૃત્યુનો ક્રમ છે; પરંતુ અમારી નિર્બળતાથી આ બીજા ક્રમને અમે સ્વાભાવિક ક્રમ તરીકે ગણી શકતા નથી. આંધળાંને લાકડીનો ટેકો હોય તેમ અમને બાળકોનો ટેકો છે; અને એ લાકડી જ્યારે સહસા ચાલી જાય ત્યારે તેમની જેવી દુઃખદ સ્થિતિ થાય તેવી દુઃખદ સ્થિતિ અમારામાં ઘણાંની થાય છે આખું ઘર તે બાળકમય બની રહેલું હોય છે. આ એનાં રમકડાં, આ એની ચોપડીઓ, જેના ઉપરની કોર હેતાળ માએ હજી બેએક દિવસ ઉપર જ મૂકી હતી તે આ એની સાડી; આ એનો ઘેરવાળો ઘાઘરો અને આ એની જામનગરી બાંધણી જે પહેરીને તેણે છેલ્લા રાસ લેવડાવ્યા હતા—આવાં આવાં અનેક સ્મરણચિહ્નો ભૂંસાતાં નથી.

"મા, રસોઈ વહેલી કરને, બહેનપણીઓ તો બધી નિશાળે ચાલી!"નો ધ્વનિ સવારે ઘરમાં ગાજી ઊઠે. "મા! પાસે એમને, ઊંઘ નથી આવતી!"નો અવાજ રાતના ઘરમાં

પ્રસર્યો રહે છે. તેનાં રૂમણાં, તેના લાડ અને તેનાં હમવાં કોઈ-મૂલ્યે વેચાતાં-નથી, કોઈ મૂલ્યે ખરીદાતાં નથી. આપણી તબિયત અસ્વસ્થ હોય ત્યારે બાલકોનાં કૂદવાં ખમાતાં નથી: પણ તેમના જવા પછી તેમનો ઘણુઘણાટ, તે રમઝટ મચાવતા પણ સવારથી સાંજ સુધી અને પછી રાતના ગાઢ અંધકારમાં પણ મનુષ્યોને વિહ્વળ કરી મૂકે છે!

દેવ! આ જગત તો મનુષ્યને શાંતિ અર્પી શકતું નથી પણ માત્ર તું આ વિખૂટાં પડેલાં માબાપોને શાંતિ અર્પે છે. અમારી જે બાળકી ગઈ છે તેનાં માબાપને, સગાંસ્નેહીઓને તું તારા વિશ્વવિશાળ હૈયામાંથી શાંતિ આપ, તારા અનંત તેજમાંથી તેજ આપ, તારો સર્જનજૂનો છતાંય નિત્યનવો પથ બતાવ કે જેથી કોઈના પણ હૃદયમાં અશ્રદ્ધા ન રહે, અશાંતિ ન રહે, કઠોરતા અને શુષ્કતા ન રહે.

ॐ शांतिः शांतिः शांतिः ।

*

શ્રી. કાંતિલાલ અને તેમનાં પત્ની શ્રી. હસુબહેનની પુત્રી કુ નિરંજના વિશ્વતેજમાં વિલીન થઈ છે તે દુઃખદ પ્રસંગે આપણે બધાં પ્રભુની પ્રાર્થના કરવાને ભેગાં મળેલાં છીએ. પ્રાર્થના એટલે પ્રભુનું ધ્યાન, તેનું મનન અને તેનું ચિંતન—એક ભાવના તરીકે એમ કહી શકાય કે—દરેક પળે ચાલુ રહેવું જ જોઈએ જેવી રીતે હવા વગર રહી શકાતું નથી તેવી રીતે પ્રાર્થના વગર પણ ન રહી શકાવું જોઈએ. મહાત્માજીએ એક ઠેકાણે કહ્યું છે કે 'અન્ન કરતા પ્રાર્થના વધુ ઉપયોગી વસ્તુ છે. અન્ન છૂટે પણ પ્રાર્થના ન છૂટે.' આ તો ઊંચામાં ઊંચી ભાવના થઈ. આપણે આ કોટિને પહોંચી શકતા નથી તેથી જ દિવસમાં ત્રણચાર વેળા કે અઠવાડિયામાં ત્રણચાર વેળા કે એથી પણ વધુ અંતર રાખીને પ્રભુ પ્રત્યેનું આપણું દેવું આપણે ચૂકવવાનો આદર્શ રાખીએ છીએ.

પ્રાર્થના અમુક શબ્દોમાં જ થવી જોઈએ એમ નથી. પ્રભુના મંદિરમાં જઈ ભક્તજનો ઘંટ વગાડે અને પ્રભુને પ્રણામ કરે તેમા પણ પ્રાર્થનાનો સમાવેશ થઈ જાય છે. સૂર્યોદય વેળા સૂર્યના દર્શન કરી તેને અંજલિ અર્પવી એ પણ પ્રાર્થના છે.

પ્રભુ ખ્રિસ્તે કહ્યું હતું કે પ્રાર્થનામાં આપણા પોતાના મનોરથો અને વાંછનાઓ મૂકવાની આવશ્યકતા નથી. મનુષ્ય પોતે આ પ્રકારની સ્વાર્થી માગણીઓ કરવાના ભયમાં છે એટલે જ ખ્રિસ્તે પ્રાર્થના કેવી હોવી જોઈએ તે વિશે પોતાના શિષ્યોને સમજાવ્યું હતું. ગાયત્રી મંત્રો એ પણ પ્રાર્થના જ છે. પ્રાર્થનાનો ઉદ્દેશ આપણી મલીનતા, અસ્વચ્છતા, નિર્દયતા દૂર કરી, વિશ્વમાં અને તેની આસપાસ પ્રસરી રહેલ અનન્ત તેજ સાથે વધુ અને વધુ તાદાત્મ્ય સાધી શકાય.

સ્નેહીના મૃત્યુ પ્રસંગે આપણે પ્રાર્થના કરવા ભેગાં મળીએ છીએ કારણ કે સામુદાયિક પ્રાર્થનાથી સદ્ગત આત્માને માટે આપણે શાંતિ માગીએ છીએ તેમજ એણે વિયોગી બનાવેલાં સ્નેહીઓને માટે પણ શાંતિની યાચના કરીએ છીએ.

સ્વ. કુ. નિરંજના પોતાના કુટુંબની લાડકી દીકરી હતી એટલું જ નહિ, પણ એક મોટા સ્નેહીવર્ગની પણ લાડકી હતી. જીવનમાં ઊગી તે પહેલાં તો તે આથમી. આવાં મૃત્યુ જીવનના કઠણ કોયડા છે. એમ કહેલું છે કે: "Wages of sin is death." (પાપનું ફળ મૃત્યુ છે.) પણ આવી નિર્દોષતાભરી મૂર્તિઓમાં પાપ ક્યાં છે? એ પ્રશ્નનો ઉકેલ એ માર્ગે થતો નથી. આ વિષયમાં ટૉલ્સ્ટોયે ઘણું વિચારેલું છે. એઓ લખે છે:

"જનાવર અને મનુષ્ય વચ્ચેનો તફાવત એ છે કે જનાવરને પોતાની શારીરિક સુખાકારી એ જ અન્તિમ ધ્યેય છે પણ મનુષ્યને આ શરીર તે જ જીવન નથી જે દશામા મનુષ્ય તેનું ખરુ ધ્યેય સમજી શકે છે અને જોઈ શકે કે એવી એ માત્ર એક દશા છે" એટલે જીવવુ કે મરવુ એ પ્રસગને અગત્યતા આપવી જ ન જોઈએ ઉચ્ચતમ જીવન જીવીને, પોતાનું ધ્યેય કેવી રીતે પ્રાપ્ત કરી શકાય એ જ મનુષ્યનો ઉદ્દેશ બની રહે છે સામાન્ય રીતે એમ માનવામા આવે છે કે ત્યાગ એ જીવનનુ મહાન કાર્ય છે ટૉલ્સ્ટૉય કહે છે "ત્યાગમા કોઈ પણ પ્રકારની મોટાઈ પણ નથી એમ દલનાઈ પણ નથી એ તો જીવનનુ એક માત્ર સ્વરૂપ છે' ત્યાગ, મૃત્યુ વગેરે આ દૃષ્ટિબિંદુથી જોતા મનુષ્યને આશ્ચર્યના કારણભૂત ન હોવા જોઈએ, પણ સૂર્યોદય અને સૂર્યાસ્તની પેઠે પ્રકૃતિના આવશ્યક ફેરફારો ગણાવા જોઈએ ટૉલ્સ્ટૉયે ફિલસૂફ તરીકે જે પૃથક્કરણ કર્યું તે સ્વ મુ નરસિંહરાવે કવિ તરીકે 'બુદ્ધચરિત' મા કહેલુ છે કિસા ગૌતમીને બુદ્ધદેવ કહે છે.

"આજે જાણ્યુ તે જગ આ વિરાટ,
તુજ દુખે આજે આસુ ધાર'

એ જ કવિએ પોતાના બીજા કાવ્યમા (સ્મરણસંહિતા) મૃત્યુનો ઉકેલ કરવાનો પ્રયાસ કર્યો હતો જુદી જુદી દૃષ્ટિઓથી એણે તે ગૂઢ રહસ્યને ઉકેલવાનો યત્ન કર્યો એક ઠેકાણેથી જવાબ મળ્યો :

"વીસરી જા ભસ્મને,
માહ્ય સુખ જીવનતણુ,
નયનથી દિસે નહિ,
તે નાસ્તિ નાસ્તિ ખરુ ભાઇ"

પણ બીજી બારીથી તાણુ ખોલતા જીવનના આ ગભીરમા ગભીર પ્રશ્નનો ઉકેલ પોતે આ પ્રમાણે આપે છે

"જો સનાતનતા તણુ પૂર વ્યાપ્યુ સહુ સ્થળે,
મૃત્યુ ત્યા કેમ જ થશે, જીવન વિના ન બીજુ મળે

જીવન અને મૃત્યુ એ કેટલા જોડાયેલા છે તે ક્રમની ફિલસૂફીમાથી સમજાય છે જીવન છોડી ક્રુસ ધારીને ખ્રિસ્તે જગતને મૃત્યુમાથી અનન્ત જીવન અર્પ્યું ટૉલ્સ્ટૉયે આપેલો સિદ્ધાત કૃષ્ણ અને ઉદ્ધવના સંવાદમા પણ વર્ણવેલ છે

देहो गुरुमम विरक्तिविवेकहेतु-
र्बिभ्रत्स्म सत्त्वनिधनं सततार्त्युदर्कम् ।
तत्त्वान्यनेन विमृशामि यथा तथापि
पारक्यमित्यवसितो विचराम्यसङ्गः ॥

"The body is a teacher of mine, being the cause of dispassion and discrimination, and being subject to birth and death and both which always bring pain in their wake With its help I adequately reflect on the ultimate principles, yet I have known for certainty that it belongs to others, and hence I wander without attachment"

મૃત્યુને જગતમાથી કે જીવનમાથી આપણે ખસેડી શકતા નથી કારણ કે એ તો પ્રકૃતિનો નિયમ છે પણ જીવનને મૃત્યુ જેવુ બનાવનાર કટુતા, મલીનતા, રોગ, વેર આપણે ધારીએ

તો દૂર કરી શકીએ તેમ છીએ. મનુષ્યના મૃત્યુ પામવા પછી તેના સ્નેહીઓ પુષ્પો મોકલાવે છે તેને બદલે એના જીવતાં એ જ સ્નેહીઓ એટલાં સ્મિતરૂપી પુષ્પો એને આપ્યા કરે તો આ જગત એને માટે અને એના સ્નેહીઓ માટે વધારે સુંદર બને. સંસારમાં આ કટુતા અને આ વેરઝેર ઠેકઠેકાણે જોવામાં આવે છે જેને બદલે સ્નેહ અને પ્રેમ ખુશીથી મૂકી શકાય.

'કાલના ચક્ર' (Wheels of Time) નામની નવલકથામાં જોયું હશે કે એક બાલિકાને ગુલાબનું ફૂલ જોઈતું હતુ પણ તેની માએ તે બગીચામાંથી તેને તોડવા દીધું નહિ. તે બાલિકા બહાર ગઈ અને ત્યાં મોટર નીચે કચરાઈ ગઈ તે સમયે તેની માને કેટલો સંતાપ થયો હશે કે એણે એક ફૂલ પણ પોતાની દીકરીને ન આપ્યુ; અને આખરે તેની મૃતશૈય્યા ઉપર ગુલાબફૂલના ઢગલા એણે કર્યા, પણ તે શા ખપના?

આ પ્રમાણે આપણામાંથી કેટલાય મનુષ્યો પોતાના સ્નેહીઓ પાસેથી ગુલાબના ફૂલો માગી રહ્યા છે! પતિ પત્ની પાસેથી, પત્ની પતિ પાસેથી, ભાઈ ભાઈ પાસેથી, ભાઈ બહેન પાસેથી, બાલકો માબાપ પાસેથી, માબાપ બાળકો પાસેથી સ્નેહની યાચના કરી રહ્યાં છે, ભીખ માગી રહ્યાં છે. પણ તે યાચનાને—તે ભિક્ષાને ઠોકર મારવામાં આવે છે અને પછી જ્યારે પ્રકૃતિનો કાયદો તેમને વિખૂટા પાડે છે ત્યારે અસહ્ય દુઃખ પરિણમે છે, પશ્ચાત્તાપ થાય છે અને જગતને તજી દઈ ને ચાલી ગયેલ સ્નેહીઓને રૂદનની અંજલિ અર્પાય છે. આવા પ્રકારનું રૂદન સારું કે જીવનભરનો સ્નેહ સારો?

જગતને મીઠુ બનાવવું હોય, 'મૃત્યુ મરી ગયુ રે લોલ' એ ગતનો ધ્વનિ જગાડવો હોય, તો પ્રભુની પ્રતિમારૂપી પ્રેમનું જીવનમા સ્થાપન કરવુ જોઈ એ. નિરંજના જેવાં બાલકો, યુવક-યુવતીઓ જે સ્નેહના પદ્દચિહ્ન પોતાની પાછળ મૂકતા જાય છે તે એમની જનતાની સેવા છે.

પોતાના એક શિષ્યને ત્યા ખ્રિસ્ત બેઠા હતા-ત્યારે એક શિષ્યાએ પ્રભુના પગ ઉપર અતિશય કીમતી અત્તર નાખ્યું અને એના વડે એમના પગ ધોયા જેણે પાછળથી ખ્રિસ્તને દગો દીધો હતો તે જુડાસે તેમને પૂછ્યુ કે આટલી કીમતી વસ્તું આ પ્રમાણે ફેંકી દેવી તેના કરતા ગરીબોને તેટલા પૈસા આપ્યા હોત તો કેવું સારું?

ખ્રિસ્તે જવાબ વાળ્યો કે પ્રેમને પરિસીમા નથી—ન જ હોવી જોઈએ. આ જીવનમાં પ્રભુ પ્રત્યે, પોતાના સ્નેહીઓ પ્રત્યે જેટલો પ્રેમ દર્શાવાય એટલો ઓછો છે, કારણ કે જીવન પછી એ નિરર્થક થશે. ઓસ્કાર વાઈલ્ડે પોતાના 'બેલેડ ઑફ રીડીંગ જેલ'ના કાવ્યમાં ઉપર દર્શાવેલ વિચારો જ જણાવ્યા છે:

"And every human heart that breaks,
In prison cell or yard,
Is as that broken box that gave
Its treasure to the Lord,
And filled the unclean leper's house
With the scent of costliest nard.
*
How else may man make straight his plan
And cleanse his soul from sin?
How else but through a broken heart
May Lord Christ enter in?"

—o—

# ગહન કુંજમાં

પૂજાલાલ

બજી ગહન કુંજમાં અમૃતસૂર કો બંસરી;
અનેરી સૂરતા વિમુગ્ધ કરતી છવાઈ વળી;
સરી કર થકી જનાર સુખ પૂંઠળે બ્હાવરી
પ્રવૃત્તિ સહુ અંધ ગોકુલતણી બની પાંગળી.

ગયાં છ જલ થંભી પ્રાણયમુનાતણાં, આકળા
તરંગ મલશ્યામળા વિષમ વ્હેણ કેરે પટે
ઉઠે નહિ; તૂટી પડયા સકલ દ્વારના આગળા,
વિમુક્ત બની બંદી ચેતન નિકુંજ નામો રટે.

ઝરી નયનધાર કુંજવનની દિશામાં વહે,
પ્રમત્ત સમ ચિત્ત સૂર-સપન પ્રદેશે ભમે,
અસહ્ય જગ રૂઢિદોર પ્રણયાગ્નિજવાળા દહે,
મહા મિલન ઝંખના સકલ માર્ગ બાધા દમે.

ધસે ત્વરિત પ્રેમની પગલીઓ સૂરીલે પથે
જઈ પ્રણયનાથ સાથ રસસિંધુ ઊંડા મથે.



# આપણા વિવેચનના કેટલાક કૂટ પ્રશ્નો

[ સાહિત્યવિભાગના પ્રમુખ તરીકેનું વ્યાખ્યાન ]

રામનારાયણ વિશ્વનાથ પાઠક

વર્તમાન યુગના સાહિત્ય ઉપર અંગ્રેજી સાહિત્યના સસ્કારોની અસર છે એ તો હવે કહેવું પડે એવું નથી તેથી આપણું સાહિત્ય જાણ્યે અજાણ્યે વસ્તુ લાગણી અને સ્વરૂપમાં તેના જેવું કંઇક અંશે થાય એ સ્વાભાવિક છે. આ અસર જેટલી લલિત વાઙ્મય કે સર્જનાત્મક સાહિત્ય ઉપર થઈ છે તેટલી જ તેના વિવેચન ઉપર પણ થઈ છે. વિવેચન તો સર્જનસાહિત્ય કરતાં વિશેષ કરીને પશ્ચિમના વિવેચનનુ ઋણી છે, કારણ કે અત્યારે થાય છે એ વિવેચન-પ્રકાર તે પહેલાં ગુજરાતી સાહિત્યમા નહોતો, સંસ્કૃતમાં પણ નહોતો એમ કહી શકાય આથી આપણા વિવેચનસાહિત્યે આપણા સાહિત્યનુ વિવેચન કરતાં અંગ્રેજી વિવેચનના રૂઢ પારિભાષિક શબ્દો અને વાક્યોનો ઉપયોગ કરવા માડ્યો. પણ દરેક ભાષામાં શબ્દોના રૂઢ થયેલા અર્થો પાછળ ઇતિહાસ હોય છે અને એ ઇતિહાસજ્ઞાનના સસ્કારો આપણામાં નહિ હોવાથી આપણે ઘણી વાર એ શબ્દોનો ઉપયોગ આપણા વિવેચનમા સમજ્યા વિના કર્યો. હુ આવી રીતે એકદમ અંગ્રેજી શબ્દો પકડી લેવાની વિરુદ્ધ છું,—સાથે સાથે કહુ છું,—માત્ર શબ્દ પકડી લેવાની વિરુદ્ધ છું, અંગ્રેજી સાહિત્યના કે બીજા કોઈ દેશી કે પરદેશી સાહિત્યના સસ્કારોની કે તેની અસરોની વિરુદ્ધ નથી આમ પરદેશી અસરની વિરુદ્ધ થવાનું એક જ વાજબી કારણ હોઈ શકે—જો એથી આપણું સર્જકપણુ દબાતુ હોય કે વિકૃત થતુ હોય તો. શબ્દની વિરુદ્ધ હોવાનું કારણ પૂરા નહિ સમજેલા શબ્દોથી ગોટાળા થાય છે, ખોટા પ્રશ્નો ઊભા થાય છે, અને વિચારો અને અભિપ્રાયો ડહોળાય છે એ છે.

એક દાખલાથી આ સ્પષ્ટ કરવા પ્રયત્ન કરીશ આપણા વિવેચનમાં અંગ્રેજી વિવેચન પદ્ધતિ અને પારિભાષિક શબ્દોને સૌથી પ્રથમ પ્રવેશ કરાવનાર કવિ નર્મદ. તેણે આપણી કવિતાની અંગ્રેજી વિવેચન પદ્ધતિ પ્રમાણે જાતિઓ કે પ્રકારો કે વિભાગો કરવા માંડ્યા. તેમાં Lyric (લીરક)ને માટે તેણે ગીતકવિતા શબ્દ વાપર્યો અને Epic (એપિક)ને માટે વીરકવિતા. અંગ્રેજી કાવ્યો ગવાતાં નથી, પાઠ્ય હોય છે, લીરિક પણ પાઠ્ય હોય છે તે એની સરત બહાર રહ્યુ ને તેણે ગીતકવિતાનું લક્ષણ આપ્યુ કે “ આવી કવિતા રચવામાં છન્દના નીમ સાથે ગાયનના નીમ પણ પાળવા પડે છે.” એમાં તો ખાસ ખોટું નથી થઈ જતું, જો કે અત્યારે અગેય લીરિકો પણ ગુજરાતીમાં લખાય છે. પણ આ બધાનો ગોટાળો ‘ વીર કવિતા ’ની વ્યાખ્યા કરતાં ઊભો થયો. અંગ્રેજીમાં એ કવિતા અગેય જ હોય છે અને લીરિકનું લક્ષણ કહ્યા પછી આ કવિતાને તેનાથી ભિન્ન બતાવવા અગેય જ કહેવી પડે. પણ ગુજરાતીમાં તો બધી વીરકવિતાઓ ગેય જ છે. તે લખે છે: “ કોઈ કહેશે કે, આ કવિતાઓ ગાયનને જ અરથે બનાવેલી છતાં ગીતકવિતામાં કેમ નથી મૂકતા ? તો એનો જવાબ એમ કે, ગીત તો તુટક તુટક સંબધરહિત જુદાં હોય છે ને આમાં એક જ વિષય અથથી ઇતિસુધી સપૂર્ણ રીતે રચેલો છે; માટે હું

ધારું છું કે, અગર કદાપી તેઓ ગાયનમાં છે, તથાપિ તેઓને આ જાતીમાં ગણ્યાં હોય તો સારું."× પછી ગીતકવિતા ગેય છે એ ભેદ કર્યાં રહ્યો? આ ગોટાળો લીરિકનું અંગ્રેજી વાઙ્મયમાં ઇતિહાસમાં સિદ્ધ થયેલું સ્વરૂપ નહિ સમજવાને લીધે થયો છે. અંગ્રેજી સાહિત્યમાં તેણે ગેયભિન્ન પાઠ્યરૂપ લીધું! લીરિક સંબંધી જે જે આપણા વિવેચનમા ચર્ચા થઈ છે તેમાં ઘણી ગેરસમજ લીરિક શબ્દ પરભાષાનો છે તેને અંગે થયેલી છે તેમા ઉપર છેલ્લું પુસ્તક પ્રો. બલવતરાય ઠાકોરે લખેલું છે અને તેમાં તેનું ઇતિહાસસિદ્ધ સ્વરૂપ બતાવવા પ્રયત્ન કર્યો છે. તેમાં પણ દૃષ્ટાન્તો એકલાં અંગ્રેજી વાઙ્મયનાં જ આપ્યાં છે તે સાથે ગુજરાતી અને તે ન મળે ત્યાં સંસ્કૃત આપ્યાં હોત તો વિષય વધારે વિશદ થાત. તેમ છતાં આપણામાં અંગ્રેજી સંસ્કૃત અને પ્રાચીન ગુજરાતી કાવ્યનો અભ્યાસ વધતો જાય છે એટલે આશા રાખીએ કે તેમના પ્રયત્નથી આ ચર્ચા હવે બંધ પડશે.

આ સાથે હું માનું છું કે આપણાં અલંકારશાસ્ત્રોનો સારો અભ્યાસ થવાની જરૂર છે. તેથી પશ્ચિમના વિવેચનમા ઊઠતા ઘણા પ્રશ્નો ઉપર પ્રકાશ પડવાનો સંભવ છે. અને તેમ થતાં બીજી તરફથી આપણા વિવેચનના સિદ્ધાન્તોનો પણ વિકાસ થશે. આના દૃષ્ટાંત તરીકે અત્યારે આપણા વિવેચનમા કૂટ પ્રશ્નનું રૂપ પામેલ એક જ દૃષ્ટાન્ત હું લઉં છું, અને તે છે Art for art's sake એટલે 'કલાની ખાતર કલા' 'કવિતાની ખાતર કવિતા'. પશ્ચિમમાં આ પ્રશ્ન ઉપર પુષ્કળ ચર્ચા થઈ છે તેને હું સ્પર્શવા માગતો નથી. પણ મારી રીતે આ પ્રશ્નની ચર્ચા કરવા પ્રયત્ન કરીશ.

પ્રથમ તો મારે એ કહેવાનું છે કે 'કલા ખાતર કલા' એમ કહેતી વખતે તેના પ્રતિપાદકો કંઈક એમ માનતા લાગે છે કે એમ કહેવાથી કાવ્યની દિવ્યતા કે અન્ય સર્વ માનવ પ્રવૃત્તિથી વિલક્ષણતા અદ્વિતીયતા અને જીવન ઉપરનો તેનો કોઈ અદ્ભુત હક સાબીત થઈ જાય છે, અને તેના વિરોધીઓ પણ કંઈક આમ થઈ જશે એ ભયે તેનો સામો પક્ષ લેતા મને જણાય છે. તો મારે કહેવાનું કે એવું કાંઈ નથી કાવ્ય દિવ્ય કે અદ્ભુત છે તેની મારે ના નથી, પણ તે બીજાં કારણોને લીધે, કલા ખાતર કલા છે માટે નહિ. અને કલા કલા ખાતર છે એમ કહેવાથી તેનો અન્યથા હોય તે કરતાં સમસ્ત જીવન ઉપરનો હક કે દાવો જરા પણ વધી જતો નથી

માત્ર કલા જ કલા ખાતર છે એમ માનવું એ ખોટું છે. હું પૂછું છું શું જ્ઞાન ખાતર જ્ઞાન નથી?—પછી ભલે જ્ઞાન આપણને ઉપયોગી પણ થાય છે. શું નીતિ ખાતર નીતિ નથી?—પછી ભલે નીતિથી કીર્તિ અને બીજા લાભો પણ મળતા હોય. એટલું જ નહિ, શું રમત ખાતર રમત નથી?—પછી ભલે શારીરિક રમતથી શરીર સુધરતું હોય, અને માનસિક રમતથી બુદ્ધિ તીવ્ર થતી હોય હજી આગળ જઈને પૂછું છું, શું કેટલાક અને ઘણાખરા ધન ખાતર ધન મેળવતા નથી? અરે ઘણા ખાવા ખાતર ખાતા નથી? નાનાં છોકરાંને ખાવામાંથી જ, એ વ્યાપારમાંથી જ આનંદ આવે છે, અને ઘણા માણસો જિંદગીભર એ દશાથી આગળ ગયા હોતા નથી. અને સમજણા માણસો પણ ખાય છે ત્યારે તેમને ખાવામાંથી સ્વતંત્ર સ્વાદ આવે છે તેની ના પડાય તેમ નથી એટલું જ નહિ, ઘણી વાર એક પ્રવૃત્તિ તેનાથી ભિન્ન પ્રયોજન માટે શરૂ કરીએ અને શરૂ કર્યા પછી તે પ્રયોજન તિરોહિત થઈ આપણે એ પ્રવૃત્તિમાંથી જ

× જૂનું નર્મગદ્ય. પૃ. ૩૩૯-૪૦

રસ લેવા માંડીએ અને એ પ્રવૃત્તિ થોડી વાર એ પ્રવૃત્તિની ખાતર જ ચલાવીએ એમ પણુ બને છે. હું પગાર ખાતર શીખવવાનું શરૂ કરું, પણ શીખવવાની ક્રિયા દરમિયાન મને એ ક્રિયામાં જ રસ પડે અને હું શીખવવાની ખાતર શીખવું, એમ બને ઘણી ક્રિયામાં એમ બને છે અને એ તો જીવનયોજનાની એક ધન્યતા છે. એમ ન હોત તો જીવન અસહ્ય થઈ પડત જેમ અનેક જીવનશક્તિના વ્યાપારમાં ઉપર બતાવ્યા પ્રમાણે રસ આવે છે તેમ કાવ્યમાં અને કલામાં કલ્પનાશક્તિ સ્વૈર પ્રવૃત્તિ કરે છે, અને બીજી કશી બાબતના સંબંધ વિના એ વ્યાપારમાંથી જ આપણને આનંદ મળે છે. એમ થવાથી કાવ્યની કશી ય વિલક્ષણતા સાબીત થતી નથી, તેનો કશો પણુ જીવન ઉપરનો હક વધતો નથી એ વાક્યથી ભડકવાની જરૂર નથી.

અને તેમ છતાં હું માનુ છુ કે કાવ્ય અદ્દભુત કલા છે અને હુ એમ શા માટે માનું છુ તે ટૂંકમાં બતાવવા પ્રયત્ન કરીશ મે કહ્યું કે કાવ્યમા કલ્પના સ્વૈર પ્રવૃત્ત થાય છે. પણ સ્વૈર પ્રવૃત્ત થાય છે તેનો અર્થ તે પ્રવૃત્તિના મુખ્ય અવલમ્બનની બાબતમાં ઉદાસીન હોય છે એમ નથી. કલ્પનાને જેમા, જે પ્રવૃત્તિમાં, જે અનુભવમાં, સૌથી વધારે જીવનનું રહસ્ય લાગે તેમાં જ તે સ્વાભાવિક રીતે રાચે, તેમાં જ વ્યાપારવતી થાય ઉત્તમ કવિને ઉત્તમ રહસ્યવાળા અનુભવમા જ રાચવુ ગમે, અને તેથી એ કલ્પનાની કૃતિ ઉત્તમ અનુભવ કરાવનાર, ઉત્તમ સસ્કાર પાડનાર નીવડે. અને તેમા કાવ્યની ઉત્કૃષ્ટતા રહેલી છે. માણસને પોતાના જીવનનો ઉત્તમ, સૌથી રહસ્યવાળો અનુભવ જ કલ્પના દ્વારા ફરી અનુભવવો ગમે છે. એક દૃષ્ટાન્તથી આ સ્ફુટ કરવા પ્રયત્ન કરીશ. ધારો કે બે મિત્રો પદરેક વરસે ભેગા થયા. બન્ને દિલોજાન મિત્રો છે. બન્ને પાસે પાસે પથારી નાંખી સુએ અને રાત આખી પોતાના આગલા ભેગા જીવનના અનુભવો સભારવામાં અને પોતાના તે પછી થયેલા અનુભવો કહેવામાં આખી રાતનો ઉજાગરો કરે તો પણુ નવાઈ નહિ હવે વિચારો કે આટલા બધાં વરસોના આટલા બધા અનુભવોમાંથી તેઓ કયાની વાત કરશે? અલબત તેમને જે અનુભવમાં જીવનનુ રહસ્ય સૌથી વધારે અનુભવાયુ હશે તેની વાતો કરશે અત્યત બીડના દુઃખના પ્રસગોની યાદ કરશે, જ્યારે જીવનની સર્વ શક્તિઓએ તીવ્રમાં તીવ્ર વેગથી કાર્ય કરવાનુ કર્યું હશે! નવા સાહસના પ્રસગો જ્યારે એકલાં કે ગોઠિયાઓ સાથે જીવનની બહાદુરી હિંમત મૈત્રીના લ્હાવા લીધા હશે! જીવનના અદ્વિતીય પ્રેમ સપાદન કર્યાના, જ્યારે જીવનમા નવા ગહન અનુભવો થયા હશે, જીવનનો પ્યાલો હર્ષથી ઘડીભર ઉભરાતો લાગ્યો હશે! એ સામાન્ય મિત્રોની કલ્પના જે રીતે જીવનના રહસ્યને અવલબીને પોતાના અનુભવો પોતે ભોગવતાં મિત્રને અંગત સમભાવ અને કલ્પના દ્વારા ભોગવાવે છે, તેમ જ કવિ પણુ પોતાના અનુભવોમાંથી સૌથી રહસ્યવાળા અનુભવો આખા સમાજને અનુભવાવે છે. મિત્રોમાં સમભાવ હતો, એવો સમભાવ અહીં નથી. એવો સમભાવ નથી એટલે કવિના સબધમા ખરેખર જ વસ્તુ રહસ્યવાળી, સામાન્ય કરતા લોકોત્તર રહસ્યવાળી હોવી જોઈએ. માબાપને પોતાના છોકરા તરફના મમત્વને લીધે તેનામા ઓછો ચમત્કાર પણુ વધારે મોટો લાગે, પોતાના છોકરાંની શક્તિની પરીક્ષામાં તેમને મોહ થાય, તે કરતાં શિક્ષકને પોતાનાં વિદ્યાર્થીઓના સબધમાં ઓછો મોહ થાય. તેમ જ કવિ અંગત પિછાન વિનાના અનિર્દિષ્ટ સમાજ આગળ બોલે છે એટલે સ્વાભાવિક રીતે જ તેને માત્ર ઉત્તમ રહસ્યવાળી વસ્તુ કહેવાની જ પ્રેરણા થાય, અને એવી વસ્તુ જ સમાજને રસિક નીવડે. કેવળ અગતતાને લીધે આવતી વસ્તુ તેનામા પ્રવેશ જ પામી ન

શકે. વળી કવિમાં વિશેષ એ છે કે એ માત્ર કોઈ પણ વાસ્તવિક પરિસ્થિતિનું જ ચિત્ર આપતો નથી પણ એ રહસ્યને અવલંબીને એ રહસ્ય પ્રગટ થાય એવી રીતે પરિસ્થિતિ રચે છે. બીજી અનેક રીતે કવિનો વ્યાપાર પેલા બે મિત્રોના વ્યાપાર કરતાં વધારે જટિલ જીવનની વધારે ઉત્કૃષ્ટ ભૂમિકા ઉપર વર્તનારો હોય છે. અને માટે કાવ્ય અન્ય પ્રવૃત્તિઓ કરતાં ઉત્કૃષ્ટ છે, નહિ કે કાવ્યની ખાતર કાવ્યપ્રવૃત્તિ થાય છે માટે.

આ રીતે બે મિત્રોની વાતચીત કરતાં કવિનું વક્તવ્ય વધારે ઉત્કૃષ્ટ હોવાનો સંભવ ઘણો મોટો છે. છતાં જેમ મિત્ર યુગલે યુગલેમાં ફરક પડે તેમ કવિ કવિમાં ફરક પડે. કોઈ બે મિત્રો માત્ર ધનલોભી જ હોય—એવા વચ્ચે મૈત્રી જ બહુ સંભવતી નથી પણ એ વાત જવા દઈએ—તો તેમની વાતમાં ધન મેળવવામાં તેમને ક્યારે ક્યારે મજા પડી એ જ આવે. બે મિત્રો વિષયલંપટ હોય તો તેમની વાતમાં એવા જ અનુભવો આવે. એટલું જ નહિ એક ને એક મિત્ર યુગલના દૃષ્ટાન્તમાં તેમની અનુભવ પકવવાની ભૂમિકાએ પ્રમાણે એકની એક બાબત તરફ જુદી જુદી દૃષ્ટિમાં તેમને રસ પડશે એમ કલ્પી શકીએ. દાખલા તરીકે તેમાંના એકને ધારો કે તરતમાં કોઈની સાથે વેર બંધાયું હોય તો તે પોતાના મિત્ર આગળ વાત કરતા પોતાના વૈરીનુ ઘસાતુ બોલવામાં કચાશ નહિ રાખે. પણ વૈરને લાંબો સમય થઈ ગયો હોય તો કદાચ કહે કે એ વખતે તો મે બહુ વૈર રાખેલું પણ હવે લાગે છે કે એમ ન કર્યું હોત તો સારું એક વખત વૈરમાં જીવનનું રહસ્ય લાગતું હતુ તે હવે ક્ષમામાં ઉદારતામાં તટસ્થતામાં લાગે. તેમ જ કવિએ કવિએ, અને કવિની પોતાની વિકાસભૂમિકા પ્રમાણે તેની કલ્પના જુદી જુદી વૃત્તિમા રાચે, અને તે પ્રમાણે જુદી જુદી કવિતા થાય. કવિ હલકી નિકૃષ્ટ વસ્તુમા રસ લેતો હોય તો તેની કલ્પના નિકૃષ્ટ વિષયમાં રાચે અને તેનુ ફળ કાવ્ય એવું નિકૃષ્ટ વસ્તુ વ્યક્ત કરે. ત્યાં કલાની કૃતિ નિકૃષ્ટ જ ગણાય, ઉત્કૃષ્ટ ભૂમિકાએ વસતા ભાવકને તેમાં રસ ન આવે, નિકૃષ્ટ ભૂમિકાવાળાને જ તેમાં રસ આવે, અને કલાની ખાતર કલા હોવા છતા એવી કૃતિનો બચાવ ન થઈ શકે.

અને અહીં જ 'કલાની ખાતર કલા'ના સિદ્ધાન્ત તરફની શંકાની નજરનું કારણ સમજાય છે. આપણે જોયુ કે કાચા કે વિકૃત સંસ્કારવાળા કલાકારની કલ્પના હીન વૃત્તિમાં રાચે અને તેની કૃતિ હીન થાય. હવે 'કલા ખાતર કલા' કહેનારા એમ માને છે કે કલ્પનાના વ્યાપારમાં જ એની કૃતાર્થતા હોવાથી કોઈ પણ કલાની કૃતિને હીન ન કહી શકાય. અહીં મને એક દૃષ્ટાન્ત યાદ આવે છે. ગુજરાતીના એક અભ્યાસીએ કોઈને કહ્યું કે પ્રેમાનન્દના ઓખાહરણની કેટલીક પંક્તિઓ અશ્લીલ છે. ખરી રીતે તો એ પંક્તિઓ જોઈને, તેની મન ઉપર શી અસર થાય છે અને એ અશ્લીલ અને એ તરીકે રસમાં ક્ષતિકર છે કે નહિ એ જોઈને ને વિચારીને આ પ્રશ્નનું નિરાકરણ કરવુ જોઈએ. તેને બદલે પેલા ભાઈએ એમ કર્યા વિના જ પરભાર્યું કહી દીધુ: "તમે 'કલાની ખાતર કલા'નો સિદ્ધાન્ત માનતા નથી શું?" જેમ જાણે કલાની ખાતર કલા કહ્યા પછી કલામાં અશ્લીલતા એ દોષ જ અશક્ય થઈ જતો હોય! પણ એમ નથી. ઉપર કહ્યું તેમ કલા તરફ બન્ને દૃષ્ટિ રહે છે. હલકી વૃત્તિમાં કલ્પના વિહરવાથી ઉચ્ચ સંસ્કાર વાળાને તેમાં રસ ન લાગે, અથવા અન્યથા સારા કાવ્યમાં અમુક જગાએ અશ્લીલતાનો દોષ આવી જાય. અને ખરી રીતે. જેનાં એમ બનતું આવ્યુ છે. ભવાઈમાં પણ જોઈએ તો ઘણી જગાએ કલ્પનાનો વિહાર હોય છે જ, પણ અશ્લીલ વિષયમાં કલ્પના જતી

હોવાથી સંસ્કારી સમાજે તેને છોડી દીધી. શેકસપિયરનાં નાટકોમાં ઘણી જગાએ અશ્લીલ ઇબારતો આવતી હોવાથી પછીના સંસ્કારી સમાજે તેનું વિશોધન કર્યું. કલ્પનાનો સાચો વિહાર હોવા છતાં જે રહસ્યમાં કલ્પના રાચતી હોય તે રહસ્યની દૃષ્ટિએ સાહિત્ય ઉચ્ચાવચ હોઈ શકે, અને એ જ કારણથી તે અધમ અને હાનિકર્તા હોઈ શકે, અને એમ હોય ત્યારે તેનું નિયન્ત્રણ કરવું પણ પડે હું તો એમ માનું છું કે ઉચ્ચ રહસ્યના અવલંબનમાં જ કલ્પના વધારે વખત અને વધારે વૈવિધ્યથી રાચી શકે છે, આપણા સર્વ ચિત્તત્રનો સ્વામી આત્મા કે જીવ એક જ હોય તો એમ જ બને, પણ એ માન્યતા એક તરફ રાખતા પણ, 'કલા ખાતર કલા'નો સિદ્ધાન્ત માનનાર પણ ખરાબ કલાનું નિયન્ત્રણ તેમ જ નાશ પણ કરી શકે. પછી કોઈ વાર અને ઘણી વાર પણ, કલાપરીક્ષામાં ભૂલ થાય એ જુદો સવાલ છે; નીતિનાં ધોરણો બદલાય, માણસ જાતની દૃષ્ટિ બદલાય એ જુદો સવાલ છે

અહીં એક પ્રશ્ન તરફ સાથે સાથે ધ્યાન ખેચું છું. આપણા કાવ્યશાસ્ત્રકારોએ સ્પષ્ટ કહેલું છે કે કાવ્ય રસનિષ્પત્તિ માટે છે એમાં જ Art for art's sake, કલા ખાતર કલાનો સિદ્ધાન્ત આવી જતો નથી? રસનો કોઈ પારિભાષિક અર્થ ન કરીએ ને ભાષામાં તે જે રીતે રૂઢ થયો છે તે રીતે કરીએ, તો તેટલાથી પણ તરત સમજાય કે રસ શબ્દમાં જ આપણે કલાની સ્વતંત્રતા અને અનન્યપરતા સ્વીકારી છે રસ શબ્દ મૂળ તો જીભના સ્વાદ માટે વપરાય છે. તેને લીધે જીભને રસના પણ કહીએ છીએ. અન્નકોષમાં જે અનાજ જાય છે તેના માર્ગમાં તેને જીભનો સ્પર્શ થાય છે અને તેમ થતાં સામાન્ય સ્પર્શથી સ્વતન્ત્ર એક અનુભવ થાય છે તેને રસ કહીએ છીએ. એની ઇન્દ્રિય જ સ્વતન્ત્ર છે. તેવી જ રીતે વસ્તુઓના અનુભવો, માનસ અનુભવકોષમા જતાં એક સ્વતન્ત્ર રસેન્દ્રિયને લીધે અનુભવનો સ્વાદ, અનુભવનો રસ આવે છે. આ અર્થમા રસ એ અંગ્રેજી taste નથી, તેમ જ એ sentiment પણ નથી. સદ્‌ગત રમણભાઈએ એક વાર કહેલું કે ગુજરાતીમાં spirit (i. e spirit of law)નો સમાનાર્થ શબ્દ નથી, અને અંગ્રેજીમાં રસનો સમાનાર્થ શબ્દ નથી. તેના પૃથક્કરણમાંથી aesthetic joy અર્થ આવે છે પણ એ પદ રસનું સમાનાર્થ નથી. પછીથી આલંકારિકોએ રસનો પારિભાષિક અર્થ કર્યો છે, અને તે વિશે અનેક ચર્ચાઓ થઈ છે, તે ઉપરથી લાગે કે રતિ હાસ ક્રોધ જેવી લાગણીઓ એ જ એનો અર્થ છે, પણ આવા પારિભાષિક અર્થો થતાં પણ, સ્વાદ સાથે સંબંધ ધરાવતો અને તેના તત્ત્વને અવલંબીને વિસ્તાર પામેલો ઉપર કહ્યો તે મૂળ અર્થ ક્યાંઈ દૃષ્ટિ બહાર ગયો હોય એમ હું માનતો નથી. આપણે ગુજરાતીમાં કરુણરસ વગેરે શબ્દો પારિભાષિક અર્થમાં વાપરીએ છીએ પણ સામાન્ય ભાષામાં રસ રસિકતા સરસ સરસતા રસજ્ઞતા અરસિકતા વગેરે શબ્દોમાં પ્રતીત થતો રસનો અર્થ, મૂળ રસના અર્થ સાથે જ સંબંધ ધરાવે છે. પણ રસનો પારિભાષિક અર્થ લેતાં પણ કાવ્યની અનન્યપરતા તો જળવાઈ જ આવે છે. આપણા આલંકારિકોએ કદી એમ કહ્યું નથી કે કાવ્ય નીતિની ખાતર છે. તેમણે બુદ્ધિ અને નીતિ બન્નેથી આ રસિકતાને જુદી પહેલેથી જ ગણેલી છે. બુદ્ધિ અને નીતિના વિચારને મળતી મતિને તેમણે એક વ્યભિચારી ભાવ ગણેલો છે જે બતાવે છે કે કલ્પનાવ્યાપારને ગૌણ રહીને મતિ વ્યાપારવાળી બની શકે, જેમ બીજી અનેક વૃત્તિઓ બને છે તેમ ખરું તો કલ્પના માનસતન્ત્રની અનેક શક્તિઓને અવલંબીને વિહરે છે. પણ તે કેવળ સ્વતન્ત્ર વિહારને માટે અવલંબે છે, અને તેમાંથી કાવ્ય બને છે. એટલે એ પ્રવૃત્તિ

સ્વતંત્ર છે અને કેવળ સ્વપર છે. આમ સમજ્યા પછી 'કલા ખાતર કલા' કે એવું કશું કહેવાની જરૂર રહેતી નથી. હું માનતો આવ્યો છું કે આપણે આપણાં કાવ્યશાસ્ત્રોનો અભ્યાસ વધારવો જોઈએ. એમ કરવાથી પશ્ચિમના કેટલાક પ્રશ્નો ઉપર પ્રકાશ પડે છે, અને એ પ્રશ્નોને ધ્યાનમાં લઈ આપણા જૂના સિદ્ધાન્તો વિચારવાથી એ સિદ્ધાન્તનું અંતસ્તત્ત્વ વિકાસ પામે છે. બીજી રીતે કહીએ તો આપણી કલામીમાંસા પોતાની વિચારસરણીએ વિકાસ પામે છે.

અર્થાત્ મારી દૃષ્ટિએ તો 'કલા ખાતર કલા' અથવા અહીં પ્રસ્તુત 'કાવ્ય ખાતર કાવ્ય'ના સિદ્ધાન્તથી કાવ્યની કશી વિલક્ષણતા સિદ્ધ થતી નથી કાવ્યની અપૂર્વતા તેના વક્તવ્યમાં અને તે વક્તવ્ય કહેવાની શક્તિમા રહેલી છે, અને કાવ્યમાં કલ્પનાવ્યાપાર હોવા છતાં વક્તવ્યના રહસ્યની દૃષ્ટિએ કાવ્યો ઉચ્ચાવચ હોઈ શકે, અધમ પણ હોઈ શકે, અને તેમ હોય ત્યારે તેનુ નિયન્ત્રણ પણ કરવુ પડે. વળી રસદૃષ્ટિએ જોતાં આ ચર્ચા આપણે ત્યાં અસ્થાને છે. એ આપણી ચર્ચામા નકામો કૂટ પ્રશ્ન થઈ બેઠેલો છે.

હું હવે એક બીજા કૂટ પ્રશ્નની ચર્ચા હાથમાં લઉં છું. Realism એટલે વાસ્તવવાદ વિરુદ્ધ Idealism એટલે આદર્શવાદ અથવા ભાવનાવાદ આપણે પ્રથમ અહીં વાપરેલા શબ્દોનો જ અર્થ સમજવાનો અને તેને સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કરીએ. આપણે કહીએ છીએ કે કાવ્ય કોઈ લાગણી કે ભાવ વ્યક્ત કરે છે. હવે અહીં જેને ભાવના કહીએ છીએ એ પણ એક લાગણી કે ભાવ જ છે. સામાન્ય રીતે જગતના અનુભવમાં ન આવતી, અથવા જગતના સામાન્ય અનુભવમાં આવે છે તે કરતાં ઉચ્ચતર લાગણી કે ભાવ, જેમ કે ભક્તિ, ઉદારતા, ઉન્નત વિશુદ્ધ પ્રેમ, તે જ ભાવના છે. એ ભાવના આદર્શભૂત હોવાથી ભાવનાવાદને આદર્શવાદ પણ કહે છે. આદર્શવાદમા પણ ભાવના એટલે લાગણી અભિપ્રેત છે કારણ કે કાવ્યનું કામ લાગણી પ્રેરવાનુ, કે અનુભવાવવાનુ, અહીં આદર્શ માટેની ઉચિત લાગણી પ્રતીત કરાવવાનુ છે, બીજી રીતે કહીએ તો આદર્શનો રસ ચખાડવાનુ છે

વાસ્તવવાદ, ભાવનાવાદ કે આદર્શવાદની સામેના પલ્લામાં મુકાય છે પણ તેનો અર્થ ભાવના કે આદર્શ અવાસ્તવિક એટલે ખોટો છે એવો નથી. ભાવનાનો સ્થૂલ અનુભવ વ્યવહારમાં ભલે વિરલ રહ્યો, પણ તેથી તે જરા પણ અવાસ્તવિક બનતો નથી. જગતમાં જે વધારે વાર બનતુ હોય તે વધારે વાસ્તવિક અને વિરલ બનતું હોય તે ઓછું વાસ્તવિક એવો કોઈ નિયમ નથી. એથી ઊલટું કશા જ અવાસ્તવિક વસ્તુથી રસનિષ્પત્તિ થઈ શકે નહિ. આપણું આખુ ચિન્તન એમ કહે કે આ તો આમ જ બને ત્યારે જ રસનિષ્પત્તિ થાય. કલામાં, આપણને અજાણ રીતે, આપણા ચિત્તનનાં સૂક્ષ્મમાં સૂક્ષ્મ વલણો અનુસરવાં હોય છે. કલા સાચી હોવાની કસોટી, કૃતિમાં વર્ણવેલું બરાબર બહારની દુનિયામાં બને છે કે નહિ એ નથી, પણ જગતના અનુભવોથી ઘડાયેલું આપણ માનસ–આખું ચિંતન–તેને અત્યન્ત અનુકૂલતાથી સ્વીકારી શકે છે કે નહિ એ છે. આ વાત માત્ર ભાવનાને માટે જ સાચી છે એમ નથી, બધા રસો માટે સાચી છે. અરેબિયન નાઈટ્સમાં એક સ્ત્રી પોતાના પતિને મંત્ર મારી, તેનું નીચેનું અર્ધું અંગ પથ્થરનું કરી નાંખે છે, અને આ રીતે તેને અપંગ કર્યા પછી હમેશાં ખાસડાં મારે છે અથવા એવું કંઈક અપમાન કરે છે. અહીં કોઈને આવી રીતે અપંગ કરી

લાચાર કરી અપમાન કરવું એ કોઈ ભાવના કે આદર્શ નથી, તેમ જ અરધુ અંગ પથ્થરનું કરી નાખવાની હકીકત વ્યવહારના અનુભવ બહારની છે અને છતાં સ્રીની પતિ તરફની રીસ એ કોઈ ખોટી વસ્તુ નથી આપણુ માનસ અત્યાર સુધીના અનુભવથી સ્વીકારી શકે છે કે સ્રીને પતિ તરફ એટલો કાળો ક્રોધ ચડે કે જેથી આટલે સુધી તે તેને અપગ કરી અપમાન કરે,—છેવટ અરેબિયન નાઈટ્સ જ્યાં અને જ્યારે લખાયુ ત્યાં તે કાળનું સમાજમાનસ સ્રીનુ આવું માનસ સ્વીકારી શકે તેમ હતુ. હાસ્યમાં તો આવા દાખલા વધારે બતાવી શકાય

જાન જનાવરની મળી, મેઘાડબર ગાજે;
બકરી બાઈનો બેટડો પરણે છે આજે.

એમાં વ્યવહારની દૃષ્ટિએ કશું જ વાસ્તવિક નથી, અને છતા તેમા વ્યક્ત થતી ગુજરાતીઓની ગમે તેવાં કજોડાના લગ્નોમા દેખાતી વિવલાઈ ઘેલછા, એ મનની કોઈ પણ બીજી વૃત્તિ જેટલી જ સાચી છે અને કાવ્યને જે જાતના સત્યનુ અવલંબન જોઈએ છે તે આ સત્યનુ. કવિ એ સત્ય વ્યક્ત કરવાને ગમે તેવી બાહ્ય સૃષ્ટિ કલ્પે, ગમે તેવી અતિશયોક્તિ કરે, પણ તેથી કાવ્ય જો સાચુ કાવ્ય હોય, તો એવી અતિશયોક્તિથી તેને જરા પણ ક્ષતિ થતી નથી. ભાવનાવાદમાં પણ અતિશયોક્તિ આવે છે, ને દુનિયાના વ્યવહારમા ભાવનાકૃતિમાં વર્ણવેલ બનાવો દૃશ્યમાન થતા નથી એ વાધો સાચો નથી

હવે વાસ્તવવાદનો અર્થ તપાસીએ દલીલમા વાસ્તવવાદ કેવા ખોટા અર્થમાં કોઈ વાર વપરાય છે તે પછી જોઈશુ, પણ પહેલા તો તેનો સાદો અર્થ જોઈએ. વાસ્તવવાદી એવો આગ્રહ કરે છે કે દુનિયાંમાં જે દેખાય છે તે પોતે કલામા રજુ કરવા ઇચ્છે છે. હવે આ પ્રતિજ્ઞા ગમે તેટલી સાચી હોય છતા એક બાજુ એ કહેવુ જોઈએ કે કલા માત્ર અનુકરણ નથી, તે ફોટોગ્રાફી જેવુ માત્ર છે તેનુ છે તેવું જ ચિત્ર રજુ કરવા ઇચ્છતી નથી, અને ફોટોગ્રાફીમાં પણ દૃષ્ટિકોણની પસંદગી તો થાય જ છે. કલામાં છે તેવી જ દુનિયાં પ્રગટ કરી પણ ન શકાય, કારણ વાસ્તવિક દુનિયા તો અનંત કાલ વહે છે, અને આપણી કલાની કૃતિમાં અનંતને પ્રગટ કરીએ એ ભલે, પણ એ કૃતિ તો સાદિ અને સાન્ત છે. આ જગત કહો કે આપણો અનુભવ કહો, જે કહો તે અનાદિ, અનંત, અરૂપ, નિરવધિ વહે જાય છે. આપણા વિજ્ઞાનશાસ્ત્રીઓ ( scientists ) તેને કારણકાર્યની શૃંખલાથી સમજે છે ને તેમાંથી વિજ્ઞાનશાસ્રો રચાય છે, અને આપણા કવિઓ તેમાંથી રહસ્ય સમજે છે, તેને વ્યક્ત કરવા પ્રયત્ન કરે છે, તેમાંથી કલાની કૃતિઓ થાય છે. એ અનાદિ અનંત અરૂપ વહેતા પ્રવાહને જેમ વિજ્ઞાનશાસ્ત્રીઓ કારણકાર્યના રૂપમાં જ સમજી શકે અન્યથા નહિ, તેમ આપણા કવિઓ તેને રહસ્યથી જ ગ્રહણ કરીને વ્યક્ત કરી શકે, અન્યથા નહિ. આ નિરવધિ વહેતા અનંત પ્રવાહમાં હેય શું ગણવુ ઉપાદેય શુ ગણવુ, તેની પસંદગી રહસ્યને અવલબીને જ થઈ શકે. અને એ રહસ્ય, કોઈ સમસ્ત જીવનભાવનાના મધ્યબિન્દુએ સ્થિત થઈ અમુક વસ્તુ તરફ કરેલી દૃષ્ટિથી જ જોઈ શકાય છે. ભાવના વિના રહસ્ય પારખી શકાતુ નથી. તમે લોભ કે અભિમાન કે વિષયલપટતા તરફ ત્યારે જ હસી શકો, કે જ્યારે ઉદારતા, દૃષ્ટિવિશાલતા, અનુચિત વિષયાસક્તિથી ઉપરનાની તમારામા ભાવના હોય. નિર્બળતા કે ક્ષુલ્લકતા માટે આખી માણુસ જાતને ધિક્કારતાં પણ તમારા મનમાં તમે કલ્પેલ કોઈ

સમ્મળતા કે ઉદારતા તો હોય જ છે. કોઈ માણસ ઉપર વિશ્વાસ ન રાખવો, સ્રીજાતિ ઉપર વિશ્વાસ ન રાખવો, કે એવું કાંઈ કહેતી વખતે પણ તમારા મનમાં કોઈ ભાવના તો હોય જ છે. એ ભાવનાથી જોયેલા રહસ્યને અવલમ્બીને પછી કલાની સૃષ્ટિ રચાય છે. એ રહસ્યને વ્યક્ત કરવાની પ્રતિજ્ઞાથી કલામા હેય ઉપાદેય સમન્વય છે. અર્થાત્ વાસ્તવવાદમાં ભાવના હોય જ નહિ એમ ન બને. એટલે તત્ત્વત. વાસ્તવવાદ અને આદર્શવાદ કે ભાવનાવાદમાં કશો ફેર નથી.

કાવ્યમાં એવું ઘણી વાર બને છે કે સામાન્ય રીતે મનાતા ભેદો તત્ત્વતઃ ભિન્ન ન હોય અને છતાં એવા ભેદોથી વિવેચનમા એક પ્રકારની સગવડ આવે. વાસ્તવવાદ અને ભાવનાવાદનું પણ હું એમ સમજુ છું. તત્ત્વદૃષ્ટિએ તેમા ભેદ નથી છતાં અમુક પ્રકારના સાહિત્યને વાસ્તવવાદી કહેવાથી કેટલીક સગવડ પડે. હવે તેનો ભેદ સમજવા પ્રયત્ન કરીએ. એક ભેદનું સૂચન તો પહેલાં કરેલુ છે. ભાવનાવાદનુ સાહિત્ય જગતમાં વિરલ દેખાતી ઉન્નત ભાવનામાં રાચે છે તેને બદલે વાસ્તવવાદી સાહિત્ય જગતમા જે દેખાય છે તે સ્થિતિનું નિરૂપણ કરવા પ્રયત્ન કરે છે. ખરી રીતે આ સમસ્ત જીવન તરફના બદલાયેલા દૃષ્ટિકોણનું પરિણામ છે. મધ્ય યુગ સુધી ધર્મ જ જીવનનુ મુખ્ય બળ હતુ અને ધર્મ ઉચ્ચ ભાવનાનો પ્રચારક અને માત્ર તે તરફ જ લક્ષ આપનારો હતો. તે પછી જેમ જેમ વિજ્ઞાન અને ખાસ કરીને પ્રાણિશાસ્ત્ર, માનસશાસ્ત્ર, વગેરે તરફ ધ્યાન વધતુ ગયુ તેમ તેમ ઐહિક વસ્તુનું જીવનમાં મહત્ત્વ વધ્યુ, અને તેની અસર સાહિત્ય ઉપર પણ થઈ. કેવલ ઉચ્ચ ભાવના સિવાયની ઐહિક અને માનવ વૃત્તિઓનુ કૌતુક વધ્યુ. બીજી તરફથી એક ને એક ઉચ્ચ ભાવનાઓનુ નિરૂપણ નીરસ થયુ હતુ, તેમાથી નવીનતા ચાલી ગઈ હતી, અને તેનુ વાસ્તવિકતાનુ બલ પણ કમી થતું જતુ હતુ. સામાન્ય સમાજની વાસ્તવિક સ્થિતિમાં નવો રસ દેખાયો તે સાથે પુષ્કળ વૈવિધ્ય દેખાયુ અને કવિમાનસ તે તરફ આકર્ષાયુ. આ ફેરફાર કાવ્યના સૂક્ષ્મમાં સૂક્ષ્મ અગ સુધી પહોચ્યો. નાટકો પદ્યબંધ છોડી ગદ્યમા લખાયાં અને જૂનાં ઉપમાનો, મુખકમલ કે પાદારવિંદ જેવા છોડાઈ, મુખનુ વધારે આબેહૂબ વર્ણન કરવાનું વલણ થયુ, વગેરે આ દૃષ્ટિપરિવર્તનની જ એક કે બીજી રીતની અસર છે. આમાં એક પ્રકારનો સત્ય તરફનો આગ્રહ પણ છે. કલાની દૃષ્ટિએ એક રીતે કેટલીક વિગત મૂકીને વાસ્તવવાદી સાહિત્ય ચિત્રોને વધારે હૂબહૂ અને મૂર્ત કરી શકે છે. આને મર્યાદા હોય તો તે એક બાજુ કાવ્યના વિષયની અને રીતિની, અને બીજી બાજુ શબ્દશક્તિની. કોઈ કોઈ કાવ્યનો વિષય જ એવો હોય છે અથવા તેની રીતિ જ એવી હોય છે કે અમુક બાબતની વિગતો તેમાં ન આવી શકેઃ દાખલા તરીકે બીભત્સ વિષયમા આવે તેટલી ભવ્યતામાં ન આવે, ગદ્યમાં આવે તેટલી પદ્યમાં ન આવે, નવલકથામાં આવે તેટલી નાટકમાં ન આવે. બીજી બાજુ શબ્દો અમુક સુધી જ દશ્યોને મૂર્ત કરી શકે છે, અને ઘણી વાર અનેક વિગતાથી દશ્ય વધારે સ્પષ્ટ થવાને બદલે ઊલટું ગૂંચવણવાળું અને તેથી અસ્પષ્ટ બને છે. ઘણી વાર અનેક નાની વિગતોથી અસર થાય છે તેના કરતાં એક જ કૌશલથી પસંદ કરેલી વિગતથી આખુ દશ્ય વધારે સારું દર્શાવી શકાય છે. આ વાસ્તવવાદી વલણમાં કશો દોષ નથી. એ સાહિત્યની સમૃદ્ધિ વધારનારુ છે.

પણ વાસ્તવવાદી સાહિત્યનો સામાન્ય રીતે એક બીજો પણ અર્થ થાય છે. ભાવનાવાદી સાહિત્ય સુંદર વસ્તુનું નિરૂપણ કરે તો વાસ્તવવાદી બેડોળ અને ગંદી વસ્તુનું નિરૂપણ

કરે. અને વધારે પ્રચલિત તો આ જ અર્થ છે. આવા નિરૂપણ સામે એક વાંધો તરત ઊઠે. કલાનું કામ તો રસમય અને સુંદર વસ્તુઓ રજૂ કરવાનું હોય, તેની પાસે ગંદી વસ્તુઓ શા માટે નિરૂપાવવી? જગતમાં ગંદવાડો છે જ તેને કલામાં શા માટે પ્રગટ કરવો? એ તો તદ્દન નીરસ બને! પણ એ દલીલ તત્ત્વતઃ સાચી નથી આને મળતી દલીલ કરુણરસની સામે મુકાઈ હતી. જગતમાં દુઃખ તો ભરેલું જ છે, તો તેને કલામાં શા માટે લઈ આવવું? એમાં રસ શો? અને આનો જવાબ આપણા કાવ્યશાસ્ત્રકારોએ આપેલો છે. તેઓ કહે છે કે કરુણથી ભલે આંસુ આવે છતાં તેમાં રસ તો છે જ કારણ કે કરુણરસનું કાવ્ય પણ વારવાર વાંચવાનું મન થાય છે. એટલે વ્યવહારમાં જે અનુભવ દુઃખમય હોય તે પણ કલામાં આવી રસપ્રદ થઈ શકે છે. અને એ જ યુક્તિ જુગુપ્સાકારક વસ્તુઓની બાબતમાં ખરી છે. બીભત્સને પણ રસ ગણ્યો છે એ આપણા કાવ્યશાસ્ત્રકારોની ઊંડી દૃષ્ટિ બતાવે છે. જગતમાં જે ખરેખર જુગુપ્સાકારક છે તેને જુગુપ્સાકારક સમજવું, જે દુઃખકારક છે તેને દુઃખકારક સમજવું એમાં રસ રહેલો છે. એટલે બીભત્સરસ સામે વાંધો લઈ શકાય નહિ. બીજી તરફ સાહિત્ય જગતની ગંદી કે બેડોળ ચીજો નિરૂપવાનો પ્રયત્ન કરે તેમાં તત્ત્વતઃ, અહીં બતાવ્યું તેમ, કશું નવું પણ નથી.

પણ દરેક રસને પોતપોતાના ભયસ્થાનો હોય છે હાસ્યને ક્ષુલ્લકતા, ઠોળિયાપણું, અશ્લીલતાનું ભયસ્થાન છે તે જાણીતું છે શૃંગારને અશ્લીલતાનું ભયસ્થાન છે. તેમ બીભત્સ રસને પણ પોતાનું ભયસ્થાન છે. રસની ચર્ચામાં વિશ્વનાથ કહે છે કે દરેક રસમાં અદ્ભુત અનુસ્યૂત હોવો ઇષ્ટ છે. એનો બીજો અર્થ એ છે કે કવિના વક્તવ્યમાં કંઈક નવીનતા, અપૂર્વતા હોવી જોઈએ. એટલે ગંદી વસ્તુ પણ એવી જ નિરૂપવી જોઈએ જે ગંદી હોવા છતાં સામાન્ય રીતે સામાન્ય માણસ હજી સમજતો નથી કે સમાજજીવનમાં અહીં ગંદવાડ છે. જે ગંદવાડ બધા જ જાણે છે તે નિરૂપવાનો કશો અર્થ નથી ઇબ્સેને અનેક નાટકોમાં પોતાના સમાજમાં ક્યાં ક્યાં છૂપો સડો રહેતો હતો, તેની નીચે કયું માનસ કામ કરતું હતું, સમાજમાં એ સડો કયા દંભથી ટકતો હતો, અને એ દંભ ફાવવાની પાછળ કઈ સામાજિક પરિસ્થિતિ રહેલી હતી તે બતાવેલું છે, અને તેના તરફ સામાજિક ઘૃણા તેણે પ્રેરી છે. એટલું જ નહિ, કોઈ કોઈ જગાએ તો એ દંભી પાત્રો પાસે જ પોતાનું પાપ કબૂલ કરાવી, બતાવેલું છે કે માણસે પોતે પોતાની મેળે સુધરવું જોઈએ, ત્યાં વાસ્તવવાદ યોગ્ય રીતે ઊતરેલ છે. આવી વાસ્તવવાદી કૃતિઓની સામે વાંધો લેવાનું કાંઈ કારણ હોઈ શકે નહિ. પણ ઘણી વાર એવી અપૂર્વતા હોતી નથી. ઘણી વાર અતિપ્રસિદ્ધ ગંદકીવાળું, જેમાં કશું જ નવું નથી, જેમાં ગંદકીના માનસ ઉપર કશો જ નવો પ્રકાશ નાખેલો હોતો નથી, એવું સાહિત્ય સર્જવામાં આવે છે. વિશેષ તો એ છે કે આવા સર્જનની નીચે સર્જકનો હેતુ ગંદકી તરફ જુગુપ્સા ઉપજાવવાનો હોતો નથી, પણ તેને પોતાને તેમાં રસ પડે છે એ હોય છે. ઇંગ્લંડના કેટલાક માણસો અશ્લીલ વસ્તુના રસથી છૂટાછેડાના કેસો વાંચે છે, એ પ્રસિદ્ધ છે. હું જાણું છું, થોડાં વરસો પહેલાં આપણા એક ગુજરાતી પુસ્તકપ્રકાશક અત્યંત ગંદી વસ્તુ- વાળા કેસો સત્ય પ્રકાશ કરવાના નામે પ્રસિદ્ધ કરતા. તેમ આપણો કહેવાતો વાસ્તવવાદી સાહિત્યસર્જક પણ સત્ય કે વાસ્તવિકતા રજૂ કરવાને બહાને ગલીચ વસ્તુની પોતાની વાસના, તૃપ્ત કરતો હોય છે. અને સાહિત્ય તેના સર્જક કરતાં પણ વધારે સાચાબોલું હોય છે.

દલપતરામે ફાર્બસવિલાસમાં એક મશ્કરી કરી છે. એક માણસ ઢુંઢિયા ધર્મના બે સાધુઓને કહે છે કે અમદાવાદમાં જોવા જેવી જગાઓ કઈ ? સાધુઓએ કહ્યું કે અમે ધામ બતાવીએ તો તમે ત્યાં જાઓ ને પગતળે જીવજંતુ કચરાય તેનું પાપ અમને લાગે. પણ અમારા ધર્મનું એક કવિત અમે તમને શીખવીએ તે શીખો તો તે તમારા અર્થનું છે. એ કવિત પછી નીચે પ્રમાણે આપેલું છે.

> અંજનશલાકા, સ્વામીનારાયણની હવેલી
> કાંકરીયું સરોવર જોવું નહિ કોઈએ;
> શાહઆલમ, કે શાહીબાગ ન સિધાવીએ તો,
> મકરબો કે જુમામસીદ શીદ જોઈએ ?
> સતરના સાચા, કન્યાશાળા કે પુસ્તકશાળા,
> વાવ દાદા હરિની જોતાં વખત ખોઈએ;
> ગાવી અમદાવાદમાં એવું નહિ જોવું કશું,
> સાધુ પાસે ધરમ શુણીને પાપ ધોઈએ.

એટલું જ નહિ, સાધુઓ આગળ કહે છે

> સાત ગાઉ પર સરસ છે, જોવા લાયક જોડ;
> વાવ અડાળજ આગળે, જશો ન જોવા તેડ.

અહીં ન જવાનું કહીને અમદાવાદના સ્થળો તો કહ્યાં પણ સાત ગાઉ પરના અડાળજની પણ વાત કરી, તેમ ઘણી વાર કુત્સિતવસ્તુમુગ્ધ લેખક વાસ્તવવાદને ઓઠે વાસ્તવિક જગતમાં હોય તે કરતાં પણ વધારે ખરાબ વસ્તુને વધારીને બતાવે છે. અને તે પણ કેવળ ખરાબની ખાતર ખરાબ વસ્તુ બતાવે છે—જાણે કે 'કલા ખાતર કલા'ના સિદ્ધાન્તનું વેર વાળતો હોય નહિ!

અને કેવળ જુગુપ્સિત વસ્તુ બતાવવામાં એક અસત્ય તો રહેલું છે. જેમ કોઈ માણસને આપણો સમાજ જોવો હોય ને તેને સમાજના નમૂના તરીકે દવાખાનું કે ફોજદારી ગુનાની કોર્ટ બતાવવી એ અસત્ય છે, તેમ સાહિત્યને જો ખરા જીવનનું પ્રતિબિંબ કરવું હોય તો તેમાં માત્ર જુગુપ્સિત વસ્તુઓ બતાવવી એ અસત્ય છે. ભાવનાવાદી સાહિત્યમાં, ભાવનાનો ઉત્કર્ષ કે વિજય બતાવવા માટે પણ જગતનું અનિષ્ટ મૂકવાની આવશ્યકતા રહેતી હતી. પણ જુગુપ્સિત વસ્તુ બતાવવાને માટે સુંદર વસ્તુ બતાવવાની એવી કોઈ જરૂર રહેતી નથી એટલે જુગુપ્સિત વસ્તુઓનું નિરૂપણ વધારે એકાંતિક થઈ જવાનો સંભવ છે અને એમ થાય છે. એ રીતે વાસ્તવવાદ ખોટી દિશાએ જઈ, પોતાને જ ખોટો પાડે છે.

ખરું તો આ કવિતા ખાતર કવિતા, વાસ્તવવાદ વગેરે પરસ્પર આક્ષેપ માટે મગદળ વાળાં પદો છે. કોઈ બે માણસોને લેવડદેવડને અંગે તકરાર થાય, અને બન્ને માણસો ન્યાય શો છે તે જોવાની કે સમજવાની દરકાર કર્યા વિના જેમ પરસ્પર આક્ષેપો કરવા માંડે, એક બીજાને સામસામા કહે કે તમે વાણિયા તો આવા જ હો, કે તમે અસત્યવાદી તો આવા જ, કે તમે કાઠિયાવાડી તો આવા જ, જેમ અંગ્રેજો કહે કે તમે પારસીઓ તો આવા જ: એમ એક માણસ બીજાની કૃતિની ટીકા કરે કે તમારી કૃતિ અશ્લીલ છે તો તેની સામે તમે 'કલા

ખાતર કલા' સમજતા નથી, કે તમે નવીન વાસ્તવવાદ સમજતા નથી, એમ તૈયાર પદો ઘા કરવાને સગવડવાળાં છે. બાકી ઉપરની વાણિયાઓ કે કાઠિયાવાડીઓ વિશેની ઉક્તિઓમાં સત્યકથન કરતા ગાળ ભાંડવાની વૃત્તિ જ વિશેષ હોય છે, તેમ આ 'કલા ખાતર કલા' કે 'વાસ્તવવાદ' વિશેના ઝગડામાં પણ મૂળ પ્રશ્નને એક બાજુ રાખી લડવાની વૃત્તિ જ હોય છે. ખરો પ્રશ્ન અમુક કૃતિ કલા છે કે નહિ એ છે. જો એ કલા નહિ હોય, તો કોઈ પણ વાદ તેને કલા બનાવી શકવાનો નથી. એટલા માટે જ કેટલાક અંગ્રેજ વિવેચકો આવી શબ્દજાળમાં પડવાની ના કહે છે. જેમ અખો ધર્મવાદોમા પડવાની ના કહે છે.

ખટ દર્શનના જુજવા મતા, માંહોમાંહી ખાધા ખતા;
એકનુ થાપ્યુ બીજો હણે, અન્યથી આપને અધકો ગણે;
અખા એ જ અંધારો કુવો, ઝઘડો ભાંગી કોઈ ન મુવો.

તેમ જ આ મતો કે વાદો પણ ઘણી વાર આડે રસ્તે ચઢાવનારા છે અને આ જમાનામાં જેમ રાજ્ય-પ્રકરણમા ખોટું ખરુ સમજીને સોશિયાલિઝમ ઓ કોમ્યુનિઝમની, સામાન્ય વાતચીતમાં જેમ સાઇકો-એનેલિસિસ કે માનસપૃથક્કરણશાસ્ત્રના પારિભાષિક શબ્દોની વાતો કરવાની ટેવ પડી છે તેમ જ કાવ્યચર્ચામા કલા ખાતર કલા, વાસ્તવવાદ વગેરે શબ્દો પકડીને વાતો કરવાની ટેવ પડી છે આવા અર્ધ સમજેલા શબ્દોની વાતો કરે છે તે કરતા કોઈ કાવ્યને કાવ્ય તરીકે સમજે, તેનુ વક્તવ્ય સમજે, અને એ વક્તવ્ય તે કવિએ કેવી રીતે પ્રગટ કરેલુ છે તેની ખૂબી, આવો કોઈ પણ શબ્દ વાપર્યા વિના સ્ફુટ કરતા શીખે, તો કાવ્યચર્ચાને અને કાવ્યના અભ્યાસીને વધારે લાભ થાય એની મને ખાત્રી છે

આવો ત્રીજો કૂટ પ્રશ્ન પ્રગતિવાદી સાહિત્યનો છે હમણા પ્રગતિશીલ લેખકોનો સંઘ સ્થપાયો છે અને તેમાં ઘણા જુવાન લેખકો ભળ્યા છે તેથી આ તરફ સારુ ધ્યાન ખેંચાયુ છે. આ સંઘની સ્થાપના નીચે રહેલા બળો તપાસવાથી એનુ સ્વરૂપ સમજાશે મહાન યુરોપીય યુદ્ધ પછી રશિયામાં બોલશેવિક પક્ષનો વિજય થયો અને અત્યાર સુધીના ઇતિહાસમાં નહિ થયેલી એવી રાજકીય અને સામાજિક ક્રાન્તિ થઈ આ ક્રાન્તિએ હિન્દના યુવાનોનુ ખૂબ ધ્યાન ખેંચ્યુ છે આ ક્રાન્તિના મુખ્ય મન્તવ્યો હિંદમા પણ થોડે ઘણે અંશે સ્વીકારવા લાગ્યા છે. એ આદર્શની ફિલસૂફી એ છે કે ઇતિહાસના બનાવોનુ ખરુ પ્રવર્તક કારણ સમાજની ભૌતિક પરિસ્થિતિ છે એ પરિસ્થિતિ પ્રમાણે જેમ બનાવો બને છે તેમ જ એ પરિસ્થિતિ પ્રમાણે ધર્મ અને સમાજરૂઢિઓ રચાય છે. આ મત પ્રમાણે આપણી ઈશ્વરની શ્રદ્ધા, નીતિનુ બંધારણ, રાજ્યબંધારણ, સામાજિક બંધારણ, એ પરિસ્થિતિમાં જેમને લાભ મળતો હતો તેમણે જાણે અજાણે એ લાભ ટકાવી રાખવા ઉત્પન્ન કરેલાં. એનો ફલિતાર્થ એ થયો કે ધર્મ સમાજબંધારણ બન્નેમાં તત્ત્વત. કશુ સત્ય નથી ધર્મને તેમણે દુઃખી જનોને દુ ખ અને અન્યાય ભુલાવવાનો માદક પદાર્થ ગણ્યો સમાજમાં દરેક માણસને જીવવાનો અને વિકાસ પામવાનો સરખો હક હોવો જોઈએ એમ ગણી, રાજા, અમીર ઉમરાવો, ધર્મોપદેશકો, મૂડીદારો, એ સર્વની સ્થિતિ તેમણે સમાજનો દ્રોહ કરનારી ગણી સ્ત્રીપુરુષોનો લગ્નસંબંધ, બન્ને પક્ષે તલ્લાકના એક સરખા સંપૂર્ણ હકવાળો હોવો જોઈએ એમ ગણ્યુ. સમાજની આજ સુધીની ઊંડામા ઊંડી બે ભાવનાઓના મૂળ પર આથી આઘાત થયો, એક ધર્મની અને બીજી લગ્નસંબંધની અપૂર્વતા કે દિવ્યતા કે અલૌકિકતાની આ બે ભાવનાઓ જ મુખ્યત્વે આજ સુધીના

સાહિત્યની પ્રેરક હતી. ક્રાન્તિવાદીઓ આ ક્રાન્તિને જગતનાં બધાં વર્તમાન અનિષ્ટોનો એક જ અમોઘ ઉપાય માને છે અને તેથી ધર્મ અને મૂડીવાદ સામે ઝુંબેશ ઉઠાવે છે. પ્રગતિવાદી લેખકો પણ ધર્મ અને મૂડીવાદના વિનાશનો અને સ્ત્રીપુરુષ સંબંધની ઐહિકતા તથા સુવર્ણ વિચ્છેદનો આદર્શ પ્રેરતા સાહિત્યને જ પ્રગતિવાદી માને છે. સાહિત્યનો એ જ આદર્શ હોવો જોઈએ એમ માને છે, એવું જ સાહિત્ય પ્રગતિશીલ છે એમ માને છે, અને એવું સાહિત્ય ઉત્પન્ન કરવાનાં પગલાં યોજવા પ્રયત્ન કરે છે.

હવે આ પ્રગતિશીલ સાહિત્યના પ્રચારમાં અનેક પ્રશ્નો ગૂંચવાયેલા છે. તેને એકે એકે ઉકેલવા પ્રયત્ન કરીએ. પ્રથમ તો એ કે જે માન્યતાઓ ઉપર પ્રગતિવાદીઓને શ્રદ્ધા છે તે માન્યતા કંઈક અંશે તત્ત્વદર્શનની છે, કંઈક અંશે સમાજશાસ્ત્રની છે, કંઈક અંશે રાજ્યપ્રકરણની છે, અને તે સર્વ ઉપરાંત આપણે માટે તો આપણી વ્યાવહારિક સ્થિતિનો પ્રશ્ન છે. આ માન્યતામાં રહેલા મુદ્દા એટલા બધા ગંભીર છે કે તેમાં બધાની સંમતિ હોઈ શકે નહિ. આ મતની તુલના કે પરીક્ષાનો આ પ્રસંગ નથી કારણ કે આ માનવું કે ન માનવું એ વિવેચનનો પ્રશ્ન નથી. ઉપર કહ્યું તે તે શાસ્ત્રનો અને વ્યવહારનો છે. વિવેચનમાં તેને સ્થાન નથી.

વિવેચન સાથે આનો બે રીતે સંબંધ છે. એક તો એ કે સાહિત્યસર્જકોને એમ કહી શકાય ખરું કે તમારે ઉપરની શ્રદ્ધાવાળું જ સાહિત્ય સર્જવું અને બીજું ન સર્જવું? અને બીજો પ્રશ્ન એ કે આવું જ સાહિત્ય સર્જવું જોઈએ એવી પ્રતિજ્ઞાથી કરેલું સાહિત્ય પ્રચારક બનવાથી તે કલા તરીકે નિકૃષ્ટ કે અકલાત્મક બની ન જાય? બંને પ્રશ્નોનો જવાબ એક જ છે. સાચા વિવેચનમાં ઉપરના બંને પ્રશ્નો અપ્રસ્તુત છે. આપણી પાસે રજૂ થયેલી કૃતિ કલાની છે કે નહિ એ એક જ પ્રશ્ન વિવેચનનો છે. જીવનના કોઈ અપૂર્વ રહસ્યના અનુભવને અવલંબીને કલ્પના સ્વૈર વ્યાપાર કરે તો કલાની કૃતિ જન્મે. અમુક કૃતિમાં એવો સ્વૈર વ્યાપાર હોય તો તે કલા છે. એ વ્યાપારની પછવાડે ઉપરની માન્યતા છે કે કોઈ બીજી એ હકીકતનો પ્રશ્ન છે, સિદ્ધાન્તનો નહિ. ઉપર કહી તેવી માન્યતા કવિના સૂક્ષ્મ રહસ્યમય અનુભવમાં ઊતરી હોય તો તેવી માન્યતાવાળું કાવ્ય રચાય. અને કવિનો ગહન અનુભવ એવો હોય તો તેને એવા વસ્તુ ઉપર કાવ્ય રચવાની ભલામણ કરવાની જરૂર પણ ન રહે. માબાપના અવગુણોનું પરિણામ પ્રજાને ભોગવવું પડે એવું શરીરશાસ્ત્રથી પ્રતિપાદિત થયું પછી તેના કોઈ પણ ખાસ પ્રચાર વિના ઇબ્સેને અનેક નાટકોમાં એ સત્ય પ્રકટ કરી બતાવ્યું. બીજી બાજુ નવા જમાનાના બળો ક્યાં ક્યાં છે તેનો વિચાર કરીને ઉપર લખવાની પ્રતિજ્ઞા કરવા જતાં ઇબ્સેનના નાટકો બગડ્યાં નથી. તેવી જ રીતે નવું માનસપૃથક્કરણ-શાસ્ત્ર પ્રકટ થયું તેણે સાહિત્યકારોમાં કશા પણ પ્રચાર વિના, સાહિત્ય ઉપર ઘણી અસર કરી છે. ઘણું સાહિત્ય એ શાસ્ત્રનાં વિધાનોની માન્યતા ઉપર લખાય છે. મને પોતાને લાગે છે કે ગાન્ધર્વ વિવાહનું અનિષ્ટ લોકોને બતાવવું એવો સ્પષ્ટ વિચાર કાલિદાસે શાકુન્તલ લખતાં હશે પણ એ વિચારથી ક્યાંઈ તેની કલા બગડી નથી. એટલું જ નહિ, કલાની ઉત્તમ કૃતિ જીવનના કોઈ અપૂર્વ રહસ્યને અવલંબે છે અને એવા કાવ્યથી એ રહસ્યના સંસ્કાર વાચકના ચિત્તમાં દૃઢ થાય તેમાં નવાઈ નથી. અર્થાત્ કાવ્યથી રહસ્યનો પ્રચાર થાય છે એમ કોઈ કહે તો ના કહી શકાય નહિ. એટલે ભલામણ કે પ્રતિજ્ઞા કાવ્ય સર્જનની પછવાડે હતી કે નહિ એ કાવ્યને અને તેથી વિવેચનને અપ્રસ્તુત છે. એ કવિમાનસના ઇતિહાસનો બનાવ છે,

વિવેચનનો નહિ. એવી ભલામણ કે પ્રતિજ્ઞાથી કવિની કલ્પના ઉત્તેજાઈ હોય અને કલ્પનાનો ખરેખરો સ્વૈર વ્યાપાર થયો હોય તો કાવ્ય બને. તેમ જ એ ભલામણ કે પ્રતિજ્ઞા કલ્પનાના સ્વૈર ઉડ્ડયનમાં આડી આવે, ભાનપૂર્વક કવિ કલ્પનાને સ્વૈર ઊડવા ન દેતાં અમુક દિશાએ વાળે, તો કાવ્ય થાય જ નહિ અથવા તેમાં કૃત્રિમતા આવી જાય. કાવ્યસર્જનમાં કવિની પોતાની પણ જરા પણ ડખલ ન જોઈએ ઉપદેશક કાવ્યો સામે આટલો બધો અણગમો થવાનું કારણ એ જ છે કે ત્યાં કવિની ભાનપૂર્વક ડખલથી ઘણી વાર કાવ્યમાં કૃત્રિમતા આવી જાય છે. પણ એવી કૃત્રિમતા આવી છે કે નહિ એ વિવેચકે પ્રત્યક્ષ અનુભવથી નિર્ણય કરવાનો છે. આવી પ્રકારની ભલામણ કે પ્રતિજ્ઞા હતી માટે કાવ્ય ખોટું જ થાય એવું અનુમાન ન કરી શકાય. મારે શુદ્ધ કાવ્ય કરવુ છે, તેને ઉત્તમ કરવુ છે, એવી પ્રતિજ્ઞાથી જેમ કાવ્ય ઉત્તમ નથી થઈ જતુ, તેમ જ સર્જન બહારના પ્રયોગના ઉદ્દેશથી તે અવશ્ય બગડી પણ જતુ નથી. કાવ્યની કસોટી કાવ્યમાં જ છે, કાવ્ય પોતે જ છે, કાવ્ય બહારની કોઈ વસ્તુ તેની કસોટી થઈ શકે નહિ

પણ આટલુ કહ્યા પછી મારે કહેવુ જોઈએ કે પ્રગતિવાદના આગ્રહથી કલા બગડવાનો સંભવ છે અને ઘણી જગાએ તે બગડી છે ઘણી જગાએ પ્રગતિવાદના પક્ષપાતથી કોઈ કૃતિના ખોટાં વખાણો થાય છે એવી ફરિયાદ પણ થઈ છે [1] પ્રગતિવાદનુ રહસ્ય કવિના ઊંડા અનુભવમા ઊતરવું જોઈએ ને પછી કલામાં પ્રગટ થવુ જોઈએ, તેને બદલે ઘણી વાર લેખક પ્રગતિવાદ એટલે મૂડીદારો અનીતિવાળા જ હોય, વિષયલંપટ જ હોય, નિર્દય જ હોય, સ્ત્રી તરફ વિશ્વાસઘાતી જ હોય, એમ પકડી બેસવાથી કલા બગડે છે. ઉપર કહી તે વાત તે રીતે સાચી નથી જ, ઘણા મૂડીદારો એવા હોતા નથી, મૂડીદાર ન હોય એવા ઘણા ય માણસોમાં એ જ પાપવૃત્તિઓ હોય છે; પણ ઉપરનાં મૂડીદારોની સામેનાં વિધાનો સાચાં જ હોય તોપણ જ્યાં સુધી મનુષ્ય સ્વભાવમાં રહેલા તેનાં ગૂઢ કારણો સુધી પ્રતિભા પહોચી ન હોય ત્યાં સુધી તેનું રહસ્ય લેખકને જણાયુ નથી જ, અને રહસ્ય જણાયુ ન હોય ત્યાં સુધી તેનાથી કાવ્યની કૃતિ બને નહિ. આવાં વાક્યો કે વિધાનો પકડી લઈ તેનો છૂટે હાથે ઉપયોગ કરવો એ સૂક્ષ્મ કે સંસ્કારી બુદ્ધિનું લક્ષણ નથી. આપણે ધર્મમા ધૂનોનો ઉપયોગ કરતા, તે ગમે તેમ પણ નિર્દોષ હતો. રાજ્યપ્રકરણે, તેનુ જાણે અજાણે અનુકરણ કરી નવી ધૂનો (slogans) ઉપજાવી રાજ્યપ્રકરણમાં એ ચાલતુ હોય તો ભલે ચાલે, તેમા કદાચ માનસ તરફ ધ્યાન આપ્યા સિવાય અમુક ક્રિયા તત્કાલ કરી લેવાની જરૂર હોય તેથી એમ કરવુ પડે. પણ કાવ્યસર્જન, કાવ્યભાવન, કાવ્યવિવેચનમાં એ ન ચાલે. કશુ પણ રહસ્ય સુધી ગયા વિના પકડી લેવું એ માનસજડતા છે. અને કલાનો જડતા જેવો બીજો કોઈ શત્રુ નથી. શુદ્ધકલાનો આદર્શ કેવલ શુદ્ધ ચૈતન્યવિલાસ છે. ગમે તેવુ ઊંચુ સત્ય પણ સમજ્યા વિના પકડી રાખ્યું હોય તો,

૧ આનો અર્થ એવો નથી કે પ્રગતિવાદી મંડળ ન બની શકે કે કોઈએ તેમા ન જવુ જોઇએ, મેં ઉપર કહ્યુ તેમ મંડળ હોય ન હોય એ તરફ વિવેચન તટસ્થ છે. કોઈ પણ અમુક મતવાળા માણસો કે લેખકો કે સર્જકો કે વિવેચકો મળે ચર્ચા કરે તે વિશે સાહિત્યની દૃષ્ટિએ કશુ કહેવાનું હોઈ શકે નહિ. એથી સાહિત્ય સુધરશે કે બગડશે એ આખા મંડળની તેમાની સર્જક વ્યક્તિ ઉપર શી અસર થાય છે તે ઉપર જ આધાર રાખે છે. કારણ કે વ્યક્તિ ઉપર બહારના સમાજની ગમે તેટલી અસર હોય તોપણ છેવટે સાહિત્ય સર્જાય છે તે તો વ્યક્તિ દ્વારા જ.

તે માત્ર એક બંધન જ છે, એ ચૈતન્યનું અવલંબન નથી. અવલંબન એ પણ મારે ભાષાને લીધે કહેવું પડે છે, ખરુ તો સત્ય સંપૂર્ણ જીવન્ત બનતાં, ચૈતન્ય સાથે તેનું તાદાત્મ્ય થતા, ચૈતન્યના વિકાસમાંથી જ કલા પ્રસરે છે, એમ હું કહું. પણ અહીં હું આથી વધારે દૂર કે ઊંડે જવા માગતો નથી. સત્ય અને કલાનો સબંધ શો છે એ જુદો જ પ્રશ્ન છે અને સ્વતંત્ર નિરૂપણ માગે છે અત્યારે તો કલા સબંધી અમુક અમુક સર્વમાન્ય સિદ્ધાન્તોને આધારે અમુક કૂટ મનાતા પ્રશ્નોની બને તેટલી સ્પષ્ટ અને બને તેટલી સર્વને સમજાય તેવી ભાષામાં ચર્ચા કરવી એટલો જ મારો ઉદ્દેશ છે. મારે મુખ્ય કહેવાનું એ છે કે આવા વાદોને લીધે વિવેચનનો મુખ્ય પ્રશ્ન કે અમુક કૃતિ કલાત્મક છે કે નથી, હોય તો કઈ રીતે છે, એ ધૂમાયિત થાય છે. કોઈ વાદથી કોઈ અકલા કલા બનતી નથી એક પણ વાદનું નામ લીધા વિના, કે તેની પચાત કર્યા વિના કલાની સાચી કૃતિઓ થઈ છે, અને એક વાર કૃતિને સમસ્તરૂપે અને તેનું એકેએક સૂક્ષ્મ અંગ-પ્રત્યગ જોઈને તે કલા છે એમ પ્રતીત થયા પછી, વાદના શબ્દોથી તેની ટીકા કરવાની સગવડ મળે, પણ તે સર્વ એ કૃતિ સમજવા માટે છે, કૃતિ એક બાજુ પડી રહે ને ચોખ્ખી વાદની ચર્ચા થાય એ મિથ્યાચેષ્ટા છે.

# રાજકીય નોંધો

'નિરીક્ષક'

[ આપણા સાહિત્યમા આપણા દેશના અને દુનિયાના રાજ્યપ્રકરણનો અભ્યાસ કરનાર ઘણા ઓછા છે. તે સ્થિતિમાં આ યુવન લેખકના લેખો ધ્યાન ખેચે એવા છે. તેઓ દુનિયાના રાજ્યપ્રકરણનો અભ્યાસ કરે છે અને તે સાથે આપણી રાજકીય સ્થિતિનો નિકટ અને વહેવારુ પરિચય પણ ધરાવે છે, એ એમના લેખો ઉપરથી જણાયા વિના રહેશે નહિ. **પ્રસ્થાનતંત્ર** ]

## વર્ધા રિપોર્ટ

**ગયા અંકની** નોંધમા શિક્ષણને હાથઉદ્યોગો મારફત સ્વાવલંબી બનાવવાની મહાત્માજીની યોજનાની આર્થિક વ્યવહારુતાની દૃષ્ટિએ એ યોજનાની સફળતાના રસ્તામાં નડતી કેટલીક મુશ્કેલી વિશે મેં ઉલ્લેખ કર્યો હતો એ વખતે ડા ઝકીર હુસેન કમિટીનો રિપોર્ટ બહાર નહોતો પડ્યો. હવે એ રિપોર્ટ બહાર પડી ચૂક્યો હોવાથી એનો આધાર લઈને મુશ્કેલીની રજુઆત વધારે સારી રીતે થઈ શકે એમ છે.

ડા. ઝકીર હુસેન કમિટીનો રિપોર્ટ જોતા માલમ પડે છે કે નવા પ્રાથમિક શિક્ષણનો હેતુ દ્વિવિધ હશે. એક તો દેશની ગરીબાઈ ને અપાર નિરક્ષરતાનુ પ્રમાણ જોતા પ્રાથમિક શિક્ષણને જો સાર્વત્રિક કરવું હોય તો શાળાઓ ખર્ચની દૃષ્ટિએ મહદ્ અંશે સ્વાવલંબી બનાવવી જોઈએ; અને બીજો હેતુ શિક્ષણ લેનાર વિદ્યાર્થી ભણીને દેશની બેકારીમાં વધારો કરે એમ નહિ પરતુ એ, શિક્ષણ દરમિયાન ઉદ્યોગો શીખીને રોટલો રળી શકનાર 'સ્વાવલંબી ઘટક' થવો જોઈએ. કમિટીના શબ્દોમાં કહું તો "આ યોજના એ વસ્તુ આપવા માગે છે કે અભ્યાસક્રમ પૂરો કર્યા પછી દરેક વિદ્યાર્થી સ્વાવલંબી ઘટક–Self supporting unit—બનશે."

### રિપોર્ટની અપૂર્ણતા

મેં આગલી નોધમાં જણાવેલી મુશ્કેલી બરાબર હોય તો મને લાગે છે કે આ બને હેતુ સફળ કરવાનો રસ્તો ઝકીર હુસેન કમિટીનો રિપોર્ટ બતાવી શકતો નથી. એ રીતે મને એ રિપોર્ટ અધૂરો લાગે છે.

૧ રિપોર્ટમાં જણાવેલી ઉદ્યોગોની યોજના પ્રમાણેની શાળાઓ દેશમાં સર્વત્ર ઊભી કરવામાં આવે તો એ શાળાઓમા વિદ્યાર્થીઓની સખ્યા કેટલી હોઈ શકે? (અલબત, એ આંકડો અડસટ્ટાથી જ આપી શકાય) અને એટલી સંખ્યાના વિદ્યાર્થીઓ મારફત કેટલા જથામાં ને કેટલી કિંમતનો માલ પેદા થાય? અને આ પ્રમાણે પેદા થતો માલ રાજ્ય કેવી રીતે ખરીદીને બજારમાં ખપાવી શકે એ બતાવવું જોઈતુ હતુ. કારણ કે એના ઉપર તો આખી યોજનાની ઇમારત ચણાવાની છે. મહાત્માજી પ્રાથમિક શાળાઓમાં તૈયાર થતો માલને લઈ લેવાની રાજ્ય પાસે બેરટી માગે છે; (જુઓ 'હરિજન' તા. ૧૧-૧૦-૩૭ના અંકમાં મહાત્માજીએ ડી. સીલ્વાને આપેલો જવાબ) તો એમની સલાહ પ્રમાણે તૈયાર

થયેલા રિપોર્ટમાં એ બતાવવું જોઈતું હતું કે રાજ્ય શી રીતે બધો માલ સફળતાથી બજારમાં ખપાવી શકે.

૨ રિપોર્ટમાં કાંતણ અને વણાટના ઉદ્યોગ મારફતે શાળાને સ્વાવલંબી બનાવવાની યોજનાનો કંઈક વિગતવાર ને વિસ્તારપૂર્વક વિચાર કરવામાં આવ્યો છે. પરંતુ એ તો સ્વાવલંબી શિક્ષણની યોજનાના પ્રથમ હેતુની સિદ્ધિનો વિચાર થયો. એનો બીજો હેતુ—અભ્યાસક્રમ પૂરો કર્યા પછી દરેક વિદ્યાર્થી સ્વાવલંબી ઘટક બનશે એ,—શી રીતે બર આવશે તેનો વિચાર જ કર્યો જણાતો નથી. માની લઈએ કે રિપોર્ટમાં જણાવેલ યોજના પ્રમાણે વિદ્યાર્થી અભ્યાસ પછી ઉદ્યોગ કરીને કમાવાની શક્તિ ધરાવતો થશે. પણ એ તો માત્ર વિદ્યાર્થીમાં કમાવાની શક્તિ પેદા થઈ એટલું જ ફલિત કરે છે. એ શક્તિનો ઉપયોગ વિદ્યાર્થી શી રીતે કરશે, વણાટ વગેરે હાથઉદ્યોગ કરીને રોટલો રળવા માગતા હજારોની સંખ્યામાં પ્રાથમિક શાળામાંથી ઉદ્યોગો શીખીને બહાર પડતા આ વિદ્યાર્થીઓ શી રીતે ધંધા શરૂ કરી શકશે, એમને હાથે તૈયાર થતા માલને નફાકારક રીતે એઓ ક્યાં ને કેવી રીતે ખપાવી શકશે,—વગેરેનો વિચાર કરવો જ જોઈએ નહિ તો, આજે જેમ 'ટેકિનેકલ એજ્યુકેશન' લઈને યુનિવર્સિટીઓમાંથી બહાર પડતા વિદ્યાર્થીઓ રોજગાર નહિ મેળવી શકવાને કારણે બેકાર રહે છે તેમ પ્રાથમિક શાળાઓમાંથી બહાર નીકળતા હાથઉદ્યોગ-કુશળ વિદ્યાર્થીઓ ધંધાને અભાવે બેકાર રહેશે. હાથઉદ્યોગો કરવાની શક્તિ પેદા કરવા માત્રથી બેકારી નહિ મટે ઉદ્યોગો મારફત પેદા થતી વસ્તુઓ ખપાવવાની પરિસ્થિતિ નિર્માણ કરવાથી જ બેકારી મટી શકે. આ પરિસ્થિતિ નિર્માણ થવી એટલે પ્રજાની ખરીદ-શક્તિ વધારવી. આ સિવાય આપણો ઉગાર આરો નથી. જનતાની ખરીદશક્તિ વધારવાનો રસ્તો રિપોર્ટમાં બતાવ્યો નથી.

## સ્થાનિક અર્થવ્યવસ્થાનો ખ્યાલ

હજી વધારે વિચાર કરી જોઈએ દરેક શાળામાં તૈયાર થતો માલ બહુ મોટે ભાગે સ્થાનિક જ ખપાવવો પડશે. કારણકે આ યોજના સાર્વત્રિક થતાં ગામડે ગામડે ને શહેરમાં ચકલે ચકલે પ્રાથમિક શાળાઓ હશે, જે માલ તૈયાર કરતી હશે અને પોતાની આસપાસનું બજાર હાથ કરી લેતી હશે. હવે એ જ શાળાઓમાં શીખીને સાત વર્ષ પછી બહાર પડતા વિદ્યાર્થીઓનો મોટો ભાગ 'સ્વાવલંબી' બનવાના ધોરણ ઉપર શાળામાં શીખી આવેલ ધંધો શરૂ કરશે. એવા વિદ્યાર્થીઓ પણ દર વરસે લાખોની સંખ્યામાં બહાર પડવાના. કારણકે આખા દેશમાં આવી શાળાઓમાં ફરજિયાત શિક્ષણનો કાનૂન હોવાથી સેંજે ત્રણ કરોડ વિદ્યાર્થીઓ હશે. આ ત્રણ કરોડ વિદ્યાર્થીઓની સંખ્યામાં પહેલા વર્ષમાં દર વરસે ત્રીસેક લાખ જેટલા નવા દાખલ થશે અને એટલા જ સાતમા વર્ષમાંથી પસાર થઈ બહાર પડશે. એટલે કે દરેક વરસે હાથઉદ્યોગો શીખીને ત્રીસેક લાખ નવા કારીગરો ધંધાદારી કારીગરો થઈ શકશે. આમાંથી અડધી સંખ્યા વેપાર, ખેતી, નોકરી વગેરેમાં જોડાય તો પણ ધંધાદારી કારીગર વર્ગ તરીકે પંદર-લાખોની સંખ્યામાં વિદ્યાર્થીઓ જોડાશે. આ યોજનામાં કલ્પેલી સ્થિતિ પ્રમાણે તો ખેડૂત, કારીગર કે વેપારી પણ કાપડ વગેરે કૌટુંબિક જરૂરિયાતની વસ્તુ 'સ્વાવલંબી' ધોરણે પેદા કરી લેતા હશે. આમ થાય ત્યારે શાળામાં તૈયાર થતા માલને લેશે કોણ અને કેટલા? આનો અર્થ એ થાય કે શાળામાં તૈયાર થતા માલને માટે હરરોજ વિકસતું બજાર—

ever expanding market—નહિ પણ હરરોજ સંકુચિત થતું બજાર—ever contracting market—જ રહેવાનું આ યોજના પ્રમાણે ઘડાતી સામાજિક ને અર્થવ્યવસ્થામાંથી એ જ ફળ આવવું જોઈએ. કારણ કે આ યોજનામાં દેખાતી વિચારસરણી દરેક ગામ ને કુટુંબને મોટે ભાગે સ્વાવલંબી બનાવવા માગે છે. પણ બીજી બાજુ આ જ સ્થિતિ શાળાઓમાં તૈયાર થતા માલને ખપાવવાની પરિસ્થિતિને પણ ધીરેધીરે નાબૂદ કરે છે. આ ઉપરાંત એ જ શાળાઓમા શીખીને ધંધાદારી થતા કારીગરોના માલ સામે પણ અમુક વરસો પસાર થતા શાળાઓને હરીફાઈનુ યુદ્ધ કરવુ પડશે. આ વિશે પણ રિપોર્ટમા વિચાર કર્યો જણાતો નથી.

જ્યારે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણવ્યવસ્થામા ને શિક્ષણપદ્ધતિમાં ધરમૂળ પલટો કરવાની યોજના થતી હોય ત્યારે એ વિચાર પણ થવો જ જોઈએ કે નવી વ્યવસ્થાની સમસ્ત સામાજિક જીવનવ્યવસ્થાના અંગઉપાગો ઉપર શી અસર થશે. આ નોંધમાં સ્વાવલંબી પ્રાથમિક શિક્ષણની યોજનાનો આર્થિક બાજુઓની જ સમીક્ષા કરવાનો મારો આશય હોવાથી વધારે વિશાળ ક્ષેત્રમા એના સાર્વત્રિક અમલ પછી આપણા દેશની રાષ્ટ્રીય અર્થપદ્ધતિ--national economy—ઉપર એની શી અસર પડશે તે જણાવીશ.

## મહાસભાની રાજકીય નીતિ

પ્રથમ, આ યોજનાને (કદાચ) સિદ્ધ કરવી હોય તો રાજકીય ક્ષેત્રમાં મહાસભાને વરસો સુધી અધિકારગ્રહણનો માર્ગ કાયમી તરીકે પકડી રાખવો પડશે. કારણકે કોંગ્રેસ-પ્રધાનો અધિકારને સ્થાને રહ્યા વિના એ યોજનાનો અમલ થઈ શકે એમ છે જ નહિ એ વિશે તો એ યોજનાના ચુસ્ત હિમાયતીઓને પણ શકા નહિ હોય એ યોજના સફળ થશે એમ માનનાર ઝકીર હુસેન કમિટી પણ કહે છે કે "એવી ધારણા રાખી છે કે સાત વર્ષના પહેલા ગાળાના કરતાં સાત વર્ષના બીજા ગાળાના તબક્કામાં આ યોજના વધારે સફળ પરિણામ બતાવી શકશે" રાજકીય દૃષ્ટિએ મહાસભાને માટે આનો અર્થ એ થયો કે આ યોજનાને વધારે સફળ જોવા માટે મહાસભાવાદી પ્રધાનો એના બીજા ગાળાના અંત સુધી એટલે કે ઓછામા ઓછાં આવતાં પદર વર્ષ માટે તો હોદ્દા ઉપર હોવા જ જોઇએ. એટલે દોઢ દાયકા સુધી કોંગ્રેસની હોદ્દાસ્વીકારની નીતિ અફર રહે. સાત વર્ષના એ ગાળા સુધી આ યોજના કોંગ્રેસપ્રધાનો અજમાવી જુએ એટલે પદર વર્ષ સુધી અધિકારગ્રહણ કરી રાખવાની નીતિની કોંગ્રેસને પક્ષે મૂગી કબૂલાત કે બાહેધરી!

## યોજનાની બીજા ઉદ્યોગો ઉપર અસર

ઝકીર હુસેન કમિટીના રીપોર્ટ પ્રમાણે પ્રાથમિક શાળાઓને સ્વાવલંબી બનાવવામાં કાંતવા વણવાનો ઉદ્યોગ મુખ્ય ભાગ ભજવશે આમ હોવાથી લાખો શાળાના વિદ્યાર્થીઓ કરોડોનું કાપડ તૈયાર કરશે. આ કાપડને ખપાવવુ હશે તો પરદેશી આયાત થતું કાપડ અને મિલકાપડને જવું પડશે. આની અસર મિલઉદ્યોગને નાબૂદ કરશે. મિલઉદ્યોગ ઉપર નભના આડંધધાઓને મજૂરોને એથી ખમવુ પડે. આ ઉપરાત ઉદ્યોગપતિઓ મારફત સરકારને થતી આવપત આવક વગેરે પણ નાબૂદ થાય આયાત થતું કાપડ અટકે એટલે સરકારની જકાતી આવકમાં પણ બાધ પડે આયાત થતું કાપડ, મિલઉદ્યોગને અંગે હેરફેર થતું રૂ અને કાપડ વગેરેને અંગે ચાલતો કરોડોનો ટ્રાન્સપોર્ટ વેપાર પણ નબળો પડે. રેલવે, કોલસો,

વગેરે ધધાને પણ મોટી અસર થાય એ ઉઘાડી વસ્તુ છે. સરકારને મળતી જકાતી ને આયપત આવકને અને રેલવેને નડતી બાધ, ટ્રાન્સપોર્ટ ડૉક ને મિલમજૂરોની જથાબધ ઊભી થતી બેકારી, વગેરેમાંથી ઊભા થતા પ્રશ્નોનો વિચાર પણ થવો જોઈએ. આ બાજુનો વિચાર રિપોર્ટમા નથી કરવામાં આવ્યો.

## શાળાના માલના નિકાલની મુશ્કેલી

ઉપર કરેલી ચર્ચા ઉદ્યોગપ્રધાન પ્રાથમિક શાળાઓમાં તૈયાર થતો માલ ખપશે એમ ગણીને એની સામાન્ય અસર શું થશે એ દૃષ્ટિએ કરવામાં આવી છે. પરતુ શાળાઓમાં તૈયાર થતો માલ ખપાવવો શી રીતે એ જ કદાચ મોટામા મોટી મુશ્કેલી પેદા કરશે; જે એ યોજનાને નિષ્ફળ કરવા માટે પૂરતી ગણાશે. ઝકીર હુસેન રિપોર્ટમા જણાવેલી ઉદ્યોગોની યોજના પ્રમાણે પ્રાથમિક શાળાના છઠ્ઠા અને સાતમા વર્ષમાં પસાર થનાર દરેક વિદ્યાર્થી અનુક્રમે ૧૦૮ અને ૨૧૬ વાર કાપડ તૈયાર કરશે. આ ૧૦૮ અને ૨૧૬ વાર કાપડ જે જે જાત ને ભાતનું તૈયાર થશે એની રાશ કિંમતનો અડસટ્ટો રિપોર્ટમા આપવો જોઈતો હતો. કારણકે એ કાપડની કિંમત જણાવવામાં આવી હોત તો સમજી શકાત કે ધધાદારી હાથસાળ કારીગરોના, મિલોના અને પરદેશી આયાતી એવી જ જાતના કાપડની કિંમતની સરખામણીમાં શાળામાં તૈયાર થનારું કાપડ કિંમતની દૃષ્ટિએ કઈ રીતે ટકી શકશે કે હરીફાઈમા ઊભુ રહી શકશે આમ છતા એટલુ તો સ્પષ્ટ લાગે છે કે શાળામાં તૈયાર થતુ કાપડ એવી જ જાતના મિલ, પરદેશી કે કારીગરની હાથસાળના કાપડના કરતાં કિંમતમા મોઘુ હશે તો એ મોઘા કાપડને માટે બજાર નહિ મળશે કે અલ્પ પ્રમાણમા મળશે સોઘુ હશે તો મિલ, પરદેશી કે હાથસાળના કાપડને અદૃશ્ય થતુ પડશે જેનું પરિણામ શું આવે એનો વિચાર ઉપર કરવામાં આવ્યો છે

શાળાઓમાં તૈયાર થતું કાપડ કે બીજો માલ બજારમાં મળતા કાપડ કે માલની સરખામણીમા મોંઘા હશે તો રાજ્યને બજારૂ કાપડ કે બીજા માલ સામે અટકાયતી પગલાં લેવાં પડશે અને પ્રજાને શાળાનો મોઘો માલ લેવાની ફરજ પાડવી પડશે. આ બન્ને વસ્તુ હાલની સ્થિતિમા કોગ્રેસપ્રધાનોને માટે અશક્ય નહિ તો સલાહભરી તો નહિ જ ગણાશે.

## યોજનાની રૂ ઉગાડનાર ખેડૂતો ઉપર અસર

હવે રૂ ઉગાડનાર ખેડૂતોની દૃષ્ટિએ વિચાર કરીએ. હિંદી સરકારના ડિરેક્ટર જનરલ ઑવ્ કૉમર્સે ચાલુ સાલે હિંદમા રૂના પાકનો છેલ્લો અડસટ્ટો હમણાં જ બહાર પાડ્યો છે. એ પ્રમાણે હિંદમા ચારસો રતલની ૫૪૩૪૦૦૦ ગાસડી રૂ થશે રૂના પાકને અંગે રોકાયેલી જમીન ૨૪૨૭૬૦૦૦ એકર છે. હિંદી રૂનો પાક આપણે ૫૦ લાખ ગાસડીનો ગણીએ. હવે હિંદમાં હાથસાળો ને મિલો લગભગ દર વરસે ૩૦ લાખ ગાંસડી રૂ વાપરે છે. આ રીતે જોતાં ૨૦ થી ૨૫ લાખ રૂની ગાસડી દર વરસે હિંદ નિકાસ કરે છે, જે મોટે ભાગે જપાન અને બ્રિટન ખરીદે છે, અને એના બદલામા એ દેશો હિંદમા કાપડ અને સૂતર મળીને ૨૧૧૪ લાખ (૧૯૩૫-૩૬મા) રૂપિયાનો માલ મોકલે છે. જ્યારે નિકાસ થતા રૂની કિંમતરૂપે પરદેશો હિંદને ૩૩૭૦ લાખ રૂપિયા (૧૯૩૫-૩૬) આપે છે. આમ આયાતી કાપડ ને નિકાસી રૂના પરદેશો સાથેના વેપારમાં હિંદના લાભમાં (Favourable Trade Balance) ૧૨૫૬ લાખ રૂપિયા રહે છે.

## આંતરરાષ્ટ્રીય વ્યાપારની દૃષ્ટિએ

આંતરરાષ્ટ્રીય વ્યાપારી નીતિ મહાયુદ્ધ પછી સ્વાર્થી ને સંકુચિત થઈ ગઈ હોવાથી દરેક દેશ બીજા દેશ સાથેના પોતાના વેપારમાં મોટા બદલાની પદ્ધતિએ વરતે છે. જાપાન હિંદી કે અમેરિકન રૂ ખરીદવા તો જ તૈયાર થાય છે કે એના બદલામાં હિંદ કે અમેરિકા જાપાનીઝ કાપડ ને સિલ્ક ખરીદવા કબૂલાત આપે જો હિંદ જાપાનીઝ માલનો બહિષ્કાર કરે તો તરત જ જાપાન હિંદી રૂનો સામો બહિષ્કાર કરે છે. છેલ્લા ઇન્ડો-જાપાનીઝ ટ્રેડ એગ્રીમેન્ટ પહેલાં હિંદી સરકારે જાપાનીઝ કાપડ સામે જકાતી દિવાલ ઊભી કરવાનું પગલું ભરતાં જ જાપાને હિંદી રૂની ખરીદી બંધ કરી હતી એ વસ્તુ તાજી જ છે. આ જ નીતિ લગભગ બધા દેશો અનુસરે છે. હવે ઝકીર હુસેન યોજનાનો મફળતાનું એક અંગ એ પણ છે કે એનાથી પરદેશથી આયાત થતું કાપડ સમૂળું બંધ થાય. આના પ્રતિકારરૂપે તરત જ જાપાન કે બ્રિટન હિંદી રૂ ખરીદવાનું પણ બંધ કરે એ દેખીતી વાત છે. આયાત થતા પરદેશી કાપડની કિંમત, નિકાસ થતા રૂના બદલામા બાદ કરીએ તો પણ હિંદને પક્ષે ૧૨૫૬ લાખ રૂપિયાની પુરાંત રહે છે. આ પુરાત પછી નહિ રહે એટલે કે હિંદી રૂની ખપત અટકી જાય. એનું પરિણામ એક તો એ આવે કે દેશમા ખપતા રૂના કરતાં ઉત્પાદન વધારે થવાથી રૂની કિંમત બેસી જાય અને ખેડૂતોને કરોડોની નુકસાની વેઠવી પડે. બીજો રસ્તો એ લેવો પડે કે વધારાના રૂના પાક ઉપર અંકુશ મૂકી વાવેતર ઘટાડવુ પડે. એ સ્થિતિમાં સરકારની ફરજ થઈ પડે છે કે રૂના વાવેતર ઉપર અંકુશ મૂકતાંની સાથે જ રૂ ઉગાડનાર ખેડૂતો નફાકારક રીતે બીજો પાક ઉગાડી શકે એમ કરવું જોઈએ.

## કેળવણી અને ઉદ્યોગ

ઝકીર હુસેન સમિતિના રિપોર્ટની ટીકા કરવી એ નહિ પણ એની સફળતાના રસ્તામાં મારી નજરે પડતી મુશ્કેલી જ જણાવવાનો મારો હેતુ છે બાકી કેળવણી પુસ્તકિયા જ થઈ પડી છે એને લીધે આપણી પ્રજાનું સર્વસામાન્ય અંગકૌશલ્ય ખવાઈ ગયું છે અને એનો ઉપાય શિક્ષણ સાથે અંગકૌશલ્ય કેળવતા ઉદ્યોગો મારફત જ કાઢવો જોઈએ, એ વિશે ભાગ્યે જ કોઈ વાંધો લઈ શકે. બૌદ્ધિક વિકાસ અને અંગકૌશલ્યવર્ધક કારીગરીવાળા ઉદ્યોગો વચ્ચે શિક્ષણ વ્યવસ્થા સામંજસ્ય સાધી શકે તો જ એ, દેશની સામુદાયિક ને રાષ્ટ્રીય પ્રતિભા પૂર્ણપણે પ્રગટ કરી શકે. હુ ધારુ છુ કે અદ્યતન શિક્ષણપ્રથાનું એ જ મિશન હોવું જોઈએ કે એ સંકુચિત નહિ પણ સાર્વત્રિક હોય અને એકાંગી વિકાસ સાધવા મથતી નહિ હોય પણ બૌદ્ધિક, શારીરિક અને અંગકૌશલ્યની ખીલાવટ પ્રમાણસર કરી વૈયક્તિક ને સામાજિક વિકાસમા સુમેળ અને એકવાક્યતા સાધવા તરફ એ ગતિ કરતી હોય.

## દુનિયાના આર્થિક પ્રવાહો

કેળવણીની યોજનાનો વિચાર કરતાં આર્થિક બાબતોની પણ આ નોંધમાં કેટલીક સમીક્ષા થઈ હોવાથી હવે રાજકારણના ક્ષેત્રનો સ્પર્શ ન કરતા જગતની વર્તમાન આર્થિક ઘટનાના પ્રવાહોનું ટૂંકું અવલોકન કરી નોંધ સમાપ્ત કરીશ

જેમ રાજકારણમાં હિંદીરાજકારણ જગત્રાજકારણની વેગવાન ઘટમાળનો એક ભાગ માત્ર હોઈ એને ઘડવા ફેરવવામાં આતરરાષ્ટ્રીય ઘટનાઓ મહત્ત્વનો ભાગ ભજવે છે.

તેમ આર્થિક ક્ષેત્રમાં પણ હિંદી અર્થવ્યવસ્થા સ્થાનિક, સંકીર્ણ ને સ્વતંત્ર નથી રહી પણ જગતઅર્થ વ્યવસ્થાનો એક ભાગ બની ગઈ છે. રાજકીય ક્ષેત્રમાંયે સ્વતંત્ર દેશો પણ સંપૂર્ણપણે સ્વતંત્ર રહ્યા નથી. આંતરરાષ્ટ્રીય સલામતીએ ને જોખમોનાં સંધિપત્રો દરેક દેશને એક યા બીજા રૂપમાં ભળવાની ફરજ પાડે છે. આર્થિક ક્ષેત્રમાં તો, દેશોને રાજકીય ક્ષેત્રના કરતાં પણ ઓછી સ્વતંત્રતા મળે છે. બીજા દેશોમાં થતી આર્થિક કે રાજકીય ઉથલપાથલોની અસર આજે જગતવ્યાપી થઈ ગઈ છે. વર્તમાન અર્થકારણ ને રાજકારણ જગતના દેશોના પ્રાદેશિક ને ભૌગોલિક સીમાડાઓ તોડી રહ્યું છે. આપણે સામુદાયિક જીવન જીવીએ છીએ, પણ સામુદાયિક જીવનજનિત સામુદાયિક શિસ્ત પાળવાની ના પાડીએ છીએ. આ જાતની શિસ્ત દેશદેશની પ્રજાઓને પક્ષે સમાન અને પ્રામાણિકપણે એકબીજાના હક્કો ને ફરજોનું પાલન માગે છે. સામ્રાજ્યવાદી રાષ્ટ્રો એ હક્કો ને ફરજોનું ખંડન છડેચોક કરતા આવ્યા છે. આજે ચોમેર એ જાતનું ખંડન થઈ રહ્યું છે અને સામુદાયિક શાંતિ ને સલામતીની વાતો નકામી થઈ પડી છે. સ્વરક્ષણને માટે બચાવની લશ્કરી તૈયારી ને યુદ્ધમાં સાથ આપે એવા ભેરુઓની શોધથી આજે આંતરરાષ્ટ્રીય રાજકારણ ગૂંચવાઈ રહ્યું છે.

## આર્થિક યુદ્ધ

આર્થિકક્ષેત્રમાં પણ આર્થિક યુદ્ધ ચાલી રહ્યું છે. કોઈ પણ રીતે એક દેશ બીજા દેશને ભોગે પરદેશોમાં પોતાનો માલ ખપાવવા માગે છે. આ હરીફાઈ એક બાજુ અથડામણ પેદા કરે છે, જ્યારે બીજી બાજુ 'ઓવર પ્રોડક્શન' લાવે છે. કારણ કે સામા હરીફને તોડી પાડવા માટે એકેએક દેશ પોતાના માલની ઉત્પાદન કિંમત ઘટાડવાના પ્રયત્નો કરે છે. મજૂરોને ઓછો પગાર આપીને યંત્રોને ઑટોમેટિક બનાવીને અને કાચા માલના ઓછા દામ આપવાના રસ્તા શોધીને ઉત્પાદનની કિંમત ઘટાડવાના પ્રયત્નો દરેક દેશ કરે છે. આ સ્થિતિ લાંબેગાળે પ્રજાની ખરીદશક્તિ કમી કરે છે.

આર્થિક મંદીના બે મુખ્ય કારણો હરીફાઈ ને વધુપડતા માલનું ઉત્પન્ન કહી શકાય. ઉગ્ર આર્થિક મંદી પૂરી થયા પછી આવેલી તેજીના દિવસો હવે પૂરા થતા જાય છે. રાષ્ટ્રસંઘના આર્થિક વિભાગ તરફથી બહાર પડેલી ગણતરી પ્રમાણે ઉગ્ર મહામંદીને કારણે દુનિયાની આર્થિક ખુવારીનો આંકડો ૨૪૦૦૦૦૦૦૦૦૦ પાઉંડનો હતો! આ નુકસાનીના આંકડાને આપણે ગત મહાયુદ્ધના ખર્ચના આંકડા સાથે સરખાવતા એનો ⅔ ભાગ જેટલો થઈ જાય છે! આ સ્થિતિ શું સાબિત કરે છે? વર્તમાન અર્થવ્યવસ્થાની મહામંદીની આર્થિક નુકસાની એક જગતવ્યાપી યુદ્ધની આર્થિક નુકસાનીના આંકડાની લગોલગ પહોંચતા જાય છે.

## આગામી મંદી

ગઈ આર્થિક મંદી પછી આવેલી તેજી બહુ અલ્પજીવી સાબિત થતી જાય છે. ૧૯૨૯માં શરૂ થયેલી મંદી ૧૯૩૩ના અંત સુધી પહોંચી. ૧૯૩૪માં શરૂ થયેલી તેજી ઘણાં વરસો સુધી પહોંચશે એમ ઘણા અર્થશાસ્ત્રીઓ માનતા હતા. પરંતુ એ વખતે પણ કેટલાક દૂરદર્શી અર્થશાસ્ત્રીઓ કહેતા હતા કે શરૂ થયેલી 'તેજી' મોટે ભાગે રાષ્ટ્રોના શસ્ત્રીકરણ ને આગામી યુદ્ધના ભયને કારણે દુનિયાની સરકારોએ, અનાજ વગેરેના સારુ કરેલા પ્રચંડ સંગ્રહજનિત ખરીદીને લીધે હોવાથી એ લાંબી ટકવાની નથી. હજી ગયે જ વરસે ઑક્ટોબરમાં

વિખ્યાત અંગ્રેજ અર્થશાસ્ત્રી જે. એમ. કેનીસે જાહેર કર્યું હતું કે આગામી મંદી ૧૯૩૭ના અંતમાં કે ૧૯૩૮ની શરૂમાં થશે.

### મંદીનાં ચિહ્નો

આજે એ વસ્તુ સાચી પડતી લાગે છે. દુનિયાભરમાં શેરબજારોમાં શેરોના ભાવ બેસતા જાય છે. અનાજ વગેરે કાચા માલની કિંમત પણ છેલ્લા બેત્રણ માસથી ઊતરવા લાગી છે. અને હવે એમ ચોક્કસપણે લાગે છે કે આવતું વર્ષ સામાન્ય મંદીનું જ જશે. ૧૯૩૯માં તો કદાચ ૧૯૨૯ની મહામંદીનું પુનરાવર્તન થાય એવા ચિહ્નો સ્પષ્ટપણે લાગે છે. ઇંગ્લેંડ અને અમેરિકામાં 'ઇકોનોમિસ્ટ' પત્રના આંકડા પ્રમાણે સામાન્ય કિંમતનું ધોરણ છેલ્લા બે માસથી ઊતરતું જાય છે. ખેતીની પેદાશની વસ્તુઓમા રૂ, શણ, ઘઉં, તેલીબીઆં, ચોખા વગેરેની કિંમત ઊતરતી જાય છે. સામાન્ય રીતે ખેતીની પેદાશની ચીજોના ભાવ નીચા પડવાની શરૂઆત થયા પછી ઔદ્યોગિક ચીજોના ભાવ પડવા માંડે છે. અમેરિકામાં એની શરૂઆત થઈ પણ ચૂકી છે. ગયા ઑગસ્ટ પછી ત્યા ઉત્પાદનમાં ૨૦%નો ઘટાડો થયો છે. ઇંગ્લેંડમાં પણ બેકારોની સંખ્યામાં છેલ્લા મહિનામાં સાત ટકાનો વધારો થયો છે. આગામી મંદીનાં આ સૂચનચિહ્નો છે.

તા. ૨૫-૧૨-૩૭



# આત્મલક્ષી—પરલક્ષી

'પારાશર્ય'

લખું મારાં જ હું કાવ્યોઃ વિવેચક કહે મને :
'પરલક્ષી લખો' મારે હૈયે કો પ્રશ્ન ઉદ્‌ભવે.
આત્મલક્ષી ! પરલક્ષી ! સ્પષ્ટ ભેદ મળ્યો કયહીં !
માળાથી મણકો જૂદો ! સંકળાયલા આ ઉર
અન્યનાં ધબકતાં હૈયે સુણે જે મુજ સ્પંદન.
સંબંધી સ્વજનો એ તો ! અહો એ પરલક્ષી શું ?

અમે હું તું અને સર્વે અજાણ્યા જનલોકમાં
અન્તઃકરણ ને બુદ્ધિ જડ ચૈતન્ય સામ્યથી
મનુષ્યત્વ પ્રસારીને હૈયું એક રહ્યું ધબી,
વીંટીને વિશ્વ સારાંને વાયુ એક રહ્યો ફરી.*
મનુષ્યત્વ તણી જો હું કવું તો કાવ્ય કાવ્ય ના.
અને એ સહ જાગેલાં સ્વયંભૂ સ્વપ્ન ઊરનાં
લખું જો આત્મલક્ષી તો પરલક્ષી ન શું થતાં ?



* वायु सर्वत्रगो महान्—गीता.

# બાળકોનાં પેટન્ટ ફૂડઝ

[ એક વ્યાખ્યાન ]

બાપાલાલ ગ. વૈદ્ય

સદ્‌ગૃહસ્થો ! આપણે બધા આજે આપણાં બાળકોના ખોરાક ઉપર વિચાર કરવા ભેગા મળ્યા છીએ. બાળકોને શું ખાવા આપવું, કયી રીતે આપવું—આ પ્રશ્ન અત્યંત અગત્યનો છે અને ભલભલા નિષ્ણાત ડૉક્ટરો અને વૈદ્યોને તે આજે મૂંઝવે છે. આ વિષય ઉપર ઘણું લખવામા આવ્યું છે, પણ એ લખાણો વાચવાથી તમારો ભ્રમ ઘટવાને બદલે ઊલટો વધશે એમ હુ માનુ છું. વિચિત્ર પ્રકારના બનાવટી ખાદ્યો, વિવિધ જાતના તે ઉપર અનુભવો અને અનુમાનો—આ બધુ વાચીને માણસની મતિ મૂંઝાઈ જાય છે. એટલે આજે હું તમારી સમક્ષ બહુ જ સ્પષ્ટ રીતે આ વિષય ઉપર મારા અનુભવની કેટલીક વાતો કહીશ. વિદ્વાનોના અભિપ્રાયો કે કૃત્રિમ ખાદ્યોની બનાવટનો ઇતિહાસ—એને હું સુદ્ધલેં ય નહિ સ્પર્શું. હુ આશા રાખુ છું તમો બધા મારા સ્પષ્ટ કથનને સહેલાઈથી સમજી શકશો.

## કૃત્રિમ ખાદ્યની જરૂર છે ?

સૌથી પ્રથમ તમો મને પ્રશ્ન પૂછશો ' પણ, બાળકો માટે કૃત્રિમ ખાદ્ય—પેટન્ટ ફૂડઝ—ની જરૂર જ શી છે ? ' વાહવાહ ! બહુ સરસ પ્રશ્ન. દરેક માતાએ તેના બાળકને સ્તનપાન કરાવવું જ જોઈએ અને પશુજગતમા—જે પશુઓ કુદરતી પ્રેરણા ( natural instinct)થી જ બધુ કાર્ય કરે છે—પણ એમ જ જોવામા આવે છે પરતુ જે સ્થિતિમાં આપણે અર્થાત્ આપણુ જગત આજે મુકાયેલુ છે તે સ્થિતિમા આપણે આ પ્રશ્નને ન્યાય આપવાનો છે. આ જમાનામા પોતાના બાળકોને ઓછી સ્ત્રીઓ ધવડાવે છે. આનુ કારણ તપાસતા ઘણાખરા આજની સ્ત્રીઓનો દોષ કાઢે છે પણ પોતાના બાળકને ધવડાવી શકતી નથી એમાં સ્ત્રીનો જ દોષ કાઢવો એ તો સ્ત્રીને અન્યાય કરવા સમાન છે. જરા ઊંડા ઊતરીને જોતાં આપણને જણાશે કે સ્ત્રી પોતાના પ્રિય બાળકને નથી ધવડાવી શકતી તેમા તેની અનિચ્છા કરતા અશક્તિ વિશેષ જવાબદાર છે અને યુરોપ અમેરિકા અને અન્ય સુધરેલા દેશોમાં આજે માતાઓ પોતાના બાળકોને અશક્તિને કારણે ધવડાવી નથી શકતી. હા, કેટલીક સ્ત્રીઓ પોતાના દેહાભિમાન અને સૌંદર્યનિભાવ માટે સશક્ત છતાં નથી ધવડાવતી—એ હું જાણું છું. આવી સ્ત્રીઓને આપણે જેટલો ઠપકો આપીએ તેટલો ઓછો છે, પરતુ બધી જ સ્ત્રીઓ કઈ આવા જ કારણથી નથી ધવડાવતી એ વાત સાચી નથી. હું ધારું છુ કે, આપણે બધા જે સુધારાની બાગો ફૂંકીએ છીએ તે સુધારાની જ આ કિંમત આપણે આપીએ છીએ. ગમે તેમ હો, પણ આ જમાનામાં ' બાળક સ્તનપાન ન કરતું હોય તો તેને શું આપવું ' એ પ્રશ્ન વિચારવા યોગ્ય ઠર્યો છે અને માતાના દૂધના બદલામાં શું આપવુ, કયી રીતે આપવુ, તે જાણવું રહ્યું છે.

## સારી ધાવ

મા જો બાળકને ધવડાવવા અશક્ત હોય તો સૌથી સરસ રસ્તો એ છે કે સારી ધાવ

(nurse) બાળક માટે રોકવી. આ ધાવ કેવી હોવી જોઈએ તે તો આપણને ચરક સુશ્રુત વગેરે વિદ્વાનોએ સારી રીતે બતાવી આપ્યુ છે. પણ બધા કંઈ ધાવ રાખી શકવાના નથી, શક્તિ હોય તો યે ધાવ રાખવી બધા માટે શકય નથી. એટલે આજે આપણે કૃત્રિમ ખાદ્ય (artificial feeding) વિષે જ વિચાર કરવાનો રહ્યો છે.

પણ આ વિષયનો વિચાર કરતાં પહેલા એક પ્રશ્નનો ઉત્તર આપવો રહી જાય છે· "માતા બાળકને ધવડાવવા અશક્ત છે એ શી રીતે જાણવુ? ધારો કે એક સ્ત્રીએ પોતાના સંતાનને ધવડાવવાનુ શરૂ કર્યુ છે. હવે એ ધાવણ ધવડાવવુ યોગ્ય છે કે નહિ તે અમારે શી રીતે જાણવુ?" હુ એક જ વાકયમા આ પ્રશ્નનો ઉત્તર દઈશ. જો બચ્ચું દર અઠવાડિયે વધવું જોઈએ તે ન વધતા વજનમા ઘટતુ જાય તો સમજવુ કે તે બાળક માટે માનુ દૂધ યોગ્ય નથી. બરાબર ધવડાવવા છતા બાળક વજનમા ઘટતુ જાય તો સમજવું કે માનું ધાવણ તેને માફક નથી આવતુ—ધાવણ છોડાવવુ ઘટે છે દોઢ માસનું એક બાળક માતાના દૂધ ઉપર જ રહેતું હતુ. દર અઠવાડિયે અમો તે બાળકને જોખતા હતા. બાળકને અપચો કે મદાગ્નિ—એવુ કંઈ જ જણાતુ નહિ છતા યે બાળક જરા પણ વધતુ નહિ એટલે અમોએ તે બાળકને ધવડાવવાનું છોડાવી દઈ તેને શીશીમા દૂધ ભરી પાવા માડયુ માતાનુ ધાવણ ખરાબ હોય છે તો તે છોડાવ્યા પછી શીશીના દૂધથી બાળક વધવા માડે છે. પણ બાળકને ધાવણ છોડાવતા અગાઉ બાળકમા પાચનયત્રની કંઈ ગડબડ છે કે નહિ તેની બરાબર તપાસ કરવી જોઈએ. માના ધાવણ પર રહેતા બચ્ચાને ખાસ કરીને કબજિયાત રહે છે શીશી ઉપર જીવતાં બચ્ચામાં (bottle-fed babies) જેમ અતિસાર સામાન્ય ફરિયાદ છે તેમ સ્તનપાન ઉપર રહેતાં બાળકોમા કબજિયાત સાધારણ ફરિયાદ છે. એટલે જો કબજિયાત કે બીજી પાચન ગંભીરની ગડબડ ન હોય અને બચ્ચુ વજનમા ન વધે તો જ ધાવણ છોડાવવુ. ધાવણ છોડાવતા અગાઉ માના ધાવણની પરીક્ષા * કરી લેવી. તે કફયુક્ત છે, પિત્તવાળુ છે કે વાયડુ છે તે પણ જોઈ લેવુ તમો માતાનું ધાવણ સુધારવાનો પ્રયત્ન કરી જોજો. માતાનુ ધાવણ સુધરતા ઘણો વખત લાગે છે. મેં એક બાઇને તેનું ધાવણ સુધારવા ઘણી યે સ્તન્યશોધન દવાઓ—પીવાની તેમજ સ્તન ઉપર ચોપડવાની—આપી જોઈ, તેનો ખોરાક પણ બરાબર ગોઠવ્યો હતો. છતાં ય ત્રણચાર મહિના બાદ પણ ધાવણમાં મુદ્દલે ય ફેર ન જણાયો. આવી સ્થિતિમા ધાવણ છોડાવી દઈ બાળકને શીશીના દૂધ ઉપર ચઢાવી દેવું.

## માતાના ધાવણની તોલે આવે એવું પીણું કયું?

પણ માતાના ધાવણની તોલે આવે તેવું કયું પીણુ છે એ પ્રશ્ન હવે ઊઠશે. સાધારણ રીતે ધાવણની અવેજીમા ગાયનું દૂધ આપવાનો ચાલ સર્વત્ર છે. બીજાં ઘણાંએ જાતનાં દૂધ આપવાની ભલામણો કરવામાં આવે છે. પરતુ હુ તો ગાયના દૂધની જ તરફેણમાં છું. ગાયના દૂધમાં જે કેસીન નામનું તત્ત્વ છે તે જો દૂધમાં ન હોય તો ગાયનું દૂધ વિનાસંકોચે આપણે બાળકોને આપી શકત દરેક જાતના દૂધમાં આ તત્ત્વ—'કેસીન'—તો હોય છે જ. માતાના ધાવણનું કેસીન ગાયના દૂધના કેસીન કરતાં પચવામાં ઘણુ જ સહેલું છે. માટે જ ગાયના

* આ વિષે હું વિસ્તારથી કોઈ વખત લખવાનો છું.—બા. ગ.

દૂધમાં આપણે કંઈ ઉમેરવાની જરૂર છે. અને આના માટે તો જેટલું દૂધ તેટલું જ પાણી દૂધમાં ઉમેરીને તે આપવું એ જ હિતાવહ છે. તમારી ઈચ્છા હોય તો, સાદા પાણીની જગોએ તમો ચૂનાનું નીતરું પાણી કે બાર્લી વૉટર ઉમેરો તોયે ચાલશે સાદા પાણી કરતાં ચૂનાના પાણી અને બાર્લી વૉટરથી દૂધ વિશેષ સુપાચ્ય બને છે. અર્ધોઅર્ધ પાણી ઉમેરેલું દૂધ લગભગ ધાવણના જેવું જ ગુણવાળુ થાય છે માના ધાવણમાં ( Human milk ) ૧॥ ટકા પ્રોટિન, ૬॥ ટકા ખાંડ, ૩॥ ટકા ચરબી હોય છે ગાયના દૂધમાં ૩ ટકા પ્રોટિન, ૪॥ ટકા ખાંડ અને ૪ ટકા ચરબીના હોય છે. અર્થાત્ ગાયના દૂધમાં માતાના ધાવણ કરતાં પ્રોટિનનુ પ્રમાણ બમણુ હોય છે એટલે અડધોઅડધ પાણી ઉમેરવાથી એ પ્રમાણ સરખુ થઈ જાય છે. માતાના ધાવણ કરતાં ગાયના દૂધમા ખાંડનું પ્રમાણ સહેજ ઓછું છે તે ખોટ આપણે દૂધમા એક બે ચમચા ખાંડ યા પતાસા નાખીને પૂરી કરીએ. ચરબીનું પ્રમાણ પાણી ઉમેરતા કંઈક અંશે સમાન થઈ શકે છે[1] એટલે અર્ધોઅર્ધ પાણીવાળુ ગાયના દૂધનું મિશ્રણ[2] ( ખાંડ સાથે ) લગભગ ધાવણ જેવુ જ થાય છે. માના ધાવણની સરખામણીમાં તો કોઈપણ ખાદ્ય પદાર્થને મૂકી શકાય એમ છે જ નહિ.[3]

## કેટલુ' અને કેટલી વખત?

બીજો પ્રશ્ન ઉપરોક્ત મિશ્રણ કેટલુ અને કેટલી વખત આપવું એ સંબધી ઉપસ્થિત થશે આ માટે મેં એક ચિત્ર તમારી સામે ધર્યું છે તે તમો જોશો એટલે પ્રશ્નનો ઉત્તર આવી રહેશે. પણ આ વખત અને પ્રમાણનુ તમો અક્ષરશઃ પાલન રખે કરતા. બાળકની ભૂખ ઉપર તમારે ધ્યાન દેવુ પડશે. બાળક ભૂખ્યુ હશે તેટલું જ દૂધ લેશે. મોટે ભાગે આ મિશ્રણ બાળકનું જઠર સહેલાઈથી હજમ કરશે.

## કયી જાતની શીશી?

કયી જાતની શીશી વાપરવી?—એ પ્રશ્ન તમો હવે પૂછશો માવડી આકારની કાચની શીશી, રબ્બરની ટોપીવાળી મળે છે તે જ વાપરવાની હુ સૌને ભલામણ કરું છું. રબ્બરની ટોટીઓનું છિદ્ર બહુ નાનું અગર બહુ મોટું ન હોવુ જોઇએ. આ નાનું મોટું છિદ્ર પારખવા તમો શીશીમાં દૂધ ભરીને નીચી ધરો. ૧ સેકંડમા એક ટીપું પડે એટલી ત્વરાથી દૂધ ટપકે તો શીશી સારી સમજવી. બહુ મોટા છિદ્રમાંથી દૂધ જલદી આવે છે અને તેથી બાળકને અજીર્ણ થાય છે. બહુ નાના છિદ્રથી બાળક જોઈતા પ્રમાણમાં દૂધ લઈ શકતું નથી, ધરાયા પહેલાં તે થાકી જાય છે અને પરિણામે વજનમાં બરાબર વધી શકતું નથી.

---

૧ કેટલાક મલાઇ ઉમેરવાનું કહે છે. પણ હચીન્સન કહે છે કે દૂધમા મલાઈ ન નાખતાં દરેક ખોરાક પછી એક નાનો ચમચો કોડલીવર ઑઇલનું ઇમલ્સન આપવું.

૨ ૭ અધોળ મિશ્રણ ( દૂધ અને પાણી સરખાનુ )મા બે મોટા ચમચા ખાંડ ( સાધારણ ખાંડ ચાલશે ) નાખવી હિતાવહ છે.

૩ "A genuinely humanized cows milk is a Chemical impossibility."

*Robert Huchinson.*

બચ્ચાને દૂધ પાવાનુ સમયપત્રક

| ઉમર | દિવસમા કેટલા અંતરે આપવુ | રાત્રે કેટલી વખત | દર વખતે કેટલું |
|---|---|---|---|
| | કલાક | | ૧ ઔંસ (અધોળ) |
| ૧ લું અઠવાડિયું | ૨ | ૨ | ૧ થી ૧।। |
| ૨થી ૩જુ અઠવાડિયું | ૨ | ૨ | ૧।। થી ૩ |
| ૪ થી ૫ ,, | ૨ | ૧ | ૨।। થી ૩।। |
| ૬ થી ૧૨ ,, | ૨½ | ૧ | ૩ થી ૪।। |
| ૩ થી ૫ મહિના | ૩ | ૧ | ૪ થી ૫।। |
| ૫ થી ૯ મહિના | ૩ | — | ૫।। થી ૭ |
| ૯ થી ૧૨ મહિના | ૩½ | — | ૭।। થી ૯ |

**દૂધને ઉકાળવું જોઈએ કે નહિ?**—એ પ્રશ્ન હવે આવે છે દૂધને ઉકાળીને આપવું કે ઠંડુ જ આપવુ એ ઉપર જોઈએ તે કરતા વધુ વાદવિવાદ થયો છે અને હું ધારુ છું કે આ પ્રશ્નની ઉપયોગિતા કરતાં એ પ્રશ્ન વધુ ચર્ચાયો છે. મારી સલાહ તો ઊભરાણુ આવતાં સુધી ઉકાળેલુ નહિ, કાચુયે નહિ, પણ દઝાય એવુ ગરમ (scalded) દૂધ આપવું એ છે. શાસ્ત્રીય પરિભાષામાં એને Boiling point સુધી ઉકાળવુ કહે છે. ઊભરાણુ આવતાં પહેલાં ઉતારી લેવું એ ઠીક છે. ઊભરાણુ ધીમા તાપે આવવા દેવામા વાંધો નથી ઉકાળેલા દૂધથી 'સ્કર્વી' રોગ થાય છે એ જૂઠાણું છે દૂધ ઉકાળવાથી એની પચનીયતા ઊલટી વધે છે. તાજાં ફળોનો રસ થોડો થોડો આપવાથી એ ખોટ ઉકાળવાથી થતું નુકસાન ભરપાઈ કરી શકાય. ગરમ ઋતુમાં ખાસ કરીને સહેજ ગરમ દૂધ (scalding) આપવું હિતાવહ છે. બહુ ધીમા તાપે દૂધને ગરમ કરી લેવુ હિતાવહ છે

## પરિણામ કેવું આવે છે?

શીશીમાં દૂધ કેટલી વખત, કેટલા પ્રમાણમા, ઉકાળેલું કે કાચુ—આ બધા પ્રશ્નોના ઉત્તરો આપ્યા પછી હવે મારે બીજા એક પ્રશ્નનો ઉત્તર—'આ રીતે દૂધ આપવાથી પરિણામ કેવું આવે છે?'—આપવાનો છે. દૂધનું મિશ્રણ બાળકને માફક આવે છે કે નહિ તે જાણવા માટે બાળકને દર અઠવાડિયે જોખીને તે વધે છે કે ઘટે છે તે જોવાનું છે. તંદુરસ્ત બાળક હમેશાં સામાન્ય રીતે એક અધોળ વધે છે. અઠવાડિયે ૭ અધોળ તે વધવું જોઈએ. દૂધ માફક નહિ આવતું હશે તો તે વજનમાં ઘટશે; ચૂક, ઝાડા, ઊલટી વગેરેથી પીડાશે. જો બાળક વજનમાં વધે નહિ અથવા તો તેને ચૂંક, ઝાડા, ઊલટી ઈત્યાદિ થયા આવે તો શું કરવું? જો બાળક બહુ નાનુ હોય તો ધારવુ કે આ મિશ્રણ (અર્ધોઅર્ધ દૂધ અને પાણીવાળુ) તેને સખત લાગે છે. આવા વખતે આ મિશ્રણમાં અર્ધ ઉપરાંત પાણી ઉમેરી તેને મૃદુ બનાવવું.

આ ચિત્ર* એ બતાવે છે કે ચરબીનુ પ્રમાણ નાના બાળક માટે વધુ પડતું હતું અને તેથી તે ન પચતા બચ્ચુ વધતું ન હતુ. પાણીના બે ભાગ અને દૂધનો એક ભાગ—કરવાથી ચરબીનું પ્રમાણ ઓછુ થયુ અને બાળક વધવા માંડ્યુ એટલે બહુ નાનાં બચ્ચાને એક ભાગ દૂધ અને બે ભાગ પાણીવાળુ મિશ્રણ આપવુ જ હિતાવહ છે ખાંડ અને મલાઈનું પ્રમાણ મિશ્રણના પ્રમાણમા ઓછુવત્તુ કરી લવુ.

## અતિમૃદુ મિશ્રણ માફક ન આવે તો?

પણ ધારો કે આ અતિમૃદુ મિશ્રણ ( એક ભાગ દૂધ, બે ભાગ પાણી ) પણ માફક નથી આવતુ તો તમો શુ કરશો? હુ ધારુ છુ કે આથી વધુ મૃદુ—હલકા મિશ્રણ ઉપર બાળક ન જ નભી શકે—જીવી શકે. એક ભાગ દૂધ અને ત્રણ ભાગ પાણીવાળા મિશ્રણ ઉપર બાળકો ભાગ્યે જ જીવી શકે છે એટલે આવા કેસોમા તો તમારે ગાયના દૂધ કરતાં કોઈ બીજી જ જાતનું દૂધ શોધવુ પડશે. તમો ગાયનુ દૂધ બદલીને બકરીનું આપવા માડશો. જો સવડ હોય તો તે બકરીથી અનુભવ લઈ જ લેવો મોટે ભાગે બકરીનું દૂધ (મિશ્રણ) માફક આવશે જ. પણ શહેરોમા બકરીનું દૂધ મેળવવામા અનેક મુશ્કેલીઓ આવે છે અને આજકાલ તો ગામડામા પણ બકરાનુ દૂધ જડતુ નથી એટલે બકરીના દૂધને આપણે ભૂલી જઈએ તો હવે કડેન્સ્ડ મિલ્ક (જમાવેલુ દૂધ) એ જ આપણે હવે અજમાવવાનુ રહ્યું. ગાયના દૂધનો અથવા બકરીના દૂધનો એક ભાગ અને પાણીના બે ભાગવાળુ મિશ્રણ જો બાળકને બરાબર માફક ન આવે તો પછી કડેન્સ્ડ મિલ્ક વાપરવાની જ હુ ભલામણ કરું. ઘણા કડેન્સ્ડ મિલ્કના નામથી ભડકે છે પણ ભડકવાનુ કારણ હું સમજી શકતો નથી. કામચલાઉ ખાદ્ય ( temporary expedient ) તરીકે કડેન્સ્ડ મિલ્ક સારુ છે. કંડેન્સ્ડ મિલ્કમાં ચરબીનું પ્રમાણ નહિ જેવુ છે માટે જો તે ભરપાઈ કરવામા આવે તો હુ ધારુ છું કે પહેલા, બીજા અથવા ત્રીજા મહિનાના બાળકોને થોડા વખત સુધી જરૂર એ ઉપર રાખી શકાય. હા, કડેન્સ્ડ મિલ્કનો હમેશ માટે ઉપયોગ હિતાવહ નથી—તેથી સુકતાન થવાનો સંભવ રહે છે. છ મહિના સુધી જો બાળકને સતત કડેન્સ્ડ મિલ્ક ઉપર રાખવામાં આવે તો જરૂર સુકતાન થવાનો સભવ રહે. પરતુ છ મહિના પહેલાં સુભાગ્યે, બાળકની પાચનશક્તિ સુધરી જાય છે અને એ પછી તેને ગાયના દૂધવાળુ મિશ્રણ આપી શકાય છે. કામચલાઉ તરીકે જ કડેન્સ્ડ મિલ્કનો ઉપયાગ કરવાનો છે

## જમાવેલાં દૂધમાંથી કયી જાતનો ઉપયોગ કરવો?

ઠીક ત્યારે, અનેક જાતના જમાવેલા દૂધોમાંથી કયી જાતનો ઉપયોગ કરવો?—એ પ્રશ્ન હવે તમો પૂછશો. મલાઈ કાઢી લીધેલા (skimmed separated) કડેન્સ્ડ મિલ્ક કદીયે ન લેવાં. બધી મલાઈ જેમા હોય તે જાત પસંદ કરવી જોઇએ. કડેન્સ્ડ મિલ્ક બે જાતનાં આવે છેઃ એક મધુર અને બીજું અમધુર (unsweetened). હું અમધુર પ્રકાર પસદ કરું છું, પણ આ જાતનુ દૂધ મળવુ મુશ્કેલ થઈ પડ્યુ છે એટલે વ્યવહારમાં તો હુ નેસલ્સ મિલ્ક (nestle's milk) ઉપયોગમાં લઉ છુ. આ દૂધમા ૧૩ટકા ચરબી—અર્થાત્ દૂધની બધી જ મલાઈ—અને યોગ્ય પ્રમાણમાં સાકર છે શરુઆતમાં હું એક ટીસ્પુનફુલ—મોરો ચમચો—આ દૂધ અને છ ચમચા (ટેબલસ્પુન) પાણીનું મિશ્રણ શરુ કરવાની ભલામણ કરું

* ચિત્ર અહીં આપ્યા નથી. સં.

છું. બાર્લો વૉટર નહિ પણ સાદું જ પાણી લેવું. પાણીને ઉકાળીને ઠંડુ પડવા દેવું. આ જાતના મિશ્રણમાં નીચે પ્રમાણે તત્ત્વોનું પ્રમાણ હશેઃ—

| | | |
|---|---|---|
| પ્રોટીન | ૧.૧૩ | ટકા |
| સ્નેહ | ૧.૨૮ | ,, |
| સાકર | ૬.૭૨ | ,, |
| ઍશ | ૦.૨૫ | ,, |

આ મિશ્રણમાં સાકરનું પ્રમાણ અતિશય છે અને સ્નેહ—ચરબીનું પ્રમાણ ઘણું જ ઓછું છે એટલે આ મિશ્રણમાં એક ચમચો મલાઈ ઉમેરવાથી માતાના ધાવણમાં જેટલી ચરબી હોય છે તેટલી લગભગ ચરબી થઈ રહેશે. ધીરે ધીરે આ પ્રમાણમાં ઘટતો ફેરફાર કરવાથી સારું પરિણામ આવેલું છે. મેં એક નાના બાળકને બે ટીસ્પુનફુલ કંડેન્સ્ડ મિલ્ક અને આઠ ટેબલસ્પુન્સ વૉટર (પાણી) આપેલું અને તેથી બચ્ચું ધીરેધીરે વધતું ગયું હતું.

તમો પ્રશ્ન કરશો કે ગાયના દૂધ કરતાં કંડેન્સ્ડ મિલ્ક શાથી વધુ સુપાચ્ય છે? હું ધારું છું કે પાણી ઉમેરીને તેને અત્યંત હલકું (dilute) કરવામાં આવે છે એ જ કારણ છે તમો કંડેન્સ્ડ મિલ્કને બદલે સાઈટ્રેટેડ મિલ્ક (Citrated milk) પણ આપી શકો. એક અધોળ ગાયના દૂધમાં એક ગ્રેન સાઈટ્રેટ ઑફ સોડા નાખી પછી તેમાં ગાયના દૂધની માફક પાણી ઉમેરીને આપવાથી પણ દૂધ ઠીક માફક આવે છે. સાઈટ્રેટ ઑફ સોડા દૂધમાં ઉમેરવાથી દૂધમાં જે વધુ ખનિજ ક્ષારો (lime-salts) છે તે દૂર થાય છે અને દૂધના જે ફોદડાં બંધાય છે તે નથી બંધાતા. ઘણી વખત આવું દૂધ સાધારણ દૂધ કરતાં વધુ માફક આવે છે.

સુકાવી નાખેલું દૂધ (Desiccated) દૂધ કરતાં વધુ સુપાચ્ય છે, કારણકે સુકવવાની વિધિમાં કેસીનનું એવું તો રૂપાંતર થઈ ગયું હોય છે કે જે દૂધ ને દહીંનાં ફોદડાં બાઝતાં અટકાવે છે. આ સુકાયેલા દૂધમાં સૌથી સારું ગ્લેક્ષો (Glaxo) છે ગ્લેક્ષો, બહુ નબળાં બચ્ચાં પણ સહેલાઈથી પચાવી શકે છે

જો આ બધી રીતો બાળકને માફક ન આવે તો હું પેપ્ટોનાઈઝડ મિલ્ક આપવાની ભલામણ કરું છું. આ દૂધ બનાવવાની વિધિ (શીશી ઉપર વિધિ લખેલી હોય છે) ૧૦ ઔંસ દૂધ અને ૧૦ ઔંસ પાણી અર્થાત્ દૂધ અને પાણી સરખે ભાગે—૧૫ મિનિટ સુધી પેપ્ટોનાઈઝ ('પેપ્ટોજેનિક મિલ્ક પાઉડર'[1] આવે છે તે ૧ માપ ભરીને નાખવું શીશી ઉપર લખેલું હોય છે.) કરવું એમાં મલાઈ (cream) પ્રથમથી ન ઉમેરવી, જો કે શીશીના લખાણમાં તો પ્રથમથી મલાઈ ઉમેરવાનું કહેલું જ છે આવી રીતે દૂધ અને પાણીના પ્રમાણમાં ફેરફાર કરતા રહી દૂધને પેપ્ટોનાઈઝ કરીને આપવાથી દૂધ બહુ સારું માફક આવે છે. એક બાળકને ગાયનું દૂધ આપવામાં આવતું, પણ તેથી તેને કબજિયાત અને ચૂંક આવતી. પછી અમે તે બાળકને પેપ્ટોનાઈઝડ મિલ્ક અને પાણી ઉપર રાખ્યું અને તમો સાથેના ચિત્રમાં જોઈ શકશો કે વજન એકદમ વધવા માંડ્યું. કેટલાક માણસો પેપ્ટોનાઈઝડ દૂધથી વિરૂદ્ધ છે કારણકે તેઓ એમ માને છે કે એના સેવનથી તો બાળકની હોજરી એટલી તો મૃદુ થઈ જાય છે કે તે એકલું દૂધ કદી પચાવી શકતી નથી, પણ ગૃહસ્થો! મને લાગે છે કે આ કેવળ કલ્પના જ છે મેં ઘણાયે બચ્ચાંને મહિનાઓ સુધી પેપ્ટોનાઈઝડ દૂધ ઉપર રાખ્યા છે, પણ જ્યારે તેમને ગાયનું દૂધ આપવામાં આવતું ત્યારે તેઓ ખુશીથી તે હજમ કરી શકતાં. માટે પેપ્ટોનાઈઝડ દૂધ વિષે તમારા મનમાં કંઈ વહેમ હોય તો કાઢી નાખજો.

1. Fairchild's Peptogenic milk powder—આવે છે તે સાથે એક માપ આવે છે. વિધિ ઉપર લખેલી હોય છે.

પણ ધારો કે બાળકને આ પેપ્ટોનાઈઝ્ડ દૂધ પણ માફક ન આવ્યું તો પછી તમો શું કરશો ? સુધારાનાં સાધનો હજી ખલાસ થઈ ગયાં નથી, બીજી અનેક ચીજો તમારી વધારે ધાય તેવી છે!! તમો પેપ્ટોનાઈઝડ દૂધ આપી જુઓ અને જો તે બાળકને બરાબર માફક ન આવે, વજન ન વધે તો પછી તમો થોડો ગ્રે પાઉડર અજમાવી જુઓ. ગ્રે પાઉડર (gray powder)[1] કયી રીતે કાર્ય કરે છે તે હું હજી સમજી શકયો નથી. તમો ધારશો કે ઉપદંશના વારસાવાળાં ( conjenital syphilictic taint ) બાળકોને જ ગ્રેપાઉડર માફક આવતો હશે, પરંતુ ઉપદંશની અસર વિના પણ ગ્રે પાઉડર ચમત્કારિક રીતે કામ કરતું જણાય છે. કેટલાંક બચ્ચાંને તો ગ્રે પાઉડર કોડલીવર ઑઈલ જેવુ જ માફક આવે છે અને તેથી બચ્ચાં રુષ્ટપુષ્ટ બને છે એક બાળકને ગાયના દૂધ અને સરખા વજને બાર્લીવૉટર * ઉપર રાખવામાં આવ્યું હતું પણ એથી એ બાળક ઠીક રહેતુ નહિ. પછી મેં એને થોડો ગ્રે પાઉડર આપી જોયો.

આટલુ કરવા છતા પણ જો બાળકની પાચનક્રિયા સુધરતી ન હોય તો પછી તો એ બાળક ગાયનુ દૂધ હજમ કરી જ નહિ શકે એમ ધારવાનો તમોને હક્ક છે. ગાયના દૂધનું કેસીન કેટલાંક બચ્ચા જરા પણ હજમ કરી શકતાં નથી. આ સ્થિતિમાં તમો બાળક માટે ધાવ રાખો અથવા તો દુધની છાશ બનાવી બાળકને પીવા આપો. દૂધનું દહીં જમાવી, તેને ભાગી નાખી, પાણી મેળવી છાશ તૈયાર કરી આ છાશ કપડા વડે ગાળી લઈને બાળકને પીવડાવો આ રીતે તમો દૂધમાંનુ કેસીન દૂર કરી શકશો. છાશ એ ખરી રીતે પૂરતી પોષક નથી ( In-efficient nutrition ) કારણ કે એમાં ચરબીનો અંશ સરખો નથી હોતો માટે તમારે તેમા થોડી મલાઈ ઉમેરવી જોઇએ. છ કે આઠ ભાગ છાશમાં એક ભાગ મલાઈ ( cream ) ઉમેરવાથી ચરબીની ઊણપ ભરપાઈ થશે. મલાઈને બદલે તમો ઈંડાંની સફેદી અથવા બીજું કોઈ કૃત્રિમ ખાદ્ય ઉમેરી શકો. મેં છાશ અને મેલિન્સ ફૂડ બન્ને સાથે વાપર્યાં છે અને તેનું સારુ પરિણામ મેં જોયું છે હમણા મારી પાસે એક કેસ છે જેને મેં સેવરી અને મૂર્સ ફૂડ ( Savery & Moor's food ) છાશ સાથે આપવા માંડયુ છે ભલભલા કૃત્રિમ ખાદ્યો જયા માફક નથી આવ્યાં ત્યાં આ સેવરી અને મૂર્સ ફૂડ ઠીક પડયું. પણ મોટે ભાગે છાશ અને મલાઈ જ ઠીક છે.

આવી રીતે તમો બાળકની પાચનશક્તિને ધીરેધીરે સુધારી શકશો અને બાળકની અનેક ફરિયાદોને ધીમેધીમે દૂર કરી શકશો. દાત ફૂટતા સુધી આવી રીતે ધપાવ્યુ તો પછી હરકત નથી આવતી દાત બહાર નીકળતાની સાથે બચ્ચાની પાચનક્રિયા બહુ સારી રીતે સુધરે છે. હું ધારું છું કે પાચક રસોનો સ્રાવ કરતી ગ્રંથિઓ આ દરમિયાનમાં સારી રીતે કામ કરતી થઈ જાય છે.

ચાલુ ]

---

[1] 'ગ્રે પાઉડર' વિલાયતી દવાઓ વેચનારને ત્યા તૈયાર મળે છે. આમા એક ભાગ શુદ્ધ પારો અને બે ભાગ શુદ્ધ ચૉક આવે છે નાના બાળકોને ઝાડા થતા હોય, ઊલટી થતી હોય, ઉપદંશવિકાર હોય તો આ બધા રોગોમા આ દવા સારુ કામ કરે છે. આધુનિક વૈદ્યોએ આનું 'મુગ્ધરસ' નામ રાખ્યું છે અને 'શિશુરોગહર' તરીકેની આની પ્રતિષ્ઠાને અપનાવી છે.

* છ મહિનાથી નાના બાળકને બાર્લીવૉટર ન આપવું જોઈએ. છ મહિના પહેલા બાળકનું ક્લોમાશય ( પેંક્રીયસ ) બરાબર બંધાયેલું નથી હોતુ. બાર્લીવૉટરમા સ્ટાર્ચ છે. સ્ટાર્ચના પાચન માટે પેંક્રીયસના રસની જરૂર છે. આ પેંક્રીયસ નથી હોતુ અને આ વખતે બાર્લીવૉટર આપવામાં આવે છે તો તે પચાવવાનુ કામ યકૃત ( લીવર )ને બજાવવું પડે છે એટલે પરિણામે યકૃત્ પણ બગડે છે.
આથી જ છઠ્ઠા મહિના પછી અન્નપ્રાશનવિધિ કરવામા આવતી હશે ?

# પ્રેમ-પ્રયાગ

'સરોદ'

પ્રયાગ મુજ પ્રેમની સખિ! હજી નથી આંખી મેં
તને, હૃદય તેથી તુષ્ટિ વિણુ આગમાં છે બળે,
કરાર નથી આત્મને, નયન તો તણાઈ મરે
સહુ વિટપ વિટપે ફુલફુલે અને પગીડે
સહુ રૂપ વતી વિભૂષિત મુખે ઢળી તે પડે. ૧

હજી મળી ન જ્યોત્સ્નિકા, રજની મારી શ્યામાભરી;
સુણાવું તબ ગીતમાં ઘુવડ—ચિત્કૃતિ વીણુ શું? ૨

સખિ! જડસ છે હયુ તુજ વૃપા વિના આતપે;
મળે પ્રુલસુવાસ કે વિહગ કલરવો શી રીતે? ૩

સુતાં ભીતિભરેલ સ્વપ્ન નિરખી સચિંતા ઉઠી
મુજંત હૃદયે મળે જ્વલત દીપ દેખી અને
ઉરે સુખ, અહા! સખિ! કદિક તેમ ન્યાળી તને
હું માનસવિહારમાં, અસીમ સુખ પામું ઉરે. ૪

તું તો ભગીરથી પ્રવાહ, સગરે તપો જે કર્યાં
સદા કરી રહ્યો છું હું, તુજ વિના લીધેલા દમે;
ઉરે કરવતો ફરે, નયનમાં શીલાઓ ખુંચે,
જડાય જીભમાં ખીલા, વદી શકાતું નાહીં સખિ! ૫

તું છો પરમ સત્યનું સ્વરૂપ, ન્યાય ધર્મે રહે,
હજી વિમલ છે ન હૈયુ મુજ, વાંછના મારી છે
અનર્થકર, ભાવ છે સ્વસુખ ઇચ્છતા ને હજી
નથી કરમ માહરા પર ન દુઃખભારે દહે. ૬

તું આવ સખિ! કયાંથી જ્યાં હૃદય છાપરૂં આવરૂં
મલીન ઉરમિતણું, ગગન જ્યાં ન ભાળી શકે
સુતેલ ઉર આત્મ ત્યાં કયમ તું દેવતાઈ સખિ!
સરન્તી શશીતેજ શી મુજ નિગાહ પુણ્યે ભરે? ૭

કદીક મુજ છાપરે જરજરીત જાળી થકી
નિહાળી તુજ રૂપ ને બની ગયો છું ઘેલો, હવે
તને હું પ્રયું પામવા, તું જ મુકાની મારી ખરી;
તું છો હૃદય-શ્વાસ, પ્રાણુ મુજ ઝંખી તુંને રહે. ૮

કરું વિમલ ક્યાંથી હૈયું ? શિશુકાલ ઝંખ્યા કરું,
મથું પુનિત સુત્ર સર્વ સમયે સુચિંતી અને
કરી વિમલે હૈયું ને તુજ પ્રકાશ હું પામવા. ૯

ચહું હું સહચાર, તારી ખરદાસ, તારી પ્રીતિ,
ચહું હું બસ રાત ને દિવસ હસ્તિ તારી કને. ૧૦

કરાર વળશે કદિ તું મળશે જ તો હે સખિ !
હવે જીંવ્યુ જીવાય ના, તુજ વિયોગ સ્હેવાય ના;
ધરા ધરતીકંપથી ધ્રુજવ, પાડ તું છાપરું,
કરી હૃદય મુક્ત ને દરશ તાહરાં તેજ કે
મળે તું તુજ તેજમાં, હૃદય-વાંછના મારી ને
અસીમ સહચારની પુરણ થાય કે વિશ્વમાં
અહીં જ બસ સ્વર્ગ છે, અહીં જ સ્વર્ગ છે, સ્વર્ગ છે. ૧૧

ભૌમાસુર વધ

## રોપદર્શિકાસત્યભામાખ્યાન નાટકનો

અંક ૬ અને ૭ વચ્ચેનો

### વિષ્કંભક

સંશોધક : કે. હ. ધ્રુવ.

અંક ૭

પુરોલેખ

નારદ મુનિ કૃષ્ણદેવના દર્શને આવે છે. તેઓ એમને પારિજાતક પુષ્પ સમર્પી પાછા ફરે છે. વળતાં નારદ પોતાનો ભાવ ભજવે છે. રુકિમણીને મળી તે એમને કહે છે કે કૃષ્ણદેવ તો પારિજાતક પુષ્પ આપવા સત્યભામાને મંદિરે પધારે છે. પછી તેઓ રસ્તે પડે છે. રુકિમણી કૃષ્ણદેવને આંતરી પોતાને મંદિર લેઈ જાય છે. ત્યાર સોરા નારદ સત્યભામાને મંદિર જઇ પ્હોંચે છે અને કહે છે કે કૃષ્ણદેવ તો, જો ને, રુકિમણીને મંદિરે મોજ કરે છે. એ રીતે રજક મૂકી ચાલતા થાય છે તે સ્વર્ગ પહોચ્યા નહિ હોય ને કૃષ્ણદેવના અંતઃપુરમાં વિગ્રહનો ભડાકો થાય છે. ભગવાન રુકિમણીની વેણી ગૂથી પારિજાતક પુષ્પ તેમાં ગૂંથતા હતા તેજ ટાણે સત્યભામા ત્યા આવે છે અને દદ મચાવે છે. એ કૃષ્ણદેવને વેણબાણ મારી રોષભેર પોતાને મંદિરે ચાલી જાય છે. રૂસણું લેઈ બેઠેલી સત્યભામાને દેવ પારિજાતકનું ઝાડ આણી આપવાનું કબૂલી મનાવે છે. એ ટાણે ભગવાનના મનનો વિચાર જાણી ગરુડ હાજર થાય છે તે ઉપર સત્યભામા સાથે આરૂઢ થઇ તેઓ સ્વર્ગ ભણી પ્રયાણ કરે છે. વચમાં પ્રાગ્જ્યોતિષ આવે છે. એનો રાજા ભૌમાસુર ત્રણે લોકને ત્રાસ દેતો હતો; તેનો વધ કરવા ઈંદ્રની વિજ્ઞપ્તિ હતી તે એઓ અમલમાં મૂકે છે. ભૌમાસુર શી રીતે મરાયો તેની વિગત, આ રંભા અને તિલોત્તમાના સંભાષણમાં આવશે. વળી વસલા આહીરને લીલે તોરણે પાછો કાઢયો હતો તે વૃંદાવન પ્હોચે તે પહેલાં કૃષ્ણદેવે રાધિકાની પ્રેમપત્રિકાનો કેવો પ્રેમભર્યો મર્મિક ઉત્તર વાળ્યો તે પણ અતિ ગૂઢ સ્વરૂપમા મળી આવશે. *

---

* મહાકાળીને ભોગ આપવા ભૌમાસુરે હરી આણેલી સોળ સહસ્ર રાજકન્યાઓ બીજા દેહમાં વ્રજની ગોપીઓ હતી, તે રહસ્ય સાતમા અંકના ઉપાત્ય ' આ ગોપીઓ ' એ પ્રતીકના શ્લોકમા લેવામા આવશે.

## અંક ૭

### દશ્ય ૧

રંભા અને તિલોત્તમા વાતો કરતી પ્રવેશ કરે છે.

૧ તિલોત્તમા—અલી રંભા! તને તો સીતાની પેઠે શુદ્ધ કરી લેવા દિવ્ય કરાવવું પડશે.

૨ રંભા—તેં પણ વનના મુનિઓને ભ્રષ્ટ કર્યા છે. માટે તને ય [1]શાસન કરાવવાનું શકદેવ કહેતા હતા.

૩ તિલોત્તમા—મુનિઓને ભ્રષ્ટ કરવા કાજે તો અપ્સરાઓ [2]ઉત્પન્ન થઇઓ છે. મુનિ કને રહેનારી કઇને:શાસન થયુ છે કે મને થવાનું છે? પણ તું તો અસુર કને રહી છું, તે તારો તો છુટકો થવાનો નથી. હશે, જે થવાનું હશે તે થશે. પણ તું કહે તો ખરી, કે ગનમાન્યુ સુખ મળ્યા છતાં તું આમ સુકાઈ કેમ ગઈ?

૪ રંભા—સખી! શેનુ સુખ? અરસિક અસુર આગળ કાળ નિર્ગમન કરવો તેના કરતાં તે[3] વનમા [3]રત કરવો તેને હું ઠીક[4] માનું છું. બહેની! શક્ર સ્વામીની નિંદા, બ્રાહ્મણોનો ઘાત, સોળ સોળ સહસ્ર સ્ત્રીઓના વિલાપ, [5]એવું એવું જ જોવાનુ અને સાંભળવાનુ હતું.[5] પરમેશ્વર કૃષ્ણદેવનું કલ્યાણ [6]કરજો, કે એમણે મને દુ:ખસમુદ્રમાથી [7]તારી સ્વર્ગસદનમાં મોકલી દીધી.

૫ તિલોત્તમા—એ દુષ્ટે સોળ સહસ્ર સ્ત્રીઓ શા કાજે ટોળે કરી'તી અને એટલી બધી કયાંથી લાવ્યો'તો?

૬ રંભા—મુઆને એમનો [8]યજ્ઞ કરી મહાકાળીને પ્રસન્ન કરવી'તી. જે [9]રાજકન્યાને દેખતો, તેને ઉપાડી લાવતો. અલી તિલોત્તમા! એ સ્ત્રીઓએ જ આપણને આ સુખની ઘડી આણી આપી છે.

૭ તિલોત્તમા—[10]એમનાથી તે શું થાય? આ તો બધું નારદ મહર્ષિએ કર્યાનું કહેવાય છે.

---

તજી દીધેલા પાઠ

અંક ૭

દશ્ય ૧

૧ કંઈ શાસન. ૨ ઉત્પન્ન જ. ૩-૩ આ વનમાથી પેલા વનમા વિચરી કાલ. ૪ અતિ ઉત્તમ. ૫-૫ એવાં એવાં અનેક દુ:ખ આંખે જ જોવાના હતા. ૬ કરશે. ૭ દૂખની તારી. ૮ સત્ર. ૯ રાજાની કન્યા. ૧૦ અહીં કવિના આરંભે સુધારાખમા નીચેનું વાક્ય વધારે છે:—તે કેમ કરીને તે મને બધું કહે જોઈએ.

૮ રંભા હાથ હલાવી—[11]બ્રહ્મકુમારથી શું કરમ થાય ? એ તો એવું થયું કે સોળ સહસ્ર સ્ત્રીઓએ એક છાનો પત્ર લખી કાંચનપુરીમાં કૃષ્ણ કને મોકલ્યો. તેમણે સમાચાર જાણ્યા કે ગરુડારૂઢ થઈ તરત જ આવી રણાંગણને વેદિ કરી સત્રાજિતસુતા સહ યજ્ઞનો આરંભ કર્યો અને જોતજોતામાં ભૌમાસુર રૂપી પશુનું બલિદાન આપી દીધું.

૯ તિલોત્તમા—હેં હેં ! [12]શું ભૌમાસુરને કૃષ્ણદેવે[13] [13]મારી નાંખ્યો ? ત્યારે તો તે આપણા સ્વામી શક્ર કરતાં ય બલવત્તર ! પણ, અલી, કહે તો ખરી, એને કૃષ્ણદેવે કેમ કરી માર્યો ? મુઓ વૈષ્ણવાસ્ત્રનો પ્રયોગ ભૂલી ગયો’તો કે શુ ? [14]વળી એણે તો પિતામહ પાસે એવું વરદાન મેળવ્યુ હતું, કે મને મારી માતા મરાવે ત્યારે જ હુ મરૂં તે બ્રહ્મદેવનુ વચન શી રીતે સાચું થયું ? [15]એનો મુખ્ય મંત્રી પચમુખી મુર મરાયો કે ?[16]

૧૦ રભા—સખી ! સાભળ્ય. કૃષ્ણદેવના ગુણાનુવાદ ગાવા મને બહુ ગમે છે. પંચમુખી મુર પાણીમાં પોઢી રહ્યો હતો. તેને કૃષ્ણદેવે પંચજન્યની ગર્જના વડે જાગ્રત [17]કર્યો, તેવો જ તે[17] ત્રિશુળ લઇ લઢવા [18]ધાયો. તેને આવતો જોઈ પ્રતાપી પ્રભુએ [19]ચક્ર તેના પર નાખ્યું કે મુઆના પાંચે મુખ પટોપટ પૃથ્વી પર પડી ગયાં. તે મુઓ સાંભળી [20]તેના સાત સુત યુદ્ધ કરવા આવ્યા. તેમને પણ કૃષ્ણદેવે ચપટી વગાડતામાં જ ચીરી નાંખ્યા.

૧૧ તિલોત્તમા—[21]વાહરે [21]વાહ ! કૃષ્ણદેવ તો કોઈક [22]અલૌકિક પુરુષ દેખાય છે. [23]એમણે પેલા મહિષનું બલિદાન કેમ કરી આપ્યુ, તે મને[24] કહે.[24]

૧૨ રભા—મુર મત્રી અને એના[25] સાત સુત મરાયા સાંભળી નરકાસુરનો નરકપતિ જેવો સેનાની સકળ સેના લઈ યુદ્ધ કરવા ધસ્યો. [26]એના [27]મોટા કરી જેવા અસુર[27] કૃષ્ણકેસરીની હાકથી ઢપી[28] ગયા.[28] એટલામાં તો ચક્ર ચરેડાટ કરતુંક જે પડયુ કની કે તેણે સર્વેનો ઘાણ[29] કાઢી નાંખ્યો.

૧૩ તિલોત્તમા—શું ત્યાર પછી ભૌમાસુર એકલો જ [30]લડયો કે ? મુઆની કને વૈષ્ણવાસ્ત્ર હતું, એટલે એને [31]બીજાની ગરજે શી ?[31] વારૂ, બહેન, એનું શું થયું ?[32]

---

૧૧ એ કુવારાથી. ૧૨ શું સખિ. ૧૩-૧૩ આ બે બોલ વચ્ચે સંસ્કરણમા ‘જોતજોતામા’ એટલો બોલ વધારે છે. ૧૪ અને વળી. ૧૫ અને એનો. ૧૬ અહીં ઉક્તિને છેડે સસ્કરણમા નીચેનૂં વાક્ય વધારે છે:—કે ? જીવ લઇ પાતાળમા નાસી ગયો છે ! ૧૭-૧૭ જાગ્રત થયો કે ૧૮ દોડયો ૧૯ ચક્ર લઈ. ૨૦ તામ્ર, અંતરિક્ષ, શ્રવણ, વિભાવસુ, વસુ, નભસ્વાન, તથા અરુણ, એ ભૌમાસુરના. ૨૧-૨૧ વાહરે બેન વાહ. ૨૨ અલૌકિક જ ૨૩ પણ ૨૪-૨૪ જરે જરે કહેજે હો ૨૫ ૦ ૨૬ ૦ ૨૭-૨૭ શુ સખિ મોટા મોટા ગિરિ જેવડા. ૨૮-૨૮ કંપી ઉઠયા ૨૯ કચ્ચરઘાણ ૩૦ રહ્યો. ૩૧-૩૧ બીજા કશાની શી ગરજ છે. ૩૨ અહીં ઉક્તિને છેડે સસ્કરણમા નીચલૂ વાક્ય વધારે છે'— તે તું વહેલી વહેલી કહી દે.

૧૪ રંભા—[૩૩]એ મુઓ[૩૩] સત્રાજિત્સુતાને જોઈ મોહિત થયો. [૩૪]અને, બનવા કાળ, તે[૩૫] સત્રાજિત્સુતાએ વિલંબથી કંટાળીને [૩૬]પ્રિયતમને કહ્યું કે આ[૩૭] રહ્યો છે[૩૮] તેને સત્વર મારી નાંખો, એટલે હું નિરાંતે તમારી સાથે[૩૯] જ્યાં જવું છે; ત્યાં જઉં.

૧૫ તિલોત્તમા તાળી આપી—સખી ! ઘાટ તો ઠીક આવ્યો: [૪૦]મુઆને[૪૦]માએ જ મરાવ્યો. પછી ?[૪૧]

૧૬ રંભા—[૪૨]એટલું કહેતામાં જ કૃષ્ણદેવે ચક્ર મૂકી મુઆના બે કટકા કરી નાંખ્યા એ સહુ વાત સત્યભામા દેવી સમજ્યાં, ત્યારે તેમણે અતિ શોક કર્યો. તેમનુ મન[૪૩] [૪૩]વળાવવા ભૌમાસુરના સુત ભગદત્તને રાજાસન આપ્યુ. અને[૪૪] મને, માતલિને, ઐરાવતને, અમૃતને અને અદિતિ માતાનાં કુંડળને ગુરુસુત કચ સાથે અહીં મોકલી દીધાં. કચ પણ બિચારો મહાકષ્ટ-માંથી છૂટયો. અમારા કરમની કહાણી એવી હતી. પણ અલી તિલોત્તમા! કાલ સુધી તો ભૌમાસુરનું રાજ્ય હતું; એટલામાં સ્વામી શક્ર, શચી આદિ [૪૫]સર્વે શી રીતે આવી પોતપોતાના સ્થાને ગોઠવાઇ ગયાં?

૧૭ તિલોત્તમા—ત્રિકાળદર્શી [૪૬]ત્રિદશોથી જો એટલું ય ન જણાય, તો પછે સુરમાં અને નરમા શો અંતર રહે?[૪૭] પણ, સખી, પેલી સોળ સહસ્ર રાજકન્યાઓનું કયમ થયું, તે [૪૮]તેં કહ્યું નહિ.

૧૮ રંભા—[૪૯]વિદ્યુતો ઘન મૂકી કહીં જાય?[૪૯]

૧૯ તિલોત્તમા—શું ત્યારે તે સહુ[૫૦] કૃષ્ણદેવને જ વરીઓ?[૫૦]

૨૦ રંભા—અનાયાસે અલૌકિક પુરુષ તેમને મળી આવ્યા. નરકમાંથી નીકળતાં જ સ્વર્ગસુખ મળે, તો તે, સખી, કોણ ન ભોગવે? બહેન! હું જ [૫૧]ઓછા કર્મની[૫૧] કે કૃષ્ણદેવે સોળ સહસ્રનો સ્વીકાર કરી તેમને દ્વારિકા વળાવી લીધી અને મને અહીં મોકલી?

૨૧ તિલોત્તમા—સખી! કૃષ્ણદેવ તેમની સાથે [૫૩]ન [૫૩]ગયા? [૫૪]જો તું આવે તો જ્યાં હોય ત્યાં કૃષ્ણદેવને [૫૫]જોઇને [૫૫]આવિયે. તેં વાત કરી તેનો [૫૬]આટલો તો લાભ લેઉં.[૫૬]

૩૩–૩૩ મુઓ કામી તો હતો જ હતી. તે ૩૪ અને એવામાં ૩૫ કે ૩૬ પોતાના પ્રિય-તમને ૩૭ હવે આ ૩૮ ૦ ૩૯ સાથે વાતો કરતી. ૪૦–૪૦ મુઆની માએ જ મુઆને. ૪૧ પણ પછી શું થયું તે ઉતાવળી કહી નાખ્ય. ૪૨ પછી શું! એટલું ૪૩–૪૩ મન મનાવવા ૪૪ અને પછી ૪૫ તમે સર્વે ૪૬ ત્રિદશોને ૪૭ રહેવાનો છે. ૪૮ તેં કહ્યું ૪૯–૪૯ ઘનપરા લોઈ કંઈ વિદ્યુતના ચમકારા બીજે જનારે થાય? ૫૦–૫૦ કૃષ્ણદેવ વેરે જ વરીઓ કે શું? ૫૧–૫૧ અકર્મણ્ય ૫૨ દ્વારિકામાં ૫૩–૫૩ કેમ ન ગયા ૫૪ સખી! આકષ જે ૫૫–૫૫ જઈ જોઈ આવીએ વારુ ૫૬–૫૬ એટલો ય લાભ તો લઈએ.

૨૨ રંભા—ગુરુપુત્ર [૫૭]કહ્યે કૃષ્ણદેવને સ્વર્ગમાં તેડી લાવવા ઘણો આગ્રહ કર્યો. ત્યારે તેમણે કહ્યું કે 'તમે જાઓ. હું આ રાજકન્યાઓને કાંચનપુર ભણી વળાવી સત્વર સ્વર્ગમાં આવી શક્રને મળું છું.'

૨૩ તિલોત્તમા ગભરાયલે વેશે—સખી ! આ સુસવાટ શેનો થાય છે? (ધ્રૂજતે શરીરે) મારૂં તો કાળજું ફફડી જાય છે.

૨૪ રંભા સ્થિર નયને નીચું જોતી—[૫૯]અહા ! ગરુડારૂઢ ગોવિંદ દેવ[૬૦] આવે છે. ચાલ્ય ચાલ્ય. [૬૧]સખી ! ઊતાવળે જઈ શક્ર સ્વામીને એમનું આગમન વિદિત કરિયે.

( બંને જાય છે. )

સમજુતી

અંક ૭

૨ ઋષિઓ ભ્રષ્ટ કર્યા છે—ભૌમાસુર સ્વર્ગ ઉપર ચઢી આવ્યો, ત્યારે રંભા એના હાથમાં પડી અને તિલોત્તમા નાસી છૂટી, તે વનમાં એક આશ્રમથી બીજે આશ્રમે અને બીજેથી ત્રીજે, એમ ભયની મારી ભટકતી હતી. તે વારે અનેક ઋષિઓ એના રૂપે મોહ પામી તપથી ચલિત થયા હતા, એવો કહેવાનો ભાવાર્થ છે. તિલોત્તમાએ કોઈ ઋષિને છળ્યાનું જાણવામાં નથી. ભ્રષ્ટ—તપોભ્રષ્ટ.

૩—૧૪ (૩) મુનિઓને ભ્રષ્ટ કરવા કાજે—તેમના સંયમની પરીક્ષા માટે. (૯) પંચમુખી મુર—ભૌમાસુરના વધનો વૃત્તાંત **ભાગવત** । ૧૦ । ૫૯ । માંથી મોટે ભાગે લીધો છે. જિજ્ઞાસુએ જોઈ જવો ઘટે છે. (૧૧) મહિપ—ભૌમાસુર. (૧૨) નરકપતિ—યમ સેનાની—સેનાપતિ. (૧૪) વિલંબ—પારિજાતક લેવા જવામાં ઢીલ

૧૫-૧૭ (૧૫) મુઆને માએ જ મરાવ્યો—સત્યભામા પૂર્વ જન્મે ભૌમાસુરની મા હતી. (૧૬) મન વળાવવા—સારી રીતે સાંત્વન કરવા. રાજાસન—રાજગાદી. એટલામાં—ત્યાર પછીના સ્વલ્પ સમયમાં. (૧૭) જણાય—જાણ પડે, સૂઝે. કયમ થયું—શું થયું?

૧-૨૪ ભૌમાસુર સાથે સંગ્રામ એ સાત્ત્વતી અને આરભટી વૃત્તિનો વિષય છે કૈશિકી વૃત્તિના આ નાટકમાં વિસ્તારથી તે જણાવાય નહિ અને વધ તો રંગભૂમિ ઉપર થાય જ નહિ, આથી સૂચ્ય વસ્તુરૂપે તે વિષ્કંભકમાં ગૂંથ્યો છે.

---

૫૭ કહ્યે જ્યારે ૫૮ હાય હાય મારૂં ૫૯ સખિ । એ તો ૬૦ ભગવાન ૬૧ ૦

## પાઠચર્ચા

### અંક ૭

#### દૃશ્ય ૧

૪ અરણ્ય સાથે પ્રાસાદ-વાસની અને એકલાં અરણ્યવાસની અહીં સરખામણી છે. એટલે અધિકતાદર્શક રૂપનો જ પ્રયોગ ઇષ્ટ છે, શ્રેષ્ઠતાદર્શક ન વપરાય. ૫ વધ ચક્ષુગ્રાહ્ય છે અને નિંદા તથા વિલાપ શ્રવણગ્રાહ્ય છે. આથી 'સાંભળવાનું' એ પદ મેં ઉમેર્યું છે. ૯ જે રાજાની કન્યા દેખતો, તે ઉપાડી જતો—અર્થની સ્પષ્ટતા સારૂ 'રાજાની કન્યા' બદલ 'રાજકન્યા' બોલ પસંદ કરવા જોગ છે. આગળ એ સામાસિક શબ્દનો જ ઉપયોગ કર્યો છે ૧૦ સમાગમનો સમય બહુ અલ્પ છે વિષ્કંભક પૂરો થતામા કૃષ્ણદેવ અમરાવતી આવી પહોંચે છે. તે વાત ધ્યાનમા રાખી આવા મિથ્યા કાલક્ષેપ કરતા ફાલતુ શબ્દો મેં તજી દીધા છે.

૧૧ અહીં કુંવારા પરણેલાનો પ્રશ્ન જ નથી. 'રાજકુમાર' બદલ કોઈ ફરડાકી ભરેલી બોલીના રસિયાએ વગર સમજ્યે 'કુંવારો' બોલ ફોકટ યોજ્યો છે ૨૦ હરિવંશ અને ભાગવત બંનેમાં તામ્ર વગેરે સાત અસુર સુભટને મુરના પુત્ર કહ્યા છે. એઓ ભૌમાસુરના પુત્ર હતા જ નહિ. ભેળપની કાલમર્યાદા ધ્યાનમા રાખી એ સાતના નામ મેં ટાળી નાખ્યા છે. ૨૪ જરે જર કહેવા કહેવરાવવા જેટલો વખત ફાજલ નથી. માટે એ નિરર્થક વધારો મેં તજી દીધો છે. ૨૭ કૃષ્ણકેસરી પદના પ્રયોગ સાથે સમન્વય સાચવવા 'ગિરિ' બદલ 'કરી' (હાથી) પાઠ કલ્પ્યો છે, ઉપરાંત ખૂટતો 'અસુર' શબ્દ ઉમેર્યો છે. ૩૦ ઉતારનારે 'સટ્યો' બદલ 'રહ્યો' બોલ પ્રમાદથી લખી કાઢ્યો છે.

૩૩ ભૌમાસુર ઉપર કામીપણાનો આરોપ હરિવંશ અને ભાગવતમાં મૂક્યો નથી. એને નાટકકારે મોહિત કહ્યો છે એ જ બસ છે ૪૩ સત્યભામા પુત્રના મરણનો શોક કરતી હતી; એ રીસાઈ ન હતી. તે વાત ધ્યાનમા લઈ 'મન મનાવવા' બદલ 'મન વળાવવા' પાઠ મેં ગોઠવ્યા છે ૪૯ કોઈએ સાદા સીધા કથન બદલ પ્રસ્તુત આડંબરી વાક્ય યોજી દઈ લિંગ ભેદનો દોષ વહોરી લીધો છે. કૃષ્ણદેવને માટે સ્ત્રી લિંગ 'ધનધટા' પદ ન વપરાય.

૫૬ 'લઈયે'-અહીં બહુવચનનો પ્રયોગ ભૂલ ભરેલો છે. રુક્મિણીને તો પ્રાગજ્યોતિષમાં જ કૃષ્ણદેવના દર્શનનો લાભ મળ્યો હતો, એકલી તિલોત્તમાને જ એમના દર્શન નહતા થયાં. ૬૦ દેવો કૃષ્ણદેવને મધ્યમલોકપાલ તરીકે માન આપે છે. એમા બમવદ્બુદ્ધિનો સ્પર્શ નથી. માટે મેં બમવંત બોલ બદલ્યો છે.

# સ્વ૦ ખાંસાહેબ અબ્દુલ્લ કરીમખાં

મૂળશંકર મો. ભટ્ટ

ચા રેક માસ પહેલાં સ્વ૦ અબ્દુલ્લ કરીમખાંના સંગીતની એક રેકર્ડ ઉપર વિવેચન કરતી વખતે છેલ્લે એમ લખેલું કે 'ખાં સાહેબ હવે જીવનને કાંઠે બેઠા છે' વગેરે. તે લખતી વખતે એવું તો કલ્પનામાં પણ નહોતું કે આટલું જલદી આ વાક્ય ક્રૂર આગાહીનું સૂચક બનશે.

સ્વ૦ અબ્દુલ્લ કરીમખાંના મૃત્યુને કેવળ સંગીતરસિકની દૃષ્ટિએ જોઈએ તો તો એક અસાધારણ સંગીતકળાના ઉપભોગથી આપણે વંચિત બન્યા, એટલો જ શોક થશે. પણ અત્યારની હિન્દુસ્તાની સંગીતની જે સ્થિતિ છે, તેનો જે કાળજીથી અભ્યાસ કરતા હશે, તેમને તો કદાચ એમ લાગશે કે હિન્દુસ્તાની સંગીતના ઇતિહાસનું એક અતિ ઉજ્જવળ પાનું આજે બંધ થાય છે નવું ખૂલતું પાનું કેવું છે, તેની ખબર નથી.

જેમ સાહિત્યમાં પણ બન્યું છે, તેમ આપણે ત્યાં સંગીતકળામાં classical તત્ત્વોનું સ્થાન અકથ્ય થતું જાય છે. Classical સંગીતનો કાળ તેમાં જ દાખલ થયેલી ખરાબીને કારણે નષ્ટપ્રાય થવા લાગ્યો. કોઈ પણ શૈલીમાંથી પ્રાણ ચાલ્યો જાય છે, અને કેવળ તેનો દેહ રહી જાય છે, ત્યારે તે કળા કેવી લાગે છે, તેનું પ્રત્યક્ષ ઉદાહરણ આપણું કહેવાતું 'ઉસ્તાદી' સંગીત છે. ઉસ્તાદી સંગીતકાર હોવાનો દાવો કરનાર, અને 'ઉસ્તાદી' સંગીતને સમજવાનો દાવો કરનારાઓ આને કારણે સમાજના સંગીતરસિક વર્ગથી જુદા પડી ગયા. આની પાછળ બીજાં ઘણાં કારણો હતા. પણ તેમાં આપણે અહીં નહિ ઊતરીએ.

અને એ જ વખતે બીજી બાજુથી લોકોનો સંગીત તરફનો પ્રેમ વધતો ચાલ્યો. રાષ્ટ્રીય જાગૃતિ, ગ્રામોફોન, રેડિયો અને ધ્વનિ-ચિત્રોએ લોકોની સંગીત તરફની રુચિ વધારવામાં નિમિત્ત બન્યાં કે કારણભૂત બન્યાં ગ્રામોફોન, રેડિયો કે સિનેમા, એ ત્રણેય યંત્રોમાં classical સંગીતની અત્યારની શૈલીને ગોઠવવું અશક્ય હતું, કારણ કે classical શૈલીના વિસ્તારપ્રિયતા, મંદગતિ, વગેરે માટે આ બધા સાધનો પ્રતિકૂળ જ ગણાય. અને આને કારણે ટૂંકાણ એ સંગીતનું લક્ષણ બનવા લાગ્યું અને આને કારણે Romantic શૈલીના કેટલાક ગુણો પણ આપણા સંગીતમાં પ્રવેશવા પામ્યા. પણ classical શૈલીની પાછળ જે બળવાન પ્રણાલિકાનું પીઠબળ હતું, તે આની પાછળ ન હોવાથી તેમાં ઉપરછલ્લાપણું વધારે પ્રમાણમાં દેખાય છે જુદી જુદી કેટલીક સંગીતની શૈલીઓની આના પર અસર દેખાય છે, કહો કે અસરનું સુમિશ્રણ નહિ પણ અસરની અંધાધુંધી દેખાય છે.

એક સંગીતની ચીજમાં તમને ચાર પાંચ રાગની, સુરોની અસર દેખાય, બીજી બાજુથી ગઝલની રચના પણ ડોકિયાં કરતી દેખાય વળી પશ્ચાત્‌ભૂમિ સંગીતમાં તમને યુરોપિયન સંગીતના સ્વરોનું કંઈક સ્મરણ થાય, એવું સંભળાય. સ્વરોને અમુક અમુક જગ્યાઓએ લંબાવીને બંગાળી સંગીતની અસર ઉપજાવવાનો પ્રયત્ન પણ દેખાય.

આમાં કેટલાક અપવાદ હશે. અને જે અપવાદ હશે, તેમાં આ જટિલતા ઓછામાં ઓછી હશે. પણ મોટે ભાગે અત્યારના સંગીતમાં અંધાધુંધી પ્રવર્તી રહી છે, એવું કહીએ તો તે વધારે પડતું નહિ કહેવાય.

પણ આ બધાંમાંથી પણ ધીરે ધીરે આપણે કદાચ મુક્ત થઈશું. અને આપણું સંગીત જતે દહાડે કોઈ ચોક્કસ ધોરણ પકડશે, એમ પણ આપણે આશા રાખી શકીએ. પણ તેમાં એક ભયસ્થાન છે, તે જ રજૂ કરીશ.

આપણા હિંદુસ્તાની સંગીતનો પ્રાણ એ 'રાગ' છે. સ્વરો એક રાગમાં બંધાઈને જ પ્રગટ થાય છે. સ્વરોનું સ્વતંત્ર સૌંદર્ય એ રાગના આશ્રયે જ શોભે છે. આ જે રાગરચના છે, તે મને લાગે છે કે દુનિયા આખીની સંગીતકળાઓનો એક અમૂલ્ય વારસો છે. Classical શૈલીના સગીતકારોમાંથી રાગોનું ખરું સૌંદર્ય ઓછું થવા લાગ્યું હતું એ વાત સાચી. પણ આપણા સંગીતનો આ પ્રાણ સાચવી રાખનારા પણ કળાકારો આપણે ત્યાં હતા અને છે, તેમાંનો એક મહાન કળાકાર આપણી પાસેથી આ કાળે ચાલ્યો ગયો, ત્યારે ઘડીભર એમ થઈ જાય છે કે શું હવે હિંદુસ્તાની સંગીતમાંથી 'રાગ' અદશ્ય થઈ જશે? અને એ પરિણામની આશંકા પણ આઘાત ઉપજાવનારી છે

રાગ એ કેવળ આરોહ અવરોહની એક પ્રકારની ગોઠવણી જ નથી, પણ તેમાં સંગીતકળાની પરાકાષ્ઠા વ્યક્ત કરી શકાય છે, એ અત્યારે કોઈએ વધારેમાં વધારે પોતાના સંગીતથી બતાવ્યું હોય તો તે સ્વ૦ અબ્દુલ્લ કરીમખાં હતા. તેમના ગળામાંથી બહાર નીકળતાં જ રાગ, એક ચિત્રકારથી એક પીંછીના ઝટકાથી જેમ ચિત્ર ખડું થાય, તેમ થતો હતો. વળી સંગીતની દૃષ્ટિએ કેળવાયેલું તેમનું ગળું એકેએક સ્વરને તેના ખરા સ્વરૂપમાં પ્રગટ કરતું, સ્વર, રાગ, લય, તાલ એ બધાની એકરૂપતા, મપ્રમાણતા, શૈલીનો સંયમ, એ તેમના જેટલું બહુ જ થોડા કલાકારોએ પ્રાપ્ત કર્યું હશે.

આપણા classical સંગીતની શૈલીનો પ્રાણ દર્શાવનારા જે રડ્યાખડ્યા સંગીતકારો પડ્યા છે, અને જે પ્રાણ અને શૈલી બંને હવે અદશ્ય થતા ચાલ્યાં છે, તેનો એક ઉત્તમ પ્રતિનિધિ આપણે ગુમાવ્યો છે.

અને માટે જ સ્વ૦ અબ્દુલ્લ કરીમખાંનું તેમની ઉમર જોતા નહિ, પણ હિંદુસ્તાનની સંગીતની સ્થિતિ જોતાં અકાળ મૃત્યુ છે અને તેમનું મૃત્યુ આપણને ચેતવતું જાય છે કે જોજો સગીતમા ગતિ લાવવા જતા ગંભીરતા ઓછી ન થાય, વિવિધતા લાવવા જતાં વર્ણસંકરતા ન આવે, અનુકરણના મોહમાં મરણ ન થાય.

# ઘોંઘાટ

યશવંત શુ. નાયક એમ. એસસી.
રોયલ ઇન્સ્ટીટ્યૂટ ઓફ સાયન્સ : મુંબઈ

જેમ જેમ જગત વધુ પ્રવૃત્તિમય થતુ જાય છે, તેમ તેમ જગતમાં વધુ ને વધુ ઘોંઘાટ ઉત્પન્ન થતો જાય છે. માણસ તેના યાંત્રિક સાધનો વડે જેમ જેમ વધુ પ્રગતિ કરી સુખસંપન્નતાનાં સાધનો મેળવે છે, તેમ તેને અનેક જાતની અગવડો પણ ભોગવવી પડે છે. રેલવે, મોટર, એરોપ્લેન વગેરેથી માણસ પોતાની ગતિને વધારી શક્યો છે પરતુ તેની સાથે અકસ્માતના ભયો પણ તેટલા જ વધ્યા છે. એ જ પ્રમાણે ટ્રામ, મિલો, આગગાડી, વિમાન અને યંત્રો વડે ખાસ કરીને શહેરોમા ઘોઘાટ વધી પડયો છે. ભાષણકર્તા, ફેરિયા, ગ્રામોફોન અને રેડિયો વડે આપણને જેટલો લાભ થાય છે તેના કરતાં તેમના ઘોંઘાટથી વધુ હાનિ થાય છે. શહેરના ઘીચ લત્તામા સાજરે ફરતા હોઈએ તો આસપાસનાં વાહનોનો અવાજ, ફેરિયા અને માગણોની બૂમો, હોટલોમાથી નીકળતુ અર્થહીન અને કાન ફાડી નાંખે એટલા મોટા અવાજવાળુ સગીત અને રેડિયોમાંથી નીકળતા અનેકવિધ અવાજો માણસના મગજને અસ્થિર બનાવી મૂકે છે. એવાં ઘોઘાટથી કિલષ્ટ થયેલાં વાતાવરણમાં માણસ વિચાર કરી શકતો નથી તો એ ચિત્તની શાંતિ તો ક્યાથી જ અનુભવે? સાજરે થાકેલો મનુષ્ય બે ઘડી આરામ લેવા આવે છે ત્યાં નળ ઉપર વાસણના ખખડાટ, ઘાટીના બૂમબરાડા, ભીખારીની રાગરાગણી, છોકરાના રૂદન અને તોફાનમસ્તીના અવાજો, કેટલીક વાર ગૃહિણીનાં ભાષણો, આસપાસનાં કહેવાતા સંગીતપ્રેમીનાં ગાયનો અથવા ગ્રામોફોન અને રેડિયોના પ્રોગ્રામો એના મનને વધુ ઉદ્વેગી બનાવે છે. ગામડાંમાં હજી આના કરતાં કંઈક શાન્તિ છે. એ શાન્તિનુ સામ્રાજ્ય પણ ધીમે ધીમે ઓછુ થવા લાગ્યુ છે ઘોઘાટમા માણસ સારી પેઠે વિચાર કરી શકતો નથી, એકબીજા સાથે સ્પષ્ટ રીતે વાતચીત કરી શકતો નથી અને સામાન્ય રીતે પોતાના પ્રત્યેક કામમા એને ગમ પડતી નથી. કેટલાક તબીબી નિષ્ણાતોનો એવો અભિપ્રાય છે કે ઘોંઘાટ વડે મનુષ્યનું આયુષ્ય ઓછું થાય છે. ચીન દેશમાં જૂના કાળમા ઘોંઘાટ વડે માણસને સજા કરવામાં આવતી. ગુનેગારને બાંધી રાખી તેના મસ્તક ઉપર અતિ પ્રચડ અવાજો નીકળે એવા ઘટો વગાડવામાં આવતા. આ રીતે લાંબો વખત ચાલુ રાખવ.થી ગુનેગારનું ચિત્તભ્રમ થતું અથવા ઘણી વાર મૃત્યુ પણ થતું. જેમ અકસ્માતને અટકાવવા માટે આપણે વાહનોના માર્ગ નિયત કરી તેમને નિયમિત રાખીએ છીએ, તેવી જ રીતે હવે જગતમાં વધતા જતા અવાજને દૂર કરવા અથવા ઓછો કરવાને યોગ્ય પ્રયત્નો કરવા તરફ વૈજ્ઞાનિકોનું ધ્યાન ખેંચાયું છે. ઇંગ્લેન્ડ અને બીજા દેશોમાં ઘોંઘાટ દૂર કરવા માટે રાજ્ય તરફથી કમિશનો નિમાય છે અને તેમના અભિપ્રાયો લક્ષમાં લઈ, ઘોઘાટને જેમ બને તેમ ઓછા કરવાના પ્રયત્નો થાય છે. શહેરના ગીચ લત્તામાં રહેલા માણસને માથેરાનની અથવા ગામડાંની નિરવ શાન્તિથી જેટલો આનંદ થાય છે એટલો ગામડાંના માણસોને નથી થતો. ગામડાંમાં તો ઘણી વાર મનુષ્યને અમુક પ્રકારનો ઘોંઘાટ પ્રિય થઈ પડે છે. પ્રભાતે ઘટીનો ઘેરો અવાજ, સમુદ્રનું ગર્જન, પખીનો કલકલાટ, સંધ્યાકાળે ઢોરના અને વાછરાંના અવાજો, મંદિરમાં

યના ઘટારવના નિનાદો ગામડાંમાં આકર્ષક નિવડે છે, પરંતુ એ જ અવાજો શહેરના વાતાવરણમાં પ્રિય ન જ થઈ પડે. એટલે ઘોંઘાટ મુખ્યત્વે શહેરમાં જ વધુ પ્રમાણમાં ત્રાસરૂપ થઈ પડયો છે.

ઘોંઘાટનું માપ એ રીતે કાઢી શકાય છે. આપણી કર્ણેન્દ્રિય વડે આપણે ઘોંઘાટને ઓછો વધતો અથવા અતિતીવ્ર એમ પારખીએ છીએ, પરંતુ એ માપમાં એકરૂપતા ન આવી શકે. જુદા જુદા માણસની કર્ણેન્દ્રિયની તીવ્રતા ઉપર ઘોંઘાટના વત્તાઓછાપણાનો આધાર રહે. આમ છતાં નવાં સાધનો ન શોધાયાં તે પહેલાં ઘોંઘાટનું માપ એ રીતે જ નીકળતું હતું, હવે તો વિદ્યુત વડે કાર્ય કરતા માઇક્રોફોન વડે ધ્વનિનું આપોઆપ માપ કાઢી શકાય છે. માયક્રોફોનમાં લોખંડની પતરી હોય છે તેના ઉપર ધ્વનિનાં આંદોલનો પડતાં તે ધ્રુજવા લાગે છે, અને તેને લીધે પાછળ રાખેલા વિદ્યુતના સાધનમાં વધતોઓછો વિદ્યુત-પ્રવાહ ઉત્પન્ન થાય છે એ વિદ્યુતપ્રવાહની નોંધ ગેલ્વેનોમિટર અથવા એમિટર નામના યંત્રો વડે થઈ શકે છે, એટલે ઘોંઘાટની આડકતરી રીતે નોંધ થઈ કહી શકાય છે.

હવે જો ઘોંઘાટનું માપ કાઢવું હોય તો તેને માટે અમુક નિયત ઘોંઘાટનો અથવા અવાજનો એકમ હોવો જોઈએ કે જેના વડે ઘોંઘાટ કેટલા ગણો છે તે માપી શકાય. ટેલિફોનના શોધક ગ્રેહામ બેલના નામ ઉપરથી ઘોંઘાટનો એકમ એક 'બેલ' ગણ્યો છે. વળી કેટલાંક કારણથી બે, ત્રણ કે ચાર બેલ અવાજ અનુક્રમે $૧૦^૨$, $૧૦^૩$, $૧૦^૪$, ગણો મોટો ગણવામાં આવે છે. આથી ૭ બેલ અવાજ ૧ બેલ અવાજ કરતાં $૧૦^૭$ (૧,૦૦,૦૦ ૦૦૦=એક કરોડ) ગણો મોટો ગણાય છે. આ એકમ ઘણો મોટો હોવાથી 'ફોન' નામનો નાનો એકમ ગણવામાં આવ્યો છે. સેકન્ડના ૧૦૦૦ આંદોલન ઉત્પન્ન થાય તેવો અવાજ એટલા અંતરે હોય કે જેથી કાનના પડદા ઉપર ૦૦૦૦૨ ડાઈન જેટલું દબાણ કરે તેને એક 'ફોન' અવાજ કહેવામાં આવે છે.

એક ફોનથી ઓછો અવાજ સાંભળી શકાતો નથી. સાધારણ રીતે કાનને બહુ ત્રાસ ન પડે એ પ્રમાણે વધુમાં વધુ ૧૩૦ ફોન જેટલો અવાજ આપણે સાંભળી શકીએ છીએ. પાછળ આપેલી આકૃતિ ઉપરથી જુદા જુદા યંત્રો અને વાહનો વડે કેટલા પ્રમાણમાં અવાજ ઉત્પન્ન થાય છે એનો કંઈક ખ્યાલ આવે છે સાધારણ રીતે ૭૦ ફોનથી મોટો અવાજ આપણને અપ્રિય થઈ પડે છે અને ચાલુ સાંભળવાથી આપણને ઘોંઘાટ લાગે છે. આથી ઘોંઘાટ દૂર કરવામાં જેનાથી ૭૦ ફોન કરતાં વધુ અવાજ ઉત્પન્ન થાય તેને દૂર કરવાના પ્રયત્નો કરવા જોઈએ.

ઘોંઘાટને દૂર કરવાનું પણ બે રીતે થઈ શકે છેઃ ઘોંઘાટના મૂળને દૂર કરવાથી ઘોંઘાટ ઓછો થઈ શકે અથવા ઘોંઘાટ આપણને અસર ન કરી શકે એવાં ગૃહો બનાવવાં. પહેલી રીત સાધારણ રીતે વધુ ઇષ્ટ છે, પરંતુ બીજી રીત કેટલાંક મોટાં યંત્રોના અવાજને દાબી દેવા માટે ઉપયોગી છે. ઠંડા પ્રદેશોમાં મોટા શહેરના ઓફિસના બારી, બારણાં અને દિવાલની વચ્ચે હવાનો થર અથવા બીજી એવી વસ્તુનો થર ગણવામાં આવે છે કે જેથી અવાજનાં આંદોલનો ગોપાઈ જાય. હિંદુસ્તાન જેવા ઉષ્ણપ્રદેશમાં બારી, બારણાં બંધ ન કરી શકાય એટલે અવાજને રોપવાનું કાર્ય વધુ મુશ્કેલીભર્યું છે આમ છતાં પ્રયત્નો કરવામાં આવે તો કેટલેક ઘોંઘાટ ઓછો કરી શકાય એમ છે. કેટલાક ઘોંઘાટને દાબી દેવા માટે કાયદાનો આશરો પણ લેવો પડે. મુંબઈમાં રાત્રે ૧૧ વાગ્યા પછી કોઈના લગ્નમાં કોઈપણ જાતનો ઘોંઘાટ કાયદો કરી બંધ કરવામાં આવ્યો છે. મ્યુનિસિપાલિટીએ પણ

| | |
|---|---|
| ડેસ | |
| ૧૩૦ | ત્રાસદાયક અવાજ |
| ૧૨૦ | એરોપ્લેનનો અવાજ |
| ૧૧૦ | પ્રિન્ટીંગ પ્રેસમાં |
| ૧૦૦ | મોટરના હોર્નનો તથા નાની યંત્રશાળાનો |
| ૯૦ | ૨૦ ફૂટ દૂરથી ભારે મોટર લોરીનો |
| ૮૦ | ઝડપી ગાડીનો |
| ૭૦ | વાહનની અવરજવરવાળા રસ્તાનો મોટેથી થતા શોરબકોરનો |
| ૬૦ | સાધારણ શાંતિથી થતી વાતચીતનો |
| ૫૦ | ઇલેક્ટ્રીક મોટર (શાંત) ૩ ફૂટ દૂર હોય તેનો |
| ૪૦ | ૩ ફૂટ દૂર કાગળ ફાડવાનો, શાંત રસ્તા ઉપરનો |
| ૩૦ | ૩ ફૂટ દૂર ઘડિયાળનો |
| ૨૦ | શાંત ઓરડામા પવનથી અથવા હાલચાલથી |
| ૧૦ | તદ્દન શાંત ઓરડામા |
| ૦ | |

કાયદા વડે ગ્રામોફોનના અવિરત સંગીતનો પ્રચંડ ઘોંઘાટ ઘણોખરો બંધ કરાવી દીધો છે. એ જ પ્રમાણે મોટરના વિજળીના 'હોર્ન'માંથી નીકળતો કેટલોક કર્કશ અવાજ પણ કાયદા વડે અટકાવી શકાય છે. રેડિયોથી ઉત્પન્ન થતો ઘોંઘાટ પણ કાયદા વડે બંધ કરી શકાય એમ છે. કોઈ પણ ઘરમાં વાગતા રેડિયોનો અવાજ ૭૦ ફોનથી વધે તો તેના માલિકને શિક્ષાપાત્ર ગણવો જોઈએ. આ પ્રમાણે ઘોંઘાટ ઓછો કરવા માટે ઘોંઘાટની તપાસ કરનારા ઇન્સ્પેક્ટરો પ્રત્યેક મ્યુનિસિપાલિટીએ નીમવા જોઈએ.

અત્યારે અત્યારે વૈજ્ઞાનિકો પણ યંત્રની રચનામા જેમ બને તેમ અવાજ ઓછો થાય એને માટે પુરતુ ધ્યાન આપવા લાગ્યા છે. આમ છતા કેટલાક યત્રો એવાં હોય છે કે જેમાથી નીકળતો અવાજ ઓછો થઇ શકે એમ નથી. એવા યંત્રોને આસપાસની જમીનથી ઊંડો પાયો નાખી તેના ઉપર મૂકી અલગ કરવા જોઈએ અને ફરતેની ઇમારતની દિવાલોની વચ્ચે અવાજ શોષી લે એવા પદાર્થો મૂકવા જોઈએ જાડુ ઊનનુ પડ, દબાવેલા ઘાસનું પડ, અથવા રબરનું પડ અવાજ રોકવામાં ઉપયોગી થઈ પડે છે દિવાલની વચ્ચે માત્ર હવાનું પડ રાખવામાં આવે તો પણ ઘોંઘાટ ઘણોખરો શોષાઈ જાય છે ઉપર દર્શાવ્યા પ્રમાણે ઘોંઘાટ ઓછો કરવાનું કાર્ય મ્યુનિસિપાલિટી, સરકાર અને વૈજ્ઞાનિકોએ ઉપાડી લવું જોઈએ. બંનેના સહકારથી ઘણો ફાયદો થઈ શકે એમ છે. મોટી ઓફિસોમાં પહેલાં કઝનબંધી ટાઈપરાઇટરના કટ-કટ અવાજો હવે બિનઅવાજી ( Silent ) ટાઈપરાઇટરથી ઓછા થયા છે. શાન્તિના ગુણગાન અનેક લેખકોએ અને કવિએ કર્યાં છે. માણસ વધતા જતાં ઘોંઘાટથી કંટાળ્યો છે. એના પરિણામે વખત જતાં દુનિયામાથી ઘોંઘાટ ઓછો થશે. અને કદાચ એક બીજા સાથેના વાર્તાલાપ પણ માત્ર સંજ્ઞાથી જ થાય તો નવાઈ નહિ! ઘોંઘાટથી ફાયદો થાય છે તેના કરતાં ગેરફાયદો વધારે થાય છે. એ માણસોની શારીરિક પ્રકૃતિ ઉપર અસર કરે છે અને જો ઘોંઘાટ ઉપર અંકુશ મૂકવામાં ન આવે તો વખત જતાં માણસોને ઘોંઘાટના દર્દની અસર થશે. શહેરની ગીચ વસ્તીમાં ગંદકી, ખરાબ હવા, ખરાબ ખોરાક વગેરે દર્દોમાં આજકાલ ઘોંઘાટનું દર્દ વધી પડ્યુ છે. એ દર્દ ઓછું કરવું આવશ્યક છે, અને પ્રત્યેક જવાબદાર વ્યક્તિએ એના ઉપર ધ્યાન આપવું ઘટે છે.

# ઉધામા

રમણિક અરાલવાળા

[ મંદાક્રાંતા ]

આઘે આઘે અનુદિન જતા કલ્પનાના કિનારા,
થાકયા બાહુ અતલ દરિયે આથડી છેક મ્હારા,
ઊંચેનીચે નયન નિરખે વીંધીને રાતકાળી,
ઊભાઊભા અદય હસતા તારલા દેઈ તાળી.

વીતે મીઠા સ્વપન સરખું જીંદગીનું પ્રભાત,
ત્યારે મ્હારે સતત સહવા કારમા ઝંઝવાત;
આત્મા ઝંખી અમૃત મીઠડી સિદ્ધિને શકય એવો
થાતો મ્હારો ભવભ્રમણનો વ્યર્થ દુર્લંધ્ય ફેરો.

છોડી હાવાં સ્વજન સહુના નાવડીનું સુકાન,
થાકયા ગાત્રો કરી લઈ ફરી સ્ફૂર્તિલાં જોમવાન,
પ્હોંચી પ્યારા તટ પર પછી રેલવું મુક્તગાન–

–ચાળી ત્યાંથી સ્વજન સ્થિતિને દુણીને કલ્પનાના
રૂંવેરૂંવે દવ સળગતા, ભસ્મ થૈ જાય ગાન,
લાગે પાછો નવજલભર્યો મેઘગો વર્તમાન.

# સર જગદીશચંદ્ર બોઝ

'પિપાસુ'

વિજ્ઞાનના ક્ષેત્રમાં ભારતવર્ષનું નામ પ્રથમ અંકિત કરનાર વિભૂતિ સર જગદીશચંદ્ર બોઝના આલોક છોડી જતાં જગતે અને ખાસ કરીને ભારતે એક મહાન સર્જક ગુમાવ્યો છે. થોડા જ માસ ઉપર વિજ્ઞાનશાસ્ત્રી માર્કોનીના અકાળે થયેલા અવસાનના ઘા હજી તો રૂઝાયા નહતા, ત્યાં તો આપણે બ્રિટિશ વિજ્ઞાનશાસ્ત્રી રધરફોર્ડના મૃત્યુનાં દુ:ખદ સમાચાર સાંભળ્યા. વૈજ્ઞાનિક જગતના એ અશ્રુ હજી સુકાયા પણ નહતાં ત્યાં તો સર જગદીશ બોઝના અવસાનની ખબર સાચે જ દાઝયા પર ડામ સમી નીવડી છે.

આજે તો આપણે જગતના દરેક ભાગની ખબરો ઘરમાં બેઠાં બેઠાં વાયરલેસથી જાણી શકીએ છીએ. એ ક્ષેત્રમા ચચૂપ્રવેશ કરવાની પ્રથમ પ્રેરણા આપનાર જર્મનીનો વિજ્ઞાનશાસ્ત્રી હર્ટઝ હતો હર્ટઝે આપેલી પ્રેરણાને એકી સાથે ઝીલનાર પુરુષો ભારતે અને ઇટલિએ જગતને આપ્યા સર જગદીશે અને મહાન માર્કોનીએ એક સાથે સ્વતંત્રપણે વાયરલેસના ક્ષેત્રમાં શોધખોળ કરી, ને એ ક્ષેત્રમા પોતાના નામો અમર કર્યાં. કુદરતની ગતિ પણ કેવી ગહન છે કે માર્કોની–બોઝ પોતપોતાની પ્રયોગશાળામાં પ્રયોગો કરી સ્વતંત્રપણે જગતને વાયરલેસની ભેટ ધરે છે

આમ આપણા યુવાનોને માટે પ્રેરણારૂપ એવા આપણા આ મહાન વિજ્ઞાનશાસ્ત્રીના જીવનમાં ડુબકી મારવી આવશ્યક છે.

ઢાકા જિલ્લાના વિક્રમપુર નામના ગામમાં ઇ. સ ૧૮૫૮ના નવેંબરની ૩૦મી તારીખે એક સન્માનિત કુટુંબમાં સર જગદીશ બોઝનો જન્મ થયો હતો જગદીશના પિતા શ્રી. ભગવાનચદ્ર બોઝ ફરીદપુરના ડેપ્યુટી મેજિસ્ટ્રેટ હતા. સરકારી નોકર હોવા છતા તેના પિતા સ્વદેશપ્રેમી, કર્તવ્યશીલ અને ભાવનાશાળી પુરુષ હતા સર જગદીશે પોતાના પિતા વિષે લખતાં એક જગાએ લખ્યુ છે કે "મારા પિતાએ ઉદ્યોગ અને હુન્નરની શાળાઓ સ્થાપી હતી મારા પિતાની સર્જક મનોવૃત્તિએ મારામા નૂતન સર્જનની પ્રેરણા મૂકી હતી."

તે જમાનામાં જ આપણા દેશમાં અંગ્રેજી શિક્ષણની પ્રથમ શરૂઆત થઈ હતી. પણ રાષ્ટ્રપ્રેમી પિતા પોતાના બાળકને શરૂઆતનાં વર્ષોમાં તો ગામડાની પ્રાથમિક શાળામા જ ભણાવે છે; જગદીશ બોઝે પોતાના પ્રાથમિક અભ્યાસ વિષે લખતાં લખ્યું છે કે "મારા પિતાના શિક્ષણને લગતા ચોક્કસ અને સ્પષ્ટ વિચારો તે કાળમાં સુધરેલા અને ભણેલાઓને મન અરુચિકર હતા. આજે જ તે વિચારો આપણે સન્માનીએ છીએ. મારા પિતાએ મને ગામડાંની પ્રાથમિક શાળામા ભણાવ્યો, મને ખેડૂતોના, મજૂરોના અને દલીતોના બાળકો ભેડે ભણાવ્યો તેથી જ મારામા કુદરતની ગહનતામાં ડુબકી મારવાની મનોવૃત્તિ જાગ્રત થઈ હતી તેમજ પ્રાણી અને વનસ્પતિ પ્રત્યે પ્રેમ અને આકર્ષણ થયાં હતાં."

આમ બચપણમાં સુસંસ્કારનાં બીજ રોપ્યા પછી જગદીશને તેના પિતાએ અંગ્રેજી શિક્ષણ આપ્યું. સોળ વર્ષની વયે જગદીશે શાળાનો અભ્યાસ પૂરો કર્યો હતો. ત્યારબાદ કલકત્તાની સેન્ટ ઝેવિયર કૉલેજમાં અભ્યાસ કરી જગદીશે બી એ.ની ડિગ્રી મેળવી. બી. એ. થયા પછી તેને ઇંગ્લેન્ડ જઈ આઈ. સી. એસ. ની પરીક્ષા પસાર કરવાની પ્રબળ ઇંતેજારી થઈ. એની પાછળ પોતે પોતાના પિતાને ભારરૂપ ન થવાની, પિતાનું દેવુ પતાવી દેવાની અને પિતાને શાન્તિ આપવાની ભાવના હતી.

પણ એ લાલચુ અને લપસણા માર્ગે જવાનું નક્કી કરવા પહેલાં તેને પિતાની સમ્મતિ મેળવવાની હતી. પિતાને પોતાની મુરાદ જણાવી ત્યારે તેમણે મક્કમપણે ના પાડતાં કહ્યું હતુ કે ' હું આ સરકારી નોકરીમા રહ્યો છુ છતાં તને એમાં નાંખવા ઇચ્છતો નથી. તુ નૂતન સર્જન કર, મહાન નિષ્ણાત થા. " આમ આઈ. સી એસ થવાનું જગદીશનું સ્વપ્ન તેના પિતાના પ્રબળ નિશ્ચય સામે અફળ ગયું. પાછળથી વિજ્ઞાનના વધુ અભ્યાસ માટે ઇંગ્લેન્ડ જવાનુ જગદીશે વડીલોની સંમતિથી નક્કી કર્યું તે વેળા પણ તેના પિતાએ સ્પષ્ટપણે જણાવ્યું હતું કે " વિજ્ઞાનના વધુ અભ્યાસ માટે જવાની તને છૂટ છે. આઈ. સી. એસ.ની પરીક્ષા આપવા માટે હું તને ન જવા દઉં. કેમકે તારી સર્જન શક્તિ ચીમળાય જાય એમ હું નથી ઇચ્છતો "

આમ જગદીશ માત્ર વિજ્ઞાનના વધુ અભ્યાસ માટે વિલાયત જઈને ૧૮૮૪માં કેમ્બ્રિજ યુનિવર્સિટીની બી. એ ની પરીક્ષા પસાર કરે છે. બીજે જ વર્ષે તેણે લંડન યુનિવર્સિટીની બી. એસસી.ની ડિગ્રી લીધી વિલાયતના કૉલેજ જીવનમાં જગદીશ પોતાના અધ્યાપકો પર સારી છાપ પાડે છે. એના એક અધ્યાપક ફોસેટે તો તે વેળાના હિંદી પ્રધાન પાસેથી તે સમયના હિંદના ગવર્નર જનરલ લૉર્ડ રીપન પર એક ભલામણપત્ર મેળવી આપ્યો હતો. જગદીશ પચીસ વર્ષની વયે હિંદ પાછો ફર્યો ગવર્નર જનરલ પરના ભલામણપત્રને લીધે કલકત્તાની પ્રેસિડેન્સી કૉલેજમા તેની યુરોપિયન પ્રિન્સિપાલના વિરોધ છતાં વિજ્ઞાનના અધ્યાપક તરીકે નિમણૂક થઈ પરંતુ થોડા જ દિવસોમા એની કાર્યશક્તિ અને સર્જનશક્તિને લીધે એના તરફ તિરસ્કારભરી નજરથી જોનારાઓ પણ અંતે તેના મિત્રો બની ગયા હતા.

કૉલેજની પ્રયોગશાળામા પૂરતાં સાધનોનો અભાવ હોવા છતાં અધ્યાપક જગદીશે શરૂઆતનાં વર્ષોમા પોતાની ખાનગી પ્રયોગશાળામા ખંતપૂર્વક કાર્ય જારી રાખ્યું. ને ધીરજ શ્રદ્ધા અને ખંત, ઓછાં ન થવા દીધા તેના પરિણામે ' વિજળીના કિરણ ' પર ૧૮૯૫માં એક મૌલિક લેખ લખ્યો. તે પછી તરત જ તેમણે વિજળીના વિષય પર મનનીય નિબંધો લખ્યા. તે પછી તરત જ વિજળીના વિષયને લગતા એમના એક નિબંધે તો લંડનની વિજ્ઞાનને લગતી રોયલ સોસાયટીનું ધ્યાન ખેંચ્યું, ને તેણે એ નિબંધ છપાવ્યો એટલું જ નહિ, પરંતુ શ્રી. બોઝને સ્કૉલરશીપ પણ આપી. એથી એમણે પોતાની શોધખોળના પરિણામો ૧૮૯૬માં રોયલ સોસાયટી પર મોકલી આપ્યાં. સોસાયટી એમના કામ પર મુગ્ધ બની, અને લંડનની યુનિવર્સિટીએ એમને સાયન્સની ડૉક્ટરની ડિગ્રી એનાયત કરી.

પછી તો શ્રી. બોઝે વાયરલેસ તરફ ધ્યાન આપ્યું માર્કોની અને બોઝ એક સાથે વાયરલેસની શોધ કરે છે. જગદીશ બોઝ ૧૮૯૫માં કલકત્તાના ટાઉનહૉલમાં વાયરલેસનો અખતરો ફતેહમંદ રીતે બનાવે છે તેમણે ઈથરનાં મોજાંને ઘનવસ્તુમાંથી, માણસોની હાર

ભેદીને પસાર કરી બતાવ્યાં, તારનાં દોરડાં વિના ઘંટડી વગાડી બતાવી, ભારે વજન ઊંચકી બતાવ્યું, આમ સાચું કહીએ તો, જગતને વાયરલેસની શોધની પ્રથમ ભેટ કરનાર શ્રી બોઝ હતા. પણ સાચે જ એઓ વિજ્ઞાની હતા, વેપારી ન હતા. એટલે એમણે પોતાની શોધનું પેટન્ટ ન નોંધાવ્યું ને શોધ માત્ર જગતને ચરણે ધરી. જ્યારે માર્કોનીએ પેટન્ટ નોંધાવ્યું ને તે અઢળક ધન કમાયો.

અધ્યાપક બોઝની કીર્તિ ચોમેર ફેલાવા લાગી. શ્રી બોઝની મદદે ઊભેલી રોયલ સોસાયટીએ ૧૮૯૭માં વિજ્ઞાનના વિષયો પર ભાષણો આપવા માટે તેમને લંડન બોલાવ્યા. આમ વિજ્ઞાનના વિષયમા ભાષણો આપવા માટે એ મહાન સંસ્થાએ કોઈ પણ હિંદીને પ્રથમ બોલાવ્યા હોય તો તે શ્રી. બોઝને. શ્રી. જગદીશનાં જ્ઞાન, શક્તિ, પ્રતિભા જોઈ લંડનના મોટા મોટા વિજ્ઞાનશાસ્ત્રીઓ પણ એમના પર મુગ્ધ થયા. એ પછી તો શ્રી. જગદીશે જગતને વિજ્ઞાનના ક્ષેત્રમાં અવનવો પ્રકાશ આપ્યો ને તેના પરિણામે રોયલ સોસાયટીએ ફરીથી બે વખત તેમને ભાષણો આપવા માટે વિલાયત બોલાવ્યા. આ અપૂર્વ માનનો ભોક્તા આજે એ જ એક માત્ર હિંદી છે. ત્યાર બાદ તો જગદીશને પૅરિસ, ચિકાગો, ન્યૂયૉર્ક, વગેરે અનેક સ્થળેથી આમંત્રણો મળ્યાં ને જગતભરની વિજ્ઞાનની મોટી મોટી સંસ્થાઓ સમક્ષ તેમણે પોતાની પ્રતિભા રેડીને ભારતનું વર્ચસ્વ વધાર્યું.

વિજળીનું ક્ષેત્ર છોડી શ્રી. બોઝ વનસ્પતિ અને પ્રાણી વચ્ચેના જગતે માનેલા ભેદો પ્રતિ પોતાનું લક્ષ્ય દોરે છે. કુદરતની ગહનતામાં ડૂબકી મારી નૂતન સર્જનની ભાવનાને મૂર્ત સ્વરૂપમાં જોવા ઝંખનાર શ્રી. બોઝ જગતને નવો પ્રકાશ આપતાં સંભળાવે છે કે "પ્રાણી માત્ર જેવાં આકર્ષણો અને અપાકર્ષણો અનુભવે છે તેવાં જ આકર્ષણો અને અપાકર્ષણો વનસ્પતિ પણ અનુભવે છે." જગદીશની આ ઘોષણાએ જગતના આધુનિક અને ભાવિ વિજ્ઞાન સંશોધકોને એક નવું ક્ષેત્ર આપ્યું. ઝાડપાનને પણ પ્રાણી માત્રની જેમ ભૂખતરસ લાગે છે, ઊંઘઆરામની જરૂર છે, આપણી જેમ એમાં પણ જીવ છે, પ્રેમ, શરમ, દુઃખ, સુખની ભાવના છે એવું બધુ જગતને શ્રી૰ બોઝ પાસેથી જ પ્રથમ જાણવાનુ મળ્યું. શ્રી. બોઝની અપૂર્વ શક્તિની પ્રતીતિ તો વનસ્પતિને થતાં આકર્ષણો અને અપાકર્ષણો માપવાના તેમણે શોધી કાઢેલા એક અત્યત નાજુક યંત્ર પરથી થાય છે. જગત સમક્ષ તેમણે એ બધું સિદ્ધ કરી બતાવ્યું છે.

આ શોધના પરિણામ અને અસર વિષે શ્રી. બોઝને પૂછવામા આવતા તેમણે જ કહ્યું છે કે "એ શોધના પરિણામે નજીકના ભાવિમાં શરીરશાસ્ત્ર, વૈદક અને ખેતીશાસ્ત્રમાં ચમત્કારિક ફેરફારો થશે."

શ્રી. બોઝને જગતે મહાન વિજ્ઞાનશાસ્ત્રી લેખ્યા ત્યારબાદ હિન્દની આંખો ઊઘડી. હિન્દી સરકારે ૧૯૦૦ની સાલમાં ડોક્ટર બોઝને પૅરિસની સાયન્સ કોન્ગ્રેસમાં મોકલ્યા. ત્યાં તેમણે પોતાનું વ્યક્તિત્વ બતાવી ભેગા થયેલા વિજ્ઞાનશાસ્ત્રીઓ વચ્ચે સારો મોભો સંપાદન કર્યો. ૧૯૦૩માં સી. આઈ. ઈ. નો ઈલકાબ હિંદી સરકારે આપ્યો. સને ૧૯૧૧માં દિલ્હી દરબાર વખતે તેમને સી. એસ આઈ. બનાવ્યા. ૧૯૧૭માં અમેરિકાથી પાછા ફર્યા તે વેળા તેમને સરકારે સરનું બીરદ આપ્યું ૧૯૧૭માં એ પ્રસંગે આભાર દર્શન માટે ડોક્ટર પ્રફુલ્લચંદ્ર

રોયના પ્રમુખપદે મળેલી સભામાં શ્રી બોઝને યુગપ્રવર્તક તરીકે ઓળખાવવામાં આવ્યા હતા. તે સભામાં ડોકટર રોયે જણાવ્યું હતું કે "વિજળીના ક્ષેત્રમાં ચમત્કારિક શોધખોળો કરી તેમણે માર્કોની પહેલાં વાયરલેસથી સંદેશા મોકલવામાં સંપૂર્ણ ફત્તેહ મેળવી હતી. જો તેમણે તેનું પેટન્ટ લીધું હોત તો આજે કરોડાધિપતિ બન્યા હોત. પરંતુ એઓ તો સર્વાંશે વિજ્ઞાની છે. કીર્તિની ઝંખના વિના અનેક વિરોધો છતાં તેમણે તો હાંસીપાત્ર બનીને પણ ખંતપૂર્વક મહેનત, મહેનત અને મહેનત જ કરી છે. મહેનતનું જે ફળ આવ્યું તે તેમણે નિરભિમાનપણે, નિર્લોભપણે જગત સમક્ષ મૂક્યું."

સર જગદીશ બોઝે સને ૧૯૧૭માં વિજ્ઞાનપિપાસુઓના લાભાર્થે એક મહાન પ્રયોગશાળા સ્થાપી છે. એનું નામ 'બોઝ રીસર્ચ ઇન્સ્ટીટયૂટ ઓફ સાયન્સ' છે. એ પ્રયોગશાળા હિન્દમાં અપ્રતિમ છે, હિન્દને એમની અનુપમ ભેટ છે.

અધ્યાપકપદ પરથી ફારગ થયા પછીથી જીવ્યા ત્યાંસુધી શ્રી. બોઝે એ સંસ્થામાં પોતાનો પ્રાણ રેડી અનેક વિદ્યાર્થીઓના આશીર્વાદ લીધા છે. એમણે પોતાની પૂંજીનો મોટો ભાગ પોતાના દેશના યુવાન વિજ્ઞાનીઓ માટે રોકયો છે. આમ એઓ વિજ્ઞાનવિકાસ માટે જ જીવ્યા ને એમના પિતાનું સ્વપ્નું સફળ કર્યું.

શ્રી. બોઝની વનસ્પતિને લગતી શોધને જોઈને ભાવિ પ્રજા જરૂર ઉચ્ચારશે કે શ્રી. બોઝ એમના જમાના કરતાં બે સદી આગળ હતા! આવી વિજ્ઞાનયુગપ્રવર્તક અને પ્રતિભાશાળી વિભૂતિ ભારતમાતાને ગૌરવાન્વિત બનાવી છે. પ્રભુ એમના અમર આત્માને શાંતિ આપો.

# શ્રદ્ધા વિષે એક પ્રશ્ન અને તેનું સમાધાન

શ્રી. અરવિંદ ઘોષ

પ્રશ્નઃ—(૧) વિશ્વમાં બનતી સર્વે ઘટનાઓ તથા ક્રિયાઓની પાછળ ભગવાનની ઇચ્છા–તેની દિવ્યતપઃશક્તિ–કાર્ય કરી રહી હોય છે. અને (૨) જગતમાં અત્યારે જે પ્રકારની અભિવ્યક્તિ થઈ રહી છે તેમા ભગવાનની ઇચ્છા—તેની દિવ્યતપઃશકિતનું સ્વરૂપ વિકૃત થઈ જાય છે.

આ પ્રમાણે બે પરસ્પર વિરોધી વિચારોમા મેળ કેવી રીતે મેળવવો?

ઉત્તરઃ— શ્રદ્ધા બે જાતની હોય છે. એક તો સમતાને પોતાની શક્તિ વડે સાદ કરીને બોલાવી શકે તથા માનવમા એ સમતાને સ્થાપન કરી શકે એવી શ્રદ્ધા. બીજા પ્રકારની શ્રદ્ધા સત્યનો સાક્ષાત્કાર કરવા માટે માનવના અંતરમાંથી સાદ કરે છે.

આ બે પ્રકારની શ્રદ્ધા ભગવાનનાં બે જુદાં જુદાં સ્વરૂપો જોડે સંબધ ધરાવે છે. એક બાજુએ ભગવાન પરાત્પર છે, બીજી તરફ પ્રભુ–વિરાટ—વિભુ–સ્વરૂપ છે.

સત્યનો સાક્ષાત્કાર કરવા પ્રેરતી તપ.શકિત ભગવાનના પરાત્પર સ્વરૂપમાંથી ઉદ્ભવે છે. અત્યારના સંજોગોમા, ચાલુ પ્રવૃત્તિઓમા વ્યવહારુ પરિણામો ઉપજાવવાં એ વિરાટ–સ્વરૂપનું કાર્ય છે. આ જગતની પ્રત્યેક ગતિધારામાં તથા પ્રત્યેક પરિસ્થિતિમા જે ઇચ્છા—જે તપઃશકિત–પ્રગટ થાય છે તે ભગવાનના વિરાટસ્વરૂપની હોય છે.

આપણી સામાન્ય ચેતનાને વિરાટસ્વરૂપની ઇચ્છા—તપઃશકિત–પોતાનું ધાર્યું કરવાને સ્વતત્ર હોય એવી સત્તા તરીકે કાર્ય કરતી જણાતી નથી; એ તો સર્વ પ્રાણીઓ દ્વારા, જગતમાં લીલા કરી રહેલ વિધવિધ શકિતઓ દ્વારા તથા એ શકિતઓમાં કાર્ય કરી રહેલ નિયમો તથા તેનાં પરિણામો દ્વારા કાર્ય કરે છે. જ્યારે આપણે સામાન્ય માનવ ચેતનામાથી બહાર નીકળીને કોઈ ઊર્ધ્વચેતના પ્રત્યે ખુલ્લા થઈ શકીએ છીએ ત્યારે એ વિરાટની તપઃશકિત સ્વતત્ર સત્તા તરીકે દખલ કરતી જણાય છે, અને શકિતઓની સામાન્ય લીલાને બાજુ પર મૂકીને પોતાનું ધાર્યું કરતી આપણને દેખાય છે. ત્યારે જ આપણને જણાય છે કે વિરાટમા કાર્ય કરી રહેલી વિધવિધ શકિતઓની લીલાદ્વારા તથા તેમાં અનેક વિકારો થતા હોવા છતાં પણ વિરાટની તપઃશકિત પરાત્પર—પુરુષોત્તમની જ ઇચ્છાને સિદ્ધ કરવા તરફ પ્રયાણ કરતી હોય છે.

વિજ્ઞાનની દિવ્યચેતનાનો માનવ સાક્ષાત્કાર કરે અને તેની સિદ્ધિ પ્રાપ્ત કરે એવી પરાત્પર ભગવાનની ઇચ્છા–તપઃશકિત છે. આપણે એ દિવ્ય તપઃશકિતને જીવનમાં બર લાવવાની છે. પરતુ એ કાર્ય કરવાના સંજોગો નીચે પ્રમાણે છેઃ આપણી અત્યારની માનવ ચેતના ઊતરતા પ્રકારની હોઈ તેમાં રહેલું અજ્ઞાન, નિર્બળતાઓ તથા સ્ખલનોને પરિણામે

તથા અરસપરસ ઝઘડતા બળોની અથડાઅથડીને પરિણામે વસ્તુના સ્વરૂપનું આપણું જ્ઞાન વિકૃત થઈ જાય છે. દિવ્ય તપઃશક્તિને બહાર લાવવાનો પ્રયત્ન આપણે આવી પરિસ્થિતિમાં રહીને કરવાનો છે. આમ હોવાથી શ્રદ્ધા અને સમતા અપરિહાર્ય થઈ પડે છે.

આપણામાં એવી શ્રદ્ધા હોવી જોઈએ કે "મારામાં અજ્ઞાન, સ્ખલનો તથા દુર્બળતાઓ પુષ્કળ ભરી છે તે છતાં,—વિરોધી શક્તિઓ આપણા ઉપર હુમલાઓ કરે છે તથા હાલ તુર્તને માટે ચોમેર નિષ્ફળતા જ દેખાય છે તે છતા, પણ પ્રત્યેક પરિસ્થિતિમાં ભગવાનની દિવ્ય તપઃશક્તિ અંતિમ સાક્ષાત્કાર પ્રત્યે આપણને દોરી રહેલી છે." આવી શ્રદ્ધા આપણને સમતા પણ આપશે. જીવનમા જે કાંઈ બને છે તેનો એ શ્રદ્ધા સ્વીકાર કરી લે છે—અલબત્ત, આખરી ઘટના તરીકે નહિ જ, પરંતુ આધ્યાત્મિક પ્રગતિને માર્ગે આવતી અંતરિયાળ પરિસ્થિતિ તરીકે એકવાર ચેતનામા સ્થાપન થાય, એટલે પછીથી તેનો આધાર લઈને બીજા પ્રકારની શ્રદ્ધા પણ સ્થાપન કરી શકાય. વિજ્ઞાનમય ચેતનામાંથી કોઈક જ્યોતિ એ શ્રદ્ધામાં પ્રવેશ કરે અને એ શ્રદ્ધાને સક્રિય બનાવે તો વર્તમાન સંજોગોના ઉપર (પણ) તે વિજય મેળવી શકે છે, શું બનવું જોઈએ તે નિર્માણ કરી શકે છે, તથા પરાત્પર પુરુષોત્તમ ભગવાનની ઇચ્છાના સાક્ષાત્કારનું અવતરણ થવામાં સહાય કરી શકે છે.

વિરાટ—વિષ્ણુ-સ્વરૂપ—ની જે શ્રદ્ધા હોય છે તેની શક્તિ વિરાટની લીલાથી પરિમિત હોય છે. એ મર્યાદામાંથી સંપૂર્ણપણે મુક્ત થઈ જવા માટે માનવે પરાત્પર પુરુષોત્તમને પ્રાપ્ત કરવો જોઈએ. *



## સ્મરણઅંગાર

ન્હોતી ચિન્તા, નવ જરીય; વા કલેશપીડા ય લેશ
મ્હારે હૈયે; થનગન થતી હર્ષની ઊર્મિમાળા;
ત્યહાં ઓચિન્તો, અહ, સ્મરણઅંગાર કો' પ્રાણઘાત
ચેંહો, લીલી મઘમઘતી મ્હારી ઉરોદ્યાન ભસ્મ!

જયાનન્દ દવે

* *Riddle of This World*—(આ જગતનો કોયડો) નામના શ્રી. અરવિંદના પુસ્તકમાંથી.




## ‘શૈવલિની’ કે ‘તટિની’?

બોટાદકરના પાંચમા—અને છેલ્લા—કાવ્યસંગ્રહનું ‘નામકરણ’ સ્વ૰ નરસિંહરાવે કર્યું છે: ‘નદીના અર્થનો શબ્દ યોજવો એમ ત્હેમની (બોટાદકરની) ઇચ્છા હતી તેની માહિતી રા. દાણી તરફથી મળી અને નામ પાડવાની માગણી પણ એઓએ કરી, તેથી ‘શૈવલિની’ એમ નામ મ્હેં પાડી આપ્યું છે,’ (પુરસ્કરણ, પાનું ૬૯). નદીના લયગર્ભ પર્યાયો કલ્લોલિની, સ્રોતસ્વિની, નિર્ઝરિણી, અને તરંગિણી બોટાદકરે પોતે જ પૂર્વગામી કાવ્યસંગ્રહોની નામયોજનામાં ઉપયોગમાં લીધા હતા. તેથી નરસિંહરાવે પોતા ઉપર પડેલી મર્યાદામાં રહીને “શૈવલિની” શબ્દ પસંદ કર્યો.

એ પછી લગભગ ત્રણ વરસે એક પ્રસંગ બન્યો. ૧૯૩૨ની સાલમાં નરસિંહરાવ એમ. એ. ના વર્ગને ‘શૈવલિની’નો પાઠ આપતા હતા. તા. ૬–૧૨–૩૨ને રોજ ‘પનઘટ’ કાવ્ય શરુ કરતાં, એમણે આરંભની પંક્તિ વાંચી :

આજ **તટિની** તણા પુણ્ય પનઘટ પરે<br>
નગર કુલનારીઓ નીર ભરતી :

અને બોલી ઊઠ્યા કે આ કાવ્યસંગ્રહનું નામ ‘તટિની’ શા માટે નહિ? બોટાદકરનો જ વાપરેલો શબ્દ છે તો તેનો પ્રયોગ કરવો એ વધારે ઉચિત છે.*

આમ, ‘તટિની’ બોટાદકરનો સ્વકંઠોચ્ચારિત શબ્દ હોવાથી નરસિંહરાવે આ કાવ્ય–સંગ્રહની સંજ્ઞા તરીકે એની અભ્યર્હિતતા સ્વીકારી.

‘શૈવલિની’ કરતાં ‘તટિની’ સંજ્ઞા બીજી એક દૃષ્ટિયે પણ વધારે યોગ્ય અને અર્થવાહી છે. બોટાદકરની કાવ્ય–સરિતાના આ છેલ્લા સંગ્રહ–ઝરણાને શેવાળ–પ્રધાન કહેવા કરતાં પ્રશસ્ત–તટવાળું કહેવું વધારે ઉચિત છે તદુપરાન્ત, પોતાના અન્તિમ કાવ્યની અન્તિમ પંક્તિઓમાં બોટાદકરે પોતાનો અન્તિમ અભિલાષ પ્રગટ કર્યો છે કે :

‘જનિ ને મૃત્યુના ભૂંડા ઘણા આઘાત તો ઝીલ્યા;<br>
હવે એ ચક્રથી છૂટી પરત્વે પ્હોંચશું ક્યારે?’

પોતાના કાવ્ય–નિર્ઝરતા સ્રોતમાં ન્હાનામોટા તરંગોમાં હીંચતા હીંચતા, આ સંગ્રહ (છેલ્લે હોવાથી) દ્વારા, બોટાદકર પેલે પાર—પેલે તટે—પરત્વે પ્હોંચ્યા છે એવો ધ્વનિ પણ ‘તટિની’ સંજ્ઞા યોજવાથી નીકળી શકે.

મુંબઈ તા. ૬–૧–૩૮ } ગૌરીપ્રસાદ ચુ. ઝાલા

* મ્હને ખ્યાલ હતો કે નરસિંહરાવે એ વેળા પોતાની પ્રતમાં આ મુદ્દો નોંધી લીધો હતો. મ્હારા આ ખ્યાલની સમૂળતા–નિર્મૂળતા તપાસી આપવાનું બન્ધુ–કૃત્ય રા. ભાનુશંકર વ્યાસે કરી આપ્યું. નરસિંહરાવનાં પુસ્તકો ફાર્બસ ગુજરાતી સભાને એનાયત કરવામાં આવ્યાં છે; ત્યાં જઈને રા. વ્યાસે નરસિંહરાવની ‘શૈવલિની’ની પ્રત જોઈ : ત્હેમાં ‘શૈવલિની’ શબ્દ આગળ ‘તટિની શા માટે નહિ?’ એમ નરસિંહરાવે લખ્યું છે, અને ‘પનઘટ’ કાવ્યમાં ‘તટિની’ શબ્દને ચિહ્નિત કર્યો છે.

## લો ક ચ ર્ચા

**આર્યકુમારોની પ્રવૃત્તિ : વડોદરા** — **સુમન્ત મહેતા**

લંડનમાં જ્યારે 'જનરલ' વિલિયમ બૂથે 'સાલ્વેશન આર્મી' અથવા મુક્તિફોજની સંસ્થા કાઢી ત્યારે તેની ખૂબ જ મશ્કરી થઈ હતી અને ફોજનાં માણસો રસ્તામાં પ્રાર્થનાઓ કરતાં ત્યારે ત્યા એકઠા થયેલા લોકસમૂહ પર સડેલાં ઇંડાં અને સડેલા બટાટા ફેંકવામાં આવતા હતા. તે છતાં આજે એ મુક્તિફોજની સંસ્થા આખા જગતની અંદર ફેલાઈ રહી છે અને ગરીબ માણસોની સેવા કરવાની સેંકડો, બલકે હજારો સંસ્થાઓ આ ફોજની મારફતે ચાલે છે જનરલ બૂથે એક ચીજ જોઈ લીધી કે ધર્મનું પાલન માત્ર મંદિરોમા જવાથી કે પ્રાર્થના કરવાથી થતું નથી, પાદરી એટલે ધર્મગુરુ એ માત્ર આશ્રમ અગર મંદિરમાંથી ઉપદેશ કરવાનો નથી પણ જે ગરીબ કચડાયેલો માણસ છે તેનું રક્ષણ કરવાથી અગર તેની આર્થિક સ્થિતિ સુધાર્યાથી તે માણસ ધર્મ તરફ દોરાય છે. ભૂખ્યા માણસનું પેટ ધર્મોપદેશથી જરાય ભરાતુ નથી અને ભૂખ્યુ પેટ ગમે તે પ્રકારનો અધર્મ કરવાને પ્રેરે છે. તેથી જો દુ:ખી માણસનું હૃદય આર્થિક સગવડ કરી આપીને પ્રેમથી જીતી લીધું હોય તો ત્યાર પછીથી તે વ્યક્તિને ધર્મને માર્ગે દોરી શકાય.

ગુજરાતની અંદર અનેક પછાત કોમના દુ:ખી, ભૂખ્યા, કચડાયેલા, દબાયેલા માણસોને પરધર્મની અંદર (ખ્રિસ્તી, ઇસ્લામી તથા આગાખાની) વટલાતા જોઈને તેમનું રક્ષણ કરવા માટે જે સમર્થ સસ્થા (આર્યસમાજ) નીકળી છે તેની સરખામણી હું મુક્તિફોજની જોડે કરું તે પ્રથમ દૃષ્ટિએ વિચિત્ર અને અજુગતું જણાશે. પણ તે છતાં એ બન્ને સંસ્થાની પાછળ જે આધ્યાત્મિક બળ છે તે લગભગ એકસરખું છે.

હિંદુ સમાજે અસ્પૃશ્ય ગણાતી કોમની જે ભયંકર અવગણના કરી છે અને તેના તરફ સતત, ક્રૂર બહિષ્કારનું જે શસ્ત્ર ખડુ કર્યું છે તેમાંથી બચવા માટે એ કોમની મોટી સંખ્યા વટલાઈ જઈને ખ્રિસ્તી, મુસ્લિમ અગર આગાખાની થઈ જતી હતી. ખેડા જિલ્લાની તપાસ પરથી આ બાબતની ખાતરી થઈ શકે છે. મોટે ભાગે આવો ધર્મપલટો આર્થિક સંકડામણને લીધે કરવામાં આવે છે. અંત્યજ કહેવાતી કોમ બીજા લોકોની માફક ધંધા-રોજગાર કરી શકે અને પોતાની સ્થિતિ સુધારે એવુ વાતાવરણ આ દેશમાં આજ સુધી નહોતું, પણ ઇસ્લામની અંદર સમાનતા તથા ભાઈબંધીની ભાવના, માત્ર ભાવના તરીકે રહેતી નથી પણ તેનો અમલ થાય છે; તેથી કેટલાક અંત્યજો મુસ્લિમ થઈ ગયા. અસ્પૃશ્યતાનું નિવારણ કેટલેક અંશે અંગ્રેજોએ કર્યું અને "અંગ્રેજના રાજ્યમાં ઢેડ મારે ધક્કે" એ કહેણીને માટે સાચુ કારણ આપ્યું અસ્પૃશ્યોને કેળવણી આપવાની પ્રથા પણ અંગ્રેજ સરકારે દાખલ કરી, અને આજે પણ વડોદરા રાજ્યમાં જ્યાં અસ્પૃશ્યતા કાઢી નાંખવા માટે અનેક હુકમો ગાયકવાડ સરકારે કાઢ્યા છે ત્યાં 'અસ્પૃશ્ય' છોકરાંઓને

હિંદુઓ કેટકેટલું વિતાડે છે તે કોઈ પણ ગામડાંમાં જોઈ શકાય એવું છે. તે ઉપરાંત મરેલાં ઢોરને ઉપડાવવા માટે ગામલોકો હદપાર ત્રાસ આપે છે. ગમે તેવો ભણેલો અંત્યજ હોય તેનું અપમાન થવાના સેંકડો દાખલા થયે જાય છે. જો એ અસ્પૃશ્યો ખ્રિસ્તી કે મુસલમાન થાય છે તો તેનું કોઈ નામ દેતુ નથી. હિંદુઓ પોતે પોતાની જાતને આવી રીતે નીચે પાડે છે, હિંદુ કોમની પ્રતિષ્ઠા તોડે છે અને જાતભાઈઓથી અપમાનિત કોમોનું રક્ષણ પરધર્મીઓ (ખ્રિસ્તીઓ અને મુસ્લિમો) કરે છે.

હિંદુ ધર્મનુ રક્ષણ કરવા માટે, એ ધર્મમાં જે વહેમના સડા પેસી ગયા છે તે દૂર કરવા માટે, સંકુચિત દૃષ્ટિથી જે પછાત અગર પીડિત કોમોને ધર્મપલટો કરવો પડતો હતો તેમને રક્ષણ આપીને સાચવી રાખવા માટે, જો કોઈએ પણ સંગીન વિશાળ પ્રયાસ કર્યો હોય તો તે આર્યસમાજીઓએ કર્યો છે. તેમણે અછૂતોદ્ધારની મારફત અસ્પૃશ્યોને અપનાવી લીધા છે અને તેમને ન્યાય આપીને ધર્મ બદલવાની જરૂરત રાખી નથી. ધર્માંતર કર્યું હોય તેમને પાછા હિંદુ—આર્ય—સમાજમા લઈ લેવા માટે પ્રબંધ કર્યો છે. લાખો હિંદુ વિધવાઓ મુસ્લિમ બની જતી તેમને હિંદુધર્મમા ટકાવી રાખવા માટે આર્યસમાજે વિધવાવિવાહ ધર્મ્ય ગણ્યો અને આવી વિધવાઓનું રક્ષણ કર્યું છે.

* * *

વીસમી સદીના પહેલા દસકામાં અંત્યજોની કેળવણીને ઉત્તેજન આપવા માટે વડોદરા રાજ્યે ચારે પ્રાંતમાં એકેક બોર્ડિંગની સ્થાપના કરી અને અનેક ગામગામડાઓમાં આ બહિષ્કૃત કોમ માટે છૂટી શાળાઓ કાઢી. આ બધી શાળાઓની દેખરેખ માટે ઉપનિરીક્ષકો રાખ્યા હતા તેમના પર દેખરેખ રાખવા માટે, અસ્પૃશ્યતા નિવારણના પ્રશ્ન વિશે પ્રચાર કરવા માટે, તેમજ ચારે બોર્ડિંગો પર દેખરેખ રાખવા માટે એક નિરીક્ષક અથવા ઈન્સ્પેકટરની નિમણૂક કરી. આવા જવાબદાર કાર્યને માટે લાયક હોય એવા ગૃહસ્થની પસંદગી સહેલી ન હોય, પણ વડોદરાના સારા નસીબે અમૃતસરના પંડિત આત્મારામ મળી ગયા. તેઓ પોતાનાં કુટુંબ સાથે વડોદરામાં ઘણાં વર્ષો સુધી રહ્યા, હજી સુધી રહે છે. અંત્યજ કોમને થતા અન્યાયની વાતો, તેમના રક્ષણ તથા શિક્ષણ માટે લેવાતાં પગલાંની ચર્ચાઓ, પંડિતજીનાં કુટુંબીઓને હરહમેશ સાંભળવાને મળતી. એક વ્યક્તિના ઘડતરમાં વંશપરંપરાગત આવતા ગુણો (અને અવગુણો) અને જે વાતાવરણમા તેનો ઉછેર થાય છે તે વાતાવરણની અસર કેટકેટલી થાય છે તે આપણે ચોક્કસ રીતે જાણતા નથી—એટલું નક્કી છે કે વડોદરા અંત્યજ આશ્રમમાં રહેતાં પંડિત આત્મારામના કુટુંબ પર આવી વાતો અને ચર્ચાની અસર ઠીક પ્રમાણમાં થઈ. એ કુટુંબ આર્યસમાજી હતું અને ગુજરાતમાં આર્યસમાજનો પ્રચાર પ્રમાણમાં ઘણો ઓછો હતો. સ્વામી વિવેકાનંદે લડાયકવૃત્તિ (Aggressive Hinduism)નો ઉપદેશ અનેક સ્થળે આપ્યો છે પણ પંજાબનું વાતાવરણ એવું હતું, અને છે, કે ત્યાં હિંદુઓને એવા ઉપદેશનો અમલ રોજબરોજ કરવો પડે છે. સ્વામી દયાનંદ સરસ્વતી અત્યંત નિડર અને હિંમતવાન પુરુષ હતા અને એમણે પોતાના અનુયાયીઓમા લડાયકવૃત્તિને તથા નિડરતાને પુષ્કળ ઉત્તેજન આપ્યુ હતું. ગુજરાત પોચું અને ડરપોક ગણાતું હતુ અને ગુજરાતીઓમાં હિંદુત્વના રક્ષણ તરફ બેદરકારી જણાઈ આવતી હતી તે આ પંજાબી કુટુંબને અસહ્ય લાગી હશે. આવા વાતાવરણમાંથી આર્યકુમાર

આશ્રમનો જન્મ થયો. અને આ આશ્રમમાંથી મોટી સસ્થાઓનો વેલો ફેલાયો કે જેને ચલાવવા માટે વાર્ષિક રૂ ૧૫૦૦૦૦ કે વધારેનો ખર્ચ આજે થાય છે અને જેનો પાસે લગભગ બે લાખ રૂપિયાનાં મકાનો ( જમીન સાથે ) થઈ ગયા છે

* * *

૧૯૨૧ની સાલમાં, એટલે માત્ર ૧૬ વર્ષ પહેલાં, આર્યકુમાર મહાસભાની સ્થાપના વડોદરામા થઈ. એ સંસ્થાના ઉદ્દેશ થોડી વિગત સહિત નોંધુ છુ.

(૧) મહર્ષિ દયાનંદજી પ્રતિપાદિત વૈદિકધર્મનો પ્રચાર કરવો અને કરાવવો.
(૨) આર્ય તથા અન્ય કુમારોને ઈશ્વર, વૈદિકધર્મ અને દેશના સાચા ક્રિયાશીલ ઉપાસક બનાવવા.
(૩) ગુરુકુળ, વિદ્યાલય, આશ્રમ, વ્યાયામશાળા ખોલવાં અને ચલાવવાં.
(૪) ઉપદેશકો તૈયાર કરવા, તેમની દ્વારા પ્રચાર કરાવવો.
(૫) અબલાશ્રમ, વિધવાશ્રમ વગેરે અનેક પ્રકારની સસ્થાઓ સ્થાપવી.

બે વર્ષ પછી આર્યકુમાર આશ્રમની સ્થાપના થઈ. તેમાં નિરાધાર અગર વિધર્મીઓની જાળમાં ફસાયેલાં બાળકોના રક્ષણ તથા શિક્ષણ માટે, તેમનામા સુસંસ્કારો ફેલાવીને દેશના અથવા આર્યધર્મના સાચા સેવકો બનાવવાનો પ્રયાસ શરૂ થયો આ આશ્રમની શરૂઆત થઈ ત્યારથી તે મારી નજરમાં આવ્યો હતો. તેમાં રગ, જાતિ કે મતપથી સંપ્રદાયના ભેદભાવ વિના હિંદુમાત્રનાં બાળકોને દાખલ કરવામાં આવ્યાં અંત્યજનાં છોકરાંઓને છૂટાં પાડીને જુદી શાળા કે વસતિગૃહમાં કેળવવામા આવે છે તેમ ન કરતાં આ આશ્રમમા બધા છોકરાઓને સમભાવથી રાખવામા આવે છે આર્યકુમાર મહાસભા અને આશ્રમના મત્રી તથા પ્રેરક પડિત આત્મારામના બીજા પુત્ર આનંદપ્રિય છે આ આશ્રમમાં વ્યાયામનું શિક્ષણ સારૂ છે અને કસરત તથા ડ્રીલની સાથે સાથે એક સારુ બૅન્ડ તૈયાર થઈ ગયું છે. છોકરાઓને ભાષણ કરવાની કળા શીખવવામા આવે છે અને શિક્ષણક્રમ પણ એવો રાખ્યો છે કે આ છોકરાઓ મોટા થઈને આર્યમિશનરી તરીકે કામ ઉપાડી શકે.

પ્રચારકામને અંગે ત્રણ માસિકો ચાલતા હતા: ( ૧ ) પ્રચારક, ( ૨ ) સુધારક, અને ( ૩ ) હિંદુ પત્રિકા ૧૯૩૫ની સાલથી 'સુધારક' બધ કર્યું છે. આ માસિકો ઉપરાત જરૂર પ્રસંગે પ્રચાર પત્રિકાઓ પ્રગટ કરવામા આવે છે

જેવી રીતે મિશનરીઓ ગામડામા જઈને શાળાઓ કાઢે છે તેવી રીતે આશ્રમ તરફથી પાંચ આર્યકુમાર પાઠશાળાઓ ચાલતી હતી બે ધારાળાઓની વસ્તી માટે અને ત્રણ અંત્યજોની વસ્તી માટે.

સંન્યાસીઓનુ જીવન લોકકલ્યાણ માટે જ હોવું જોઈએ તેથી સેવાભાવી સંન્યાસીઓ આશ્રમમાં રહીને વખતોવખત પ્રજાસેવા માટે જઈ શકે. તેમને માટે એક સન્યાસ આશ્રમની સ્થાપના ૧૯૨૯માં કરવામાં આવી છે. આપણા દેશમા કરોડો માણસો ઘણા પછાત, અજ્ઞાન, તેમજ અનેક વહેમોમાં ગડોવાયેલા હોવા છતાં હિંદુ તથા જૈન સાધુઓ આવી વસ્તીમાં જઈને વસતા નથી. આ ગરીબ કંગાલ માણસો તેમની યોગ્ય આગતાસ્વાગતા ન કરી શકે એ ખુલ્લું છે. મેં ઘણા ઘણા સાધુઓ સાથે આ બાબતની ચર્ચા કરી છે. ગમે તેવાં ક્ષુલ્લક કારણો બતાવીને પણ આ બન્ને ધર્મના સાધુઓ પછાત પ્રજામાં ઘર કરીને બેસતા નથી અને જૂઠા જૂઠા ભટક્યા કરે છે. જો પછાત પ્રજામાં રહે તો માસાહાર અટકાવી શકે, મદ્યપાન ઓછું કરાવી

શકે અને ધર્મના સુસંસ્કારો રોપી શકે. આ બાબતમાં પ્રજામત સંગીન થાય તો સાધુઓને પછાત પ્રજામાં કામ કરવાની ફરજ પડે. પ્રજાસેવાની બાબતમાં આર્યસમાજી અને સ્વામી વિવેકાનંદના સાધુઓ ઉત્તમ કામ કરી રહ્યા છે

કન્યા કેળવણીની શરૂઆત ઈટોલામા કન્યા વિદ્યાલયની સ્થાપનાથી (૧૯૨૫) થઈ હતી. ત્યાં મકાનો પણ બંધાયાં છે. મોટી વયની કન્યાઓને વડોદરે લાવવામાં આવ્યા પછી આર્યકન્યા મહાવિદ્યાલયની ખીલવણી વડોદરામા ૧૯૨૯માં થઈ આજે ત્યા લગભગ ૩૦૦ છોકરીઓ રહે છે અને ભણે છે. આર્યકુમાર મહાસભાનું મુખ્ય કામ આર્યધર્મના રક્ષણ તથા પ્રચારનું છે. આર્યકન્યા મહાવિદ્યાલય એ તેનું મોટામાં મોટું અને મહત્ત્વનું કામ બની રહ્યું છે અને તેની પાછળ વર્ષે રૂ. ૭૦,૦૦૦ નો ખર્ચ થાય છે ૧૯૨૯માં ૧૭ કન્યાઓ હતી; ત્યાં ૧૯૩૫ના રિપાર્ટમાં ૩૧૬ કન્યાની સખ્યા બતાવી છે ૪૨ બહેનો વગર ફીએ અને ૫૦ અડધી ફીએ ભણે છે એટલે ૩૦ ટકા જેટલી સખ્યા ગરીબ કુટુબોમાંથી લેવામાં આવે છે. અભ્યાસક્રમની અંદર ખાસ ભાર નીચેના વિષયો પર મુકાયો છે'

(૧) સંસ્કૃત ભાષા અને સાહિત્ય; (૨) હિંદી ભાષા અને સાહિત્ય; (૩) ગુજરાતી ભાષા અને સાહિત્ય; અને (૪) વ્યાયામ.

આ શાળાની બારીક તપાસ કરવાનો મને પ્રસગ મળ્યો નથી તેથી હુ શિક્ષણને વિશે અભિપ્રાય આપતો નથી. એમ તો અંગ્રેજી સાહિત્ય, ગૃહવિજ્ઞાન, પાકશાસ્ત્ર અને તર્કશાસ્ત્ર શીખવવામાં આવે છે, પણ કન્યાઓ કેટલુ શીખે છે તે જાણ્યા વિના કોઈ પ્રકારનો અભિપ્રાય આપવાનો અર્થ નથી. હું એટલુ કહીશ કે કન્યાઓ શરીરે સશક્ત જણાય છે. ધનુષ્યબાણ વગેરેના નાટકીઆ પ્રયોગો કરવામા વાંધો નથી પણ હુ તેને જરાય મહત્ત્વ આપતો નથી. શિક્ષણનો મુખ્ય ઉદ્દેશ શરીર અને મનને ખીલવવાનો છે, અને સાથેસાથે ચારિત્ર્યનું ઘડતર એવી રીતનું થવું જોઈએ કે દેશપ્રેમ અગર મનુષ્યપ્રેમ ખીલે અને 'પુરુષાર્થ' કરવાની દક્ષતા આવે. આપણી યુનિવર્સિટીઓએ સાતઆઠ દશકાથી કેળવણી આપી છે અને તેનું પરિણામ બહુ સતોષકારક નિવડ્યુ નથી એ યુનિવર્સિટીઓએ માત્ર ગુલામો પેદા કર્યા છે, અગર ગુલામવૃત્તિ ખીલવી છે એ ટીકામાં ઘણી અતિશયોક્તિ છે આર્યકન્યા મહાવિદ્યાલયની સ્નાતિકા કેવી નીકળે છે અને જીવનસંગ્રામની અંદર કેટલી સફળ થાય છે તેને વિશે આજે મત આપી શકાય નહિ. આજે દેશમાં સ્ત્રીઓ માટે તેમજ પુરુષો માટે ઢગલેઢગલા કામ પડ્યુ છે. પરણ્યા છતા અને પરણ્યા વિના દરેક વ્યકિત થોડુંઘણુ કામ કરી શકે છે. કામ કરવાની વૃત્તિ, તીવ્ર ઈચ્છા, કુશળતા અને સગવડ મેળવી લેવાની શકિત હોવી જોઈએ. મહાવિદ્યાલયનુ વાતાવરણ આશાસ્પદ છે.

આ મહાવિદ્યાલયની કન્યાઓ આખા ગુજરાતમાં અગર જ્યાં ત્યાં એમણે મુસાફરી કરી છે ત્યાં ત્યાં વ્યાયામનો પ્રચાર કરીને કન્યાઓ માટે વ્યાયામની આવશ્યકતાનો પુષ્કળ પ્રચાર કર્યો છે એ સૌ કોઈ કબુલ કરશે. અને જ્યારે એક ટુકડી આફ્રિકાના કેટલાક ભાગમાં ફરી ત્યારે હિંદી કન્યાઓ અને સ્ત્રીત્વ વિશે ગોરી પ્રજામા સારા સંસ્કાર પાડ્યા તે વિશે બે-મત ન હોય. મુકિતફોજની માફક આ સસ્થાનો પ્રચાર બહુ જબરો છે, પ્રચાર અને તમાશામા બહુ સમય જાય એ બહુ ઇચ્છવા જેવું નથી, પણ ખર્ચ એટલો ભારે છે કે

મારા જેવા બહારના મનુષ્યે ટીકા ન કરવી જોઈએ. મહાવિદ્યાલયની છોકરીઓએ કોઈ માની લીધેલા ગુંડાને મેથીપાક આપ્યાની વાતને જે મહત્ત્વ આપવામાં આવ્યું છે તે બાલીશ અને નાટકીઆ છે. હિંદ દેશમાં આખો યુગ બદલાયો છે અને આર્યકુમારી મહાવિદ્યાલયની નહિ એવી છોકરીઓએ પણ જરૂર પ્રસંગે સામનો કર્યાના અનેક દૃષ્ટાંતો છે. જે ખરી કસરતી અને બળવાન વ્યક્તિ છે તે પોતાના બળની અગર 'પરાક્રમ'ની જાહેરાત કરતી નથી. ૧૯૨૭ની સાલમાં અબલાશ્રમ (Rescue Home) જેવી સંસ્થા કાઢવામાં આવી છે અને ૧૯૩૩માં વિધવાશ્રમ પણ કાઢ્યું છે. આવી સંસ્થાઓ ચલાવવામાં કેટકેટલી તકલીફ પડે છે તે જેમને આ બાબતની પૂરી માહિતી નથી તે કદી કલ્પી શકે નહિ. આજની સમાજની સડેલી સ્થિતિની અંદર આવી સંસ્થાઓની અત્યંત આવશ્યકતા છે.

૧૯૨૯ની સાલમાં સોનગઢમાં (કાઠિયાવાડ) ગુરુકુળ મહાવિદ્યાલયની સ્થાપના થઈ હતી. આ સંસ્થાનો વાર્ષિક ખર્ચ આશરે રૂા. ૪૫,૦૦૦ થાય છે.

બીલ પ્રજાને કેળવવા માટે અંકલેશ્વરની પાસે અમૃતપરા નામના ગામમાં એક બીલ આશ્રમ સ્થાપવામાં આવ્યો છે અને વલસાડ તાલુકાના ખેર ગામમાં પણ એક આશ્રમ છે.

આ સિવાય અનેક પ્રવૃત્તિઓ છે તેની વિગતોમાં ઊતરવાથી લખાણ બહુ થઈ જાય. અમદાવાદ તથા સૂરતમાં હિંદુમિશન કાઢીને દીન દુ:ખી કે ત્રાસેલાં સ્ત્રીપુરુષોનું રક્ષણ કરવામાં આવે છે.

નોકરીને અંગે આવેલાં પંડિતજીના કુટુંબનાં સ્ત્રીપુરુષો ગુજરાતની સેવા કેવી રીતે કરી રહ્યાં છે તે આ સંસ્થાઓ પ્રત્યક્ષ જોવાથી માલૂમ પડે એમ છે. જો તેમને ગુજરાતી કાર્યકરોનો વધારે સાથ મળે તો વધારે ઉત્તમ કાર્ય થઈ શકે.

પોરબંદરમા કન્યા ગુરુકુળ કાઢવા માટે એક સજ્જને એક લાખ રૂપિયા આપ્યા છે અને આ લેખ લખાય છે તે વખતે તે ગુરુકુળની સ્થાપના થઈ ગઈ હશે. સોળ વર્ષના ટૂંકા સમયની અંદર કેટકેટલી પ્રગતિ થઈ છે તેનો ખ્યાલ આપવા માટે હું પ્રેરાયો છું. વડોદરામા એક સાંજે હું ફરવા ગયો હતો ત્યારે અચાનક આ સંસ્થામાં ખબર આપ્યા વિના ગયો અને ત્યાંની વ્યવસ્થા જોઈને રિપોર્ટ વગેરેમાથી માહિતી મેળવીને થોડી હકીકત ગુજરાતી વાચકો સમક્ષ રજૂ કરું છું.




## (૧) આજનું ચીન

[ 'સેટર્ડે ઇવનીંગ પોસ્ટ' નામના અમેરિકન અઠવાડિકના નવેંબર છઠ્ઠીના અંકમાં જાણીતા પત્રકાર એડગર સ્નોએ એક લેખ લખ્યો છે તેનો બહુ ટૂંકો સાર, મારી ભાષામાં આપ્યો છે    સુ. મ. ]

૧૯૨૪ની સાલમાં ડા. સુન-યાટ-સેને એમની કયુઓ-મીન-ટાંગ અને ચીની સામ્યવાદીઓનો સહકાર સાધ્યો હતો અને રશિયા સાથે દોસ્તી કરી હતી. સામ્યવાદીઓનું જોર દિનપરદિન વધતું હતું સામ્યવાદી વિચારસરણી આગના વેગે ફેલાતી હતી, પણ નૂતન ચીનના સર્જક ડા. સુન-યાટ-સેન ગુજરી ગયા અને ૧૯૨૭ની સાલમાં ચીઆંગ-કાઈ-શેકે નાન્કીંગ કબજે કર્યું અને તેની સાથે સાથે કયુઓ-મીન-ટાંગ ( ટૂંકામાં કયુ-મી-ટાં ) પક્ષને પોતાના તરફ આકર્ષી શકયા. છેક ૧૯૨૭થી તે ૧૯૩૭ સુધી-૧૦ વર્ષ સુધી, આ કયુ-મી-ટાં પક્ષ અને કુંગ-ચાગ-ટાંગ ( ટૂંકું કું-ચા-ટાં ) વચ્ચે ખૂનખાર લડાઈઓ ચાલી. વિપ્લવનું જોર ચીઆંગ-કાઈ-શેકે લગભગ નાબૂદ કરી નાખ્યું હતું. લાખો માણસો આ લડતોમાં મરી ગયા હતા. હજારો ગામડાંને સળગાવી મૂકયા હતાં. હજારો કે લાખો નિર્દોષ માણસો હદપાર દુઃખ પામી, ભૂખ્યા કે પીડાઈને મરણ પામ્યા હતા, અને નાન્કીંગની સરકાર એટલે કોમ્યુનિસ્ટ-વિરોધી ચીઆંગ-કાઈ-શેકનું જોર જામતું ગયું હતું. સામ્યવાદીઓએ અનેક વાર કહેવડાવ્યું કે આપણે સલાહ કરીએ, નહિ તો જાપાન ચીન દેશને ધીમેધીમે પચાવી જશે. પણ ચીઆંગે પાછો ઉત્તર વાળ્યો કે એક સામ્યવાદીઓને નાબૂદ કરવા છે, એમને નાબૂદ કરીને ચીનમાં ઐક્ય સ્થપાશે અને ત્યારપછી રાષ્ટ્રીય સ્વતંત્રતા સંભાળી લેવાશે. સફેદ ચીન ( લાલ ડાંઘાવાળું નહિ ) જાપાન સાથે લડશે.

૧૯૩૧માં જાપાનીઓ મંચુરીઆમાં ઘૂસ્યા. કોમ્યુનિસ્ટોએ કહ્યું કે 'આપણે હવે તો દોસ્તી કરો અને આપણે બધા જાપાની સામે લડીએ. ચીઆંગે વધારે સિપાઈઓ, મશીનગન અને બોંબ મોકલીને કોમ્યુનિસ્ટોને દબાવી દેવાનો પ્રયત્ન કર્યો. ૧૯૩૨માં મંચુરીઆનો વધારે ભાગ જાપાને દબાવ્યો ૧૯૩૩માં જેહોલ પડાવ્યું. ૧૯૩૪માં પૂર્વ હોપી ગયું. ૧૯૩૫માં ઉત્તર ચહાર કબજે કર્યું. પણ ચીનાઓ માહોમાંહે પાંડવકૌરવની માફક લડયા કરતા હતા. સામ્યવાદીઓને દેશદાઝ વધારે હતી પણ સત્તાના મોહથી આંધળો થયેલો ચીઆંગ તેમની સાથે સુલેહ કરવાને રાજી નહોતો. પ્રજામત ચીઆંગની વિરુદ્ધ થતો ગયો. તેમણે માગણી કરી કે આંતરવિગ્રહ છોડીને હવે જાપાની જોડે લડો, નહિ તો આ અજગર કાંઈ બકરું પાછું કાઢશે નહિ અને ચીનને ગળી જશે. જાપાની પ્રજા લોભથી આંધળી બનેલી હતી અને તેમના લશ્કરે ધીમેધીમે આગળ વધીને ચીની પ્રજાને હદપાર સતાવી

૧૯૩૫માં સામ્યવાદીઓએ ચીઆંગને કહેવડાવ્યું કે અમારું આખું લશ્કર તમારા હાથ નીચે મૂકીએ, માત્ર તમે એકહથ્થુ, આપખુદ રાજ્ય ન કરો; કયુ-મી-ટાં નો એક ભાગ આખી સત્તા પચાવી બેઠો છે તેને બદલે જવાબદાર રાજ્યતંત્ર દાખલ કરો અને વચન

હમણાં ચીઆંગ જોડે જે કરારો થયા છે તેને લીધે જમીનદારોની જમીન વહેંચી આપવાનો પ્રોગ્રામ મોકુફ રહ્યો છે. હવે પ્રશ્ન કોઈ પ્રોગ્રામનો નથી પણ રાષ્ટ્રીય જીવન-મરણનો છે. લાલ લશ્કરના અફસરો સંયમી હોય છેઃ તે બીડી પીતા નથી કે દારૂ પીતા નથી. સિપાહીઓની સરેરાશ ઉમર ૨૦ થી ૨૨ની છે. ઘણા ૨૨-૨૩ વર્ષના સૈનિકોએ પાંચ ૭ વર્ષ નોકરી કરી છે. રણસંગ્રામના અનુભવમાથી આગેવાનો પેદા થયા છે.

સામ્યવાદીઓ એવું માને છે કે હાલની લડતની હારજીતમાથી સમાજવાદી સ્વરાજ્ય (ડેમોક્રેસી) જન્મ પામશે. લડાઈ ઘણાં વર્ષો સુધી ચાલશે અને તેનો ભાર ખેડૂતો એટલે ગામડાંની પ્રજાને માથે પડશે.

રશિયા તરફથી વધારે સક્રિય મદદ મળશે કે કેમ એ અતિમહત્ત્વનો પ્રશ્ન છે, અને તેનો ઉત્તર સ્ટૅલિન સિવાય કોઈ આપી શકે એમ નથી. આજે તો જાપાન ચીનને ભાંગીને ભૂક્કો કરી રહ્યુ છે

સુમન્ત મહેતા

## (૨) સોયાબીન અને મગફળીનો ખોળ

**ચીન**, જાપાન ને એ તરફના દેશોમા સોયાબીન નામનું અનાજ બહોળા પ્રમાણમાં નીપજે છે. એ દેશોમા એનો ઉપયોગ અનેક રીતે કરવામા આવે છે. સોયાબીનમા સાકર બિલકુલ ન હોવાથી ને પિષ્ટ પદાર્થો પણ બહુ જ થોડા પ્રમાણમાં હોવાથી મધુમેહના દરદીઓને એ સારી રીતે માફક આવે છે. એમાં તેલ પણ ઠીક ઠીક પ્રમાણમા હોય છે. સોયાબીનમાં વિટામીનો પણ હોય છે. એ ઉપરાત એમિનો એસિડવાળા પ્રોટીનો પણ એમાં હોય છે ને ઍમિનો અસિડનો શરીરને ઘણો ઉપયોગ થાય છે. સોયાબીનમાં આટલા બધા ગુણ હોવાથી બીજી જાતનાં અનાજ કરતા એનું મહત્ત્વ વધારે ગણાય છે. થોડા વરસ પહેલાં સોયાબીને હિંદમાં પ્રવેશ કર્યો છે ને ત્યારથી ચારે તરફથી એની તારીફ થઈ રહી છે. બેત્રણ વરસથી વર્તમાનપત્રો ને માસિકોમાં સોયાબીનના મહત્ત્વનુ એટલુ બધુ વર્ણન કરવામાં આવે છે કે એના જેવુ અનાજ હિંદમાં બીજુ એકે ય નથી, એવુ વાંચકોને લાગ્યા વિના રહે નહિ. ચારે તરફથી સોયાબીનનુ વાવેતર કરવાની ભલામણો થઈ રહી છે. સોયાબીનના વાવેતરથી ખેડૂતોને પૈસા મળવા ઉપરાંત પ્રજાને પણ ભારે પૌષ્ટિક ખોરાક મળવા લાગશે એવું પણ ઘણાં લોકો માને છે. સોયાબીનની આવી રીતે હદ ઉપરાંત તારીફ થતી હોવાથી આપણે ત્યાં થનારા બીજાં ધાન્યોની યોગ્યતા સોયાબીન કરતા પણ વધારે હોવા છતાં ઓછી છે એવું આપણને લાગવા માંડ્યુ છે.

### મગફળીનો ઉપયોગ

સોયાબીનની હરીફાઈ કરી શકે એવો એક પદાર્થ મગફળીનો ખોળ છે. મગફળીનું વાવેતર ગુજરાત મહારાષ્ટ્રમાં લગભગ બધે ઠેકાણે થાય છે મગફળીનો ઉપયોગ તેલ કાઢવા માટે કરવામાં આવે છે. મગફળી રોજના ખોરાકમાં પણ આપણે વાપરીએ છીએ. એનો સ્વાદ પણ લોકોને ગમે છે. સોયાબીનમાં કડવાશ હોવાથી સ્વાદની બાબતમાં તે મગફળીની સાથે ટકી નહિ શકે. મગફળી ને સોયાબીનનુ રાસાયનિક પૃથક્કરણ નીચે પ્રમાણે છેઃ

| દ્રવ્ય | મગફળી (સેંકડે) | સોયાબીન (સેંકડે) |
|---|---|---|
| પાણી | ૭.૯૨ | ૮.૦૮ |
| પ્રોટીન (માંસવર્ધક પદાર્થ) | ૨૬.૭૨ | ૪૩.૨૨ |
| ફૅટ (ચરબી) | ૪૦.૧૩ | ૧૯.૫૦ |
| કાર્બોહાઈડ્રેટ (પિષ્ટ પદાર્થ) | ૨૦.૨૯ | ૨૦.૮૫ |
| ફાઈબર | ૩.૦૧૭ | ૩.૭૨ |
| મિનરલ મૅટર (રાખ) | ૧.૮૭ | ૪.૬૩ |

ખાવાના પદાર્થોમાં પ્રોટીન ને ક્ષારો (રાખ) બહુ જ મહત્ત્વના ગણાય છે. મગફળીમાં એ સારા પ્રમાણમાં છે પરંતુ સોયાબીનમાં એના કરતા પણ વધારે છે. એટલે એટલા પ્રમાણમાં એની યોગ્યતા વધારે ગણાય પરંતુ મગફળીનો ઉપયોગ તેલ કાઢવા માટે જ કરવો જોઈએ. તેલ કાઢ્યા વિના મગફળી વધારે ખાવાથી એનાથી કેટલાંક લોકોને ત્રાસ થાય છે એવો અનુભવ છે. તેલ કાઢી લીધા પછી રહેલા ખોળમાના પ્રોટીન ને ક્ષારના પ્રમાણમાં વધારો થાય છે. ખોળ કાઢતી વખતે મગફળીનાં ફોતરાં કાઢી નાખીને દાણા બરાબર સાફ કરીને લેવામાં આવતા નથી એટલે એમા થોડાઘણા કાંકરા રહી જાય છે ને મગફળીનો ખોળ જો આપણે ખાઈએ તો ઝીણા ઝીણા કાકરા આવે છે. એટલે મગફળીનો ખોળ માણસોને ખાવા લાયક ગણાતો નથી અત્યારે એનો મુખ્ય ઉપયોગ જાનવરોને ખવરાવવામા કે ખાતરમાં કરવામાં આવે છે. ખોળ વધારે નીકળતો હોવાથી અને ઝાઝા દિવસ ટકી શકતો ન હોવાથી બહુ જ સસ્તો એટલે કે રૂપિયાનો ૨૦ શેર (પાકા) જેટલો મળે છે

## મગફળીનો ખોળ

મગફળીના ખોળની યોગ્યતાની આપણને વધારે ખબર ન હોય તો પણ બીજા દેશોના લોકો એ સારી પેઠે જાણે છે એટલે બહારના દેશોમાથી એની ઘણી માગણી થાય છે. નીચે આપેલા રાસાયનિક પૃથક્કરણ ઉપરથી સોયાબીન ને મગફળીના ખોળની તુલનાત્મક યોગ્યતા સમજાશે. *

| દ્રવ્ય | સોયાબીન (સેંકડે) | મગફળીનો ખોળ (સેંકડે) |
|---|---|---|
| પાણી | ૮.૦૭ | ૮ |
| પ્રોટીન | ૪૩.૨૨ | ૪૯ |
| ફૅટ | ૧૯.૫૦ | ૧૦ |
| કાર્બોહાઈડ્રેટ | ૨૦.૮૫ | ૨૪ |
| ફાઈબર | ૩.૭૨ | ૪ |
| મિનરલ મૅટર | ૪.૬૩ | ૫ |

ઉપર આપેલા આંકડાઓ ઉપરથી પુરવાર થાય છે કે મગફળીનો ખોળ સોયાબીન કરતાં વધારે સારો ને પૌષ્ટિક છે. એમાં સોયાબીન કરતા વધારે ક્ષાર છે. આપણા દેશમાં નિપજતી વસ્તુઓ તરફ દુર્લક્ષ કરીને બહારના દેશોમાંથી સોયાબીન મગાવીને કે અહીં જ એનું વાવેતર કરીને એનો ફેલાવો કરવાનો પ્રયત્ન કરવાની તો બિલકુલ જરૂર નથી. એટલે આપણે આપણા સમય ને પૈસાનો વિનિયોગ યોગ્ય જાતના ખોરાકનો ફેલાવો કરવા માટે કરવો હોય તો મગફળીના ખોળ જેવા ઉત્તમ ખાદ્યને માટે જ કરવો જોઈએ.

* આ આંકડા Health Bulletin No. 23, Govt. of India Press 1937માંથી લીધા છે.

## ખોળ ઉપરના આક્ષેપો

મગફળીના ખોળની વિરુદ્ધ જે આક્ષેપો ઉઠાવવામાં આવે છે કે આવવાનો સંભવ છે એનો પણ આપણે વિચાર કરી લઈએ. મુખ્ય શંકા એવી ઉઠાવવામાં આવે છે કે મગફળીના ખોળમાં પ્રોટીન વધારે હોય તોપણ એ પ્રોટીનની અંદરના એમિનો એસિડ સોયાબીનના એમિનો એસિડ જેવાં છે કે નહિ; ને હોય તો એના જેટલા પ્રમાણમા છે કે નહિ, એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. કેમકે સોયાબીનના પ્રોટીનમા મનુષ્યોને બહુ જ જરૂરી ગણાય એવાં એમિનો એસિડ હોય છે. બન્ને પદાર્થોની અંદરના પ્રોટીનનું પૃથક્કરણ કરવાથી આ પ્રશ્નનો ઉકેલ થઈ જશે ને નીચે આપેલા પૃથક્કરણ ઉપરથી ખાતરી થશે કે સોયાબીન કરતાં મગફળીનો ખોળ વધારે શ્રેષ્ઠ છે.

મગફળીનો ખોળ વધારે દિવસ સુધી ટકી શકતો નથી, એના પર છારી વળી જાય છે ને એ જલદી ખરાબ થઈ જાય છે એવી દલીલ હમેશાં કરવામાં આવે છે. પણ સોયાબીનનો લોટ સુદ્ધા જલદી ખરાબ થઈ જાય છે ને વધારે દિવસ ટકી શકતો નથી. મગફળીના ખોળમા ઘણી વાર પાણી વધારે હોય છે એટલે જલદી બગડી જાય છે. એને બરાબર સૂકાવા દેવામા આવે તો એ જલદી બગડતો નથી. એક્સ્પેલરમાથી કાઢેલો ખોળ વધારે સૂકો હોય છે એવો ખોળ કે એનો ભૂકો કરીને જો બાટલી કે ડબામાં પેક કરી રાખવામાં આવે તો ઘણા દિવસ સુધી ટકે છે એવો અનુભવ છે. આવી રીતે ડબામાં બંધ કરીને રાખેલો ખોળ બબ્બે વરસ સુધી બગડયા વિના રહી શકે છે એવો અનુભવ છે.

| પ્રોટીન | સોયાબીનનું પ્રોટીન (સેંકડે) | મગફળીના ખોળનું પ્રોટીન (સેંકડે) |
|---|---|---|
| ટ્રીપ્ટોફેન | | ૦.૫૮ |
| ટાયરોસીન | ૧.૮૬ | ૫.૫ |
| અર્જિનાઈન | ૫.૧૩ | ૧૩.૫ |
| હિસ્ટીડીન | ૧.૩૯ | ૧.૮૮ |
| લિસીન | ૨.૭૧ | ૫.૫૦ |
| સિસ્ટીન | | ૦.૮૫ |

કેટલાક લોકોની એવી માન્યતા છે કે મગફળીનુ તેલ કાઢવાથી એની અંદરના વિટામિનો તેલમાં આવી જાય છે ને ખોળમાં રહેતા નથી પણ એ માન્યતા ખોટી છે. કોઈ પણ જાતના વિટામિનો (તેલમા ઓગળી જાય એવા હોય તો પણ) તેલમાં જતા નથી, પણ ખોળમાંજ રહે છે. એટલે મગફળીનો ખોળ ખાવાથી જાનવરોને વિટામિન નહિ મળે, એવી બીક રાખવાની જરૂર નથી.

મગફળીના ખોળનો લોટ પૂનાના ગાડે બંધુઓને બિસ્કીટ કરી જોવા માટે આપ્યો હતો. તેમણે એ લોટના સરસ બિસ્કીટ બનાવ્યાં હતાં. એ લોટમાથી લાડવા જેવા ગળ્યા ને સેવગાંઠિયા જેવા તીખા ખાસ પદાર્થો પણ બહુ જ સારા બનાવી શકાય છે, એવો અનુભવ છે.

કોઈ પણ દૃષ્ટિએ જોઈએ તો મગફળીનો ખોળ એક સાગમાં સારો ખોરાક છે એવું કહેવાને હરકત નથી. મધુમેહના દરદીઓને એનો સોયાબીન જેટલો કે એનાથી પણ વધારે સારો ઉપયોગ થાય છે. જેમને સોયાબીન ખાવું હોય તેઓ ભલે ખાય, પણ સોયાબીનનો ફેલાવો કરવાની ધૂનમાં મગફળીના ખોળ જેવા પદાર્થો તરફ દુર્લક્ષ કરવું

જાઈએ નહિ. મગફળીનો ખોળ સસ્તો હોવાથી ગરીબ માણસો પણ એનો ઉપયોગ કરી શકશે.

## સોયાબીનના દોષ

વળી, સોયાબીન તદ્દન દોષરહિત છે એવું પણ નથી. સોયાબીનનો લોટ કડવો લાગે છે ને વધારે દિવસ સુધી ટકતો પણ નથી: જલદી બગડી જાય છે. આ દોષ તો બધા જાણે છે, પણ એ ઉપરાંત થોડા વખત પહેલાં એના બીજા દોષની પણ ખબર પડી છે. એ વિષયમાં વૈજ્ઞાનિકો શું કહે છે એ નીચે આપેલા ઉતારા પરથી જણાઈ આવશે:

A number of nutrition experts have recommended the Soyabean as the ideal diet for India's population.

Now, no less an authority than Dr. W. R. Aykroyed, Director of Nutrition Research, Indian Research Fund Association, discounts dietic value of the Soyabean. Addressing the Rotary Club of Calcutta, he uttered a word of warning about this increasingly popular product. In his opinion, it remained to be shown by conclusive experiment whether the Soyabean had any particular advantage over common pulses.

Here are the makings of a pretty controversy which should set nutrition experts agog. Calories and vitamins can be bandied to and fro What the outcome will be, is a matter of speculation. Probably, as with the most experts, they will finally agree to disagree. ( *Times of India*, Dec. 5, 1936. )

—From the *Punjab Agricultural College Magazine* 1937 IV 197.

Soyabean flour destroyes Vitamin A.

Flour made of legumes, particularly Soyabeans and added to bread to improve the color of the crumb has been found to destroy its vitamin 'A' content. The color which is removed by Soyabean flour is carotene, which is oxidised and hence decolorized in the process. Since carotene is the basic substance of vitamin 'A', its activity is thus destroyed. Similar tests with cod-liver oil have shown that Soyabean flour will destroy at least 99 % of its vitamin 'A' content. ( *Scientific American* Feb. 1937 )

—( From *The Madras Agricultural Journal*, 1937 XXV. 133. )

સોયાબીન અને મગફળીના ખોળના ગુણદોષ ટૂંકામાં ઉપર જણાવ્યા છે. એ ઉપરથી સોયાબીન ખાનારાઓને અને ખાસ કરીને જોરશોરથી એનો પ્રચાર કરનારા લોકોને લઈ શકાય એટલો બોધ લેવાની અમે વિનતિ કરીએ છીએ.

ડૉ. દ. લ સહસ્રબુદ્ધે
ડી. એસ. સી., એમ. એજી., એમ. એ. સી.

'ચિત્રમય જગત'માંથી ]




૧ સિંધી જૈન ગ્રન્થમાળાઃ ગ્રન્થાંક ૧ શ્રી મેરૂતુંગાચાર્ય વિરચિત પ્રબંધચિન્તામણિઃ—સંપાદક અને પ્રકાશકઃ શ્રી. જિનવિજયમુનિ. વિ. સં. ૧૯૮૯. મૂલ્ય રૂા ૩–૧૨–૦

સિંધી જૈન ગ્રન્થમાળામાં સંપાદિત તથા પ્રકાશિત પાંચ ગ્રન્થોની નકલો સૌહાર્દભાવથી શ્રી. મુનિ જિનવિજયજીએ અમને મોકલી છે. અને એ પાંચમાંથી ચારનો સંક્ષિપ્ત પરિચય નીચે આપ્યો છે.

સિંધી જૈન ગ્રન્થમાળા, જૈન આગમિક, દાર્શનિક, સાહિત્યિક, ઐતિહાસિક, કથાત્મક ઇત્યાદિ વિવિધ વિષય ગુમ્ફિત પ્રાકૃત, સંસ્કૃત, અપભ્રંશ, પ્રાચીન ગૂર્જર, રાજસ્થાની આદિ ભાષા નિબદ્ધ બહુ ઉપયુક્ત પુરાતન વાઙમય તથા નવીન સંશોધનાત્મક સાહિત્ય પ્રકાશિની જૈનગ્રન્થાવલિ છે એમ એ ગ્રન્થના મુખપૃષ્ટમાં કહ્યુ છે.

કલકત્તાનિવાસી સ્વર્ગીય શ્રીમદ્ ડાલચન્દજી સિંધીની પુણ્યસ્મૃતિનિમિત્તે તેમના સુપુત્ર શ્રીમાન્ બહાદુર સિંઘજી સિંધી દ્વારા આ ગ્રન્થમાળા સંસ્થાપિત થઈ છે. સમગ્ર ગ્રન્થમાળાના મુખ્ય સંપાદક શ્રી. મુનિ જિનવિજયજી છે. અને અમને મળેલાં એ ગ્રન્થમાળાનાં પાંચ પુસ્તકોમાંથી ચારના સંપાદક પણ તેઓ જ છે સર્વ પુસ્તકોનું પ્રાપ્તિસ્થાન હવે ગ્રન્થાંક ૧૧માં કહ્યું છે તેમ, સિંધી જૈન ગ્રન્થમાળાના સંચાલક પાસેથી, ભારતીનિવાસ, એલિસબ્રિજ, અમદાવાદ એ સ્થળેથી અને સિંધી સદન 48 Gariyahat Road Ballygunge, Calcutta એ સ્થળેથી મળશે. બીજા ગ્રન્થોમાં લખ્યુ છે તેમ ઘણું કરી શાન્તિનિકેતન, બંગાળમાંથી પણ મળતાં હશે કારણકે સમગ્ર માળા સિંધી જ્ઞાનપીઠ વિશ્વભારતી, શાન્તિનિકેતનથી પ્રકાશિત છે.

સિંધી જૈન ગ્રન્થમાળા વિષે ઘણો થોડો અને ત્રુટિત ખ્યાલ આટલાથી આવશે. પણ 'પ્રસ્થાન'ના વાંચનાર માટે તો આ ગ્રન્થમાળાના મુખ્ય સંપાદક મુનિશ્રી જિનવિજયજી છે એટલું જાણવું પૂરતું છે. એમને હાથે જે પ્રગટ થશે તે ઐતિહાસિક સામગ્રી મુખ્યતવે હશે એ અનુમાની શકાય છે.

ઉપર કહેલી સિંધી જૈન ગ્રન્થમાળામાં પ્રબંધચિંતામણિ પ્રથમ ગ્રન્થાંક તરીકે પ્રકાશિત થયો છે. ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસનાં પ્રબંધાત્મક સાધનોમાં અનેક રીતે શ્રેષ્ઠ સાધન કહેવાય એવો પ્રબંધચિંતામણિ ગ્રન્થ છે એ મેં અન્યત્ર કહ્યું છે. આ સિંધી ગ્રન્થમાળામાં પ્રબંધચિંતામણિના પ્રકાશનનો પણ ઇતિહાસ છે. ફાર્બસ સાહેબ, બુહ્લર સાહેબ, પીટર્સન સાહેબ, ડા. ભાઉ દાજી, પં. ભગવાનલાલ ઇન્દ્રજી વગેરે પ્રાચીન પુરાવિદોના લગભગ ૬૦ વર્ષ પહેલાં, પહેલવહેલી ફાર્બસ સાહેબના અને પછી બીજાઓના, જોવામાં જેમ જેમ આ ગ્રન્થની હાથપ્રતો આવતી ગઈ, તેમ તેમ આ ગ્રન્થની મહત્તા પણ ધ્યાનમાં આવતી ગઈ.

પરિણામે 'રાસમાળા'. મુંબઈ ગેઝીટિયરનો ગુજરાતનો ઇતિહાસ વગેરે લખવામાં એનો ઉપયોગ પણ થયો. પરંતુ એ ગ્રન્થ પ્રથમ છપાયો તો ઇ. સ. ૧૮૮૮માં શાસ્ત્રી રામચન્દ્ર દીનાનાથને હાથે. દશ–પંદર વર્ષથી એની નકલ અલભ્ય હતી. વળી કિંચિત્ પ્રાસ્તાવિકમાં, શ્રી. જિનવિજયજી કહે છે તેમ, એનું સંપાદન આધુનિક દૃષ્ટિએ જોતાં ઘણું અપૂર્ણ અને અશુદ્ધ ગણાય. એટલે સ્વાભાવિક રીતે ગુજરાત વિદ્યાપીઠમાં જોડાયા પછી પુરાતત્ત્વ મંદિરના સંચાલક તરીકે શ્રી. જિનવિજયજીના ચિત્તમાં પુરાતત્ત્વ મંદિર ગ્રન્થાવલીના અનુસંધાનમાં પોતાના પ્રિય વિષયની ઉપયુક્ત સામગ્રી રૂપ પ્રબંધચિંતામણિની સુસંપાદિત આવૃત્તિ પ્રગટ કરવાનો તથા તેની પૂર્તિરૂપે પ્રબંધકોષ, કુમારપાલ પ્રબંધ, વસ્તુપાલ ચરિત્ર, વિમલપ્રબંધ વગેરેની સુસંપાદિત આવૃત્તિઓ તૈયાર કરવાનો સંકલ્પ ઊઠયો. એ જ અરસામાં અથવા એક બે વર્ષ પાછળથી ફાર્બસ ગુજરાતી સભાના સંચાલકોએ પણ પ્ર ચિં. વગેરે ગ્રન્થો ગુજરાતી અનુવાદ સાથે પ્રગટ કરવાનો નિશ્ચય કર્યો

શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી યોજના પ્રમાણે પ્રબંધચિંતામણિ મૂળ તથા તેનો સટિપ્પણ અનુવાદ અને ચતુર્વિંશતિ પ્રબંધ અને તેનો અનુવાદ પ્રગટ થઈ ગયા. પણ પુરાતત્ત્વ મંદિર તરફથી પ્રગટ થવાના પ્ર. ચિં નું શું થયું તેનો ઇતિહાસ શ્રી. જિનવિજયજીએ કિંચિત્ પ્રાસ્તાવિકમાં આપ્યો છે. તેનો સાર એ છે કે તેઓએ આ ગ્રન્થની પુરાતન પ્રતિઓ પ્રયત્નપૂર્વક પ્રાપ્ત કરી પ્રેસકૉપી તૈયાર કરી તથા છાપવાનું પણ શરૂ કરી દીધા પછી પોતાને યુરોપ જવાનું થયું અને ત્યાંથી ધાર્યા પ્રમાણે આ ગ્રન્થને છપાવવાનું બન્યું નહિ. પછી ઇ. સ. ૧૯૨૯માં યુરોપથી પાછા આવ્યા ત્યાં આ દેશમાં વાતાવરણ ફરી ગયું હતું. ગૂજરાત વિદ્યાપીઠમાં પણ વિદ્યાના વાતાવરણને બદલે સત્યાગ્રહી યુદ્ધનાં વાજાં વાગી રહ્યાં હતાં. પરિણામે આ કાર્ય તો મુલતવી રહ્યું અને પોતે જેલમાં જઈને બેઠા. અલબત્ત જેલમાં તો શ્રી. જિનવિજયજી એક પ્રકારની પાઠશાળા ચલાવતા હતા. અને જેલમાં જ શ્રી. ક. મા. મુનશી વિગેરે મિત્રોની બીજું બધું કામ છોડીને વિદ્યાના કાર્યમાં જ પ્રવૃત્ત રહેવાની સલાહ મળી. અને જેલમાંથી બહાર આવ્યા પછી શ્રીમાન્ બાબુ બહાદુરસિંહજી સિંઘીનું શાન્તિનિકેતન જઈ જૈન સાહિત્યના અધ્યયન અધ્યાપનની વ્યવસ્થા હાથમાં લેવાનું આગ્રહભર્યું આમંત્રણ મળ્યું અને અનુકૂળ પરિસ્થિતિ જોઈ ને શ્રી. જિનવિજયજીએ શાન્તિનિકેતનમાં સિંઘી જૈન જ્ઞાનપીઠના સંચાલનનો ભાર ઉપાડયો. એટલું જ નહિ પણ પોતાની જૂની યોજનાને ધ્યાનમાં રાખી જૈન જ્ઞાનપીઠના સંસ્થાપક શ્રીમાન્ બહાદુરસિંહ બાબુને એ જ્ઞાનપીઠદ્વારા સિંઘી જૈન ગ્રન્થમાળા પ્રગટ કરવાની ઉપયુક્તતા દર્શાવી અને એ ઉદારચિત શેઠે ઉદારતાથી એ યોજના, એને માટેના યથોચિત દ્રવ્યના ખર્ચના સ્વીકાર સાથે સ્વીકારવાથી આ સિંઘી જૈન ગ્રન્થમાળા શરૂ થઈ અને તેના પ્રથમ ગ્રન્થાંક તરીકે જેની પ્રેસકૉપી વર્ષોથી તૈયાર હતી તે પ્રબંધચિંતામણિ ગ્રન્થ સં. ૧૯૮૯માં પ્રગટ થયો.

આ પ્ર. ચિં.ના સંપાદન માટે સુલભ હાથપ્રતો ઉપરાંત બીજાને દુર્લભ એવી કેટલીક પ્રાચીન હાથપ્રતો શ્રી. જિનવિજયજીએ મેળવી રાખી હતી. જેમાં અમદાવાદના ડેલાવાળા ઉપાશ્રયની બે પ્રતો અને પાટણના સાગરગચ્છ ઉપાશ્રયની એક પ્રત, પાટણના સંઘના ભંડારની એક પ્રત વગેરે કેટલીક પ્રતો પહેલાં ન વપરાયેલી છે.

શ્રી. જિનવિજયજીના સંપાદન માટે તો ખાસ કાંઈ કહેવા જેવું નથી. સંપાદન શિષ્ટ ધારણ અનુસાર છે. જૂના જૈન ગ્રન્થોનો પરિચય, સંસ્કૃત, પ્રાકૃત અને અપભ્રંશ ભાષાઓનું

જ્ઞાન, સારી હાથપ્રતો અને આધુનિક સંપાદન કાર્યની આવડત એ બધા ગુણો એકત્ર હોય ત્યાં સંપાદન તદ્દવિદોની પસંદગી પામે એવું થાય એ સ્વાભાવિક છે.

આ ગ્રન્થમાં ઉપર મૂળ પુસ્તકોનો પાઠ, ટિપ્પણીઓમાં પાઠાંતરો, જુદી જુદી હાથપ્રતોમાં પ્રાપ્ત ન્યૂનાધિક પ્રકરણો, શ્લોકો વગેરે આદર્શનિર્દેશપૂર્વક અમુક ચિહ્નથી સૂચિત અથવા કોષ્ટકાન્તર્ગત પણ મૂળ સાથે એ રીતે ગોઠવણ રાખી છે. ગ્રન્થને અંતે કુમારપાલના અહિંસા સાથે વિવાહસંબંધ વિષે એક પ્રબંધ પરિશિષ્ટરૂપે છાપ્યો છે. અને છેવટ પ્ર ચિ. માં આવેલાં પદ્યોની અકારાદિ અનુક્રમણિકા છે. જ્યારે આરંભમાં ગુરુને ગ્રન્થનું અર્પણ, વિષયાનુક્રમણિકા, સિંઘી જૈન ગ્રન્થમાળાના સંસ્થાપકની સંસ્કૃત શ્લોકબદ્ધ પ્રશસ્તિ અને હિંદીમાં 'કિંચિત્ પ્રાસ્તાવિક' એટલું છે. એ 'પ્રાસ્તાવિક'માંથી પ્રસ્તુત આવૃત્તિની જન્મકથા વિસ્તારથી આપી છે, જેમાંથી થોડો ઉતારો ઉપર કર્યો છે

આ પ્ર. ચિ સંબંધી શ્રીજિનવિજયજીની આખી સંકલના ઘણી વિસ્તારવાળી છે અને એ પ્રમાણે પ્ર. ચિ. મૂળ ઉપરાંત એના ચાર ભાગ છે. જેમાંથી બીજો ભાગ તો બહાર પડી ચૂક્યો છે.

**૨ પુરાતન પ્રબંધસંગ્રહ** — સંપાદક વગેરે ઉપર પ્રમાણે. પ્ર. સ. ૧૯૩૬. મૂલ્ય સાધારણ પ્રતિ રૂ ૪–૮–૦ વિશિષ્ટ પ્રતિ રૂ ૫–૮–૦. સિંઘી જૈન ગ્રન્થમાળાના ગ્રન્થાંક બીજા રૂપે પ્રસિદ્ધ થયેલો આ ગ્રન્થ, ઉપર કહ્યું તેમ, પ્રબંધચિંતામણિનો બીજો ભાગ છે. સંપાદક કહે છે તેમ પ્રબંધચિંતામણિ ગ્રન્થગત પ્રબંધોની સાથે સંબંધ અને સમાનતા રાખનારા અનેકાનેક પુરાતન પ્રબંધોનો આમાં સંગ્રહ કરવામાં આવ્યો છે. અને તેથી એનું પ્રબંધચિંતામણિ ગ્રન્થ સંબદ્ધ 'પુરાતન પ્રબંધ સંગ્રહ' એ રીતે આખું નામ રાખ્યું છે.

આ પુસ્તકના 'પ્રાસ્તાવિક વક્તવ્ય'માં શ્રી જિનવિજયજીએ કહ્યું છે તેમ, પાટણ, પૂના, ભાવનગર, અમદાવાદ, રાજકોટ વગેરે સ્થાનોના ગ્રન્થસંગ્રહોમાંથી કેટલાક એવા પ્રબંધ સંગ્રહો મળી આવ્યા જેમાં ગ્રન્થકર્તાનું નામ નહિ પણ પ્રબંધચિંતામણિના ધોરણે કોઈએ પ્રબંધોના સંગ્રહો કરેલા. જેમાં કેટલીક વાતો એકની એક, કેટલીક વાતો એક જ પણ ન્યૂનાધિક રૂપમાં, કોઈ થોડા પાઠ ફેરવાળી, તો કેટલીક વાતો જુદા જુદા સંગ્રહોમાં જુદી જુદી. વળી કેટલીક વાતો પ્રબંધચિંતામણિની વાતોની તદ્દન સમાન, કેટલીક પ્ર. ચિ ની નહિ પણ પ્રબંધકોશની વાતો સાથે સમાન; ત્યારે કેટલીક વાતો પ્ર. ચિ. અને પ્રબન્ધકોશમાં આવેલી વાતની પૂર્તિરૂપે લખાયેલી. આ પ્રકારના સંગ્રહોમાંથી કુલ પાંચ સંગ્રહોનો આ ગ્રન્થ માટે શ્રી. જિનવિજયજીએ ઉપયોગ કર્યો છે. જેમાંના ઘણાખરા પ્રબંધોના સંબંધ કોઈ ને કોઈ રૂપે પ્ર. ચિ. સાથે છે. જે થોડા પ્રબંધોને કશો સંબંધ નથી તેઓનો પણ વિષય વર્ણન પ્રકાર અને રંગઢંગ પ્ર. ચિ ને મળતો લાગવાથી તેને આ ગ્રન્થમાં દાખલ કર્યા છે.

પ્ર. ચિ. સાથે આ પુરાતન પ્રબંધસંગ્રહને કઈ જાતનો સંબંધ છે એના ઉદાહરણ તરીકે જેના ઉપર ફાર્બસ સભા ત્રૈમાસિક, વગેરેમાં ગુજરાતના ઇતિહાસના રસિકો તરફથી પુષ્કળ ચર્ચા થઈ છે તે વનરાજ વૃત્તમ્ નામના પ્રબંધનો નિર્દેશ કરવો યોગ્ય છે. આ પુરાતન પ્રબંધસંગ્રહના ૧૨મા પૃષ્ટમાં વનરાજવૃત્તમ્ નામનો એક અગિયાર પંક્તિનો ટૂંકો પ્રબંધ છે. જેમાં લખ્યું છે કે "આંબાસણના રહેવાસી ચાપોત્કટ જ્ઞાતિ ... મેં... નામના બે ભાઈઓ હતા. પછી કોઈ જોષીએ કહ્યું કે ચામકની પત્નીના ... નું

મરણ થશે એટલે ચામુંડની સગર્ભા પત્નીને તજી દીધી. પછી તે પચામર ગામે ગઈ. ત્યાં ઉચ્છવૃત્તિથી પોતાનું પેટ ભરતી હતી પછી એક વખત શીલગુણસૂરિએ ગામ બહાર જતાં વડની છાયાને તેના ઉપર નમતી જોઈને તથા બાલકને સારા લક્ષણોવાળો જોઈને તે સ્ત્રીને પોતાના ચૈત્યમાં રાખી." બાકીના ભાગમાં અતિટૂંકામાં વનરાજે અણહિલ્લપુરની સ્થાપના કરી ત્યાં સુધીનો વૃત્તાન્ત પ્ર. ચિ. ( સિંધી જૈન ગ્રન્થમાળા આ. પૃ ૧૨) ને અનુસરતો જ છે.

ચાવડાવંશનો જે કાંઈ વૃત્તાંત મળે છે તે દંતકથારૂપ જ છે અને તે દંતકથા પણ ઘણાં વર્ષો પછી લખાયેલી. એ વંશના કોઈ રાજાનો ઉત્કીર્ણ લેખ હજી સુધી મળ્યો નથી. અને દંતકથામાં વધારાઘટાડા-ફેરફારો થયા કરે એ તદ્દન કુદરતી છે. મતલબ કે પ્ર. ચિ માં અણહિલ્લપુર પાટણના સ્થાપકની દંતકથામાં એના માતાપિતાના જ નામો ન જોઈને જે કલ્પનાઓ ઉત્પન્ન થઈ તેમાંની એક કૃષ્ણાજીકૃત રત્નમાળામાં મળે છે. જેમાં વનરાજના પિતાનું નામ જયશિખરી, માતાનું નામ રૂપસુન્દરી અને જયશિખરી ઉપર કલ્યાણના રાજા ભૂવડની ચડાઈનું લાંબુ વર્ણન છે શ્રી. ફાર્બસ સાહેબે રત્નમાળાવાળી જયશિખરી-રૂપસુંદરી પિતામાતા હોવાની દંતકથા રાસમાળામાં ઉતારી અને ગુજરાતમાં એ ચાલી—ચાલી શું, ઐતિહાસિક હકીકત મનાઈ ગઈ જો કે બીજી દંતકથા—જેમાં વનરાજના પિતાનું નામ પરશુરામ આપ્યું છે, એ તેઓના જાણવામાં હોવી જોઈએ. કારણકે ફાર્બસ સભા પાસેના એક ચોપડામાં એ દંતકથા છે. ( જુઓ ફાર્બસ ગુ. સ.ના હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિ પ્ર. ભા. અં. ૪૮-૮)

પણ રત્નમાળાવાળી દંતકથા ઉત્પન્ન થયેલી નહિ હોય કે જાણવામાં નહિ હોય ત્યારે આ પુરાતન પ્રબંધસંગ્રહવાળા 'વનરાજવૃત્તમ્'માંથી ઉપર ઉતારેલી ત્રીજી દંતકથા જોડાઈ છે. વનરાજની માતાના નામો પણ એક કરતા વધારે મળે છે ધર્મારણ્યમાં અક્ષતા નામ છે. ટૂંકામાં મારી કહેવાની મતલબ એ છે કે પ્ર. ચિ.માં અણહિલ્લપુર પાટણની સ્થાપનાની દંતકથા સંગ્રહાઈ ત્યારે વનરાજનું નામ પાટણના સ્થાપનાર તરીકે પ્રખ્યાત હોવા છતાં વનરાજનાં માબાપનાં નામો પ્રસિદ્ધ નહિ હોય—ઘણું કરી ભૂલાઈ ગયેલાં, તેથી આવી જુદી જુદી કલ્પનાઓ પાછળથી થઈ. હવે તો જ્યાં સુધી નવો વધારે વિશ્વસનીય પુરાવો ન મળે ત્યાં સુધી વનરાજનાં માબાપના નામ ગુજરાતના ઇતિહાસમાં સંદિગ્ધ ગણવા પડશે.

પુરાતન પ્રબંધસંગ્રહમાં પ્ર. ચિ. સાથે સંબદ્ધ છતાં વિશેષ જે કાંઈ વૃત્તાંત છે તે પ્ર. ચિ. સાથે ગુજરાતનાં ઐતિહાસિક સાધનોના ભવિષ્યના અભ્યાસીએ જોવો પડશે, એટલી વાત ચોક્કસ છે.

આ પુરાતન પ્રબંધોની જે પોથીઓ શ્રી. જિનવિજયજીને મળી છે તેમાં આ પ્રબંધો જે ક્રમમાં છપાયા છે તે ક્રમમાં ન હતા. આ તો પ્ર. ચિ. સાથે સરખાવવાનું ઠીક પડે માટે પ્ર. ચિ.ના ક્રમમાં ગોઠવીને શ્રી જિનવિજયજીએ છપાવ્યા છે. મૂળ કયા ક્રમમાં હતા તેની સવિસ્તર સૂચી પ્રાસ્તાવિક વક્તવ્યમાં આપી છે. બત્રીશ પાનાંનાં આરંભના આ પ્રાસ્તાવિક વક્તવ્ય ઉપરાંત છેવટ વિશેષ નામોની અકારાદિ સૂચી છે, તથા પદ્યાનુક્રમણિકા છે. વળી આરંભમાં પ્ર. ચિ. પેઠે આમાં પણ સિંઘી જૈન ગ્રંથમાલા સ્થાપકની પ્રશસ્તિ છે. ચાર શ્લોકમાં પ્રવર્તક શિરોમણી કાન્તિવિજયજીને ગ્રંથ સમર્પણ છે અને વિષયાનુક્રમણિકા છે. પ્ર. ચિ માં તથા પુરાતન પ્રબંધસંગ્રહમાં મુખ્ય હાથપ્રતોના હાફટોન બ્લોક પણ છાપ્યા છે.

૩. સિંધી જૈન ગ્રંથમાલા ગ્રંથાંક ૬ શ્રી રાજશેખરસૂરિકૃત પ્રબંધકોશઃ—સંપાદકઃ મુનિ જિનવિજય. પ્ર. સં ૧૯૯૫ મૂલ્ય સાધારણ પ્રતિ રૂ. ૩-૮-૦ વિશિષ્ટ પ્રતિ રૂ. ૪-૦-૦.

આ પ્રબંધકોશ અથવા તેમાં ચોવીશ પ્રબંધો હોવાથી ચતુર્વિંશતિ પ્રબંધ નામથી પ્રસિદ્ધ ગ્રંથ વિ સં. ૧૯૭૭માં પાટણની હેમચન્દ્રાચાર્ય ગ્રન્થાવલીમાં છપાઈ ગયો છે. અને પછી વિ. સં. ૧૯ માં ફાર્બસ ગુજરાતી સભા તરફથી પ્રકાશિત થયો છે. મતલબ કે પ્રસ્તુત ત્રીજી આવૃત્તિ છે. પાટણની હેમચન્દ્રાચાર્ય ગ્રન્થાવલિમાં છપાતાં જે સંપાદન થયેલું તે જૂની ઢબનું 'પ્રાસ્તાવિક વક્તવ્ય'માં શ્રી જિનવિજયજી કહે છે તેમ કેવળ વ્યાકરણની દૃષ્ટિથી પાઠને શુદ્ધ કરીને છપાવવું એનું નામ સંપાદન એ જાતનું હતું. પ્રસ્તુત સંપાદન શાસ્ત્રીય ધોરણ પ્રમાણે છે એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. સંપાદન કાર્યમાં વપરાયેલી હાથપ્રતોનું વર્ણન પ્રાસ્તાવિક વક્તવ્યમાં કરેલું છે તે જિજ્ઞાસુએ જોઈ લેવું. વપરાયેલી પ્રતિઓનાં અમુક પાનાંઓની પ્રતિકૃતિઓ આમાં પણ છાપી છે.

પ્રબંધકોશમાં ઉપર કહ્યું તેમ ૨૪ પ્રબંધો કુલ છે. તેમાંથી ૧૦ જૈનધર્મના પ્રભાવશાળી આચાર્યોના, ચાર સંસ્કૃત ભાષાના પ્રસિદ્ધ કવિ પંડિતોના, ૭ પ્રાચીન અથવા મધ્યકાલીન પ્રસિદ્ધ રાજાઓના અને ત્રણ જૈનધર્માનુરાગી રાજમાન્ય ગૃહસ્થોના છે વળી પ્રબંધકોશ, પ્રભાવકચરિત, પ્રબંધચિંતામણિ, અને વિવિધ તીર્થકલ્પ એ ચરિત્ર ગ્રન્થો ઘણે અંશે સમાન વિષયક છે. અને પ્રબંધકોશ આ ચારેમાં કાલાનુક્રમમાં છેલ્લો છે. એટલે સ્વાભાવિક રીતે બાકીના ત્રણેય ગ્રન્થોનો પ્રબંધકોશ ઋણી છે. પ્રબંધકોશના ૨૪ પ્રબંધોમાંથી વીશ તો બાકીના ત્રણ ગ્રન્થોમાંથી કોઈ ને કોઈમાં મળે છે. અલબત્ત બીજા ગ્રન્થોમાં કહેલી વાતો સાથે સાથે પ્રબંધકોશમાં કેટલીક નવી વાતો પણ કહેલી મળે છે. અને ચાર પ્રબંધો તો નવા જ છે ટૂંકામાં, જૈન ઇતિહાસના સાધન તરીકે તો પ્રબન્ધકોશ ઉપયોગી છે જ પણ તે ઉપરાંત ગુજરાતના ઇતિહાસના સાધન તરીકે પણ પ્ર. ચિં. અને તે પહેલાંના સુ. સં. વગેરે પ્રબંધો કરતાં આમાં કેટલાક નવા ઇતિહાસોપયોગી પ્રકરણો હોવાથી પ્રબંધકોશ ગુજરાતના ઇતિહાસ માટે પણ એક ઉપયોગી સાધન છે. આ ગ્રન્થના ઐતિહાસિક મૂલ્ય વિષે મારો અભિપ્રાય મેં અન્યત્ર આપ્યો છે, એટલે અહીં પુનરુક્તિની જરૂર નથી.

આ ગ્રન્થની સંસ્કૃતભાષા મુગ્ધજન-સાધારણ પંડિત વર્ગ પણ સમજી શકે એવી સરળ અને સુબોધ કહીને તેનાં ખૂબ વખાણ શ્રી. જિનવિજયજીએ કર્યાં છે; પણ મને તો અબુધક અને અશુદ્ધ લાગે છે

પ્રાસ્તાવિક વક્તવ્ય ઉપરાન્ત પદ્યસૂચી, વિશેષ નામોની સૂચી, સિંઘી ગ્રન્થમાલા સ્થાપક પ્રશસ્તિ વગેરે આ ગ્રન્થમાં પણ છે જ.

૪ સિંઘી જૈન ગ્રન્થમાળા ગ્રન્થાંક ૧૦ જિનપ્રભસૂરિ વિરચિત વિવિધતીર્થ કલ્પ-સંપાદક વગેરે ઉપર પ્રમાણે. સં. ૧૯૯૧ મૂલ્ય રૂ. ૪-૪-૦.

શ્રી. જિનપ્રભસૂરિ રચિત વિવિધ તીર્થકલ્પના ગ્રન્થ એક રીતે ભારતમાં વિક્રમની ચૌદમી શતાબ્દીમાં જેટલાં પુરાતન તથા વિદ્યમાન જૈનતીર્થો હતાં તેની એક પ્રકારની ગાઈડ છે. પણ એમાંથી ઐતિહાસિક તથા ભૌગોલિક મૂલ્યવાળી પુષ્કળ સામગ્રી મળી આવે છે.

ગ્રન્થકર્તા પોતાના સમયના મોટા વિદ્વાન અને પ્રભાવશાળી આચાર્ય હતા. તેઓને યાત્રાનો ભારે શોખ હતો જ પણ એ સાથે ભિન્નભિન્ન જૈનતીર્થોનો મહિમા નોંધવાના

વિચારથી તે તે સ્થળ સંબંધી પ્રચલિત અન્યસ્થ ધાર્મિક કથાઓ તથા મૌખિક દંતકથાઓ પણ એમણે નોંધી લીધી છે. પરિણામે આજે આપણને એમના ગ્રન્થમાંથી ઐતિહાસિક અગત્યની ગણાય એવી કેટલીક વિગતો મળી આવે છે. પ્રાસ્તાવિક નિવેદનમાં શ્રી. જિનવિજયજીએ દર્શાવ્યું છે તેમ (૧) ગુજરાત કાઠિયાવાડ, (૨) રાજપૂતાના, (૩) માળવા, (૪) યુક્ત પ્રાન્ત, (૫) અયોધ્યા, (૬) બિહાર, (૭) વરાડ, (૮) દક્ષિણ, (૯) કર્ણાટક અને (૧૦) તેલંગદેશ—એટલા દેશોનાં જૈનતીર્થો સંબંધી કલ્પો છે. અલબત્ત આ ગ્રન્થમા કોઈ જાતનો ક્રમ નથી. બધા સ્થળોનાં વર્ણનો એકધારીના કે એકધોરણે નથી ગ્રન્થનો કેટલોક ભાગ ગદ્યમાં છે તો કેટલોક પદ્યમા છે. કેટલાંક પ્રકરણો સંસ્કૃતમા છે તો કેટલાક પ્રકરણો પ્રાકૃતમાં છે. એક જ સ્થાન વિષે એક કરતાં વધારે પ્રકરણો પણ છે. વળી આખા ગ્રન્થની રચના એકે સમયે નથી થઈ. એક કલ્પમાં રચનાસમય સં. ૧૩૬૪ મળે છે, તો અન્તિમ ઉલ્લેખ સં. ૧૩૮૯ છે. પણ બધામાં સંવત્ આપેલ નથી એ જોતા, શ્રી જિનવિજયજી કહે છે તેમ, આ ગ્રન્થની પહેલી અને છેલ્લી રચના વચ્ચે ત્રીશેક વર્ષનો ગાળો ઓછામા ઓછો હોવો જોઈએ.

વિવિધ તીર્થ કલ્પમા ભિન્નભિન્ન વિષયો તથા સ્થાનો સંબંધી બધા મળીને સાઠ એકસઠ કલ્પ છે તેમાંથી ૧૧–૧૨ સ્તુતિરૂપ છે ૬–૭ ચરિત્ર અથવા કથારૂપ છે, અને બાકીના ૪૦–૪૧ સ્થાન વર્ણનાત્મક છે. પણ કોઈક સ્થાનના એક કરતા વધારે કલ્પો પણ છે. દા. ત. ઉજ્જયન્ત અથવા રૈવતગિરિના વર્ણનના ચાર કલ્પ છે. પરિણામે ઉપર કહેલા ભારતના જુદા જુદા ભાગનાં ૩૭–૩૮ તીર્થોના વર્ણનો આ ગ્રન્થમા મળે છે.

કોઈ વાર કેવી રીતે પ્રસંગોપાત્ત ઐતિહાસિક માહિતી આ ગ્રન્થકાર આપે છે, એના બે દાખલા નીચે આપ્યા છે—અણહિલપુર સ્થિત અરિષ્ટનેમિ કલ્પમા સં. ૮૦૨માં વનરાજે સ્થાપના કરી ત્યારથી છેક કર્ણદેવ સુધીની વંશાવળી આપી છે (જુઓ પૃ ૫૧). ત્યારે સત્યપુર તીર્થ કલ્પના વર્ણનપ્રસંગમાં સં ૧૩૫૬માં અલાઉદ્દીન સુલતાનનો નાનો ભાઈ કયે રસ્તે ગુજરાત ઉપર મંત્રી માધવની પ્રેરણાથી ચડી આવ્યો એ નોંધ્યું છે (જુઓ પૃ ૩૦).

પ્રતો વગેરે કયાંથી અને કેટલી મેળવી તે માટે જુઓ પ્રાસ્તાવિક નિવેદન. પ્રતિઓની પ્રતિકૃતિઓ ધોરણ પ્રમાણે આમાં પણ આપી છે છેવટ વિશેષ નામની સૂચી છે, એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. આ ગ્રન્થ સ્વર્ગાદપિગરીયસી માતૃભૂમિ મેવાડને શ્રી. જિનવિજયજીએ અર્પણ કર્યો છે તે ઉચિત જ કર્યું છે

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

**સ્ત્રીરોગ ચિકિત્સાઃ**—લેખકઃ વૈદ્યરાજ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી પ્રાણાચાર્ય. પ્રકાશકઃ વૈદ્ય રવિશંકર જટાશંકર ત્રિવેદી. તંત્રીઃ વૈદ્યકલ્પતરુ, અમદાવાદ. પૃષ્ઠ ૨૭૬ કિંમત રૂ. ૧–૮–૦.

વૈદ્યરાજ અમૃતલાલ પ્રાણશંકર પટ્ટણી ગૂજરાતના અગ્રગણ્ય વૈદ્ય છે. ને હાલ લિંબડીના રાજવૈદ્ય છે.* પાટણ બી. પી. આયુર્વેદ મહાવિદ્યાલયના તે માજી પ્રિન્સિપાલ છે. સ્ત્રીઓનો વૈદ્ય ભાગ ૧ અને ભાગ ૨ ના તે લેખક છે. આજદિન સુધીમાં એમની પાસે આસરે સવાબસો જેટલા વિદ્યાર્થીઓ અભ્યાસ કરી ગયા છે. પ્રાતઃસ્મરણીય ઝંડુ ભટ્ટજીના

* તાજેતરમા જ તેઓ સ્વર્ગવાસી થયા છે. —સં૦

તેઓ નજીકના સગા થાય છે. વૈદ્યક સંસ્કારો ગળથુથીમાંથી જ તેમને મળેલા છે અને તેને વિદ્વાન્ પિતાએ અને ઝંડુ ભટ્ટજી વગેરેએ ઠીક ઠીક પોષેલા છે. ગુજરાતમાં વૈદ્યો તો ઘણાયે છે, ઘણા સારા પૈસા પણ કમાય છે, પરંતુ સંસ્કાર અને વિદ્યાનું સુભગ તીર્થસ્થાન તો અમૃતલાલ પટ્ટણી જ એમ કહેવામા હું જરાપણ અતિશયોક્તિ કરતો નથી. મારા તો એ પૂજ્ય ગુરુવર્ય છે એટલે આ સમાલોચનામાં કેટલાકને પક્ષપાત જણાશે, પરંતુ સમાલોચક તરીકે હું તેમને મારા ગુરુ તરીકે ભૂલી જાઉં છું અને સાધારણ લેખકની જેમ તેમના ગ્રન્થનું મૂલ્યાંકન કરું છું તો મને જણાય છે કે ગુજરાતના વૈદ્યક સાહિત્યમાં આ પુસ્તક અદ્વિતીય છે, અસામાન્ય છે. લેખકનો વિશાળ અનુભવ પાને પાને પ્રગટ થાય છે અને સાદી, રમતિયાળ શૈલીમા, શાસ્ત્રીયતા જરા જેટલી પણ ઓછી થવા દીધા વિના, લેખક વાચકને રસપાન કરાવી શકે છે. સિદ્ધહસ્ત લેખક વિના આવી સફળતા ન જ મળે.

સને ૧૯૧૬-૧૯૧૭માં 'વૈદ્યકલ્પતરુ' માસિકની ભેટ તરીકે 'સ્ત્રીઓનો વૈદ્ય' બે ભાગમાં સ્વ વૈદરાજ જટાશંકર લીલાધરે અમૃતલાલભાઇ પાસે લખાવીને પ્રસિદ્ધ કરેલું. પ્રકાશક કહે છે કે આ બન્ને ભાગની ચાર ચાર હજાર પ્રતો ખપી ગઇ અને છતાંયે એની માગણી ચાલુ રહી એટલે વૈદ્યકલ્પતરુના હાલના તંત્રીએ અમૃતલાલભાઈને "સામાન્ય ભણેલી બહેનો તેમજ ગામડામા રહેનારી બહેનો વાંચીને પોતાના દરદનો ઉપાય પોતાની મેળે કરી શકે એવી સરલ ભાષામાં નવું પુસ્તક" લખી આપવા વિનવ્યું અને પોતાના એકના એક પુત્રના વિરહદુઃખે તે પીડાતા હતા છતાંય, કેવળ લોકકલ્યાણાર્થે આ પુસ્તક તેમણે લખી આપ્યું. અમૃતલાલભાઈની વૃદ્ધાવસ્થા, મધુમેહ જેવા અસાધ્ય વ્યાધિથી શીર્ણ થએલું શરીર, પુત્રવિયોગનું દારૂણ દુઃખ—આવી સ્થિતિમાં આ પુસ્તક એમણે લખ્યું છે અને ગુજરાતી જનતાને ઋણી બનાવી છે.

આપણા દેશમાં સ્ત્રીઓના ગુહ્ય દરદોના નિષ્ણાતો થોડા છે. પરંતુ કોઈ વૈદ્ય સ્ત્રીઓનાં ગુહ્ય દરદોનું તલસ્પર્શી જ્ઞાન ધરાવતો હોય તો તે એકલા પટ્ટણીજી જ. આપણા દેશમાં સ્ત્રીઓ ખોટી શરમને લીધે પોતાના દરદો વિષે પુરુષો પાસે ભાગ્યે જ વાત કરે છે. પરિણામે ઘણી સ્ત્રીઓ અનેક જાતના દુઃખદાયક દરદોથી પીડાતી હોય છે. અમૃતલાલભાઇ ઝાડેશ્વરમાં વૈદ્ય હતા અને ત્યા અનેક સ્ત્રીઓને ભયંકર રોગોથી પીડાતી જોઈ તેઓ આ અભ્યાસ પાછળ પડયા. સ્ત્રીઓનો વિશ્વાસ મેળવ્યો અને પછી તો એમનો અનુભવ વધતો જ ચાલ્યો. અનેક જાતનાં દરદોથી પીડાતી ભોળી સ્ત્રીઓએ અમૃતલાલભાઈ પાસે પોતાનાં દુઃખદરદો ધર્યાં અને આ કરુણાર્દ્ર વૈદ્યે, શુદ્ધ નિષ્કામ ભાવથી—અપાર વાત્સલ્યથી એ દુઃખો દૂર કરવા પોતાની બધી શક્તિઓ વાપરી. સ્ત્રીઓનાં દરદો વિષે વાત કરતાં આ લેખકે ઘણીવાર એમની આંખમાં આંસુઓ જોયા છે અને નિગૂઢ ભાવોને દર્દભરી વાણીમાં પ્રગટ થતા સાંભળ્યા છે. આ પુસ્તકમા પણ તેમણે અનેક સ્થળે આ દર્દ વર્ણવ્યું છે. લંપટ 'પ્રાણનાથો'ને અનેક સ્થળે ચીમટીઓ ભરેલી છે અને સ્થળે સ્થળે પોતાના અનુભવમાં આવેલા કેટલાક કેસો પણ તેમણે નિખાલસતાથી નોંધેલા છે.

પ્રદર વિષે પૃષ્ટ ૬૩ ઉપર પરેજી બનાવવામાં આવી છે તે અહીં ઉતારવાની લાલચ હું રોકી શકતો નથી:

"પરેજી—પુરુષ સસર્ગથી હમેશાં દૂર રહેવું એ આ દરદની મોટામાં મોટી પરેજી છે. મારે આ સ્થળે ઘણી શરમ સાથે કહેવું પડે છે કે આપણા દેશની સ્ત્રીઓના

મરણનું કારણ પચાસ ટકા પતિનો અસાધારણ અયોગ્ય સ્નેહ છે અને પોતે મરતાં સુધી પતિને અસંતોષ ન આપવો એ આપણા દેશની અબળાઓની અયોગ્ય ધર્મભિરુતા છે. બીજા દેશોમાં પણ આપણે સાંભળીએ છીએ કે વધારે પડતા નખ કે દંતક્ષત–વ્યાપારના કેસો પણ કોર્ટમાં દાખલ થયા છે અને ડાઈવોર્સ (છુટાછેડા) થઈ ગયા છે, જ્યારે આ દેશની સ્ત્રીઓ અન્યાય ભરેલી રીતે ચલાવેલા અયોગ્ય પાશવ વ્યવહારથી પોતાનું થતું ખૂન પણ સહન કરે છે. ધન્ય છે આર્યદેશની ધર્મભાવનાને! પણ એક બાજુ તરફથી સારો વૈદ્ય કે ડૉક્ટર સ્થાનિક ઉપચારોથી પ્રવાહ દૂર કરવાનો પ્રયત્ન કરે છે, ત્યારે બીજી બાજુથી દરદીનું અત્યંત ભલુ ઈચ્છનાર અને દરદ મટે એટલા માટે વૈદ્યનુ ઘર બતાવનાર પ્રાણનાથ (ધણી) સંયમ ન પાળી શકવાથી દરદને તાજું કરી આપે છે. બીજે દિવસે વૈદ્ય પાસે દવા લેવા આવતા જણાવે છે કે દરદીને દવા ખાવાનો કંટાળો છે અને આપે આપેલી પેલી લેવાની દવાથી ઘણો ફાયદો છે; પરંતુ વૈદ્યરાજ! આજે મને પોતાને શક્તિની દવા આપો. . . . આથી આગળ શરમ મૂકીને લખવામા મારી કલમ ઊપડતી નથી. પરંતુ મારે જણાવવું જોઈએ કે જ્યાં સુધી પુરુષો સ્ત્રીઓ તરફનો પોતાનો ધર્મ નહિ સમજે ત્યાં સુધી દેશમાંથી પ્રદરનાં દરદો અને તેથી થતાં સ્ત્રીઓનાં મરણનું પ્રમાણ ઓછું થશે નહિ. પ્રભુ સૌને સદ્બુદ્ધિ આપો . . ."

**હીસ્ટીરીઆ**[1]ના પ્રકરણમાં 'સંતતિનિયમન નામનો એક મોટો રોગ પ્રજામાં ચાલ્યો છે' તે વિષે ઈસારો કરે છે અને જણાવે છે કે "એથી સંતતિનિયમન થતુ હશે કે કેમ એ પ્રશ્ન બાજુ પર રાખીને બીજી રીતે જોઈએ તો તેનાથી મનોવહસ્રોત ઉપર ખરાબ અસર થઈને કેટલાક શારીરિક કે માનસિક રોગો તો જરૂર થાય છે."..."સંતતિનિયમનના મોહમાં ભવિષ્યની પ્રજાને ઘણા માનસિક અને શારીરિક દરદોનો અનુભવ કરવો પડશે એમ અમારો અંતરાત્મા કહે છે. જીવશે તે જોશે." (પૃ. ૭૬)

લેખક વૈદ્ય છે પરંતુ દેશી દવાઓ સાથે ઘણી ઉપયોગી વિલાયતી દવાઓ પણ તેમણે બતાવી છે. દેશી દવાઓ માટેનો તેમનો આગ્રહ જાણીતો છે, છતાંય સારું હોય તે બધેથી વિવેકથી લેવું એમ માનવા જેટલા તે ઉદાર છે અને પારકાનુ અપનાવી લઈને પોતીકું બનાવવાની પ્રતિભા એમનામાં છે. પોટાશ આયોડાઈડ એ એક ઉપયોગી વિલાયતી દવા છે. રક્તવિકારમાં તે અત્યંત હિતાવહ છે. એના લાંબા વખતના વપરાશથી શરદી વગેરે થઈ આવે છે. અમૃતલાલભાઈ પોટાશ આયોડાઈડ વાપરવાની નીચેની રીત બતાવે છે જે આપણા વૈદ્ય અને ડૉક્ટરોએ ધ્યાન આપવા જેવી છેઃ "...પરંતુ એ વિષયમાં મારો પોતાનો મત અને અનુભવ એવો છે કે પોટાશ આયોડાઈડ જેવા ઍક્ટિવ પ્રિન્સિપલ્સવાળી દવાઓ વાપરવી હોય ત્યારે બીજી કોઈ રસાયન રૂપ ગણાતી વનસ્પતિ કે મિશ્રણની સાથે વાપરવી, જેથી તેની એકદમ ખરાબ અગર એકદમ સારી અસર તરત થતા ધીમે પણ મક્કમ ફાયદો આપે છે. અને તેજ અસરથી થતાં નુકસાન થતાં નથી મેં પોટાસ્યમ આયોડાઈડ નીચેની રીતે ઘણીવાર વાપર્યો છે. પોટાશ આયોડાઈડ તો. ૧, સોડાબાયકાર્બ તો. ૨, લોહભસ્મ

[1] હીસ્ટીરીઆને કેટલાક વૈદ્યો યોષાપસ્માર, કેટલાક આક્ષેપક અને કેટલાક અપતાનક તરીકે વર્ણવે છે. પરંતુ પટ્ટણીજી તેને માટે તંદ્રા શબ્દ સૂચવે છે અને તદ્રાની સંપ્રાપ્તિને હીસ્ટીરીઆ સાથે સરસ ઘટાવે છે. (પૃ. ૭૧)

તો. ા થી ાા–ઉપરનાં મિશ્રણને શોધની એટલે પીલુડી (હિંદી–મકોય)નાં પાનના રસ સાથે ઘૂંટીને ચણા જેવડી ગોળીઓ કરવી અને તે વાપરવી. આ દવાના ઓવર ડોઝથી પણ શરદી વગેરે ખરાબ અસર થતી નથી એ જ રીતે ઉપરનાં મિશ્રણને કાંટાશેળીઆનાં પાનના રસ સાથે વાટીને પણ વાપરવું અથવા ચદ્રપ્રભા કે યોગરાજના પાઠ પ્રમાણે એક ઘાણ બનાવવો અને તેમાં ૨ થી ૪ તોલા પોટાસ્યમ આયોડાઈડ નાખવું એ પણ સારુ કામ આપે છે. ઉપરની બન્ને દવાઓ લાંબા દિવસ લેવાથી વધ્યા–વાઝિયાપણાને પણ દૂર કરે છે. " (પૃ. ૯૫.)

ગુજરાતના ડૉકટરોને આ પુસ્તક સાદ્યંત વાંચી જવા હું વિનંતી કરું છું. તેમને આમાંથી ઘણું નવું જાણવા મળશે અને કેટલીયે ઉપયોગી દેશી દવાઓનું જ્ઞાન પણ તેઓને થશે. ફ્લેગ્મેન્સીયા ડોલન્સ નામના રોગ ઉપર જે પોતાના અનુભવનો એક લેપ આપ્યો છે તે પણ વાપરીને યશ સંપાદન કરવામાં સહાયભૂત થશે. આ વિષયના જે નિષ્ણાત ડૉક્ટરો હોય તેમને તો આ પુસ્તક ખાસ વાંચી જવા જેવું છે વિદ્યાભ્યાસંગી વૈદ્યનો બહોળો અનુભવ પોતાના અનુભવો સાથે સરખાવવાની પણ તેમને ઠીક તક મળશે.

જોડણીની ભૂલો ઘણી રહી ગઇ છે. પૃ. ૫૨ ઉપર 'કાંટા અશેળીઆ' નહિ પણ 'કાંટાશેરીઆ' જોઇએ પૃ. ૧૮૦ ઉપર ચંદન બટવો કે પાગલફ્રી જડીની જગોએ ચદમરુઆ કે પાગલફ્રી જડી એમ જોઇએ. ચંદન બટવા ભાજીનું નામ છે અને તે નહિ પરંતુ ચદમરુઆ કે ધનમરુઆ (સર્પગંધા)–જોઈએ. પુસ્તકનુ નામ પણ અશુદ્ધ જોડણીમા લખ્યુ છે એ પ્રકાશકની બેદરકારીનુ દ્યોતક છે પ્રકાશકોએ જોડણી તરફ ઠીકઠીક ધ્યાન દેવું ઘટે છે. કામાંતપત્ર (પૃ. ૨૪૯) નહિ પણ કામાતપત્ર જોઈએ. પૃ. ૮૨ ઉપર 'કમળ (પોયણાં)નું ચૂર્ણ' એમ છે તેની જગાએ 'કમળનાં કોમળ પાનનું ચૂર્ણ' એમ જોઇએ.

પૃ. ૭૯ ની ટિપ્પણીમા " હાલમાં નિશાળના ભણતરમાં છોકરીઓ માટે દોરી કૂદવાની એક કસરત શીખવવામા આવે છે " તે સબધી લેખકના શબ્દો નીચે પ્રમાણે છે—"કેળવણીકારોને કે માબાપોને તેનું ભાન પણ હોતુ નથી કે દીકરીને કૂદકા મારવાથી શું થશે, પરતુ એવા કૂદકાઓથી કોઇવાર ગર્ભાશય નમી કે ફરી જાય અને યુવાન થયા પછી એ છોકરીને ઘણુ સહન કરવું પડે છે પીડિત આર્તવાર્તવ, વાંઝિયાપણું, ખાલી જવું વગેરે દરદો તેને ભોગવવાં પડે છે." ગુજરાતના કેળવણીકારો અને વ્યાયામ નિષ્ણાતોનું આ તરફ ધ્યાન ખેંચાય તો સારું. હું પોતે આ વિચાર સાથે સહમત થઈ શકતો નથી. દોરી કૂદવાથી લેખક કહે છે તેટલું અનિષ્ટ પરિણામ આવે એ મારી બુદ્ધિમાં ઊતરતું નથી. છતાં પણ વિદુષી સ્ત્રીઓ, કેળવણીકારો અને વ્યાયામ નિષ્ણાતોને આ ઉપર પ્રકાશ નાખવા હું વિનવુ છું.

પ્રત્યેક ગુજરાતીએ આ અમૂલ્ય પુસ્તકને પોતાના ઘરમાં સ્થાન આપવું ઘટે છે. પ્રકાશકે આવા વિદ્વાન અને અનુભવી વૈદ્ય પાસેથી આવું ઉપયોગી પુસ્તક મેળવ્યું તે બદલ તેમને પણ ધન્યવાદ ઘટે છે. ગુજરાતની સુશિક્ષિત સ્ત્રીઓને તો આ પુસ્તકમાંથી ઘણું જાણવાનું મળશે. અમૃતલાલભાઈ પાસે અનુભવોનો ભંડાર છે ઈશ્વર એમને દીર્ઘાયુષ્ય આપો અને આવાં એવાણુ બીજાં પુસ્તકો તેઓ ગુજરાતને આપી જાય એમ આપણે સૌ ઈચ્છીએ.

બાપાલાલ ગ. વૈદ્ય

# રોજનીશી

## ડિસેમ્બર : ૧૯૩૭

તા. ૧ ભાવનગર રાજ્યના ડુંગરના પથ્થરોમાંથી પરદેશી રંગોને ટક્કર મારે તેવા ભભકદાર રંગો બન્યાની વિગત બહાર આવી; બિહારના જમીનદારો સામે કિસાનોની અર્ધો લાખ જેટલી અરજીઓ વડા પ્રધાનને મળી.

તા. ૨ દિલ્હી ખાતે રાજકીય કેદીઓની પરિષદના બે પ્રમુખોને પકડયા; કાકોરીના ૭ મુક્ત કેદીઓ સામે મનાઇ હુકમ છૂટયા, નહાશપાશાના ખૂનનો પ્રયાસ કરવા માટે ૩૦૦ મીસરીઓને ગીરફતાર કર્યા.

તા. ૩ માર્કિવસ ઓફ લોધિયને એક મુલાકાત દરમ્યાન જણાવ્યું: "રાષ્ટ્રસંઘ એ એક અસરકારક સંસ્થા નથી. બળવાન રાષ્ટ્રોના વલણથી બ્રિટનનું કાર્ય મુશ્કેલ બની રહ્યું છે." સૂરત મ્યુનિસિપાલિટીમાં મહાસભા પક્ષ સ્થપાયેલો તેના ૩૦ માંથી ૨૨ ઉમેદવારો બિનહરીફ ચૂંટાયા.

તા. ૪ અમદાવાદમાં રંગભૂમિ પરિષદ ભરાઈ, મુંબઇ સરકારના એડવોકેટ જનરલે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું; કલકત્તામાં સર એસ. રાધાકૃષ્ણના પ્રમુખપણા હેઠળ સાંસ્કૃતિક પરિષદનું બીજું અધિવેશન ભરાયું.

તા. ૫ ચીનના પાટનગર નાનકીંગ ઉપર જાપાનીઓનો વિનાશક હુમલો; મુંબઇ સરકારના એડવોકેટ જનરલ તરીકે શ્રી. મોતીલાલ ચીમનલાલ સેતલવાડની નિમણૂંક થઈ.

તા. ૬ કાનપુરના 'પ્રતાપ'ના તંત્રી શ્રી. ગણપતરાય સક્સેનાની ૧૪૪મી કલમ હેઠળના હુકમના ભંગ બદલ ધરપકડ થઇ, જાપાનીઓએ નાનકીંગના સીમાડા પરના પર્વત પર જાપાનનો ધ્વજ ફરકાવ્યો; માદામ ચાંગ-કાઇ-શેક એક વિમાનમાં કોઇ અજાણ્યા સ્થળે ઉપડી ગયા એવા સમાચાર બહાર આવ્યા, ફ્રાન્સ અને પોલાંડ વચ્ચે મૈત્રીના કરાર થયા.

તા. ૭ તબિયતની સુધારણા અર્થે ગાંધીજી સેગાંવથી જુહુ આવ્યા; ઇંગ્લેંડમાં પ્રવેશ કરવા સામે શ્રી. સુભાષચંદ્ર બોઝ ઉપર જે પ્રતિબંધ હતો તે બ્રિટનની સરકારે રદ કર્યો.

તા. ૯ સંયુક્ત પ્રાંતના છ જિલ્લાઓમાં મદ્યનિષેધનો અમલ કરવાની જાહેરાત બહાર પડી

તા. ૧૨ સિનોર મુસોલિનીએ જાહેર કર્યું કે ઇટલી રાષ્ટ્રસંઘમાંથી છૂટું થાય છે.

તા. ૧૩ જાપાનીઓએ ચીનના પાટનગર નાનકીંગનો કબજો લીધો, પેનેના બનાવ માટે જાપાની પ્રધાનોએ અમેરિકન સરકારની માફી માગી; મદ્રાસ સરકારે મિ. નીલનું બાવલું હાલની જગાએથી ખસેડીને એગમોર ખાતેના સરકારી મ્યુઝિયમની હથિયારોની ગેલેરીની બાજુના વરંડામાં મૂકવાનો હુકમ બહાર પાડયો; સર પ્રભાશંકર પટ્ટણી ભાવનગર રાજ્યના દીવાનપદેથી નિવૃત્ત થયા તેમની જગાએ શ્રી. અનંતરાય પટ્ટણી દીવાનપદે નિમાયા.

તા. ૧૪ સ્વાતંત્ર્ય દિનના ઠરાવ ઉપરનો મુંબઇ સરકારે મૂકેલો પ્રતિબંધ હાલની સરકારે રદ કર્યો; જહાજને ડુબાડવાને પરિણામે પોતાને થયેલું બધું નુકસાન ભરી આપવાની યાદી અમેરિકન સરકારે જાપાનની સરકારને મોકલી આપી.

તા. ૧૫ સત્યાગ્રહ સંગ્રામ વખતે અમદાવાદની ગુજરાત સભાના રૂા. ૩૫૦૦૦ સરકારે જપ્ત કર્યા હતા તે પાછા આપવાનો હુકમ બહાર પડયો.

તા. ૧૬ ગુજરાતનાં નાનાંનાનાં રાજ્યોનો વહીવટ (બનાસકાંઠા, સાબરકાંઠા, રેવાકાંઠા જેવાં) વડોદરાના શ્રીમંત ગાયકવાડને સોંપવાની યોજનાને અંગે ગાયકવાડ સરકારનો દિલ્હી-કલકત્તાનો પ્રવાસ; સુરત મ્યુનિસિપાલિટીમાં મહાસભા પક્ષે ૩૯માંથી ૨૯ બેઠક કબજે કરી; આદામાનના કેદીઓને અને જાહેર જનતાને ઉદ્દેશી શ્રી. શરદચંદ્ર બોઝે નિવેદન બહાર પાડ્યું : "મહાત્માજીએ કરેલા કાર્યને નિરર્થક રખે બનાવી દેતા"; અલ્લાહાબાદની એક સભામાં રાષ્ટ્રપતિના ઉદ્‌ગારો : "લોહી રેડવા માટે પ્રજાને ઉશ્કેરે તેવાં ભાષણો નહિ સંખાય : એની સામે મહાસભાવાદી પ્રધાનમંડળો જરૂર પગલાં લેશે."

તા. ૧૭ ગૃહઉદ્યોગોની ખીલવણી માટે ચાલુ વર્ષના અંદાજપત્રમાં દોઢ લાખ રૂપિયાની જોગવાઈ મુંબઈ સરકારે કર્યાની જાહેરાત બહાર પડી.

તા. ૧૮ ઝેકોસ્લોવેકિઆ અને ફ્રાન્સ વચ્ચે કરારો થયા; રાષ્ટ્રપતિ પં. જવાહરલાલ નહેરુ ઉપર ન્યૂયોર્કથી મિ. જ્હોન ડેવે, મિ. આલ્બર્ટ ઈન્સ્ટીન, મિ બર્ટ્રાન્ડ રસેલ અને મિ. રોમેં રોલા તરફથી જાપાની માલનો બહિષ્કાર કરવાને લગતો તારસંદેશો આવ્યો.

તા. ૧૯ 'પ્રજાબંધુ', 'ફુલછાબ', 'હિંદુસ્થાન પ્રજામિત્ર' અને 'પ્રજામિત્ર-કેસરી' પત્રોને એજન્સી રેસિડન્ટે ગોંડલ રાજ્યમાં આયાત કરવાનો મનાઈ હુકમ ફરમાવ્યો.

તા. ૨૦ રાજાજીએ મદ્રાસની ધારાસભામાં ખેડૂત ઋણ-મુક્તિ બિલ રજૂ કર્યું; બ્રિટિશ પરદેશ મંત્રીએ આમની સભામાં જાહેર કર્યું કે જાપાને પેકીંગમાં સ્થાપેલી નવી સરકારનો બ્રિટન સ્વીકાર કરી શકે તેમ નથી, કારણ કે ના. શાહી સરકારે સમસ્ત ચીનની સરકાર તરીકે મધ્યસ્થ સરકારનો સ્વીકાર કરેલો છે.

તા. ૨૧ પેલેસ્ટાઇનમાં હથિયારબંધ પોલીસો અને લશ્કર વચ્ચે અથડામણી થઈ; સર્વોજીના બહિષ્કારને પરિણામે ગ્રાઝીઆર સરકારને જંગી ખોટ: નોકરોના પગાર કાપવાનો પ્રશ્ન ઊભો થયો.

તા. ૨૨ દ. દસક્રોઈ તાલુકાના ગામોમાં હીમ પડ્યું; લાહોર કાવતરા કેસના માજી કેદી શ્રી. પરમાનંદને અને બીજા માજી કાકોરી કેદીઓને હુકમભંગને અંગે ૬ અઠવાડિયાની સજા થઈ.

તા. ૨૩ મદ્રાસ સરકારે કોઇમ્બતૂરની ફોરેસ્ટ કૉલેજ ૧૯૩૯ના જુલાઈ માસથી બંધ કરવાનો નિર્ણય જાહેર કર્યો;

ચીનની મધ્યસ્થ સરકારે અખિલ ચીનની ઉત્પાદન શક્તિનો કાબૂ પોતાના હાથમાં લીધો. લોર્ડ લોધિયન અને રાષ્ટ્રપતિ પં. જવાહરલાલ વચ્ચે અલ્લાહાબાદમાં ફરીવાર મંત્રણા થઈ.

તા. ૨૪ જાપાને હેંન્ચાઉનો કબજો મેળવ્યો, કાનપુરની મ્યુર મિલમાં ત્રણ હજાર કામદારોએ હડતાલ પાડી.

તા. ૨૭ શ્રી કનૈયાલાલ મુનશીનું અમદાવાદમાં 'મજલીસ'ના આશ્રય હેઠળ 'યુવાનોની જવાબદારી' ઉપર વ્યાખ્યાન.

લોર્ડ લોધિયન, રાજેન્દ્ર બાબુ તેમજ શ્રી. કૃષ્ણસિંહ વચ્ચે મસલત, મુસ્લીમ લીગના પ્રમુખ શ્રી. ઝીણાએ નિવેદન બહાર પાડ્યું.

તા. ૩૦ અમદાવાદમાં બેરિસ્ટર સાવરકરના પ્રમુખપણા હેઠળ હિંદુ મહાસભા સંમેલન ભરાયું.

તા. ૩૧ કરાંચીમાં શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીના પ્રમુખપણા હેઠળ તેરમું સાહિત્ય સંમેલન ભરાયું.

## નાના ગૃહઉદ્યોગના વેપારીઓ માટે : અજમાવી જુઓ.

# કુમાર પરિપત્ર



કુમારનો પોષ (૧૯૯૪) અંક

પૂઠા પર શ્રી બળવન્ત ભટ્ટના 'આથમતી ઉત્તરાયણ'ના સૌંદર્યાત્મક ફોટોચિત્ર પછી મુખચિત્ર પર રજૂ થતું શ્રી રસિકલાલ પરીખનું ચિત્ર 'ફૂલિ-મહોત્સવ' એમની વરદ પીંછીનો એક અહ્લાદક નમૂનો હોઈ, આજ સુધીની એમની કલાપ્રતિષ્ઠાને સગ ચડાવે છે એમ સહેજે કહી શકાય.



અંદરની પ્લેટો પર પણ આ વખતે બે વિશિષ્ટ ફોટોચિત્રો પ્રગટ થાય છે.

અંકના ઉઘડતા પાને જ 'આયુષ્યની અણપ્રીછી મધુપ્રેરણા શી' ઉપાનું કૌમાર્-ના ભર્ગભર્યું દર્શન હરકોઈ કુમાર-આત્માને એમાંના દાર્શનિક અતિથિ જેટલો જ મુલકત બનાવી, તેનામા અનેરી મહત્ત્વાકાક્ષા જગવ્યા સિવાય નહિ રહે.



ત્યારપછી આવે છે ઇંગ્લૅંડે જેને 'spoilt child of the Empire'–સામ્રાજ્યનો વંઠેલ છોકરો ગણાવ્યો છે એ આયર્લૅંડના આજના સરમુખત્યાર ઍમન-દ વેલેરાનું ચરિત્ર. ફાંસીના સજામાંથી બચી, અનેક મુશ્કેલીઓ ઓળંગી, છ સદીઓથી ઇંગ્લંડની ધૂંસરી નીચે રહેલા પોતાના દેશને 'આયર'ને નામે તેણે ઇંગ્લંડને પડખે અને તેના કશા સબંધથી વિમુક્ત સ્વતંત્ર રાષ્ટ્ર તરીકે ઊભુ કર્યું છે આયરિશ પ્રજાને તેનામાં દેવ જેટલી શ્રદ્ધા છે. અને એને પણ પ્રજામા પૂરતો ઇતબાર છે એ કહે છે, 'મને શું જોઇએ છે એની મને નથી પડી; આયર્લૅંડની પ્રજાને શુ જોઈએ છે એ જ મારો મુખ્ય સવાલ છે.' જગતના અત્યારના સર-મુખત્યારો વચ્ચે અનોખી જ ભાત પાડતા આ સરમુખત્યારનુ ચરિત્ર ચૂકવા જેવું નથી જ.



આ સદીના વિજ્ઞાનીઓ એક અજબ વિજ્ઞાનની પરિપૂર્ણતા પાછળ મંડ્યા રહ્યા છે. એ વિજ્ઞાન તે 'ટેલીવિઝન' રેડીઓની મદદ વડે મુંબાઈમાં ગવાએલુ સંગીત કે ક્રિકેટ મૅચનું વર્ણન ઘેર આ પીતાં સાંભળવા મળે છે; પણ એની જોડે જો ટેલીવિઝન હોય તો ગાનારના હાવભાવ અને ક્રિકેટરે બાઉન્ડરી પર મારેલો ફટકો પણ તાદૃશ જોવા મળે. આ વિજ્ઞાન સંપૂર્ણતાએ પહોંચતાં આપણા જીવનમાં તે અભૂતપૂર્વ નવીનતાઓ આણી શકશે. આ અંકમાં એ ટેલીવિઝન પર ચિત્રો અને ઉદાહરણોથી ભરચક વિસ્તૃત લેખ આપેલો છે અને તે એના વિજ્ઞાનના આજ સુધીના વિકાસની જ નહિ, પણ એ વિકાસની શક્ય ભાવિ પ્રગતિની યે સ્પષ્ટ અને વિશદ માહિતી આપે છે.

'વીસમી સદીનાં પગલાં'માં હિંદને અને જગતને પાને અંકાએલી તવારીખની પગથાર જેવી તેની આજ સુધીની સાલવારી અંકિત થાય છે, જ્યારે 'જીવનનું પરોઢ'માં મહામના ગોખલેજીનું દક્ષિણ આફ્રિકાનું સ્વાગત આગળ લંબાય છે ડરબનના ટાઉન હૉલમાં એમણે આપેલા મુખ્ય ભાષણ વિષે લેખક લખે છે, 'હિંદીઓ ને ગોરાઓથી એ આખો વિશાળ ખંડ ચિક્કાર ભર્યો હતો એટલી ભીડ છતાં કોઇનો ખોંખારો સંભળાતો ન હતો સૌનાં આંખકાન ગોખલેજી પ્રત્યે એકાગ્ર થયાં હતાં. એમનુ ભાષણ ભાષણ ન હતુ, જાણે મંત્રપ્રવાહ હતો એકેએક બોલ સ્પષ્ટ, ગંભીર અને સાંભળનારાનું દિલ હલાવી

# [પ્રસ્થાન] કાર્યાલયનાં પ્રકાશનો

[...તકો મુંબઈ ઇલાકાના કેળવણી ખાતા તરફથી મંજુર થયેલાં છે.]

...ગા

૦-૨-૬
૦-૩-૦
૦-૪-૦
૦-૩-૦
૦-૬-૦
૦-૩-૦
[illegible] (નથી)
૦-૬-૦
૦-૩-૦
૦-૧૨-૦
૦-૪-૦
૦-૨-૬
૦-૮-૦
૦-૪-૦
૦-૨-૦
૦-૩-૦
૦-૩-૦
૦-૩-૦
૦-૩-૦
૦-૫-૦
૦-૫-૦
૦-૩-૦
૦-૮-૦
૦-૮-૦
૦-૧૦-૦
૦-૮-૦
૦-૮-૦
૦-૩-૦
૦-૮-૦
૦-૬-૦
૦-૧૦-૦
૦-૮-૦
૦-૮-૦
૦-૩-૦
૦-૬-૦
૦-૮-૦
૦-૮-૦
૦-૬-૦
૦-૧૨-૦
૦-૩-૦
૦-૬-૦
૦-૫-૦
૦-૮-૦

## લવાજમ

| | |
|---|---|
| પ્રસ્થાન માસિક | ૫-૦-૦ |
| કિશોર માસિક | ૪-૦-૦ |
| સરસ્વતી ગ્રન્થમાળા | ૨-૦-૦ |
| ટૉલ્સ્ટૉય ગ્રન્થાવલિ | ૬-૦-૦ |
| રવીન્દ્ર ગ્રન્થાવલિ | ૬-૦-૦ |
| બૃહદ્ ગ્રન્થાવલિ | છૂટક |

## પ્રસ્થાન

**પ્રસ્થાન એટલે પ્રગતિ**

### ટૉલ્સ્ટૉય ગ્રન્થાવલિ

| | |
|---|---|
| ×પ્રેમનો દંભ | ૧-૪-૦ |
| ×સ્ત્રી અને પુરુષ | ૧-૦-૦ |
| ×કથાવલિ ભા.૧ | ૧-૪-૦ |
| ×નવો અવતાર ભા.૧ | ૨-૪-૦ |
| ×નવો અવતાર ભા.૨ | ૨-૦-૦ |
| ×નવો અવતાર ભા.૩ | ૧-૦-૦ |
| ×દૃષ્ટિપરિવર્તન | ૧-૪-૦ |
| ×કથાવલિ ભા.૨ | ૧-૪-૦ |
| લગ્નસુખ | ૧-૪-૦ |

### રવીન્દ્ર ગ્રન્થાવલિ

| | |
|---|---|
| ×ઘરે-બાહિરે | ૨-૦-૦ |
| ×ચતુરંગ અને બે બહેનો | ૧-૪-૦ |
| નૌકાડૂબી | છપાય છે. |

### બૃહદ્ ગ્રન્થાવલિ

| | |
|---|---|
| એક ક્રાન્તિકારની આત્મકથા ભા.૧ | ૧-૪-૦ |
| એક ક્રાન્તિકારની આત્મકથા ભા.૨ | ૧-૪-૦ |
| ઈશ્વરનો ઇનકાર | ૧-૦-૦ |
| ×ગાતા આસોપાલવ | ૧-૮-૦ |
| ×દ્વિરેફની વાતો ભા.૨ | ૧-૪-૦ |
| ×ગીતામન્થન | ૧-૪-૦ |
| ×સત્યમય જીવન | ૦-૧૦-૦ |
| લગ્નપ્રપંચ | ૩-૮-૦ |
| શેષનાં કાવ્યો | ૨-૦-૦ |
| સ્વૈરવિહાર ભા. ૨ | ૧-૪-૦ |

### પ્રકીર્ણ પ્રકાશનો

| | |
|---|---|
| ×દ્વિરેફની વાતો ભા.૧ | ૧-૪-૦ |
| સ્વૈરવિહાર ભા. ૧ | ૧-૮-૦ |
| જીવનના દર્દ | ૧-૪-૦ |
| સુખન અને બીજી વાતો | ૧-૪-૦ |
| भारतपुण्यप्रवास | ૧-૦-૦ |
| ગાંધી મણિમહોત્સવાંક | ૧-૪-૦ |
| કયે રસ્તે ? | ૧-૮-૦ |
| રામ અને કૃષ્ણ [ત્રીજી આવૃત્તિ] | ૦-૮-૦ |
| બુદ્ધ અને મહાવીર [,,] | ૦-૬-૦ |
| ×ઘરગથ્થુ વૈદક | ૨-૦-૦ |
| ×દિનચર્યા | ૧-૮-૦ |
| ×સાબરમતી | ૧-૪-૦ |
| રંગીયાનું ઘડતર | ૨-૦-૦ |
| ભૂખમરાનો ઉપાય | ૨-૦-૦ |
| શહીદનો સંદેશ | ૧-૦-૦ |
| ×તમને એ નહિ સમજાય | ૦-૬-૦ |

*

| | |
|---|---|
| અસહકાર | ૨-૮-૦ |
| અપારણ્યમાં આંધીજી | ૧-૮-૦ |
| મહિશપ્રતાપ | ૧-૪-૦ |
| કારાવાસની કહાણી | ૦-૧૨-૦ |
| અનંતા | ૦-૮-૦ |

**પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ**

*

# सरस्वती  ग्रन्थमाला

વાર્ષિક પૃષ્ઠસંખ્યા ૭૦૦

લવાજમ હિંદમાં રૂા. ૨;
પરદેશમાં રૂા. ૩

### વર્ષ ૧ લું

વીર વલ્લભભાઈ ૦-૨-૬
રાનડેની વાતો ૦-૩-૦
અમેરિકાનું યુદ્ધ ૦-૪-૦
જાતકકથા સંગ્રહ ૦-૩-૦
ક્રાન્તિ ૦-૬-૦
ક્રાન્તિકારી લગ્ન ૦-૩-૦
૧૮૫૭ના બળવાની
બીજી બાજુ નથી
ઈટાલીનો મુક્તિયજ્ઞ ૦-૬-૦
ગરીબની હાય ૦-૩-૦

### વર્ષ ૨ જું

વીરની હાકલ ભા.૧ ૦-૧૨-૦
દારૂનિષેધ અને
સ્વરાજ ૦-૪-૦
બારડોલીની હિજરત ૦-૨-૬
ગાંધીકૃત્ય આશ્રમ ૦-૮-૦
પૂજારીને પગલે નથી
ગોરસદની વીરાંગના ૦-૨-૦
લાલ ટોપી નથી
અયોધ્યા ઓઢિયાં નથી
[illegible]તું હિંદ ૦-૩-૦

### વર્ષ ૩ જું

ચાર વર્ષ પછી નથી
[illegible]નું કમળ નથી
[illegible]પિયાનું ગાદ ૦-૫-૦
[illegible]ન્તિને પગલે ૦-૫-૦
[illegible]પીવિચારદોહન ૦-૮-૦
[illegible]ને ખાતર ૦-૩-૦

## આવકાર

ગુજરાતમાં ગ્રન્થમાળા તો ઘણી છે, પણ આટલી સસ્તી અને આવું સરસ વાચન પૂરું પાડનારી ગ્રન્થમાળા બીજી હજુ જોઈ નથી.

[ પુસ્તકાલય ] माहिलान्त

ગામડાંના લોકો રેલવેમાં વેચાતી સારી માઠી ચોપડીઓ વગર વિચાર્યે ખરીદે છે અને વાંચે છે તે કરતાં આવી ચોપડીઓ તેઓ વાચતા રહે તો કેવું સારું ? અમદાવાદ પ્રસ્થાન કાર્યાલયની સસ્તી ગ્રન્થમાળા ખાસ આ દૃષ્ટિએ જ યોજાયેલી છે. એના વિષયો થોડું ભણેલા લોકોને જ્ઞાન મળે એ ઢબથી પસંદ કરવામાં આવે છે અને કિંમત પણ રેલવેમાં વેચાતી કચરા જેવી ચોપડીઓ કરતાં સસ્તી હોય છે.

(બારડોલી સત્યાગ્રહ પત્રિકા) જુગતરામ દવે

"જાતિને જાગ્રત કરનારું સાહિત્ય દેશના યુવકો ઉપર ઓરખની પેઠે ફેંક્યા જવું, આંધળાની આંખો અને બહેરાના કાન ઉઘાડી નાખવા એ આ ગ્રન્થમાળાનું વ્રત છે."

નરસિંહભાઈ પટેલ

### વર્ષ ૪ થું

પરદેશી કાપડની
હરીફાઈ ૦-૮-૦
મારી કહાણી ૦-૮-૦
ચબૂતરો ૦-૧૦-૦
ક્રોયાભગતની
કડવી વાણી ૦-૮-૦
પ્રિન્સ બિસ્માર્ક ૦-૮-૦
કળિયુગ ૦-૩-૦

### વર્ષ ૫ મું

તૂટેલા તાર ૦-૮-૦
કન્યાને પત્રો ૦-૬-૦
જીવનચર્યા ૦-૧૦-૦
નૂતન રશિયામાં
ડોકિયું ૦-૮-૦
ચીનજાપાનની યાત્રા ૦-૮-૦
ગરીબાઈનો ગુનો ૦-૩-૦

### વર્ષ ૬ ઠું

બોલ્શેવિઝમ અને
બીજી વાતો ૦-૬-૦
લગ્ન કે પ્રપંચ ? ૦-૮-૦
દેવદાસ ૦-૮-૦
સામ્યવાદ અને
સર્વોદય ૦-૬-૦
ચાદીનો સંદેશ ૦-૧૨-૦
કાગવા ૦-૩-૦

## સાતમું વર્ષ ચાલે છે. તમારું નામ નોંધાવો.

[illegible]ર્ષ ૭ મું: આપણો આહાર ૦-૬-૦ સ્ત્રી-પુરુષ-મર્યાદા ૦-૫-૦ ગિરિરાજ આબુ ૦-૮-૦

# ઉન્નત રાષ્ટ્ર ગ્રંથાવલિ

(આ ગ્રંથાવલિના વર્ષની શરૂઆત ઓગસ્ટ ૧૯૩૭થી ગણ થાય છે.)

આ માળાના પહેલા વર્ષમાં પ્રગટ થનાર ચાર પુસ્તકો—

## પરાધીન રશિયા

[પ્રગટ થયું છે]

રશિયા—તેની ઉત્પત્તિ અને રાજતંત્રની શરૂઆતથી માંડીને ૧૯૧૪ના યુરોપીય મહાવિગ્રહ સુધીમાં રશિયાની રાજક્રાંતિ અને સામાજિક પરિવર્તનોનો પ્રમાણભુત ઇતિહાસ આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે.

સુંદર આકર્ષક બેરંગી પુંઠું, પૃષ્ઠ ૨૨૮ કિંમત રૂપિયો દોઢ

દશ ફોટોગ્રાફ અને નકશા સાથે



## સ્વાયત્ત રશિયા

ઉપરના પુસ્તકના અનુસંધાનમાં—

ઝાર યુગથી બાકી રહે છે ત્યાંથી હાલના બોલ્શેવિક અને ટ્રોટસ્કીની દેશનિષ્કાન્ત સુધીનો સમગ્ર પરિચય આપતું ઇતિહાસનું આ પુસ્તક છપાય છે સુંદર આકર્ષક બેરંગી પુંઠું નકશો—જાણીતી વ્યક્તિઓના ફોટોગ્રાફ સાથે.

થોડા વખતમાં પ્રગટ થશે

## સ્વાધીન જાપાન

જાપાન બેટમાં વસ્તીની શરૂઆત થઈ ત્યારથી માંડીને અત્યારે જગતમાં સામી છાતીએ આગળ ઉભેલુ જાપાન કઈ રીતે આગળ આવ્યુ તેની ઉન્નતિનો સપ્રમાણ ઇતિહાસ આંકડા-ફોટાચિત્રો તથા નકશાઓ સાથે છપાય છે.



## સ્વતંત્ર જર્મની

ઈ સ ની બીજી સદીથી ચાલ્યા આવતા જુદા જુદા નાનકડા રાજ્યોના મણકા એકત્ર થઈ જર્મની બન્યુ અને કૈઝર અને હીટલરની સત્તા નીચે તેણે જે ભોગવ્યુ અને જગતને કરી બતાવ્યુ તેનો સરળ ભાષા, સુન્દર શૈલી અને સપ્રમાણ હકીકતથી ભરપુર સચિત્ર ઇતિહાસનુ પુસ્તક છપાય છે.

આ ગ્રંથાવલિના ગ્રાહક થવા માટે નિયમો મંગાવો.

જીવનલાલ અમરશી મહેતા, પીરમશા રોડ, અમદાવાદ.

જીવનલાલ એન્ડ સન્સ, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ-૨.



# ફ્રિજિડેઅર વિનાનું ગૃહ સંપૂર્ણ સજ્જિત નથીજ.

૧૯૩૭ના નવા ફ્રિજિડેઅર્સ આ વર્ષના સર્વોત્તમ રેફ્રિજરેટર્સ છે. તેમાં બીનહરીફ સૌન્દર્ય છે—ડીઝાઈનમાં મોડર્ન છે અને છતાં ગમે તે ટાઈપના રૂમમાં ભળી જાય એટલું સરળ અને છતાં ભવ્યતાવાળું છે—અને ઉપયોગિતામાં તો તેની તપાસ પછી જ તમને ખાત્રી થશે. ઈન્સ્ટન્ટ આઈસ ક્યુબ રીલીઝ, ફુડ સેફ્ટી ઈન્ડીકેટર, વધુ જથ્થા માટે જગા વગેરેની સગવડ તેમાં સમાએલી છે જ અને વીજળીનો ખર્ચ તો એટલો નજીવો આવે છે કે નહિ જેટલો જ. શોરૂમ ઉપર પધારી પ્રત્યક્ષ જોવા અમારી આપને સાગ્રહપૂર્વક વિનતી છે.

**કિંમત રૂ. ૫૦૦/–થી**

**મહિને રૂ. ૧૩ના ભાડાથી પણ અપાય છે: ઓછામાં ઓછા છ મહિના માટે.**

ડિસ્ટ્રીબ્યુટર

ફોન નં ૨૨૨૪ **ધી બોમ્બે ગેરેજ** મિરજાપુર રોડ અમદાવાદ

# અનુક્રમણિકા

પુ. ૨૫ પોષ : ૧૯૯૪ અંક ૩




લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૭॥ છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે: ખમાસા ચોકી: અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ. આદિત્ય મુદ્રણાલય : રાયખડ રોડ : અમદાવાદ.
તા. ૨૨-૧-૩૮

'કિશોર' મુંબઈ ઇલાકાના કેળવણીખાતા તરફથી મંજૂર થયું છે.
'કિશોર' વેસ્ટર્ન ઇન્ડિયા સ્ટેટ્સ એજન્સીમાં શાળાઓ માટે મંજૂર થયુ છે
'કિશોર' વડોદરા રાજ્યની વિદ્યાધિકારી કચેરી તરફથી મંજૂર થયુ છે

# બે વર્ષ પૂરાં કરી 'કિશોરે' ત્રીજા વર્ષમાં પ્રવેશ કર્યો છે.

અનેકવિધ સાહિત્ય અને સુંદર ચિત્રોથી સમૃદ્ધ, ગુજરાતના કિશોર વિદ્યાર્થીઓનું માસિક

ઓછું ભણેલી બહેનોને જુદાજુદા વિષયોનું સામાન્ય જ્ઞાન મળી રહે એવી સામગ્રી આપતું માસિક

# 卐 કિશોર 卐

તંત્રી : નગીનદાસ પારેખ

આવકાર

"કિશોર માસિક મને ખૂબ ગમી ગયું છે એટલું બધુ ગમ્યુ છે કે ... રાજ્યના પુસ્ત...લયોનુ બજેટ મંજૂર કરવાની તક મને મળી હોત તો રાજ્યના ઘણા પુસ્તકાલયોમા 'કિશોર' માસિક દાખલ કરી દીધુ હોત × × માસિક માટે મારાથી બનતું કરીશ"

શ્રી મોતીભાઈ અમીન
વડોદરા

' × × મને તો એક શિક્ષક તરીકે આ કક્ષાનુ બીજુ કોઈ સામયિક નથી માલમ પડ્યુ બીજા વધુ પડતા છીછરા કે વધુ પડતા ગભીર છે, જ્યારે આ વિદ્યાર્થીને જોઈએ તેવુ જ છે 'સાહિત્ય પાઠાવલિ'ની યોજનાને અંગે મેં આપણા બધા માસિકો ઠીકઠીક ઉથલાવ્યા છે, અને મને તો એમ લાગ્યુ છે કે 'કિશોર' પાસે એટલુ વૈવિધ્ય છે કે પાચ સાત વર્ષે કોઈ નવો સંગ્રાહક નીકળશે તો તેને પોતાના સંગ્રહનુ નામ 'કિશોર પાઠાવલિ' કે એવુ જ રાખવુ પડશે. એટલા બધા પાઠો તેને 'કિશોર'માથી લેવા પડશે વિદ્યાર્થીઓ સમજે એવી ભૂમિકા ઉપર એનું લખાણુ વિહરે છે છતા તેના સાહિત્યગુણ તેણે બરાબર જાળવી રાખ્યા છે, એટલે મને તો આનંદ સાથે ગર્વ પણ થાય છે × × × હું તમને સતત રીતે મારાથી બનતી બધી મદદ કરીશ × ×"

ઝીણાભાઈ રતનજી દેસાઈ [સ્નેહરશ્મિ]
પ્રિન્સિપાલ જી પી હાઈસ્કૂલ વિલેપારલે

"× × એની ભાતભાતની વાનીઓ વિદ્યાર્થી વર્ગની જુદી જુદી જરૂરિયાતો અગર ઇચ્છા પરિપૂર્ણ કરે એમ છે અને તેથી આખાય વિદ્યાર્થી વર્ગને એ પ્રિય થઈ પડશે જ, એ નિ:શંક બાબત છે મારા જેવા વિદ્યાર્થી-શિક્ષકને પણ એમાથી ખૂબ ખૂબ રસ અને આનંદ મળે છે મને તો પૂરતી ખાત્રી છે કે તમારુ આ નવીન માસિક દરેકે દરેક બાળક જોડે પ્રિય થઇ પડશે

શ્રી શંકરપ્રસાદ શુક્લ
પ્રિન્સિપાલ ફેલોશિપ સ્કૂલ મુંબઈ

તમે પણ ગ્રાહક થઈ અમારા આ સાહસને ઉત્તેજન આપશોજી.

લવાજમ હિંદમાં રૂા ૪) પરદેશમાં રૂા ૬)

**કિશોર કાર્યાલય : પારસી અગિયારી સામે : અમદાવાદ.**

ત્રીજા વર્ષના ગ્રાહક થનારને પહેલા તથા બીજા વર્ષના બન્ને અંકો અડધી કિંમતે મળશે.

પુસ્તકોની સંપૂર્ણ યાદી આ અંકમાં અન્યત્ર છાપી છે. લહાણી માટે ખાસ ભાવે મળશે. પુછાવો

---

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૨૫ પોષ • ૧૯૯૪ અંક ૩

# વિશ્વપ્રણેતા પ્રતિ

પતીલ

: અંડ :
[ શાર્દૂલવિક્રીડિત ]

(૧)
ફાડી પત્થર પ્હાડના વચ તણા,
આવેલા વનમાંહ્ય નિર્દય ઘણા
બૂરા જ્યાંય બનાવની હતી મણા
નાના રહેલી કશી,
એવા જીવનમાં હશે કયમ વૃથા ગંગા સદાની વસી?

(૨)
થાકી જાતી છતાં પ્રવાસ કરતી,
જોતી ઓટ અનેક તેમ ભરતી;
પાછાં પાદ છતાંય ના જ ધરતી
ખોતી ન કેમે દિશા,
જોતા જેહ વિષે સુખો દિવસ ને જોતી સુખો કૈં નિશા.

(૩)
શંકે હૈયું કરે સવાલ વસમા
છીપી છે શકી જેહની તરસ ના,
સાંખી તાપ ગયા ઘણા વરસના,
"ક્યાં એ કરે છે ગતિ?"
આવે ત્યાંય જવાબ ભેદુ સહસા, "વિશ્વપ્રણેતા પ્રતિ."

# રાજકીય નોંધો

'નિરીક્ષક'

[ આપણા સાહિત્યમાં આપણા દેશના અને દુનિયાના રાજ્યપ્રકરણનો અભ્યાસ કરનાર ઘણા ઓછા છે. તે સ્થિતિમા આ યુવન લેખકના લેખો ધ્યાન ખેંચે એવા છે. તેઓ દુનિયાના રાજ્યપ્રકરણનો અભ્યાસ કરે છે અને તે સાથે આપણી રાજકીય સ્થિતિનો નિકટ અને વહેવારુ પરિચય પણ ધરાવે છે, એ એમના લેખો ઉપરથી જણાયા વિના રહેશે નહિ. પ્રસ્થાનતંત્ર ]

## મંદીનાં પગરણ

ગયા માસની નોંધમાં મેં આગામી જગતવ્યાપી મંદીનાં ચિન્હોનો ઉલ્લેખ કર્યો હતો. આ માસમાં બ્રિટિશ અને અમેરિકન પત્રોમાં આગામી મંદીનાં ચિન્હોની વધારે સાબિતી જોવા મળે છે. છેલ્લા ચાર માસથી દુનિયાના બે મુખ્ય ઉદ્યોગપ્રધાન દેશો, ગ્રેટબ્રિટન અને યુ. એસ. એ.માં છેલ્લાં વરસોમાં આવેલી ઔદ્યોગિક તેજીની ભરતીનાં પાણી ઓગરતાં હોય એમ લાગવા માંડ્યુ છે. અને ગ્રેટબ્રિટન અને યુ. એસ. એ. બંને મહત્ત્વના ઔદ્યોગિક દેશો હોવાથી દુનિયાની સામાન્ય વ્યાપારવ્યવસ્થા ઉપર ત્યાંની તેજી મંદીની ભારે અસર પડે છે.

હજી આવતી મદીનાં ચિન્હો એટલાં સ્પષ્ટ નથી. હમણાં જ મિડલેન્ડ બૅંકના ચેરમેન મિ. મેકકેનાએ પોતાના એક ભાષણમાં જાહેર કર્યું છે કે ઇંગ્લૅંડમાં તેજીનો ગાળો પૂરો થયો નથી અને હાલ મદીની વાતો અસ્થાને છે. બ્રિટિશ કેબિનેટના પ્રધાનો પણ હમણાં વારાફરતી એ જ જાતની જાહેરાતો કરે છે. આજે ઇંગ્લેંડ અને બીજા યુરોપિયન દેશોમાં તેજી માલમ પડે છે એનું મુખ્ય કારણ એ દેશોએ મોટા પ્રમાણમા શરૂ કરેલ શસ્ત્રીકરણની 'રેસ' છે. હમણાં જ બહાર પડેલ 'લીગ ઓફ્ નેશન્સ વર્લ્ડ આર્મામેન્ટ યિઅર બુક'માં આપેલા આંકડા એ જ બતાવે છે. દા. ત., ૧૯૩૨માં શસ્ત્રીકરણ પાછળ દુનિયાના દેશોનો કુલ ખર્ચ ૩૨૦૦,૦૦૦,૦૦૦ ડૉલર હતો. ૧૯૩૬માં એ વધીને ૫૮૦૦,૦૦૦,૦૦૦ ગોલ્ડ ડૉલર થયો; અને ૧૯૩૭માં ૭૧૦૦,૦૦૦,૦૦૦ ગોલ્ડ ડૉલર એટલે ૨૪૦૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ એટલે ૩૧૮૦૦ ૦૦૦,૦૦૦ રૂપિયા હતો! ૭૧૦૦,૦૦૦,૦૦૦ ગોલ્ડ ડૉલરના કુલ ખર્ચમાં યુરોપનો ફાળો ૪૫૦૦,૦૦૦,૦૦૦ ડૉલર એટલે દુનિયાના કુલ લશ્કરી ખર્ચનો ૬૩·૪% હતો.

હજી ચાલુ વરસે જગતનો લશ્કરી ખર્ચ વધીને ૮૦૦૦,૦૦૦,૦૦૦ અને ૯૦૦૦,૦૦૦,૦૦૦ ગોલ્ડ ડૉલરની વચ્ચે થાય એવું લાગે છે. હજી ગયે મહિને જ હાઉસ ઑવ્ કૉમન્સમાં બ્રિટિશ પ્રધાનમંડળના સભ્ય સર થોમસ ઇંચકીપે જાહેર કર્યું હતું કે ગંજાવર શસ્ત્રીકરણના કાર્યક્રમને લીધે ઔદ્યોગિક મંદી કે નિરાશાને જરા પણ સ્થાન રહેતું નથી. એમના જણાવ્યા પ્રમાણે ૧૯૧૩માં બ્રિટનનો લશ્કરીખર્ચ ૭૭,૦૦૦,૦૦૦ પાઉન્ડ હતો, ૧૯૨૪માં ૧૧૩,૦૦૦,૦૦૦ પાઉન્ડ અને ૧૯૩૬–૩૭માં એ વધીને ૨૭૮,૦૦૦,૦૦૦ પાઉન્ડ થયો હતો. જ્યારે ૧૯૩૮–૩૯માં બ્રિટન બચાવને અંગે ૩૪૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ ખર્ચ કરશે.

આટલા મોટા પ્રમાણમાં જ્યારે શસ્ત્રીકરણ થઈ રહ્યું હોય ત્યારે એ સહજ છે કે એની અસર બધા ઉદ્યોગો ઉપર તેજીની પડે. આમ છતા હવે એની મર્યાદા પૂરી થઈ જતી લાગે છે. ગયા ઓગસ્ટ માસથી બ્રિટનમા બેકારોની સંખ્યામાં વધારો થઈ રહ્યો છે. નવેંબરમાં, ઑક્ટોબર માસ કરતાં બેકારોની સંખ્યામાં ૧૦૮૯૫૪નો વધારો થયો, ઑક્ટોબરમાં આગલા માસ કરતાં ૫૧૦૦૦નો વધારો હતો જે એનાથી આગલા માસના પ્રમાણમાં ૩૦,૦૦૦નો વધારો બતાવે છે. ડીસેમ્બરના આંકડા હજી બહાર પડયા નથી પરતુ એમ લાગે છે કે નવેંબરના આંકડામાં એ જંગી વધારો બતાવશે.

## યુ. એસ. એ.ની પરિસ્થિતિ

યુ. એસ. એ.માં બ્રિટનના કરતાં મદીની અસર વધારે ઝડપી થતી જાય છે. જબરી ઔદ્યોગિક કંપનીઓના શેરોની કિંમતમાં ભારે ઘટાડો થઈ રહ્યો છે અને 'ન્યૂયોર્ક હેરાલ્ડ ટ્રીબ્યૂન' (૨૫-૧૦-૩૭)માં જણાવેલા આકડા પ્રમાણે શેરોની કિંમત ઘટી જવાને કારણે શેર હોલ્ડરોને ઑક્ટોબરની ૨૫ સુધીમાં ૨૫,૦૦૦,૦૦૦,૦૦૦ ડૉલરની નુકસાની લાગી હતી! માલનો ઉપાડ ઘટી જવાને લીધે ઉત્પાદન પણ ઘટવા માંડ્યુ છે અને માલનો જથ્થો વધવા માડ્યો છે. માલના જથ્થાના નીચેના આંકડા ઉપરથી એ સ્પષ્ટ માલમ પડશે.

માલનો જથ્થો (૧૯૨૩-૨૫=૧૦૦)

| | ૧૯૩૬ | ૧૯૩૭ | |
|---|---|---|---|
| | ઑગસ્ટ | મે | ઑગસ્ટ |
| ઔદ્યોગિક માલ | ૧૦૦ | ૧૦૭ | ૧૧૦ |
| કાચો માલ | ૧૧૩ | ૯૩ | ૧૧૬ |
| ધાતુઓ | ૯૩ | ૭૦ | ૧૧૫ |
| રાસાયણિક વસ્તુઓ | ૧૨૨ | ૧૪૪ | ૧૪૫ |
| કુલ | ૧૦૦ | ૯૯ | ૧૧૪ |

ઉપરના આંકડા ઉપરથી માલમ પડે છે કે ૧૯૩૭ના મે માસના કરતાં ઓગસ્ટ માસમાં માલના કુલ જથ્થામાં લગભગ ૧૪ ટકાનો વધારો થયો છે. અને આ આંકડા તો ઓગસ્ટ સુધીના છે. ડીસેમ્બરના આકડા બહાર પડશે ત્યારે સહેજે જથ્થાનો વધારો વીસ ટકાએ પહોંચી ગયો હશે ત્રાંબાનો સ્ટૉક સપ્ટેમ્બરમાં ૧૪૪,૦૦૦ ટન હતો તે વધીને ૧૮૨,૦૦૦ થયો છે અને વપરાશ એ જ મહિનાઓમાં ઘટીને ૬૬,૦૦૦ ટનથી ૪૫,૦૦૦ ટન થઈ ગઈ છે. લોખંડના ઉદ્યોગોની ઉત્પાદક શક્તિના ૮૪ ટકા ઓગસ્ટ માસમાં કામમાં લેવાયા હતા, એ નવેંબરમાં ઘટીને ૩૬ ટકા આવી ગયા છે.

## ૧૯૩૮ માં

૧૯૩૬ના વર્ષમાં લગભગ આખી દુનિયામાં ઔદ્યોગિક તેજીનાં પાણી ચઢતાં હતાં. ૧૯૩૭નુ વર્ષ પણ એ જ રીતે શરૂ થયું. પરંતુ એ વર્ષના બીજા હમામાં તેજીનો ચઢાવ ધીમો પડવા માંડ્યો અને ઓગસ્ટ માસથી રીતસર ઔદ્યોગિક મંદવાડ શરૂ થયો. 'ટાઈમ્સ આવ ઇન્ડિયા'ના શબ્દોમાં કહીએ તો "૧૯૩૭નુ વર્ષ ઉજ્જવલ આશાઓથી શરૂ થયું. એનીની પેદાશની ચીજોની કિંમત વધારેમાં વધારે ઊંચાઈએ પહોંચી; પણ એ વર્ષના છેલ્લાં અર્ધવાર્ષિક

ગાળામાં એનો પ્રવાહ ઊતરવા લાગ્યો. ઑગસ્ટના અંતથી નવેંબરની શરૂઆત દરમ્યાન 'ઇકૉનૉમિસ્ટ'ના કાચી વસ્તુઓની કિંમતના 'ઇન્ડેક્સ' પ્રમાણે ૧૦ ટકાનો ઘટાડો થયો.

આમ જે 'ઉજ્જવલ આશાઓ'થી ૧૯૩૭નું વર્ષ શરૂ થયું હતું એટલી જ ઝાંખી અને ફોગટ આશાઓથી ૧૯૩૮નું વર્ષ શરૂ થાય છે.

આખી દુનિયામાં આજે ખેતીની પેદાશ અને કાચી વસ્તુઓના ભાવ ઘટતા જાય છે. આર્થિક મંદીની શરૂઆત આ રીતે જ થાય છે. પ્રથમ, કાચી વસ્તુઓના ભાવ ગગડે એટલે એ વસ્તુઓ પેદા કરનાર દુનિયાની મોટા ભાગની વસ્તીની ખરીદશક્તિ એટલા પ્રમાણમા ઓછી થાય. જેટલા પ્રમાણમાં બહુજન સંખ્યાની ખરીદશક્તિ ઘટે એટલા પ્રમાણમાં ઔદ્યોગિક પેદાશની વસ્તુઓની માંગ ઓછી થાય. કારખાનાંઓનાં ગોડાઉનો ને વેરહાઉસીઝમાં તૈયાર માલનો સ્ટૉક વધવા માડે સ્ટૉક વધવા માંડે એટલે સેંજે ઉદ્યોગપતિઓ કયાં તો એની કિંમતમાં ઘટાડો કરે, માલનુ ઉત્પાદન કમતી કરે કે બન્ને કરે. બીજી બાજુ 'રેશનલાઈઝેશન'ની પદ્ધતિથી યંત્રોને ઑટોમૅટિક બનાવવાની પ્રક્રિયા તો ચાલુ જ હોય I મજૂરોને ઉપલા કારણોસર બેકાર થવું પડે છે.

ઇંગ્લૅંડ અને અમેરિકામા છેલ્લા મહિનાઓમાં બેકારોની સંખ્યામાં થતો વધારો એ જ સૂચન કરે છે. બેરોજ મજૂરોની ખરીદશક્તિ ઘટવાને લીધે પણ માલની માંગ ઓછી થાય. આમ આખુ ઝેરી કૂંડાળુ ચાલ્યા કરે છે.

## હિંદ ઉપર અસર

ગઈ આર્થિક મંદીએ હિંદી આમજનતાની ખરીદશક્તિ લગભગ ૪૦ થી ૫૦ ટકા કમતી કરી નાખી હતી. ઘઉં, રૂ, તેલીબીયાં અને શણના ભાવો અસાધારણ રીતે પડી ગયા હતા. શણ અને રૂના ભાવો ઘટવાની સાથે એ પકવનાર ખેડૂતોની આવકમાં છેલ્લાં વરસોમાં કેટલી વધઘટ થઈ હતી એ નીચેના આકડાઓ ઉપરથી જોઈ શકાશે.

| | શણની પેદાશ | ૪૦૦ પાઉંડની ગાંસડીની શરા કિંમત | નિકાશ થતા શણની કિંમત |
|---|---|---|---|
| | ગાંસડી લાખમાં | રૂ. આ. પા. | કરોડ રૂપિયામાં |
| ૧૯૨૫-૨૬ | ૯૦ | ૧૨૪-૨-૧૦ | ૯૬·૭૮ |
| ૧૯૨૬-૨૭ | ૧૨૩ | ૮૩-૫-૯ | ૭૯·૯૮ |
| ૧૯૨૭-૨૮ | ૧૧૩ | ૭૩-૮-૪ | ૮૪·૮૨ |
| ૧૯૨૮-૨૯ | ૧૦૭ | ૭૬-૧૩-૯ | ૮૯·૨૫ |
| ૧૯૨૯-૩૦ | ૧૦૫ | ૬૬-૧૧-૨ | ૭૯·૧૦ |
| ૧૯૩૦-૩૧ | ૧૦૭ | ૪૨-૯-૦ | ૪૪·૭૪ |
| ૧૯૩૧-૩૨ | ૬૫ | ૩૮-૩-૮ | ૩૨·૧૧ |
| ૧૯૩૨-૩૩ | ૮૬ | ૨૯-૧૦-૯ | ૩૨·૦૦ |
| ૧૯૩૩-૩૪ | — | ૩૦-૭-૩ | ૩૨·૩૦ |
| ૧૯૩૪-૩૫ | ૭૨ | ૩૫-૬-૬ | ૩૨·૩૦ |
| ૧૯૩૫-૩૬ | ૮૭ | ૩૨-૮-૯ | ૩૭·૧૮ |

રૂ ઉગાડનાર ખેડૂતોની આવકમાં પણ કિંમતમાં ભારી ઘટાડો થયા કરવાને લીધે ખાધ પડતી રહી છે. 'ફિનાન્શ્યલ ન્યૂઝ'ના આકડા પ્રમાણે છેલ્લાં કેટલાંક વરસોમાં હિંદમાં પેદા થતા રૂની કિંમત નીચે બતાવ્યા પ્રમાણે ઘટતી રહી છે.

| | હિંદી રૂની કિંમત રૂપિયામાં | | હિંદી રૂની કિંમત રૂપિયામાં |
|---|---|---|---|
| ૧૯૨૨–૨૩ | ૧૧૨૬૬૦૦૦૦૦ | ૧૯૩૦–૩૧ | ૪૨૫૬૦૦૦૦૦૦ |
| ૧૯૨૩–૨૪ | ૧૩૧૮૯૦૦૦૦૦ | ૧૯૩૧–૩૨ | ૩૫૨૦૦૦૦૦૦ |
| ૧૯૨૪–૨૫ | ૧૨૫૧૧૦૦૦૦૦ | ૧૯૩૨–૩૩ | ૪૫૦૬૦૦૦૦૦ |
| ૧૯૨૫–૨૬ | ૯૮૭૫૦૦૦૦૦ | ૧૯૩૩–૩૪ | ૫૦૯૦૦૦૦૦૦ |
| ૧૯૨૬–૨૭ | ૬૧૮૧૦૦૦૦૦ | ૧૯૩૪–૩૫ | ૫૧૫૮૦૦૦૦૦ |
| ૧૯૨૭–૨૮ | ૯૭૪૯૦૦૦૦૦ | ૧૯૩૫–૩૬ | ૬૩૫૭૦૦૦૦૦ |
| ૧૯૨૮–૨૯ | ૮૫૯૮૦૦૦૦૦ | ૧૯૩૬–૩૭ | ૬૯૬૧૦૦૦૦૦ |
| ૧૯૨૯–૩૦ | ૫૯૩૦૦૦૦૦૦ | | |

ગયે વરસે રૂના ભાવોમા અસાધારણ ઘટાડો થવા પામ્યો હતો. ગયા વર્ષના ભાવો આ વરસે વધવા સંભવ નથી આ વર્ષમાં રૂનો પાક શ્રી ચુનીલાલ મહેતાની ગણતરી પ્રમાણે ૬૮ લાખ ગાંસડી થવા સંભવ છે હાલની કિંમત પ્રમાણે એની કિંમત ૪૧ કરોડ રૂપિયા થાય. આમ એક જ વર્ષમાં ભાવની વધઘટને લીધે રૂ ઊગાડનાર ખેડૂતોને ૩૦ કરોડની ખોટ ખમવી પડવાની બીજા શબ્દોમા કહીએ તો એ ખેડુતોની ખરીદશક્તિ આ વરસે ગયા વર્ષના કરતાં ૩૦ કરોડ ઓછી હોવાની વત્તાઓછા પ્રમાણમા ખેતીની પેદાશની ચીજોના ભાવ ઘટતા જવાના તેલીબિયાં અને શણના ભાવો પણ ફરી ઊતરવા લાગ્યા છે.

* * *

## ભૂખમરાનું પ્રાંતિક સ્વરાજ

નવા બંધારણ હેઠળનું પ્રાંતિક સ્વરાજ આમજનતાની આ નિઃસહાય દશામાં કંઈ ફેરફાર કરી શકે છે? કોંગ્રેસ પ્રધાનમંડળોની ગમે તેટલી સુધારક યોજનાનાં સ્વપ્નાં બંધારણની મર્યાદા હેઠળ સફળ નહિ થઈ શકે જ્યાં સુધી હિંદી પ્રજાને આર્થિક સ્વરાજ નહિ મળે ત્યાં સુધી ભૂખમરો, બેકારી, વધારે પડતી જનસખ્યાની વૃદ્ધિ, ઔદ્યોગિક પાંગળાપણું, નિરક્ષરતા, અનારોગ્ય, પ્રજાવ્યાપી ક્ષેમશક્તિનો અભાવ વગેરેમા જરૂરી ઝડપે ને નોંધવા યોગ્ય સુધારો થઈ શકે એમ છે જ નહિ. મૂળગત બાબતોમા જ્યાં સુધી દેશનાં આર્થિક હિતો સામ્રાજ્યવાદીઓના હાથમા ગીરે મૂકાયેલાં પડયા છે ત્યા સુધી જનકલ્યાણની મોટી યોજનાઓની સફળતા શકય જ નથી. આજે સમસ્ત હિંદી અર્થવ્યવસ્થા યોજનાબદ્ધ પુનર્ઘટન માગે છે. જબરદસ્ત યાંત્રિક ઉદ્યોગોનો વિકાસ, મોટા પાયા ઉપર શાસ્ત્રીય ઢબની ખેતી, દશ વર્ષમાં નિરક્ષરતાની નાબૂદી, શહેરો ને ગામડાઓમાં ઠેર ઠેર સોંઘી ઈલેક્ટ્રીસિટી પ્રાપ્ય કરવી, દેશના ખૂણા ખૂણાને નિશાળ ને પાકા રસ્તાઓથી જોડી દેવા, ઔદ્યોગિક ને ખેતીની પેદાશ ત્રણથી ચાર ગણી વધારી મૂકવી, વિશાળ નહેરોથી ગામડાંની ખેતીને આબાદ કરવી, રોગ નિવારણ ને સુખાકારીની યોજનાઓ, મોટા પ્રમાણની હાઉસીંગ યોજનાઓ વગેરે પ્રાંતિક સ્વરાજ કે ફેડરેશન મારફત શકય છે? પાંચ કે દશ વર્ષમા હિંદી પ્રજાની આવક બેવડી કરી શકાય એવી એકાદ યોજનાની થોડીશી સફળતાને નવા બંધારણના ખૂણાખાંચરામા યે અવકાશ છે? જે રીતે આજે ખુદ બ્રિટનમાં ખેડૂતોને પગભર

આમ બંધારણીય રસ્તે હિંદ રાજકીય કે આર્થિક સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી શકે એવો કોઈ પણ માર્ગ નવા કાનૂનમાં નથી. હવે હિંદના પ્રજાકીય વિકાસ ને મુક્તિ માટે રાજકીય ને આર્થિક સ્વાતંત્ર્ય મેળવવું ઇષ્ટ હોય તો એટલું સ્પષ્ટ થાય છે કે એ બંધારણની મારફત કે અંદર રહીને નહિ પણ બંધારણથી બહારને રસ્તે જ શક્ય છે.

## ફેડરેશનનું ઝેર

નવા બંધારણનો પ્રાંતિક ભાગ તો ગયા વર્ષના એપ્રિલથી અમલમાં આવ્યો. પ્રજાના ગમે તેટલા વિરોધ છતાં એ ભાગ અમલમાં મૂકાયો. એ વખતે બ્રિટિશ સત્તાધીશોને હિંદી પ્રજામતને માન આપવાનો થોડોયે ઇરાદો હોત તો બંધારણનો વિરોધ પ્રજાનો કેટલો ભાગ કરે છે એ જાણવા માટે એમણે પ્રજાનો સર્વસામાન્ય મત માગ્યો હોત. ઇંગ્લેંડમાં હજી બે વર્ષ ઉપર જ એ રસમ ઉપર પ્રજાકીય મતની માગણી થઈ હતી. 'પ્રાંતિક સ્વરાજ' અમલમાં મૂકતી વખતે જો હિંદી સરકારે પ્રજાનો સર્વસામાન્ય મત—General Referendum—લીધો હોત તો જરૂરથી કહી શકાય કે પ્રજાના ૭૦ થી ૭૫ ટકાએ વિરોધી મત જ આપ્યા હોત. આટલા મોટા ભાગનો વિરોધ હોવા છતાં બંધારણ ઠોકી બેસાડવામાં આવે છે એ જ બતાવે છે કે હિંદી જનતાને પ્રજાકીય સર્વોપરિતા જેવું છે જ નહિ.

આ વચ્ચે નવા બંધારણનો ઝેરીમાં ઝેરી ભાગ ફેડરેશન દાખલ કરવાની વાતો નક્કી થઈ ગઈ છે. એમાં બ્રિટિશ હિંદી પ્રાંતો ઉપરાંત લગભગ સાતસો જેટલા દેશી રજવાડાંને જોડીને હિંદની એક સમૂહસરકાર ઊભી કરવામાં આવશે. દેશીરાજની સાત કરોડની પ્રજાને એક પણ પ્રતિનિધિ મોકલવાનો એમાં હક્ક નથી. ફેડરલ લેજિસ્લેટિવ ઍસેમ્બ્લીની ૩૭૫ બેઠકોમાંથી ત્રીજા ભાગની બેઠકો આપખુદ રજવાડાંઓને આપવામાં આવી છે. આ આપખુદોના પ્રતિનિધિઓને બ્રિટિશ હિંદી પ્રાંતોના સમસ્ત મધ્યસ્થ વહીવટી કારોબારમાં ડખલ કરવાનો હક્ક રહેશે; જ્યારે બ્રિટિશ હિંદના ૨૫૦ પ્રતિનિધિઓને રજવાડી પ્રદેશોના 'આંતરિક કારોબાર'માં (પછી એ ગમે તેવો આપખુદીભર્યો ને પ્રગતિવિનાશક હોય) હાથ નાખવાનો નહિ હોય. આ સાથે બ્રિટિશ હિંદની ૨૫૦ બેઠકોમાં ૮૨ મુસ્લિમો માટે, ૭ જમીનદારો માટે, ૮ યુરોપિયનો માટે અને ૪ ઍંગ્લો-ઇંડિયનો માટે અનામત રાખવામાં આવી છે. આમ ૧૦૧ બેઠકો કોમવાદી મુસ્લિમો, પ્રગતિવિરોધી જમીનદારો ને હિંદી સ્વાતંત્ર્યના કટ્ટા વિરોધી શાહીવાદી યુરોપિયનો ને ઍંગ્લો-ઇંડિયનો રોકશે. કોમવાદ, જમીનદારવાદ, આપખુદવાદ, શાહીવાદ, રાષ્ટ્રવાદ ને પ્રજાતંત્રવાદના કોઈ અદ્ભુત મિશ્રણ સમું હિંદી ફેડરેશનનું કલેવર હશે. હિંદી ફેડરલ એસેમ્બ્લીમાં રાષ્ટ્રવાદ ને શાહીવાદ, લોકતંત્રવાદ ને રાજાવાદ, પ્રગતિવાદ ને દુર્ગતિવાદના પરસ્પર વિરોધી સૂરો સંભળાશે. આ બધા સૂરોમાં સાથ પુરાવવા કોમવાદી પ્રતિનિધિઓ કોમવાદનો બસૂરો અવાજ કાઢશે. પ્રજાતંત્રની પ્રતિમાને ખભે શાહીવાદીઓ બેઠા હશે, તો ગરદન ઉપર કોમવાદી ને સ્થાપિત હિતોવાળા બેઠા હશે. એના હાથ ને પગે રાજાવાદ ને જમીનદારવાદના આડતિયાઓ કેટલીયે વળ ચઢાવેલી રસી વીંટતા માલમ પડશે. અને એ સૌના શિરોમણી રૂપ બ્રિટિશ હકુમતના વડાપ્રતિનિધિ ગવર્નર જનરલ પોતાની કેટલીયે ખાસ સત્તાઓ ને 'ડિસ્ક્રીશનરી' સત્તાની બાંગ પુકારતા એ પ્રતિમાના માથા ઉપર બેઠા હશે. ભૂતકાળનાં મૃત બળો, વર્તમાનનાં જીર્ણજર્જરિત થતા બળો ને ભવિષ્યનાં વર્ધમાન બળોને કોઈ અસાધારણ કુશળતાથી ફેડરેશનમાં ગૂંથી લેવામાં આવ્યાં છે. એમાં પ્રજાકલ્યાણને અનુરૂપ કયો કાનૂન ઘડાવો જોઈએ, રાષ્ટ્રીય ઉન્નતિ ને લોકવિકાસ માટે શું જરૂરી છે એ

દૃષ્ટિએ વિચાર નહિ થઈ શકશે કે કાનૂન નહિ ઘડી શકાય. બધા કાનૂનોમાં જમીનદારો ને જાગીરદારો, રાજાઓ ને નવાબો, સ્થાપિત હિતો ને શાહી હિતો, કોમવાદી ને પંથવાદી હિતોની સલામતી, અક્ષતતા ને અમરતા જાળવવી પડશે. પછી ભલે હિંદી કિસાન મુમાંત સુધી નાના નાના જમીનના ટુકડાઓ ખેડીને ચૂસનારાઓનું ભરણું ભરતાં ભૂખે મરી જતા હોય, ભલે હિંદી મજૂર બેકામ ને બેરોજગાર દળવાડાઓમાં ને કારખાનાંઓમાં ભીંસાવા કરતો, ભલે હિંદી પ્રજાનો મોટો ભાગ કાયમી નિરક્ષરતા ને નિર્ધનતા ભોગવ્યા કરે ને રોગી ને મુફલિસ રહ્યા કરે. હિંદી ફેડરેશન બધાં સ્થાપિત હિતોને બ્રિટિશ શાહીસત્તા તરફથી મળેલ કાયમી પહેરામણી ને વરદાન છે. પછી એમને બ્રિટિશ રાજનો વિરોધ કરવાનું શું કારણ ?

કિંતુ ફેડરેશન એ રીતે સુંવાળા ને ચળકતા દેહવાળી નાગની ચૂડ સમું ભારતીય પ્રજાને ગળે પહેરાવવામાં આવ્યું છે. આ વ્યવસ્થાનો વિરોધ હિંદી પ્રજાએ ને એની પ્રતિનિધિરૂપ રાષ્ટ્રીય મહાસભાએ કરવો જ રહ્યો.

## સફળ વિરોધ શી રીતે ?

આજે કોંગ્રેસને માટે મહામોટો પ્રશ્ન એ જ છે કે આગામી ફેડરેશનનો સામનો શી રીતે કરવો ? મહાસમિતિની કલકત્તાની બેઠક સમક્ષ પ્રખર ધારાશાસ્ત્રી શ્રી ભૂલાભાઈ દેસાઈ અને સરદાર વલ્લભભાઈએ ફેડરેશનને અંગે જે ખરડો રજૂ કર્યો હતો એમાં એમણે સ્પષ્ટ જણાવ્યુ હતું કે નવાબંધારણના ફેડરેશન વિભાગનો સામનો કરવાનો કોઈ પણ બંધારણીય રસ્તો એમાં છે જ નહિ

આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે 'સીધી લડત' સિવાય કોંગ્રેસને માટે ફેડરેશનના સામનાનો કોઈ બીજો વિકલ્પ નથી પરંતુ 'સીધી લડત' મારફત ફેડરેશનનો સામનો એ એક વાત છે ને 'સીધી લડત' મારફત એનો સફળ સામનો એ બીજી વાત છે. સીધી લડત સિવાય ફેડરેશનનો સામનો કોંગ્રેસને માટે શક્ય નથી એ વિશે ભાગ્યે જ કોઈને શક હશે સવાલ એ છે કે 'સીધી લડત' મારફત આજે એનો 'સફળ સામનો' શક્ય છે કે નહિ. જો કોંગ્રેસને એમ લાગે કે આજે સીધી લડત માંડવાથી ફેડરેશનનો વિજયી સામનો શક્ય છે, પછી એ લડત ગમે તેટલી કપરી હોય તો પણ, તો મને લાગે છે કે એમ કરવાની કોંગ્રેસની રાષ્ટ્રીય ફરજ છે.

## આજે લડત મારફતે સામનો શક્ય છે ?

હવે મહત્ત્વનો વિચાર એ કરવાનો રહે છે કે મહાસભા સીધી લડત આપે તો બ્રિટિશ સત્તાને શિકસ્ત આપી શકાય એમ છે ખરું ? બ્રિટિશ સત્તાની જડ ઉખાડી શકે એટલી કોંગ્રેસ આજે મજબૂત છે ખરી ? કારણકે ફેડરેશન તે સિવાય તો ફેંકી દેવું શક્ય નથી જ ને ?

અત્યાર સુધી બધા જ કોંગ્રેસ અગ્રણીઓ ફેડરેશન દાખલ ન થવા દેવા માટે કોંગ્રેસે જબરદસ્ત સામનો કરવો જ જોઈએ એમ જાહેર કરતા રહ્યા છે હજી શી રીતે એનો સફળ સામનો કરવો એ વસ્તુ નથી કોંગ્રેસ ઉદ્દામવાદીઓએ જણાવી કે નથી કોંગ્રેસ 'સુધારવાદી નેતાગીરી' (!) એ જણાવી. આગામી મહાસભાની બેઠકમાં આ મહત્ત્વનો સવાલ જરૂર લાંબી વિચારણા માગશે. ફેડરેશનનો સફળ સામનો કરવાની તરકીબ શોધવામાં કોંગ્રેસના રાજદ્વારી પુરુષોની રાજકીય પ્રતિભા ને વિશદ દૃષ્ટિની કસોટી થવાની છે એમાં મને શક નથી. અસ્તુ.

તા. ૧૩-૧-૧૯૩૮

# અમે અમે

[ એક કૂચગીત ]

અમે સદાય હોશિયાર સજ્જ ધીર વીર,
અમે સદાય તીક્ષ્ણતેજ ધારદાર તીર,
અમે અમે, અમે અમે,
સ્વતંત્રતા તણા શહીદ.
અજર અમર જયી સદા રહો અમારો હિન્દ !

ન ભેદ ભાવ કોમના, ન ભાવ ઊંચનીચ,
સમાનતાની ભૂમિએ ચગાવીએ છ હીંચ,
એક બંધુતાનો ધર્મ,
એક મુક્તિ કેરું કર્મ,
એ વિનાનાં અન્ય કર્મ-
માં મહાન છે જ શર્મ.
બંધુતા, સ્વતંત્રતા, સમાનતાની હાક
પાડતા બધે, ભૂમિનું રાખીએ જ નાક !

અમારી સેન દુર્ગ શી રહે સદા ખડી,
આસપાસ જુલ્મની ભલે પડે તડી;
ન થાય લેશ નીચું શીશ,
મોં થકી પડે ન ચીસ,
અંતરે ઊઠે ન રીસ,
આવતા ભલે ખવીસ,
તોય હાથ ના ધ્રૂજે, ન પગ ડગે લગીર !
અમે અકંપ, મોતના ભલે ઊડે સમીર !

અમે કસી કમર લીધી, કસી લીધાં છે ચિત્ત,
અમે હસી તજી દીધાં છે સૃષ્ટિ કેરાં વિત્ત !
અમે જુવાળ પ્રેમના,
કરાળ શત્રુ જુલ્મના,
અમે વિહારી વ્યોમના,
અમે પુજારી સોમના,
અટક ટેકી, ટૂંક શા હિમાદ્રિની ખડા,
અમારી ભેરના ધ્વનિ જગત વિષે પડ્યા. અમે૦

## સ્વરાલેખન

યોજક : શ્રી. ના. મો. ૫

ધં | સા સા સા સા | રે રે રે રે | ગ ગ મ ગ | મ ऽ ऽ
અ મે સ દા ય હો શિ યા ર સ જ્જ ધી ર વી ર

ગ | પ પ પ પ | ની ની પ પ | ગ પ ગ રે | સા ऽ ऽ ||
અ મે સ દા ય તી ક્ષ્ણ તે જ ધા ર દા ર તી ર

ધં | સા ऽ સા સા ऽ ધં | સા ऽ સા સા ऽ
અ મે, અ મે, અ મે, અ મે,

સા | રે રે રે સા | ગ રે ગ
સ્વ તં ત્ર તા ત ણા શ હીદ

સા | ગ ગ મ મ | પ પ ધ ધ | ની ની સા રેં | સા ऽ ऽ
અ જર અ મ રંજ પી ર હો સ દા અ મા રો હિ ન્દ

ધં | સા સા સા સા | રે રે રે ऽ સા | ગ ગ પ પ | મ ऽ ऽ
ન ભે દ ભા વ કો મ ના ન ભા વ ઉ ચ્ચ ની ચ

મં | ગ મ પ ધ | નિ રેં સાં ऽ નિ | ગ મ પ પ | મ ऽ ऽ ऽ ||
સ મા ન તા ની ભૂ મિ એ ચ ગા વી એ છ ડી · · ચ

સાં સાં સાં સાં | સાં સાં સાં સાં | પ પ પ પ | ધ ધ ધ ધ
એ ક બં ધુ તા ને ા ધ ર્મ એ ક મુ ક્તિ કે રું ક ર્મ

મ મ મ મ | મ પ પ પ | પ પ ધ રેં | સાં સાં સાં સાં
એ વિ ના નાં અ ન્ય ક ર્મ માં મ હા ન છે જ શ ર્મ

ગ રે સાં ધ | સાં રે સાં ધ | સાં ધ સાં રે સા Ɪ I T
બં ધુ તા સ્વ  તં ત્ર તા સ  મા ન તા ની  હા • ક

સા સા ગ ગ | મ મ પ પ | ધ ધ ની ની | સા Ɪ I T
પા ડ તા બ  ધે ભૂ મિ નું  રા ખી એ જ  ના • ક

---



## સ્વરલેખનની સમજૂતી

૧ તાર સ્વર પર ઊભી લીટી ઉ૦ સાં

૨ મંદ્ર સ્વર પર બિન્દુ ઉ૦ સાં

૩ એક માત્રાની નિશાની – ઉ૦ સા

૪ બે માત્રાની નિશાની ~ ઉ૦ સા

૫ બે માત્રાનો વધુ ઉચ્ચાર Ɪ
એક માત્રાનો ,, ,, I
બે માત્રાની વધુ વિશ્રાન્તિ T
એક ,, ,, ,, T

જ્યાં ઊભી લીટી છે ત્યાં તાલી સમજવાની છે. દરેક ખંડમાં ૭ માત્રા છે.

# કિશોરી

એ જાણે નવો યુગ બેઠો હોય ને પાંચ વર્ષમાં માણસો પચાસ વર્ષ આગળ વધ્યાં હોય તેવું જણાતું હતું. સાડાત્રણું વર્ષનું બાળક પણ 'છવરાજ'ના સૈનિકનો દમામ બતાવવા માંડયું હતું: ઘેરઘેર સ્વાર્પણની વાતો શાક સમારતાં સમારતાં પણ થતી હતી. શેરીએ શેરીએ સૈન્યો ફરતા ઘેરઘેરથી રૂપસુંદરીઓ, યૌવનને અને જીવનના ઉલ્લાસને ભૂલીને, એક ઘડીના છઠ્ઠા ભાગમાં, ખાદીની થેલી લઈ ને, સર્વત્યાગના પાઠ પઢાવતી નીકળી પડી હતી. વાતાવરણ ફરી ગયું હતું, લોકોના મન ફરી ગયા હતાં; કલ્પનામાં સ્વરાજ વેંતહાથમાં દેખાતું હતું બાજીરાવ ત્રીજાની મુગલોની દીવાલો ભેદીને અંગ્રેજ લશ્કર ન આવી શકે એવી ઘેલી માન્યતા હતી, તેમ ચરખામાથી નીકળતા સૂતરના તારને અંગ્રેજનો તોપગોળો નહિ પહોંચે એવી લોકમાન્યતા હતી શા માટે નહિ પહોંચે એવું તમે પૂછો તો એના અર્થશાસ્ત્રની આટીઘૂટી બહુ થોડાને ગમ્ય હતી, પણ તોપ કરતાં સૂતરના તાર બળવાન છે એ સીધું સૂત્ર, બજારૂ બની ગયું હતું સઘળું ફરી ગયું હતું માત્ર સામાન્ય માનવી—હતો ત્યા ને ત્યા ઊભો હતો. એ ઘરખૂણે ચાકરડીને ચુમ્બન કરીને શેરીમાં નીકળતો, ત્યાં રાષ્ટ્રગીતોમાં ભળી જતો ને એને ભાષણ કરવાનો હક્ક મળતો; એ જેલ જવાના ભયને તજી દેતો, ને હજારોની મેદનીમાં તુરત નેતા બની જતો. એ રંગભૂમિ ઉપરથી ઊતરતો ને એનાં વાક્યો લોકો ઝીલી લેતા. એ સસ્તા વાતાવરણનો સસ્તો આદમી હતો, એમ એ પોતે પણ માની શકતો નહિ. એ સરકારી ગમે તે અમલદારને ભાંડતો અને એનું ચારિત્ર્યબળ અદ્વિતીય ગણાતું. સામાન્ય માણસ, વિકાસ પામ્યા વિના, અસામાન્ય જવાબદારીઓ ઉપાડવા માંડયો હતો વાતાવરણ એટલું ક્ષોભ પામ્યું હતું કે માણસને પોતે કાંઈક કરી નાંખવું જોઈએ એવી ધૂન લાગી હતી. વર્તમાનપત્રો વીરવાક્યો શોધવા માટે દિવસરાત એક કરતાં. જોડકણા રચનાર કવિઓ સાગર અને સબરસ માટે ભારોભાર ખ્યાતિ મેળવતા. કેટલાકને મીઠાઈ ખાતા દેશનો અવાજ સંભળાતો, અને તે ઘટી દળવા બેસી જતા; કેટલાક મશરૂની તળાઈઓ છોડી, પથરા પર સૂવા માંડ્યાં હતા. સૌથી વધારે અસર પહોંચવાનું જે વર્ગમાં શક્ય હતું તે તરુણ વર્ગ—આઘુંપાછું જોયા વિના, દલીલો કર્યા વિના, પરિણામની દરકાર રાખ્યા વિના, પીઢારૂ ઠગ બાપના પૈસાના વ્યાજમાંથી ઘરનો ખર્ચ બરાબર ચાલશે એવી ટાઢક મેળવીને, કીર્તિના પરપોટા પાછળ દોડતા તકવાદીઓની હૃદય હચમચાવે તેવી વાણી સાંભળીને, દોડયો હતો. ન એમણે પાછળ જોયું કે કેટલાં માબાપોની આશા કચરાઈ જાય છે: કેટલી અજ્ઞાત યૌવનાનાં મધુર આંસુથી માટી ભીની બને છે: કે કેટલો ને કેવો ભીષણ માર્ગ આગળ પડયો છે. સંસ્કારજન્ય નહિ, કેવળ લાગણીજન્ય વિચારો એમને આગળ ધકેલી રહ્યા હતા. આખું વાતાવરણ એટલો ક્ષોભ પામ્યું હતું કે જેમણે ઝંપલાવ્યું તેમણે વિચાર કર્યા વિના. વિચાર કરીને ઝંપલાવ્યુ તેમણે તો પાછળથી એ જ

કામ કર્યાં : ધોળી ટોપી પહેરવાનું. ને ધોળા સિક્કા ભેગા કરવાનું. પણ જેમના પર હરકોઈ ચળવળનો મુખ્ય આધાર છે તે તરુણો—જેમનો સ્ફુર્તિમય ચહેરો જોતાં, હરકોઈ સ્ત્રીના હૃદયમાં માતૃત્વ જાગે, જેમની આશાઓ, ઇચ્છાઓ, મહત્ત્વાકાંક્ષાઓ, અદ્‌ભુત હતી, જેમને પૃથ્વી પર સ્વર્ગ ઉતારવાની કલ્પનાઓ જાગી હતી, જેમને હાલતાં ને ચાલતા પીઢનેતાઓ પીઠ થાબડીને રણભૂમિ માટે તૈયાર કરી રહ્યા હતા, જેમની ફના થઈ જવાની ઇચ્છા આડે સ્વરાજની ઇચ્છા પણ ગૌણ બની હતી—તે તરુણો—એમની આસપાસનું રાજનૈતિક ખોટું હાસ્ય, તકવાદીઓની દ્વિઅર્થી ઠગવાણી, સ્વાગ પૂરતા દેખાતા સજ્જનો, દેશીરાજના શઠના શઠને પણ ભૂલાવે એવી ષટ્‌યંત્ર રચનાઓ, અવ્યવસ્થિત હિલચાલો, એ કાંઈ જોવા માટે નવરા ન હતા. એમણે તો સુંદરીઓના પ્રલોભનો પણ છોડ્યા હતા. એમને દેશનો અવાજ જ સઘળે સંભળાતો હતો. હરદયાલ એ જુવાન દળમા હતો, અને એણે જ્યારે માતા છોડી, પિતા છોડ્યા, પરીક્ષા છોડી, ઘર છોડ્યુ, ધન છોડયું અને છેવટે કાળીભમ્મર કીકીઓ વાળી ઊર્મિલાને પણ છોડી, ત્યારે એને ભાગ્યે જ ખ્યાલ હતો કે આવો ત્યાગ પણ વિનિપાત જન્માવી શકે છે, કારણકે ત્યાગ પણ વિદ્યાની પેઠે વર્ષોની તાલીમ માગે છે : એણે કરેલો ત્યાગ એ નકલી ત્યાગ હતો. એને એ ખબર ન હતી, કારણકે એ વખતે ત્યાગની મીમાંસા કરવી, એ ધર્મની ટીકા જેવુ પાપ મનાતુ એણે તો સઘળુ છોડયુ

૨

જેલમાં જે એક સ્ત્રીમિત્ર સાથે હરદયાલને વધારે પરિચય થયો તેનું નામ કિશોરી. કિશોરી ચાલાક, સ્ફુર્તિમય, તેજસ્વી, અને વળી કેટલીક વખત તમારી સાથે વાતચીતમાં ઊતરીને તમને પણ છક્કડ ખવરાવે તેવી નવયુગની નારી હતી. જેમ એક તરફથી તેને પુરુષોની મૈત્રીમાં રસ પડતો, તેમ બીજી તરફથી એ પુરુષોની મૈત્રીને ધિક્કારી કાઢતી. 'પુરુષ ?' પોતાના નાના અભિમાની નાકનું ટેરવુ ચડાવીને એ જ્યારે બોલતી : 'પુરુષ ?—એ કોણ પ્રાણી છે ?' ત્યારે માનસશાસ્ત્રનો એક સિદ્ધાંત જ એ સિદ્ધ કરતી. 'હું જ્યારે પ્રાણીજન્ય મનોદશામાં હોઉં ત્યારે કોઈક પુરુષ મને મળી જજો !' કામશાસ્ત્રીઓ કહે છે કે સ્ત્રીની 'ના'માં જે 'હા' સૂતેલો છે તેમાં જ રસ રહ્યો છે. કિશોરીના પુરુષદ્વેષી સ્વભાવમા જે પુરુષપ્રિય સ્વભાવ હતો તેની ગંધ પણ કોઈ કોઈને આવી હતી : અને હરઘડીએ ને હરપળે, વાણી ઉપર, વર્તન ઉપર, વાર્તાલાપ ઉપર, વ્યવહાર ઉપર, જે કૃત્રિમ સંયમ સૈનિકો અનુભવી રહ્યા હતા તેણે, ઘણાને મોઢેથી ગૌતમબુદ્ધની વાતો કરતા ને રાત્રે વાત્સાયનસૂત્ર વાચતા કર્યા હતા. ભગવાન તથાગતના પેલા વિચક્ષણ શિષ્ય ઉપાલીની પુનરાવૃત્તિ હોય તેમ નિયમમાંથી બારીની શોધ ચલાવવા માટે કેટલાક તર્કવાદ પણ કરતા. હરેક યુદ્ધમાં અનિવાર્ય છે તેમ ઉત્તમમાં ઉત્તમ બુદ્ધિ અને લાગણીના સમન્વયથી સંયમિત નરોત્તમો પાસે, નશો ચાલી રહ્યા હતા.

હરદયાલ ને કિશોરીની મૈત્રી રાષ્ટ્રગીતાવલિની સામસામેની લાઈનો બોલવામાંથી જન્મી : પ્રભાતફેરીએ એને પોષી : ખાદીના કારણે એને દઢ બનાવી : સૂતરના તાંતણે એ સંગાથી થાલી : જેલનિવાસે એને વજ્રલેપ બનાવી. અને કૃત્રિમ સંયમે, એને એકદમ ઉતાવળે એકબીજાના વધુ પરિચયમા આવતા કરી શરીરભોગી બનાવી.' કિશોરી કુદરતના પરિણામ વિષે ચિંતાતુર બની રહી.

# કિશોરી

એ જાણે નવો યુગ બેઠો હોય ને પાંચ વર્ષમાં માણસો પચાસ વર્ષ આગળ વધ્યાં હોય તેવું જણાતું હતું: સાડાત્રણ વર્ષનું બાળક પણ 'છવરાજ'ના સૈનિકનો દમામ બતાવવા માંડયું હતુઃ ઘેરઘેર સ્વાર્પણની વાતો શાક સમારતાં સમારતાં પણ થતી હતી. શેરીએ શેરીએ સૈન્યો ફરતા ઘેરઘેરથી રૂપસુંદરીઓ, યૌવનને અને જીવનના ઉલ્લાસને ભૂલીને, એક ઘડીના છઠ્ઠા ભાગમા, ખાદીની થેલી લઈ ને, સર્વત્યાગના પાઠ પઢાવતી નીકળી પડી હતી. વાતાવરણ ફરી ગયુ હતુ, લોકોનાં મન ફરી ગયા હતાં; કલ્પનામા સ્વરાજ વેંતહાથમાં દેખાતુ હતુ બાજીરાવ ત્રીજાની મુગલોની દીવાલો ભેદીને અંગ્રેજ લશ્કર ન આવી શકે એવી ઘેલી માન્યતા હતી, તેમ ચરખામાથી નીકળતા સૂતરના તારને અંગ્રેજનો તોપગોળો નહિ પહોચે એવી લોકમાન્યતા હતી. શા માટે નહિ પહોંચે એવું તમે પૂછો તો એના અર્થશાસ્ત્રની આટીઘૂટી બહુ થોડાને ગમ્ય હતી, પણ તોપ કરતાં સૂતરના તાર બળવાન છે એ સોંઘુ સૂત્ર, બજારૂ બની ગયુ હતુ સઘળુ ફરી ગયુ હતું. માત્ર સામાન્ય માનવી—હતો ત્યા ને ત્યા ઊભો હતો. એ ઘરખૂણે ચાકરડીને ચુંબન કરીને શેરીમા નીકળતો, ત્યાં રાષ્ટ્રગીતોમાં ભળી જતો ને એને ભાષણ કરવાનો હક્ક મળતો; એ જેલ જવાના ભયને તજી દેતો, ને હજારોની મેદનીમાં તુરત નેતા બની જતો. એ રગભૂમિ ઉપરથી ઊતરતો ને એનાં વાક્યો લોકો ઝીલી લેતા. એ સસ્તા વાતાવરણનો સસ્તો આદમી હતો, એમ એ પોતે પણ માની શકતો નહિ. એ સરકારી ગમે તે અમલદારને ભાંડતો અને એનું ચારિત્ર્યબળ અદ્વિતીય ગણાતુ. સામાન્ય માણસ, વિકાસ પામ્યા વિના, અસામાન્ય જવાબદારીઓ ઉપાડવા માડયો હતો વાતાવરણ એટલું ક્ષોભ પામ્યું હતુ કે માણસને પોતે કાંઈક કરી નાંખવું જોઈએ એવી ધૂન લાગી હતી. વર્તમાનપત્રો વીરવાક્યો શોધવા માટે દિવસરાત એક કરતાં. જોડકણા રચનાર કવિઓ સાગર અને સબરસ માટે ભારોભાર ખ્યાતિ મેળવતા. કેટલાકને મીઠાઈ ખાતાં દેશનો અવાજ સંભળાતો, અને તે ઘંટી દળવા બેસી જતા; કેટલાક મશરૂની તળાઈઓ છોડી, પથરા પર સૂવા માડયાં હતા. સૌથી વધારે અસર પહોંચવાનું જે વર્ગમાં શકચ હતું તે તરુણ વર્ગ—આઘુપાછુ જોયા વિના, દલીલો કર્યા વિના, પરિણામની દરકાર રાખ્યા વિના, પીઢારૂ ઠગ બાપના પૈમાના વ્યાજમાંથી ઘરનો ખર્ચ બરાબર ચાલશે એવી ટાઢક મેળવીને, કીર્તિના પરપોટા પાછળ દોડતા તકવાદીઓની હૃદય હચમચાવે તેવી વાણી સાંભળીને, દોડયો હતો. ન એમણે પાછળ જોયું કે કેટલાં માબાપોની આશા કચરાઈ જાય છેઃ કેટલી અજ્ઞાત યૌવનાનાં મધુર આસુથી માટી ભીની બને છેઃ કે કેટલો ને કેવો ભીષણ માર્ગ આગળ પડયો છે. સંસ્કારજન્ય નહિ, કેવળ લાગણીજન્ય વિચારો એમને આગળ ધકેલી રહ્યા હતા. આખું વાતાવરણ એટલો ક્ષોભ પામ્યું હતુ કે જેમણે ઝંપલાવ્યુ તેમણે વિચાર કર્યા વિનાઃ વિચાર કરીને ઝંપલાવ્યું તેમણે તો પાછળથી એ જ

કામ કર્યાં · ધોળી ટોપી પહેરવાનું. ને ધોળા સિક્કા ભેગા કરવાનું. પણ જેમના પર હરકોઈ ચળવળનો મુખ્ય આધાર છે તે તરુણો—જેમનો સ્ફુર્તિમય ચહેરો જોતા, હરકોઈ સ્ત્રીના હૃદયમાં માતૃત્વ જાગે, જેમની આશાઓ, ઇચ્છાઓ, મહત્ત્વાકાક્ષાઓ, અદ્ભુત હતી, જેમને પૃથ્વી પર સ્વર્ગ ઉતારવાની કલ્પનાઓ જાગી હતી, જેમને હાલતા ને ચાલતાં પીઢનેતાઓ પીઠ થાબડીને રણભૂમિ માટે તૈયાર કરી ગયા હતા, જેમની ફના થઈ જવાની ઇચ્છા આડે સ્વરાજની ઇચ્છા પણ ગૌણ બની હતી—તે તરુણો—એમની આસપાસનુ રાજનૈતિક ખોટું હાસ્ય, તકવાદીઓની દ્વિઅર્થી ઠગવાણી, સ્વાગ પૂરતા દેખાતા સજ્જનો, દેશીરાજના શઠના શઠને પણ ભૂલાવે એવી ષટ્યંત્ર રચનાઓ, અવ્યવસ્થિત હિલચાલો, એ કાંઈ જોવા માટે નવરા ન હતા એમણે તો સુંદરીઓના પ્રલોભનો પણ છોડ્યા હતા. એમને દેશનો અવાજ જ સઘળે સભળાતો હતો હરદયાલ એ જુવાન દળમાં હતો, અને એણે જ્યારે માતા છોડી, પિતા છોડ્યા, પરીક્ષા છોડી, ઘર છોડ્યું, ધન છોડ્યુ અને છેવટે કાળીભમ્મર કીકીઓ વાળી ઊર્મિલાને પણ છોડી, ત્યારે એને ભાગ્યે જ ખ્યાલ હતો કે આવો ત્યાગ પણ વિનિપાત જન્માવી શકે છે, કારણકે ત્યાગ પણ વિદ્યાની પેઠે વર્ષોની તાલીમ માગે છે: એણે કરેલો ત્યાગ એ નકલી ત્યાગ હતો એને એ ખબર ન હતી, કારણકે એ વખતે ત્યાગની મીમાંસા કરવી, એ ધર્મની ટીકા જેવુ પાપ મનાતુ એણે તો સઘળું છોડ્યુ.

૨

જેલમાં જે એક સ્ત્રીમિત્ર સાથે હરદયાલને વધારે પરિચય થયો તેનુ નામ કિશોરી. કિશોરી ચાલાક, સ્ફુર્તિમય, તેજસ્વી, અને વળી કેટલીક વખત તમારી સાથે વાતચીતમાં ઊતરીને તમને પણ છક્કડ ખવરાવે તેવી નવયુગની નારી હતી. જેમ એક તરફથી તેને પુરુષોની મૈત્રીમાં રસ પડતો, તેમ બીજી તરફથી એ પુરુષોની મૈત્રીને ધિક્કારી કાઢતી. 'પુરુષ?' પોતાના નાના અભિમાની નાકનું ટેરવુ ચડાવીને એ જ્યારે બોલતી: 'પુરુષ?—એ કોણ પ્રાણી છે?' ત્યારે માનસશાસ્ત્રનો એક સિદ્ધાંત જ એ સિદ્ધ કરતી. 'હુ જ્યારે પ્રાણીજન્ય મનોદશામાં હોઉં ત્યારે કોઈક પુરુષ મને મળી જજો!' કામશાસ્ત્રીઓ કહે છે કે સ્ત્રીની 'ના'માં જે 'હા' સૂતેલો છે તેમાં જ રસ રહ્યો છે. કિશોરીના પુરુષદ્વેષી સ્વભાવમાં જે પુરુષપ્રિય સ્વભાવ હતો તેની ગંધ પણ કોઈ કોઈને આવી હતી: અને હરઘડીએ ને હરપળે, વાણી ઉપર, વર્તન ઉપર, વાર્તાલાપ ઉપર, વ્યવહાર ઉપર, જે કૃત્રિમ સંયમ સૈનિકો અનુભવી રહ્યા હતા તેણે, ઘણાને મોઢેથી ગૌતમબુદ્ધની વાતો કરતા ને રાત્રે વાત્સાયનસૂત્ર વાચતા કર્યા હતા. ભગવાન તથાગતના પેલા વિચક્ષણ શિષ્ય ઉપાલીની પુનરાવૃત્તિ હોય તેમ નિયમમાંથી બારીની શોધ ચલાવવા માટે કેટલાક તર્કવાદ પણ કરતા. હરેક યુદ્ધમાં અનિવાર્ય છે તેમ ઉત્તમમાં ઉત્તમ બુદ્ધિ અને લાગણીના સમન્વયથી સંયમિત નરોત્તમો પાસે, નરો ચાલી રહ્યા હતા.

હરદયાલ ને કિશોરીની મૈત્રી રાષ્ટ્રગીતાવલિની સામસામેની લાઈનો બોલવામાંથી જન્મી: પ્રભાતફેરીએ એને પોષી: ખાદીના કારણે એને દૃઢ બનાવી: સૂતરના તાંતણે એ લંબાતી ચાલી: જેલનિવાસે એને વજ્રલેપ બનાવી. અને કૃત્રિમ સંયમે, એને એકદમ ઉતાવળે એકબીજાના વધુ પરિચયમાં આવતા કરી શરીરભોગી બનાવી. કિશોરી કુદરતના પરિણામ વિષે ચિંતાતુર બની રહી.

૩

'કોણ હું?'

'ત્યારે બીજું કોણ, હું?'

એક સુંદર હવેલી જેવા મકાનમા માદીકરીનો સંવાદ ચાલી રહ્યો હતો. મા દીકરીને સમજાવી રહી હતી કે હવે હરદયાલ રખડુ જેવો થઈ ગયો છે માટે તું બીજો વર શોધી લે. આપણા ચમનનો ગિરધર બહુ સારો છે. દીકરીએ પૂછ્યુ પણ એને પરણશે કોણ? માએ કહ્યું: 'તુ.'

ઊર્મિલાએ વધારે ઉગ્રતાથી કહ્યુ: 'કોણ હું?'

માએ એટલી જ ઉગ્રતાથી જવાબ આપ્યો: 'ત્યારે બીજું કોણ, હું?'

ઘણી વખત બને છે તેમ આ મહેલ જેવું મકાન માત્ર બે જ મનુષ્યની વસાહત જેવું હોવાથી ભયંકર લાગતું હતું. ઊર્મિલાના પિતા મરણ પામ્યા હતા. તે સિવાય બીજું કોઈ હતું નહિ. હરદયાલ સાથે એનું સગપણ થયુ હતુ હરદયાલે લડતમાં ઝંપલાવી—ઊર્મિલાની માની દૃષ્ટિએ રખડુ પદ મેળવ્યુ હતુ; પણ ઊર્મિલાની દૃષ્ટિએ દેવપદ મેળવ્યું હતું. ખરી રીતે એ તો રખડુ પણ ન હતોઃ લાગણીના ઉભરામા કરી નાખેલા ત્યાગથી દેવ પણ બન્યો ન હતો. એ તો જે હતો તે જ હતોઃ સામાન્ય માણસ.

હરદયાલ જેલમાંથી બહાર આવ્યો ત્યારે ઊર્મિલાએ એને સૌથી પહેલો ફૂલહાર પહેરાવ્યો. જેલસંકટમાંથી થોડો વખત આરામ લેવા માટે ઊર્મિલાનું ઘર જ નક્કી થયું. અને હરદયાલ ત્યાં આવી રહ્યો. ઊર્મિલાની માને આ ગમ્યું નહિ, પણ તેણે છોકરીને કાંઈ ન કહેતાં વાતને મનમાં જ સમાવી દીધી

થોડા દિવસ આરામચેનમાં નીકળી ગયા. હરદયાલ એટલી સાદી રીતે રહેતો કે એને જરૂરી આરામને માટે પણ માદીકરી બન્નેએ સમજાવટથી કામ લેવું પડતું. પોતાનાં કપડાં હાથથી ધોતો. પોતાનુ પાણી પોતે ભરી લેતો ખાવામાં પણ ભાખરી ને શાક. દૂધ લેતો નહિ, કારણ કે એ પણ લોહીનું જ રૂપાંતર હોઈ તેમાં સંપૂર્ણ અહિંસાનો ત્યાગ હતો. ઘી પણ દૂધનું જ છોકરું. એ પણ ન ખપે. પોતાનાં વાસણ પોતે માંજી નાંખતો.,

એક વખત એ પ્રમાણે એ વાસણ માંજવા બેઠો હતો, ત્યાં ઊર્મિલા આવી પહોંચી, બોલી· 'ઊઠો છો કે પોલિસને બોલાવું?'

'પોલિસથી તો હવે અમે ડરતા નથી.'

'એમ?—એ પોલિસ—' એમ ઊર્મિલાએ ખોટી બૂમ મારી—અને જાણે એના જવાબમાં હોય તેમ 'સાહેબ! મૈં હાજર!' કહેતીક ને કિશોરી આવી પહોચી કિશોરીને જોતાં જ હરદયાલના હાથમાંથી વાસણ છૂટી ગયું. 'જુઓ, કેમ પોલિસથી ડરતા નથી ને?' ઊર્મિલાએ એની મશ્કરી કરી. પણ એના મનમા મોટો અવાજ થઈ રહ્યો: 'હરદયાલના હાથમાંથી વાસણ કેમ છૂટી ગયું?'

ત્રણે જણાં હસી પડ્યાં. ઘડીભર શું બોલવું તે સૂઝ્યુ નહિ. અંતે હરદયાલ બોલ્યો:

'કેમ સારાં છો બહેન? પ્રવૃત્તિ બરાબર ચાલે છે કે? બહુ કામ ઉપાડ્યું છે?'

'અરે, આ વખતે તો મારે હરીફાઈમાં પહોંચવું છે. કંઈ જેવી તેવી વાત છે!'

'એમ?'

પણ કિશોરીનું મોં હસતું હતું, છતાં એના મનમાં કાંઈક ગૂઢ વેદના હતી. તેણે હરદયાલ સામે જોઈને કહ્યું: 'મારે જરાક તમને મળવું છે.'

'હા, ચાલોને ખુશીથી.' હરદયાલ તેની સાથે અંદરના રૂમમાં ગયો.

રૂમમાં પેસતાં જ કિશોરી નીચે જોઈને ઊભી રહી

'કેમ—એ—કેમ—કિશોરી? શું કામ હતું?'

કિશોરી આંખમાં મીઠું હસી રહી: 'આ એસ્તો.'

'પણ શું?'

'એ હો?—નહિતર જાણે નાના કીકલા—જાણે નહિ સમજતા હોય!'

'તારા સમ—જો હું સમજતો હોઉં તો!'

'નાહકના મારા સમ શું કરવા ખાઓ છો?—હું તમારે મન વધારાની હોઈશ, પણ કોઈકને મન તો—'

'લે, પણ તારે શું કહેવાનું છે? કાંઈ છે નહિ નાં?'

'એ જ કહેવા આવી છું!'

'હે?'

'હવે આપણે પરણવું જોઈએ—પછી બહુ મોડું થાય!'

એક ધબાકા સાથે હરદયાલ નીચે કોચ પર પટકાઈ પડ્યો. પુરુષ ગમે તેવો વીર હોય—ત્યાગી હોય—પણ આ જમાનામાં એ સ્ત્રીને મોંએ સંતાનની વાત સાંભળતાં હતાશ બની જાય છે.

કિશોરી તેની સામે જોઈ રહી. તેનામાં હિમ્મત હતી. તે આ પુરુષની કાયરતા જોઈને છળી પડી: 'ત્યારે તમને ખબર ન હતી?'

'પણ મને શી ખબર કે આવું થશે—મારી તારી પ્રતિષ્ઠા—લડત, આપણી પ્રવૃત્તિ, રાષ્ટ્રીય કારણ—'

'હવે એ ગેં ગેં ફેં ફેં કરો માં—શું તમને ખબર ન હતી—અંગ્રેજી હાઈસ્કૂલમાં થર્ડ સ્ટેન્ડર્ડમા ફરીવાર જાઓ ત્યા તમને આ બધુ શીખવાડશે.'

'કિશોરી! લડત મરી જશે—મારી જાશે.'

એક પણ વધુ શબ્દ બોલ્યા વિના કિશોરી પાછી ફરી ગઈ. ઘરના ઉંબરે પહોચતા તેણે વીંધી નાખે એવી એક દૃષ્ટિથી તેના તરફ જોયું ને કાંઈક ઉશ્કેરાટથી બોલાઈ જવાયું 'યાદ રાખજે, બાયલા, મારું તો થાવું હશે તે થાશે—પણ તુ ક્યાક મોટો થઈને બેઠો હોઈશ ને ત્યાં આવીને અચાનક પગમાં છોકરુ મૂકી જઈશ: પે'લું છોકરાને સંભાળ—પછી રાષ્ટ્રને સંભાળજે. નિર્માલ્ય!'

૪

ઊર્મિલા હરદયાલને પરણી. અનેક રીતે હરદયાલને એ જીવન વધારે ફાવે તેમ હતું. બેઠી આવક ઉપર જીવવા જેવો આનંદ દુનિયામા બીજો કોઈ પણ નથી. પણ હરદયાલના માનસમાં એક વિચિત્ર ફેરફાર થયો પહેલાં 'મે સર જાવે તો જાવે' એવા યુદ્ધનાદથી રણ ગજવતો યોદ્ધો હવે છેક શાંત થઈ ગયો. એટલું જ નહિ, એ તો રાષ્ટ્રનું નામ નીકળે ને

બેચેન બની જતો. એનામાં જન્મથી કે અભ્યાસથી કે સંસ્કારથી ત્યાગ કે વીરત્વ વિકાસ પામીને એનાં પોતાનાં થયાં ન હતાં: કેવળ શબુમેળિયા વાતાવરણમાંથી એણે ઉશ્કેરાટમાં જે પગલું ભર્યું એ પગલુ પછી આબરૂ જવાના ભયે સ્થિરતા પામ્યું. પણ એથી એનું માનસ તો જે હતું તે જ હતું. એણે પ્રવૃત્તિ માત્ર છોડી દીધી; એટલું જ નહિ, એ પ્રવૃત્તિથી પોતે હજાર ગાઉ દૂર રહેવા લાગ્યો. હવે તો એ પ્રવૃત્તિનું નામ નીકળતાં કે મોટાભાઈ થતાં તે અસ્વસ્થ બની જતો. ઊર્મિલાની માને તો જમાઈ સુધર્યો ને વહેવારૂ બન્યો તે ગમ્યું. પણ ઊર્મિલા કળી શકી નહિ કે આ ફેરફાર શી રીતે થયો છે. એમ ને એમ ત્રણ ચાર વર્ષ નીકળી ગયાં દરમ્યાન કિશોરી વિષે હરદયાલે કાંઈ સાંભળ્યું નહિ. તે કાંઈક સ્વસ્થતા અનુભવવા લાગ્યો. એટલામાં એક દિવસ નોકરે આવીને એને ચિઠ્ઠી આપી. સમય સાંજના સાડાસાત–આઠનો હતો પોતે જે ધર્માદા સંસ્થામાં એક કાર્યકર હતો તેમા એક નર્સ રાખવાની હતી. અને તે માટે 'ઈન્ટરવ્યૂ' લેવા બોલાવેલી એક નર્સ અત્યારે આવી હતી. આવવા દેવાનુ કહીને હરદયાલ જરાક સ્વસ્થ બેઠો: ને આવનારની રાહ જોવા લાગ્યો.

બારણામાંથી વાદળી રંગની સાડી દેખાઈ.

'આ કિશોરીબહેન આવ્યાં છે!' કહેતાંકને ઊર્મિલાએ પ્રવેશ કર્યો. ઊર્મિલાની સાથે જ ઠસ્સાભરેલી બેદરકાર રીતે કિશોરીએ પ્રવેશ કર્યો: 'હવે એ તો નર્સ થયા છે, ને આંહીના દવાખાનામા જ રહેવા આવ્યાં છે!'

'એમ?' હરદયાલ બેઠો થયો. એને સ્મિત કરવું પડ્યું. હાથ પણ જોડવા પડ્યા. અને 'ઓહો! એમ?' કહીને પોતાનું અંતર છુપાવવુ પડ્યુ એને હર પળે પગ નીચેની જમીન જાણે ધ્રૂજતી હોય તેવુ લાગતું હતુ. કિશોરી તે કળી ગઈ. તે હસી પડી: 'ઓહો! હજી તો તમે એવા ને એવા રહ્યા; મોટા શેઠ થયા તોપણ'—એમ બોલીને એણે આગળ આવી એક અરજી આપી. હરદયાલે અરજી લીધી પણ વાંચી નહિ. 'હવે એ તો ઠીક— તમારા કરતાં કોણ વધારે લાયક—પણ તમે—તમે નોકરી શું કામ કરો છો?'

'કેમ—મારે ખાવું નહિ જોઈએ? અને મારો—'

હરદયાલ હાથ જોડીને હસી પડ્યો ને ઊર્મિલા પ્રત્યે બહુ જ મોટેથી બોલવા લાગ્યો: 'તમે એમને પૂરાં ઓળખતા નથી, પહેલેથી જ એ તો સ્વાધીનતામાં માનનારાં છે. એમણે સ્વાધીનતામાં જ જીવન માન્યું છે.'

'માનવું જ પડયું છે' કિશોરીએ 'જ' ઉપર વધારે પડતો ભાર દીધો હોય તેમ હરદયાલને લાગ્યુ. વળી પહેલાના વાક્યમાં 'મારો'—પછી 'દીકરો' શબ્દ આવી જાત, જો એમણે બોલવામા જરાક મોડું કર્યું હોત તો—એ ભય છુપાવવા માટે જ જાણે હરદયાલ મોટેથી બોલી રહ્યો હતો—એટલે મોટેથી કે એ પોતે પણ પોતાના અવાજથી ભડકી જતા હોય તેવું લાગવા માંડ્યું. 'બહુ જ સ્વતંત્ર. પહેલેથી જ પોતાના પગ પર ઊભા રહેનારાં. સારું. ત્યારે તમે ગમે ત્યારે નોકરીએ ચડી જજો—અને અમારું ઘર જુદુ ગણ્યા વિના જે જોઈએ તે મંગાવી લેજો.'

'હા બહેન, એમાં કહેવાપણું રાખતાં નહિ.' ઊર્મિલાએ વિવેક કર્યો.

કિશોરી ચાલી ગઈ. પણ એણે જતી વખતે પાછા ફરીને એવી રીતે જોયું કે હરદયાલ આરામખુરશીમાં બેઠો હતો તે લાંબો થઈને ડોક નીચે નમાવી સીલિંગ તરફ જોવા લાગ્યો; તે પહેલાં પણ તે ગઈ ત્યારે એવી જ દૃષ્ટિથી એણે જોયું હતું.

## ૫

હરદયાલના જીવનમાં વધુ પરિવર્તન થયું. તે એટલો બધો નમ્ર, નિરાશાવાદી, સામાની મહેરબાની પર જીવવાનો યત્ન કરનાર, રંક જીવ બની ગયો કે કારણ ન સમજનારને લાગે કે હરદયાલ હવે વાનપ્રસ્થાવસ્થાની તૈયારી કરે છે હરદયાલનો આ ખરી રીતે તો ત્રીજો પલટો હતો. પહેલા પલટામાં એ વિકાસ પામ્યા વિના કે સમજ્યા વિના ત્યાગવીર બની ગયો; બીજા પલટામાં મિથ્યા ત્યાગમાંથી જન્મતી લાલસાના બળે એ કિશોરી સાથે પ્રેમમા પડ્યો, જેમ કામના અત્યંત બોજાથી મજૂર દારૂના વ્યસનમાં પડે છે તેમ. ત્રીજા પલટામાં એના અંતરમાં બેઠેલ છાના પાપની ધાકમાં ને ધાકમાં રંક બનતો ગયો ખાસ કરીને તો એ પાપ પ્રગટ થઈ જવાની શકયતા બહુ નજીક હોવાથી—એ કિશોરીને તો ઘણી વખત મળતો—પણ નમ્ર—અત્યત નમ્ર રહેતો. પોતાની પરિસ્થિતિ પર વિચાર કરતાં એને લાગ્યું કે ફરી જો કિશોરી એની બને તો જ એના જીવનમાથી ભય દૂર થાય હવે એને લાગ્યુ કે એણે કિશોરીને જીતવી જોઈએ. કેવળ ઈન્દ્રિયજન્ય આનંદની ખૂબી એ છે કે એ હમેશાં પોતાના રાહને છુપાવવાનો માર્ગ શોધે છે. પણ સ્ત્રીઓ જ્યારે નિશ્ચય કરે છે—ખાસ કરીને પ્રેમના વિષયમા, ત્યારે એમનું અજેયત્વ નૈસર્ગિક છે. કિશોરી અત્યત ચાલાક હતી હરદયાલની પરિસ્થિતિ અને એની યોજના એ તરત કળી ગઈ. એક વખત ઊર્મિલા બહાર ગયેલી એ તકનો લાભ લઈને હરદયાલે કિશોરીને ચા પીવા બોલાવી હતી ત્યાં સંવાદ શરૂ થયો. સાધારણ રીતે ખાદ્ય પદાર્થ પરથી, ટેઈસ્ટ પર, ત્યાથી કલા પર, ને ત્યાથી સેક્સ પર ચાલ્યા જવાનો માર્ગ પ્રચલિત છે:

'તમે ચા આવી જ ગળ્યી લો છો કે? ખાંડ લેશો?'

'ના, બસ બરાબર છે. બહુ મીઠાશ જીવનને કૃત્રિમ બનાવે છે.'

છેલ્લા વાકયમાં કાંઈ વધુ અર્થ સમાયો છે કે નહિ એ વિશે હરદયાલ વિચાર કરે તે પહેલાં જ કિશોરી બોલી:

'હવે તમે તો ઘરને સુંદર રીતે શણગાર્યું છે હો—ઊર્મિલાબહેનનો સ્વભાવ રસિક લાગે છે.'

'પણ તમારા જેટલો નહિ' હરદયાલને આ તક સરસ મળી ગઈ હતી

'હાં, હા,' કિશોરીએ તુરત જ વાત ફેરવી નાખી: 'મારી રસિકતા તો મેં એક જીવને માટે હવે વેડફી જ નાખી છે.'

એક જીવ એટલે કોણ? પોતે કે બીજા કોઈની—એના સંતાનની—વાત છે એ હરદયાલ સમજી શકયો નહિ.

'અનાથાશ્રમનો પટાવાળો લાગે છે!' બહારથી કોઈ નોકરને આવતો જોઈને હરદયાલ બોલ્યો: ખરી રીતે એ અનાથાશ્રમનો માણસ ન હતો. પણ હરદયાલ સૂચનાદ્વારા સત્ય મેળવવા મથી રહ્યો હતો. નોકર ચિઠ્ઠી હાથમાં મૂકીને ચાલ્યો ગયો સાધારણ વ્યવહારની જ ચિઠ્ઠી હતી. તેમાંથી ઊંચે જોઈને હરદયાલ બોલ્યો: આ વખતે એના અવાજમાં કૃત્રિમ માધુર્ય હતું 'કિશોરી! મારે તમને એક વાત કરવી છે!'

'શી?'

'તેં તારી રસિકતા મારે ખાતર વેડફાઈ જવા દીધી—એ મારો દોષ હું સ્વીકારી લઉં છું—ને તારો સ્નેહ પાછો મેળવવા—'

'ના, ના, તમે ભૂલો છો!' કિશોરી બોલીઃ 'મેં તમારે ખાતર એમ કર્યું જ નથી. એક જીવને ખાતર એમ મેં કર્યું હતું. અને એ અનાથાશ્રમમાં પણ હોય. અને ગમે ત્યારે તમારા ચરણ પાસે મૂકી શકાય!' કિશોરી બેઠી થઈ ગઈ. એનો સીનો ફરી ગયો. એણે સ્પષ્ટ કહ્યા વિના એવો ઘા માર્યો હતો કે હરદયાલના હાથમાં ચાનો કપ એમને એમ રહી ગયો. પણ તેણે ફરી હિંમત કરી

'કિશોરી! મારું જીવન ભયભીત, શંકિત, અરણ્ય જેવું છે એક વખત તું માને—ને હવે તું નર્સ છે—હોશિયાર છે—બધું સમજે છે—આપણે સુખેથી રહીશું!'

'ભલે, હું ઊર્મિલાબહેનને પૂછી જોઈશ!'

'શું?' હરદયાલ જવાબ આપે તે પહેલાં અકસ્માત ઊર્મિલાએ પ્રવેશ કર્યો. એ ધાર્યા કરતા કાંઈક વહેલી પાછી આવી પહોંચી હતી.

'કે—' કિશોરી બોલી. હરદયાલનો દેખાવ છૂરી નીચે આવેલા પ્રાણી જેવો દયાપાત્ર હતો. 'કે' પછીના શબ્દો પર એનું ભવિષ્ય લટકતું હતું.

'કે?'

'કે મારે અનાથાશ્રમમાં બાળકોને જોવા જવું છે, તમારે સાથે આવવું હોય તો—' કિશોરીએ વાક્ય પૂરું કર્યું હરદયાલનો જીવ હેઠો બેઠો.

'હા, હા, હું પણ એ જ કહેતો હતો—' હરદયાલે ઉતાવળે, બહુ જ ઉતાવળે કહ્યું. પણ એનો આ ક્ષણિક મુક્તિનો આનંદ તરત ઊડી ગયો. એને તુરત લાગ્યું કે કિશોરી અનાથાશ્રમમાં ઊર્મિલાને બાળકો જોવા માટે તેડી જઈને તો શું નું શું કરી શકે. તે પાછો હતો તેવો બની ગયો. શંકા ને ભયને લીધે વિનમ્ર. એનું આ પરિવર્તન ઊર્મિલાને ઘણું અકારું લાગ્યું. એને શંકા પડી હતી કે હરદયાલ અંતરમાં ઊંડે ઊંડે કાંઈક ગ્લાનિ અનુભવી રહ્યો છે; અને કિશોરી સાથેની તે દિવસની મુલાકાત પછી એ શંકા વધારે દૃઢ થઈ હતી.

વહાલસોઈ પત્નીની માફક એણે એક દિવસ એને પૂછ્યુંઃ

'મારે તમને એક વાત પૂછવી છે!'

'શી?'

'મને લાગે છે તમારી તબિયત અસ્વસ્થ છે!'

'ના રે, અસ્વસ્થ શાની? તું તો છે જ એવી પહેલેથી.'

'પણ તમારો વિનોદ-રમત-આનંદ સઘળાં ક્યાં જતા રહ્યાં? તમે હવે કાંઈ પ્રવૃત્તિમાં પણ રસ લેતા નથી. એ શું? તમને થયું છે શું?'

'અને પછી—આ સઘળો વ્યવહાર કેમ ચાલશે?'

'એ તો ચાલે જ છે તો. પણ મને પરણીને તમને એમ લાગ્યું હોય કે તમે તમારી પ્રવૃત્તિ ઉપર જબરો ઘા માર્યો—તો હજી હું તમને વિનવું છું કે તમે ફરી એ સઘળું સંભાળો. હું તમારી પડખોપડખ ઊભી છું!'

'અરે, તું તો ગાંડી છે ગાંડી. કાંઈ એમ વર્ષોનાં વર્ષો વેડફાય? એ તો ઠીક છે, એક બે વર્ષ રમત કરી લીધી!'

'તો પછી આ ઉદાસીનતા—વ્યગ્રતા—એ શાનાં છે?'

'કહું?'

'હા કહો.'

'ત્યારે જોને આ તારી અલકલી છે ને એમાં એક ધોળો વાળ દેખાય છે. એને લીધે આ ગ્લાનિ આવી છે!'

'એ તો છો ને દેખાતો!'

હરદયાલે વાત ઉડાવવા, ઊર્મિલાના વાળ પિંખવા માંડ્યા:

'જો બતાવું—એ આ ધોળો વાળ, પછી જો આ બીજો ધોળો વાળ, ને લે આ ત્રીજો—'

૬

ઊર્મિલાએ કિશોરીને કહ્યું: 'તમને ખબર છે, જ્યારે જેલમાંથી છૂટીને આવ્યા ત્યારે એમનામાં કેટલી સ્ફુર્તિ હતી?'

'હા, કેમ નહિ?—કદાચ એમ જ કહોને કે સઘળી પ્રવૃત્તિના પ્રાણ એમનામાંથી જન્મ્યા.'

'અને હવે તમને ખબર છે?'

'શું?'

'જાણે એ જોમ, જુવાની, જગમાં જવાની તાકાત, સ્ફુર્તિ કાંઈ નથી. ઘરખૂણે—બનતાં સુધી અંધારખૂણે બેસે છે ને વાંચે છે.'

'શું વાંચે છે?'

'ડીટેક્ટીવ વાર્તાઓ—કે સિનેમાની નટીઓનાં જીવનવૃત્તાંતો.'

'એનું શું કારણ બહેન?'

'એ જ સમજાતું નથી ને. એને જાણે કોઈ ઊંડી ઊંડી બીક પેસી ગઈ હોય—અથવા તો જાણે કે પ્રવૃત્તિ માત્રમાંથી રસ ઊડી ગયો હોય તેવું લાગે છે.'

કિશોરીએ આ વાર્તાલાપ પછી પોતાનો નિશ્ચય કરી લીધો. એને લાગ્યું કે કારણ વિના બન્નેનાં જીવન વેડફાઈ જાય છે.

એક દિવસ પાછી એવી જ અચાનક રીતે તે હરદયાલને મળવા આવી. આ વખતે એને જીવનના એક મહાન પ્રશ્નનો ઉત્તર આપવાનો હતો. નિઃશસ્ત્ર કે સશસ્ત્ર, સંગ્રામ ગમે તે પ્રકારનો હોય, પણ એ માનવમાં રહેલી તેજસ્વિતાને બહાર આણે છે. જેણે પોતાના એકના એક જુવાન પુત્રને સંગ્રામમાં ગુમાવ્યો હતો, અને હજી પણ જેની મધરાતે નીકળેલી સ્મશાનયાત્રા એ જ જેને માટે જીવનની મધુરમાં મધુર સ્મૃતિ હતી, એવા એક સર્જનની ઓળખાણ છેલ્લા છેલ્લામાં કિશોરીને થઈ હતી. જ્યારે જુઓ ત્યારે એના ચહેરા પર વિષાદ ભરેલું સ્મિત રમતું હોય. એનું નામ ડૉ. રાજશેખર. રાજશેખરનો પુત્ર લડાઈમાં પડ્યો અને લાંબા જેલનિવાસે ને ત્રીજા વર્ગના અનાજે એને હતો ન હતો કરી નાખ્યો. રાજશેખરની પત્ની તો તે પહેલાં જ મૃત્યુ પામી હતી: એટલે કાંઇક પીઢ ગણાય એવી વયે એ પોતે એકલો જ થઈ રહ્યો. સઘળા ઘાને શાંતિથી સહન કરી એ પોતાના કામમાં લાગી ગયો. એણે પોતાનો જીવનક્રમ ફેરવી નાખ્યો. અને એને એક મહાન સત્ય મળ્યું હોય તેમ એના ચહેરા પર સ્મિત આવી ગયું. અંતરમાં બેઠેલા વિષાદ સાથે એ ભળી ગયું. અને સત્યમાંથી

સૌન્દર્ય જન્મે તેમ એના ચહેરા પરનું અજબ આકર્ષણ તે આ વિષાદભર્યું સ્મિત થઈ પડ્યું. અત્યાર સુધીનું એનું જીવન હોઠમાં રહેલી ચીરૂટની સતત હાજરીથી શોભી રહેતું. માણસ આવીને ઊભો રહે કે પહેલી વાતચીત એ આ રીતે કરતો: 'મને વધારે વખત નથી. તમે ત્યાં કમ્પાઉન્ડરને ફી આપીને પછી વાતચીત કરવા આવો.' એની દૃઢ માન્યતા હતી કે મનુષ્ય સંચા જેવો છે, એને ક્યાં તેલ ખૂટે છે એટલું જાણી ત્યાં તેલ સીંચી દેવાથી, સંચો થોડો વખત અવાજ કર્યા વિના ચાલશે. એટલે એ અવારનવાર શરીર સિવાય મનમાં પ્રવેશ કરતો જ નહિ. એટલો એને વખત પણ ન હતો. એ કહેતો કે મારે મન દરેક માણસ પાંચની, દસની, પચાસની, સોની એવી નોટનું બંડલ છે. આવો કડક, હોંશિયાર, પોતાના કાર્યમાં અત્યંત પ્રવીણ, પણ કાંઈક માનવતા વિહોણો ડૉ. રાજશેખર એક રીતે તમને આ જમાનાની પણ ઘણી આગળ પડતી પેદાશ જેવો લાગે. એના એકના એક પુત્રની લાંબી માંદગીએ એને પહેલવહેલા ખબર પાડી કે માણસ, સંચો અને મન બન્નેની હાજરી બતાવે છે. અને પુત્રના મરણ પછી એનો જીવનક્રમ સાવ ફરી ગયો. તે વખતે એને એ પણ લાગ્યું કે મારા જેવા સાધન-સંપન્ન માણસને માંદગી આટલી મુશ્કેલીભરેલી થઈ પડી, તો ગરીબ માણસની જીવનકથા કેટલી ભયંકર હોવી જોઈએ. જેમ જેમ માનવો પ્રત્યે માનવ તરીકે જોવા લાગ્યા તેમ તેમ એને જીવનમાં નવો રસ આવ્યો. કિશોરીને એની સાથે પરિચય થયો ત્યારે પહેલવહેલાં એની અજબ શક્તિ અને એની માનવની અજબભક્તિ એ બન્ને વસ્તુ જોઈને એ છક્ક થઈ ગઈ. એને લાગ્યું કે આ માણસ, માણસ તરીકે સંપૂર્ણ બનેલ છે. એ એના વધારે પરિચયમાં આવતી ગઈ અને ધીમે ધીમે એની હાજરીમાં એ પોતાની જાતને ભૂલી જવા લાગી.

કિશોરી હરદયાલને મળવા આવી ત્યારે એ આ પરિસ્થિતિમાં હતી. એને રાજશેખર પ્રત્યે મોહિની નહિ, રાજશેખર પ્રત્યે ભક્તિ જન્મી હતી. એનું મન આજે છિન્નભિન્ન થઈ ગયું હતું. એક માત્ર હરદયાલનો પ્રસંગ ન પડ્યો હોત તો એ કેટલી પાવનજ્વાલાના સંસર્ગમાં પોતાને મૂકી શકી હોત: અને તેથી જ જ્યારે રાજશેખરની સાથેના સંસર્ગના પરિણામે સહધર્મચારિણી બનવાનો પ્રસંગ આવે એવી પરિસ્થિતિ જન્મી ત્યારે એના મનમાં એક મહાપ્રશ્ન આવીને ઊભો: 'હું એને દગો તો નથી કરતી નાં!' પણ એનામાં રાજશેખર પાસે આ પ્રશ્ન રજૂ કરવાની હિમ્મત આવી શકતી ન હતી એનાં બે કારણ: એક તો પેલો સ્મિતભરેલો વિષાદમય આકર્ષક ચહેરો, ફરી એના કારણે સ્મિતવિહોણો બની જાય એવી એને શંકા હતી. બીજું, રાજશેખર માનસિક ભૂમિકા ઉપર હતો કે જ્યાં કોઈ અમંગલ કે અનુચિત વાર્તાની શરૂઆત કરવાનું કોઈને પણ મન ન થાય. એ કારણે હરદયાલને મળી પોતાની વાત પર ઉકેલો પડદો પાડી દેવાનો તેમજ બાળક વિશે કાંઈક નિશ્ચિંત બની જવાનો એનો ઈરાદો હતો. એ હેતુથી આજે એ આવી ત્યારે ઊર્મિલાને બહાર જવા માટે તૈયાર થતી જોઈ એને આનંદ થયો.

'કેમ બહેન?—છે, શેઠસાહેબ છે?'

'હા, આવોને. મારે જરા ડૉ. રાજશેખરને મળવું છે એટલે હું જાઉં છું. તમારે બહુ વાર ન થાય તેમ હોય તો હું રોકાઉં છું.'

'મારે નાં—! મારે, વાર્ષિક બજેટનું કામ છે એટલે જરા વાર થશે. તમો તમારે જાઓ.'

ઊર્મિલા ચાલી ગઈ. કિશોરીએ નિઃશંકપણે હરદયાલના દીવાનખંડમાં પ્રવેશ કર્યો.

આખા વિશાળ દીવાનખંડમાં એકલા હરદયાલને બેઠેલ જોઈ ને, કોઈ વખત નહિ થયેલો એવો અધીરો આનંદ આજે એને થયો.

'હું તમારી પાસે એક કામે આવી છું!' તે હરદયાલની પાસે પહોંચતાં જ બોલી. આવી રીતે એને બોલવાના હક્કનો હરદયાલથી ઇનકાર થાય તેમ ન હતો પરંતુ એને પણ લાગ્યું હતું કે આ સ્ત્રી હવે ગજબ રીતે પોતાના ઉપર વધુ ને વધુ કાબુ મેળવતી જાય છે. એને ઘણી વખત બળવો કરવાનું મન થઈ આવતું પણ બીજી ક્ષણે પરિણામથી ડરીને શાંત થઈ જતો. એણે શિકારમા સપડાયેલા પ્રાણીની નિરાશાથી જવાબ વાળ્યો: 'હા, શું, બોલોને!'

કિશોરી કાંઈક ઉતાવળથી બોલી: 'જુઓ, એમ છે, કે હવે મારે ફરી ઠામ થવું છે!'

'બરાબર!'

'અને તેનો આધાર તમારા ઉપર છે.'

'શી રીતે?'

'શી રીતે? આ ડૉ રાજશેખર છે ના—'

રાજશેખરનું નામ આવતા હરદયાળને સાંભર્યું: 'તમને ખબર છે ઊર્મિલા ત્યાં જવાની હતી તે ગઈ છે કે નહિ?'

'હમણાં જ ગયાં મેં જોયા ને. મને સામા જ મળ્યા'

'હાં, તો બસ. હવે આગળ ચલાવો કારણકે ઊર્મિલાને શકા પડી છે કે તમારી કોઈ ગુપ્ત વાતમાં કે મારી કોઈ ગુપ્ત વાતમા આપણે એકબીજા સાથે સંકળાયેલાં છીએ.'

'એમ!...એ તો બહાર ગયા છે.'

'હાં, તો ચલાવો. શું છે રાજશેખર વિષે?'

'એમ કે રાજશેખરના જીવનકાર્યમાં હું રસ લઈ શકુ છું.'

'ઘણું સારું.'

'અને આ રેંકડીવાળાને પણ જીવનસંગ્રામમા સાથોસાથ હલકથી ચાલ્યાં જતાં જોઈને મને આપણા જીવનની દયા આવે છે. આપણું જીવન એવુ સંવાદી ક્યારે બનશે? જાણે એક બીજાના આશ્રય વિના આગળ વધવાનુ જ અસંભવિત હોય. એટલા માટે હું રાજશેખર સાથે જોડાવા ઇચ્છું છુ!'

'એ વિચાર અત્યત—અત્યત સુંદર છે' હરદયાલે કાંઇક ઉત્સાહથી કહ્યું.

'પણ વાત એમ છે કે આપણા ગોપાલ—મેં આપણાં એ સંતાનનું નામ ગોપાલ રાખ્યું છે એ તમને ખબર નહિ હોય!—તુ શું? આજ દિવસ સુધી હું એને મારી સખીમિત્રની ઓળખાણને લીધે અનાથાલયમાં રાખી શકી—ને હજી પણ રહી શકે—પણ શા માટે એણે અનાથ રહેવું જોઇએ? મારે તમારી એવી મૈત્રી શા માટે જાળવી રાખવી?'

'ત્યારે?'

'મને એક રસ્તો સૂઝે છે.'

'શો?'

'કાલે સવારે લગભગ પાંચ વાગે હું આવીશ. ગોપાલ સાથે. એને હું તમારા દરવાજા પાસે મૂકીને જતી રહીશ—તમારે એને મોટા કરવો રહ્યો—'

'કિશોરી—તું આટલી ધૃષ્ટ—આટલી બધી ક્રૂર—'

ચાલે એવી, જેને તમે 'થર્ટી થીઅર્સ વૉર' કહી શકો, તેનું મૂળ શોધો તો કાં લાણામાં થાળી આપવી રહી ગઈ હોય કે જમણવારમાં નોતરું રહી ગયું હોય! જૂનો જમાનો જૂની ભૂલો માટે લડ્યા કરતો ને બળહીન બનતો. નવો જમાનો પણ એમ ભૂલોને ગણીને ગાંઠે બાંધીને જ ફર્યા કરશે?'

કિશોરીની નજર સમક્ષ લાખો કેટલાય દિવસોનો વ્યર્થ સંતાપ તરી આવ્યો! પોતે હેરાન થઈ—હરદયાલને અંધારિયા ખૂણામાં બેસનારો નિર્માલ્ય બનાવ્યો, ને છેવટે—

એની વિચારમાળા અટકી. રાજશેખરનો આધારરૂપ હાથ એના ખભા પર કાંઈક અવાજ સાથે પડયો: 'અને મારે તો, કિશોરી! મારા જીવનકાર્યને સમજીને આગળ ઉપાડી શકે એવા એક નિર્દોષ પ્રબળ આત્માની જરૂરિયાત હતી તે આજ મળી ગયો. કેમ ગોપાલ! એનું નામ તમે ગોપાલ રાખ્યુ છે કાં?'

કિશોરીએ માત્ર માથુ ધૂણાવ્યું

'પણ તમે બોલતા કેમ નથી? ઊર્મિલાબહેન! આ તમારાં સૈનિક બહેન કેમ શાંત બની ગયાં છે? હેં! એમની લુચ્ચાઈ તો જુઓ. આવું સુંદર બાળક અમને અમારા કાર્યમાં કેટલું પ્રોત્સાહન આપે...એને સંતાડી રાખતાં હતા...'

રાજશેખર બોલતો અટકીને એકદમ જરા પાછળ ખમી ગયો: 'મહાનુભાવ!' કિશોરી એના પગ પાસે પડીને ગદ્દગદ્દ કંઠે બોલી રહી હતી. 'હું તમારે માટે લાયક કહેવાઉં? મારી એક છેલ્લી વિનતી છે મને મારા અંધાર પ્રદેશમાં જ રહેવા દો! મને ફરી અણજાણી સ્ત્રી બની જવા દો!'

'અરે, ચાલ ચાલ, હવે તારે છટકી જવુ છે કા? તારા જેવીનું જ અમારે કામ છે!'

હરદયાલ આ બધા દેખાવથી એટલો બધો ગભરાઈ ગયો હતો કે તે જે રસ્તે આવ્યો હતો તે જ રસ્તે પાછો જવા માટે સરકી જવા લાગ્યો. પણ ઊર્મિલાએ તેને જતો દેખ્યો કે તરત પકડયો. 'ક્યાં જાઓ છો હવે? ચોરી કરીને પછી ભાગી જવું છે એમ! હવે તો પૂરો ન્યાય સાંભળી લો!'

'એમને—ને કિશોરીને બંનેને આ મૂંઝવણ સતાવી રહી છે કે આ વાત પ્રગટ થઈ શી રીતે—? પણ ભાઈ, તમે ઊર્મિલાબહેનને ઓળખતાં નથી; એ તો દીવાનખંડમાં કોચ નીચે પેસીને પણ બધુ સાંભળી લે તેવાં છે!'

છોકરો ગોપાલ ખડખડાટ હસી પડયો!

'ચાલો ચાલો હવે, અંદર ચાલો. કિશોરી, હવે આપણે પણ હમેશને માટે ધામા તો આંહી જ નાખવાના છીએ હો. એટલો દંડ હરદયાલ ભરશે ત્યારે જ એનો છુટકારો થશે. ઊર્મિલાબહેને એ સરત કરાવ્યા પછી જ મને આ વાત કરી છે તો!' સૌ અંદર જવા લાગ્યાં.

ગોપાલ, રાજશેખરની આંગળીએ વળગીને અંદર જઈ રહ્યો હતો.

કિશોરી અને ઊર્મિલા એનો ઠેક જોઈને હસતાં હસતાં પાછળ ચાલી રહ્યાં હતાં.

હરદયાલ સૌથી પછવાડે હતો. ઊર્મિલાએ એ જોયું ને એ પાછી ફરીઃ મા બાળકને ધમકાવે તેમ ખોટા ઠપકાથી એને ધમકાવી રહીઃ 'તમારે પણ મારી આંગળી નથી છોડવાની સમજ્યા? મારો હાથ પકડીને આગળ ચાલો. નફ્ફટ નહિ તો?' *

---

* શ્રી. ધૂમકેતુની નવલકથા અને નવલિકાઓના સંગ્રહ 'મલ્લિકા'માંથી

આધુનિક ગુર્જર સાહિત્યક......૨

# શ્રી. ઝીણાભાઈ રતનજી દેસાઈ

'પિપાસુ'

[મહારાષ્ટ્રીય સાહિત્યાકાશમાં થોડા જ વખત પહેલાં ઉદય પામી 'શેપ' તખલ્લુસ હેઠળ બહાર પડેલી પોતાની અનેક લઘુ વાર્તાઓથી મહારાષ્ટ્રીય વિવેચકો અને વિદ્વાનોની પ્રશંસાને પાત્ર બનેલ ઍડવોકેટ શ્રી ખંડેરાવ સુળેએ મરાઠી ભાષાના 'જ્યોત્સ્ના' નામના સુપ્રસિદ્ધ માસિકમાં "આધુનિક ગુર્જર સાહિત્યક" ના શીર્ષક હેઠળ એક લેખમાળા શરૂ કરેલ છે. એક સિદ્ધહસ્ત ગદ્ય લેખક હોવા ઉપરાંત ઍડવોકેટ શ્રી. સુળે બહુશ્રુત છે, વિજ્ઞાનથી માંડી સાહિત્ય, રાજકારણ, અર્થશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાન સુધીના વિષયોમાં એમને ઊંડો રસ છે, અને એને લીધે શ્રી. રામનારાયણ વિ. પાઠકથી માંડી શ્રી. ઉમાશંકર જોષી સુધીના અનેક પીઢ કે તરુણ ગુજરાતી સાહિત્યસેવકોનો એ સર્વાંગી પરિચય સાધી શકયા છે. પોતાના પ્રાન્તના લેખકોને પરપ્રાન્તીય વિદ્વાનો કેવી રીતે જુએ છે તે જાણવાની વૃત્તિ તો સહુ કોઈમાં સ્વાભાવિક હોય છે એ દૃષ્ટિએ શ્રી સુળેની લેખમાળાનો ગુજરાતી અનુવાદ 'પ્રસ્થાન'ના વાચકો ઉલ્લાસપૂર્વક વાચશે એમ ધારી આપવો શરૂ કરેલ છે શ્રી. રામનારાયણ પાઠક પરના પ્રથમ મણકાનો ગુજરાતી અનુવાદ અષાડ માસના 'પ્રસ્થાન'ના અંકમાં પ્રકટ થયો હતો. આ શ્રી. ઝીણાભાઈ દેસાઈ પરના બીજા મણકાનો અનુવાદ છે. એ પછી ત્રીજો આવતા અંકમાં શ્રી. કનૈયાલાલ મુનશી પરનો આવશે -પિપાસુ]

## નૂતનયુગના પ્રેરક

સને ૧૯૨૧ની અસહકારની ચળવળે સારાય ગુજરાતના સામાજિક જીવનમાં એક બળપ્રદ ક્રાન્તિ ફેલાવી. ગુજરાત એટલે તો 'દોઢિયાનું ઘી અને ઘીનું દોઢિયું' એમ વદનારા વણિકોનો પ્રાન્ત. અંગ્રેજી રાજના અમલની શરૂઆતમાં પણ માત્ર કરસનદાસ મૂળજી સરખો એક કૃતનિશ્ચયી સમાજસુધારક આપણે જોયો હતો, અથવા તો નર્મદાશંકર સરખા આગામીયુગની નવી દૃષ્ટિવાળા પ્રતિભાસંપન્ન દ્રષ્ટા નજર સમક્ષ ખડા થાય છે. પણ આ તો અસહકારયુગના પહેલાના સમયમાં માત્ર અપવાદ તરીકે જ સમજવું. સને ૧૯૨૧ની સાલના રાજકીય આંદોલને વીજળીનો સ્પર્શ જેમ શરીરને થરથરાવી મૂકે તેમ ગુજરાતને થરથરાવી મૂકયું. કંઈક અદ્‌ભુત ચૈતન્યનો સંચાર થતાં સારોય યુવકવર્ગ ખળભળી ઊઠયો. એ રાજકીય ક્રાન્તિએ ગુજરાતના જીવનસમસ્તમાં ક્રાન્તિ પેદા કરી, સામાજિક તેમજ સાહિત્યક્ષેત્રમાં સુદ્ધાં એ રાજકીય ચળવળે ગુજરાતમાં એક નૂતનયુગનાં મંડાણ માંડયાં. એ નવીનયુગની પ્રેરણા ઝીલી, હૃદયમાં ઉદ્‌ભવેલી અવનવી ઊર્મિઓને ગુર્જર સાહિત્ય માળામાં સિંચીને સુપીક કરનારા યુવાન લેખકોમાં શ્રી. ઝીણાભાઈ ઊર્ફે 'સ્નેહરશ્મિ'નું સ્થાન મોટું મનાય છે. હૃદયમાં ઉદ્‌ભવેલા રસભાવોનું ગુંજન કાવ્યરૂપે પ્રકટ કરવાની પ્રથા આદિકવિ વાલ્મિકીથી શું નથી ચાલી આવી?

## સ્વાવલંબી ઉર્જીતાવસ્થા

ગુર્જર કાવ્યસાહિત્યમાં શ્રી. ઝીણાભાઈ 'સ્નેહરશ્મિ'ના નામથી અધિક પરિચિત છે. એમનો જન્મ સને ૧૯૦૩માં સુરત જિલ્લાના ચીખલી તાલુકાના સમરોલી ગામમાં એક અનાવિલ બ્રાહ્મણના કુટુંબમાં થયો હતો. નાનપણમાં જ એમના પિતા સ્વર્ગસ્થ થયા હતા. તેથી અનેક કષ્ટો સહન કરીને તેમના માતુશ્રીએ તેમને તથા તેમના નાનાભાઈ શ્રી. ગુલાબભાઈને શિક્ષણ આપવું જારી રાખ્યું. સને ૧૯૨૦ની સાલમાં શ્રી. સ્નેહરશ્મિ મેટ્રિકના વર્ગમાં હતા. તે અરસામા શાળા પાઠશાળાના બહિષ્કારની ચળવળ શરૂ થઈ. શ્રી. સ્નેહરશ્મિએ શાળા છોડી સીધું પોતાના ગામ તરફ પ્રયાણ કર્યું યુનિવર્સિટીમાં પહેલા દશની અંદર આવે એવા હોશિયાર વિદ્યાર્થીને શાળા છોડી જતો જોઈને શાળાના સંચાલકો અત્યંત ખિન્ન થયા હતા શાળા છોડ્યા પછી પોતાના આઠદશ સોબતીઓ સાથે શ્રી. સ્નેહરશ્મિએ પોતાના તાલુકામાં સ્વદેશી, દારૂબંધી, શિક્ષણપ્રચાર, વગેરે ચળવળ શરૂ કરી. ત્યારબાદ એક વર્ષે અમદાવાદમાં મહાત્મા ગાંધીએ સ્થાપન કરેલી ગૂજરાત વિદ્યાપીઠના વિદ્યાર્થી બની તેમણે અભ્યાસ શરૂ કર્યો અને ત્યા રાજકારણશાસ્ત્રનો વિષય લઈ ચાર વર્ષમાં તેમણે વિદ્યાપીઠની સ્નાતક અથવા બી. એ.ની પરીક્ષા પસાર કરી તે પછી થોડા સમય સુધી તેમને વિદ્યાપીઠમાં ઇતિહાસ અને રાજકારણના અધ્યાપક તરીકે નીમવામાં આવ્યા હતા. વિદ્યાપીઠમાં જ પોતાનો સઘળો અભ્યાસ ટ્યુશન, શિષ્યવૃત્તિ મેળવી પૂરો કર્યો. એ રીતે પોતે મેળવેલા પૈસામાંથી પણ તેમણે ત્રણચાર ગરીબ વિદ્યાર્થીઓને પણ સહાય કરી હતી. સને ૧૯૨૯ની સાલમા ભરાયેલી પ્રથમ 'અખિલ ભારતીય સ્વાતંત્ર્ય પરિષદ'ના તેઓ સ્વાગત પ્રમુખ બન્યા હતા. ત્યારબાદ અમદાવાદમાં 'નૂતન ગુજરાત' નામના અઠવાડિક પત્રના તંત્રી તરીકે કેટલોક સમય કામ કર્યું હતું ૧૯૩૦ અને ૧૯૩૨ની સાલમાં કાયદાભંગની ચળવળને અંગે અનુક્રમે તેમણે નવમાસ અને બે વર્ષનો કારાવાસ ભોગવ્યો. આજે ગુર્જર સાહિત્ય ક્ષેત્રમા સાચે જ પ્રથમ પંક્તિના ગણાતા અધ્યાપક શ્રીરામનારાયણ પાઠક જેવા પીઢવયી સાહિત્યકારથી માંડીને શ્રી ઉમાશંકર જોષી જેવા અત્યત નાની વયના સરસ્વતીકુમાર સુધીમાં આ કારાવાસ સત્રના ઝપાટામાથી બચવા પામેલા ગુર્જર સાહિત્યકારો બહુ જ ઓછા હશે. બે વર્ષની સજાની મુદત પૂરી કરી સને ૧૯૩૪માં બહાર આવી શ્રી. સ્નેહરશ્મિએ સ્વતઃ સહશિક્ષણની સંસ્થાનો ભાર ઉપાડી લીધો, ને મુંબઈના ઉપનગર વિલેપારલેમા આવેલી શ્રીમતી ગોકળીબાઈ હાઈસ્કૂલના મુખ્ય અધ્યાપક બની થોડા જ સમયમાં એ શાળાને પહેલી પંક્તિની શાળાની કોટિમા મૂકી દીધી. ગયે વર્ષે અમદાવાદમાં મહાત્મા ગાંધીના પ્રમુખપદે મળેલી ગુજરાતી સાહિત્ય પરિષદના બારમા અધિવેશનમાં પરિષદનું બંધારણ બદલવા માટેની ત્રણ સભ્યોની સમિતિ નીમાઈ હતી, તેમાં શ્રી. સ્નેહરશ્મિ પણ એક સભ્ય છે.

## કારાવાસમાં સાંપડેલી વાઙ્મય સ્ફૂર્તિ!

ગૂજરાત વિદ્યાપીઠમાં અભ્યાસ કરતાં કરતાં વિદ્યાર્થીજીવનમાં જ 'સ્નેહરશ્મિ'ના નામે શ્રી. ઝીણાભાઈએ કવિતા લખવાનું શરૂ કર્યું હતુ. કાવ્યલેખન શરૂ કર્યાને પંદર વર્ષ થઈ ગયા છતાં અનેક કારણોવશાત્ એમનો 'અર્ધ્ય' નામનો કાવ્યસંગ્રહ છેક ૧૯૩૫ સુધી પ્રસિદ્ધ થઈ શક્યો ન હતો. એમની ટૂંકી વાર્તાઓના સંગ્રહ એક પછી એક ક્રમશઃ પ્રસિદ્ધ થતા રહ્યા છે. એક બે વાર્તાઓ સિવાયની એમની તમામ ટૂંકી વાર્તાઓ ૧૯૩૨ની સાલની લડત

વખતે સાબરમતી જેલ માહેના બે વર્ષના કારાવાસ દરમ્યાનમા લખાઈ હતી. તે વેળા સાબરમતી જેલમાં કર્ણાટકના સુપ્રસિદ્ધ આગેવાન શ્રી. હુકેરીકર અને ડૉ. હાર્ડીકરે એમની ટૂંકી વાર્તાલેખનના કાર્યમા ખૂબ પ્રોત્સાહન આપ્યુ હતુ કારાવાસમાં લખેલી વાર્તાઓને 'સ્નેહરશ્મિ 'એ જેલમાંથી બહાર આવી ' સહદેવ ' નામથી પ્રસિદ્ધ કરી હતી. આજસુધીમાં ' તૂટેલા તાર ' ' ગાતા આસોપાલવ ' અને ' સ્વર્ગ અને પૃથ્વી ' એમ એમના ત્રણ વાર્તાસંગ્રહ પ્રકટ થઈ ચૂકયા છે. ' તૂટેલા તાર ' નામના વાર્તાસંગ્રહમા એમની ' તૂટેલા તાર ' ' કમુ ' અને ' મોટીબહેન ' એ ત્રણ દીર્ઘકથા છે. એ ત્રણે ઉત્કૃષ્ટ વાર્તામાં એમણે માનવ સ્વભાવનું જે મનોરમ ચિત્રાલેખન કર્યું છે તે વાચીને થાય છે કે લાબી વાર્તા પરથી નવલકથા લેખન પ્રતિ શ્રી. સ્નેહરશ્મિની પ્રતિભા વળે તો તેઓ ગુજરાતી સાહિત્યમા એક ઉત્તમ પક્તિના નવલકથાકાર દરે એમા શકાને સ્થાન નથી ' ગાતા આસોપાલવ ' નામના એમના બીજા સગ્રહમાં ' પ્રતીક ' ' તેની પ્રતિમા ' અને ' માછી કન્યા ' એ એમની અત્યન્ત કાવ્યપૂર્ણ વાર્તાઓ છે. એ વાર્તાઓ પરથી જ એક બે ટીકાકારોએ તો ' આખરે તો કવિ જ ને!" એવું એમને વિષે ઉચ્ચાર્યું છે. પરતુ એ સગ્રહમા એમની ' એન્જિન ડ્રાયવર ' ' પહેરણુ ', ' ગરીબનો દીકરો ', ' નારી હૃદય ', ' ગૌરી ', વગેરે વાર્તાઓમાં આપણા સમાજની ગરીબ, દુઃખી, કષ્ટપીડિત વર્ગની હાલતનો એમણે એવો આબેહૂબ ચિતાર આપ્યો છે કે તે જોતાં કાવ્યની પેઠે જ જીવનમાંના ક્લેશકકાસનુ વાસ્તવિક ચિત્ર તેઓ વાર્તામા રજૂ કરી શકે છે એમ સૌ કોઈ કબૂલ કર્યા વિના ન રહી શકે. ઘરે સખત તાવથી થરથરતા પોતાના પુત્રની બરદાસ કરવાની પણ રજા ન મળતા પુત્રની માંદગીનો વિચાર કરતાં કરતાં જ એન્જિન ચલાવનારો ડ્રાયવર પોતાના પુત્રના મૃત્યુનુ વેર લેવાનો નિર્ણય કરીને સાહેબના બગલાની ફરતે આંટા મારે છે ને આખરે આગની ઝાપટમાં સપડાયેલા સાહેબના પુત્રનો પ્રાણ કેવી રીતે બચાવે છે તે વેર અને માનવદયાના દ્વદ્વ વિષેની વાર્તા ખરેખર હૃદયસ્પર્શી છે ' પહેરણુ ' નામની વાર્તામાં પુત્રના અંગરક્ષણ માટે એક ગરીબ માતા દરજીની દુકાને પહેરણ શીવડાવવા ગઈ છે ત્યા સિલાઈના પૈસાને બદલે દરજી તેના શિયળની માગણી કેવી રીતે કરે છે તેનુ અંતર્યંત હૃદયદ્રાવક વર્ણન કરેલુ છે. એ સંગ્રહમાની ' આખ ' નામની વાર્તામા માનસશાસ્ત્રની એક અદ્ભુત સમસ્યા રહેલી છે. શ્રી. સ્નેહરશ્મિની ' મિત્રો ' નામની વાર્તાનો 'જ્યોત્સના'ના 'પરપ્રાંતીય વાઙ્મય વિભાગ'ના સપાદક શ્રી. ગિજરેએ તેની સાહિત્યકથાના એક અંકમાં અનુવાદ કર્યો છે.

## વાર્તા માંહેનો સામ્યવાદી દૃષ્ટિકોણ

શ્રી. સ્નેહરશ્મિના ' સ્વર્ગ અને પૃથ્વી ' નામના ત્રીજા વાર્તાસંગ્રહમાં ગુજરાતના એક પ્રખર ટીકાકાર અને વિખ્યાત સાહિત્યકાર અધ્યાપક બલવંતરાય ઠાકોરે એક મોટી પ્રસ્તાવના લખેલી છે. એ સંગ્રહમા ' ભાગેલો હાથ ', ' કાળી ટોપી ', ' ચપલ ', ' ચોર ', આપણા સમાજની વર્ગવિષમતાના મર્મ ભાગો બતાવતી અત્યન હૃદય સ્પર્શી વાર્તાઓ છે. શ્રી. સ્નેહરશ્મિની વાર્તામાં માનવસ્વભાવમા ગર્ભિત રહેલા દભ, અહંકારાદિ દોષોનો ભારે કલાપૂર્ણ ઉપહાસ છે. ' તેની પત્ની ', ' અનાદી ', ' તેની તે વાત ', ' બુરખાવાળી ' ઇત્યાદિ વાર્તાઓમાં પણ એ કટાક્ષ પ્રધાનસ્થાન ભોગવતો દેખાય છે. શ્રી સ્નેહરશ્મિના કાવ્યોમાં ન જોવામાં આવતો પ્રણયરસ તેમની વાર્તાઓમાં ખૂબ પ્રમાણમાં જોવામા આવે છે. તથાપિ એમની પ્રણયકથાઓ કામપૂર્ણ—વિકારી નથી પરતુ પ્રેમપૂર્ણ-સાત્ત્વિક છે.

## 'અર્ઘ્ય'નું મુગ્ધ કરુણ વાતાવરણ

શ્રી. સ્નેહરશ્મિનો 'અર્ઘ્ય' નામક કાવ્યસંગ્રહ સને ૧૯૩૬ની શરૂઆતમા પ્રસિદ્ધ થયો હતો. કવિની મૂળ યોજના પ્રમાણે એ સંગ્રહના 'દીપક', 'ફૂલછાબ', 'યજ્ઞ' અને 'આહુતિ' એવા ચાર વિભાગ કરી અર્ઘ્યના ચાર વિભાગોની જેમ પ્રત્યેક વિભાગમાં તે તે વિભાગને અનુરૂપ કાવ્યો આપવાનો આશય હતો. પરતુ 'યજ્ઞ' અને 'આહુતિ' વિભાગમાં રાજકીય સ્વરૂપનાં કેટલાંક કાવ્યો મુદ્રકે છાપવાની ના પાડી તેથી કાવ્યોનું વર્ગીકરણ ન કરતાં મૂળ યોજનામાંની અનેક કવિતાઓ પડતી મૂકી આ સંગ્રહ પ્રસિદ્ધ કરવામાં આવ્યો. શ્રી. સ્નેહરશ્મિના શરૂઆતનાં કાવ્યોએ ગુજરાતી વાચકવર્ગનું ધ્યાન તરત જ ખેંચ્યું હતું. પ્રો. બલવંતરાય ઠાકોરે શ્રી. સ્નેહરશ્મિની અને પોતાની પ્રથમ મુલાકાત કેવી રીતે થઈ હતી તેનું પોતાને મોંએ જ ભાવભર્યું વર્ણન કર્યું છે. તેઓ કહે છે "સાબ્રમતીતીરે શ્રી. કસ્તુરબાને હીંચકે તે પાછલો પ્રહર મને હજી સાભરે છે, જ્યારે કિશોર ઝીણાભાઈ દેસાઈ અને હું પ્રથમ પહેલા મળ્યા, એમનાં સગીતમધુર બગાળીલયની છાટવાળા સ્નિગ્ધઘેરા પદો દ્વારા. સર્જન મદિરને ઉમરે રમતા એ કવિ કિશોરની કૃતિઓમાં મને મુગ્ધકરુણ વાતાવરણની વિશિષ્ટતા લાગી."

## કાવ્યમાં વિકાસવાદ-સમાજવાદ

જેમ બંગાળી ધાટીના પ્રથમ ગીતોમા શ્રી. સ્નેહરશ્મિને પ્રસિદ્ધિ મળી ગઈ તેમ તે સાથે એમના પ્રતિકૂળ ટીકાકારોને પણ એક ટીકા કરવાનુ મર્મસ્થાન મળ્યુ વાસ્તવિક રીતે છંદોનું અનુકરણ કરવામા અને કાવ્યના વિચારોનુ કે તત્ત્વજ્ઞાનનું અનુકરણ કરવામાં મોટો તફાવત રહેલો છે તત્ત્વ કે વિચારને અંગે શ્રી. સ્નેહરશ્મિએ કોઈનુ પણ અનુકરણ કર્યું દીસતુ નથી. શરૂઆતમાં એમના તરુણ માનસ પર રવીન્દ્રનાથના છાયાવાદની થોડીશી અસર પડી હતી ખરી, પરતુ પોતાના ગૂઢ ગૂંજનના કોશમાથી બહાર આવનાર સ્વતંત્ર વૃત્તિના પતગિયાની જેમ તેમણે મૌલિક કવિતાઓ લખવાની એકદમ શરૂઆત કરી દીધી. એમની પ્રતિભા જ ગૂઢવાદને જોઈએ તેવી અનુકૂળ નથી. એઓ તો ભૌતિક, વિકાસવાદી હોઈ દેશ, જાતિ, ધર્મ, વગેરે બાબતોમા પૂરેપૂરા સમાજવાદી લાગે છે. એમનાં છેલ્લા કાવ્યો તો ખુલ્લી રીતે વર્ગવિગ્રહને અનુલક્ષીને જ લખાયા છે

મહારાષ્ટ્રના ટીકાકારોની જેમ કવિના કાવ્યોનો પદ્ધતિસર અભ્યાસ કરી તેની પ્રતિભા, શૈલી, ગુણદોષ, તેમા રહેલાં વિચારઋણ યા પિતૃકુલ વગેરે પર વિસ્તૃત વિમર્શક ટીકા કરનાર ગુર્જર ટીકાકારો બહુ જ ઓછા છે. તેમની સમાલોચનાની મુખ્ય દિશા એટલે કવિએ કયો છંદ વાપર્યો છે, અમુક શબ્દ બરાબર છે કે નહિ, ઉપમા એકશબ્દી છે કે અનેકપદી છે, ઉપમા અને ઉપમેય સમતોલ છે કે નહિ, એવા બાહ્ય અંગો પર જ ખાલી માથાફોડ કરવી એ જ છે. પ્રો. નરસિંહરાવ દિવેટીઆની 'જયાજયત' સરખી એક બે સમાલોચના બાદ કરતાં ગુર્જર ટીકાકારોની અત્યત વિદ્વત્તાપૂર્ણ સમાલોચનામા સુદ્ધા શબ્દજાળ મોટા પ્રમાણમાં નજરે પડે છે. પ્રો. રામનારાયણ પાઠકનુ 'અર્વાચીન ગુજરાતી કાવ્યસાહિત્ય' નામનુ પુસ્તક નામ પરથી ભારે આશાએ કોઈ વાંચી જુએ તો તેમાયે તેને 'રણપિંગલ' ભરેલો લાગશે. અપવાદ તરીકે પ્રો. પાઠકના 'નર્મદાશકર' પરના વ્યાખ્યાનની અને શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટની ગુજરાત સાહિત્ય સભાની વાર્ષિક સમાલોચનામાં પ્રસિદ્ધ થયેલી એક બે સમાલોચનાઓ આવી શકે. તથાપિ તરુણ લેખકોનાં લખાણોની પણ તટસ્થતા અને

નિઃસ્પૃહતાથી ટીકા કરનારા એક સહૃદયી વિવેચક નજર સમક્ષ આવે છે. સૌરાષ્ટ્રના બહુશ્રુત શાયર શ્રી. મેઘાણી એવા એક વિવેચક છે 'કૌમુદી' નામના માસિકમાં 'સુન્દરમ્' નામના યથાર્થ નામધારી એક ગુર્જર કવિએ 'ત્રણ સુકવિઓ' શીર્ષકના લેખમા શ્રી. રમણલાલ દેસાઈ, શ્રી. મેઘાણી અને શ્રી સ્નેહરશ્મિના અનુક્રમે 'નિહારિકા' 'યુગવદના' અને 'અર્ધ્ય' એમ પ્રસિદ્ધ થયેલા કાવ્યસંગ્રહોની એક સમર્થ સમાલોચના કરી છે તે મનનીય છે.

## શક્તિ, શાન્તિ, વિશ્વબંધુતા

અસહકારની ચળવળમાં શ્રી. સ્નેહરશ્મિની કાવ્યશક્તિને ખૂબ સ્ફુર્તિ મળી. મહાત્મા ગાંધીના સત્ય, પ્રેમ, અહિંસાદિ ધ્યેયવાદોએ તરુણ ગુજરાતના માનસમાં શક્તિ, શાન્તિ અને વિશ્વબંધુતાની એક સ્વપ્નસૃષ્ટિ ખડી કરી દીધેલ છે. રાજકીય ક્ષેત્રમાં ખેંચાઈ ગયેલા ગુજરાતના નવહૃદયમાં પોતાના શક્તિ અને વ્યક્તિત્વ વિષે નિષ્ઠા ઉત્પન્ન થયાં. રાજકીય લડતમાં અહિંસાના નવા સાધને શક્તિની ઉપાસના અને તે સાથે શાન્તિ મગળ પણ ગાયાં. અને વિશ્વબંધુતા તેમજ સમતાની આદર્શસૃષ્ટિ કવિની દૃષ્ટિમા ખડી થઈ. પારસમણીનો સ્પર્શ થતા જેમ ક્ષણમાત્રમાં હલકી ધાતુનું પણ સુવર્ણ બની જાય છે તેમ એકાદ યુગપ્રવર્તક દૃષ્ટા સારાય સુષુપ્ત સમાજને પણ જાગ્રત કરી દે છે તેનુ આ ઉત્તમ ઉદાહરણ છે.

મહાત્મા ગાંધી પ્રત્યેની આદરબુદ્ધિ શ્રી. સ્નેહરશ્મિની કવિતામા પૂર્ણ પ્રમાણમાં દૃષ્ટિએ પડે છે 'અવતાર', 'કર્ણધાર', 'દીવાદાંડી', 'નાખુદા' એ કવિતાઓ મહાત્મા ગાંધીને ઉદ્દેશીને જ લખેલી છે.

મહાત્મા ગાંધી વિષે લખતાં એઓ લખે છે:

"નિર્ભયતા ઉર ઉરમા ભરતો,
સ્વતંત્રતાના મંત્ર ગજવતો,
કરે વિશ્વમા નવચમકાર!"

તેમજ

"આજે દૈવી ગીત ગજાવે
વિરાટ પગલે શૌર્ય અપાવે
દાનવમાંથી દેવ બનાવે—
સ્નેહભર્યો એ નવ અવતાર!"

આવો અભિમાનપૂર્વક ઉલ્લેખ આમાં કર્યો છે. 'કર્ણધાર' કવિતામાં કવિ કહે છે:

"તું બતાવે તે ભોમ અમારી જાવું ત્યાં નિર્ધાર!
પછી તે હોય કિનારો,
હોયે વા મોતનો આરો."

આવો સ્વતંત્રતાના સૈનિકને શોભે એવો વિશ્વાસ આમાં પ્રકટ કર્યો છે. શ્રી. સ્નેહરશ્મિ પોતાના દેવોનું વૈષ્ણવોની જેમ પ્રેમગીતોથી નહિ પરંતુ શાક્તો અને શૈવોના રૂદ્રસૂક્તોથી આવાહન કરે છે. પ્રાર્થના વિષેની કવિતામાં એઓ લખે છે. ગાઢ અંધકારમાં મારૂં અંતઃકરણ રૂંધાઈ ગયું છે, માટે હે પ્રભુ! હું એક જ ઇચ્છા કરી રહ્યો છું કે,

"ચહે પ્રબળ એક વીજ-ઝબકાર ને ગર્જના—
બને પૃથિવી અંતરીક્ષ દૃગ આંજતા તેજથી
પ્રદીપ્ત પળમાં, અને કડકડાટ અંગો થઈ
વિરાટ જગ જાગતું પ્રબળ એક આઘાતથી!

ભૂલેશ્વરના હલવાઈને બનારસી બાલુશાહી તૈયાર કરનારા રસાચાર્યથી શ્રેષ્ઠ સમજવો પડે. શ્રી. સ્નેહરશ્મિના 'એરોપ્લેન' અને 'एको ऽहं बहुस्याम्' એ બે કાવ્યો એમની કાવ્યશક્તિનો પરમ ઉત્કર્ષ બતાવે છે. 'એરોપ્લેન'ના કાવ્યમાં હિન્દુસ્તાનમાં પ્રસરેલા 'નિસર્ગવાદ'નો નિષેધ કર્યો છે, અને યાંત્રિક સંસ્કૃતિથી માનવજાત ઉચ્ચતમ કોટિએ જશે એવો જ્વલંત આશાવાદ પ્રકટ કર્યો છે. સ્થળ અને કાળ એ માનવપ્રગતિનાં બે મુખ્ય અવરોધક તત્ત્વોનો ભેગ કેવળ યંત્રસિદ્ધિથી જ શક્ય બનશે એવું પુરોગામી સત્ય કવિએ ઉચ્ચાર્યું છે. રૂસોએ પ્રશંસેલી પ્રકૃતિ માનવ ઇતિહાસમા હિંસક પ્રાણીઓની સ્થિતિ બતાવે છે એવુ કવિ આગ્રહપૂર્વક માને છે. કવિ કહે છે.

"ને લોહી મુખી નખદંતવાળી
મને ડરાવે પ્રકૃતિ રૂસોની!"

આ કાવ્ય માંહેની ઉદાત્તતા સૌ કોઈને મુગ્ધ કરે એવી છે:

"ને પૃથ્વીના આ મનુબાલ કેરી
હશે ઘસાતી મૃદુ પાંખ સ્વાતિએ,
ને રોહિણી યે મલકાતી પેખશે
તેજસ્વી એવા પૃથિવી કુમારની
કીર્તિ ધ્વજા ઊડતી ઉચ્ચ શૃંગે
સપ્તર્ષિ, ચિત્રા, મૃગ, વ્યાધ કેરા!

આવી ઉદાત્ત કલ્પના આપણને આ કાવ્યમાં જોવાની મળે છે. 'एको ऽहं बहुस्याम्' નામના કાવ્યમા તેમણે દશાવતારની વિકાસવાદી કથા ગાઈ છે. એ કવિતા વિષે બોલતાં ગુજરાતના મહાકવિ ન્હાનાલાલે નીચે પ્રમાણે ઉદ્‌ગારો કાઢ્યા હતા. "તાજેતરમા બે એક માસ ઉપર એક ગુજરાતી કાવ્ય છપાયુ છે. તમારી પાડોશમાંથી—કમળવનના સરોવર તીરે ઊભેલા પેલા ચીખલી ગામમાંથી છપાયુ છે. મહીં દશાવતારની evolution ભાવના ગાઈ છે. વાંચ્યુ છે? ન વાંચ્યું હોય તો વાચજો મારી ભલામણ છે, વિનતિ છે. આજની ઊગતી જોબનપૂર ગુજરાતી કવિતાનુ ગૌરવ વધશે આપણી કવિતા શક્તિની દિશા જાણશો. અહીં પુરુષસૂક્તના પડછન્દા બોલે છે, વિરાટના હૃદય ધબકારા છે, અનન્તના શ્વાસોચ્છ્‌વાસ છે. દિશાકાયના એકીકરણનો એ મહાપ્રયત્ન છે."

ગુજરાતના કવીશ્વરે કરેલી આવી પ્રશસ્તિ જીવનમાં એક વખત પ્રાપ્ત કરવા કયો ગુર્જર કવિ તપશ્ચર્યા નથી કરતો?

# અમે ઉતારુઓ

ગુલાબદાસ બ્રોકર

આકાશ કાળુ, ઘનઘોર કાળુ,
બન્યું હતુ, વાદળ વર્ષતાં'તા,
ચોમેર પાણી ઢળતા જતા'તા,
ને પાણીને દૂર, સુદૂર ખેંચવા
ઘેલો બન્યો હોય ન એમ પેલો
તોફાની વ્હાલો પતિ અજનાનો
અદમ્ય રીતે વહેતો જતો'તો ૭

અમે બધા રક્ષિત સર્વ રીતથી—
અંગે ધરેલા ઉની કાપડોથી,
અને વળી વાટરપ્રૂફ કોટથી
હાથે પડી નાજુક છત્રીઓથી,
ને હાલ તો ટ્રેનની બારીઓથી—
બેઠા હતા લોકલ ટ્રેન મધ્યે ૧૩

ઉતારુઓ વર્ગ બીજા તણા અમે
ના મેઘથી કે મરુતો થકી બ્હીએ,
ને વસ્ત્ર જે સ્વચ્છ અમે પહેરીએ
ના મેઘ તેમા જરી એક ડાઘો
કરી શકે, રક્ષિત કોટથી જ તે ૧૮

વધ્યા જતા'તા ખુબ લ્હેરથી અમે
ના મેઘ, વાયુ, ગણકારનારા,
ઘડી ઘડી ગાડી ઉભી જતી'તી
કો સ્ટેશને, ને ફરી ચાલતી'તી ૨૨

બેઠો હતો હું સહુ કોઈ બેઠા
હતા, ગપાટા કઈ લાખ મારતા
ત્યા તો બધાના દૃગ એક સામટા
પડ્યા ડબાના વચલા જ ભાગમા
પળેક, ને ત્યા સ્થિર તે થઈ રહ્યા ૨૭

જેને હતુ વસ્ત્ર ન ઓઢવાને,
ના પ્હેરવાને વળી કોટ જેને,
ફાટેલ, તૂટેલ, વીંટેલ અંગે,
કો ધોતીઆનો કટકો જ જેણે
તેવો, શરીરે નબળો સુદામા
જેવો, ત્યહિં ટાઢથી ધ્રૂજતો કો
બેઠો હતો બાળક એક ખૂણે ૩૪

અહિં હતો કાપડમા ન ડાઘો
ત્યહિં નહિં કાપડ એક પ્હેરવા;
અહિં નહિં ટાઢ જરાય લાગતી
ત્યા ટાઢથી તો ડિલ ધ્રૂજતુ'તુ. ૩૮

બે ગોઠણો ઉપર માથુ ઢાળી
બેભાન છે કે હમણા થવાનો
તેવી રીતે એ ધ્રૂજતો પડ્યો'તો. ૪૧

પળેક સર્વે દૃગ ત્યા જ ચોંટ્યા,
પળેક સિત્કાર થયો મુખેથી
દયાળુ કો સજ્જનના, અને ફરી
અમે અમારા ક્રમમા ગુંથાયા—
નવીનવી વાત બનાવવાના,
સાહિત્યના મૂલ્ય મુલાવવાના,
ને બેઠી કો યૌવનકેરી મૂર્તિશી
અમારી સામે લલના વિદેશી
સૌંદર્ય તેનુ જ નિહાળવાના—
ભૂલી ગયા બાળક ધ્રૂજતાને ૫૧

ઉભી રહી ગાડી ફરી અને ત્યા
તપાસવા સર્વ તણી ટિકીટો
આવ્યો મહીં માસ્તર એક લાંબો.
આવ્યો, નિહાળ્યો ધ્રૂજતા જ બાળને

જે કોકડા જેમ પડી રહેલો,
અને સુકા ઓષ્ટ વિષે જ તેના
રમી રહ્યું ક્રોધ ભરેલ હાસ્ય.
ગયો ઉપાડી પગ લોંકડીસમા
બેઠો, હેનો બાળક તે જગાએ.
બધાં ઉતારુ પર દષ્ટિ રાખી
મથી રહ્યો બાળકને ઉઠાડવા. ૬૨

ધ્રૂજી રહ્યો'તો, ધ્રૂજતો રહ્યો તે
ના માથુ એણે જરી યે ઊંચુ કર્યું.
ગુસ્સો વધ્યો માસ્તરનો ત્યહીંને
બે ગાળ દીધી, પણ તે ન ઊઠ્યો. ૬૬

બધા રહ્યાં જોઈ જ એ દિશામાં
ને ગર્વ તો માસ્તરનો ઘવાયો.
હમાલ બેને બુમ પાડી તેણે
બોલાવી, તે બાળકને હઠાવવા
કરી દીધો હુકમ ક્રુદ્ધ સ્હેરે. ૭૧

બધાં રહ્યાં જોઈ જ એ દિશામા.
હમાલ બોલ્યા, દમદાટી દીધી,
ના ધ્રૂજતો બાળક તોય માન્યો.
"ઉઠાવીને ફેંકી દિયોની બ્હાર,"
પ્હોળો કરી માસ્તર સાદ બોલ્યો.
"કુત્તા હવે આંહિંથી ઉઠી જા તું."
વદી હમાલે બળથી જ ખેંચ્યો
એ બાળને; માથું ઊંચું કર્યું ને
નિહાળ્યું સર્વે ભયત્રસ્ત સ્હેરે.
ખેંચી રહ્યો નિર્દયતાથી પેલો
જોયો, અને દાંત ભીંસી લઈને
હમાલના હાથ મહિં જ જોરથી
એ દાંતને ખોલી ભીડી દીધા પછી. ૮૪

બધાં હસ્યાં; માસ્તર ને હમાલે
હસી રહ્યા ત્યાં પળ એક, ને પછી
ઘુરતા અને પાટુ લગાવી પેલા
ધ્રૂજી રહેલા, વિફરી ગયેલા,
ને બ્હીકથી ભાનહીના બનેલા,
રોતા જતા બાળકને નિકાલ્યો. ૯૦

બધાં હસ્યાં, માસ્તર સર્વ સામે
જોઈ હસ્યો, ગાડી ફરી વહી રહી.
એનાં થતાં ભીષણ ક્રન્દનોમાં
એ બાળનું ક્રન્દન તો ભુલાયું. ૯૪

બધા મથ્યા કોટ ઉપાડવામાં,
ને અર્થહીનું હસતા જવામા,
કો ટાઈને સ્વસ્થ બનાવવામાં,
ને લાલ ઓષ્ટો વધુ લાલ રંગવા,
ગોરા કપોલો કરવા વધારે
ગોરા, મથી પેલી સુયૌવના રહી
તે બારીકાઈથી નિહાળવામા
મથ્યા બધા, બાળકને ભુલી જઈ. ૧૦૨




# બાળકોનાં પેટંટ ફૂડઝ

બાપાલાલ ગ. વૈદ્ય

[ ગતાંકથી ચાલુ ]

પણ ગૃહસ્થો! તમોને એવા પણ કેટલાક કેસો જોવા મળશે જે કોઈ પણ પ્રયત્ને સારા થતા નથી અર્થાત્ ગમે તેટલી તમો આ કૃત્રિમ ખોરાકોની ફેરબદલી કરો તોયે તેમને કંઈ પણ માફક નથી આવતું સુકતાન મેરેસ્મસ્ (Marasmus) જેવા કેટલાક રોગોમાં બાળકને કંઈ પણ ખાદ્ય માફક આવતું નથી. એક બાળકને અમોએ દૂધ અને પાણી સરખે ભાગે આપી જોયું. પણ તે જરા સ્ટ્રૉંગ જણાયું અને તેથી તેને અતિસાર થયો. પછી અમોએ પેપ્ટોનાઈઝ્ દૂધ, થોડોક વખત, આપ્યું. તેથી પણ ઝાડા અને ઊલટી થયા અને છેવટે બાળક મરી ગયું. આ બાળકને વારસામાંથી જ જે અતિ ખરાબ પાચનયંત્ર (Congenital feebleness of digestive power) પ્રાપ્ત થયું હતુ તેને માટે તમો કંઈ પણ ન કરી શકો.

પણ એક વાત હુ તમને ખાસ ઠસાવવા ઇચ્છુ છુ. કૃત્રિમ ખાદ્ય વારવાર—તુરતાતુરત—બદલાબદલ ન જ કરવા જોઈએ. ઘણીયે માતાઓ તમારી પાસે કહેતી આવશે મેં ભલભલી દવાઓ અને પેટંટ ફૂડઝ અજમાવી જોયાં છે પણ એકેય માફક નથી આવતું. એવી વખતે તમે નક્કી ધારજો કે તેણે ખરી રીતે કોઈ જ ફૂડ બરાબર વાપર્યો નથી. છ સાત દિવસમાં તમોને કૃત્રિમ ખાદ્ય (પેટંટ ફૂડ) નો ફાયદો ન પણ જણાય ખરો ફાયદો જોવા માટે તો લાબા વખત સુધી તે ખાદ્યનો ઉપયોગ કરવો જોઈએ. અને જો એ ગાળામાં બાળક વજન ન લે અને ઘટે તો જ તમો તે ખાદ્યને બદલી શકો છો.

એક વધુ પ્રશ્ન: આ પેટંટ ફૂડો તરફ તમારુ મતવ્ય (Attitude) શું હોવું જોઈએ? આને માટે હું તમારા હાથમા એક સંપૂર્ણ યાદી મૂકુ છુ એ યાદીમાં, દરેક પેટંટ ફૂડમાં કયા કયા પ્રમાણમાં કયાં કયાં તત્ત્વો છે તે તમો જાણી શકશો. આમાનાં ઘણાખરાં તો માના ધાવણની અવેજીમાં મૂકી શકાય એવાં છે જ નહિ. એટલે મેં આ પેટંટ ફૂડોને સગવડ ખાતર ત્રણ વિભાગમાં વહેંચી નાખ્યા છે. પ્રથમ વર્ગનાં ફૂડો માના ધાવણનાં પ્રતિનિધિ તરીકે ગણાવી શકાય એવાં છે. (Complete substitute for Human Milk) બીજા વર્ગનાં ફૂડો ગાયના દૂધ સાથે મેળવીને અપાય એવાં છે. આ પેટંટ ફૂડોમાં જે કૃત્રિમ ખાદ્ય મિશ્રણ છે તેની પચનીયતા ઘણી જ સરસ છે. અને ત્રીજા ચોથા વર્ગનાં ફૂડોમાં મુખ્યત્વે સ્ટાર્ચ છે. મારી સલાહ તો આ છેલ્લા વર્ગનાં ફૂડોને તિલાંજલી આપવાની છે.—ખાસ કરીને છ મહિનાથી નાની ઉમરનાં બચ્ચાં માટે. માના દૂધ સાથે સરખામણીમાં ઊભુ રહે એવું તો એકેય પેટંટ ફૂડ નથી—તેની અવેજીમા આમાંથી કેટલાંકથી ચલાવી શકાય એટલે અંશે જ તેની ઉપયોગિતા છે. દરેક પેટંટ ફૂડ કાયમ માટે કંઈ વાપરવાનાં છે જ નહિ લાંબા વખતના પેટંટ ફૂડોના ઉપયોગથી સ્કર્વી થવાનો સંભવ રહે છે માટે પેટંટ ફૂડ ચાલતાં હોય ત્યારે તાજાં સીલાં ફળોનો રસ હમેશાં આપતા રહેવું જોઈએ.

બીજા વર્ગનાં પેટંટ ફૂડો જે બચ્ચાંને ગાયનું દૂધ માફક નથી આવતું, જેમની પાચનશક્તિ કંઈક અંશે મંદ થયેલી હોય છે અને જેમને દાંત ફૂટવાની તૈયારી હોય છે—તેમને માટે સારાં છે. મેલિન્સ ફૂડ સહેલાઈથી પચી જાય છે એવું છે એટલે તે વિશેષ વપરાય છે. પણ યાદ રાખો કે બધાં પેટંટ ફૂડોમાં ચરબી (fat)ની ઉણપ છે અને તે લાંબો વખત આપવાથી સુકતાન (Rickets) થવાનો સંભવ રહે છે.

**બાળકોના ખોરાકોમાં રહેલાં તત્ત્વો દર્શાવતી યાદી**

| ખાદ્ય પદાર્થ | જલ | નત્રિલ | સ્નેહ | કર્બોદિત | ખનિજ ક્ષાર | સાધારણ વર્ણન અને રીમાર્કસ |
|---|---|---|---|---|---|---|
| | ટકા | ટકા | ટકા | ટકા | ટકા | |
| સરવેલું સ્ત્રીનું ધાવણ | — | ૧૨•૨ | ૨૬•૪ | ૫૨•૪ | ૨•૧ | જે કૃત્રિમ ખાદ્ય પદાર્થો અહીં આપવામાં આવ્યા છે તે સૌને આ ધોરણથી તપાસવા જોઈએ. |
| ગ્રૂપ ૧ | | | | | | |
| એલન્બરી ફૂડ નં. ૧ (ત્રણ માસ નીચેનાં બચ્ચાં માટે) | ૫•૭ | ૯•૭ | ૧૮•૫ | ૬૨•૩ | ૩•૭૫ | શુષ્ક ગૌદુગ્ધ, જેમાથી વધારે પડતું કેસીન દૂર કરવામાં આવ્યું છે અને તેની જગોએ દ્રાવ્ય વનસ્પતિજન્ય આલ્બ્યુમીન, દુગ્ધ-શર્કરા અને મલાઈ ઉમેરવામા આવ્યા છે. સ્ટાર્ચ બિલકુલ નથી. |
| એલન્બરી ફૂડ નં. ૨ (ત્રણથી ૭ માસની ઉમરનાં બાળકો માટે) | ૩•૯ | ૯•૨ | ૧૭•૬ | ૬૬•૮ | ૩•૫૦ | ઉપરની માફક જ, કિંતુ ફણગા ફૂટેલા ધાન્યનો લોટ (મોલ્ટેડ ફ્લોર) સહેજ ઉમેરવામા આવ્યો હોય છે. સ્ટાર્ચ બિલકુલ નથી. |
| હોર્લીક્સ મોલ્ટેડ મિલ્ક | ૩•૭ | ૧૩•૮ | ૯•૦ | ૭૦•૮ | ૨•૭૦ | શુષ્ક ગોદુગ્ધ (૫૦ ટકા), ઘઉંનો લોટ (૨૬। ટકા), બાર્લી મોલ્ટ (૨૩ ટકા) અને સાડા બાય કાર્બ (૦।। ટકા)—આટલાનું મિશ્રણ. |
| કાર્નીક્સ સોલ્યુબલ ફૂડ | ૫•૩ | ૧૩•૬ | ૨•૫ | ૭૬•૨ | ૨•૨૦ | શુષ્ક ગોદુગ્ધ (૩૭।। ટકા), મોલ્ટેડ ઘઉંનો લોટ (૩૭।। ટકા), દુગ્ધ શર્કરા (૨૫ ટકા)નું મિશ્રણ. સૂચના પ્રમાણે બરાબર બનાવતાં કેસીનોજન મોટે ભાગે સુપાચ્ય બને છે, પરતુ અરૂપાંતરિત સ્ટાર્ચ (unchanged starch)નો મોટો ભાગ અંદર જણાય છે. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| બેરીના (Berina) ફૂડ નં. ૧ | ૩·૦ | ૧૯·૭ | ૧૩·૩ | ૫૫·૯ | ૩·૯૭ | મલાઈ સાથે જ સૂકવી નાખેલુ દૂધ, દુગ્ધશર્કરા અને ઘઉંના લોટનું સત્ત્વ સાથે મેળવેલું. |
| બેરીના ફૂડ નં. ૨ | ૩·૦ | ૨૦·૩ | ૧૫·૭ | ૫૬·૯ | ૩·૯૨ | નં. ૧ની માફક જ, પરતુ માલ્ડ એક્ષ્ટ્રેક્ટ ઉમેરેલુ. ૭ માસથી વધુ ઉમરના બચ્ચાંઓ માટે ઉપયોગી. |
| આલમેટા ( Almata ) | ૩·૫ | ૧૨·૫ | ૨૭·૦ | ૫૪·૬ | ૨·૬ | ઈંડાં, માખણ, દુગ્ધ અને ફલ શર્કરા, અને થોડાક કેસીન સાથે ફળનો રસ–ની બનાવટ. |
| નીવ્ઝ મિલ્ક ફૂડ | ૨·૪ | ૨૦·૦ | ૨૬·૦ | ૪૭·૧ | ૪·૫ | શુષ્ક ગોદુગ્ધ, દુગ્ધશર્કરા અને ધાન્ય શર્કરા (માલ્ટોઝ)–નું મિશ્રણ. અંદર સ્ટાર્ચ નથી. |
| સ્ટાન્ડર્ડ ગ્લેક્ષો | ૨·૪ | ૨૨·૯ | ૨૫·૫ | ૪૨·૫ | ૫·૧ | મલાઈ સાથે સૂકવી નાખેલું દૂધ, અંદર ૧૦ ટકા લેક્ટોઝ ઉમેરેલો છે |
| ગ્લેક્ષોફૂલ-ક્રીમ ડ્રાઇડ મિલ્ક | ૨·૯ | ૨૪·૯ | ૨૬·૫ | ૩૮·૫ | ૫·૬ | મલાઈ સાથે સૂકવી નાખેલુ દૂધ બીજી કંઈપણ મિલાવટ નથી. |
| હાફક્રીમ ગ્લેક્ષો | ૨·૦ | ૩૧·૦ | ૧૬·૫ | ૪૩·૦ | ૬·૦ | મલાઈ સાથે સૂકવેલુ પરંતુ સ્નેહનુ પ્રમાણ સહેજ ઘટાડેલુ દૂધ. |
| સનશાઈન ગ્લેક્ષો ( ઑસ્ટર મિલ્ક ) | ૨·૦ | ૧૭·૦ | ૨૦·૦ | ૫૬·૦ | ૩·૯ | સ્ત્રીસ્તન્ય જેવો જ આ ખાદ્ય પદાર્થ, વીટામિન 'ડી' અને લોહના મિશ્રણ સાથે. |
| કાઉ એન્ડ ગેટ (ફૂલક્રીમ) | ૨·૫ | ૨૬·૬ | ૨૭·૪ | ૩૭·૪ | ૬·૦ | સાકર વિનાનું સ્વચ્છ શુષ્ક ગોદુગ્ધ. |
| ,, ,, (હાફક્રીમ) | ૨·૦ | ૨૦·૦ | ૧૫·૫ | ૫૮·૦ | ૪·૫ | સહેજ સાકરવાળું સ્વચ્છ શુષ્ક દુગ્ધ. |
| ડ્રાઈકો | ૧·૧ | ૨૬·૩ | ૨૯·૨ | ૩૭·૩ | ૫·૯ | ૧૪૫° ફાર્નહાઈટથી ઓછી ગરમીથી સૂકવી કાઢેલું સ્વચ્છ ગોદુગ્ધ |
| હ્યુમેનાઈઝ્ડ ડ્રાઈકો | ૧·૪ | ૧૧·૮ | ૨૮·૯ | ૫૨·૩ | ૫·૪ | સ્ત્રીના ધાવણને લગભગ મળતુ આવે એવી રીતે બનાવેલું દૂધ. |
| એગ્લોમિયા (ફૂલ–ક્રીમ) | ૧·૭ | ૨૬·૮ | ૨૮·૯ | ૩૬·૮ | ૫·૬ | શુદ્ધ શુષ્ક દૂધ. |

| ખાદ્ય પદાર્થ | જલ | નત્રિલ | સ્નેહ | કર્બોદિત | ખનિજ ક્ષાર | સાધારણ વર્ણન અને રીમાર્કસ |
|---|---|---|---|---|---|---|
| | ટકા | ટકા | ટકા | ટકા | ટકા | |
| એમ્બ્રોસિયા (મોડીફાઈડ હ્યુમેનાઈઝડ) | ૧.૬ | ૧૩.૭ | ૨૦.૩ | ૬૦.૮ | ૩.૫ | સ્ત્રીના ધાવણ તુલ્ય ખાદ્ય પદાર્થ |
| એમ્બ્રોસિયા (ફુલ્લી હ્યુમેનાઈઝડ) | ૧.૩ | ૧૫.૦ | ૨૫.૨ | ૫૪.૮ | ૩.૪ | ,, |
| મિલ્કલ (Milkal) | ૧.૫ | ૨૭.૧ | ૨૬.૦ | ૩૯.૨ | ૬.૦ | શુદ્ધ શુષ્ક દુગ્ધ |
| લેકટોજન | ૩.૦ | ૨૧.૦ | ૨૩.૪ | ૪૭.૮ | ૪.૬ | લેકટોઝ ઉમેરેલું શુદ્ધ શુષ્ક દૂધ |
| ડોસેલા | ૨.૨ | ૨૨.૩ | ૨૭.૧ | ૪૨.૩ | ૫.૯ | શુદ્ધ શુષ્ક દુગ્ધ. |
| હ્યુમેનાઈઝડ ડોસેલા મિલ્ક ફૂડ | ૨.૯ | ૧૨.૩ | ૨૫.૯ | ૫૫.૬ | ૨.૯ | ધાવણને મળતું, સહેજ લેકટોઝ ઉમેરેલું ખાદ્ય. |
| ગ્રીસો ફૂડ | ૩.૬ | ૧૪.૦ | ૫.૨ | ૭૫.૩ | ૧.૯ | શુષ્ક સ્વીસ મિલ્ક, શેકેલો ઘઉંનો લોટ, અને ઇક્ષુ-શર્કરાનું મિશ્રણ આસરે ૧૫ ટકા જેટલો સ્ટાર્ચ આવે છે. |
| ગ્રૂપ ૨ | | | | | | |
| મેલિન્સ ફૂડ | ૬.૩ | ૭.૯ | સ્હેજ | ૮૨.૦ | ૩.૮ | ધાન્યાંકુરને શેકીને બનાવેલું ખાદ્ય (a completely malted food.) |
| ચેલ્ટાધન માલ્ટોઝ ફૂડ | ૪.૬ | ૫.૩ | ૦.૨૭ | ૮૭.૬ | ૨.૨૫ | કેવળ માલ્ટમાંથી બનાવેલું ખાદ્ય. સ્ટાર્ચ જરા પણ નથી. દૂધ સાથે વપરાય છે. |
| ગ્લેક્ષો મોલ્ટેડ ફૂડ | ૪.૫ | ૧૧.૩ | ૨.૧ | ૮૧.૬ | ૦.૫ | ઘઉં અને બાર્લીમાંથી બનાવેલો મોલ્ટેડ ફૂડ. |
| ગ્રૂપ ૩ | | | | | | |
| સેવોરી એન્ડ મુર્સ | ૪.૫ | ૧૦.૩ | ૧.૪ | ૮૩.૨ | ૦.૬ | ઘઉંના લોટમાં માલ્ટ ઉમેરીને બનાવેલું ખાદ્ય. સૂચનાઓ મુજબ બનાવતાં બધો તો નહિ પણ ઘણોખરો સ્ટાર્ચ ડેક્ષ્ટ્રીનમાં રૂપાંતરિત થાય છે. |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | ૮·૦ | ૧૦·૨ | ૧·૨ | ૭૯·૫ | ૦·૮૦ | ઘઉંનો લોટ અને પેન્ક્રીયાટીક એક્સ્ટ્રેક્ટનું મિશ્રણ. સૂચના મુજબ બનાવતાં બધો નહિ પરંતુ ઘણોખરો સ્ટાર્ચ દ્રાવ્ય સ્વરૂપમાં રૂપાતરિત થઈ જાય છે. નત્રિલ પણ સુપાચ્ય છે. |
| એલન્બરીઝ માલ્ટેડ ફૂડ | ૬·૫ | ૯·૨ | ૧·૦ | ૮૨·૮ | ૦·૫૦ | ઘઉંનો લોટ અને માલ્ટનું મિશ્રણ. સૂચનાઓ પ્રમાણે બનાવતાં પણ અંદર અરૂપાતરિત સ્ટાર્ચ નજરે પડે છે. છમાસથી ઉપરનાં બાળકો માટે વાપરવા યોગ્ય છે. |
| મોસેલેઝ ફૂડ ( Moseley's food ) | ૧૦·૮ | ૧૧·૦ | ૦·૯૨ | ૭૬·૪ | ૦·૯૪ | મિલાવટ કરતી વખતે તમામ સ્ટાર્ચ રૂપાંતરિત થઈ જાય છે. દૂધ સાથે અપાય છે. |
| ગ્રૂપ ૪ રીજ્જ ફૂડ (Ridge's food) | ૭·૯ | ૯·૨ | ૧·૦ | ૮૧·૨ | ૦·૭૦ | ૩ ટકા જેટલો દ્રાવ્ય કર્બોદિત યુક્ત સેકેલો લોટ. બાકીનો સ્ટાર્ચ. પાણી કે દૂધ સાથે ઉપયોગમા લેવાય છે પાણી સાથે બનાવતા અપૂર્ણ ખાદ્યપદાર્થ બને છે માટે દૂધ જ વાપરવુ ઈષ્ટ છે. |
| નીવ્ઝ ફૂડ (Neave's food) | ૬·૫ | ૧૦·૫ | ૧·૦ | ૮૦·૪ | ૧·૬૦ | ઉપરની જેમ જ, પરતુ પાણી અને દૂધ બન્નેના મિશ્રણથી બનાવાય છે |
| સીસ્ટર લોરાસ ફૂડ | ૬·૮ | ૯·૯ | ૦·૮ | ૮૧·૦ | ૧·૧૦ | દૂધ સાથે વાપરવા યોગ્ય. સ્ટાર્ચઘટિત ખાદ્યપદાર્થ. |
| મિરિયામ્સ ફૂડ | ૮·૨ | ૧૩·૫ | ૪·૮ | ૭૧·૭ | ૧·૬ | વિવિધ ધાન્યોમાથી બનાવેલો ખાદ્યપદાર્થ. |
| બનાનીના | ૯·૫ | ૪·૧ | ૦·૪ | ૮૪·૦ | ૨·૦૭ | કેળાના લોટમાંથી બનાવેલ સ્ટાર્ચઘટિત ખાદ્યપદાર્થ. |
| ચેલ્ટાઈન ઈન્ફન્ટ્સ ફૂડ | ૭·૨ | ૧૬·૨ | ૩·૯૨ | ૭૧·૦ | ૧·૮૩ | સ્ટાર્ચ હોય છે. |
| રોબીન્સન્સ ગ્રોટ્સ | ૧૦·૪ | ૧૧·૩ | ૧·૬ | ૭૫·૦ | ૧·૭૦ | છોડા કાઢી નાખી દળી કાઢેલા ઓટ. નત્રિલ અને ખનિજ ક્ષારોથી સમૃદ્ધ. |
| રોબીન્સન્સ પેટન્ટ બાર્લી | ૧૦·૧ | ૫·૧ | ૦·૯ | ૮૨·૦ | ૧·૯૦ | દળેલી પર્લ બાર્લી, સ્ટાર્ચ અને ખનિજ ક્ષારો સિવાયના દરેક તત્ત્વની આમા ઊણપ છે. |
| ચેપમેન્સ હોલ ફ્લોર | ૮·૪ | ૯·૪ | ૨·૦ | ૭૯·૩ | ૦·૯૦ | આમા ઘઉંનો અતિસૂક્ષ્મ લોટ. ઘરના સાધારણ લોટ કરતાં પોષણ દૃષ્ટિએ જરાકેય વધારે ઉપયોગી નહિ. |
| સ્કૉટ્સ ઓટ ફ્લોર | ૫·૮ | ૯·૭ | ૫·૦ | ૭૮·૨ | ૧·૩૦ | ઓટનો સૂક્ષ્મલોટ.* |

* 'Lectures on Diseases of Children' by Robert Hutchinson. Edition 7th. p. 34–37 ઉપરથી.

પણ બાળક માના ધાવણ ઉપર જ રહેતું હોય અને બધી રીતે સારું હોય તો પછી તેને ધાવણ ક્યારે છોડાવવું? આ વિષય ઉપર હું તમોને સ્પષ્ટ કહેવા ઇચ્છું છું. ઘણા માને છે કે દાંત આવતા સુધી બાળકને ધાવણ છોડાવવું નહિ. Troussean જેવો વિદ્વાન પણ આ જ મતનો હતો. પણ કેટલાંક સુકતાનવાળાં બચ્ચાંને દાંત મોડા ફૂટે છે, લાંબા વખત સુધી માના ધાવણ ઉપર રહેતાં બચ્ચાંના દાંત પણ મોડા ફૂટે છે. એટલે દાંત ફૂટવા ઉપર બહુ વજન ન અપાવવું જોઈએ. તમો સામાન્ય સિદ્ધાન્ત તરીકે એક વાત નોંધી લ્યો કે નવમા અને દશમા મહિના વચ્ચે બાળકને ધાવણ છોડાવી દેવું. ઘણીયે પછાત ગરીબ કોમોમા માતાઓ પોતાનાં બચ્ચાંને લાંબા કાળ સુધી ધવડાવે છે. બાળકને દૂધ આપવાના પૈસા પાસે નથી હોતા તેથી અને જલદી ગર્ભ ન રહી જાય એ બીકે એ માતાઓ લાંબા કાળ સુધી ધવડાવે છે. હું તમને હાંસોટના ખારવા કોમની વાત કરું પાંચ વર્ષના બચ્ચાને ધવડાવતી કેટલીક માતાઓને મે જોઈ છે. ૨–૩ વર્ષ સુધી ધવડાવવું એ તો તે કોમમાં સાધારણ છે. આથી ખાસ નુકસાન જોવામા નથી આવતું. પણ, હું ધારું છુ કે બહુ વખત સુધી ધવડાવવાથી માનું શરીર ઘોવાય છે. મોડામાં મોડું દશમા અને બારમા મહિના વચ્ચે બાળકને ધાવણ છોડાવી દેવું સારું છે.

પણ ગરમ ઋતુમાં કદીયે બાળકનુ ધાવણ ન છોડાવવુ. ઉનાળામાં ધાવણ છોડાવવાથી બચ્ચાંઓ મોટે ભાગે અતિસારનો ભોગ થઈ પડે છે. ગામમાં ઝાડાનો રોગચાળો ચાલતો હોય ત્યારે પણ ધાવણ ન મૂકાવવું.

બાળકને ખાવા ક્યારે આપવુ? સ્ટાર્ચવાળો ખોરાક ક્યારે શરૂ કરવો? એ પ્રશ્ન પણ મહત્ત્વનો છે. બધાં બાળકોની સ્ટાર્ચ પચાવવાની શક્તિ એકસરખી નથી હોતી. મેં કેટલાંક એવાં બચ્ચા જોયા છે કે જેને ઘણી નાની ઉમરે સ્ટાર્ચ—ખાદ્ય આપવામાં આવતું અને છતાં કશુ પણ નુકસાન થયેલુ જોવામાં નથી આવ્યુ. બે જોડકાં બચ્ચાને ત્રીજે કે ચોથે મહિને એકલા બાર્લીનો ક્વાથ ( Strong Decoction of Barley ) આપવામા આવતો ( દૂધ સિવાય—લાગલાગટ ત્રણ માસ સુધી) છતાં તેમનું શરીર સુકલકડી ન હતું, પાચનક્રિયા પણ સારી હતી. એક મહિનાના એક બાળકને રોબ્સ બિસ્કિટ આપવામાં આવતું અને તેથી તે બાળકને જરા પણ નુકસાન થતું ન હતું. પણ બધાં બાળકોને કંઈ સ્ટાર્ચ સહેલાઈથી પચતો નથી. બાળકોને સ્ટાર્ચ—ખાદ્ય આપવાથી ઝાડા, ચૂંક, ઊલટી, ઇત્યાદિ જોવામા આવે છે. માટે સાધારણ નિયમ તો એ જ હોવો જોઈએ કે બાળકને એક–બે દાંત ફૂટ્યા ન હોય ત્યાંસુધી તેને કાંઈ પણ સ્ટાર્ચ—ખાદ્ય ન જ આપવું એક–બે દાંત ફૂટ્યા પછી સંભાળ રાખી ધીમે ધીમે ખોરાક આપવાનું શરૂ કરવુ. પણ કેટલાંક બચ્ચાં જેને માનું અથવા ગાયનું દૂધ સદતું નથી અને જે કેસીન પચાવી શક્તાં નથી તેવાં બચ્ચાંને સહેજ જોખમ ખેડીને પણ, સ્ટાર્ચ ઘટિત ખોરાક શરૂ કરવો જ જોઈએ. આ પાઠ મને એક નાના બાળકની માતા, જે મારી પાસે તે બાળકની દવા કરાવતી હતી, તેની પાસેથી શીખવા મળ્યો છે. હું એ બાળકને અપચા અને મંદાગ્નિ માટે દવા આપતો હતો. પેપ્ટોનાઇઝ્ડ મિલ્ક ઉપર થોડો વખત મેં તે બાળકને રાખ્યું. થોડા દિવસ તેથી કંઈ ખાસ ફાયદો તે બાળકને થયો હતો નહિ થોડા દિવસ બાદ તે બાઈ તે બાળકને મારી પાસે લાવી ત્યારે તેનું વજન પ્રથમ કરતાં વધ્યું હતુ અને બાળક તંદુરસ્ત પણ હતું. તેની

માતાએ કહ્યું કે એને હું થોડો મગજ ખાવા આપું છું. એટલે કેટલાંક બચ્ચાં જે દૂધ હજમ નથી કરી શકતાં તે વખતે મગજ કે ગોળપાપડી હજમ કરતાં દેખવામાં આવે છે. તમો વખત આવે વિચારપૂર્વક આવો અખતરો કરી જોજો. જો અખતરો માફક ન આવે તો તુરત જ તે છોડી દેજો.

ધાવણ છોડાવ્યા પછીથી ખૂબ ચઢીને લોટા જેવો કે રાજા જેવો થઈ ગયેલો. થોડા ભાત અને દાળનું પાણી ( ધાટી દાળ નહિ ) આપવું દૂધ ગાયનું દિવસભરમાં શેરથી દોઢશેર જેટલું ધીમે તાપે ઊકાળેલું આપવું. મોસંબી કે નારંગીનો થોડો રસ જો અપાય તો સારું. મગજ વગેરે લોટના પદાર્થો જો માફક આવે તો થોડે થોડે આપવા. અજીર્ણ થાય એમ લાગે કે તુરત જ એ બંધ કરવુ.

ભાઈઓ! બાળકોના ખોરાક પર હવે હું આટલેથી અટકીશ, નહિ તો ખરી રીતે તો આ ઉપર હજી ખૂબ બોલવા જેવું છે. ૧૦ માસથી ૧૨ માસનાં બાળકો માટે, ૧ વર્ષથી ૬ વર્ષનાં બાળકો માટે, અને તેથી ઉપરનાં બાળકો માટે કયી પ્રકારની ગોઠવણ થવી જોઈએ તે વિષે પણ વિચાર કરવા જેવો છે.

આપ સૌએ જે શાંતિથી આ વિષયનું શ્રવણ કર્યું છે તે બદલ આપ સૌનો આભાર માની વિરમું છું.*



# થા મોખરે

રમણિક અરાલવાલા

[ મિશ્રજાતિ ]

રે આજ તો ચેતનને હીડાળે
ઝૂલી રહયું ભારત મસ્ત ઝોલે,
ઉતારવા સૂર્ય સ્વતંત્રતાનો
ઊડી રહયાં યૌવનનાં વિમાનો!

ઓ મંદભાગી મુજ સુપ્ત પ્રાણ!
જો જો પ્રજાના નવલા પ્રયાણ
નિદ્રા સમાં જીવનવ્હેણ છોડી
યુગો યુગોના ઉંઠીઆ અંધોરી!

આજે બધી આંખડીએ અજંપા,
આજે બન્યાં સાગસમાન ચપા
આજે સ્વયંભૂ સુરજ્યોત જાગી,
અંધારમાં ઊંઘત કો અભાગી.

ઉપાડતી એક જ સાથ પાય,
જો કોટિકોટિની કતાર જાય!
ગોરભતાં ગૌરવમત્ત ગાન
ઊડે ત્રિરંગી નભમાં નિશાન!

પાછી વળે જુદ્ધ જીતી સવારી
તહીં લગી ત્હારી અહીં પથારી?
પેલું અનેરું ઇતિહાસપાનું
સુનેરી ને શાશ્વત એ બિછાનું.

એ આવતા મંગલમુક્તિભાનુ–
તણું થવા કિરણ એક ન્હાનું,
માથે ધરી માતની આર્દ્ર આણ
થા મોખરે, હો બડભાગી પ્રાણ!

* "*Lectures on the Diseases of children*" by Robert Hutchinson M. D, LL. D, F. R. C. P ઉપરથી થોડા ઘણા ફેરફાર સાથે.

# अनी बाराखडी

**કિશોરલાલ ઘ. મશરૂવાળા**

લિપિ સુધારાને અંગે જે અનેક સૂચનાઓ કરવામાં આવી છે, તેમાંની એક અની બારાખડી કરી નાંખવાની છે. ઘણાખરા સુધારકો આ ફેરફારની તરફેણમાં છે એમ મેં જોયું છે. છતાં, એ સુધારો મને યોગ્ય લાગતો નથી અને, લિપિ સુધારાનો હિમાયતી છતાં, મારે એમાં જુદો સૂર કાઢવાનું કમભાગ્ય છે. આ લેખમાં વાચકો આગળ આ બાબત પરના મારા મતભેદનાં કારણો રજૂ કરું છું. લિપિ સુધારકોને મારી આગ્રહપૂર્વક વિનંતિ છે કે મારી દલીલોને ફેંકી દેતા પહેલાં તે પર ગંભીરપણે વિચાર કરે.

હું માનું છું કે આટલું તો બધા સ્વીકારે છે કે ઉચ્ચાર વ્યવસ્થાની દૃષ્ટિએ સ્વરમાળાને અની બારાખડી કહી શકાય એમ છે જ નહિ. इ, उ, ऋ, ऌ अनी विकृतिओ नथी, પણ સ્વતંત્ર સ્વરો છે. એ, ઐ, ઓ, ઔ વિષે એમ કહી શકાય નહિ. એમાં કંઠસ્થ અ પણ ભળેલો છે.

જો ઉચ્ચારણની અતિશુદ્ધિ દેખાડવાની જરૂર જ હોય તો ઋિ, ઋુ ની સ્વતંત્ર ઉપયોગિતા છે. ઉર્દુલિપિ દ્વારા સમજાવીએ તો इ, उ અનુક્રમે અલેફ–ઝેર અને અલેફ–પેશ છે, અને ઋિ, ઋુ ઐન–ઝેર અને ઐન–પેશ છે.

પણ શાસ્ત્રીય દૃષ્ટિને જવા દઈએ અને સરળ લેખનની દૃષ્ટિએ જ વિચાર કરીએ, તો લિપિ સુધારણામાં વધારે મહત્ત્વની આવશ્યકતા એ છે કે બેવડાં સ્વર ચિહ્નોને બદલે એકવડાં કરવા. હાલ આપણે સ્વતંત્ર અક્ષરો તરીકે એક જાતની સ્વર સંજ્ઞાઓ વાપરીએ છીએ, અને વ્યંજનો સાથે જુદી જાતની વાપરીએ છીએ. આ આવશ્યક નથી

ભિક્ષુ ને બદલે ભ્ઇક્ષુ, અથવા જોઈએ તો એથી ઊલટું, અમર, ઈશ્વર અને ઉદર બદલે ામર, ીશ્વર અને ુદર લખ્યે શું કામ ન ચાલે? લિપિના મરોડોના વિકાસનો વિચાર કરતાં જણાય છે કે િ, ી, ુ, ૂ નાં ચિહ્નો અનુક્રમે ઇ, ઈ, ઉ, ઊ નાં જ લખતાં લખતાં થયેલાં રૂપાન્તરો છે. આ બેવડાં સ્વરચિહ્નો પરથી આપણે એકવડા પર જવું હોય તો અ, ઇ, ઈ, ઉ, ઊ ને રાખવાં કે ા, િ, ી, ુ, ૂ ને રાખવાં તે વિચાર કરવા જેવી વાત છે. એમાંથી બન્નેના પક્ષમાં કાંઈક કહી શકાય એમ છે. એમાંથી ઇ, ઉ ના પક્ષનો જ અહીં વિચાર કરીએ.

હું માનું છું કે લિપિ સુધારણાનો એક ઉદ્દેશ, બની શકે તો, સંજ્ઞાઓ ઘટાડવાનો પણ છે. જેમ ઇ, ઉ, ઋ, લૃ નો એના વ્યંજન સહચારી ચિહ્નો સાથે સંબંધ છે, તેમ ય, વ, ર, લ જોડે પણ છે, અને ઇ, ઉ નો ઐ, ઔ સાથે પણ છે. આમાંથી ऌ અર્વાચીન ભાષાઓમાં નથી જ એમ ગણવાને હરકત નથી એટલે લ નો પ્રશ્ન રહેતો નથી. ઋ–ર નો વિચાર પછી કરીશું. પહેલાં ઇ, ઉ, ય, વ, ઐ, ઔ નો વિચાર કરીએ. ય, વ નાં જુદાં ચિહ્નો રાખવાને બદલે ય=ઇઅ અને વ=ઉઅ એમ કરવું અશક્ય નથી. એનો ઉચ્ચાર કરવા

જાઓ તો ય, વ સિવાય બીજો થઈ શકે જ નહિ. ય ને તો એવી રીતે લખી પણ બતાવી શકાય કે તેમાં ઇ + ા છે એમ સ્પષ્ટ માલમ પડી આવે.

ભાષા લેખનમાં આમ કરવામાં કાંઇ મુસ્કેલી આવે એમ છે કે કેમ તે જોઈએ. આપણી ભાષામાં ય ભાગ્યેજ જોડાક્ષરની શરૂઆતમાં આવે છે. આથી ઇ કે ય્ નો ઘોટાળો થવાનો સંભવ નથી.

વ નુ એમ નથી; અને એની વિશેષતા એ છે કે એ ઘણુ ખરું ય ને ર જોડે જ પહેલો ભાગીદાર બને છે. દા. ત. વ્યય, વ્રણ ઇ૦. અહી વ્ અને ઉ નો ઘોટાળો થવા સંભવ છે. એનો વિચાર કરવો પડે એમ છે.

ઐ અને ઔ ને અઇ, અઉ લખવામા ઉચ્ચારણની દષ્ટિએ કાઈ જ મુસ્કેલી આવતી નથી. મુંબઈના દૈનિક છાપાઓએ આ વ્યવહાર કેટલાંયે વર્ષોથી ચાલુ કરેલો જ છે. એ આપણી સાક્ષર વૃત્તિને ન રુચે એ જુદી વાત છે પણ એ દોષ જ છે એમ માનવાને કાંઈ સબળ કારણ નથી.

ર એ લિપિ સુધારકોના માર્ગમા મોટામાં મોટો પહાડ છે સૂપનું સર્પ થવામાં લેખકે ઋકારના ચિહ્નનું સ્થાનાંતર કર્યું છે એમ જોઈ શકાય છે. આમ ઋકાર ચિહ્ન અને રેફનો સંબંધ મળે છે. એ રીતે શ=શ્ર ની જેમ ર = ̣ અથવા મોડીની જેમ ] બની શકે. આમ કરી શકાય એમ છે કે નહિ તે વિચારવા જેવી વાત છે.

આ બધાની તુર્ત પૂરી ચર્ચા ઉપાડતો નથી. કારણ કે લિપિમાં જેટલા સુધારા કરી શકાય એમ છે તે બધા દાખલ કરતા વખત જશે. દરમ્યાનમાં ટૂકો રસ્તો કાઢવાની દષ્ટિથી જો આપણે અની બારાખડી બનાવી દઈ ઇ, ઉ ને કાઢી નાંખશું તો ભવિષ્યના સુધારામા અડચણ ઊભી કરશું. લિપિ સુધારકોને મારી આગ્રહપૂર્વક વિનંતિ છે આવી ઉતાવળ ન કરે.

# સેગાંવ-પદ્ધતિનો અર્થ

મગનભાઈ દેસાઈ

રા. 'નિરીક્ષકે' 'પ્રસ્થાન'ના ગયા અંકની 'રાજકીય નોંધો'મા વર્ધા શિક્ષણ સમિતિના હેવાલની, શિક્ષણદૃષ્ટિથી નહિ પણ રાજકીય ને આર્થિક દૃષ્ટિએ, જે ચર્ચા કરી કરી છે તે, તેમના લેખના મથાળા પ્રમાણે જોતાં જ ક્ષમ્ય ગણાય. એ વાંચતાં મને તો, પોતાનો ચણો ખોવાવાથી, સુતાર પાસે, ત્યાંથી રાજા, રાણી, ઉંદર, બિલ્લી, કૂતરો ને એમ પરંપરામા ફરિયાદ કરવા ગયેલા પેલા છોકરાની વાત યાદ આવી. જો તકલી રેંટિયો શાળામાં ચાલ્યાં, તો "પરદેશી આયાત થતુ કાપડ અને મિલકાપડને જવું પડશે. આની અસર મિલઉદ્યોગને નાબૂદ કરશે મિલઉદ્યોગ ઉપર નભતા આડધંધાઓને ને મજૂરોને એથી ખમવું પડે. આ ઉપરાંત—જકાતી આવકમાં ખાધ પડે. આયાત થતું કાપડ, મિલઉદ્યોગને અંગે હેરફેર થતું રૂ અને કાપડ વગેરેને અંગે ચાલતો કરોડોનો ટ્રાન્સપોર્ટ... રેલવે, કોલસો વગેરે ધધાને પણ.. . જથાબંધ ઊભી થતી બેકારી..." આ અને આવી લાંબી પરંપરા વર્ણવતી ચર્ચા જોઈને, મને લાગે છે, પેલી ચણા-વાળી વાત ઘણાને યાદ આવી હશે..

વળી, એમ પણ મને લાગ્યું, ખરેખર જો તકલી આવડી મોટી શક્તિ ધરાવે છે તો તે જરૂર અજમાવી જ શુ કામ ન જોવી? તે દ્વારા ગાંધીજી સ્વરાજ સાધવા હામ ભીડે છે તેથી નવાઈ શુ કામ પામવુ? અને જે બધી સંકટમાળા રા. નિરીક્ષકે વર્ણવી છે તે ઇષ્ટાપત્તિ જ નથી શુ? પરદેશી કાપડ બધ થાય એ લેખકને ભારે અનિષ્ટ સમાન લાગતું હશે? રેંટિયા ને ખાદીને જોરે મિલો જો બેકાર થાય તો શું દેશની આમજનતા ભૂખે મરશે! વાહન, રેલવે, જકાત વગેરેની આમદાની ઘટશે તો કોણ રોશે? હિંદનો ગરીબ ખેડૂત? અને આડધધા તૂટશે તો રેંટિયો નવા ઊભા પણ નહિ કરે કે? પરદેશ રૂ નહિ જાય, ત્યાંથી કાપડની આયાત બંધ થશે, તો ખેડૂત મરશે, એ વાંચીને તો ભારે નવાઈ લાગે છે. શું તે એમ ઇચ્છે છે કે આપણે આપણા રૂની ખાદી ન કરવી ને તેને પરદેશ જ મોકલતા રહી ત્યાંથી કાપડ આણ્યા કરવું? અને, પરદેશમાં જતા રૂનો વધારેનો ભાગ તે દેશોને જરૂરનો નહિ રહે એ કેમ કરીને માનવું? હિંદમાં કાપડ બનીને આવતું રૂ અહીં જ વપરાશે. બાકી બચતું રૂ બીજા દેશોને જોઈશે તો લેશે. નહિ તો, આપણી જમીન ઓછી રૂ જ ઉગાડો એમ કહે છે? કેટલા બધા કાલ્પનિક ભયોથી લેખક સાવ ડઘાઈ જ ગયા લાગે છે. નહિ તો એક માત્ર શિક્ષણચર્ચાના ઇરાદાવાળા હેવાલ પાસે, કેટલી બધી અશિક્ષણવિષયક બાબતોની માગણી તેઓ ન જ કરત. 'બજારમાં માલ કેમ ખપાવશો?' જનતાની ખરીદશક્તિ કેમ વધારશો? બેકારી વધશે, રૂ બહાર નહિ જાય, તે બધાનું શું કરશો? આ બધું રિપોર્ટ કરવા જાત તો, મને લાગે છે, હિંદના દુઃખમાત્રનું નિવારણ વિચારતાંય પેલી સમિતિનો છૂટકો થાત કે કેમ તે પ્રશ્ન છે.

વાત એમ લાગે છે કે, નિવેદનમાં સૂચિત યોજના મુદ્દે નહિ ગમવાથી તેનાં આડાં

કારણો શોધવો પર આ લેખક ફંટાઈ ગયા. નહિ તો પ્રધાનપદ સ્વીકાર સુધીનાં ઊંડાં પાણીમાં શું કામ ઊતરત? તેમ કરવા જતાં, સાદા સીધા શિક્ષણના મુદ્દાનો એમનો તરણાધાર હાથમાંથી છૂટી ગયો અને એમને દરિયામાં ડૂબકાં મારવાં પડ્યાં! સદ્‌ભાગ્યે છેવટે એમને સાચો મુદ્દો હાથ આવ્યો અને 'કેળવણી અને ઉદ્યોગ' પર પાછી વાત કરવા માંડી.

મારી સમજ પ્રમાણે, આપણો કેળવણીનો પ્રશ્ન આ છે: ૭ લાખ ગામડાંમાં શાળા જોઈએ. માનો કે ૪ લાખ શાળાથી ચાલી શકે છે. આજ જે રીતે શાળાઓનું તંત્ર ઘડાય છે અને વ્યવસ્થા યોજાય છે તે પ્રમાણે, દરેક શાળા પાછળ ઓછામાં ઓછું વાર્ષિક રૂ. ૨૦૦૦ ખર્ચ તો થાય, એ વધારે પડતો અંદાજ નથી. એટલે વર્ષે ૮૦ કરોડ રૂપિયા આ શાળાઓ માટે જોઈએ! આ બોજો કોણ ઉઠાવે? ક્યાંથી તે કાઢવાનો? એટલે, યા તો શાળાઓ ન જ કાઢી શકાય એમ માનવું પડે, એટલે કે ફરજિયાત કેળવણીનો આદર્શ છોડવો જોઈએ; અથવા તો પ્રજાનાયકે કશોક બીજો રસ્તો યોજવો જોઈએ. 'રાજકીય નોંધ'ના લેખકને આ દિશાનાં લેખાંમાં ઊંડવા હુ નોતરું છું. વળી, અંગ્રેજ સરકારે જે જાતની શાળા—વ્યવસ્થા ને તેનું જેવુ તંત્ર ઘડ્યું તે જ શું આપણા દેશ માટે વજ્રલેપ છે? કોઈ બીજું તંત્ર ન વિચારી શકાય? કેળવણીના ક્ષેત્રમાં આજ આપણી સામે આ પ્રશ્ન મુખ્યપણે આવીને ઊભેલો છે, એ તરફ આજ તો હવે આપણે નજર કરવી જોઈશે..

બીજી વસ્તુ: આપણું જીવન નભે છે આપણા જ જીવનના સર્વાંગીણ ને વ્યવસ્થિત ઉપયોગ દ્વારા. જીવનના ઘસારામાંથી જ તેનાં ધારણ અને પોષણ થાય છે. સજીવ પ્રક્રિયાનું લક્ષણ જ એ છે. ગાંધીજીના કેળવણી બાબતના સૂચનમાં, મને લાગે છે, આ વસ્તુ પાયારૂપે રહેલી છે. બાળક, વિદ્યાર્થી પણ consumer છે ને એની પાસે પણ, ઓછીવત્તી, અનઘડ છતાં ઉત્પાદક શક્તિ તો છે જ. બીજી બાજુથી, તે પોતાની રાષ્ટ્રશક્તિઓને કસવા, કેળવવા માગે છે. રાષ્ટ્ર તેમ કરવા ચાહે છે એટલુ જ નહિ, તેની પાસે ફરજરૂપે રાખવા ઇચ્છે છે એટલે રાષ્ટ્રે એનાં બાળકોને ભણાવવાં જોઈએ. ગાંધીજીનો પ્રશ્ન છે. 'આ બે વસ્તુઓ—*બાળકનો સર્વાંગીણ વિકાસ અને તેની આર્થિક ઉત્પાદનની તાકાત તથા રાષ્ટ્રના શિક્ષણનો* પ્રશ્ન—એ બે ભેગાં ન થઈ શકે? ના, એ તો એથી આગળ જઈ, કેળવણીના શાસ્ત્રકારને એમ કહે છે, 'હું તો એ બેના સમન્વિત ઉકેલમાં જ સાચી કેળવણીનું સાધન જોઉં છુ. આજની આપણી કેળવણીની અફળતા એ સાચા સાધનને ઉવેખવાથી થઈ છે. બાળકને હાથપગની તાલીમ તો આપવી જ છે, તો તે અનુત્પાદક (એટલે કે, માત્ર ખરચાળ) ક્રિયાઓથી જ અપાય એમ ઓછું છે? ત્યાં તમે શું કામ ઉત્પાદકને આપણા જીવન-પ્રશ્નો સાથે સંબંધ ધરાવતા ધંધાઓ ન રાખો?'

અને એમ કરવા જતાં જો કરોડોનું કાપડ ઉત્પન્ન થાય ને તેથી આપણો સ્વરાજનો પ્રશ્ન સરળ થાય, તો તેમાં, કેળવણીની દૃષ્ટિએ પણ, દુઃખ ક્યાં આવ્યુ? Indian Social Reformerમાં એક લેખક કહે છે. 'આ રિપોર્ટનો ઇરાદો મુખ્યત્વે રાજકીય છે, કેળવણીનો નથી. કમિટિ બધાને મહાસભામાનસવાળા કરવા તાકે છે.' મને તો આવો કશો ઇરાદો આ નિવેદનમાં જણાયો નથી. પરતુ હોય તો પણ એ કેળવણીને ન છાજે એવો શા માટે? શું કેળવણી સ્વરાજ અને સ્વાતંત્ર્યથી ડરે છે? એ બે વસ્તુઓ શું કેળવણીને

# સેગાંવ-પદ્ધતિનો અર્થ

મગનભાઈ દેસાઈ

રા. 'નિરીક્ષકે' 'પ્રસ્થાન'ના ગયા અંકની 'રાજકીય નોંધો'માં વર્ધા શિક્ષણ સમિતિના હેવાલની, શિક્ષણદૃષ્ટિથી નહિ પણ રાજકીય ને આર્થિક દૃષ્ટિએ, જે ચર્ચા કરી કરી છે તે, તેમના લેખના મથાળા પ્રમાણે જોતાં જ ક્ષમ્ય ગણાય. એ વાંચતાં મને તો, પોતાનો ચણો ખોવાવાથી, સુતાર પાસે, ત્યાંથી રાજા, રાણી, ઉંદર, બિલ્લી, કૂતરો ને એમ પરંપરામાં ફરિયાદ કરવા ગયેલા પેલા છોકરાની વાત યાદ આવી. જો તકલી રેંટિયો શાળામાં ચાલ્યાં, તો "પરદેશી આયાત થતુ કાપડ અને મિલકાપડને જવું પડશે. આની અસર મિલઉદ્યોગને નાબૂદ કરશે. મિલઉદ્યોગ ઉપર નભતા આડધંધાઓને ને મજૂરોને એથી ખમવું પડે. આ ઉપરાંત—જકાતી આવકમાં બાધ પડે. આયાત થતુ કાપડ, મિલઉદ્યોગને અંગે હેરફેર થતુ રૂ અને કાપડ વગેરેને અંગે ચાલતો કરોડોનો ટ્રાન્સ્પોર્ટ... રેલવે, કોલસો વગેરે ધંધાને પણ. .. જયાબંધ ઊભી થતી બેકારી ..." આ અને આવી લાંબી પરંપરા વર્ણવતી ચર્ચા જોઈને, મને લાગે છે, પેલી ચણા-વાળી વાત ઘણાને યાદ આવી હશે..

વળી, એમ પણ મને લાગ્યુ, ખરેખર જો તકલી આવડી મોટી શક્તિ ધરાવે છે તો તે જરૂર અજમાવી જ શુ કામ ન જોવી ? તે દ્વારા ગાંધીજી સ્વરાજ સાધવા હામ બીડે છે તેથી નવાઈ શુ કામ પામવું? અને જે બધી સંકટમાળા રા. નિરીક્ષકે વર્ણવી છે તે ઇષ્ટાપત્તિ જ નથી શું? પરદેશી કાપડ બંધ થાય એ લેખકને ભારે અનિષ્ટ સમાન લાગતુ હશે? રેંટિયા ને ખાદીને જોરે મિલો જો બેકાર થાય તો શું દેશની આમજનતા ભૂખે મરશે! વાહન, રેલવે, જકાત વગેરેની આમદાની ઘટશે તો કોણ રોશે? હિંદનો ગરીબ ખેડૂત? અને આડધંધા તૂટશે તો રેંટિયો નવા ઊભા પણ નહિ કરે કે? પરદેશ રૂ નહિ જાય, ત્યાંથી કાપડની આયાત બંધ થશે, તો ખેડૂત મરશે, એ વાંચીને તો ભારે નવાઈ લાગે છે. શું તે એમ ઇચ્છે છે કે આપણે આપણા રૂની ખાદી ન કરવી ને તેને પરદેશ જ મોકલતા રહી ત્યાંથી કાપડ આવ્યા કરવું? અને, પરદેશમાં જતા રૂનો વધારેનો ભાગ તે દેશોને જરૂરનો નહિ રહે એ કેમ કરીને માનવું! હિંદમાં કાપડ બનીને આવતુ રૂ અહીં જ વપરાશે. બાકી બચતું રૂ બીજા દેશોને જોઈશે તો લેશે. નહિ તો, આપણી જમીન ઓછી રૂ જ ઉગાડો એમ કહે છે? કેટલા બધા કાલ્પનિક ભયોથી લેખક સાવ ડઘાઈ જ ગયા લાગે છે. નહિ તો એક માત્ર શિક્ષણચર્ચાના ઇરાદાવાળા હેવાલ પાસે, કેટલી બધી અશિક્ષણવિષયક બાબતોની માગણી તેઓ ન જ કરત. 'બજારમાં માલ કેમ ખપાવશો?' જનતાની ખરીદશક્તિ કેમ વધારશો? બેકારી વધશે, રૂ બહાર નહિ જાય, તે બધાનું શું કરશો? આ બધું રિપોર્ટ કરવા જાત તો, મને લાગે છે, હિંદના દુઃખમાત્રનું નિવારણ વિચારનાર પેલી સમિતિનો છૂટકો થાત કે કેમ તે પ્રશ્ન છે.

વાત એમ લાગે છે કે, નિવેદનમાં સૂચિત યોજના રૂરે નહિ ગમવાથી તેનાં આર્થિક

કારણો શોધવા પર આ લેખક ફંટાઈ ગયા. નહિ તો પ્રધાનપદ સ્વીકાર સુધીનાં ઊંડાં પાણીમાં શું કામ ઊતરત? તેમ કરવા જતાં, સાદા સીધા શિક્ષણના મુદ્દાનો એમનો તરણાધાર હાથમાંથી છૂટી ગયો અને એમને દરિયામાં ડૂબકાં મારવાં પડ્યાં! સદ્ભાગ્યે છેવટે એમને સાચો મુદ્દો હાથ આવ્યો અને 'કેળવણી અને ઉદ્યોગ' પર પાછી વાત કરવા માંડી..;

મારી સમજ પ્રમાણે, આપણો કેળવણીનો પ્રશ્ન આ છે: ૭ લાખ ગામડાંમાં શાળા જોઈએ માનો કે ૪ લાખ શાળાથી ચાલી શકે છે આજ જે રીતે શાળાઓનું તંત્ર ઘડાય છે અને વ્યવસ્થા યોજાય છે તે પ્રમાણે, દરેક શાળા પાછળ ઓછામાં ઓછું વાર્ષિક રૂા. ૨૦૦૦ ખર્ચ તો થાય, એ વધારે પડતો અંદાજ નથી એટલે વર્ષે ૮૦ કરોડ રૂપિયા આ શાળાઓ માટે જોઈએ! આ બોજો કોણ ઉઠાવે? ક્યાંથી તે કાઢવાનો? એટલે, યા તો શાળાઓ ન જ કાઢી શકાય એમ માનવું પડે, એટલે કે ફરજિયાત કેળવણીનો આદર્શ છોડવો જોઈએ, અથવા તો પ્રજાનાયકે કશોક બીજો રસ્તો યોજવો જોઈએ 'રાજકીય નોંધો'ના લેખકને આ દિશાનાં લેખામા ઊડવા હું નોતરું છું વળી, અંગ્રેજ સરકારે જે જાતની શાળા—વ્યવસ્થા ને તેનું જેવું તંત્ર ઘડ્યું તે જ શું આપણા દેશ માટે વજ્રલેપ છે? કોઈ બીજું તંત્ર ન વિચારી શકાય? કેળવણીના ક્ષેત્રમાં આજ આપણી સામે આ પ્રશ્ન મુખ્યપણે આવીને ઊભેલો છે, એ તરફ આજ તો હવે આપણે નજર કરવી જોઈશે..

બીજી વસ્તુ: આપણું જીવન નભે છે આપણા જ જીવનના સર્વાંગીણ ને વ્યવસ્થિત ઉપયોગ દ્વારા. જીવનના ઘસારામાંથી જ તેનાં ધારણ અને પોષણ થાય છે. સજીવ પ્રક્રિયાનું લક્ષણ જ એ છે. ગાંધીજીના કેળવણી બાબતના સૂચનમા, મને લાગે છે, આ વસ્તુ પ્રાયારૂપે રહેલી છે. બાળક, વિદ્યાર્થી પણ consumer છે ને એની પાસે પણ, ઓછીવત્તી, અનઘડ છતાં ઉત્પાદક શક્તિ તો છે જ બીજી બાજુથી, તે પોતાની રાષ્ટ્રશક્તિઓને કસવા, કેળવવા માગે છે. રાષ્ટ્ર તેમ કરવા ચાહે છે એટલું જ નહિ, તેની પાસે ફરજરૂપે રાખવા ઇચ્છે છે એટલે રાષ્ટ્રે એનાં બાળકોને ભણાવવા જોઇએ. ગાંધીજીનો પ્રશ્ન છે. 'આ બે વસ્તુઓ— બાળકનો સર્વાંગીણ વિકાસ અને તેની આર્થિક ઉત્પાદનની તાકાત તથા રાષ્ટ્રના શિક્ષણનો પ્રશ્ન—એ બે ભેગાં ન થઈ શકે? ના, એ તો એથી આગળ જઈ, કેળવણીના શાસ્ત્રકારને એમ કહે છે, 'હું તો એ બેના સમન્વિત ઉકેલમા જ સાચી કેળવણીનું સાધન જોઉં છું. આજની આપણી કેળવણીની અફળતા એ સાચા સાધનને ઉવેખવાથી થઈ છે. બાળકને હાથપગની તાલીમ તો આપવી જ છે, તો તે અનુત્પાદક (એટલે કે, માત્ર ખરચાળ) ક્રિયાઓથી જ અપાય એમ ઓછું છે? ત્યાં તમે શું કામ ઉત્પાદકને આપણા જીવન-પ્રશ્નો સાથે સંબંધ ધરાવતા ધંધાઓ ન રાખો?'

અને એમ કરવા જતા જો કરોડોનું કાપડ ઉત્પન્ન થાય ને તેથી આપણો સ્વરાજનો પ્રશ્ન સરળ થાય, તો તેમા, કેળવણીની દૃષ્ટિએ પણ, દુ:ખ કયા આવ્યું? Indian Social Reformerમાં એક લેખક કહે છે. 'આ રિપોર્ટનો ઇરાદો મુખ્યત્વે રાજકીય છે, કેળવણીનો નથી. કમિટિ બધાને મહાસભામાનસવાળા કરવા તાકે છે.' મને તો આવો કશો ઇરાદો આ નિવેદનમા જણાયો નથી. પરંતુ હોય તો પણ એ કેળવણીને ન છાજે એવો શા માટે? શું કેળવણી સ્વરાજ અને સ્વાતંત્ર્યથી ડરે છે? એ બે વસ્તુઓ શું કેળવણીને

# હિન્દી અર્થશાસ્ત્ર પરિષદ—૨૧મું અધિવેશન

પ્રો. જશવંતરાય જ. અંજારિયા

હિન્દી અર્થશાસ્ત્ર પરિષદનું ૨૧મું અધિવેશન હૈદરાબાદ મુકામે તા. ૨૮મી ડિસેમ્બર ૧૯૩૭ને દિવસે શરૂ થયું હતું. તે પ્રસંગે દેશની આર્થિક ઉન્નતિની દૃષ્ટિએ મહત્ત્વના પ્રશ્નોની જે ચર્ચા થઈ હતી તેનો કંઈક ખ્યાલ આપવાનો અહીં ઇરાદો છે.

પરિષદના પ્રમુખ ડૉ. પી જે ટૉમસે '*The Central Problem of Indian Economy*' પર વ્યાખ્યાન આપ્યું હતુ. એમણે જણાવ્યુ કે હિન્દનો મુખ્ય પ્રશ્ન સામાન્ય જનતાનું જીવનધોરણ સુધારવાનો છે, અને એ બાબતમાં આપણે હજુ પ્રગતિ કરી નથી. છેલ્લા ૭૦ વર્ષમાં આપણી ઉત્પાદનશક્તિ તેમજ આપણો વિદેશો સાથેનો વ્યાપાર વધ્યાં છે. છેલ્લાં વિશ્વયુદ્ધ પહેલા આપણી કાપડની જરૂરિયાતના લગભગ ૭૫ ટકા માટે આપણે લૅન્કેશાયર પર આધાર રાખતા, અને ખાંડ, દિવાસળી અને પોલાદનો માલ બધો જ આયાત કરતા. આજે આપણે આપણી જરૂરિયાતનું ૮૩ ટકા જેટલું કાપડ દેશમાં બનાવીએ છીએ, પોલાદી માલ પણ સારી પેઠે બનાવી શકીએ છીએ, અને ખાંડ અને દિવાસળીની બાબતમાં સ્વાવલંબી બની શકયા છીએ. ૧૯૨૦ની સાલમાં આપણે રૂા ૫૮ કરોડનું કાપડ પરદેશથી આયાત કર્યું હતું, જ્યારે ૧૯૩૬-૩૭ માં માત્ર ૧૩ કરોડનુ કાપડ એવી રીતે મગાવ્યું હતુ. ૧૯૨૦માં આયાત કરેલી ખાંડની કિંમત રૂા. ૧૫ કરોડ હતી ૧૯૩૬-૩૭માં માત્ર રૂા. ૨૩ લાખ હતી. આમ આપણું ઉત્પાદન વધ્યુ છે એ વાત બેશક સાચી છે. પણ હજુ સંઘટિત ઉદ્યોગમાંથી આપણી એકંદર વસ્તીના માત્ર ½ ટકાને રોજી મળે છે. હિન્દના ૪૦ ટકા લોકોને અપૂરતું પોષણ મળે છે, અને ૨૦ ટકા તો તેથીય ખરાબ સ્થિતિમાં હોઈ શારીરિક શિથિલતા અને રોગોના ભોગ થઈ પડે છે.

આ વસ્તુસ્થિતિનું કારણ શું? ડૉ. ટૉમસના અભિપ્રાય પ્રમાણે, વ્યાપારી મંદી જ નહિ, કારણ કે એકંદરે જોતા મંદીના વખતમાં પણ આપણું ઉત્પાદન વધ્યું છે અને લોકોની ખરીદશક્તિ જળવાઈ રહી છે. ખરું કારણ એજ છે કે આપણે આપણાં દ્રવ્યોત્પાદનનાં સાધનોનો પૂરો ઉપયોગ કરી શકયા નથી. અને વળી આપણી દ્રવ્યવિતરણની પદ્ધતિ પણ અસંતોષકારક છે. બિનકાશલભર્યું ઉત્પાદન (Inefficient production) અને વહેંચણી (Inequitable distribution) એ બે હિન્દના મૌલિક પ્રશ્નો છે. ઉત્પાદક ધંધારોજગારમાથી મળતા નફાની રકમ આપણા લોકો સોનું કે જમીન ખરીદવામાં વેડફી નાખે છે, અથવા તો આકરા વ્યાજના દરે ધીરે છે. પરિણામે આપણા હુન્નર ઉદ્યોગો ખીલી શકતા નથી. દેશના હિતમા સૌથી આવશ્યક એ છે કે પ્રજાની બચતનો ઉપયોગ ઉદ્યોગોના વિકાસ માટે થવો જોઈએ વળી, હિન્દનું ઉદ્યોગીકરણ કરવું જોઈએ એમ કહેવાથી આપણા પ્રશ્નનો નિકાલ આવતો નથી. આપણા દેશમા થોડાએક મોટા ઉદ્યોગોને સ્થાન છે એ બેશક

છે, પણ અત્યારનાં ચિહ્નો જોતાં જરૂર એમ કહી શકાય કે વિરાટ ઉદ્યોગો સ્થાપવા કરતાં સાધારણ કદના ઉદ્યોગોની સ્થાપના અને ખેતીવાડીનું પુનરુત્થાન એ બેજ આપણી નીતિનાં મુખ્ય અંગ હોવાં જોઈએ, તેવી જ રીતે આપણું દ્રવ્યવિતરણ સુધારવા માટે કૃષિકોની સ્થિતિમાં સુધારો કરવો પડશે. કામદારવર્ગને રાજ્યની મદદથી સંરક્ષણ આપવું જોઈશે, અને પ્રજાને જીવનધોરણ ઉન્નત કરવાના રસ્તા બનાવવા જોઈશે માત્ર સરકારની જમીન-મહેસૂલ પદ્ધતિ નહિ પણ સારીય અર્થપદ્ધતિ બદલવી જોઈશે. સરકાર હાથ જોડીને બેસી રહે એ સમય હવે રહ્યો નથી. દેશની અંદર સમતોલ અર્થવ્યવસ્થા સ્થપાય અને જળવાય તે માટે રાજ્યે નિર્ણિત પગલાં લેવાં પડશે, અને આ કાર્યની અંદર નવી પ્રાન્તિક સરકારો મહત્ત્વનો ભાગ ભજવી શકશે.

પરિષદમાં દેશી શરાફી પદ્ધતિ, બેકારી અને પ્રાન્તિક નાણાવહીવટ પર નિબંધો વંચાયા હતા, અને ચર્ચા થઈ હતી. દેશી શરાફી પદ્ધતિ અને આધુનિક બેંકો વચ્ચે સુયોગ્ય સંબંધ બાંધી બન્નેનો સુમેળ સાધવો જોઇએ એમ હરકોઈ સ્વીકારે છે, અને એ કર્તવ્ય હાથ પર લેવાનું કામ નવી સ્થપાયેલી રિઝર્વ બેંકને સોંપાયું છે. એ મેળ શી રીતે સધાય તે સમજવા માટે દેશી શરાફી શી રીતે ચાલે છે—ચાલતી આવી છે—તે બરાબર જાણવું જોઈએ. આ વિષય પર પૂનાના પ્રોફેસર વી. જી. કાળેએ એક સુંદર નિબંધ વાંચ્યો હતો અને આજથી સો વર્ષ પહેલાં એક દેશી પેઢી પોતાનું કામ શી રીતે કરતી તે વિષે પત્ર-વ્યવહાર પ્રગટ કરી એ વિષય પર સારો પ્રકાશ પાડ્યો હતો. બીજા કેટલાક નિબંધો પણ આ વિષય પર વંચાયા હતા. એટલું સ્પષ્ટ છે કે શરાફ અને નાણાંધીરનાર વચ્ચે જે ફરક છે તે સહેલાઈથી સમજી શકાય તેવો નથી. દેશી શરાફી પેઢીઓ જેને કેવળ બેંકિંગ કહીએ તે ઉપરાંતનાં કેટલાંક કામ પણ કરતી આવી છે, અને તેથી જો તેમને રિઝર્વ બેંક સાથે જોડવામાં આવે તો જે શરતો નક્કી કરવી પડશે તે સરળ અને એકધારી નહિ રહી શકે.

બીજો મહત્ત્વનો પ્રશ્ન બેકારીનો છે. એ વિષય પર ડૉ. રાવનો મત હતો કે આપણે ત્યાં જે બેકારી છે તે મુખ્યત્વે seasonal છે. વ્યાપારી તેજીમંદીને લીધે કે ઉદ્યોગોની પરિસ્થિતિમાં થતા ફેરફારોને લીધે બેકારી નથી એમ નહિ, પણ હિંદુસ્તાનના ખેડૂતવર્ગમાં જે બેકારી છે તેજ ગંભીર છે, અને તેનું કારણ એ છે કે ખેડૂતને જે સમય ખેતીમાંથી બાકી રહે છે તે સમય માટે કંઈ ધંધો મળતો નથી. આપણા જૂના હુન્નરઉદ્યોગો હવે ટકી શકે એમ નથી. માટે એવા ગ્રામઉદ્યોગો ખીલવવા જોઇએ કે જેની પેદાશ માટે ગામડાંમાં કે આસપાસમાં જ માંગ હોય અને જેને માટે બહુ મૂડી કે ઊંચા પ્રકારની કારીગરી કે કુશળતાની જરૂર ન હોય. ડૉ. પંતનો અભિપ્રાય હતો કે બેકારી ટાળવા માટે supply side કરતાં demond side પર વિશેષ લક્ષ આપવું જોઈએ. supply ઓછો કરી સમતા મેળવવા કરતાં માંગ વધારી સમતોલસ્થિતિ પ્રાપ્ત કરવી એ બહેતર છે. આ દૃષ્ટિએ ઉચ્ચ કેળવણીના દરવાજા બંધ કરી અથવા પરીક્ષાનાં ધોરણો કડક બનાવી ઓછી સંખ્યા તૈયાર કરવાની યોજનાઓ ખોટી છે. હજુ હિન્દમાં નિરક્ષરતાનું સામ્રાજ્ય છે ત્યાં કેળવણીના માર્ગમાં અંતરાય નાખવાની વાત કરવી એ આત્મઘાત કરવા જેવું છે. બેકારીને પહોંચી વળવા માટે એક બાજુથી રાજ્યની મદદ વડે નવા ઉદ્યોગો સ્થાપવા જોઈએ તેમ બીજી બાજુથી બેકારોને આર્થિક મદદ આપવાની યોજના ઘડાવી જોઈએ એમ કેટલાકનો મત

હતો, અને એ મદદની યોજનામાં રાજ્ય, મૂડીદારો તેમજ કામદારોએ સહકાર આપવો જોઈએ એમ સામાન્ય મત હતો.

બધા નિબંધોનો અને ચર્ચાનો સાર આપવાનો અહીં ઇરાદો નથી તેમ એ શક્ય પણ નથી. પરિષદના અધિવેશનમાં થયેલાં વ્યાખ્યાનો અને ચર્ચાઓ પરથી બે વાત ખાસ કરીને સ્પષ્ટ થાય છેઃ (૧) દેશની ગરીબી ટાળવાનો પ્રશ્ન ઉત્પાદનનો તેમજ દ્રવ્યવહેંચણીનો છે. એ પ્રશ્ન તેમજ બેકારીનો પ્રશ્ન સાથે લેતાં જણાય છે કે અત્યાર સુધી આપણી જે માન્યતા હતી કે પશ્ચિમનાં અનુકરણે મોટા પાયાપરના ઉદ્યોગો સ્થાપવાથી આપણા પ્રશ્નનો નિકાલ થશે તે ભૂલભરેલી છે. અત્યારે દેશને ખાસ જરૂર છે મધ્યમ પરિમાણના ઉદ્યોગોની અને તે પણ પ્રમાણમાં નાનાં શહેરોમા અને ગામડાંઓમાં. હિન્દનું ભાવિ મુંબઈ કે કલકત્તા જેવાં વિરાટ શહેરોમાં નહિ, પણ સામાન્ય કદનાં, સાધારણ વસ્તીવાળાં શહેરોમાં છે; અને (૨) આ ઉન્નતિસાધક કાર્યક્રમમાં રાજ્યે સક્રિય ભાગ ભજવવો જોઈશે. વ્યક્તિગત પ્રયત્ન પર શ્રદ્ધા રાખી બેસી રહેવામાં શ્રેય નથી રાજ્યે ચોક્કસ યોજના પ્રમાણે નાણાવિષયક તેમ જ ઉદ્યોગ અને ખેતીવિષયક નીતિ હાથ ધરવી જોઈએ. દેશને સાધનોની ખોટ નથી, પણ સાધનોનો ઉપયોગ કરતાં આપણે શીખવું જોઈશે.

———o———

# વીજલડી રે !

'સ્વપ્નસ્થ'

(વાંસલડી રે વેરણ થઈ
લાગી તું વ્રજની નારને)

વીજલડી રે વિજન પથે ઝબકાર
કરી જાજે જરી !

કંઈ ગાઢ વનો પથરાયાં છે
ઘનઘોર અંધારાં છાયાં છે
પથ ચિહ્ન બધાં અટવાયાં છે.
વીજલડી રે !

સહુ સાથ સંગાથ તજાયા છે
મન એકલતાથી દુભાયાં છે
સ્મૃતિની એકજ તું માયા રે !
વીજલડી રે !

ઉર દરશન વિણ રઘવાયાં છે
અંતરનાં દૃગ ખોવાયાં છે
પેલાં સ્વપ્નોનાં ધામ લુટાયાં છે
વીજલડી રે !




ॐ

# સૉનેટ અને ગીત

સુંદરજી ગો. બેટાઈ

[ નાસિકમાં એક સન્ધ્યાકાળે અપૂર્વ રંગરચનાનું દર્શન—એ આ બંને કૃતિનું મૂળ છે. પહેલું સૉનેટ લખાયું પણ સાન્ધ્ય રંગદર્શને ચિત્તમાં જગાડેલું નર્તન ચાલુ જ રહ્યું અને બીજે જ દિવસે ગીતરચના યોજાઈ. એક જ દર્શન બે ભિન્ન કાવ્યસ્વરૂપોમાં પ્રવર્તતાં એક જ લેખકને હાથે કેવું ભિન્ન સ્વરૂપ ધારણ કરે છે તે દર્શાવવા આ બંને રચના અહીં એક સાથે ઉપસ્થિત કરી છે. ]

## એક તારા

પૂર્વે ઊડે નવલ રસના નીલિમાના ફુવારા,
ને વર્ષન્તી રજતવરણી પશ્ચિમે સાન્ધ્યધારા,
શૃંગેશૃંગે જલદવિભવો દક્ષિણે વિસ્તરેલા,
ને સૂતેલાં તિમિર જગવે કારમી વીજલીલા.
ઓચિન્તો ત્યાં દિશદિશ પલોટી ઘૂમે ચંડ વાયુ,
ભૂંસે શું એ વિધવિધ છટાચિત્રણો વ્યોમ કેરાં!
આવ્યાં ક્યાંથી અહિં ફુજવતાં ઝાપટાં અંધકારે?
ઉદ્ઘોષો શા? વળી ભટકતી એકલી તારિકા ત્યાં?

હે મૂંઝાવી મનુહૃદયના નીલરંગી ફુવારા,
ને હે ઢાંકી સુભગવરણા કલ્પનાના મિનારા,
ને રોધી લે યુગયુગતણી સિદ્ધિકેરી સમૃદ્ધિ,
સૂતાં જાગી તિમિર વસમાં આખરી આંચકામાં;
એ વેળાએ તિમિરવન વિસ્તાર કેરી પછાડી
શીળી હોશે તિમિરશિખરે એક તારા વિરાજી.

નાસિક તા. ૨૯-૧૦-૩૭

## પરવણી

નીલ ફુવારા પૂર્વમાં, કંઈ પશ્ચિમ સોનલ મેહ રે,
આજ રંગપરવણી આભમાં રે,
આજ રંગપરવણી આભમાં.
દક્ષિણ વ્યોમે વિસ્તર્યો અભિનવ રૂપે ઘનશ્યામ રે,
આજ કૃષ્ણપરવણી વિશ્વમાં રે,
આજ કૃષ્ણપરવણી વિશ્વમાં.

આજ શિખર શિખર નર્તન્ત દિસે,
કંઈ મેઘલ અંતરમાં વિલસે;
રમે શ્યામની શ્યામળ છાયમાં વીજલરાધા મલકન્ત રે
આજ પ્રેમપરવ બ્રહ્માંડમાં રે,
આજ પ્રેમપરવ બ્રહ્માંડમાં.

કંઈ અનિલ સુશીતલ સંચરતો,
બ્રહ્માંડ—હૃદે નવલું સ્ફુરતો;
આજ દિશદિશ નવ સંચારનાં ઉન્મેષ, સ્ફુરણ રમમાણ રે,
આજ પરવ નવલ સ્ફુરણા તણાં રે
આજ પરવ નવલ સ્ફુરણા તણાં.

કંઈ છલક છલક બ્રહ્માંડ રસે;
નવ તારા શું વિસ્મિત ચમકે—
જોઈ સન્ધ્યાના ભંડાર ખુલ્લા આભ–અવનિ પગથાર રે,
આજ પરવ નવલ તારા તણાં રે
આજ પરવ નવલ તારા તણાં

નીલ ફુવારા પૂર્વમાં, કંઈ પશ્ચિમ સોનલ મેહ રે,
આજ રંગપરવણી આભમાં રે,
આજ રંગપરવણી આભમાં.
દક્ષિણે વ્યોમે વિસ્તર્યો અભિનવ રૂપે ઘનશ્યામ રે,
આજ કૃષ્ણપરવણી વિશ્વમાં રે
આજ કૃષ્ણપરવણી વિશ્વમાં.

૩૦-૧૦-૩૭



# ગામડિયા ગુજરાતી

વિદ્યાબહેન રમણભાઈ નીલકંઠ

**આ**જકાલ ગુજરાતી ભાષામાં નાનીમોટી વાર્તાઓ 'પુષ્કળ' લખાય છે અને જેને વાસ્તવદર્શી કહેવામા આવે છે તે પ્રકારની વાર્તાઓ વિશેષ પડતી જોવામાં આવે છે. કામદારોનાં દુઃખ, ગરીબોની દુનિયા, પીડિતોનાં શોષણ તેમજ જેઓને ઉતરતા વર્ગનાં ગણવામાં આવ્યાં છે તેઓના આદર્શો, ભાવનાઓ, પ્રેમસૃષ્ટિ વગેરેમાં દૃષ્ટિપાત કરાવનારી વાર્તામાં વાસ્તવિક્તા અર્પવા માટે તે તે વર્ગમાં બોલાતી ભાષા વાતચિતમાં દાખલ કરવામાં આવે છે. પાત્રો જે 'ભાષા બોલ તે જ વાર્તાલાપમાં મૂકવી જોઈએ એ તદ્દન વાજબી છે, પરંતુ એ ભાષાની ખરી માહિતી આ લેખકોમાંના' કેટલાકને હોતી નથી અને પારસીઓ જેને 'છબરડો' કહે છે તેવું જ ઘણી વેળા શિષ્ટભાષા વાપરનાર લખક કરી મૂકે છે. ગામડિયા ભાષા પણ અમુક સ્વરૂપની છે. પ્રદેશ પ્રમાણે તેમાં ભિન્નતા રહેલી છે અને તે ન સચવાય તો વાસ્તવિકતા આણવાનો જે મુખ્ય હેતુ તે નિરર્થક થાય છે. જેમ શિષ્ટભાષા ખોટી વાપરવી તે યોગ્ય નથી, તેમ ગામડિયા ભાષા પણ ખરી વપરાય તો જ વાજબી કહેવાય.

કાઠિયાવાડની ગામડી ભાષા જુદી છે. ચરોતરની વળી એથી જુદી અને સુરત ભરૂચ જિલ્લાની તદ્દન જુદી હોય છે. પંચમહાલ અને ઉત્તર ગુજરાતની પણ ભિન્નભિન્ન છે. આ પરિસ્થિતિમાં પાત્રો પાસે ખીચડો ભાષા બોલાવવી એ અસહ્ય છે. ચરોતરનો ગામડિયો 'કર્યાં'ને 'રયો' કહેશે, સુરતનો ગામડિયો કદી તેમ નહિ બોલે. સુરતનો ગામડિયો 'શું'ને 'હું' કહે છે તેમ ચરોતરનો નહિ કહે. સુરતનો 'સાત'ને 'હાત' કહેશે તો કાઠિયાવાડી 'છાપું'ને 'સાપું' કહેશે 'છાત સાપાં લઈ રયોં જાસ ને હું કરવા નોસે' એમ બધા પ્રદેશના બોલો અથવા થોડા ભેળસેળ કરેલા ઘણીવાર જોવામાં આવે છે. જે પ્રાંતના લોકોનું ચિત્ર હોય તે જ પ્રાંતની ગામડી બોલીનો અભ્યાસ કરી ચોકસાઈથી મૂકવાનો પ્રબંધ સર્વ લેખકભાઈઓ કરે એ ઇચ્છવા જેવું છે. પુસ્તકોના વિવેચકોએ જેમ શિષ્ટ ભાષા શુદ્ધિ તરફ લક્ષ દેવું જોઈએ તેમ ગામડી ભાષાની ચોકસાઈ પણ કરવી જોઈએ. એવી ખીચડા ભાષાના સંવાદ હાસ્યસ્પદ બને છે એ દેખાડી આપવું એટલું જ જરૂરનું છે.

આ તકે બીજી એ વાત પણ જણાવવા જેવી છે. બાળકોની બોબડીભાષા પણ નિયમપૂર્વક હોય છે. અમુક સ્થાનના શબ્દોચ્ચાર ન કરી શકે એવી ઘણાં બાળકોને ટેવ હોય છે. એવી કાલી બોબડી ભાષા બાળકોનાં મુખમાં મૂકવામાં પણ ગમે તેમ લખી મારવામાં આવે છે. એક વાક્યમાં બાળક 'ક' વર્ગ ન બોલે ને 'ર'ને બદલે 'લ' બોલે. બીજા વાક્યમાં તેથી ઊલટું જ જોવામાં આવે. ચોકસાઈના અભાવનું આ પરિણામ છે. સાહિત્યમાં આવું ચલાવી ના લેવાવું જોઈએ.

બીજું, ઘણી વાર્તામાં પારસી પાત્રો આવે છે. પારસી ભાષાના થોડાક બોલો અને તેમની જીભની કાંઈક ખામી એટલું કરવાથી પારસીઓની ઘરગથ્થુ ભાષા બની જતી નથી.

બાવા, આય, ટમે, સુ એવા થોડા પ્રયોગોથી જાણે ઘરની પારસીબોલી બની એમ માનવામાં ભૂલ થાય છે. એ બોલી ઘણીવાર ફક્ત વાંચનારમાં હાસ્ય ઉપજાવવા પણ લખવામાં આવે છે. લખાણમાં હાસ્યને અંશ નહોય પણ બોબડી બોલી પાત્ર પાસે બોલાવી કૃત્રિમ હાસ્ય ઉપજાવવાની પદ્ધતિ બહુ જ ઊતરતી કોટિની છે એમ કહેવું જોઈએ. તેમાં પણ ભૂલ ભરેલા પ્રયોગો કરવા એ સારા લેખકોને છાજતુ નથી.

ટૂંકી વાર્તાએ એ જે નવીન સ્વરૂપ ધારણ કર્યું છે તેને આવકાર આપવા સાથે તેમાં રહેલી ઉપર કહેલી ખામીઓ દર્શાવી છે તે ક્ષમ્ય ગણાશે એવી આશા છે.



# ભારતી ક્ષિતિજ પર

લાભશંકર પાઠક

[ ઝૂલણા ]

ભારતી ક્ષિતિજ પર સૂર્ય સ્વાતંત્ર્યને,
નવલ ઉષ્મા નવાં તેજ લાવે,
સ્ફૂર્તિ–સામર્થ્ય–ચેતનભર્યાં રશ્મિએ,
અજબ ઉલ્લાસ આશા વહાવે,
દિશ દિશે દિવ્ય દીપ્તિ દિપાવે,
અહા,સૂત્ર સ્વાતંત્ર્યનાં એ શિખાવેઃ

જીવન અસ્તિત્વનું સત્વ સ્વાતંત્ર્ય છે,
પરમ એ શાન્તિ સુખ જિન્દગીમાં:
સખ્ય, સહકાર,વિનિમય, વિનય, બંધુતા,
વ્યર્થ એ વાદ સ્વાતંત્ર્યહીના,
સ્વીય પરકીય સ્વાતંત્ર્યરક્ષા,
ખરી સાત્વિકી સંસ્કૃતિની સમીક્ષા.

સુભગ સંદેહવાહક સમીરણ સરે,
સુ સુ સુ સ્વાધીનતાસૂક્ત ગુંજે,
મુક્તિના મધુ મધુર મંત્ર સૂણાવતા,
ભારતી ભૂમિની કુંજકુંજે,
મુક્તિ—માર્તંડનાં મયૂખ ઝીલે,
અહા ભારતી જનહૃદય કમળ ખીલે.

'સ્વાતંત્ર્ય દિન' ૩૮.

# મેઘદૂત અને તાજમહાલ

મૂળ લેખક : વિષ્ણુ સખારામ ખાંડેકર
અનુવાદક : નારાયણ કસાન

[ શ્રી વિષ્ણુ સખારામ ખાંડેકર મરાઠી સાહિત્યના સિદ્ધહસ્ત લેખક છે. એમની બે નવલકથાએ *'દોન ધ્રુવ'* અને *'उल्का'* ખૂબ વખણાયેલી છે. અને એમની લેખનકલાનું તેમજ જીવનદષ્ટિનું દર્શ કરાવે છે. શ્રી ખાંડેકર ખૂબ જ ગરીબાઈમાંથી આગળ વધ્યા છે. ઘરની કફોડી સ્થિતિ અને દત્તક પિતાન અનિચ્છાથી ઇંટર સુધીનો અભ્યાસ કરી કોલેજ છોડી પિતા સાથે ન બનવાથી કોંકણમાં શિરોડા,ગામે પંદર વરસ ઉપર એક શાળા ઉપાડી–દશ છોકરાથી શરૂ થયેલી તે શાળા આજે તેમના પુરૂષાર્થને પરિ ણામે ૨૫૦–૩૦૦ વિદ્યાર્થીઓવાળી હાઈસ્કૂલ થઈ ગઈ છે. આ શાળાની પ્રવૃત્તિ સાથે તેમણે પોતાન સાહિત્ય પ્રવૃત્તિ ચાલુ જ રાખી છે અને મરાઠી સાહિત્ય જગતમાં તેમણે પોતાનું અનોખું સ્થાન પ્રાપ કરી લીધું છે. એમની એક વાર્તાનો અનુવાદ આજે રજૂ કરીએ છીએ. ]

લં ડનનો સુંદર બાગ અને એમાંય વસંતની સંધ્યા! એથી વધારે શું હોઈ શ એવો સવાલ એ બગીચામાં વિહાર કરનારાઓને પૂછયો હોત તો, માત્ર બે જણ સિવા બધાંએ 'કશું જ નહિ' એવો જવાબ આપ્યો હોત. બહુમતી વિરુદ્ધ જનાર આ બન્નેં હાથ ઊંચો કરવા કહેવામાં આવત તો એક પણ હાથ ઊંચો ન થાત. એવા રૂક્ષ સવાલ પર મત આપવા માટે બગીચામાં વિહાર કરનારા કયા પ્રેમીને પોતાની પ્રિય વ્યક્તિન હાથમાંથી પોતાનો હાથ છોડાવવો ગમે?

વસંતની સંધ્યા સુંદર ખરી, પણ લૈલાના સુંદર મુખચંદ્ર આગળ રમેશને વધારે પડ નહતી એમાં નવાઈ શેની? એ ઉદ્યાનમાં જુદીજુદી વેલીઓ ચિત્ર વિચિત્ર પુષ્પોથી સજ હતી. લૈલાની અને પોતાની વેલીને આવેલું પ્રેમનું ફૂલ જોઈને રમેશના ચહેરાપર જે અવર્ણની રંગો નાચી રહ્યા હતા એના આગળ લૈલાનું ધ્યાન બીજાં ફૂલો તરફ જાય જ શેનું કેટલાય વખત સુધી બન્ને જણ એકબીજાના હાથમાં હાથ મૂકી મૂકતાથી બેઠાં હતાં ગુપ્તદાનનું પુણ્ય જાણે પ્રેમને પણ નહિ સમજાતું હોય?

. બગીચાના દરવાને બૂમ પાડી; એ, એ, કોણ ફૂલ તોડે છે?

એ શબ્દો કાને પડતાંની સાથે રમેશ બોલ્યો: 'લૈલા, આવતી કાલે હિંદમાં પ એવી બૂમ પડશે નહિ?'

લૈલા કાંઈક વિચારમાં પડી હતી. એણે પૂછ્યું: 'કેમ?'

'ફૂલ તોડવા માટે'

'કયું?'

પોતાની આંખ લૈલા પર ઠેરવી રમેશે કહ્યું: 'આ!'

'ચિત્રકાર જ છે તું. ફૂલ સિવાય તને બીજું શું દેખાય?'

'બધું દેખાય છે. હિંદુ રમેશે મુસલમાન લૈલા સાથે લગ્ન કર્યું એટલે કેટલાય શંકરાચાર્યે માથાં ફેરવી લેશે અને કેટલાય મૌલાનાઓની દાઢીઓ ક્રોધથી થથરવા લાગશે—'

'જવા દે ને એ વાત. મને તો પેલી કવિતા સાંભરે છે.'

'કઈ?'

'ગુરુને શીખવવાનો વખત શિષ્યને આવ્યો–'

'કળિયુગ છે આ.'

હસતાં હસતાં લૈલા ગાવા લાગી.

'બ્રાહ્મણ નહિ, હિંદુએ નહિ, ન હું કોઈ એક પંથનો—'

'સાચે જ લૈલા, જાણે આપણા પ્રેમનું જ વર્ણન કર્યું નહિ હોય!' 'પ્રેમ જ શું? જીવનની બધી ઉત્કટતા એવી જ હોય છે. એને ભેદભાવ હોતો જ નથી.'

'તેથી જ તો બે મન એક થાય છે'

'કેટલું વિલક્ષણ છે, નહિ આ?'

'વિલક્ષણ શું? આપણી બન્નેની ઓરડીઓ કેટલી દૂર છે? છતાં તારી ઓરડી મને મારી લાગે છે.—'

'અને તારી ઓરડીમાં હું ગમે ત્યારે આવી શકુ છું. ઓરડીની ચાવી જ પાસે હોય એટલે—'

'પ્રેમ શું એ જ કરે છે. પોતાના મનને લાગતી ચાવી બીજાના હાથમાં આપે છે—'

રસ્તા પર છાપાં વેચનાર છોકરાની બૂમ સંભળાઈ: 'હિંદમાં કોમી રમખાણ! મુંબઈમા–'

લૈલાના રૈનાડા ઊભાં થયાં એણે પૂછ્યું: 'રમેશ, શું થયું મુંબઈમાં?'

'શું થાય? ક્યાંક બોમ્બ ફૂટ્યો હશે નહિ તો– જવાદે એ લૈલા, આપણા જેવા સ્વર્ગના માણસોને—'

લૈલાનો હાથ રમેશને ધ્રૂજતો લાગ્યો એણે પૂછ્યું: 'શું થયું બ્હીવા?'

'કંઈ નહિ!'

'બે મન એક થયાનું આ જ ચિહ્ન કે?'

'કોઈક કવિની કલ્પના મનમાં આવી.'

'કઈ?'

'સ્વર્ગ અને નરક બન્ને એક બીજા પાસે હોય છે.'

* * *

લૈલાની ઓરડી તરફ જવા રમેશ નીકળતો હતો એવામાં જ હિંદમાથી આવેલો તાર એના હાથમાં પડ્યો. ધ્રૂજતા હાથે એણે તે ફોડ્યો, અને વાંચતાની સાથે જ એની આંખો ટગર ટગર ફરવા લાગી. હિન્દુ મુસલમાનના રમખાણમાં એના પિતા સપડાયા હતા. એમને એટલો માર પડ્યો હતો કે ઈસ્પિતાલમાં લઈ જતા પહેલાં જ તેઓ મરણ પામ્યા.

રમેશ પોતાના ગુણો પર સ્કોલરશિપ મેળવી ઈંગ્લાંડ આવ્યો હતો. પોતાના પિતાની ઇચ્છા વિરૂદ્ધ લૈલાને પરણવાનું પગલું એ ભરવાનો હતો ત્યાં તો એમના કરુણ મૃત્યુની ખબર વાંચી એનો પિતાપ્રેમ જાગી ઊઠ્યો. નિર્દોષ પિતાનું છિન્નવિછિન્ન શરીર એની આંખ સામે દેખાવા લાગ્યું. 'આ મુસલમાનો એટલે રાક્ષસો જ' એવો વિચાર એના તપેલા મગજમાં એકદમ આવ્યો

એટલામાં એને લૈલા યાદ'આવી અને એનું મન જરા શાંત થયું. એને લાગ્યું: તાર

# ડિગ્બીના સમયમાં અને આજે

વિઠ્ઠલદાસ મ. કોઠારી

"આખી દુનિયામાં એવો એક પણ દેશ નથી જ્યાં આવી ઉત્તમ અને સુધરેલી રીતે રાજ્ય ચલાવવામાં આવતું હોય."

"આખી દુનિયામાં હિંદુસ્તાન જેવો ઓછામા ઓછો કર ભરનારો એક પણ દેશ નથી."

"અંગ્રેજો હિંદુસ્તાનની પ્રજાના હિતને માટે ચિંતાતુર હૃદયે સદૈવ તત્પર રહેલા છે."

આ શબ્દોનો ગુંજારવ ઓગણીસમી સદીમા હિંદમાં તેમજ ઇંગ્લંડમાં સંભળાતો. 'દેખ બિચારી બકરીનો પણ કોઈ ન જાતાં પકડે કાન' એ જાતના ખ્યાલો પ્રજામા ઉતારવા ચારે તરફથી પ્રયત્નો થતા હતા; અને સર્વત્ર અંગ્રેજી 'રામરાજ્ય'નાં ગુણકીર્તન થતાં હતાં. શાળા, કોલેજો, સાહિત્ય અને કાયદા મારફત પ્રજામાં વ્યવસ્થિત રીતે ઊભી કરવામાં આવતી આ જાતની ભાવનાને ઓગણીસમી સદીના અંતમાં પ્રથમ સખત ફટકો દત્ત, દાદાભાઈ અને ડિગ્બીની ત્રિમૂર્તિએ જુદીજુદી રીતે પ્રમાણભૂત પુસ્તકો લખીને લગાવ્યો; અને પ્રજા આગળ દાખલા દલીલો અને આંકડાથી પુરવાર કરી બતાવ્યું કે:

"હિંદુસ્તાન અંગ્રેજોને માટે એક લૂંટી ખાવાની વસ્તુ જ છે અને તેઓ તેને નિરાંતે લૂટે છે."

"પ્લાસીના યુદ્ધ પછી તેમના હાથમાં થોડી ઘણી રાજસત્તા આવતાં વેંત જ તેમણે ઉઘાડે છોગે લૂંટારુનો ધંધો શરૂ કરી દીધો"

"હિંદુસ્તાનમાં વધી ગયેલા દુકાળ, ભૂખમરાથી થતાં મરણો અને બેહદ ગરીબાઈ એ અંગ્રેજી રાજ્યનું સીધું પરિણામ છે."

આ લેખકો પાશ્ચાત્ય કેળવણીથી બરાબર રંગાયેલા હતા અને સરકારી રાજતંત્રની આંટીઘૂંટીથી માહિતગાર હતા. તેમણે સરકારી દફતરોના પુરાવા ઉપરથી જ પોતાના નિર્ણયો રજૂ કર્યા હતા. ત્રણેમાં કોનું સ્થાન ઊંચું છે તે નક્કી કરવું મુશ્કેલ છે. પણ દરેકે, લેખક તરીકે લગભગ સરખી જ સેવા બજાવી છે, એમ કહી શકાય. અલબત્ત, પોતે અંગ્રેજ હોવા છતાં ડિગ્બીએ હિંદી પ્રજા પ્રત્યે જે સહાનુભૂતિ દર્શાવી છે, તથા હિંદુસ્તાનનો કેસ પોતાના દેશબંધુઓ તેમજ દુનિયા સમક્ષ રજૂ કરવાને જે જહેમત ઉઠાવી છે, તે જોતાં તેમના પ્રત્યે આપણું હૈયું આભારની લાગણીથી વધારે નમે છે. ડિગ્બી પોતે મિશનરી તરીકે મદ્રાસ ઇલાકા તરફ કામ કરતા હતા. તે અરસામાં દક્ષિણમાં પડેલા દુકાળ વખતે તેમણે ભૂખે મરતા લોકોને રાહત આપવાનાં કામોમાં ઝંપલાવ્યું. પરંતુ, તે ભાગોમાં દુકાળની ભીષણતા અને નિયમિતતા તથા લોકોમાં તેની સામે ઝૂઝવાની શક્તિનો તદ્દન અભાવ જોઈને તેમનું ધ્યાન એક નવા જ મુદ્દા તરફ ખેંચાયું. તેમને વિચાર આવ્યો કે, આ બધી કરુણ વસ્તુ-સ્થિતિ અને અંગ્રેજી રાજ્ય વચ્ચે કાંઈ કાર્યકારણ સંબંધ તો નથી? અને પૂરતા અભ્યાસ બાદ તેમણે તે બાબતમાં પોતાના નિર્ણયો વ્યવસ્થિત રૂપમાં જાહેર કરવા માંડ્યા. તે નિર્ણયો

સરકારને રુચિકર તો ન જ થઈ પડયા. સરકારે જ્યારે દુકાળ કમિશન નીમ્યું, ત્યારે તેમાંથી ડિગ્બીને બાતલ રાખવામાં આવ્યા. ડિગ્બી જેવા લોકસેવક, કે જેમણે દુકાળના વખતમાં લોકોમાં કામ કર્યું હોય, ઉપરાંત આખી પરિસ્થિતિનો વ્યવસ્થિત અભ્યાસ પણ કર્યો હોય, તેમને એ કમિશનમાંથી બાતલ રાખવામાં સરકારનો મુદ્દો શો હોઈ શકે, તે હવે ડિગ્બીને પોતાને જ વધુ સ્પષ્ટ થઈ ગયું. તે અરસામાં હિંદી વઝીરે પાર્લામેંટમાં ભાષણ દરમ્યાન પડકાર કર્યો કે, જો કોઈ એમ સાબિત કરી આપે કે, આપણા રાજ્ય દરમિયાન હિંદી પ્રજા વધુ ગરીબ બનતી જાય છે, તો આપણે હિંદુસ્તાન ઉપર રાજ્ય કરવાનું છોડી દેવા તૈયાર છીએ. તેના જવાબમાં ડિગ્બીએ પોતાનું '*Prosperous British India*' નામનું પુસ્તક લખ્યું; અને શરૂઆતમાં એક લાંબો કાગળ લખી તે પુસ્તક હિંદી વઝીરને મોકલાવ્યું. એ પુસ્તક લખાયાને ૩૭ વરસ થઈ ગયાં છે. તથા ત્યારપછી હિંદુસ્તાનની નદીઓમાં ઘણાં પાણી વહી ગયાં છે, છતાં અત્યારે પણ ડિગ્બીએ પોતાના પુસ્તકમાં જાહેર કરેલા નિર્ણયો અમુક ગૌણ વિગતો કે મુદ્દાઓ બાદ કરતાં એટલા જ સાચા છે અને વસ્તુસ્થિતિનો તાદૃશ ચિતાર રજૂ કરે છે. ડિગ્બીએ આપેલી હકીકત એક જમાના પછીના આંકડાઓ પણ પુરવાર કરે છે અને બતાવે છે કે ૧૯મી સદીની ઘટના ૨૦મી સદીમાં ચાલુ જ છે.

| ડિગ્બી શું કહે છે? | આજે શું છે? |
|---|---|
| (૧) માણસોની કુલ વાર્ષિક આવકમાંથી સરકાર દર વર્ષે ૨૦ ટકા લઈ લે છે. (પા. ૬) | ઇ. સ. ૧૯૩૫માં સર વિશ્વેશ્વરૈયાએ કરેલી ગણતરી પ્રમાણે કરનો માથાદીઠ બોજો આવકના ૨૦ ટકા એટલે કે રૂપિયે ત્રણ આના થાય છે. |
| (૨) હિંદુસ્તાનમાં અંગ્રેજોની સીધી હકુમત હેઠળ ૨૨ કરોડ માણસો છે પણ તેઓ ઇંગ્લંડના ૪ કરોડ માણસો જેટલો આવક–વેરો ભરે છે તેના દશમા ભાગનો પણ ભરી શકતા નથી. (પા. ૮) | ૧૯૩૩–૩૪માં હિંદમાં ૬૫ ટકા લોકોની વાર્ષિક આવક રૂા. ૫૦થી વધારે નથી. સરકારી આવક વેરો ભરતા લોકોની સંખ્યા માત્ર ૨૫ ટકા છે. |
| (૩) અંગ્રેજો આવ્યા પછી ૧૭૪૫ની સાલ સુધીનાં ૭૪૫ વરસમાં ૧૮ સ્થાનિક દુકાળ જ નોંધવામાં આવ્યા હતા, જ્યારે અંગ્રેજો આવ્યા પછી ૧૭૪૫થી ૧૯૦૦ સુધીનાં વરસોમાં દેશવ્યાપી ૩૬ દુકાળ નોંધાયા છે (પા. ૯) | ૧૯૦૦ પછીના વીસ વરસમાં ૪ દુકાળો નોંધાયા છે. તેમાંથી બેની અસર વધારે વ્યાપક હતી. |

(૪) માથાદીઠ આવક (પા. ૧૦)

| | | |
|---|---|---|
| ઇંગ્લંડ | રૂ. ૬૭૫ | ૧૦૯૨ |
| અમેરિકા | ૫૮૫ | ૨૦૫૩ |
| ફ્રાન્સ | ૪૦૫ | ૬૩૬ |
| કૅનેડા | ૩૯૦ | ૧૨૬૮ |
| જર્મની | ૩૩૦ | ૬૩૪ |
| હિંદુસ્તાન | ૧૫ | ૫૦ |

(૫) હિંદમાંથી ઇંગ્લંડ તરફ રોજ વધ્યા કરતા અને વેગથી વહેતા ધનપ્રવાહ આગળ કલાઈવ અને હેસ્ટીંગ્સે પડાવેલી રકમો ગણતરીમાં પણ ન લેવા જેવી તુચ્છ બની ગઈ છે. (પા. ૧૪)

અત્યારે લગભગ ૪૦ કરોડ રૂપિયા. દર વરસે દેશની મહેસૂલમાંથી બહાર ચાલ્યા જાય છે. તે ઉપરાંત બૅંકો, સ્ટીમરો અને કારખાનાં દ્વારા લગભગ ૧૬૦ કરોડ રૂપિયા. પરદેશીઓ લઈજાયછે.

(૬) દુનિયાના સર્વદેશોમા સરકાર વેપારમાંથી મહેસૂલ મેળવે છે પણ હિંદમાં અંગ્રેજોએ એ નિયમને અવળો કરી રાજ્યની મહેસૂલ વડે વેપાર ચલાવતા હતા. એ રૂપિયા દેશને કોઈ પણ પ્રકારનો બદલો પાછો આપ્યા વિના જ પરદેશ ઘસડી જવામાં આવતા હતા. (પા ૧૭)

સરકાર હાલ પણ દેશની મહેસૂલમાંથી દર પાંચ રૂપિયે એક રૂપિયો પ્રજાને કંઇ પણ બદલો આપ્યા વગર પરદેશ તાણી જાય છે.

(૭) બિલકુલ થોડા અપવાદો સિવાય, દેશીઓને માત્ર અંગ્રેજોના નોકરો કે ગુમાસ્તાઓ તરીકે અથવા તો તે ખાતાની છેક હલકી નોકરીઓમાં જ લેવામા આવે છે. (પા. ૧૭)

માસિક રૂ. ૧૦૦૦ થી વધારે પગારની નોકરીઓમાં હિંદીઓનું પ્રમાણ ૧૮૭૭મા બે ટકા. ૧૮૯૭મા ૫ ટકા અને ૧૯૧૩માં ૭ ટકા હતું. તે જ વરસમાં માસિક રૂ. ૨૦૦ ઉપરાંતના પગારની નોકરીઓમાં ફક્ત ત્રીજા ભાગના હિંદીઓ હતા. આ પ્રમાણમાં હજુ પણ લાંબો ફેર પડયો નથી.

(૮) હિંદુસ્તાનના અર્ધ ઉપરાંત ખેડૂતો કદી છૂટી ન શકાય તેવા દેવામાં સપડાઈ ગયા છે. (પા. ૪૯)

મુંબઈ ઇલાકામાં મૅકડોનેલ કમિશનના રિપોર્ટમાં જણાવ્યા પ્રમાણે ખેડૂતોનો ૪/૫ ભાગ દેવામા સપડાયો છે. આખા દેશમાં ખેડૂત દીઠ દેવું લગભગ ૧૦૦ આવે છે.

(૯) હિંદુસ્તાનમાં પાકતા અનાજમાથી હિંદના દરેક માણસને પેટપૂરતુ ખાવાનું આપવામાં આવે તો દેશનો પોણો ભાગ વર્ષમાં ત્રણ માસ અર્ધભૂખ્યો રહે અને કેટલાય લાખને તો જરા પણ ખાવાનુ ન મળે. અને છતા દર વરસે હિંદમાથી ઢગલાબંધ અનાજ પરદેશ ચડાવવામાં આવે છે. એનો અર્થ એ થયો કે ઉપર જણાવેલી સંખ્યા કરતાં પણ વધારે મોટી સંખ્યા, વધારે પ્રમાણમાં હમેશાં ભૂખી રહે છે. (પા. ૫૦)

સરકારની જેલોમાં જે ધોરણે ખોરાક અપાય છે તે ધોરણે ગણતાં દેશની વસ્તીને ખાવા માટે અત્યત આવશ્યક પ્રમાણમાં પણ ૪૦ ટકા અનાજની તૂટ રહે છે. મર જહોન મીગટેની ગણતરી પ્રમાણે ૬૧ ટકા લોકોને એટલે અત્યારની વસ્તીના લગભગ ૨૧॥ કરોડ લોકોને પૂરતુ ખાવાનું મળતું નથી અને ફક્ત ૩૯ ટકાને એટલે કે ૧૩॥ કરોડ લોકોને પૂરતું ખાવાનું મળે છે.

(૧૦) ૧૮૫૭માં હિંદી વહાણોનું કુલ વજન પરદેશી વહાણોથી લગભગ અર્ધોઅર્ધ હતું તે ૧૮૯૮માં ઘટીને ૭૦મા ભાગનું થઈ ગયું હતું. (પા. ૫૫)

ગયા મહાયુદ્ધ પહેલાંનાં દસ વરસમાં દુનિયામાં ૧૭૦૦૦ નવાં વહાણો બંધાયાં તેમા હિંદનો ફાળો ૨૨ હતો. આપણો ૯૯ ટકા દરિયાઈ વેપાર પરદેશી આગબોટોમાં થાય છે.

જુદા જુદા દેશોનું માલિકીનાં વહાણોનું પ્રમાણ અત્યારે આ પ્રમાણે આવે છેઃ-(ટનેજ લાખમાં)

| | | | |
|---|---|---|---|
| ઇંગ્લાંડ | ૧૯૭ | અમેરિકા | ૧૩૪ |
| જપાન | ૪૩ | હિંદ | ૨ |

(૧૧) બધા પાકા માલનો હિંદનો વેપાર બિલકુલ પડી ભાંગ્યો ત્યારે જ તેના ઉપરનો જકાતનો ભારે બોજો દૂર કરવામાં આવ્યો. (પા. ૫૮)

હવે નિકાસ વેપારમા ૭૪ ટકા કાચો માલ પરદેશ ચડે છે અને આયાત વેપારમાં ૭૫ ટકા પાકો માલ પરદેશથી આવે છે એટલે પાકા માલનો વેપાર આજે પણ નજીવો છે.

(૧૨) મહેસૂલ ઉઘરાવવાનુ ખર્ચ નિઝામ રાજ્યમાં દેશી અમલદારો નીચે સેંકડે રૂ ૬-૬-૩, અંગ્રેજી રાજ્યમાં અંગ્રેજ અમલદારો નીચે રૂ. ૪૫-૧૪-૫ આવે છે. (પા. ૬૪)

આખા દેશની ગણતરીએ આ ખર્ચ ૧૨॥ ટકા આવે છે ઇંગ્લડમા માત્ર ૨॥ ટકા આવે છે.

(૧૩) કહેવાતા પ્રજાકીય દેવાની રકમ જાહેર કામોને માટે લીધેલી રકમ બાદ કરતાં લગભગ એક અબજ જેટલી એટલે કે હિંદની ૩॥ વર્ષની કુલ જમીન મહેસૂલ જેટલી થાય છે. (પા. ૬૮)

આજે કુલ સરકારી દેવાનો આંકડો આખા દેશનું ૩૦ વર્ષનુ જમીન મહેસૂલ અથવા ૪ વર્ષનું સરકારી મહેસૂલ અથવા ૭ માસની આખા દેશની કુલ આવક જેટલો થાય છે.

(૧૪) ઓસ્ટ્રેલિયાને હિસાબે હિંદમાં ઢોર હોય તો ૨,૬૨૮,૦૦૦,૦૦૦ જોઈએ. પ્રાચીન કાળથી હિંદમાં જમીનનો ૧/૧૦ ભાગ ગોચર રાખવી જોઈએ એવો નિયમ ચાલતો આવ્યો છે, પણ અંગ્રેજોએ હિંદુસ્તાનમા આવ્યા બાદ, ઢોર કે મનુષ્ય કોઈની દરકાર કર્યા વગર તે જમીનો મહેસૂલ વધારવાની દાનતથી તોડી નાખી છે. (પા. ૭૦)

હિંદમાં ગોચર જમીનનું પ્રમાણ ખેડાણ જમીનના માત્ર ૧૬ ટકા છે બીજા ખેતી પ્રધાન દેશોમાં ૧૫ ટકા કરતા ઓછું નથી. જુદા જુદા દેશોમાં દર સો માણસે ઢોરની સખ્યા નીચે મુજબ છે

| | |
|---|---|
| હિંદ | ૬૧ |
| ડેન્માર્ક | ૭૪ |
| અમેરિકા | ૭૯ |
| કેનેડા | ૮૦ |
| ઓસ્ટ્રેલિયા | ૨૫૯ |

હિંદમાં જે ઢોર છે તે પણ સારી સ્થિતિમાં નથી.

(૧૫) દેશમા કુલ ૧૪૧૭ કંપનીઓ છે અને તેમની મૂડી કુલ ૫૩ કરોડ રૂપિયા છે દેશીઓના હસ્તકની મિલો તેમાં ગણી લઈ એ તોપણ માત્ર ૧૫ કરોડ રૂપિયાની મૂડી જ દેશીઓના હાથમાં છે. બાકી બધી પરદેશીઓની છે. (પા. ૭૩)

હિંદમાં ૧૯૨૯-૩૦માં દેશી કંપનીઓની સંખ્યા ૬૯૨૫ છે અને તેમાં ૨૮૬૯૦ લાખ રૂપિયા રોકાયા છે. જ્યારે પરદેશી કંપનીઓ ૮૮૩ છે અને તેમાં ૯૮૦૦૦ લાખ રૂપિયા રોકાયા છે. દેશી કંપનીઓમા પણ પરદેશી મૂડી ૭૫૦૦ લાખ રૂપિયાની છે. એટલે દેશમાં વિદેશી

(૧૬) રેલવેમાં સરકારે શરૂઆતથી બધી ખોટ ખિસ્સામાંથી ભરેલી હોવાથી પહેલેથી છેવટ સુધીનો હિસાબ ગણતા દર વર્ષે સરેરાશ ૧ કરોડ અને ૩૦ લાખ રૂપિયાની ખોટ જ ભર્યા કરી હતી. એસ. આઈ. આર કંપનીની રેલવે સરકારે ખરીદી ત્યારે તેના ઉપર સરકારે ૩ કરોડ રૂપિયા જેટલી ખોટ ભરી હોવા છતાં તેની ૩૨ લાખ પાઉન્ડની મૂડી ઉપર ૯,૮૦,૦૦૦ પાઉન્ડ પ્રિમિયમ આપ્યુ. (પા.૭૬)

(૧૭) લશ્કરમાં બ્રિટિશ સોલ્જરને રૂા. ૧૧૬૦ વાર્ષિક મળે છે ત્યારે હિંદીને રૂ. ૩૧ મળે છે (પા. ૭૮)

(૧૮) ઇંગ્લંડના કરતાં હિંદમાં વેપારના વિસ્તારના પ્રમાણમાં વધારે ચલણી નાણું જોઈએ છે અને તેનું કારણ હિંદમા પ્રવર્તી રહેલી શાખના વ્યવહારની અગવડ છે જે સુધારવા સરકારે ધ્યાન આપ્યું નથી (પા. ૧૦૨)

(૧૯) પરદેશનું જ હિત હમેશાં ઇચ્છતી પરદેશી સરકારે હિંદના લોકોને જાણી જોઈને દર વરસે હુંડિયામણના ફેરફારને લીધે રૂા ૮૦ કરોડની ખોટમાં ઉતાર્યા છે. (પા. ૧૧૭)

(૨૦) કુલ જમીન ઉપર બોજો વધ્યો એટલે કે લોકો તેટલા ગરીબ બન્યા. (પા ૧૧૬)

મૂડી આશરે ૧૦ અબજ રૂપિયા અને દેશી મૂડી આશરે બે અબજ રૂપિયા કંપનીઓમાં રોકાયેલી છે.

૧૯૨૦ની આખર સુધીની વ્યાજ સાથેની કુલ ખોટ ગણીએ તો લગભગ ૨૭૫ કરોડ રૂપિયા થાય. ૪ ટકા લેખે દર વરસે તેનું ૧૧ કરોડ રૂપિયા વ્યાજ થાય. આ કંપનીઓ પાસેથી રેલવે ખરીદતી વખતે, સરકારે ઉપર મુજબ કરોડોની ખોટ હોવા છતાં શેરના પ્રિમિયમ તરીકે ૫૦ કરોડ રૂપિયા વધારે આપ્યા છે.

| | | ઘોડેસ્વાર | પાયદળ |
|---|---|---|---|
| બ્રિટિશ | રૂ. | ૨૫૨૬ | ૨૫૦૩ |
| હિંદી | | ૬૬૯ | ૬૩૧ |

દર ૧૦ લાખની વસતીએ જુદા જુદા દેશોમા બેંકોનું પ્રમાણ :

| | | | |
|---|---|---|---|
| ઇંગ્લંડ | ૨૭૩ | જર્મની | ૩૩ |
| અમેરિકા | ૧૭૯ | જપાન | ૧૦૩ |
| કૅનેડા | ૪૧૭ | હિંદ | ૨.૫ |
| ફ્રાન્સ | ૪૯ | | |

૧૯૨૭માં સરકારે હુંડિયામણનો ભાવ ૧૬ પેન્સને બદલે ૧૯ પેન્સ કર્યો ત્યારથી દર વરસે હિંદને ૧ અબજ રૂા. નું નુકસાન થાય એવો અંદાજ કરવામાં આવ્યો છે.

૧૯૯૧માં કુલ વસ્તીના ૬૦ ટકા લોકો ખેતી ઉપર આધાર રાખતા તે ૧૯૩૧માં વધીને ૭૩ ટકા થયા છે.

આ ઉપરાંત ડિગ્બીએ કરેલા નિરૂપણમાંથી આપવા જેવા આંકડાઓ અને ઘણાં વાક્યો છે પણ તેને માટે ઉત્સુક વાચકે તે પુસ્તકનો આશરો લેવો જોઈએ*

* ડિગ્બીના આ પુસ્તકનો સાર હમણા જ નવજીવન પ્રકાશન મંદિરે 'આબાદ હિંદુસ્તાન!' એ નામથી બહાર પાડયો છે. તેમાંથી આ હકીકત લીધી છે.

# સન્ધ્યા

'પારાશર્ય'

ઉષાથીયે ન્યારી
મને સન્ધ્યા પ્યારી જનજીવનની કે જગતની.

નિસર્ગેથી માંડી બસ અબલ સૌ ચેતન કણી
પરોઢે જાગેલી અવિરત ધમાલે ઉછળતી
ધસે ને આકર્ષે નજર, દગ આંજે ભભકથી,
સ્વકાર્યે પ્રસ્વેદે વિજયિત હસે ભિન્ન સ્વરથી.

મહેચ્છા કર્તવ્યે અધિર ધસતાં સત્ત્વ સહુમા
ઉષા કૈંકે વ્હાલી નવજીવન જેથી વિકસતાં.

કરી ઊંચો નીલો રજનિ પડદો કોમળ કરે
ઉષા પ્રાચીદ્વારે પ્રણય પલકારે સ્મિત કરે.
ધરી આશાઘેલાં કુસુમકુમમે લોચન રમે
નવે ખંડે મજુ કવણુન અધિરાં કકણુ કરે.

મૃદુ બંસી બાજી
મહેચ્છા કો જાગી

લસે તાજી આછી શરમ સુરખિ ગૌરવદને.
તજી સર્વે વ્યોમે, અમિત પગથારે ઉમળકે
નવોઢા શી પ્યાસી સમદ સરતી ધીર પગલે.
ધરા કંકુભીનાં ચરણુસ્પરશે સ્વસ્તિક ગ્રહે.
તરંગો સિન્ધુના પ્રતિધ્વનિત ઝકારણુ ઝિલે.

ઉષાનો આભારી
સદા, તોયે મ્હારી
ઉષાથીયે ન્યારી

ચહું સન્ધ્યા પ્યારી સ્વરત પરિતોષે વિરમતી
ઉષાએ અર્પેલાં નિજ શયનમાં પુષ્પ ધરતી
ધવાયાં હૈયાંને સદય ઉરભાવે રુઝવતી.
લપેટી વાત્સલ્યે અમિત સહુને અંક ધરતી.

દિનાન્તે એકાંતે
નિહાળ્યાં મેં માળે

પરોવાં વેરાને પરણુદિન કો વૃક્ષ અટૂલે
થતાં ઊંચાં નીચાં ખગશિશુ વિલોકે ક્ષિતિજને.
વળે પંખી માળે રખડી રઝળી સીમ વગડા
ઝિલી સન્ધ્યારંગો અમિત તન ને પાંખ હૃદયમાં.

મૃદુ ન્હાની મીઠી કલબલ થતી સુમ અનિલે.
પ્રસારીને પાખો ખગ, શિશુપરે સાન્ત્વન ગ્રહે.

સમર્પી સન્ધ્યાએ
કુટુમ્બી સ્નેહે સુખદ રજની નિદ્રિત કરે.

નમેલી સન્ધ્યાએ
ધરેલી આશાએ ક્ષિતિજગતપંથે નિરખતી.

વિહ્વળાતી જોયેલી
કદીકે લ્હોયેલી

ઝરૂખે ચંભેલી પ્રિયતર્ણી જ્યાં પાંપણુ ભરી.
દિનાન્તે કાર્યાન્તે શ્રમિતતન અંતે ગૃહ વળે.
હજારો ઓજાઓ તનમન સ્મૃતિથી પરવરે.

અને સન્ધ્યારંગે
ધરી દષ્ટિ સંગે પ્રિય ગૃહિણીની આંખ પલકે.
હજારો આશાનો હરદમ વિસામો તરવરે.

જતી સન્ધ્યા ધીરે
પ્રિછેલાં દામ્પત્યે
રચેલા એકત્વે અમર ઉતરે રંગરજની.

અભીપ્સા શાતાએ
સમીક્ષા આવેશો નિકટ ધરી આકર્ષણુ રચી

જતી સન્ધ્યા ધીરે
મહાબ્ધિને તીરે જળકણુ કણે સેજ રચતી.
સુણી ઊર્મિંગીતો, પ્રકૃતિ સુખનાં ઓટણુ ધરી.

ગમે સન્ધ્યા તેથી
મને, ઇચ્છા જેથી ફલિત પરિતૃપ્તિ અનુભવે.
વળે જ્યાં થાકેલાં સહુ નિજગૃહે તોષિત દિલે.

અને જ્યાં સર્વેનું,
વિયોગી પ્યાસીનું,

સજ્યો આત્માનું મિલનનટથી સંપુટ બને.
વિકાસ્યાં જે તત્ત્વો નિવૃત પરિતોષે જઈ સુએ.

(૧૬) રેલવેમાં સરકારે શરૂઆતથી બધી ખોટ ખિસ્સામાંથી ભરેલી હોવાથી પહેલેથી છેવટ સુધીનો હિસાબ ગણતાં દર વરસે સરેરાશ ૧ કરોડ અને ૩૦ લાખ રૂપિયાની ખોટ જ ભર્યા કરી હતી. એસ. આઈ. આર કંપનીની રેલવે સરકારે ખરીદી ત્યારે તેના ઉપર સરકારે ૩ કરોડ રૂપિયા જેટલી ખોટ ભરી હોવા છતા તેની ૩૨ લાખ પાઉન્ડની મૂડી ઉપર ૯,૮૦,૦૦૦ પાઉન્ડ પ્રિમિયમ આપ્યુ. (પા.૭૬)

(૧૭) લશ્કરમાં બ્રિટિશ સોલ્જરને રૂા. ૧૧૬૦ વાર્ષિક મળે છે ત્યારે હિંદીને રૂ. ૩૧ મળે છે (પા. ૭૮)

(૧૮) ઇંગ્લંડના કરતાં હિંદમાં વેપારના વિસ્તારના પ્રમાણમાં વધારે ચલણી નાણું જોઈએ છે અને તેનુ કારણ હિંદમા પ્રવર્તી રહેલી શાખના વ્યવહારની અગવડ છે જે સુધારવા સરકારે ધ્યાન આપ્યું નથી. (પા. ૧૦૨)

(૧૯) પરદેશનું જ હિત હમેશા ઇચ્છતી પરદેશી સરકારે હિંદના લોકોને જાણી જોઈને દર વરસે હૂંડિયામણના ફેરફારને લીધે રૂા ૮૦ કરોડની ખોટમાં ઉતર્યા છે. (પા. ૧૧૭)

(૨૦) કુલ જમીન ઉપર બોજો વધ્યો એટલે કે લોકો તેટલા ગરીબ બન્યા. (પા ૧૧૬)

મૂડી આશરે ૧૦ અબજ રૂપિયા અને દેશી મૂડી આશરે બે અબજ રૂપિયા કંપનીઓમાં રોકાયેલી છે.

૧૯૨૦ની આખર સુધીની વ્યાજ સાથેની કુલ ખોટ ગણીએ તો લગભગ ૨૭૫ કરોડ રૂપિયા થાય. ૪ ટકા લેખે દર વરસે તેનું ૧૧ કરોડ રૂપિયા વ્યાજ થાય. આ કંપનીઓ પાસેથી રેલવે ખરીદતી વખતે, સરકારે ઉપર મુજબ કરોડોની ખોટ હોવા છતાં શેરના પ્રિમિયમ તરીકે ૫૦ કરોડ રૂપિયા વધારે આપ્યા છે.

| | ઘોડેસ્વાર | પાયદળ |
|---|---|---|
| બ્રિટિશ રૂ. | ૨૫૨૬ | ૨૫૦૩ |
| હિંદી | ૬૬૯ | ૬૩૧ |

દર ૧૦ લાખની વસતીએ જુદા જુદા દેશોમાં બેંકોનું પ્રમાણ :

| | | | |
|---|---|---|---|
| ઇંગ્લંડ | ૨૭૩ | જર્મની | ૩૩ |
| અમેરિકા | ૧૭૯ | જપાન | ૧૦૩ |
| કૅનેડા | ૪૧૭ | હિંદ | ૨.૫ |
| ફ્રાન્સ | ૪૯ | | |

૧૯૨૭માં સરકારે હૂંડિયામણનો ભાવ ૧૬ પેન્સને બદલે ૧૯ પેન્સ કર્યો ત્યારથી દર વરસે હિંદને ૧ અબજ રૂા. નું નુકસાન થાય એવો અંદાજ કરવામાં આવ્યો છે.

૧૯૯૧માં કુલ વસતીના ૬૦ ટકા લોકો ખેતી ઉપર આધાર રાખતા તે ૧૯૩૧માં વધીને ૭૩ ટકા થયા છે.

આ ઉપરાંત ડિગ્બીએ કરેલા નિરૂપણમાથી આપવા જેવા આંકડાઓ અને ઘણાં વાક્યો છે પણ તેને માટે ઉત્સુક વાચકે તે પુસ્તકનો આશરો લેવો જોઈએ*

* ડિગ્બીના આ પુસ્તકનો સાર હમણા જ નવજીવન પ્રકાશન મંદિરે 'આબાદ હિંદુસ્તાન!' એ નામથી બહાર પાડયો છે. તેમાથી આ હકીકત લીધી છે.

# સન્ધ્યા

'પ્રાશર્ય'

ઉષાથીયે ન્યારી
મને સન્ધ્યા પ્યારી જનજીવનની કે જગતની.

નિસર્ગેથી માંડી બલ અબલ સૌ ચેતન કણી
પરોઢે જાગેલી અવિરત ધમાલે ઉછળતી
ધસે ને આકર્ષે નજર, દગ આંજે ભભકથી,
સ્વકાર્યે પ્રસ્વેદે વિજયિત હસે ભિન્ન સ્વરથી.
મહેચ્છા કર્તવ્યે અધિર ધસતાં સત્ત્વ સહુમાં
ઉષા કૈંકે વ્હાલી નવજીવન જેથી વિકસતાં.

કરી ઊંચો નીલો રજનિ પડદો કોમળ કરે
ઉષા પ્રાચીદ્વારે પ્રણય પલકારે સ્મિત કરે.
ઘડી આશાઘેલાં કુસુમકુસમે લોચન રમે
નવે ખડે મંજુ કવણુન અધિરાં કકણ કરે.

મૃદુ બંસી બાજી
મહેચ્છા કો જાગી
લસે તાજી આછી શરમ સુરખિ ગૌરવદને.
તજી સર્વે વ્યોમે, અમિત પગથારે ઉમળકે
નવોઢા શી પ્યાસી સમદ મરતી ધીર પગલે.
ધરા કુંભીનાં ચરણસ્પરશે સ્વસ્તિક ગ્રહે.
તરંગો સિન્ધુના પ્રતિધ્વનિત ઝંકારણ ઝિલે.

ઉષાનો આભારી
સદા, તોયે મ્હારી
ઉષાથીયે ન્યારી
ચહું સન્ધ્યા પ્યારી સ્વરત પરિતોષે વિરમતી
ઉષાએ અર્પેલાં નિજ શયનમા પુષ્પ ધરતી.
ઘવાયા હૈયાને સદય ઉરભાવે રુઝવતી.
લપેટી વાત્સલ્યે અમિત સહુને અંક ધરતી.

દિનાન્તે એકાંતે
નિહાળ્યાં મેં માળે
પડેલાં વેરાને પરણુહિન કો વૃક્ષ અડૂલે
થતાં ઊંચાં નીચાં ખગશિશુ વિલોકે ક્ષિતિજને.
વળે પંખી માળે રખડી રઝળી સીમ વગડા
ઝિલી સન્ધ્યારંગો અમિત તન ને પાંખ હૃદયમાં.

મૃદુ ન્હાની મીઠી કલબલ થતી સુસ અનિલે.
પ્રસારીને પાંખો ખગ, શિશુપરે સાન્ત્વન ગ્રહે.

સમર્પી સન્ધ્યાએ
કુટુમ્બી સંતોષે સુખદ રજની નિદ્રિત કરે.

નમેલી સન્ધ્યાએ
ધરેલી આશાએ ક્ષિતિજગતપંથે નિરખતી.

ભિલાતી જોયેલી
કદીકે લ્હોયેલી

ઝરૂખે થંભેલી પ્રિયતર્ણી જજે પાંપણ ભરી.
દિનાન્તે કાર્યાન્તે અમિતતન અંતે ગૃહ વળે.
હજારો બોજાઓ તનમન સ્મૃતિથી પરવરે.

અને સન્ધ્યારંગે
ઘડી દષ્ટિ સંગે પ્રિય ગૃહિણીની આંખ પલકે.
હજારો આશાનો હરદમ વિસામો તરવરે.

જતી સન્ધ્યા ધીરે
પ્રિછેલાં દામ્પત્યે
રચેલાં એકત્વે અમર ઉતરે રંગરજતી.

અભીપ્સા શાતાઓ
સમીક્ષા આવેશો નિકટ ધરીં આકર્પણ રચી

જતી સન્ધ્યા ધીરે
મહાબ્ધિને તીરે જળકણ કણે સેજ રચતી.
સુણી ઊર્મિગીતો, પ્રકૃતિ સુખનાં ઓઢણ ધરી.

ગમે સન્ધ્યા તેથી
મને, ઇચ્છા જેથી ફ્લિત પરિતૃપ્તિ અનુભવે.
વળે જ્યાં થાકેલાં સહુ નિજગૃહે તોષિત દિસે.

અને જ્યાં સર્વેનું,
વિયોગી પ્યાસીનું,

મળ્યી આત્માનું મિલનતટથી સંપુટ બને.
વિકાસ્યાં જે તત્ત્વો નિવૃત પરિતોષે જઈ સુએ.

# ભૂમધ્ય સમુદ્ર અને ઈટલી

ડુંગરશી ધરમશી સંપટ

ઈટલી સીનોર મુસોલિનીના શાસન નીચે બહુ બળવાન બન્યું છે. એ બીજા વર્ગનું સામ્રાજ્ય પ્રથમ વર્ગના દરજ્જે પહોંચ્યું છે. ઈટલી એક નબળું, કુસંપી અને નમતે કાંટે બેસનાર રાજ્ય ગણાતું હતું, પરંતુ આજે સીનોર મુસોલિનીએ એ રાજ્યને પોતાની કુનેહથી લશ્કર અને વિમાની કાફલામાં યુરોપનાં અગ્રગણ્ય રાજ્યોમાંનું એક બનાવ્યું છે. ઈટલી હવે મોટી ૩૫૦૦૦ ટનની મનવારો બાંધે છે, સેંકડો સબમેરીનો તેણે તૈયાર કરી છે. એનાં હજારો વિમાનો અનુભવી સુકાનીઓના હાથ નીચે આકાશમંડળમાં વ્યાપી રહે છે. એની પાસે પાંચ લાખ લડવૈયાઓ રાત્રિદિવસ હુકમની રાહ જોતા સરંજામ સાથે તૈયાર ઊભા છે. ઈટલીના યુવાન માણસોને ફરજિયાત લશ્કરી તાલીમ અપાય છે. ઈટલીમાં આઠ વરસના બાળકને લશ્કરી ફરજિયાત તાલીમ મળે છે. પંદર વરસના છોકરાને બંદૂક ઉપાડવી પડે છે. છેલ્લા પંદર વરસોમાં સીનોર મુસોલિનીએ ઈટાલિયનોના બીરૂ, ડરપોક માનસમાં અજબ પરિવર્તન કરી નાંખ્યુ છે. આજે ત્યાં નિડર, સાહસિક અને અભય સેવનારા અર્ધો કરોડ યોદ્ધાઓ જરૂર પડયે ઈટલી માટે મેદાને પડવા તૈયાર શસ્ત્ર સજીને ઊભા છે.

સીનોર મુસોલિનીએ અનેક રાજ્યનેતાઓના પક્ષોમાં વહેંચાયેલાં ઈટલીને એકતંત્ર નીચે આણ્યું. એણે ઈટલીના સાધનોનો એને બળવાન બનાવવા માટે ઉપયોગ કર્યો છે. એક વખતનો સમાજવાદી નેતા સને ૧૯૧૯ના અકટોબરની તા. ૨૩મીથી ફેસીસ્ટ સર્વસત્તાધારી બન્યો છે. એણે પોતાના વિરોધીઓનું સામ, દામ, ભેદ અને મુખ્યત્વે દંડથી દમન કરી તેમને ડારી દીધા છે એ ઈટલીનો ભાગ્યવિધાતા, સર્વસત્તાધારી સમર્થ પુરુષ છે. પંદર વરસોમાં એણે ઈટલીમા હજારો માઈલોના રસ્તાઓ બાંધ્યા છે, લાખો એકર ખાડાખબચા વાળી જમીન ખેતી માટે કામ આવે તેવી કરી કાચી વસ્તુઓની પેદાશ વધારી મૂકી છે. પરદેશોનો મોટો વેપાર ચાલુ કર્યો છે. સારૂ વહાણવટુ બાંધ્યું છે. ઈટાલીમાં ત્રણગણા કારખાના ઊભા કર્યા છે. ઉદ્યોગોને ભારે ઉત્તેજન આપ્યુ છે. પ્રજાના સારા ભાગોની નિરક્ષરતા દૂર કરી છે. તુર્કો પાસેથી ત્રિપોલી લીધું છે. એબિસીનિયા હબસીઓ પાસેથી જીત્યુ છે. લીબિયામાં ભારે કિલ્લેબંધી કરી છે. પંદર વર્ષોની ટૂંક મુદ્દતમાં સીનોર મુસોલિનીએ ઈટલીની અનેક રીતે અનેક દિશામાં સુધારણા અને પ્રગતિ કરી છે.

સીનોર મુસોલિની લુહારનો પુત્ર છે જાને ઘણા વર્ષો સુધી પોતાના હાથે ચણતરનું કામ કરી એણે ઉદર નિર્વાહ કર્યો હતો. એ સીડીના તદન નીચા પગથિયાથી ઊંચે ચડતો ચડતો આજે ઊંચામા ઊંચા સ્થાને બેઠો છે-સમ્રાટ અને પાર્લામેંટની સર્વે સત્તા પોતાના હાથમાં રાખી બેઠો છે. પત્રકાર, લેખક, બંડખોર, લડવૈયો એ સૌ ધંધા એણે કર્યા છે. અંગ્રેજ લેખકો એને જુસ્સાદાર અને અર્ધગાંડા જેવો અગાઉ ગણતા હતા. પરંતુ હવે તે શ્રેષ્ઠ વિદ્વાન, દેશનો તારણહાર અને રાજ્યદ્વારી રમતો રમવામાં અતિ કુશળ ગણાય છે.

એનાં પાસાં સવળાં પડે છે. એણે કોઈએ પણ ન કરેલી હિંમત દાખવી છે અંગ્રેજ સિંહની પૂછડી પોતાના હાથોમાં પકડી એણે ખૂબ આમળી છે

ભૂમધ્ય સમુદ્ર સાડા અઢારસો માઈલ લાંબો છે. એની પહોળાઈ પાંચસો માઇલ છે. સાધારણ રીતે એની ઊંડાઈ ઘણી છે. આથી સબમેરીનો વહાણવટા ઉપર હલ્લો કરી શકે તેવી રચના છે. એના સાધારણ રીતે બે વિભાગો ગણાય. પૂર્વ અને પશ્ચિમ ભૂમધ્ય સમુદ્રની વચ્ચે સીસીલી પાસે આવાગમનનો સાંકડો રસ્તો છે. એના ઉત્તર ભાગમાં સ્પેન, ફ્રાન્સ, અને ઇટલી આવ્યા છે. દક્ષિણમાં આફ્રિકાનો કિનારો છે. તુર્કી પશ્ચિમ ભૂમધ્ય સમુદ્રમાં પુષ્કળ લાગવગ ધરાવે છે ગ્રીસ સાગરમગ્ન નહિ હોવાથી એની લાગવગ ન્યૂન છે.

બ્રિટિશ ટાપુઓ ભૂમધ્ય સમુદ્રની બહાર છે. પરતુ ભૂમધ્ય સમુદ્ર અંગ્રેજોનું તળાવ કહેવાય છે. અંગ્રેજો ઘણા દીર્ઘદૃષ્ટિ ધરાવનાર ગણાયા છે. એમની રાજ્યનીતિ સૌથી પહેલા કાર્યસિદ્ધિનો માર્ગ પકડે છે. બીજાં રાજ્યો જાગે છે તે પહેલા તો અંગ્રેજો પોતાની સ્થિતિ ખૂબ મજબૂત બનાવી લે છે. અંગ્રેજોએ ભૂમધ્ય સમુદ્રના દ્વારરૂપી સુવેઝની નહેરમાં હોશિયારીથી મુખ્ય ભાગ રાખી લીધો. જિબ્રાલ્ટર, માલ્ટા, સાઈપ્રસ વગેરે સરસ ચાવી રૂપ મથકો પસંદ કરી તેમા મજબૂત કિલ્લેબધી કરી આખા ભૂમધ્ય સમુદ્ર ઉપર પોતાની શેહ બેસાડી દીધી છે.

ભૂમધ્ય સમુદ્ર હિંદ, ઑસ્ટ્રેલિયા અને બ્રિટિશ સામ્રાજ્યના બીજા કેટલાક માર્ગો તરફ જવાનો ધોરી રસ્તો છે. એ માર્ગે બ્રિટિશ સામ્રાજ્યના અર્ધ ક્ષેત્રફળ અને ⅘ પ્રજા વસે છે. પૂર્વ તરફ લશ્કરી મદદ મોકલવાનો એ રાજમાર્ગ છે. બ્રિટનના ઉદ્યોગો માટેની અને ખોરાકીની વસ્તુઓ જેવી કે શણ, ટીન, રબર, ચા, અનાજ વિગેરે-મંગાવવાનો અને અંગ્રેજી બનાવટની મુખ્ય વસ્તુઓ પરદેશો મોકલવાનો એ સગવડભર્યો અને ટૂંકામાં ટૂંકો માર્ગ છે. લગભગ અર્ધા ભાગનુ અંગ્રેજી વાણિજ્ય અને વહાણવટુ એ માર્ગનો ઉપયોગ કરે છે. ભૂમધ્ય સમુદ્રના માર્ગનુ રક્ષણ એ અંગ્રેજોને માટે બહુ જ અગત્યની વસ્તુ છે. આથી મોટી દરિયાઈ મનવારોનો કાફલો આ ભાગનુ રક્ષણ કરે છે. વિમાની યુદ્ધનો મહિમા અને અગત્ય વધ્યાં હોવાથી હવે વિમાનોનો મોટો કાફલો પણ અંગ્રેજો એના રક્ષણ માટે નિભાવે છે.

ભૂમધ્ય સમુદ્રની અગત્યતા સુવેઝની નહેર ( આશરે ૧૦૦ માઈલ લાંબી છે ) નો માર્ગ ખુલ્લો થવાથી વધી છે. એ નહેર હમણા દેશપરદેશોની ખાનગી કંપનીના વહીવટ નીચે છે. પરતુ ઈજિપ્તના ખેદિવ મોહમદઅલી પાસેથી જ્યારથી અંગ્રેજોના મોટા પ્રધાન ડીઝરાયલીએ અર્ધા શેરો દૂરઅંદેશીથી ખરીદી લીધા ત્યારથી એ નહેર ઉપર અંગ્રેજોનો કાબૂ વધ્યો છે. સુવેઝની નહેર ખોદાયા પહેલા કેપ ઑફ ગુડ હોપ દ્વારા હિંદ અને ઑસ્ટ્રેલિયા તરફ જવાનો રાજમાર્ગ હતો. બને માર્ગો વચ્ચે નીચે મુજબ અંતર છે આ અંતર ઇગ્લંડના પ્લીમાઉથ બંદરથી ગણાયેલું છે.

| પ્લીમાઉથથી દૂર | સુવેઝ નહેરને રસ્તે માઈલ | દિવસો | કેપને રસ્તે માઇલો | સમય | બચાવ દિવસ |
|---|---|---|---|---|---|
| હિંદ | ૬૨૦૦ | ૧૫ | ૧૦૫૦૦ | ૨૬ | ૧૧ |
| સીડની | ૧૧૨૦૦ | ૨૮ | ૧૨૩૦૦ | ૩૧ | ૩ |
| હોંગકોંગ | ૯૫૦૦ | ૨૪ | ૧૨૮૦૦ | ૩૨ | ૮ |
| સીંગાપુર | ૮૧૦૦ | ૨૧ | ૧૧૪૦૦ | ૨૯ | ૮ |

દિવસોનો બચાવ કરતાં પણ વહાણો, કોલસા, તેલ વિગેરેનો બચાવ અગત્યનો છે. હિંદ માટે જેટલા સમયમાં પાંચ સ્ટીમરો કામ ચલાવે છે, તેટલા જ કામ માટે કેપ ઑફ ગુડ હોપને રસ્તે ૯ સ્ટીમરો જોઈએ. આ ઉપરથી અંગ્રેજોના વેપાર અને સંસ્થાનો માટે આ સુવેઝ કેનાલનો રસ્તો કેટલો બધો ઉપયોગી છે તે સહેજે સમજાઈ શકાશે.

અંગ્રેજોને આ બાર હજાર માઈલના લાંબા રસ્તાનું રક્ષણ કરવાનું રહે છે એ માટે એમણે દીર્ઘદૃષ્ટિ વાપરી જિબ્રાલ્ટર, માલ્ટા, સાઈપ્રસ વગેરે બંદરો ઉપર મનવારોનાં મથકો, કોલસા, તેલ વગેરેનો મોટો સંગ્રહ, જબરદસ્ત કિલ્લેબંધી અને મોટી ભયંકર તોપોની હારમાળા ગોઠવી છે. મનવારોના કાફલા પણ અર્ધરાત્રે કૂચ કરવા તૈયાર ઊભા છે. લગભગ છેલ્લાં દોઢસો વર્ષો થયાં અંગ્રેજોએ આ મોટા માર્ગ ઉપરનો કાબુ જાળવી રાખ્યો છે. પરન્તુ હવે સંયોગો બદલાયા છે. અંગ્રેજોને ઈટલીનો મુસોલિની રાત્રે સુખે સૂવા દેતો નથી. એ મેલારીસ ટાપુઓ કબજે કરી તેમાં કિલ્લેબંધી કરે તો જિબ્રાલ્ટરની સલામતી જોખમમાં પડે એવી વકી છે.

હમણાં વિમાનનો લશ્કરી સાધન તરીકે વિશેષ ઉપયોગ થવાનો સમય આવ્યો છે. અંગ્રેજો મનવારોના કાફલા ઉપરે નિર્ભય હતા, તે હવે વિમાનોના ઝડપી આકાશઉડ્ડયન અને ભયંકર ગોળાઓના વરસાદ સામે તેટલા નિર્ભય રહી શક્યા નથી. એમને પણ પોતાના કિલ્લેબંધીનાં સ્થાનો જિબ્રાલ્ટર, માલ્ટા, સીંગાપુર ખાતે મોટા વિમાની કાફલા રાખવા પડ્યા છે. વિમાનો સામે બચાવનાં સાધનો પણ ગોઠવવા પડ્યા છે. એમણે કિલ્લેબંધી વાળાં મથકોને નવા શસ્ત્રાસ્ત્રોની સામે થવા નવી જાતના સાધનો વાપરવાં પડ્યાં છે.

ઈટલીને અંગ્રેજો સામે સંપૂર્ણ દ્વેષ છે. મુસોલિનીના રોમન મહારાજ્યનાં સ્વપ્નાં સાચાં પાડવામાં અંગ્રેજોની મોટી આડખીલી છે. જે જે ઉપયોગી કાચા પદાર્થો પેદા કરનારા અને કારખાનામાં બનાવેલા પાક પદાર્થ ઊંચા ભાવે ખરીદ કરનારા દેશો છે તેમાના ઘણાખરા ઉપર રાતો રંગ છે. મહત્ત્વાકાંક્ષી મુસોલિનીને આ સાલે છે. એની ઍબિસીનિયાની જીતમાં સૌથી મોટો વિરોધ કરનાર અંગ્રેજો ઉપર દબીલો મુસોલિની દાંત કચકચાવે છે. યુરોપમાં સૌથી ધનવાન અને સમૃદ્ધિશાળી અંગ્રેજોની સંપત્તિ એને ઈર્ષા ઉત્પન્ન કરાવે છે. ચાર કરોડ ઈટાલિયનોને જગતમાં માર્ગ જોઈએ છીએ. પરંતુ જ્યાં ત્યાં અંગ્રેજોની મનવારો એને અટકાવે છે. ઈટલીને કોલસો, તેલ, કપાસ, વગેરે કાચા પદાર્થો પુષ્કળ જથ્થામાં જોઈએ છીએ. પરંતુ સર્વત્ર અંગ્રેજોનું પ્રાબલ્ય એનો વિરોધ કરે છે. અંગ્રેજોએ ઍબિસીનિયાની જીત હજી ક્યાં સ્વીકારી છે ? ઈટલીના રાજાને ઍબિસીનિયાના બાદશાહ તરીકે ઓળખવા અંગ્રેજો હજુ ના પાડ્યા કરે છે. ઈટલીની મહત્વકાંક્ષાની સામે અંગ્રેજો જ્યાં ત્યાં આડા ઊભા છે. મુસોલિનીથી એ સહન થાય ?

ભૂમધ્ય સમુદ્રમાં અંગ્રેજોના દેશની સીમા નથી. એમને સીધી લાગવગ કાંઈ નથી. બીજી તરફ ઈટલીની ભૂમિ ભૂમધ્ય સમુદ્રમાં ઉત્તર દક્ષિણ આવેલી છે. બીજા કોઈ પણ રાજ્ય કરતાં ઈટલીનો એ સમુદ્રમાં વિશેષ હક્ક રહે છે. છતાં કાબુ અંગ્રેજો રાખે એ તો સહન ન થઈ શકે એવી વાત છે. ધન, સંપત્તિ, શસ્ત્રાસ્ત્ર, વિમાનો, મનવારો, મોટી તોપો,

સાહસશક્તિ, વિજ્ઞાન સર્વેમાં અંગ્રેજો ચડે છે. એની સામે યુદ્ધ કરી સીધી રીતે ઈટલી ફાવી શકે નહિ. એણે ત્રણ માર્ગો પસંદ કર્યા છે

(૧) ધીમે ધીમે મોટી મનવારો અને સબમેરીનો બાંધી અંગ્રેજો જેટલું જ દરિયાઈ બળ પ્રાપ્ત કરી બળવાન થવું ભૂમધ્ય સમુદ્રનો કબજો મેળવવો.

(૨) યુરોપમાં પોતાના મિત્રો ઊભા કરી અંગ્રેજો અને તેના મિત્રો કરતાં વિશેષ બળવાન સંઘશક્તિ ઊભી કરવી. અંગ્રેજોની પરદેશની રાજ્યનીતિ નબળી બનાવવી. ફેસીઝમનો ખૂબ પ્રચાર કરાવવો.

(૩) અંગ્રેજોના હાથમા ઘણી પ્રજાઓ છે. દૂતો અને રેડિયો દ્વારા એ પ્રજાઓમાં અસંતોષ ઉત્પન્ન કરવો.

એ ત્રણે માર્ગોએ કામ કરે છે. એણે મોટો દરિયાઈ કાફલો બાધવાની શરૂઆત કરી છે. યુરોપમાં જર્મની, ઑસ્ટ્રિયા, હગરી, પોર્ટુગલ, રોમાનિયા, આલ્બીનિયા અને એશિયામા જપાન એ સર્વે રાજ્યોનો સહકાર એણે મેળવ્યો છે. પ્રજાવાદ ઉપર ફેસીઝમનો વિજય હવે પ્રત્યક્ષ જણાય છે. પેલેસ્ટાઈન વગેરે અંગ્રેજની હકુમતવાળા દેશોમા ઈટલી અસંતોષ પ્રવર્તાવે છે. સ્પેનમાં બળવાખોરોને તે ખુલ્લી મદદ કરે છે. એને સ્પેનના બેલેરીમના ટાપુઓ જોઈએ છીએ. તે એને જલદી મળે તેવી વકી છે. ત્યા મજબૂત કિલ્લેબધી કરી જિબ્રાલ્ટરને એ નબળુ બનાવશે ભૂમધ્ય સમુદ્રની બીજી ચાવી માલ્ટા હમણા અંગ્રેજોનું જબ્બર કિલ્લેબધી વાળુ મથક છે. પરતુ ત્યા મુખ્ય વસ્તી ઈટાલિયન પ્રજાની છે. એને જીતી લેવું જોઇએ તેવી મુસોલિનીએ ખુલ્લી મહત્ત્વાકાક્ષા દેખાડી પણ છે.

ભૂમધ્ય સમુદ્રમા ફ્રાન્સના મોટા કિલ્લેબધી વાળા મથકો છે ફ્રાન્સના આફ્રિકાના બધાં સંસ્થાનો સાથે ભૂમધ્ય સમુદ્રના માર્ગે જ વ્યવહાર ચાલી શકે છે સુવેઝની નહેરની કંપનીમાં ફ્રાન્સનો અંગ્રેજો પછી સારો હિસ્સો છે એટલે ફ્રાન્સની સાથે હમેશાં સહકાર રાખવાની અંગ્રેજોની રાજ્યનીતિ તત્પર રહે છે ફ્રાન્સનો દરિયાઈ સબમેરીનોનો કાફલો સબળ છે. એટલે ફ્રાન્સની મૈત્રી અંગ્રેજોને ઘણી રીતે કીમતી છે.

સ્પેનમાં ત્યાંની સરકાર અને બળવાખોરોના સરદાર જનરલ ફ્રાન્કો વચ્ચે ચૌદપંદર માસ થયાં મહાયુદ્ધ ચાલે છે. ઈટલિ જનરલ ફ્રાન્કોને સીધી રીતે મદદ કરે છે. હમણાં કોઈ અણજાણી અને બિનઓળખાયેલી સબમેરીનોએ વેપારી વહાણોને ભૂમધ્ય સમુદ્રમાં ડૂબાડી દીધાં. આથી ઘણો ખળભળાટ જાગ્યો. ઉપરાઉપરી વહાણો ડૂબવા માંડયાં. તરત અંગ્રેજો, ફ્રાન્સ અને તુર્કીના પ્રતિનિધિઓ ભેગા મળ્યા આ સબમેરીનો ઇટાલિએ સ્પેનના બળવાખોરોને આપી આ કામ કરાવ્યું છે એવો ખુલ્લો આરોપ રશિયાએ મૂકયો. ફ્રાન્સનાં વર્તમાનપત્રોએ પણ એને ટેકો આપ્યો. ભૂમધ્ય સમુદ્રમાં મુખ્ય રસ ધરાવનાર રાજ્યોની પરિષદ ભેગી થઈ. ભૂમધ્ય સમુદ્રની ચોકીનું કામ એ પરિષદે અંગ્રેજો અને ફ્રાન્સને સોપ્યું. ઈટલી રિસાઇ ગયું.

પરિષદ પૂરી થઈ. અંગ્રેજો અને ફ્રેંચોની મનવારોએ ચોકીનું કામ આરંભ્યું. પાછળથી રાજ્યદ્વારી કારણોસર ઈટલીને મનાવવાની ફરજ ઉપલા બે રાજ્યો ઉપર પડી. ઈટલીને સમાન દરજ્જે ચોકીનું કામ સોંપાયું. હજી આ સબમેરીનોના ક્વચિત ક્વચિત હલ્લા થાય

છે તેમને પકડી શકાઈ નથી. ઈટલીનો ઉપલાં બે રાજ્યોને વિશ્વાસ નથી. પરતુ એની સાથે ખુલ્લી રીતે બગાડવા પણ તે તૈયાર નથી. અંગ્રેજ અને ફ્રેંચ રાજ્યો યુરોપમાં જાદવાસ્થળી ન સળગે તે માટે પોતાથી બનતા પ્રયત્નો કરે છે.

ઈટલીએ ધમકી અને બેપરવાઈથી અંગ્રેજો અને ફ્રેંચોને વારવાર દબાવ્યા છે. એનાં વર્તમાનપત્રો ખુલ્લી રીતે અપમાનજનક ભાષામા લખાણ કરે છે. સ્પેનની બિનદરમ્યાનગીરીની કમિટીમાં ઈટલીએ ઘણા ખોટા વાધા અને તકરારો લીધા તે પણ આ બે રાજ્યો સહન કરી રહ્યાં છે. એમને યુદ્ધ જોઈતું નથી. મુસોલિની યુદ્ધમાં મહાલે છે. હિંસા એને પ્રિય છે. એને મોટું રોમન સામ્રાજ્ય બનાવવું છે. ભૂમધ્ય સમુદ્રનો કબજો મેળવવો છે. આખા જગતમાં ઈટાલિયનોને સર્વશ્રેષ્ઠ પ્રજા બનાવવી છે. ગ્રેટ બ્રિટન જેવા અંતરાયોને એ ધીમે ધીમે પરાજીત કરવા માગે છે ગરીબાઈ, સાધનોની અછત, પ્રજા ઉપરના મોટા કરો, ખાલી ખજાનો, બાલ્કન રાજ્યોની બેવફાઈ આ સર્વે એને નાહિંમત બનાવતા નથી. એ પોતાના આદર્શ પાછળ આદુ ખાઈ ને પડયો છે

ઈટલી ભૂમધ્ય સમુદ્રમા ભૌગોલિક રીતે પશ્ચિમ તરફ ૧૦૦ માઈલો સુધી જમીન ધરાવે છે સાગર અને આકાશદ્વારા તે અગ્રેજ અને ફ્રેંચના માર્ગમા અંતરાયરૂપ થઈ પડે એવી સગવડ ધરાવે છે. આથી જ એ બને મહારાજ્યોને ભૂમધ્ય સમુદ્રમા ચોકી કરવાનું કામ ઈટલીને સોપવાની ફરજ પડી હતી. સબમેરીન ઈટલીની છે એમ જાણવા છતાં આ કામ એને સોંપાયુ એ વિચિત્રતા છે.

જિબ્રાલ્ટરમા અંગ્રેજોનો મોટો મનવારોનો કાફલો, હવાઈ વિમાનોનો કાફલો, મોટી અઢાર ઈંચ વ્યાસની તોપો અને કિલ્લેબધી છે કોલમા અને નેવીનો મોટો જથ્થો ત્યાં રાખવામાં આવ્યો છે. પરતુ જિબ્રાલ્ટર બહુ જ થોડી જમીન ધરાવે છે. એમાં વિકાસનું સાધન નથી. સ્પેનના સામે કાઠે આવેલા સ્યુરા બદર અથવા બેલેરીસ ટાપુમાં કિલ્લેબધી કરી જિબ્રાલ્ટરને હારી શકાય છે. બીજા સાઈપ્રસના ટાપુ ઉપર અગ્રેજોએ કિલ્લેબધી કરી નથી. પણ મોટું વિમાની અને દરિયાઈ મથક સ્થાપ્યુ છે. એ ઇજીપ્ત અને પેલેસ્ટાઈનના રક્ષણ માટે ઉપયોગી છે. માલ્ટામાં પણ મોટી કિલ્લેબધી કરી છે.

કેપના માર્ગે પણ ગ્રેટ બ્રિટને આ સાલ જુદાંજુદાં મથકોને મજબૂત બનાવ્યાં છે. એ માર્ગ ઉપર વિશેષ કિલ્લેબધીની જરૂર નથી. ફ્રીટાઉનને મજબૂત બનાવવામાં આવ્યું છે. ડરબાન અને દિલીદાનીના બદરોમાં પણ પુષ્કળ મજબુતાઈ કરવામાં આવી છે. પરંતુ સર્વેથી મોટું કિલ્લેબધીનું મથક સીંગાપુરમાં સ્થપાયુ છે. કરોડો પૌંડ ખર્ચી એ મરમ લશ્કરી, વિમાની અને મનવારોનુ મથક બનાવાયું છે. જાપાનના લશ્કરી બળ સામે રક્ષણ માટે સીંગાપુરની કિલ્લેબંધી થઈ છે.



## (૧) ખેડૂતોનું સંગઠન

**આ**પણા દેશની આમ—પ્રજા એટલે કે આપણી વસ્તીના ૮૦ ટકા જેવડો ખેડૂતવર્ગ, એનુ સંગઠન કર્યા વગર આપણો આરો નથી, એ શોધ આજની નથી. ગાંધીજી ઇ સ ૧૯૧૫માં દક્ષિણ આફ્રિકાથી ઘેર આવ્યા તે પહેલાની નહિ તોય, ત્યારની તો તે શોધ છે જ એમાં કશી શંકા નથી. અને, એક રીતે જોઈએ તો, આ શોધનો અમલ શી રીતે કરવો, આ આપણો આમજનતાનો વિશાળ સમુદાય-તેને શી રીતે અપનાવવો, રાષ્ટ્રના આ સાચા સેવ્ય વર્ગની ખરી સેવાના માર્ગો કયા—આ પ્રશ્નનો જ પ્રત્યક્ષ અને વ્યવહારુ ઉકેલ આણવો એ જ ગાંધીજીની આખી રાજકીય ને સામાજિક કારકિર્દીનું એકમાત્ર ને મોટું રહસ્ય છે. તેમના કાર્યનો પ્રારંભ એટલે ચંપારણ અને ખેડાના ખેડૂતોની સેવા. પછી એમણે જે જે સેવાના માર્ગો શોધ્યા એ બધા આ જ એક કોયડાના ઉકેલ જેવા હતા. ખાદી અને રેંટીયો, રાષ્ટ્રીય કેળવણી, અસ્પૃશ્યતાનિવારણ, હિંદુ-મુસ્લિમ ઇત્યાદિની એકતા, હિંદી પ્રચાર, અને છેવટે ગ્રામોદ્યોગ—આ સર્વની દ્વારા આપણી સાચી સેવાશક્તિ પુષ્ટ કરવાનો અને તે રીતે ઉપર જણાવેલો ઉકેલ સાધવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે.

આમાં ગાંધીજીએ એક ખાસ પદ્ધતિ કેળવી છે. એનું એક શાસ્ત્ર નિર્માણ કરી શકાય એટલી હદ સુધી એમણે, આ વીસ બાવીસ વર્ષોમા, એ પદ્ધતિને વિકસાવી છે. એનુ ધ્રુવપદ જો એક શબ્દમા કહેવુ હોય તો, 'આત્મશુદ્ધિ' છે. પણ એ શબ્દ કદાચ ધાર્મિક પરિભાષાનો આજ કેટલાકને લાગે છે—એમને એની સૂગ છે. પણ એ શબ્દનો સાચો અર્થ એટલો જ છે કે, (અંગ્રેજી કહેવતના શબ્દોમા કહું તો,) 'જે પોતે જાતે જાગ્રત થઈ કમર કસતા નથી એમને ઇશ્વર પણ મદદ કરવા માટે લાચાર બને છે.'

આપણાં દુઃખોના મૂળમાં આપણો પણ વાક કારણભૂત હોય જ છે, એ એક સાર્વભૌમ ને સર્વવ્યાપક સિદ્ધાંત જ ગણાય. એટલે, સામાનો વાક દૂર કરાવવા તાકનારે પહેલો પોતાથી તે દૂર કરવા મંડવું, એ ન્યાયી અને સહજ સમજાય એવી સીધી વાત છે. એનેજ ગાંધીજીએ આપણા ધર્મપ્રધાન સંસ્કારવાળા દેશ માટે તેને યોગ્ય ભાષાનો શબ્દ વાપરીને કહ્યુ કે, રાષ્ટ્રે આત્મશુદ્ધિ કરવી જોઈએ. આત્મશુદ્ધ પ્રજા પાસે એવી તાકાત આવશે કે, એની માગણીને કોઈ ઇન્કારશે નહિ, ઇન્કારશે તો તેવી પ્રજા સત્યાગ્રહ દ્વારા એની સાન લાવી શકશે.

પ્રધાનમંડળો મહાસભાવાદી આવવાને કારણે એક ભયાનક વલણ એ થતુ જાય છે કે, લોક તેમની સામે બધું કરાવવા આંખ માંડે છે. અને એ વલણ ઉત્પન્ન કરવામાં એ જ

વર્ગો મોટે ભાગે ગુનેગાર છે કે, જેઓ પ્રધાનપદાંનો વિરોધ કરતા, પ્રધાનો કાંઈ ન કરી શકે એવી જોર જોરથી દલીલો કરતા હતા એમનો ગુપ્ત ઉદ્દેશ એ તો નહિ હોય કે, દલીલો ને મત દ્વારા જે પ્રધાનપદાં આવતાં ન અટકાવી શકયા તે હવે અવળા આડાજીના રસ્તા- ઓથી બદનામ કરવાં? આ માનસપૃથક્કરણની પંચાતમા પડવું બિનજરૂરી છે. પરંતુ જે વલણ આજ કાંઈક ઉત્પન્ન કરવાના પ્રયત્નો કરાતા લાગે છે તે પરથી એક આફત જરૂર દેખાય છે કે, ગાંધીજીએ સફળ રીતે જે સંગઠન-પદ્ધતિ આપણા લોકોને શીખવી છે, તેની ભૂમિકા જ ચૂંથાઈ જવાનો ડર છે. અંતે તો સાચી વાત જ ફાવે છે. દૂધના ઊભરાથી દૂધ નથી વધતું. પરતુ એની શરત એક જ છે કે, સાચી વાતમાં માનનારા તે પકડીને સૂતા ન રહે. સાચી વાતનો એકમાત્ર ને યોગ્ય સાથી અપ્રમાદપૂર્વક તેનો અમલ છે. સાચી વાત જો અમલમાં ઉતારવાનો આગ્રહ રખાય તો તે આગ્રહ માત્રે કરીને તેની સામેના બધા વિરોધો ઓગળી જાય છે. એટલે, જેઓ ઉપરની ગાંધીજીની પદ્ધતિમાં માને છે, એમને માથે એ જવાબદારી રહે છે કે, તે પદ્ધતિને તે બરોબર ચલાવતા રહે ખેડૂત સંગઠનને અંગે આપણે વિચારતા હોઈ, આ પદ્ધતિ તેને અંગે શું શીખવે તે અહીં જોઈએ.

તાજેતરમાં ખેડા જિલ્લાના 'ઠાસરા કપડવણજ તાલુકા લાટ ખેડૂત મંડળે' કરેલી પોતાના પ્રશ્નોને અંગેની તપાસનો હેવાલ પ્રસિદ્ધ થયો છે. એ હેવાલ દરેક ખેડૂત—સંગઠન- કારે મનન કરવા જેવો છે. નહિ કે તેમા બતાવેલી છે તે કલમો એવડી ભારે તલસ્પર્શી મહત્ત્વની છે માટે; (જોકે તે કલમો પણ કીમતી તો છે જ.) પરંતુ, જે પદ્ધતિએ આ મડળે પોતાનુ કામ કર્યું છે એ ધડો લેવા જેવી વાત છે. ખેડૂતોની સ્થિતિ દેશમા કયાંય પણ સારી નથી, તેમ જ આ પ્રદેશનુ પણ છે. ત્યા વળી તેની પોતાની ખાસ હાડમારીઓ છે, જે નિવેદનમાં ટૂંકમાં પણ સરસ રીતે વર્ણવી છે. આ બધાનું નિવારણ કરવા માટે, આ મંડળે કે તેમના સલાહકારોએ ધારાસભા ઊઘડે ત્યારે ત્યાં જથો લઈ જવાનો વિચાર ન કર્યો. કેમ કે મહાસભાવાદી પ્રધાન આગળ તેઓ જાણતા હતા કે એવા નિર્દેશનો કરવાની જરૂર નથીઃ તે કયાં નથી જાણતો કે, ખેડૂતોને માટે શુ શું કરવાનુ છે? તેની મુશ્કેલી તો એ છે કે, શું હુ કરી શકીશ અને હાલ તરતમાં શું કરવુ; કયે રસ્તે જાઉં તો ખેડૂતોની ખરેખરી શક્તિ વધે, તેમનુ સ્વાવલંબન વધે. દરેક ધારાસભા બહારનો તેમ જ ધારાસભા અંદર ગયેલો મહાસભાવાદી એ બિરદ રાખે છે કે, ગમે તે માર્ગે પણ પ્રજાની સાચી તાકાત ખીલવવી છે ધારો કે પ્રધાનો પાસે ઘણું ઘણું કરવાની સત્તા છે, તોય તેઓએ તે કરવાના એવા રસ્તા લેવા જોઈશે કે જેથી પ્રજાની તાકાત વધે, જે કાંઈ તેમને માટે કરવામાં આવે તેને તે પચાવી શકે. દાન અને 'ડોલ' જેમ ખરાબ છે તેમ જ ઉપરથી અદ્ધર વરસતા સુધારાનુ પણ છે.

ખેડૂતમંડળની તપાસ સમિતિએ, આ બધાનો ખ્યાલ કરીને, તાત્કાલિક શું કરવું ઘટે તેનો જ વિચાર કર્યો છે. સામ્યવાદી કે કોઈ—વાદી ગગનવિહારમાં તે નથી ઊડયા. પ્રધાન- મંડળો આપણા બહારના સંગીન કાર્યને પોતાની સહાનુભૂતિ અને સરકારી અનુકૂલતા દ્વારા વેગ આપી શકે; તેઓ તે કાર્યને સરકારી તંત્રદ્વારા કદી સંગીન ન જ બનાવી શકે. એટલે, સંગઠનનો સાચો માર્ગ આપણા સંગીન કાર્યદ્વારા પ્રધાનો પાસેથી કામ કઢાવવાનો છે. તે નહિ થાય તો પ્રધાનો પણ લાચાર જ બનશે એમાં જરાય શંકા નથી. કાંઈ પણ કરવા માટે પ્રજામત બાંધવાનું કામ પ્રધાન નહિ કરી શકે, અને પ્રજામત વગર પ્રધાનથી ડગલું પણ આગળ જઈ શકાનાર નથી.

આમ હોવાથી આ લાટ ખેડૂત મંડળની તપાસ સમિતિ પોતાના હેવાલમાં 'સરકાર મારફત કાયદાથી કે બીજી રીતે ખેડૂતોને રાહત મળે તેટલાનો જ ઉલ્લેખ' કરીને બેસી ન રહેતાં, પોતાનું બળ અને હિંમત કેળવવા તથા સ્વાવલમ્બનનો કાર્યક પ્રયત્ન કરવાના પણ માર્ગો સૂચવે છે. અત્યાર સુધી આપણા રચનાત્મક કામને એકતરફી ચાલવું પડતું હતું: સરકાર તેમાં જે અંશ પૂરી શકે—જે ફાળો આપી શકે, તે મુદ્દલ નહિ મળતો એટલું જ નહિ, તેનો વિરોધ ને ક્યાક કનડગત મળતાં આજ આપણી સ્થિતિ સુધરી છે: પ્રધાનો પ્રજાકીય હોઈને, આપણે કરવા ધારીએ તે કામમાં તેઓ સરકારી તંત્ર દ્વારા બનતી મદદ કરી શકે છે. અને એ જ ઈરાદે પ્રધાનપદસ્વીકાર પણ થયો છે જે રચનાત્મક કાર્ય દ્વારા મહાસભાએ આજની શક્તિ મેળવી છે, તેને જ વધારવાનો આજનો ઉપાય પ્રધાનપદ઼ા પણ છે, એ સમજ જ એની પાછળ રહેલી છે આથી કરીને મહાસભાના સેવકો પ્રજામા કામ કરતાં કરતાં તેમાં જે વિઘ્નો જુએ તે દૂર કરાવવા પ્રધાનોનુ ધ્યાન ખેંચે

એ ધ્યાન ખેંચવાની પદ્ધતિ પણ આ તપાસસમિતિએ સ્વીકારી છે તે ધ્યાનપાત્ર છે. તેમણે મહાસભાના તંત્ર મારફત પોતાના વિઘ્ન રજૂ કર્યાં છે. વિઘ્નો કયાં કયા છે તે બરોબર તપાસ કરાવીને ખેડૂત મંડળ આગળ વધે છે. આ રીતે કામ કરવાથી ખેડૂતોને આવશ્યક કેળવણી મળે એટલું જ નહિ, પરતુ તેઓને વ્યવસ્થિત કામ કરતાં પણ આવડે, તેઓમાથી પોતાના નેતા ઘડતા આવડે; એવો નેતા એની મેળે જાગે એવી પૂર્વભૂમિકા તૈયાર થતી જાય.

ખેડૂત–સગઠનની પદ્ધતિને અંગે, ખરેખર, આ ખેડૂતમડળનો હેવાલ મનન કરવા ને ધડો લેવા જેવો છે કોઈ પણ વાદનું ભૂત મનમા ઘાલ્યા વગર સીધા પ્રશ્ન પર જ પહોંચવાથી ઘણું કામ સરળ થઈ જાય, એ આ હેવાલનો ઉત્તમ પાઠ છે.

ગુજરાત વિદ્યાપીઠ
૨૪-૧-૩૮

મગનભાઈ દેસાઈ

## (૨) એક ખેડૂત-તપાસ સમિતિનું નિવેદન

[ડાસરા તાલુકા લાટ ખેડૂત મડળે તા. ૨૧-૮-૧૯૩૭ના રોજ નીચે મુજબ ઠરાવ કર્યો હતો'—

નીચે જણાવેલા કામસર એક સમિતિ નીમવામા આવે તે સમિતિએ ડાસરા કપડવણજ તાલુકાની લાટ જમીન ના ખેડૂતોની આર્થિક સ્થિતિ તથા હાડમારીઓનો અભ્યાસ કરી, તે સુધારવા કાયદેસર શા ઉપાયો લઈ શકાય તે, તથા તે બાબત બીજું શુ કરવું ઘટે તે—આની તપાસ કરી જિલ્લા સમિતિને પોતાનુ નિવેદન રજૂ કરવુ.

આ સમિતિમા નીચેના સભ્યો નીમવામા આવે છે,

(૧) શ્રી. રાવજીભાઈ નાથાભાઈ પટેલ, ગુજરાત પ્રાંતિક સમિતિના સભ્ય.
(૨) શ્રી માધવલાલ ભાઈલાલ શાહ. બી. એ. માતર તાલુકા સમિતિના મંત્રી.
(૩) શ્રી. જમિયતરામ દયાશંકર પંડયા બી. એ. વકીલ અમદાવાદ.
(૪) શ્રી. બબલભાઈ પ્રાણજીવનદાસ મહેતા, ગ્રામસેવામંડળ ગુજરાત વિદ્યાપીઠ.
(૫) શ્રી. પ્રભુદાસ ભીખાભાઈ રાય, ડાસરા તાલુકા લાટ ખેડૂતમડળના પ્રમુખ
(૬) ફૂલાભાઈ ઝવેરભાઈ પટેલ, ડાસરા તાલુકા લાટ ખેડૂતમંડળના મંત્રી.

તે ઠરાવ અનુસાર આ સમિતિએ ખેડા જિલ્લા સમિતિના પ્રમુખને નીચેનું નિવેદન રજૂ કર્યું છે આ અંકમાં તે નિવેદન પર 'ખેડૂતોનું' સગઠન નામથી નોંધ પણ છે. —સંપાદક]

૧. દાસરા તાલુકા લાટ ખેડૂત મંડળ ૧૯૩૬ના માર્ચની ૩૦મીએ સ્થપાયું. દાસરા તાલુકાની ને તેની આસપાસની લાટ જમીન અને પોતે ખેડનાર લોક જ આના સભ્ય થઈ શકે છે હાલ એના ૧૮૨ સભ્યો છે. અને તે સંખ્યા આપણા જિલ્લાના દાસરા કપડવણજ તાલુકાના નાનાંમોટાં થઈ ને ૩૫ ગામડાંમાંથી છે.

૨. 'લાટ જમીન' નામથી ઓળખાતી આ જમીન આશરે ૧૪ માઈલ લાંબી ને ૮ માઈલ પહોળી છે. જમીનનું ઉપલું તળ કપાસની કાળી જમીનનું છે અને એની નીચે પથ્થરનું તળ જોવામાં આવે છે. એ રીતે, આ જમીન આપણા જિલ્લાની બીજી જમીન તથા વડોદરા, ભરુચ અને સૂરતની કાંઠાની જમીન કરતાં જુદી પડે છે. કપાસ સિવાય બીજો પાક લેવાના પ્રયત્નો થયા છે તે સામાન્યતઃ નિષ્ફળ ગયા છે. ઈ. સ ૧૯૧૪ સુધી આ જમીન ઊંચીનીચી ને સરકારી પડતરની જ હતી. તેની પર ચોમાસુ ઘાસ, બાવળ કે બોરડીઓ જ થતી દર વર્ષે સરકાર આ ઘાસને લાટબંધ વેચતી, જેમાંથી તેને જૂજગાજ નજીવી આવક જ થતી.

૩. ગુજરાતના બધા ફળદ્રુપ ભાગોમાં ગઈ કેટલીય પેઢીઓથી ખેડાઉ જમીન પર વસ્તીનું પ્રમાણ વધતું ગયુ છે, જેને પરિણામે બાપીકી જમીનના પાર વગરના ને બિન-ઉપજાઉ ટુકડા થઈ ગયા છે, એ તો સર્વવિદિત વાત છે.

૪. આ સૈકાની શરૂઆતમાં સરકારે ચાપાનેર આસપાસનાં કેટલાંક જંગલોની તથા પડતર જમીન ખેતીમાં લેવાનું ઠરાવી ખેડૂતોને તે જમીન આપી હતી. પરિણામે ઘણા ખેડૂતો ત્યાં પહોંચ્યા હતા. આ પ્રકારની સરકારી નીતિ જાણવામા આવતાં કેટલાક લોક જે ખરેખર ધંધે ખેડૂત નહોતા, તેમણે તે પ્રદેશના મોટા ભાગોનો સરકાર પાસેથી કબજો મેળવ્યો અને પછી તે ભાગોના ટુકડા પાડી ખરા ખેડૂતોને સાથથી આપ્યા. આ લોકો હાલમાં પૈસાદાર થઈ ગયા છે.

૫ કલમ ૬મા જણાવેલા પ્રદેશમા જમીન ખૂટી પડી, એટલે જમીન શોધનાર ખેડૂવર્ગ આ જિલ્લાના દાસરા ને કપડવણજ તાલુકા તરફ વળ્યો. અને તેમાંના કેટલાકે, સરકાર ભરતથી ૩ થી ૫ ગણી કિંમતે, સીધી સરકાર પાસેથી જમીન ખરીદી. ખેડૂ પ્રજા આ પ્રમાણે ફરતી રહે એવી એમની વૃત્તિ પામી જઈ ને, આપણા જિલ્લાના કેટલાક સાહસિક માણસોએ આ બે તાલુકાની લગભગ બધી સરકારી પડતર જમીન પોતાને નામે કરી લેવાની ગોઠવણ કરી. મહેસૂલ ખાતાએ તે વખતે જે જમીનનું વેચાણ કર્યું તેની જાણ ધંધાદારી ખરા ખેડૂતોને જોઈએ તે પ્રમાણમા નહોતી થઈ. ખરેખર, આ ગૃહસ્થોએ જે કિંમત સરકારને આપીને જમીન લીધી, તે સરેરાશે એકરના ૨ થી ૪ રૂપિયા લગભગ હતી. મોટા લાટના લાટ પર માલકીહક મેળવી બેઠેલા આ માણસોને, તે વખતે પણ, જાતે ખેતી કરવાનો તો ખ્યાલ નહોતો જ એ ઉઘાડી વાત છે. એમને તો એક જ ખ્યાલ હતો ને તે એ કે, વગર કશી મજૂરી કર્યે, યાવચ્ચન્દ્રદિવાકરૌ પૈસા મેળવતા રહેવું

૬. કેટલાક દાખલાઓમાં આ 'જમીનદારો' એ જમીન પ્રથમ ખેડૂતોને માંધવાતી ગોઠવણ કરી અને પછી પોતાના નામ પર કબજા-હક મેળવ્યા. બીજા કેટલાક દાખલાઓમાં પહેલા કબજા-હક મેળવ્યાને પછી જમીન માથી શરૂઆતમાં આ 'જમીનદારો'એ ખેડૂતોને આકર્ષે એવી વાતો કરી. જે નવા આવે તે સૌને કાયમી ગણોતપટાની ખાતરી અપાયેલી પણ આ અજ્ઞાન ખેડૂતો તેમના ભોળપણમાં વિશ્વાસે રહ્યા, અને રજિસ્ટર ખત કરાવી

લેવામાં બેપરવાઈ રાખી તથા આ જમીન ખેડવાલાયક બને તેટલા સારુ તેની પાછળ ગાંઠની મોટી રકમો ખર્ચી મફત ગોચરો મળશે, ઘર બાંધવા જગા મળશે, એવી એવી લાલચોએ કામ કાઢી આપ્યું. અવારનવાર, નવા આવનારા માટે મફત રસોડા રખાયાં, અને એનાથી જમીનદારો ને તેમના માણસોનાં મોઢાનાં વચનો પર વિશ્વાસ રાખવા ટેવાયેલા આપણા ખેડૂતોનો વિશ્વાસ વળી વધ્યો.

૭. આ જમીન પર સરકાર ભરત વીઘે ૮ ને ૧૨ આના વચ્ચે હોય છે. જમીનદારોએ સરકારને આ ભરત કરતાં બેથી પાંચ ગણા પૈસા આપી કબજાહક લીધો આ હક કાયમી થયો. પછી તેમણે નાના નાના ભાગ ખેડૂતોને સાથે આપ્યા, તે વીઘે ૩॥ રૂ. થી ૮ સુધી : એટલે કે એકરે ૫ થી ૧૨ રૂપિયા વરસે થયા.

૮. તે વખતે જમીન તરતોતરત ખેડાણલાયક તો હતી જ નહિ સખત, અસમાન કાળી જમીન; ને તેની પર બોર, બાવળને ચોમાસું ઘાસ ઊગતું એટલે આખું ઉપલું તળ જડિયા ને મૂળિયાંવાળું જ હતું. આ બધું કાઢવામાં, જમીન સપાટ કરવામાં, ઘાસના ઊંડાં મૂળ ખોદી કાઢવામાં અને પહેલું ઉપરનું તળ તોડવામાં પહેલે વરસે આ ખેડૂતોએ દર વીઘે લગભગ ૫૦) રૂપિયા ખરચ્યા છે. છતાં પણ, પહેલો કપાસનો પાક જોઈએ તેવો તો ન જ આવ્યો. ખેડૂતોને આગળ બે વષ વળી વધારે રૂપિયા જમીનમાં બરકત આણવા નાખવા પડ્યા. એમ એકંદરે આ ખેડૂતોએ જમીન ખેડાઉ કરવા પાછળ ૭૦ થી ૮૦ રૂપિયા વીઘે ખર્ચ કર્યું છે.

૯. ઉપર બતાવ્યા પ્રમાણે મોટી રકમો ખર્ચ્યા બાદ, આ ખેડૂતોનાં તેમના જમીનદાર જોડેનાં કરારનામાં લખવાનો વખત આવ્યો. આ ખેડૂતો એમના જમીનદારો જોડેના વ્યવહારમાં કેવા અજ્ઞાનથી વર્તે છે એ જોવા માટે એક હકીકત પણ બસ છે કે, તેમણે ગણોતપટાની નકલ સરખી પણ લીધી નહોતી ! અને આજ પણ, ભાગ્યે છએક જણ જ એવા હશે કે જેમની પાસે એ નકલો છે. કેટલાક દાખલામાં ૨૫ કે ૩૦ વર્ષનો પટો કરવામાં આવેલો, ને આગળ માટે ગણોતિયાની ઇચ્છા પર રાખવામાં આવ્યું હતું. કેટલાક દાખલામાં ગણોતની શરતો પર સહી લેવાઈ છે તે જમીનદારે પોતાના જ ચોપડામાં લીધી છે. કેટલાક દાખલામાં ગણોત વિષે કશું જ લેખિત કરારનામું નથી

૧૦. આ જમીન પર આવનારો ખેડૂતવર્ગ એકંદરે ઘરનો સુખી ને સમૃદ્ધ કહેવાય એવો હતો. તેમણે પોતાની બચતના પૈસા—દરેકે કેટલાક હજાર રૂપિયા સુધી જેટલા—સાથે આણ્યા હતા, એ આશાએ કે આ જમીનપર કુટુંબકબીલા સાથે ઘર કરીને રહીશું. પરંતુ ઘરુમાં નાંખવી પડેલી રકમ જ કેટલાકને તો ભારે પડી અને વારંવાર આવ્યા કરતાં ભરણાંથી એમની આશા મરી ગઈ, અને દેવામાં ડૂબવા વારો આવ્યો. એટલે એમણે પોતાના ગણોત-હક નવા આવનારાઓને કરી આપ્યા ને પોતે પાછા મૂળ વતનમાં ગયા. ઘણી જગાએ આ કરી આપવાનું મોઢામોઢનું જ છે, જો કે અલબત્ત જમીનનો કબજો તો નવા ગણોતીને અપાતો જ. એટલે કેટલીકવારે એવું બને છે કે, આ નવો ગણોતી જ પેલા જૂના ચાલ્યા ગયેલાને નામે જમીનદારને સીધી જ સાંથ પહોંચાડે છે. નવા ખેડૂતોનાં કેટલાંક પેટા ગણોત-ખત એક આનાના સ્ટેમ્પ પર કોરા કાગળ પર જ કરેલા મળે છે. એ રજિસ્ટર થયેલાં હોતાં નથી, એટલે મહેસૂલ ખાતાને ચોપડે એમની નોંધ નથી હોતી.

૧૧. એની માટે જમીન મર્યાદિત પ્રમાણમાં હતી. એટલે પ્રથમ આવનાર ખેડૂતોને એકર રૂ. ૫ ની સાંથની જમીન મળી હતી. પણ પછી આવનારા માટે તે સાંથ વધીને રૂ. ૧૧ થઈ. (સરકાર ભરત આ ઉપરાંત ને જુદુ છે.) સાથનો આ દર ગામડાંની કેવી પાયમાલી કરી દે તેનું અનુમાન નીચેની બે બાબતો પરથી કરી શકાય :

(૧) આ જમીનમાં વીઘે ૧॥ મણથી ૨ મણ (બગાળી) કપાસ આજ ઊતરે છે

(૨) આ પાકમાથી ખેડૂને બળદ ખર્ચ, મજૂરી ખર્ચ, ઓજાર ખર્ચને કુટુંબપાલન કર્યા ઉપરાંત ઉપર કહ્યા તે ભરણાં ભરવાં જોઈએ.

૧૨. ૧૬ ગામો સંબંધી અનેક જાતના આંકડા એકઠા કરી અમને આપવામાં આવ્યા હતા. એમાંનાં ૮ ગામમા અમે જાતે જઈને, ૨૫ જ વર્ષ પર જે માતબર હતા તે ખેડૂતો દાદાનાં સાવ પાયમાલ શી રીતે થઈ ગયા તેના કાગળો તપાસ્યાં છે. બધી જ જગ્યાએ લગભગ એની એ જ કથની સાભળી : થોડાક હજાર રૂપિયા લઈ ખેડૂતો જમીન પર આવ્યા; આવ્યા ને થોડા વખતમા તે રૂપિયા ઊડી ગયા; દેવુ વધવા લાગ્યું; ને વધુ દેવું થવા લાગ્યું તે સીડવામા મૂળ વતનના ઘરખેતર ખોવાના થયા. ગયાં ૨૦ વર્ષથી એ લોકો પાસે ખાતર નાખવાનેય નાણા નથી. પરિણામે ધીરે ધીરે જમીન કસમાં ઊતરતી જાય છે. એટલે હવે ખેડૂતને, ખાતર ન મળવાથી અર્ધી જમીન ખેડવી ને અર્ધી પડતર છોડવી એ પદ્ધતિ સ્વીકારવી પડવાની. જેનો સાર એ થયો કે, અત્યારે જ જે સાંથનો દર ઊંચો છે તે બેવડાશે. કાંઈક વિગતમાં જઈને અમે કેટલાક નમૂનારૂપ કુટુંબોની આવકજાવકનો અભ્યાસ કરવા પ્રયત્ન કર્યો છે. તે પરથી અમને જણાયું છે કે, પસીનો પાડીને જમીન ખેડનાર આ વર્ગને જો જીવતો રાખવો હોય તો આમ નરી આંખે પણ એમની આર્થિક સ્થિતિ સાવ દેવાળિયાના જેવી છે અને તેને સદ્ધર કરવાની જરૂર છે. આ ખેડૂતો મદ્યપાની નથી. ઘણાંખરાં પાટીદાર છે. એક વીસી પર જ્યારે તેઓ આ જમીન પર આવ્યા ત્યારે દરેક પાસે ૨ થી ૫ હજારની મતા હતી હાલ એમાનુ કાંઈ રહ્યું નથી. આ મહેનતુ અને પ્રામાણિક માણસો પોતાની દેવાદારીના આકડા અમને આપવા તૈયાર હતા, પણ પોતાનાં ગામની એક પ્રચલિત કહેવત જ જે ટૂંકમા અમને કહી કે : 'જેટલા એકર જમીન ખેડે છે તેને ૧૦૦ થી ગુણો તો એનુ દેવુ લગભગ થઈ રહે.'

૧૩. વળી અધૂરામા પૂરુ કરવા જમીન ઉત્તરોત્તર ઊતરતી જાય છે અને કપાસના ભાવ પડતા જાય છે ને હવેના વરસોમા કાંઈ તે વધે એમ આશા નથી એટલે આ ખેડૂતો પરના બોજા અસહ્ય થઈ ગયા છે એમા તલમાત્ર શકા નથી. એટલે લાગતાવળગતા સૌને માટે પણ લાભદાયી ને સલાહભર્યું એ છે કે, આ ખેતીના ધધાને ગેજને રોજ દેવામાં ડૂબતો જતો બચાવવા ઉપાયો શોધવા.

૧૪. સરકારી પડતર જમીનો પર ખેડૂતો વસાવી તેને તોડાવાની પાછળ કોઈ ખાસ યોજના વિચરાઈ હોય એમ લાગતુ નથી. ખેડા જિલ્લામાં ખેડૂતોનો ખેતર પર નહિ પણ ગામમાં રહેવાનો રિવાજ છે. ખેતર પર જ બાધીને રહે તો એની સારી થાય એ ખરું; પણ ડાકુના ભયને કારણે એમ એકલા રહેતું સહીસલામત નથી. આ જમીનને ખેડાઉ કરાવવી વખતે સગવડ પડતી જમીન ગામતળ માટે ખાસ અલગ રાખવામાં આવી ન હતી. તેવું તો ગમે તેમ, પણ થોડ પડતાં ગામડાં તો બંધાય જ. અને તેનાં ઘર ને તેના

વાડા તથા રસ્તાઓની જમીન-માટે તે ગામડાંના લોક સરકારને મહેસૂલ ભરે છે અને જમીનદારને સાંથ આપે છે. જિલ્લામાં બીજે બધે ગામતળની જમીનનું મહેસૂલ કે સાંથ નથી; તો અહીંના આ ખેડૂતોને માથે એ બેનો બોજો શું કામ, એનું કશું ન્યાયી કારણ અમે જોતા નથી.

૧૫. આપણા જિલ્લાનાં બધાં જૂના ગામોમાં, ગામથી ખેતર જવાના જાહેર રસ્તા હોય છે. આ લાટ જમીનમાં ગામતળનો ભાગ કે રસ્તા કશું નિયમસર નક્કી કરવામાં નથી આવ્યું. છતાં, આ ખેડૂતોને પોતાની સાથે લીધેલી જમીનમાંથી રસ્તા માટે જમીન તો રાખવી જ પડે છે. આને માટે સરકારને ભરત ભરે છે, અને એક વીસી પર જેમણે કબજે-હક કરી નિંગત કરી છે એમને સાથ દેવી પડે છે. એટલે, આ ભાગમાં કાંઈક આપણી જેવું કરીને જાહેર રસ્તાની જમીન અલગ પાડવામાં આવે એ જરૂરનું છે.

૧૬. આને જ મળતી અવળી વાત ગોચર બાબત પણ જોવામા આવે છે. આ જમીન જ્યારે પ્રથમ તોડવાનો હુકમ થયો ત્યારે તેમા ગોચર અલગ રાખવાનુ કોઈના ભેજામાં આવ્યું લાગતું નથી. આ બાબતમા જમીનદારોની ખેડૂતો સાથેની વર્તણૂક એક સરખી નથી. કેટલાકે થોડી જમીન ખેડૂતોને ગોચર માટે આપી છે તે એ શરતે કે તે સરકાર-ભરત આપે. બીજી કશી રાહત આપતા નથી, અને ખેડાઉ જમીન જેમ જ આ ગોચર જમીનનુય ગણોત માગે છે.

૧૭. નવાં વસેલા આ ગામોમા શાળા કે દાક્તરી મદદની કશી સોઈ નથી. સામાન્ય રીતે ખેડૂતો પોતાની સ્ત્રી, બાલબચ્ચાંને ૨૦ વર્ષે પર છોડીને આવેલા વતનમાં જ રાખે છે.

૧૮. ઘર, રસ્તા, ગોચર, નિશાળ બાબત જોઈ એ છીએ કે, આ ગામો પર, આપણા જિલ્લાનાં બીજાં ગામો પર હોય છે તેનાથી વધારે બોજો છે.

૧૯ જાનમાલની સલામતી, જેવી આપણે શહેરોમાં જાણીએ છીએ, એવી તો આ પ્રદેશમાં કોઈ જાણતું જ નથી એમજ કહો. આ પ્રદેશની જમીન તૂટવાનુ શરૂ થયું તે પહેલાં ચોરડાકુઓને તે એવો અનુકૂળ હતો કે ત્યા સલામતીને નામે મીંડુ જ. એવી એની નામચીની હતી. આજ પણ સામાન્યત. લોક રાતે ગામની ભાગોળ છોડીને આઘે નથી નીકળતા. પોલિસ ને અદાલત પાસે અહીંના એક બે ડકાટીની પચાતો તો હમેશ પડેલી જ હોય છે! આ ઉપરાત, પોલિસને નહિ જણાવેલા ડકાટીના કેસ પણ હમેશ હોય જ છે. બદમાસો વધુ પજવશે અને આપણો અહીં શો આધાર છે એ લાચારીના માર્યા લોકો કેસ નથી જણવતા. પોલિસના કામ પર આ લોકોનો વિશ્વાસ પણ અમે ન જોયો. એકાદ રડયાખડયા કોકને હથિયાર રાખવાનો પરવાનો મળે તેનાથી તો ઊલટો બહારવટિયો ઓચિંતોને તે લેવા છાપો મારવા આકર્ષાય છે. જાહેર કે ખાનગી અખાડા પણ અહીં નથી. બહારવટિયા આવે ત્યારે તેમની સામે વ્યવસ્થિત સામનો કરવાની કળા પણ આ લોકને કદી શીખવવામાં નથી આવી. પરંતુ, દરેક ગામે પોતાને ખર્ચે ચોકિયાતો રાખવાની ગોઠવણ છે અને એનું વાર્ષિક ખર્ચ દર કુટુંબે ૨૦ થી ૩૦ રૂપિયા પડે છે. વરસે વરસે સાંથના

પહેલાં પોતાની સાંથ માગે છે. આ બાબતમાં, તે જગાએ તેનો જ કાયદો ચાલે છે. અને લોકો ફરી ફરિયાદ કરતા નથી, કેમકે ઘણીવાર તેઓને મહેસુલી ને પોલિસ અમલદારો એની ગાડીમાં ફરતા જોવા મળે છે

૨૦. મહેસૂલ ખાતાની જાણીતી પદ્ધતિ એક બાબતમાં જમીનદારના લાભમાં ને ખેડૂતની સામે જાય છે: તે છે આનાવારીની ગણતરી. ખેડૂતોને એ પદ્ધતિમાં ઝાઝી સમજ હોતી નથી. દુકાળ, હીમ વગેરેને કારણે સરકાર ભરતમાં ક્યારે ક્યારે ને કેવી રાહતના પોતે હકદાર છે એની એમને બહુ ગતાગમ નથી હોતી જો કાગળ પર નુકસાનીનો આંકડો ઓછો પડે તો જમીનદારને પૂરેપૂરી સાથ પડાવવામાં સહેલાઈ પડે એ દેખીતું છે. આમ, રેલ, દુકાળ કે હીમથી પાયમાલ થયેલા ખેડૂતને સાંથ ભરવી પડે એ તો ઓછું જ ન્યાયી કહી શકાય!

૨૧ વચલા જમીનદારની જરૂર વગર, સીધો સરકાર પાસેથી કબજા-હક જેમણે મેળવ્યો છે એવા ખેડૂતોની દશા અમે તપાસી છે. ઉપરની કલમોમાં બતાવેલીમાંની કેટલીય વાતો તેમને અંગે જોતા, તેઓ પણ બે પાસા સરખાં કરી શકયા નથી અને તેઓમાંના કેટલાય દેવામાં છે, પરંતુ એમના જીવનની અર્થવ્યવસ્થામાં થોડા નાના નાના સુધારા કરવાથી અને કપાસના સારા ભાવ થતાં, તેઓ પોતાનુ ગાડુ રાગે પાડી શકે છે, એમ અમને લાગે છે

૨૨. પરંતુ, જેમની ખાંધ પર થોડાક જમીનદાર કહેવાતા લોકો, (કાંઈ કર્યા વગર હજારો રૂપિયા ખાટવાને ઈરાદે,) ચડી બેઠેલા છે તેવા બાકીના બીજા ખેડૂતોની દશા એવી અસહ્ય છે કે તે કહી જાય એમ નથી. આ પ્રદેશમા તે એક વીમીથી રહે છે, ને તે ઘણીવાર પોતાના કુટુંબોથી દૂર ચારે તરફથી ભયની વચ્ચે, અને પોતાના પરસેવાના ઉત્પન્નમાંથી આસપાસના દરેકનુ તરભાણુ ભરવુ જ જોઈએ એવી અનિવાર્યતામાં—આવી દશામા છે. કોઈ તેમની સ્થિતિ સમજતુ નથી તો મહાનુભૂતિ કે જરૂરની વખતે મદદની વાત જ ક્યાં? એટલે આ ખેડૂતવર્ગ પાછો પગભર થાય એનો કોઈને કોઈ માર્ગ યોજવો જ જોઈએ એમાં આપ સંમત થશો. એવી અમને ખાતરી છે

૨૩. તેથી, અમે સૂચવીએ છીએ કે, કૃપા કરીને આપ નીચે બતાવેલા સુધારાને સગવડો કરાવવા માટે અને એ બાબતમા કશી કારોબારી કે કાયદાની જોગવાઈ કરવી પડે તો તે કરાવવા માટે પ્રયત્ન આરંભશો.

(૧) જે ખેડૂતો સાથિયા છે અને જેમણે યા તો પોતાને ખર્ચે જમીન તોડી ખેડાઉ કરી છે અથવા જેમણે આવા ખેડૂતોને ખર્ચના પૈસા આપીને જમીન રાખી છે તે અથવા જેઓ ૫ વર્ષ કે તેથી વધારે સમયથી જમીન ખેડતા આવ્યા છે,—આવા સાથિયાને કાયમી સાથિયા જાહેર કરવા જોઈએ. અને તેમની સાથનો આકાર આજ એમનો તે પેટે કાંઈ કરાર કે રિવાજ હોય તે પ્રમાણે રહે; પરંતુ તે હવે પછી આવતી ૨જી કલમમાં જણાવેલા દરતાં કોઈ પણ રીતે વધુ ન હોવો જોઈએ.

(૨) ખેતી અને એના આનુષગી ગ્રામોદ્યોગો માટે વપરાતી જમીન પર, જમીનદારનો સાંથનો હક બે પક્ષ વચ્ચેના કરારની કે તેને અંગે ધારો પડચો હોય તેની મર્યાદામાં જ હોવો જોઈએ. પરંતુ તે જમીનના સરકાર ભરત કરતા બેવડી રકમથી વધી ન જ શકે. આ સાંથમાં સરકાર ભરતની રકમ પણ આવી જાય.

(૩) આ ખેડૂતોના ગામતળ તરીકે વપરાતી જમીનની માપણી કરવામાં આવે, અને બીજે બધે ગામતળને અંગે સામાન્યતઃ હોય છે એમ તે જમીન મહેસૂલ કે સાથથી માફ કરી, યોગ્ય કિંમતે લઈ ગામલોકની કરી આપવામાં આવે

(૪) આ જમીનની માપણી કરી જાહેર રસ્તા અને અવરજવર નક્કી કરવામાં આવે અને જરૂર હોય તો તેને માટે આવશ્યક જમીન સરકાર લઈ આપે

(૫) દરેક ગામ કે પરા માટે ગોચરની જમીન અલગ રાખવામાં આવે અને તેનું મહેસૂલ કે સાંથ માફ કરાય.

(૬) સરકારે યા તો ચાકીદારનું કામ સભાળવું જોઈએ. નહિ, તો જમીનદારોએ એ પેરે ખેડૂતો કરે છે તે ખર્ચ વેઠવુ જોઈએ.

(૭) મહેસૂલી કાયદામા એક કલમ એવી ઉમેરવી કે, જ્યારે જ્યારે દુકાળ હીમ કે રેલ જેવાં સકટોમા ખેડૂત પોતાના જમીન મહેસૂલન માફી કે મોકૂફી મેળવી શકતો હોય, તેવા દરેક પ્રસગે દીવાની કે મહેસૂલી અદાલત (જે હોય તે) ખેડૂતની સાંથમાં પણ તેવા પ્રકારની ને ને પ્રમાણની રાહત અપાવશે.

(૮) સરકાર મહેસૂલ બાકી માફ કરી છે તે બીનાને ધ્યાનમાં લઈને, સાંથ બાકીમાં પણ ઉપર કલમ (૨) મા બતાવ્યા અનુસાર ધરછોડ કરવામાં આવે.

(૯) એવા પ્રકારની કશીક યોજના કરાવી જોઈએ કે જેથી ખેતીની જમીન તે ખરેખર ખેડનારની જ માલિકીની બને. દાખલા તરીકે, અમુક મુદત ઠરાવવામા આવે કે જે દરમ્યાન, જમીનના માલિક છતા જે જાતે તે ખેડતા નથી એવા લોકને પોતાનો માલકી-હક ખરેખર જમીન ખેડનારાને વેચી દેવો પડે; આ મુદત વીત્યા બાદ, નહિ અપાયેલી જમીન સરકાર તરફથી ઘટતી કિંમતે ખેડૂતને અપાવી શકાય; અથવા શરૂઆતમાં એવો કાયદો કરવામા આવે કે, હવે પછી કોઈ ખાનગી ઇસમ જમીનનું વેચાણ સાથેસાથ ખેડનારા સિવાય બીજાને કરી ન શકે, તેમ જ અદાલત જમીનની હરાજી પણ બીજાને ન કરી શકે. કદાચ, ખેડૂતોના સગીર છોકરાઓ અને વિધવાઓને માટે કેટલાક અપવાદ કરવા પડે અથવા રહેવાકરવા વગેરે ઉપયોગ માટેની ગામતળ કે શહેર પાસેની જમીનને આવો કાયદો લગાડવામાં પણ અપવાદ કરવા પડે. પણ કહેવાનો સારાશ કે ખેડૂત વર્ગ ઉપર નાખેલાં અન્યાયી બોજો જો દૂર કરવા માગતા હોઈએ અને ગામડા તેમને માટે રહેવા લાયક કરવાં હોય તો આવી જાતનો કંઈ ને કંઈ રસ્તો કાઢવો પડશે.

(૧૦) ગામડાંની દેવાદારીનું પ્રમાણ કેટલું છે તેની તપાસ થવી જોઈએ અને જાતે ખેતી કરનારાનો દેવાનો બોજો હલકો કરવા માટે કંઈક યોજના કરવી જોઈએ. હમણાં મદ્રાસ સરકારે રજૂ કરેલી યોજના કદાચ અહીં પણ ઠીક ખપમા આવે એવી છે.

[ નોંધ : અમે એવા અભિપ્રાયના છીએ કે જો ૨૫ મી કલમની પેટા કલમ ૧ અને ૨ નો બરાબર અમલ કરવામાં આવે તો ૨૫મી કલમની ૯મી પેટા કલમમા કરેલી સૂચનાનો હેતુ આપોઆપ સરશે. અને ૨૫ મી કલમમા ૯મી પેટા કલમની જરૂર રહેતી નથી.

(સહી) બબલભાઈ મહેતા
માધવલાલ શાહ

પર જે હેવાલ રજૂ કર્યો છે તેમાં સરકાર મારફત કાયદાથી કે બીજી રીતે ખેડૂતોને રાહત મળે તેટલાનો જ ઉલ્લેખ કર્યો છે. સાથે સાથે અમે બધા એવા અભિપ્રાયના છીએ કે ખેડૂતની આવી કંગાલ સ્થિતિને માટે જવાબદાર એકલી સરકાર નથી પણ જમીનદારો, શાહુકારો તથા ખેડૂતના સામાજિક રીતરિવાજો, આળસ, અજ્ઞાન, વહેમો તથા કુસંપ વગેરે બાબતો પણ જવાબદાર છે.

ખેડૂતોએ પોતાનું સંગઠન કરવું જોઈશે પોતાની અવદશાનાં શાં શાં કારણો છે તે શોધવા તેમણે પ્રયત્ન કરવો જોઈશે. આત્મબળ અને હિંમત કેળવવાં પડશે. આટલું કરશે તો જ સુખી જીવન જીવવાનો દિવસ નજીક આવશે.

અમારી દૃષ્ટિએ ખેડૂતોએ નીચેની બાબતો ઉપર બહુ જ ધ્યાન આપવાની જરૂર છે.

૧. આળસ એ મોટામાં મોટો શત્રુ છે, અને સામાન્ય રીતે બધે જોવામાં આવે છે. આળસુ મટી ઉદ્યોગી બનવુ જોઈએ

૨. અજ્ઞાનતા પણ લગભગ બધે જ ઠેકાણે જોવામા આવે છે. અજ્ઞાનતા એટલે અક્ષરજ્ઞાનનો અભાવ એટલુ જ નહિ પણ પોતાની ફરજ રહેણીકરણી, સ્વચ્છતા વગેરે વિષેનું અજ્ઞાન તો ટાળ્યે જ છૂટકો છે.

૩. ખેડૂતને વરસમાં ઓછામાં ઓછા ત્રણથી ચાર માસ નવરાશ મળે છે. તે સમયમાં કોઈ ને કોઈ જાતનો ઉદ્યોગ કરવો જોઈએ ખેડૂત પાસે મોટામાં મોટો ઉદ્યોગ કાંતવા-પીંજવાનો છે ખેડૂત ધારે તો પોતાના ખપપૂરતાં કપડાં તૈયાર તો કરી જ શકે. કપાસ તો ઢગલાબંધ પકવે છે એટલે રૂ શોધવું પડે તેમ નથી.

૪. સામાજિક રીતરિવાજોમા પણ જમાના પ્રમાણે ફેરફાર કરવા જોઈશે. સરકાર શાહુકારની ચૂસ કરતાં સામાજિક રીતરિવાજો વધારે ચૂસે છે. અનિષ્ટ રીતરિવાજોનો સામનો કરવા ખેડુને ભારે હિંમત અને બળ કેળવવાં પડશે.

૫. ખેડૂતોમા પરસ્પર સહાયવૃત્તિનો અભાવ જણાય છે. પહેલાં ખેડૂતો એકબીજાને મદદ કરતા અને તેવી મદદ અમૂલ્ય થઈ પડતી પરસ્પર સહાયવૃત્તિ અને સહકાર કેળવવાની, ખાસ જરૂર છે.

૬. આપસઆપસની તકરારોનો નિકાલ લાવવા માટે કચેરીનો આશરો લેવા કરતા લવાદ કે પંચનો આશરો લેવો સારો છે કારણ કે કચેરીનો ન્યાય હમેશાં મોંઘો પડે છે અને ન્યાય મળે કે કેમ તે શકાસ્પદ રહે છે.

૭. નિર્ભય બનવું એ ઘણું જ જરૂરી છે. માત્ર ઈશ્વર વિના કોઈ નો ડર ન હોવો જોઈએ.




રતનઃ—લેખકઃ ચન્દ્રવદન મહેતા' ઈલાકાવ્યોના પ્રકાશન પછી શ્રી. ચન્દ્રવદનનાં કાવ્યો સામયિકોમાં કવચિદ્ કવચિદ્ જ દષ્ટિએ પડવાથી એમનો કવિતાપ્રવાહ આટલેથી જ અટકયો કે શું એવી જે ભીતિ રહેતી હતી તે આ રતનના પ્રકાશનથી દૂર થઈ છે 'ઈલાકાવ્યો'માં ભાઈબહેનના પ્રેમને શ્રી ચન્દ્રવદને પ્રથમ વેળા જ કવિતામા આલેખ્યો. અને ભાઈબહેનના પ્રેમનો વિષય જ એમની કવિતાને અનુકૂળ છે એ પણ ઈલાકાવ્યોએ નિશ્ચિત કરી દીધુ. અહીં રતનમાં પણ શ્રી. ચન્દ્રવદને એક ખેડૂત ભાઈબહેનની પ્રેમગાથા આલેખી છે. રતન એક લાબું કથાકાવ્ય છે. એ કથા છે તેથી એ કલિકા કે દર્શનિકા જેવા લાંબા કાવ્યથી જુદુ પડે છે. એમાં એક જ છંદ વપરાયો છે એ દષ્ટિએ એ શામળની પદ્યવાર્તાઓથી છૂટું પડે છે. એમાં આલેખાયેલી કથા કવિકલ્પિત છે. અને કાવ્યને સર્ગમાં વહેંચી નથી નાંખ્યું તેથી એ પૃથુરાજરાસા કે ઈન્દ્રજીતવધ મહાકાવ્યથી જુદુ પડશે. આમ કથાભાગ, એમાં વપરાયેલો એક જ છદ (પૃથ્વી), અને કવિકલ્પિતકાવ્યનુ વસ્તુ એ સર્વે રતનને પૂર્વકાલીન લાંબા કાવ્યોથી જુદુ પાડે છે.

આ કાવ્યની વિશિષ્ટતા એ છે કે, સોળસો પંક્તિનુ આ કાવ્ય પૃથ્વીમાં જ લખાયું છે. આમ કવિતાનું બાહ્યસ્વરૂપ જોતાં, માત્ર છદ પ્રત્યે જ દષ્ટિ રાખીએ તો આ કાવ્યને આજના જમાનાનુ પ્રતિનિધિ કહી શકાય. સોળસો પંક્તિઓ, છંદની પ્રવાહીતા જાળવીને, પૃથ્વીમાં આપણા કાવ્યસાહિત્યમા પ્રથમ વેળા જ લખાય છે, એટલું જ નહિ પરંતુ અહીં પૃથ્વીની પંક્તિઓનો પિંગળઅનુસાર જ્યાથી આરભ થવો જોઈએ ત્યાથી આરભ થતો નથી. અને એક જ છદમા પણ વૈવિધ્ય આણ્યું છે. જેમકે

એકદા<br>
ગયો સુરજ આથમી તરુવરો તણા છાયડા

અહીં પૃથ્વીના છેલ્લા ગાલગાથી કાવ્યની પંક્તિ શરૂ થાય છે બીજે એક સ્થળે પૃથ્વીના છેલ્લા ઉત્તરાર્ધથી કાવ્ય શરૂ થયું છે. જેમકે:

હતો સકળ ગામને મસ્તકે<br>
ઢળ્યો દિનકરે લીધો ઊચકી શ્યામલો ઓચણો

આમ પૃથ્વીમાં પણ અનેક પ્રકારના પ્રયોગો થઈ શકે, તેની પ્રતીતિ કરાવતું અને પૃથ્વીની અદ્ભુત શક્તિના દર્શન કરાવતું આ કાવ્ય શ્રી. બ. ક. ઠાકોરના આરોહણનુ વારસ કહી શકાય.

અહીં શહેરમાં વસવાટ કરતો કવિ ગ્રામજીવનનું આલેખન કરે છે, પરંતુ ગ્રામજીવનનું ચિત્ર આલેખતાં લેખક લવલેશ પણ મુશ્કેલી અનુભવતો નથી, ઊલટું લેખકને ગ્રામજીવનના પ્રત્યેક અંગોપાંગનો અનુભવ હોય, અભ્યાસ હોય, લેખક ગ્રામજીવન જોડે તદ્રૂપ બની ગયો

હોય, એટલી સરળતાથી તથા સ્વાભાવિકતાથી ગ્રામજીવનનું ચિત્ર દોરાયું છે. ગામને પાદર વડનું વર્ણન, ભાણા અને ધનાની લઢવાડનું બ્યાન, રતનને પડતાં દુઃખોમાં ગ્રામજીવનની વિષમતાનુ આલેખન, એ સઘળાં ખરેખર કળાકારની પીંછીથી દોરાયેલાં વાસ્તવિક ચિત્રો છે. ગામડાનું વાતાવરણ જમાવવા એમણે ગામડાના ખેડૂતવર્ગમાં વપરાતા ગ્રામશબ્દો વાપર્યા છે, પરંતુ ક્યાંય પણ એ શબ્દો અરુચિકર નથી લાગતા કે એ શબ્દોના ઉપયોગથી કોઈ પણ સ્થળે ગ્રામ્યતા નથી પ્રવેશી ગઈ. જેમકે :

હતું સુઘડ એક પાદર થકી ન આઘે જરી
ન તેમ બહુ ઢૂંકડે . . . . . .
મુસીબત સહે સુણે કવરધા કદિ બોલ એ
અને ન જરી જાણતું કરમ એમ સ્હેજે કરી.

આમ વાતાવરણને જમાવવામાં ગ્રામશબ્દોનો ફાળો નજીવો નથી. શબ્દો ઉપરાંત ગ્રામજીવનના રોજના પ્રસંગો તથા નિત્યક્રમમાથી એમણે ઉપમા પણ વાપરી છે. જેમકે :

જમીનમહીં જે ઊંડા, હળ થકી પડયા ચાસ શા
દીલે ઉઝરડા પડયા અકથ વેદના કેટલી !

આમ ઉપમા પણ આલેખન વિષયને અનુરૂપ હોઈ વાતાવરણ જમાવવામાં મદદદાથી થઈ પડે છે. પરંતુ ક્વચિદ્ આવી ઉપમા વાપરવાના મોહને લીધે અતિસામાન્યતામાં ઊતરી પડાય છે અને તેથી રસક્ષતિ થાય છે. એક ઉદાહરણ લઈએ :

અને પૃથિવીને ડીલે, મણસમા અરે કેટલાં
મહાનગરના ઞરે ખરજવા સદા ચેગમ.

અહીં ખરજવાં ઉપમાન વક્તવ્યને સ્પષ્ટ ભલે કરતુ હોય, છતાંય એ આપણને જુગુપ્સાકારક નહિ તોપણ અપ્રિય તો લાગવાનું જ, અને તેથી રસક્ષતિ થવાની.

ઉપર દર્શાવ્યું તેમ માત્ર ઉપમા જ નહિ પરંતુ સુંદર કલ્પનાઓ પણ આ કાવ્યમાં દૃષ્ટિએ પડે છે. એકાદ ઉદાહરણ લઈએ :

તપેલ રવિતાપથી ઝરણ વારિદોડયાં ધસે
વિશાળ વટવૃક્ષની શીતળ અર્ધછાયા તળે
થવા શીતળ ·

આવી કલ્પનાઓ તો ક્યાક ક્યાક દૃષ્ટિએ પડે છે. કિંતુ બહુધા તો એમની કલ્પનાઓ જઈ જઈને હિમાલયપ્રદેશ પર ઠરે છે. આથી કલ્પનાવૈવિધ્યને લઈને પ્રાપ્ત થતો કાવ્યાનંદ અહીં ક્વચિદ્ જ આસ્વાદ્ય બને છે.

શ્રી. ચન્દ્રવદને પ્રકૃતિતત્ત્વોનો ઉપયોગ રસોચિત વાતાવરણ સર્જવાને તેમ જ ભવિષ્યના સૂચનાર્થે પણ કર્યો છે. ભાણો જ્યારે પોતાની જીવનકથા રતનને કહે છે ત્યારનું પ્રકૃતિવર્ણન જુઓ:

ગયો સુરજ આથમી : તરુવરો તણા છાયડા
મળી શ્રમ ઉતારવા નિંદરભાર ઘેરા બન્યા.

અહીં સંધ્યા જેમ રાત્રીના આગમનનું સૂચન કરે છે, તેની સાથે ભાણો પણ રતનને જે કથા કહેવાનો છે, તે કથા પણ દર્દભરી છે, અને જગતની સંધ્યાની જેમ ભાણાની જીવનસંધ્યા પણ અસ્ત થવાની છે તેનું સૂચન કરે છે. તેવી જ રીતે જ્યારે હીરાનો હૃદયપલટો થાય છે અને હીરો પોતાને વતન પાછો ફરે છે ત્યારનું પ્રકૃતિદશ્ય જોઈએ :

હતો સકળ ગામને મસ્તકે
ઉગ્યો દિનકરે લીધો ઉંચકી શ્યામલો ઓયલો.

હીરાના હૃદયની મોહરૂપી શ્યામતા પણ ઊંચકાઈ ગઈ છે. હીરાના જીવનમાં પણ પુનઃ દિનકર ઊગ્યો છે, એનાં લગ્ન થવાનાં છે, એ ભાઈ ને માટે સૂરની રતનને મળવાનો છે, એ બધાનું સૂચન સૂર્યોદય કરે છે. આમ છતાં એટલું તો સ્પષ્ટ કરવું જોઈએ કે પ્રત્યેક પ્રસંગે પ્રકૃતિને માનવભાવને અનુકૂળ ચીતરવી તેમાં નીરસતા કે યાન્ત્રિકતા આવી જવાનો સંભવ છે.

શ્રી. ચન્દ્રવદનમાં તાદૃશ ચિત્ર ઊભું કરવાની શક્તિ છે. હીરો શહેરમાં ભણવા જાય છે ત્યારે એને માટે તૈયારી કરતી રતનનું ચિત્ર જુઓ :

સૂઝે ન કંઈ બાધલું, રતન એકલી હાથમાં
લઈ વીગતનોંધને જરૂરનું કરી એકઠું
મૂકુ છ અહિં લે અને ગરમ શાલ આ પોટલે
રજાઈ અહિં બીસ્તરે ખપ પડે ભલે ખોલજે.
અહિં છ તુજ વાટકો નજર રાખજે એટલી
રહને ન કંઈ કાળજી તદન ભાનભૂલો નકી.

પરતુ આખા કાવ્યમાં વાર્તાપ્રવાહ અખંડિત નથી વહેતો. વચ્ચે વચ્ચે લાંબાં વર્ણનોથી વાર્તાપ્રવાહ અવરોધાય છે પ્રથમ એકસો ને પાસઠ પંક્તિ તો માત્ર ગામડાના વર્ણનોથી જ ભરેલી છે. આટલી પંક્તિઓ વટાવ્યા બાદ કવિ આપણને વસ્તુપ્રવેશ કરાવે છે. વાતાવરણ જમાવવા માટે, વસ્તુની પશ્ચાદ્‌ભૂ દર્શાવવા માટે વર્ણનની જરૂર હશે, પરતુ અહીં તો વર્ણનનો અતિરેક થઈ ગયો છે. વચ્ચે વચ્ચે એમનુ કથન પ્રચારલક્ષી કે ઉપદેશાત્મક બની જાય છે તેથી રસક્ષતિ થાય છે, અને વસ્તુનો વેગ અતીવ મદ પડી જાય છે. થોડાંક ઉદાહરણોથી આ કથન સ્પષ્ટ થશે:

વિનમ્ર કૃષિકાર હો! જઠરપોષકો અન્યના
તમે જ રસરાજ છો, પશુજનો તણા પાલકો.

. . . . . . . . . . . . . .

કુલીન કુળવાન હો! કૃષિક લોક આ હિન્દના
તમે જગતતાત ગણાય કૃષિલોક સૌજન્યમાં
વિવેક વિનયે વિશેષ ઋષિરાજ છો ભોમના
ગણાય કરાવી તણો ઉજળ તો વળી ઉત્તમ
છતા ન ભરણું મળે ઉદર પૂરવા પૂરતું
નસીબ પુરુષાર્થનો સુભગમેળ એતી વિષે
છતાં વિધિરૂઠે મહેનત ઉગે ન દાણો કુળે
પિતા જગતનો ગણાય જગતાતની આ દશા.

અથવા

ન શું સકળધર્મમાં સહનધર્મ સૌથી વડો

. . . . . . . . . . . . . .

મનુષ્ય નિજપિંડમાં વતન માટી બંધાયલો
ઉમંગ થકી ભોમને નમન એક મૂંગુ ન દે.
નવા મનમહીં કદિ સ્મરણ એક મીઠું ધરે
ખરે જગવિષે થયો અધમ જન્મ એનો નકી.

વસ્તુપાલચરિત્ર, વિમલમંત્રીચરિત્ર વગેરે ઘણા ઐતિહાસિક સામગ્રીના રસિકોને ઉપયોગી ગ્રંથો પ્રસિદ્ધ થવાના છે.

અલબત્ત મુનિશ્રી જિનવિજયજી જેવા પાસેથી ગુજરાતે જે આશા રાખેલી તેની આ રીતે સંપૂર્તિ થઈ જોઈને આનંદ થાય છે. **દુર્ગાશંકર કે. શાસ્ત્રી**

**શ્રાવણી મેળો** : લેખક: શ્રી. ઉમાશંકર જોષી. પ્રકાશક: વોરા ઍન્ડ કં. ૮, રાઉંડ બિલ્ડીંગ, કાલબાદેવી, મુંબઈ.

કવિ અને નાટ્યકાર તરીકે આપણા અર્વાચીન લેખકોમાં નિશ્ચિત સ્થાન પામી બેઠેલા શ્રી. ઉમાશંકરની પ્રતિભાનું આ નવું પ્રસ્થાન છે. આ સંગ્રહદ્વારા એ નવલિકાના ક્ષેત્રમાં પ્રવેશ કરે છે એ પ્રવેશ પણ એમના કવિતાનાં અને નાટકનાં ક્ષેત્રોમાંના પ્રવેશ જેવો જ સફળ અને યશસ્વી થાય એમ લાગે છે.

આ સંગ્રહમા પંદર વાર્તાઓ આપવામાં આવી છે. એ પંદરે વાર્તાઓનું સૌથી આગળ તરી આવતુ લક્ષણ એનુ વૈવિધ્ય છે એ વૈવિધ્યને લીધે આ વાર્તાઓની ભાષા, શૈલી કે અલંકારો સરખામાં પણ પુનરુક્તિ નથી થતી. એટલુ જ નહિ, પણ પરિસ્થિતિ કે પાત્રોમાં પણ એને લીધે નવીનતા, તાઝગી અને વ્યક્તિત્વ આવી શક્યાં છે. કોઈપણ બે વાર્તાઓમાં એક જ ભાવનુ આલેખન કરવાનું હોય ત્યા પણ તે આલેખન સ્પષ્ટ અને પરસ્પર સ્વતંત્ર ભાવાલેખનની કક્ષાએ પહોચે છે. "પગલીનો પાડનાર" અને "પિપાસુ"નું ઔત્સુક્ય એકબીજાથી નોખુ તરી આવે છે, તેજ રીતે "દિલ્લી"નુ મૌગ્ધ્ય પણ "મારી ચંપાનો વર"ના મૌગ્ધ્ય કરતાં જૂદું પડી આવે છે.

ભાવોના વૈવિધ્ય જેટલું જ વૈવિધ્ય પાત્રોમાં પણ સચવાયું છે. ધરાની માટીમાંથી ઊગેલા જીવોનો મેળો જ આ સંગ્રહમા ભરાયો છે એમ કહીએ તો ચાલે. એમાં વૃદ્ધો છે ને વૃદ્ધાઓ છે, બાવા છે ને ભૂવા છે; જુવાન શહેરીઓ છે ને ગામડિયા છે. આ પાત્રો માત્ર શહેરનાં જ નથી કે ગામ ગામડાના જ નથી. આ પાત્રો કેવળ ધૂની કે તરંગી પણ નથી. તેમજ આપણી નજર સામે નાચતી વસ્તુસ્થિતિનાં પૂતળાં પણ નથી. આ પાત્રો વાસ્તવિક ભૂમિમાંથી ઊગ્યાં છે. એ પ્રત્યેકને પોતાના જીવનની કવિતા છે. લેખકે એ કવિતાને શોધી છે ને મૂર્ત કરી છે. એટલે જ તો લેખકે અવતરણમાં આપેલી પંક્તિ "ધન્ય ધરાર માટી, જગતે ધન્ય જીવેર મેલા," સાર્થક બને છે.

ભાવો અને પાત્રોનાં વૈવિધ્ય જેવું જ બીજું આકર્ષક તત્ત્વ આ સંગ્રહની પ્રયોગશીલતા છે. આ પ્રયોગશીલતાની સિદ્ધિ સંગ્રહના આલેખન સંયોજનમાં દેખાઈ આવે છે. એ લક્ષણને લીધે જ "શ્રાવણી મેળો"ની રચનામાં પ્રસન્ન ગંભીર નિર્મળતા અને નૂતનતા આવી શક્યાં છે. એને જ લીધે, આ સંગ્રહ એકવિધતાથી મુક્ત રહી શક્યો છે.

અલબત્ત, આ સંગ્રહની બધીયે વાર્તાઓ એક સરખી જ કક્ષાની નથી. રુચિભેદને લીધે કોઈને અમુક તો કોઈને અમુક વાર્તા ચડિયાતી લાગે. તોપણ આમાંની પ્રત્યેક વાર્તા પોતાની રીતે વિશિષ્ટ છે જ. તેમાં પણ "પગલીનો પાડનાર" "દિલ્લી" "લોહી તરસ્યો" "ઉઘડ્યુ છાપું" "મારી ચંપાનો વર" "ઝાકળીયું" "શેષ માનવી" ને "શ્રાવણી મેળો" આ વાર્તાઓને ગૂજરાતની શ્રેષ્ઠ નવલિકાઓમાં ગણી શકાય.

અમે આ સંગ્રહનો સત્કાર કરીએ છીએ. **મનસુખલાલ ઝવેરી**

# રોજનીશી

## જાન્યુઆરી : ૧૯૩૮

તા. ૧ અમેરિકાએ કૅનેડા, મેક્સિકો અને ચીન સાથેના ચાંદીના કરારો એક વર્ષ લંબાવ્યા : ચાંદીના ભાવમાં અમેરિકાએ ઘટાડો કર્યો.

તા. ૨ મુંબઈમાં મહાસભાની કારોબારી સમિતિની બેઠક થઈ તેમાં ગુજરાતી સાહિત્ય સંમેલનની બેઠક પૂરી થઈ; ઇજિપ્તના શાહી ફરમાન મુજબ ત્યાંની પાર્લામેન્ટને એક માસ માટે બરતરફ કરવામાં આવી; મિ. જીન્હાને પં. જવાહરલાલનો પડકાર : ' રાજેન્દ્રબાબુ સાથે તમે કરેલી કામચલાઉ સમાધાની મહાસભાને મંજૂર છે : કોઈ પણ દરખાસ્ત પર અમે વિચાર કરીશું.''

તા. ૩ 'ધી હેલ્પીંગ બેંક ઑફ ઇંડિયા લી.' નામની બેંકના અમદાવાદ બ્રાંચના બારણાં ખુલ્લાં મૂકી વહીવટદારો પલાયન થઈ ગયાના વિચિત્ર સમાચાર બહાર પડ્યા.

તા. ૪ આંતરરાષ્ટ્રીય લેબર ઑફિસના ડિરેક્ટર મિ. હેરોલ્ડ બટલર અમદાવાદ આવ્યા, સોવિયેટોની દેખરેખ હેઠળ તૈયાર થતી ચીનાઈ વિમાની ફોજને ડારવા માટે જાપાનીઓએ ૪૦ વિમાનોમાંથી બૉમ્બની વૃષ્ટિ કરી; કાકોરી કેસના માજી કેદી શ્રી જોગેશ ચેટરજીને બંગાળમાં વસવાનો પ્રવેશવાનો કે રોકાવાનો મનાઈ હુકમ ફરમાવાયો.

તા. ૫ હિંદુ-મુસ્લીમ એકતા સાધવા માટે મહાત્માજી અને રાજેન્દ્રબાબુ વચ્ચે મુંબઈમાં મંત્રણા; કલકત્તાના 'હિંદુસ્તાન સ્ટાન્ડર્ડ'ના તંત્રી અને મુદ્રક ઉપર રાજદ્રોહ ફેલાવે એવું લખાણ પ્રગટ કરવા બદલ સમન્સ નીકળ્યા.

તા. ૬ અલ્હાબાદના જુવાનોને મિ. જિન્હાની વિચિત્ર સલાહ : કોમીવાદી કહેવડાવવાથી ડરશો નહિ. કોમીવાદી હોવા માટે હું મગરૂર છું !''

તા. ૭ બ્રિટિશ કામદારોની બ્રિટિશ પ્રજા અને દુનિયાના બીજા રાષ્ટ્રોને જાપાની માલનો બહિષ્કાર કરવાની આગ્રહભરી અપીલ બહાર પડી; ટેરૂએલ ખાતેનો બળવાખોર સેનાપતિ શરણે આવ્યો હોવાની સ્પેનિશ સરકારે જાહેરાત બહાર પાડી.

તા. ૮ મહાત્માજી જુહુથી સેગાંવ પાછા ફર્યા, જાપાનીઓએ શાંઘાઈમાં બ્રિટિશ વાવટા ઉતારી નાખ્યા, બ્રિટિશ હોટેલોનો કબજો લીધો વગેરે, મુંબઈ સરકારે મુંબઈની ધારાસભામાં મંદિર પ્રવેશ બિલ રજૂ કર્યું.

તા. ૯ રાષ્ટ્રપતિ પં. જવાહરલાલના માતુશ્રી અને સ્વર્ગ શ્રી. મોતીલાલ નહેરૂના પત્ની શ્રી સ્વરૂપરાણી નેહરૂનું આનંદભુવનમાં અવસાન, રાષ્ટ્રપતિ પં. જવાહરલાલના ફરમાન મુજબ આખા હિંદમાં 'ચીનદિન' ઉજવાયો, ધંધૂકા—ધોળકા તાલુકાના તાલુકદારોની દરબારશ્રી ગોપાળદાસના પ્રમુખપણા હેઠળ સભા ભરાઇ; 'સામ્યવાદ શું છે ?' એ વિષય ઉપર અમદાવાદમાં શ્રી સૌમેન્દ્રનાથ ટાગોરનું જાહેર વ્યાખ્યાન થયું, સાણંદના ઠાકોરે પરાપૂર્વથી જમીન ખેડતા ખેડૂતોને જમીનનો કબજો પોતાને સોંપી દેવા માટે નોટિસો આપી.

તા. ૧૦ શ્રી. સુભાષ બોઝનું લંડનમાં ભવ્ય સ્વાગત થયું; જાપાને સીંગ્ટાઉનો કબજો લીધો; લાહોરની સેન્ટ્રલ જેલમાં ૧૫ રાજદ્વારી કેદીઓ ભૂખમરાની હડતાલ પર હોવાની વીગત બહાર આવી; કાઠિઆવાડનું દીવ બંદર પોર્ટુગલ પાસેથી જર્મનોએ ખરીદી લીધાની અફવા પ્રસિદ્ધ થઈ.

તા. ૧૧ મુંબઈ ધારાસભામાં અસાધારણ બહુમતિથી 'સમવાયતંત્રની બંધારણીય ભય'કરતા અમારે નથી જોઈતી એવું જાહેર કરતો ઠરાવ પસાર થયો, ના. વાઇસરોય અને મદ્રાસના વડા પ્રધાન શ્રી. રાજગોપાળાચારી વચ્ચે મદ્રાસમાં મંત્રણા થઈ.

તા. ૧૨ સુભાષ બોઝે લંડનમાં રૂટરના પ્રતિનિધિની મુલાકાત દરમ્યાન જાહેર કર્યું કે હિંદી મહા-

સભાએ ઓદ્ધા સ્થાયી સ્વીકારી લીધા છે એમ માનવાની ભૂલ ન કરશો અને અમે તો સંપૂર્ણ સ્વરાજ્ય તથા જનતાના હાથે ઘડાયેલું બંધારણ માગીએ છીએ; ઇટાલી અને અમેરિકા વચ્ચેના વેપારી કરારો અટકી પડયા.

તા. ૧૩ પાલીતાણા રાજ્ય અને ત્યાંના ખેડૂતો વચ્ચે અથડામણ ઊભી થઈ: સમાધાન પડી ભાગ્યું અને લડત ઊપડશે એવા સમાચાર પ્રસિદ્ધ થયા.

તા. ૧૪ ફ્રાન્સના પ્રધાનમંડળે રાજીનામું આપ્યું; જાપાનના જર્મન એલચી અને જાપાનના વડાપ્રધાન વચ્ચે મહત્ત્વની મુલાકાત થઈ.

તા. ૧૫ જીવનું જોખમ ભલે હોય પણ આદામાનના અને બંગાળના નજરકેદીઓનો પ્રશ્ન છોડી શકું તેમ નથી—એવું ગાંધીજીએ જાહેર કર્યું; સરહદ્ પ્રાંતમાં સવિનય ભંગ અંગે છૂટા કરાયેલા અમલદારોને પાછા નોકરીઓમાં લેવામાં આવશે એવા સમાચાર પ્રસિદ્ધ થયા.

તા. ૧૬ બંગાળી સાહિત્યના પ્રખર નવલકથાકાર સમ્રાટ શ્રી. શરદચંદ્ર ચેટરજીનું અવસાન; મુંબઈમાં જર્મન પહેલવાન ક્રેમર અને હિંદના પહેલવાન ઇમામ બક્ષ વચ્ચે કુસ્તીજંગ થયો તેમાં માત્ર અર્ધી મિનિટમાં જ ઇમામ બક્ષ જીત્યો, શ્રી. સુભાષચંદ્ર બોઝ અને દ'વેલેરા વચ્ચે લંડનમાં મુલાકાત; જાપાને ચાગ-કાઈ-શેકની સરકાર સાથેનો સંબંધ તોડવાની જાહેરાત કરી.

તા. ૧૭ અમેરિકાની સરકારે આવતા નાણાકીય વર્ષમાં ૫૫ કરોડ નૌકાખાતામાં નવાં લડાયક બારકસો બાંધવા મંજૂર કર્યા; 'ધી જેનેસીઝ ઑફ ફેસિઝમ' એ વિષય ઉપર પ્રો. પી. એન ડ્રાઇવરનું અમદાવાદમાં ભાષણ, બામરોલી નજીક માલગાડી-એકસપ્રેસ ટ્રેન વચ્ચે ભયંકર અથડામણ થઈ, 'એક સમય એવો આવી લાગશે કે જ્યારે લો. મા. ટિળકની જેમ, મહાસભાને મજબૂત બનાવવા ખાતર, મારે તેનો ત્યાગ કરવો પડશે' એવા પટનાના એક ભાષણમાં શ્રી. જયપ્રકાશ નારાયણે ઉદ્ગાર કાઢયા; એંગ્લો-આયરિશ જુદા જુદા પ્રશ્નો વિશે વાતાઘાટ કરવા દ' વેલેરા અને ચેમ્બરલેનની મંત્રણા શરૂ થઈ.

તા. ૧૮ અલ્લાહાબાદથી મહાસભા કચેરીની જાહેરાત · હિંદી મહાસભાની ૫૧મી બેઠકના પ્રમુખ તરીકે શ્રી સુભાષચંદ્ર બોઝને ચૂંટી કાઢવામાં આવ્યા છે; અમદાવાદમાં 'અમદાવાદ પ્રિન્ટીંગ પ્રેસ એસોસિયેશન'ની સ્થાપના થઇ, લૉર્ડ લોધિયન અને મહાત્માજીની સેગાંવમાં મુલાકાત; મોં. શોતાએ ફ્રાન્સનું પ્રધાનમંડળ રચ્યું નવા પ્રધાન મંડળના ૨૦ પ્રધાનો પૈકી ૧૮ ઉદ્દામવાદીઓ —રેડિકલ્સ છે. સુરત જિલ્લા વિદ્યાર્થી પરિષદ સૂરતમાં ભરાઈ.

તા. ૧૯ બાબુ રાજેન્દ્રપ્રસાદ એકાએક માંદા પડયા, સ્પેનિશ બળવાખોરોએ બાર્સીલોના ઉપર વિમાનોમાંથી બોમ્બ મારો ચલાવ્યો.

તા. ૨૦ અત્યાચારવાદી કેદીઓને આંદામાનમાંથી ખસેડવાની હિંદી સરકારે મંજૂરી આપી, ગાંધીજી સાથેની મુલાકાત પછી તુરતજ લૉર્ડ લોધિયન દિલ્હી વાઇસરૉયની મુલાકાતે ઉપડી ગયા.

તા. ૨૧ પંજાબનું (લાહોરનું) સુપ્રસિદ્ધ સીતલા મંદિર હરિજનો માટે ખુલ્લું મુકાયું; કલકત્તાના સુપ્રસિદ્ધ દૈનિક 'બસુમતી'ની રૂપિયા પાંચ હજારની જામીનગીરી જપ્ત કરવાનો હુકમ થયેલો તે કલકત્તાની હાઇકોર્ટે અપીલ થતા રદ કર્યો.

તા. ૨૨ અમદાવાદમાં શ્રી. નગીનદાસ પારેખના પ્રમુખપણા હેઠળ ગુજરાતના પ્રો. અનન્તરાય રાવળનું 'રોમેન્ટીસિઝમ અને ગુજરાતી સાહિત્ય' ઉપર જાહેર વ્યાખ્યાન; પંજાબ ધારાસભા પર થનારી કૂચ અંગે, રાજકીય કેદી સમિતિના સભ્યસ સામે પંજાબ સરકારે ૧૪૪મી કલમ મુજબ પ્રતિબંધ મૂકયો; મુંબઈ ધારાસભામાં લોકલબોર્ડ એકટ સુધારણા બીલ સામે વિરોધ પ્રદર્શિત કરવા મુસ્લીમ લીગના અને સ્વતંત્ર પક્ષના સભ્યોનો 'વૉક આઉટ' થયો

તા. ૨૫ ઇપીના ફકીરનો રાષ્ટ્રપતિ પં જવાહરલાલ ઉપર પત્ર : મારી લડત રાષ્ટ્ર આઝાદીની છે. હું અંગ્રેજ સરકારની આક્રમણકારી નીતિનો ભોગ થઇ પડયો છું.

# કુમાર-પરિપત્ર




## કુમારનો માહ (૧૯૯૪) અંક

'લીલાકાકા, પાંચ વરસ ચાકરી કરીશ.'

'કેમ, પાંચ જ વરસ જીવવું છે?' શેઠની હાજરજવાબી-માં પૂછવા જવું પડે એવું ન હતું.'

'ના, પણ મારા ભાગના પૈસા તો પાંચ વરસમાં ભરાઈ નહીં જાય?'

'મારા ભાગના? શું બોલ્યો? એકાવનો એકાવન તારે જ ભરવાના છે ને?'

'પણ, પ...ણ અમલદાર શા'બ તો તમારો ય ગનો કાઢતા'તા ને? તે તમારા ભાગના ય માંય એચાર હશે ને!'

વસ્તો પણ ઓછો ઊતરે એમ ન હતો. લીલાશેઠની ચાકરી એ એવી તો ગજાવતો કે મીરખાં જમાદારને પણ જોઈને એકવાર તો થતું કે વસ્તો ગુનેગાર માલ્યો ન હતો. અને લીલાશેઠને પણ થતું કે પૈસા વ્યાજ સાથે ઠીક વસુલ થાય છે.

પણ લીલાશેઠ કરણે ઊપડ્યા ત્યારે તે જ રાતે વસ્તાને હાથે પૂરાયેલા બાકોરાથી જ ચોર તેના ઘરમાં કેમ પેઠા? આ પ્રશ્નનો ઊકેલ જાણવો હોય તો વાર્તાક્ષેત્રના લબ્ધપ્રતિષ્ઠ લેખક ઉમાશંકર જોશીની આ અંકમાંની 'વસ્તો'ની વાર્તા વાંચજો



શ્રીરામ શર્માની 'શિકાર'ની લેખમાળા પૂરી થઈ, છતાં શિકારકથાના રસિયાઓને સહેજ પણ રસક્ષતિ ન અનુભવવા દે એવી 'વકરેલો સૂવર માર્યો'ની વાર્તા પણ આ અંકમાં પીરસાઈ છે. સૂવરનો શિકાર કેટલો મુશ્કેલ હોય છે એ તો આ વાર્તા વાંચ્યા પછી તમે જાણશો. બંદૂક કે તમંચો પણ તેના સામનામાં નિષ્ફળ નીવડે છે. અને એનાં લોહી-માંસ એવાં હોય છે કે થએલા જખમને રૂઝાતાં પણ વાર નથી લાગતી

મુખપૃષ્ઠ પર રજૂ થતા માનવ મહત્ત્વાકાંક્ષાના હુંકાર સમા 'નાઙ્ગા શિખર' કાવ્ય પછી 'સામયિક ચિંતન'ની કંડિકાઓ નિવૃત્તિ વેળાએ તમારા મગજને ચિંતન માટેની ભરપુર સામગ્રી પૂરી પાડશે. ત્યારપછીને પાને જેની જીવનરેખા આલેખાઈ છે એ લૂઈ પાસ્તર તો વિજ્ઞાનજગતની એક અપૂર્વ વિભૂતિ છે. નેપોલિયન કરતાં યે ફ્રાન્સને એ વધુ સંમાનનીય અને જગતને વધુ આદરણીય છે પત્ની કરતાં પણ વિજ્ઞાનને પહેલું સ્થાન આપનાર એ પ્રજ્ઞાપુરુષની જીવની આદર્શપ્રાપ્તિની અચૂક તમન્ના જગાવી રહેશે

'જીવનનું પરોઢ' આ વખતે દક્ષિણ આફ્રિકાનાં હિંદીઓની હાલાકીનો કરુણ ચિતાર આલેખે છે તો 'મારી સફર' તીન લોકથી ન્યારી કાશીનો અનન્ય પરિચય આપે છે, જ્યારે હરિકૃષ્ણ વ્યાસ વાર્તા લખવા જતાં વાર્તાની પ્રસ્તાવના જ લખી બેઠા છે—'આભાર દર્શન'! તો એ લાંબી નૉવેલ લખવાનું શરૂ કરશે તો તેમની શી દશા થશે?

તાપી તીરે હાલ જ્યાં મહાસભા મળવાની છે ત્યાંની રાનીપરજ ગુજરાતણનો શ્રી રવિશંકર રાવળે દોરેલો સામે આપેલો સ્કેચ આ અંકના પૂઠા પર દેખા દે છે ને ત્યાર પછી દખ્ખણની પ્રખ્યાત સુલતાના ચાંદબીબીની તસ્વીરની પૂર્ણરંગી અનુકૃતિ આપણી તસ્વીરીકળાના પ્રાચીન ગૌરવને મૂર્તિમંત કરે છે.

# પ્રસ્થાન કાર્યાલયનાં પ્રકાશનો

[× મૂકેલાં પુસ્તકો મુંબઈ ઇલાકાના કેળવણી ખાતા તરફથી મંજૂર થયેલાં છે.]

## સરસ્વતી ગ્રન્થમાળા

| | |
|---|---|
| વીર વલ્લભભાઈ | ૦-૨-૬ |
| રાસજીની વાતો | ૦-૩-૦ |
| અમેરિકાનું સ્વા૦ યુદ્ધ | ૦-૪-૦ |
| ગતકથાસંગ્રહ | ૦-૩-૦ |
| ક્રાન્તિ | ૦-૬-૦ |
| ક્રાન્તિકારી લગ્ન | ૦-૩-૦ |
| રેંટિયો બળવાની બીજી બાજુ | (નથી) |
| હરાહીનો મુક્તિપત્ર | ૦-૬-૦ |
| ગરીબની હાય | ૦-૩-૦ |
| ચીનની હાકલ ભા. ૧ | ૦-૧૨-૦ |
| દારૂનિષેધ અને સ્વરાજ | ૦-૪-૦ |
| બારડોલીની હિજરત | ૦-૨-૬ |
| ગાંધીજીનો આશ્રમ | ૦-૮-૦ |
| પૂજારીને પગલે | ૦-૪-૦ |
| બેગમાની પીરોગનાઓ | ૦-૨-૦ |
| લાલ ટોપી | ૦-૩-૦ |
| અયોધ્યા એળિયાં | ૦-૩-૦ |
| મુંઝાયું દિલ | ૦-૩-૦ |
| ગુલાનું કમળ | ૦-૩-૦ |
| રશિયાનું ઝાડ | ૦-૫-૦ |
| ક્રાન્તિને માર્ગે | ૦-૫-૦ |
| ×રોટીને ખાતર | ૦-૩-૦ |
| પસેરી કાપરની દરીફાઈ | ૦-૮-૦ |
| ×ખતી કહાણી | ૦-૮-૦ |
| ×ચણતરો | ૦-૧૦-૦ |
| ડોશા ભગતની કડવી વાણી અને ગરીબોનાં ગીતો | ૦-૮-૦ |
| ફ્રિન્ડ બિસ્માર્ક | ૦-૮-૦ |
| ×ગણિયુગ | ૦-૩-૦ |
| ×તૂટેલા તાર | ૦-૮-૦ |
| તારુણ્યમાં પ્રવેશતી કન્યાને પત્રો [સુધારેલી આવૃત્તિ] | ૦-૬-૦ |
| જીવનચર્યા | ૦-૧૦-૦ |
| ×નૂતન રશિયામાં રોઝિયું | ૦-૮-૦ |
| ×ચીન જાપાનની યાત્રા | ૦-૮-૦ |
| ગરીબાઈનો ગુનો | ૦-૩-૦ |
| બોલ્શેવિઝમ અને બીજી વાતો | ૦-૬-૦ |
| લગ્ન કે પ્રપંચ ? | ૦-૮-૦ |
| ×દેવદાસ | ૦-૮-૦ |
| સામ્યવાદ અને સર્વોદય | ૦-૬-૦ |
| સ્ત્રીનો ફેરો | ૦-૧૨-૦ |
| કાવ્યો | ૦-૩-૦ |
| આપણો આહાર | ૦-૬-૦ |
| સ્ત્રી-પુરુષ-મર્યાદા | ૦-૫-૦ |
| નિશિરાજ આત્ | ૦-૮-૦ |

## લવાજમ

| | |
|---|---|
| પ્રસ્થાન માસિક | ૫-૦-૦ |
| કિશોર માસિક | ૪-૦-૦ |
| સરસ્વતી ગ્રન્થમાળા | ૨-૦-૦ |
| ટૉલ્સ્ટૉય ગ્રન્થાવલિ | ૬-૦-૦ |
| રવીન્દ્ર ગ્રન્થાવલિ | ૬-૦-૦ |
| બુદ્ધ ગ્રન્થાવલિ | છૂટક |

## પ્રસ્થાન

**પ્રસ્થાન એટલે પ્રગતિ**

## ટૉલ્સ્ટૉય ગ્રન્થાવલિ

| | |
|---|---|
| ×પ્રેમનો દંશ | ૧-૪-૦ |
| ×સ્ત્રી અને પુરુષ | ૧-૦-૦ |
| ×કથાવલિ ભા.૧ | ૧-૪-૦ |
| ×નવો અવતાર ભા.૧ | ૨-૪-૦ |
| ×નવો અવતાર ભા.૨ | ૨-૦-૦ |
| ×નવો અવતાર ભા.૩ | ૧-૦-૦ |
| ×હૃદયપરિવર્તન | ૧-૪-૦ |
| ×કથાવલિ ભા.૨ | ૧-૪-૦ |
| લગ્નસુખ | ૧-૪-૦ |

## રવીન્દ્ર ગ્રન્થાવલિ

| | |
|---|---|
| ×ઘરે-બાહિરે | ૨-૦-૦ |
| ×ચતુરંગ અને બે બહેનો | ૧-૪-૦ |
| નૌકાડૂબી | છપાય છે. |

## બુદ્ધ ગ્રન્થાવલિ

| | |
|---|---|
| એક ક્રાન્તિકારની આત્મકથા ભા.૧ | ૧-૪-૦ |
| એક ક્રાન્તિકારની આત્મકથા ભા.૨ | ૧-૪-૦ |
| ઈશ્વરનો ઇનકાર | ૧-૦-૦ |
| ×માતા આસોપાલવ | ૧-૮-૦ |
| ×દ્વિરેફની વાતો ભા.૨ | ૧-૪-૦ |
| ×ગીતામન્થન | ૧-૪-૦ |
| ×સત્યમય જીવન | ૦-૧૦-૦ |
| લગ્નપ્રપંચ | ૩-૮-૦ |
| શેષનાં કાવ્યો | ૨-૦-૦ |
| સ્વૈરવિહાર ભા. ૨ | ૧-૪-૦ |

## પ્રકીર્ણ પ્રકાશનો

| | |
|---|---|
| ×દ્વિરેફની વાતો ભા.૧ | ૧-૪-૦ |
| સ્વૈરવિહાર ભા. ૧ | ૧-૮-૦ |
| જીવનનાં દર્દ | ૧-૪-૦ |
| સુખન અને બીજી વાતો | ૧-૪-૦ |
| ભારતપુણ્યપ્રવાસ | ૧-૦-૦ |
| ગાંધી મણિમહોત્સવાંક | ૧-૪-૦ |
| કયે રસ્તે ? | ૧-૮-૦ |
| રામ અને કૃષ્ણ [ત્રીજી આવૃત્તિ] | ૦-૮-૦ |
| બુદ્ધ અને મહાવીર [ „ ] | ૦-૬-૦ |
| ×પરંતપ વૈદ્ય | ૨-૦-૦ |
| ×દિનચર્યા | ૧-૮-૦ |
| ×સાબરમતી | ૧-૪-૦ |
| રશિયાનું ઘડતર | ૨-૦-૦ |
| ભૂખમરાનો ઉપાય | ૨-૦-૦ |
| શાંતિનો સંદેશ | ૧-૦-૦ |
| ×તમને એ નહિ સમજાય | ૦-૬-૦ |

| | |
|---|---|
| અસહકાર | ૨-૮-૦ |
| ચપારણમાં ગાંધીજી | ૧-૮-૦ |
| મહિરાપ્રતાપ | ૧-૪-૦ |
| કારાવાસની કહાણી | ૦-૧૨-૦ |
| અનંતા | ૦-૮-૦ |

**પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ**

શાળાઓને તેમજ પુસ્તકાલયોને યોગ્ય કમિશન કાપી આપવામાં આવશે.



# ફ્રિજિડેઅર વિનાનું ગૃહ સંપૂર્ણ સજ્જિત ન

૧૯૩૭ના ન્યૂ ફ્રિજિડેઅર્સ આ વર્ષના સર્વોત્તમ રેફ્રિજરેટર્સ છે તેમાં બીનહરીફ સૌંદર્ય છે—ડીઝાઈનમાં મોડર્ન છે અને છતાં ગમે તે ટાઈપના ઘરમાં ભળી જાય એટલું સરળ અને છતાં ભવ્યતાવાળું છે—અને ઉપયોગિતામાં તો એની વપરાશ પછી જ તમને ખાત્રી થશે 'ઈન્સ્ટન્ટ આઈસ ક્યુબ રીલીઝ', 'ફૂડ સેફ્ટી ઈન્ડીકેટર', વધુ જથ્થા માટે જગા, વગેરેની સગવડ તેમાં સમાયેલી છે જ અને વીજળીક ખર્ચ તો એટલો નજીવો આવે છે કે નહિ જેટલો જ શોરૂમ ઉપર પધારી પ્રત્યક્ષ જોવા અમારી આપને આગ્રહપૂર્વક વિનતી છે

**કિંમત રૂ. ૫૦૦/-થી**

મહિને રૂ. ૧૩ના ભાડાથી પણ અપાય છે: ઓછામાં ઓછા ૭ મહિના માટે.

ડિસ્ટ્રીબ્યુટર

ફોન ૨૨૨૪ **ધી બોમ્બે ગેરેજ** મિરઝાપુર અમદા

# અ નુ ક્ર મ ણિ કા

પુ. ૨૫ મહા-ફાગણ : ૧૯૯૪ અંક ૪-૫



લવાજમ હિંદમાં રૂ. ૫ પરદેશમાં રૂ. ૫॥ છૂટક અંક રૂ. ૦॥

પ્રકાશક: રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે ખમાસા ચોકી: અમદાવાદ,
મુદ્રક: મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ. આદિત્ય મુદ્રણાલય: રાયખડ રોડ: અમદાવાદ. તા. ૨૧-૪-૩૮

ચૈત્ર અંક પછી જેમનું લવાજમ પૂરું થાય છે એવા

# ગ્રાહકોને સૂચના

( ૧ ) તમારું લવાજમ ચૈત્રના અંક પછી પૂરું થાય છે તો નવા વર્ષનું લવાજમ રૂ. ૫ [બર્મા તથા પરદેશના રૂ. ૭ાા અથવા શિલિંગ ૧૨] વૈશાખ સુદ ૫ તા. ૪–૫–૩૮ સુધીમા મ. ઓ. થી મોકલી આપશો.

( ૨ ) ત્યાં સુધીમાં જેમનું લવાજમ નહિ મળી જાય તેમને ચૈત્રનો અંક રૂ. ૫–૪–૦ના વી. પી. થી રવાના થશે, જે સ્વીકારવા વિનતિ છે.

( ૩ ) જેમને આવતા વર્ષે ગ્રાહક ન રહેવું હોય તેમણે વૈશાખ સુદ ૫ તા. ૪–૫–૩૮ સુધીમાં તે રીતે લખી જણાવવુ જેથી તેમને વી. પી ન કરતાં સાદા બુક–પોસ્ટથી તે અંક મોકલાશે. પણ જેઓ આ બાબતની ખબર નહિ આપશે તેમને ચૈત્રનો અંક વી. પી. થી મોકલાશે અને વી. પી પાછું વાળશે તો વી. પી. ખર્ચના ૦–૪–૦ વસુલ કર્યા પછી જ એ અંક મોકલાશે.

( ૪ ) અમદાવાદ શહેરના ગ્રાહકોએ પોતાનું લવાજમ કાર્યાલયમાં ઉપરની તારીખ સુધીમાં ૧૧ થી ૫ ની અંદર ( રવિવાર સિવાય ) ભરી જવું.

( ૫ ) પરદેશમાં વી. પી. થતાં નથી એટલે પરદેશના ગ્રાહકોને તેમનું લવાજમ મ. ઓ. થી યા પોસ્ટલ ઓર્ડરથી મોકલવા વિનંતિ છે.

'પ્રસ્થાન' હવેથા નિયમિત સમયે આપી શકાય તે હેતુથી આ અંક જોડિયો અંક કર્યો છે. આવતો અંક ત્રણ અઠવાડિયાંમા પૂરો કરી આપવામાં આવશે. અને તે પછીના અંકો નિયમિત બહાર પાડવા જરૂર યત્ન કરીશું. અંકો અનિયમિત થવામાં આજની મદી અને નાણાંભીડ પણ કારણભૂત છે. અંકો મોડા બહાર પાડવામાં અમને રસ નથી, ગ્રાહકસંખ્યા ઉપર અતિ ખરાબ અસર થાય છે જ: છતાં આર્થિક સંકડામણને લીધે અનિયમિતતા આવી છે. આ સંજોગોમાં ગ્રાહકોને વિનતિ છે કે તેઓ ગ્રાહક તરીકે ચાલુ રહે, નવા ગ્રાહકો મેળવી આપે અને એ રીતે નિયમિત થવામાં સહાય્ય આપે.

પ્રસ્થાન કાર્યાલય
અમદાવાદ
તા ૧૮–૪–૩૮

વ્યવસ્થાપક
'પ્રસ્થાન'

ધર્મ
નાટક
અર્થશાસ્ત્ર
ઇતિહાસ
ટૂંકી વાર્તા
નવલકથા
રાજકારણ
સમાજશાસ્ત્ર
તત્ત્વજ્ઞાન
જીવનચરિત્રો

વગેરે ઉપરના ગ્રન્થો આપતી

# બૃહદ્ ગ્રન્થાવલિ

## પ્રસિદ્ધ થયેલાં પુસ્તકો

૧-૨ એક ક્રાન્તિકારની આત્મકથા ભા. ૧-૨ (પીટર ક્રોપોટકિન) ૨-૮-૦
૩-૪ મારી જન્મટીપ ભા. ૧-૨ (સાવરકર) (જપ્ત થયાં છે)
૫ ઈશ્વરનો ઇનકાર (નરસિંહભાઈ પટેલ) ૧-૦-૦
૬ ગાતા આસોપાલવ (સ્નેહરશ્મિ) ૧-૮-૦
૭ દ્વિરેફની વાતો ભાગ ૨ (રા. વિ. પાઠક) ૧-૪-૦
૮ ગીતામન્થન (કિ. ઘ. મશરૂવાળા) ૧-૪-૦
૯ સત્યમય જીવન (કિ. ઘ. મશરૂવાળા) ૦-૧૦-૦
૧૦ લગ્નપ્રપંચ (નરસિંહભાઈ પટેલ) ૩-૮-૦
૧૧ શેષના કાવ્યો (રા. વિ. પાઠક) ૨-૦-૦
૧૨ સ્વૈરવિહાર ભા. ૨ (રા. વિ. પાઠક) ૧-૪-૦

આ માળાના ગ્રાહકો નોંધાતા નથી.

## પ્રકીર્ણ પ્રકાશનો

| | |
|---|---|
| દ્વિરેફની વાતો ભા. ૧ [ત્રીજી આવૃત્તિ] | ૧-૪-૦ |
| સ્વૈરવિહાર ભા. ૧ | ૧-૮-૦ |
| રશિયાનું ઘડતર | ૨-૦-૦ |
| ભૂખમરાનો ઉપાય | ૨-૦-૦ |
| શહીદનો સંદેશ | ૧-૦-૦ |
| સાબરમતી | ૧-૪-૦ |
| ઘરગથ્થુ વૈદક | ૨-૦-૦ |
| દિનચર્યા | ૧-૮-૦ |
| જીવનનાં દર્દ | ૧-૪-૦ |
| ચુંબન અને બીજી વાતો | ૧-૪-૦ |
| ભારતપુણ્યપ્રવાસ | ૧-૦-૦ |
| ગાંધીમણિમહોત્સવાંક | ૧-૦-૦ |
| કયે રસ્તે ? | ૧-૮-૦ |

નવી આવૃત્તિ
સુંદર ગેટ-અપ
છતાં
ઘટાડેલી કિંમત

| | |
|---|---|
| રામ અને કૃષ્ણ | ૦-૮-૦ |
| બુદ્ધ અને મહાવીર | ૦-૬-૦ |
| તમને એ નહિ સમજાય | ૦-૬-૦ |

**પ્રસ્થાન એટલે પ્રગતિ**

પુસ્તક ૧૦ મું : લગ્નપ્રપંચ

પૃષ્ઠસંખ્યા ૭૭૦
કિંમત રૂ. ૩-૮-૦ (ટ. ખ. ૦-૫-૬)

## 'પ્રસ્થાન'માં જાહેરખબરના ભાવ

| | ૧ પાનું | ½ પાનું | ¼ પાનું |
|---|---|---|---|
| ૧૨ માસ | ૧૨૦ | ૭૨ | ૪૮ |
| ૬ માસ | ૭૨ | ૪૮ | ૩૦ |
| ૩ માસ | ૪૮ | ૩૬ | ૧૮ |
| ૧ માસ | ૧૬ | ૧૦ | ૬ |

બે રંગમાં છાપવા હોય તો ૨૫ ટકા વધુ.

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૨૫ મહા-ફાગણ · ૧૯૯૪ અંક ૪-૫

# ત્યાગ

[ એક ચિત્રવિવેચન ]

રામનારાયણ વિ. પાઠક

આ ચિત્રના વિધાયક ડૉ. ત્રિવિક્રમને[1] ત્યાં આ ચિત્ર જોતાં અને તે સંબંધી તેમની સાથે વાતચીત થતાં, આવા ચિત્રો ગુજરાતમાં ઓછાં છે જોઈ, એનો પરિચય કરાવવાની ઇચ્છા થઈ.

મૂળ ચિત્ર તૈલચિત્ર છે. પણ મેં તેમને દવાખાને દાદરમાં જોયું તે મૂળનો ફોટો જ હતો, અને ફોટા ઉપરથી જ આ બ્લોક બનાવેલો છે. એ મૂળ ચિત્ર એમની પાસે તે વખતે નહોતું.

આ ચિત્ર ત્યાગનું છે ત્યાગ એટલે અમુક એકાદ બે વસ્તુનો ત્યાગ નહિ, પણ સર્વ ઐહિક વસ્તુઓનો મહાન ત્યાગ! સંસારત્યાગ! એ ત્યાગ બતાવવાને ત્યાગ કરનાર વ્યક્તિ એક દિશાથી વિમુખ ઊભેલી બતાવેલી છે. ત્યાગ ખરી રીતે એક પછી એક વસ્તુનો કરવાનો નથી. એ સર્વ સંસાર તરફની વિમુખતા છે, પરાઙ્મુખતા છે. એવા ત્યાગને માટે મનની દઢતા જોઈએ. વળી આ ત્યાગ તે કચવાતે મને કરેલો ત્યાગ નથી, સ્વસ્થતાથી કરેલો છે, અને તેનું પ્રથમ ફળ વિશેષ નહિ તો સંસારની વ્યાકુલતાથી પર રહેલી, તેમાંથી ઊર્ધ્વ સ્થિતિમાં ભોગવાતી સ્વસ્થતા છે. એ દઢતા અને સ્વસ્થતા બન્ને, કેડે દીધેલા હાથથી પ્રતીત થાય છે. આખા શરીરની ઊભાં રહેવાની ઢબ પણ એ જ દઢતા અને સ્વસ્થતા બતાવે છે.

1. Dr. T. K. N. Trivikram B. A, M D. (Bioch.)

પણ ત્યાગ એ અંતિમ સ્થિતિ નથી, અંતિમ ધ્યેય નથી. તે તો પરમ પદ મેળવવાના સાધનરૂપ છે. એનાથી આગળ સાધકે જવાનું છે અને એ વસ્તુ એક પદવિન્યાસથી વ્યક્ત થાય છે. સાધકનો એક પગ દૃઢતાથી ઊભેલો છે, અને બીજે કોઈ દિશામાં જતો હોય તેવો બતાવેલો છે. એ જ દિશા તરફ મોં પણ છે. અને એ માર્ગ કે સાધન તે ધ્યાનમાર્ગ છે. એ હાથને ટેકે રાખેલુ મુખ અને તેની મીંચેલી આંખો બતાવે છે. મુખમુદ્રા ધ્યાનનિમગ્ન છે.

કોઈને પ્રશ્ન થાય કે આ ત્યાગમૂર્તિ સ્ત્રી છે કે પુરુષ? તો તેનો જવાબ એ છે કે સર્વ ત્યાગમાં સ્ત્રી કે પુરુષના અભિમાનનો પણ ત્યાગ આવી જાય છે. એ ભેદની એ પર ગયેલ છે. અથવા કહો કે આવો મહાન ત્યાગ કરવામાં સ્ત્રીપુરુષ બન્નેની ઉત્તમોત્તમ શક્તિઓની જરૂર છે. આ ત્યાગમૂર્તિમાં સ્ત્રીનુ માર્દવ છે, અને પુરુષની દૃઢતા પણ છે. અર્ધનારીશ્વરની કલ્પનામાં જેમ સ્ત્રીપુરુષ બન્નેનાં અર્ધાંગો આવી જાય છે તેમ આ ત્યાગની કલ્પનામાં પણ સ્ત્રી અને પુરુષ બન્નેનાં ઉત્તમ લક્ષણો આવી જાય છે.

આખી મૂર્તિ સુરેખ મનોરમ સુકોમળ તેજસ્વી દૃઢ સ્વસ્થ ચિંતનમગ્ન છે.

# ભક્તિ-ઘેન નારદ

## સ્વ૦ પંડિત નારાયણ મો. ખરેને અંજલિ

સુન્દરમ્

તંબૂરે તાર તૂટયા છે, તૂટયો તંબૂર આજ છે,
મૃત્યુના તીવ્ર સૂરોથી ઘેરાતી આજ સાંજ છે.

સ્મરાવતી સાંજ અનેક સાંજને,
જગાવતા સૂર અનેક સૂરને,
ને ભગ્ન તંબૂર વિદારી હૈયું
વ્હેતાં કરે નીર કંઇ સ્મૃતિનાં.

અહો, તમારા મુખથી સર્વતાં
સુગીત મૃત્યુંજય શક્તિ અર્પતાં,
ને વેદનાઓ કપરી વિયોગની
આશ્વાસને ડૂબી જતી હતી કેઃ
અબ હમ અમર ભયે, ન મરેંગે.

ત્યાં પામતું મૃત્યુ જ મૃત્યુ જાતે,
અને નવોલ્લાસની વલ્લરીઓ
ઉર પ્રદેશે વળી પાંગરી રહે.

પુષ્ટ એ કંઠથી ગાન ઝરતું ભક્તિસંભર,
ઝરે કો ગિરિથી જેમ મુક્તકલ્લોલ નિર્ઝર.

એ ભદ્ર કાયા ગિરિ જેમ ઉન્નત
નિહાળતાં ખ્યાલ મને થતો કદી,
કે મૃત્યુ આને શિખરે જતાં જતાં
હાંફી, થાકી, પાછું જાશે ફરી જ.

પણ એ ક્રૂર નાસંતું, બીતું ને હાંફતું પશુ
તમોને શીંગની ટોચે ભરાવી રહેલમાં જશે

એ તો ન મેં કલ્પ્યુ હતું કદી યે.

કલ્પના સત્યના મેળ જવલ્લે મળતા જગે,
સત્યને આજ આલંબી કલ્પના દ્રવતી દગે.

*

ભલે ગયા ! એ પથના જનારને
રોકી શકે કોઈ નહિ કદી યે.
એ -દ્વારની પૂંઠળ છૂપનારને
ભાળી શકે કોઈ નહિ કદી યે.
પરંતુ ઓ પંડિત જી ! શું થંભશે
એ ગુફ્તગો આપણુ અંતરોની ?

હવે તમે સુસ્થિત સ્થાનમાં છો,
જ્યાંથી કદી ના પડવા તણો ભો;
મૃત્યુશિરે આપ વિરાજી હાવાં
ગાઈ શકો -અમ્રુતગાન નિત્ય.

શું ગાન ગાશો ?
સંધ્યા સમે, નિર્મળ નીરને તટે,
રેતી વિષે, કોમળ તેજમંડપે,
જ્યાં મ્હેકતી સૌરભ તે મહાત્મા–
તણાં તપો જીવન વલ્લરીની,
બિછાતી જ્યાં પુષ્પ પથારી–જે ખિલ્યાં
સ્મિતોતણી પાંદડી–ડાંખળીએ
સુચિંતનોની, તપભૂમિ આંગણે;
ગુંજેલ ત્યાં મંજુલ ગાન–ધૂનોઃ
વેદાદિ સ્તોત્રો, સુરદાસનાં સુખી
સુરમ્ય ગીતો, તુલસીની મંજરી
ભક્તિ ભરી, ને મલકંત મીરાં
મંજીર હાથે રુમઝૂમ નર્તતી
ગોપાલ સામે, નરસિંહ ઘેલો
હાથે લઈને કરતાલ કૂજતો
પ્રભાતિયાં વૈષ્ણુવ આરજૂનાં,
ભક્તો ભવાદિ થકી આજકાલના

કંઠે તમારે જીવતા થઈ જતા
નદીતણા 'સા' સ્વરભૂમિકા પરે.
કે શૂર સંગ્રામની વેદિકા પે
સુદીર્ઘ પંથે ડગ દીર્ઘ માંડતાં,
લાખો તણી મેદનીના મહાધ્વનિ
નિર્ઘોષ ઉદ્‌ઘોષની ભૂમિકા પરે
જમાવતા રાઘવકેરી ધૂનઃ
યદા મહા રાવણ જીતવાને,
સ્વાતંત્ર્ય સીતા ગૃહ લાવવાને
સેના ચઢંતી નર–વાનરોની,
સંગ્રામ શીંગું ત્યહીં તીવ્ર ફૂંકતા
કે શૂર સંગ્રામ થકી ન ભાગે.

અને વળી,
સંગ્રામસૂતા નરને નિવાપની
દેતા તમે અજલિ ગીતગૂંથી;
મરેલને ઈશ્વરધામ દાખવી
ખોલાવી કે મંગલમંદિરો ને
પ્રભુપ્રદેશે પધરાવતા, અને
જીવન્તને અમૃત મૃત્યુ કેરુ
પીવાડતા ગાઈ હલેકથી મીઠીઃ
અમે હવે ના મરીએ, અમર બન્યા.

વળી કદી મંગલમંત્ર ઉચ્ચરી
ઉર્જ્વલ વહ્નિ હવિપુષ્ટ પાસમાં
કરે કરો મેળવી, પ્રાણસાંકળી
દેતા ગુંથી કે નવલોહિયાંની
બની જતા જીવનના પુરોહિત.

વિશ્વનાં વિરહો દર્દો નામદોઈ નિવારતા,
ગીતના ઓસડે મીઠા, ધન્વંતરિ શું રીજતા!
શોક માંગલ્યને ટાણે, બલિ ને તપની ક્ષણે,
તિતિક્ષા ત્યાગની તાલે, ઝુલાવી ગીત પામરી,
ત્રૈલોક્યે ભમતા જાણે કો ભક્તિ–ધન નારદ!

ભલે તમે ગીતકલાવિદોમાં
ઉચ્ચોચ્ચ સ્થાને નથી કોઈ એમ કહે,
ન જાણતા એ પણ કે સુગીતની
કળા અનોખી સરજી તમે ય છેઃ

સ્વાતંત્ર્યપાંખે ચડવું અને ત્યાં
ફના થવું, એક ફકીરી લઈ,
ભક્તિ–સદાચાર–કલા ત્રિવેણી
ગૂંથી, રચી જીવનકેરી માલા,
અર્પી જવી દેશ–પ્રભુ પદોમાં.

તમે કર્યું તે કર્યું છે જ અલ્પે,
યદ્વાતદ્વા છો જગત્ ઝાઝું જલ્પે

હવે આ લોકના રોપો આક્રોશો દ્રોહ–શોકના
ડુબાવી વૈતરણીમાં શાંતિક્ષીરનિધૌ* વસો.

અને ત્યહીં ક્ષીરનિધિ નિવાસી
વિષ્ણુ પ્રભુના પદમાં વિરાજીને,
મુહૂર્ત બ્રાહ્મે, વળી પુણ્ય સાન્ધ્યે
મચાવજો રાઘવકેરી ધૂન.

અમારો આજ તંબૂર ભલે શાંત કર્યો, પ્રભુ!
તમારે ભીડ જો એના દિવ્ય વાદકની પડી.

પ્રભુના પદ્મમાં પાછી વિખૂટી પદ્મપાંદડી
ચડી ગૈ જાણી એ રોતી હસશે સ્હેજ આંખડી.

૧૮–૩–૩૮



* નિધૌ–નિધિમાં, નિધિનું સપ્તમી એકવચનનું સંસ્કૃત રૂપ

# રાજકીય નોંધ

'નિરીક્ષક'

## મહાસભાનું અધિવેશન

સામાન્ય રીતે મહાસભાનાં વાર્ષિક અધિવેશનો દરેક વરસે એની અગત્યતાની દૃષ્ટિએ અપૂર્વતા ધરાવે છે. હરિપુરા અધિવેશન પણ આગલા અધિવેશનોનાં કરતાં મહત્ત્વની દૃષ્ટિએ અને યોજના ને વિશાળતાની દૃષ્ટિએ અપૂર્વ હતું એમ કહી શકાય. મહાસભાનાં બધા અધિવેશનો ઉપર દૃષ્ટિપાત્ કરતા માલમ પડે છે કે એની મુલાકાતે આવનાર જનસંખ્યાની દર વરસે વૃદ્ધિ જ થતી જાય છે એનું મુખ્ય કારણ એ છે કે આખા દેશમાં ઉગ્ર રાષ્ટ્રવાદ ને પ્રજાની પ્રગતિવાંછુ જાગૃતિની ભાવનાને વ્યવસ્થિતપણે પ્રગટ કરનાર મહાસભા એક જ સંસ્થા છે. બંદીવાન એશિયાટિક દેશોમાં છૂટાપણાની ભાવના આ યુગનું એક મહાઉદ્દામ ને બંડખોર લક્ષણ થઈ પડ્યુ છે. રાજદ્વારી સ્વાતંત્ર્ય ને રાષ્ટ્રની સાર્વભૌમતા (National Sovereignty) એ આજની યુગપ્રેરણા છે. હિંદમાં પણ આ જગતવ્યાપી રાષ્ટ્રવાદી ભાવનાનાં મોજાં ઉછળતાં જાય છે. એને વેગ આપનાર, એની ગતિને નિયમનમાં રાખનાર રાષ્ટ્રીય મહાસભા એક જ પ્રબળ સંસ્થા છે. પ્રજાની રાષ્ટ્રીય અસ્મિતાનું એ પ્રતીક હોવાથી પ્રજાની કલ્પના ને આકાંક્ષાઓને મહાસભા જ આકર્ષી શકે છે. હિંદની કોઈપણ રાજદ્વારી કે કોમી જમાતનો પ્રજા ઉપર આટલો કાબુ નથી.

### રાષ્ટ્રવાદ : નવે તબક્કે

છેલ્લાં આઠ વર્ષથી જગતના રાજકારણની પરિવર્તનશીલતા ને ગતિમાં જબરો ફેરફાર થઈ ગયો છે. રાજકારણની ભૂમિકા કેટલાયે તબક્કા પકડીને છોડતી જાય છે. ફાસીઝમ, બોલ્શેવિઝમ અને લીબરલ લોકશાસનવાદના ત્રિવિધબળોની અથડામણની ઉગ્રતા ક્યાંયે વધી પડી છે. આ અથડામણોની અસરથી હિંદ પણ મુક્ત રહી શક્યુ નથી. હિંદી રાજકારણ પણ છેલ્લાં આઠ વરસથી નવી ઉગ્રતા ને ગરમી અનુભવી રહ્યું છે પ્રજાનો બુદ્ધિશાળી ને રાષ્ટ્રવાદી વર્ગ વધારે ને વધારે હઠીલો, અધીર ને બંડખોર વૃત્તિવાળો થતો જવાને કારણે મહાસભામાં પણ એની અસર પડે છે. આપણુ રાજકારણ આમ દુનિયાના રાજકારણ સાથે શીઘ્ર પલટો લેતુ સ્વરૂપ ધારણ કરી રહ્યું છે.

### મતાંતરતા

મહાસભામાં આજે સમાજવાદી વિચારસરણી ધરાવતો વર્ગ વધતો જાય છે. આ વર્ગ અને મોટે ભાગે ગાંધીઅન વિચારસરણી ધરાવતા વર્ગ વચ્ચે ગયે વરસે અંતર વધતુ ગયું હતું. એકસાથ સામનો કર્યા વિના સામ્રાજ્યવાદ વિરોધી સંસ્થા તરીકે મહાસભાને ટકાવી રાખી ન શકાય એમ મહાસભાવાદીઓને લાગવા છતાં એ ભિન્ન વિચારસરણી ધરાવનાર પક્ષો વચ્ચે મહાસભામાં અંતર પડયે જતું હતું. સમાજવાદી વિચારસરણી ધરાવનાર મહાસભાવાદીઓને, અધિકારગ્રહણ પછી એમ લાગવા માંડયું કે હવે મહાસભાની જીવવાણી

વિચારસરણી ધરાવનાર વર્ગે પોતાની રહી સહી ઉદ્દામતાનો રંગ પણ છોડવા માંડ્યો છે અને વાંઝીઆ બંધારણવાદના ચીલાના આંકેલા રાહે જ એ લોકો હવે ચાલ્યા કરશે. આને લીધે હવે એ વર્ગ સાથે સામ્રાજ્યવાદ વિરોધી એકસાથ સામનો કરવાનું ઉદ્દામવાદીઓને માટે લાંબો કાળ શક્ય નથી.

મદ્રાસ સરકારે રાજદ્રોહના આરોપસર શ્રી. બાટલીવાળાની કરેલી ધરપકડ, માઈસોર સરકારના દમનને વખોડી કાઢતા શ્રી. મસાણીના ઠરાવ વિરુદ્ધ 'હરિજન'માં મહાત્માજીએ લખેલ લેખ અને એવા બીજા કેટલાક નાનામોટા બનાવોને લીધે ઉદ્દામવાદી મહાસભાવાદીઓને એમ ચોક્કસ થવા માંડ્યુ હતુ કે 'ઑફિશ્યલ ગ્રુપ' સાથે હવે લાંબો વખત મેળ રહી શકે એવુ નથી અને મહાસભાના બે ભાગ જુદા પાડ્યા વિના મહાસભાની ક્રાંતિકારી ભાવના ને બળવૃત્તિ આગળ ધપાવી શકાય એવુ નથી. ઉદ્દામવાદી અગ્રણી શ્રી. જયપ્રકાશ નારાયણના પૂના અને પટણા ખાતેના ભાષણોનો ધ્વનિ એ જ હતો.

### હરિપુરામાં અથડામણની શક્યતા

એક બાજુ મહાસભાવાદી પ્રધાનમંડળો પોતાની નવી જવાબદારીમાં વધારે સુવ્યવસ્થિત થતા જતા હતા ત્યારે બીજી બાજુ ઉદ્દામવાદી તત્ત્વો એમને મતે મહાસભાની વધતી જતી બંધારણ વૃત્તિ વિશે નિરાશ ને અધીર થતાં હતાં. આ પરિસ્થિતિમાં સૌ'જે એમ લાગતુ હતું કે હરિપુરા અધિવેશનમાં મધ્યમમાર્ગી મહાસભાવાદીઓ ને ઉદ્દામવાદીઓ વચ્ચેનું અંતર વધારે દૃઢ અને સ્પષ્ટ બનશે. અને આંતરિક અથડામણ વધુ ઉગ્ર બનશે.

### મડાગાંઠે સાંધેલી એકતા

હરિપુરા અધિવેશન આમ બે વિચારસરણી ધરાવનાર ગ્રુપ વચ્ચે અથડામણનું મેદાન થઈ પડવાની પરિસ્થિતિ દેખાતી હતી ત્યાં તો અણધાર્યો એક બનાવ બન્યો. એ બનાવ તે યુક્તપ્રાંત અને બિહારનાં પ્રધાનમંડળો ને ગવર્નરો સાથે કેટલાક રાજદ્વારી કેદીઓના સામુદાયિક ને બિનશરતી છૂટકારાની બાબતમા પડેલો મતભેદ. મહાસભાની કાર્યવાહીએ કરેલા ઠરાવ પ્રમાણે યુક્તપ્રાંત અને બિહારના વડાપ્રધાનોએ ત્યાંના રાજદ્વારી કેદીઓને છોડી મૂકવાનો હુકમ કર્યો. ગવર્નરોએ એ હુકમને પોતાની ખાસ સત્તાથી અટકાવ્યો, ગવર્નર જનરલની સૂચનાથી. નવા બંધારણ પ્રમાણે સામાન્ય સંજોગોમા પ્રજાના પ્રતિનિધિ પ્રધાનોના હાથમાં 'પ્રાંતિક સ્વરાજ્ય' (?) હેઠળ કાયદો ને વ્યવસ્થાની સત્તા સોંપવામાં આવ્યાનુ સત્તાધીશો તરફથી કહેવામાં આવે છે જો કાયદો ને વ્યવસ્થાની સુલેહશાંતિ માટેની સત્તા પ્રજાકીય પ્રધાનોના હાથમાં સોંપાઈ હોય તો સૌ'જે એમ ફલિત થાય કે એની જવાબદારી પણ એમના જ હાથમાં જાય. પ્રધાનોનુ અમુક પગલુ કદાચ ગવર્નરોને મને સુલેહશાંતિને ભયમાં મૂકશે એમ લાગે તો એમની પ્રથમ ફરજ એ રહી છે કે એમણે પોતાના પ્રધાનોને એ બાબતની ચેતવણી આપી દેવી. અને છતાં પ્રધાનો મક્કમ રહે તો જણાવી દેવું રહ્યું કે જો એ પગલાંથી સુલેહશાંતિનો ભંગ થશે તો એની જવાબદારી પ્રધાનમંડળની રહેશે આમ જણાવી દીધા પછી બંધારણીય વડા (?) ગવર્નરોની ફરજ એ રહે છે કે પરિણામ માટે રાહ જોવી. પ્રધાન કે પ્રધાનમંડળના કોઈ પગલાના પરિણામે સુલેહશાંતિનો ભંગ થાય તો જ ગવર્નરે વચ્ચે પડવુ જોઈએ. આમ થાય તો જ પ્રધાનમંડળથી ઉપરવટ જવાની પોતાની ખાસ સત્તાનો ગવર્નરે ડહાપણપૂર્વક ઉપયોગ કર્યો કહી શકાય.

[અનુસંધાન જુઓ પાનું ૩૬૯]

# કોમી વાદનાં ઝેર

'જિજ્ઞાસુ'

આપણી સ્વતંત્રતાની લડાઈમાં અનેક વિટંબણાઓ જોઈએ છીએ. મહાસભાના શાહીવાદવિરોધી યુદ્ધમાં અનેક પ્રતિબળો કાર્ય કરતાં પણ જોઈએ છીએ. હમણાંહમણાં તો કોમી વાદની અથડામણો વધતી જોઈએ છીએ. મુસ્લિમ લીગ મહાસભાના વિકાસને રુંધવા પ્રયત્નો કરે છે; કોમી ધર્મને નામે, સસ્કૃતિને નામે અને કોમી ભાઈઓને નામે તે પ્રત્યાઘાતી વલણ બતાવે છે.

આવી કોમી સંસ્થાએ સ્વાતંત્ર્યયુદ્ધને મદદ કરવાને બદલે મુશ્કેલીમાં મૂકી દે છે. લઘુમતીના નામે મિ. ઝીન્હા લઢી રહ્યા છે. મુસ્લિમ લીગના પ્રમુખ બની મહાસભાની નીતિને તે વખોડી કાઢે છે, મહાસભાના મહારથીઓ માટે કડવા વચનો બોલે છે; અને આટલું આટલું કરવા છતાં મહાસભાને કંઈ જ કરી શકયા નથી. તેમનાથી મહાસભાનો વધતો જતો વિશ્વાસ સહન થઈ શકતો નથી. એટલે ખોટા બખાળા કરી, 'વંદે માતરમ્' જેવા રાષ્ટ્રગીતમાં મૂર્તિપૂજાની ગંધ અનુભવે છે. લીગને રાષ્ટ્રીય સંસ્થા કહેવડાવે છે મુસ્લિમ સંસ્કૃતિના રક્ષક તરીકે પોતાની જાતને ઓળખાવે છે ને તેને માટે ખપી જવા તૈયાર થયા છે. ઝીન્હા કટ્ટર કોમીવાદી બન્યા છે. તેમના શરીરમાં કોમવાદનુ લોહી પસરી ગયુ છે. તેમને હવે સાચી સૂઝ પણ પડતી નથી.

આવી આ એક સંસ્થા નથી. મુસ્લિમ લીગની સામે જવાબ આપનાર હિંદુ મહાસભા છે, જેનું અધિવેશન અમદાવાદમાં હમણાં જ બેરિસ્ટર માવરકરના પ્રમુખપણા નીચે ભરાઈ ગયુ. હિંદુ મહાસભાને ભય રહ્યા કરે છે કે મુસલમાનો રાજકારણમા પગપેસારો કરી હિંદુઓને દબાવશે. લઘુમતીને નામે વધુ હક્કો લઈ હિંદુઓને કનડશે જ્યારે મુસ્લિમ લીગ એમ માને છે કે દેશમાં સ્વતંત્રતા આવતા હિંદુઓનુ રાજ્ય આવશે ને મુસલમાનોને કચડી નાખશે. આમ પરસ્પર વિરોધી તત્ત્વો વચ્ચે યુદ્ધ જામે છે.

હિંદુ મહાસભા માને છે કે હિંદની સંસ્કૃતિને પોષવામાં હિંદુઓનો ફાળો છે. હિંદુધર્મ, હિંદુસંસ્કૃતિ અને હિંદુ કોમ મુસલમાનોથી દરેક રીતે જુદી છે. એટલે આ કોમનો સવાલ નથી, પરતુ ધર્મની લઢાઈ છે, સંસ્કૃતિની લઢાઈ છે, કોમની લઢાઈ છે. આમ બને કોમ વચ્ચે તણખા ઝરે છે

આપણે જોઈ એ કે આ કોમી તકરારોથી આપણી સ્વરાજ્યયાત્રાને કેટલો ધોકો પહોંચે છે.

અખિલ હિંદ રાષ્ટ્રીય મહાસભા તો હિંદુઓની નથી, મુસલમાનોની નથી, પારસીઓની નથી, કે ખ્રિસ્તીઓની નથી. મહાસભા કોઈ કોમની નથી. ત્યાં કોમને સ્થાન હોઈ ન શકે. શાહીવાદવિરોધી યુદ્ધમા સર્વ કોમને સાથે જ લઢવાનું હોય. હિંદ ગુલામ છે તો હિંદુઓ પણ ગુલામ છે, મુસલમાનો પણ ગુલામ છે, દરેક હિંદી ગુલામ છે. એ ગુલામીમાંથી કોઈ કોમ બાદ નથી. તો પછી ગુલામ દેશમાં આ કોમી ઝઘડા શા ?

મુસલમાનો એમ માને છે કે હિંદમાં મુસલમાનોની લઘુમતી છે. એટલે સંરક્ષણ માટે તેમને કેટલાક વિશેષ હક્ક મળવા જોઈએ. આ નવા બંધારણમાં તેમને કેટલાક વિશેષ હક્કો મળ્યા છે. જ્યાં જ્યાં મુસલમાનોની લઘુમતી હોય છે ત્યાં ત્યાં તેમને પ્રાંતીય ધારાસભાઓમાં વધુ બેઠકો મળી છે. જ્યારે જ્યાં હિંદુઓ લઘુમતીમાં છે ત્યાં તેમને વધુ બેઠકો મળી નથી. આમ છતાં મિ. ઝીન્હાની ભૂખ સમતી નથી. હજુ તેમને વધુ બેઠકો જોઈએ છે. હજુ વધુ ઉદાર શરતો જોઈએ છે.

મહાસભા સર્વ કોમને રક્ષણ આપવા તૈયાર છે. ત્યાં કોઈ કોમના તો ન હોઈ શકે. થોડા દિવસ પહેલાં રાષ્ટ્રપતિ જવાહરલાલે મિ ઝીન્હાની સાથે વાટાઘાટ કરવા માટે તૈયારી બતાવી હતી. મહાસભા મુસ્લિમ લીગ સાથે સંપર્ક સાધવા હમેશા તૈયાર છે. પરતુ આપણા કમનસીબે મિ. ઝીન્હા મેળ કરી શકતા નથી. તેમની શરતો દિવસે દિવસે વધતી જાય છે. એટલે કોમી સંસ્થાઓ મહાસભાથી દૂર દૂર જતી જાય છે.

જ્યા જવાહરલાલનું નિવેદન બહાર પડ્યુ ત્યાં બેરિસ્ટર સાવરકરે વિરોધ કર્યો અને કહ્યું કે મુસ્લિમ લીગ સાથે વાટાઘાટ કરવાનો અધિકાર મહાસભાને નહિ પરંતુ હિંદુ મહાસભાને છે. આનાથી કોમ કોમનાં ઝેર વધ્યાં છે હિંદુઓને એમ લાગે છે કે મહાસભા મુસલમાનોને વધુ મહત્ત્વ આપે છે. મહાસભા મુસ્લિમ લીગથી ડરી જઈ માગે તે આપવા તૈયાર છે. આ વાત સત્યથી વેગળી છે. છતા હિંદુ મહાસભાથી આ જોયું જતુ નથી. તે મહાસભા સામે ધુંધાટિયા કરે છે.

કોમી વાદનાં ઝેર પ્રસરતાં આપણું આખરી ધ્યેય ભૂલી જવાય છે. એ ઝેર બધું ભુલાવી દે છે. માત્ર પરસ્પર કોમ સામે લડવા માટે જ પેરવી કરે છે. મુસ્લિમ લીગે પરદેશી સરકારની સામે લઢવાને બદલે હિંદુઓ સામે—મહામભા સામે લઢવાનું શરૂ કર્યું હિંદુ મહાસભાએ પણ મુસ્લિમ લીગ સામે મોરચા માડ્યા. આપણું કર્તવ્ય ભૂલાઈ ગયું. અને તેમની પ્રત્યાઘાતી પ્રવૃત્તિઓ કેટલી હિન મનોદશા દર્શાવે છે તે જોઈએ.

લવિંગ બહિષ્કારની દરખાસ્ત વડી ધારાસભામાં આવી, મહાસભા પક્ષ તો તેની તરફેણમાં હતો જ. બીજા થોડાક સભ્યો પણ એમાં સમત થયા પરતુ કોમી ઝેરમાં તરબોળ થયેલા મિ. ઝીન્હાએ વિરોધ કર્યો પરતુ તે કેમ ભૂલી જાય છે કે લવિંગનો વેપાર કરનાર મોટે ભાગે તો વોરા—મુસલમાનો જ છે. ઝાંઝીબારમા હિંદુઓ કરતાં મુસલમાનોનો વેપાર વધારે છે. પરંતુ કોમી ઝેરમાં આ કેમ સમજી શકાય?

તેઓ તો આગળ વધીને તાડૂકે છે કે જો હિંદુ પ્રધાનો મુસલમાનોને હેરાન કરશે તો જ્યાં મુસ્લિમ પ્રધાનમંડળ—( બંગાળ અને પજાબ ) હશે ત્યા હિંદુઓને હેરાન કરશું. બંગાળના વડા પ્રધાન ફ્જલુલ હક્ક પણ આવા શબ્દો કહ્યા ત્યારે તો આશ્ચર્ય સાથે દુઃખ થાય છે. કેટલું ઝેર વ્યાપી ગયું હશે?

હિંદુ મહાસભાના આગેવાનો પણ કોમી ઝેરથી પર નથી. તેઓ પણ ઝેરની અસરમાં મુખ્ય વસ્તુને વિસારે મૂકે છે અને અંધકારમાં ગોથાં મારે છે. હિંદુ મહાસભાના અધિવેશનમાં પસાર થયેલો એક ઠરાવ સૌ કોઈને ખૂચે તેવો છે. મહાસભા ફેડરેશનનો વિરોધ કરે છે. હમણાં જ મુંબઈની પ્રાંતીય ધારાસભામાં તે ઠરાવ પસાર થયો. બીજે બધે પણ તેનો વિરોધ જ થાય છે. છતા તેનો અમલ કરવાનો આગ્રહ કરતો ઠરાવ હિંદુ મહાસભાએ અમદાવાદમાં જ

પસાર કર્યો છે આનાથી વધુ બીજી કયી અક્કલની નાદારી હોઈ શકે? બીજીયે છે, આનાથી વધુ ચમકાવે તેવી બીજી નાદારી છે.

મહાસભાએ ચીનદીન ઊજવ્યો, ચીનની પીડાતી પ્રજા માટે રાહત ફંડ કર્યું ચીનની તરફ સહાનુભૂતિ દર્શાવવા જાપાની માલનો બહિષ્કાર પોકાર્યો. જ્યારે આ ઠરાવ થયો ત્યારે હિંદુ મહાસભાના મંત્રીએ જાપાનના વડા પ્રધાનને બીજો ઠરાવ મોકલ્યો કે, 'હિંદુ કિસાનો, હિંદુ કામદારો અને હિંદુ મહાસભા. રાષ્ટ્રીય મહાસભાના જાપાન વિરોધી ઠરાવ સાથે મળતા થતા નથી' (જન્મભૂમિ તા. ૨૨–૧–૩૮).

આનાથી બીજી કોઈ અજાયબ પમાડે તેવી વાત હોઈ શકે? જાપાનનો બહિષ્કાર માત્ર હિંદ નહિ, પરંતુ યુરોપના દેશોએ પણ કર્યો છે ત્યારે માત્ર હિંદુઓ જ તેનો બહિષ્કાર નથી કરતા? બહારની દુનિયાને એમ દેખાડે છે કે હિંદની મોટી કોમ હિંદુઓ, છવ્વીસ કરોડ હિંદુઓ જાપાનની બાજુમાં છે?

બંને સંસ્થાઓ કેમ ભૂલી જાય છે કે હિંદમાં મહાસભા એ જ એક જ મોટી સંસ્થા છે. એ જ એક જ સાચી સંસ્થા છે મુસ્લિમ લીગમા જેટલા મુસલમાન સભ્યો છે તેનાથી વધુ મહાસભામા સભ્યો છે. હિંદુ મહાસભામા જેટલા હિંદુ સભ્યો છે તેનાથી વધુ હિંદુ સભ્યો મહાસભામાં છે. મહાસભામા આટલુ આટલુ જોર હોવા છતા આ બે કોમી સંસ્થાઓ કેમ ધમપછાડા કરતી હશે?

મિ. ઝીન્હા મુસલમાનોના કાનમા કોમ વાદનાં ઝેર રેડી એક કરવા માગે છે. બૅરિસ્ટર સાવરકર બગલાવેગથી હિંદુઓનુ સગઠન કરી રહ્યા છે. તે તો આગળ વધી હથિયાર—રાઈફલો વાપરવાની હિમાયત કરે છે. આ રાઇફલો કોની સામે ધરવાની?

હિંદ જ્યારે આખી દુનિયાને અહિંસાના પાઠ શીખવે છે ત્યારે રાઈફલોની વાત કરવી એ શું અજુકતું નથી? અને એ રાઈફલો સ્વરાજ્ય મેળવવામાં કેમ કરી મદદમાં આવી શકશે?

આમ હિંદમાં આ બે કોમી સસ્થાઓ સ્વતન્ત્રતાથી દૂર દૂર ભાગતી જાય છે. ગુલામી દૂર કરવાના પ્રયત્નો બાજુમા મૂકી ખોટા માર્ગે ચઢી ગયા છે. આનો અંત ક્યારે આવી શકે?

હિંદુઓ કહે છે દેશ માટે લઢ્યા હોય તો માત્ર હિંદુઓ, દેશ માટે ફાંસીએ ચઢ્યા હોય તો માત્ર હિંદુઓ. તો પછી હિંદુઓનું સગઠન કરી એકલે હાથે કેમ સ્વરાજ્ય ન લઈ શકાય? મુસલમાનો પણ એવી જ વાત કરે છે. મુસલમાનો પણ તેમનુ સંગઠન કરી સ્વરાજ્ય લેવાની વાતો કરે છે.

પરતુ બને સંસ્થાઓ કોમી ઝેરને લીધે સાચી વસ્તુ સમજી શકતા નથી. હિંદુઓએ કે મુસલમાનોએ દેશ માટે જો કંઈ પણ કર્યું હોય તો તે હિંદુ તરીકે નહિ પરતુ હિંદી તરીકે, મુસલમાન તરીકે નહિ પરતુ હિંદી તરીકે. આજે પણ કેટલાયે હિંદુ–મુસલમાન હિંદી તરીકે ફના થવા તૈયાર છે.

નવાઈની વાત તો એ છે કે બને સસ્થાઓ પાછી કોમી કહેવડાવતી નથી. હિંદુ મહાસભા પોતાને કોમી કહેવડાવતી નથી, પરંતુ રાષ્ટ્રીયતાનો દાવો કરે છે. મુસલમાનોની વતી મિ. ઝીન્હા કેટલીયે વાર બોલ્યા છે, કે લોકો ભલે મને કોમી ગણે પરતુ હું કોમી નથી. એ જ બતાવે છે કે ખોટું ખોટું પણ રાષ્ટ્રીયતાનું નામ આપ્યા વિના તેમનું અસ્તિત્વ પણ શક્ય નથી. જૂઠને પણ સાચનો પહેરવેશ પહેરવો પડે છે. સમજુ માણસો તો આનાથી છેતરાતા નથી. પણ બિચારા ગામડાનાં અને અજ્ઞાન માણસોને ધર્મને નામે કોમી ઝેર અત્યારે આપવામાં આવે છે.

# જોન ડી' સુઝાનો સંકલ્પ

ગુલાબદાસ બ્રોકર

## દૃશ્ય પહેલું

[સમય : સાંજના છ એક વાગ્યાનો]

[સ્થળ : જોન ડી'સુઝાનું દીવાનખાનું. બહુ મોટો નહિ એવો એ ઓરડો છે. દીવાનખાનાની વચ્ચોવચ્ચ દીવાલ ઉપર Hopeનું જગપ્રસિદ્ધ ચિત્ર ટીંગાયેલું છે. એક સોફા ને બે ખુરસીનો થોડો વખત પહેલાં જ લીધેલો સેટ સારી રીતે ગોઠવ્યો છે. એ સેટની વચ્ચે એક નાના ટેબલ ઉપર વાઝમાં તાજાં ફૂલો ગોઠવેલાં પડ્યાં છે. જમણી બાજુ દીવાલને અઢેલીને એક પિયાનો પડ્યો છે. બે ખૂણામાં બે ખુરસીઓ છે.

પડદો ઊપડે છે ત્યારે જોન ડી'સુઝા એ રૂમમાં આંટા મારતો દેખાય છે. તે પચ્ચીસેક વર્ષનો જુવાન છે. બહાર જવાને શણગાર્યો હોય તેવી રીતે તેણે કપડાં પહેરેલાં છે. નવો જ સૂટ બરોબર બધ-બેસતો છે વાળ બરોબર ઠામાં ગોઠવાયા છે અને તે ઉપર તેનો હાથ વારવાર ફરતો રહે છે. કોઈની વાટ જોતો હોય તેમ ઘડીમાં તે આંટા મારતો મારતો સોફા કે ખુરસી ઉપર બેસી જાય છે, તો ઘડીમાં પાછો આંટા મારવા લાગે છે. વચ્ચેવચ્ચે મોંએથી સિસોટી મારતો જણાય છે.

બેત્રણ મિનિટ આમ પસાર થાય છે ત્યાં કોઈનો પગસંચાર થતાં ઠાવકો બની સોફા ઉપર તે બેસી જાય છે.

ત્યાં મેરી વાઝ દાખલ થાય છે. તે બાવીસેક વર્ષની સુંદર છોકરી છે. તેણે પહેરેલો ફ્રૉક પણ નવો છે. તેના ચહેરા ઉપર એક જાતની ચપળતા છતાં મક્કમ નિશ્ચયબળની છાપ છે. તેને જોતાં જ જોન ઊભો થઈ સામો જાય છે.]

જોન : હલ્લો ડાર્લિંગ!

મેરી : હલ્લો જોન!

(બન્ને હસ્તધૂનન કરે છે.)

જોન : હું તો તારી જ રાહ જોઈને બેઠો હતો. (હાથે બાંધેલા ઘડિયાળ તરફ જોતાં) મને તો લાગતું હતું કે કેટલોયે સમય વહી ગયો. પણ તું તો બરોબર કહેલા સમયે જ આવી પહોંચી હો!

મેરી : એમાં કેમ ફેર પડે? (ચારે બાજુ નજર ફેરવે છે. દીવાલ આગળના પિયાનો તરફ નજર જતાં) ઓહો! આ તો તેં નવો પિયાનો પણ ખરીદ કર્યો લાગે છે! (ઝડપથી તે પિયાનો પાસે જાય છે અને ખુરસી ઉપર ગોઠવાઈ તેમાંથી સૂરો કાઢે છે. જોન તેના તરફ પ્રેમભીની આંખે જોતો બાજુમાં ઊભો રહે છે.)

જોન : (મેરીના બન્ને હાથ પકડી) તું ખરેખર સુંદર બજાવે છે હોં, મેરી! હું તને કેટલી ચહાઉં છું!

મેરી : (વહાલથી) જો જરીક જ સમય મળતાં વળી પાછો ચગ્યો કે? અને થોડાં જ દિવસો પહેલાં તો આ બધાનો લગભગ અંત આવી ગયો હતો!

જોન : ( મેરીના હાથ છોડી દઈ, ખેદથી ) તને એ વાતનો આટલો જબરજસ્ત તિરસ્કાર હશે એ મને શી ખબર? અને તે દિવસે તો મેં તારી મુખમુદ્રા જોઈ ત્યારે મને લાગ્યું કે ખરેખર મેરીને મે ગુમાવી જ. દારૂ તો શું તને મેળવવામા સ્વર્ગ પણ આડુ આવતુ હોય તો તેને પણ ગુમાવવા હુ તૈયાર છું.

મેરી : ( ઊભી થતાં ) પણ દારૂ સામેના મારા વિરોધની તને ખબર હતી છતાંય તુ તેના વિના રહી શકયો નહિ, એટલે હું બીજું શુ કરુ ?

( બન્ને પિયાનો પાસેથી ખસી સોફા તરફ જાય છે.)

જોન : ( જતાં જતાં ) તુ એ લતની વિરુદ્ધ છે એમ તો મેં સાભળ્યુ હતુ. પણ તારો આવો મક્કમ વિરોધ હશે તેનો તો મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો. હોય! એ તો છોકરીઓને અમુક પ્રકારની ધૂન હોય છે તેમ તને પણ આ ધૂન હશે એમ મેં ધાર્યું હતું. પણ તું તો ખરેખર મક્કમ છે હોં!

( બન્ને સોફા ઉપર બાજુ બાજુમાં ગોઠવાય છે )

મેરી : મને એનો સખત તિરસ્કાર છે (એએક પળ બન્ને ચૂપ રહે છે. ફરી પાછા) અને એમા મારો વાક નથી. મારા બાપદાદાઓથી દારૂની લતે અમારા કુટુબમા ઘર કરેલું અને મારી બાને મારા બાપુએ એ વ્યસનનો ભોગ બનીને જે રીતે હેરાન કરેલી એ યાદ આવતાં તો હજી હું કમકમી ઊઠુ છુ કોઈ દારૂ પીનારાનુ મોઢુ જોવુ પણ મને ગમતુ નથી.

( જોન કઈ બોલતો નથી. મેરી તેની સામુ જોઈ રહે છે. પછી તેના હાથ ઉપર પોતાનો હાથ મૂકી )

જોન : તું કોઈ દિવસ પણ એ ચીજને અડકવાનો નથી એ તારો નિર્ણય તદ્દન પાકો છે ના?

જોન : ( મેરીના હાથ ઉપર પોતાનો હાથ મૂકી તેને કોલ આપતો હોય એ રીતે) એમાં હજી તને પૂછવા જેવુ લાગે છે, મેરી? તને મેળવવા માટે એટલું પણ ન કરી શકુ તો પછી હું બીજું શું કરવાનો હતો! ( મેરીની આખોમાં જ જોતા ) વર્ષો થયાં તને જ મેળવવાની અભિલાષા સેવતો આવ્યો છુ. તારુ આ નિર્મળ વદન, તારી એ સુંદર આંખો અને વિશ્વાસભર્યું હાસ્ય મારાં જ કલ્પી લેવા મેં કેટકેટલી સ્વપ્નમાળાઓ ગૂંથી છે! અને આટલા બધા હરીફોની વચ્ચેથી આટલે વર્ષે જ્યારે તને હું મારે માટે ખેંચી લાવ્યો છું ત્યારે હવે તને કદી પણ મારી પાસેથી છટકી જવા દઉં એવો મૂર્ખ તુ મને ધારે છે?

( તેનો હાથ મેરીની હથેળી નીચેથી નીકળી મેરીની કમર તરફ દોરાય છે. સહજ જ મેરી એ સમજી જાય છે. જરી આઘી ખસી સ્વસ્થતાથી )

મેરી : જોન, આપણો સિનેમાનો સમય થઈ ગયો છે હોં! અને તુ તો કયારનો તૈયાર બની બેઠો છે, પણ જાણે ત્યા જવાનું જ ભૂલી ગયો હોય તેમ શાંત કેમ બેસી રહ્યો છે! ચાલો ઊપડીએ, નહિ તો નહિ પહોંચીએ.

( મેરી સોફા ઉપરથી અર્ધી ઊભી થઈ જાય છે. પોતાનો હાથ તેની કમરે વીંટાળી જોન તેને પોતાની બાજુમાં બેસાડી દે છે. એ જ સ્થિતિમાં હાથ રાખી )

જોન : નથી જવું આજે સિનેમામાં, ત્યાં વળી નવું શું મળવાનું છે! અને આ તારી સુંદરતા કયાં કોઈ નટી ચોરી શકે એમ છે કે ત્યા મને એવી સુંદરતા જોવા મળે?

( પળેક રહી ) સાચે જ! તું બહુ સુદર છે હોં, મેરી! ( ઉત્સાહમાં આવી ) અને હવે તો થોડા જ દિવસોમાં એ સૌંદર્ય મારુ બનશે, મારુ' નામ મારી મેરી ધારણ કરશે, આ

નિર્મળ આંખોમાંથી મારા ઉપર પ્રેમ ઢોળાશે. પેલો આલ્બન ને જોકીમ ને પીન્ટો ને બધા આપણા તરફ ઈર્ષ્યાથી, આકાંક્ષાથી જોઈ રહેશે—એ બધા વિચારો જ મને કેટલો આનંદ પમાડે છે! મેરી તુ મારી જ રહેજે હોં! તુ જો મારા જીવનમાં ન હો તો મારું શું થાય!

મેરી : (જોનની આંખોમાં આંખો પરોવી) અને હું પણ કયા તને ઓછું ચાહું છું, જોન? કૉલેજમાં અને કૉલેજ બહાર અનેક પુરુષોએ મને ઝંખી છે, જુદીજુદી રીતે મને પોતાની કરવા તે લોકો મથ્યા છે. પણ મારું મન તો તેમા કોઈમાં કોઈ દિવસ પણ ચોંટયુ નથી. તારી નિખાલસતાએ મને એવી જકડી રાખી છે કે તેમાંથી, કશું મને ખેંચી લઈ જઈ શકે તેમ નથી. અને તે દિવસે પણ જ્યારે મેં તારી સામે ક્રોધ કર્યો ત્યારે મારું હૃદય મને કેટલું દુઃખ દેતુ હતું તે તુ કયાથી જાણે? અને—અને—(તેનો સાદ વધારે કોમળ બને છે)

અને જોન, જ્યારે તેં દારૂને કદાપિ ન અડકવાનુ મને વચન આપ્યું ત્યારે મને કેટલો આનંદ થયો હશે એ તો હુ જ જાણુ છુ.

જોન : (ઉમળકામા તેને પોતા તરફ ખેંચે છે. વહાલથી) મેરી!

મેરી : (જોનના વાળમા પોતાની આંગળીઓ ભરાવે છે. એટલા જ ઉમળકાથી) જોન!

(બન્ને એ જ સ્થિતિમા એકબીજાને ચુંબન કરે છે.)

(ત્યા આલ્બન ડાબી બાજુથી દાખલ થઈ ઓરડામાં ઊભો રહ્યો હોય છે તેને બન્નેએ દેખ્યો નથી. ઓચિંતી મેરીની નજર તેની તરફ જાય છે, અને તે ચમકીને જોનને છોડી સોફાના બીજા છેડા ઉપર બેસી જાય છે. જોન પણ આલ્બનને દેખે છે.)

જોન : હલ્લો આલ્બન, તુ તો આવ્યો તે દેખાયો જ નહિ?

આલ્બન : હલ્લો (મેરી તરફ) હલ્લો મેરી કેમ છે? (જોનને કંઈક ઈર્ષ્યાથી) તમારા પ્રણયરંગમા મેં ભંગ પડાવ્યો તે માટે મને માફ કરજે. મને ખબર નહિ કે હું નડતરરૂપ થઈશ નહિતર હું આવત જ નહિ. મને માફ કરજે હોં! (ચાલી જવા કરે છે)

(જોન ઊભો થઈ તેને જતો અટકાવે છે. આલ્બન સોફાની સામે જઈ ખુરશી ઉપર બેસે છે.)

(અમુક પળો સુધી કોઈને કશું બોલવુ સૂઝતુ નથી. આલ્બન સત્તાવીશઅઠાવીશ વર્ષનો જુવાન છે. દેખાવે અને પહેરવેશે લહેરી લાગે તેવો છે. મેરીનો હાથ પોતાને ન મળતાં અંદરથી બળેલો પણ છે. પગલાંઓનો ધબકાર નવીન આગમન સૂચવે છે. જોનના બેત્રણ મિત્રો આવી ચડે છે! એકબીજાને સત્કાર્યા પછી વાતચીત ચાલે છે.)

આલ્બન : પીન્ટો, હવે તો થોડા દિવસોમાં જ જોનના લગ્ન થશે એટલે પછી આપણાથી આવી રીતે હરહમેશ આવી ચડાશે નહિ. (કંઈક હસવા જેવું કરી) અત્યારથી જ આવવુ તો ભયભરેલુ છે, કેમ મેરી?

(મેરી મૂંઝાયેલી હોય છે. તે હસવા પ્રયત્ન કરે છે)

જોકીમ : કેમ જોન! ક્યારે લગ્ન નક્કી કર્યાં!

જોન : બસ હવે મહિના દિવસમાં (મેરી તરફ વહાલથી જોઈ) કેમ મેરી!

(મેરી ડોકુ ધુણાવી હા કહે છે.)

આલ્બન : આ મેરી તો જાણે આપણને ઓળખતી પણ ન હોય તેમ મૂંગી થઈ ગઈ છે. જોકીમ, એટલી વારમાં જ મેરી વાઝે આપણી ઓળખાણ છોડી દીધી, તો પછી

મિસિસ ડી'સોઝા થશે ત્યારે તો આપણું શું થશે? (ખડખડાટ હસે છે)

મેરી : એવું કં નથી. આપણે બધાં તો નાનપણથી મિત્રો છીએ. તમને તે કેમ ભૂલાય?

જોકીમ : આ શબ્દો હું નોધી લઉં છું હોં! કોઈ દિવસ બેકારી હશે અને તારે ત્યાં ખાવાનું આવ તો સૂકો રોટલો તો આપજે જ હોં!

આલ્બન : અને જોનના દારૂનો એકાદ બાટલો પણ (તેના હોઠના ખૂણા મરકાય છે.)

(મેરી ચમકી ગભરાઈ જોન સામું જુવે છે જોન દમનો હસતો ખુલાસો કરે છે.)

જોન : એ આશા ન રાખતા મિત્રો. દારૂનો તો મેં સદંતર ત્યાગ કર્યો છે. મેરી ડી'સોઝાના રાજ્યમાં દારૂ મેળવવાની તો તમારે આશા જ છોડી દેવી.

(મેરી તરફ સ્નેહથી જુવે છે મેરીની સ્નેહભરી આખ તેનો બદલો આપે છે)

આલ્બન : એવો સાધુ તુ ક્યારથી થયો જોન? અને તાગથી કઈ દારૂ વિના રહેવા-વાનું છે? જોકીમ, પીન્ટો, આ જોનને દારૂ વિના ચાલવાનુ છે? તમને યાદ નથી તે રાતની આપણી બોટની સફર?

જોકીમ : જોન, તું ગમે તે વાત કરે પણ એ મુશ્કેલ તો પડશે જ હો! યાદ છે તે રાતે જ્યારે આપણે આનંદમાં મધદરિયે બોટમા ફરવા નીકળ્યા હતા ત્યારે તુ કેવો ચગ્યો' તો તે? માંડ ઘેર લાવી સુવાડેલો તેનુ તો તને ભાન પણ નહિ હોય.

પીન્ટો : એ તો હોય, ધીમેધીમે એ ટેવ જશે. કઈ વર્ષોની ટેવ એક દિવસમાં ચાલી જાય છે?

મેરી : જોને મને વચન આપ્યું છે. એ વચન એ પાળવાનો જ. મને ખાતરી છે. મારો જોન મને દારૂડિયાની પત્ની નહિ બનાવે.

આલ્બન : તું યે ક્રૂર છે, મેરી. જોનની પહેલી પ્રિયતમા તો બાટલી છે. તેને છોડવી કેટલી મુશ્કેલ પડશે તે તો હું જ જાણુ. અને કોઈ કોઈવાર બિચારાને એનો આસ્વાદ કરવા દેવામાં તને કયું નુકસાન થઈ જવાનું છે? (કવિત્વમય બની) અને આ તારી રમણીય સુંદરતા પણ એની ગુલાબી અસર નીચે એને વધારે રમણીય લાગશે, વધારે મનોહર લાગશે.

જોન : એ બધી વાત જ જવા દો દોસ્તો! તમે બધા જોઈ શકશો હું એ પ્રતિજ્ઞા બરાબર પાળુ છું કે નહિ.

આલ્બન: જરૂર. તેમા સફળ થઈશ તો મારો પહેલાં અભિનંદનો તું જ મેળવીશ. પણ........(ફરી પગલાનો અવાજ સંભળાય છે. બેએક યુવતીઓ દાખલ થાય છે. તે જુવાન છોકરીઓને વિવિધ રીતે બધાં વધાવી લે છે જોન અંદરથી બેએક ખુરસીઓ લાવે છે.)

આલ્બન : હવે જવા દો એ બધી વાત. મિત્રો, આ મેરી અને જોન, બન્ને આપણા નાનપણનાં મિત્રો થોડા વખતમાં પતિપત્ની થવાનાં છે એના માનમાં અત્યારે આપણે અહીં નાચગાન કરીએ, અને છેવટે જોનનો દારૂ પી વિખેરાઈ જઈએ.

જોન : (જરા છેડાઈ) ફરી પાછી એ જ વાત? દારૂ તો મેં છોડી દીધો એ મેં કેટલી વાર કહ્યું?

આલ્બન : (હસતાં હસતાં) અરે એ તો હું ભૂલી ગયો. પણ નાચ તો જરૂર કરીએ. પીન્ટો તું પિયાનો સંભાળ. બાકીના એકેક પુરુષ દીઠ એકેક સ્ત્રી વહેંચાઈ જાય. બજાવ પીન્ટો.

(પીન્ટો પિયાના પાસે જાય છે. અંદરથી થોડા સૂર કાઢે છે. બધાં ઊભાં થાય છે. જોન મેરીનો હાથ નૃત્ય માટે પકડે છે. તેને અટકાવી)

આલ્બન : આજે તો મેગી વાઝ સાથે મારે જ નૃત્ય કરી લેવું છે. મેરી ડીસોઝા ઉપર સર્વ હક્ક તારા જ રહેશે કેમ મેરી, મારી સાથે નહિ નાચે?

જોન : જરૂર, જરૂર, મેગી વાઝ શું, મેરી ડી'સુઝા પણ તને ના નહિ પાડે.

મેરી : (આલ્બન સાથે જતાં) પણ જોન પેલી તારી હેટ જોવી તો રહી જ ગઈ તુ તો કહેતો હતો કે બહુ જ સુંદર હેટ તું લાવ્યો છે અને તે જોવા તો હું ખાસ અહીં આવી. બધા મિત્રોને એ બતાવી દે, પછી આપણે નૃત્ય શરૂ કરીએ.

જોન : એ તો જોવાશે એની શી ઉતાવળ છે? આપણા લગ્નના દિવસે તો તું અને બધાં મિત્રો એ જોવાના જ છો, અત્યારે તો બધાં સાથે મળી મોજ કરી લઈએ. ચાલ વાયોલેટ, આપણે એ પાર્ટનર્સ (નૃત્યમાં જોડીદાર) થઈએ.

(જોન વાયોલેટને સાથે લે છે આલ્બન મેરીને લઈ નૃત્ય કરે છે પિયાનોનાં સૂર રંગભૂમિને ભરી દે છે. જોકીમ પણ બીજી છોકરીને લઈ નાચવા માંડે છે. ફરનીચરવાળા રૂમમા આડાઅવળા ફરતા ફરતા એ લોકો નાચતાં હોય છે. ત્યા પડદો પડે છે.)

## દૃશ્ય બીજું

[સમય : સાંજના પાંચેક વાગ્યાનો.]

[સ્થળ : જોન ડી'સુઝાનો સુવાનો ઓરડો. એમા પણ નવું ફરનીચર આવ્યું છે. પંદરેક દિવસ પહેલા જ ખરીદેલો એકદમ અર્વાચીન ઢબનો પલગ એક ખૂણામા પડયો છે. એની બાજુમા એકાદ ખુરસી ઉપર બેચાર ચોપડીઓ અસ્તવ્યસ્ત પડેલી છે બીજા ખૂણામા અર્વાચીન ઢબનો એક મોટો કબાટ ગોઠવેલો છે. બાથરૂમમા અને દીવાનખાનામા દાખલ થવાના બારણાઓને સરસ પડદાઓથી ઢાંકી દેવામાં આવ્યા છે.

પડદો ઊપડે છે ત્યારે આ બધી વ્યવસ્થામા અવ્યવસ્થા વ્યાપી ગઈ હોય છે. દીવાનખાનામાંથી ખેંચી આણેલી ત્રણચાર ખુરસીઓ ઉપર આલ્બન, જોકીમ, પીન્ટો વગરે જોનના મિત્રો ગોઠવાયા હોય છે પલગના ઓશીકાઓ આડાઅવળા પડયા છે. પલગ ઉપર બિછાવેલી રેશમી ચાદર સંકોચાઈ ગઈ છે, ફેંદાઈ ગઈ છે. પલગ ઉપર અર્ધભાન અવસ્થામા જોન પડયો છે. તેણે પહેરેલો નવો સૂટ પલગ ઉપર જેમતેમ આળોટવાથી સાવ ચોળાઈ ગયો છે તેના વાળનું તો કંઈઠેકાણુ જ નથી રહ્યું. તેના ચહેરા ઉપર ચારે તરફ તે આડાઅવળા પથરાયેલા છે. તેની આંખો લાલઘૂમ બની ગઈ છે. લગ્ન માટે ખરીદેલા નવા બૂટ પણ પલંગના ગાદલાને ખૂંદી રહ્યા છે

તે આમથી તેમ પડખા ફેરવતો દેખાય છે.

બધું શાંત છે. કોઈ કશું બોલતુ નથી.]

જોન : (ઓચિંતા જ) ઓ! મારી હેટ! મારી હેટ ખોવાઈ ગઈ એમાં જ આ બધી મોંકાણ વળી ગઈના? કોઈ દિવસ મેં હેટ ગુમાવી નથી (પથારીમાં અર્ધો બેઠો થઈ આડાઅવળા ચાળા કરતો)ના કોઈ દિવસ નહિ.

આલ્બન : (સહાનુભૂતિનો દેખાવ કરતો) તું શાંત પડયો રહે, જોન! કંઈ બોલ ના, બધું પતી જશે.

જોન : અરે, પણ મેરી મારી રાહ જોતી હશે. અને હેટ વિના હું ત્યાં જાઉં શી રીતે? મેં દારૂ પીધો છે એમ જ તે માને ના? અને દારૂ ન પીવાની તો મને પ્રતિજ્ઞા છે. આ તમે બધા છાકટા બન્યા છો, પણ હું એક ગ્લાસને પણ અડયો છું? સાચું કહેજે, આલ્બન, મેં એક ટીપું પણ મોંને અડાડયું છે?

(લાચારીથી તે બધા સામે જોઈ રહે છે.)

(જોકીમ ખુરસી ઉપરથી ઊઠી જોનની પાસે જાય છે. તેને ખભેથી પકડી સુવાડવાનો પ્રયત્ન કરતાં કરતાં)

જોકીમ : તું થોડો આરામ લઈ લે, જોન! બધુ થઈ રહેશે. જો, સૂઈ જા જોઉં!

જોન : (તેને ખંખેરી નાખી ઊભો થઈ જાય છે લથડિયાં ખાતો ખાતો) હું કોઈદિ દારૂને અડું નહિ. તમે બધાએ ખૂબ પીધો, ઢીંચી ઢીંચીને પીધો. મને બરોબર યાદ છે. પણ મારુ તો મન પણ ચળ્યુ નહિ. પણ–(વાળમા હાથ નાખી વાળને પીંખી નાંખતાં) પણ મારી હેટ કયાં મૂકાઈ ગઈ એ જ મને ખબર ન રહી ના? અને એના વિના મેરી પાસે જવાય પણ કેમ? (નાક ઉપર આંગળી મૂકી વિચાર કરતાં કરતાં) કયાં હશે? (એકેક પળ તેમજ ઊભો રહી કેં ઓચિંતું જ યાદ આવ્યું હોય તેમ) હા, હાં, યાદ આવ્યું. પેલા કબાટમાં રહી ગઈ લાગે છે.

(પાટલૂનના ખીસામાથી ચાવી કાઢી લથડિયા ખાતો ખાતો તે કબાટ પાસે જાય છે. બધા મિત્રો તેની પાછળ જ જોઈ રહ્યા છે. જોન કબાટ ખોલે છે. બન્ને બારણા ખોલી તેમાં નજર નાખે છે.)

જોન : આમાં તો કયાંય દેખાતી નથી. પણ આમાં જ હોય. બીજે કયાં જાય?

(પોતાના મિત્રો તરફ તિરસ્કારભરી દૃષ્ટિ ફેરવી) અને આ બધા તો છાકટા બન્યા છે એટલે એમની મદદ પણ કયાંથી મળે?

(બારીકાઈથી કબાટમાં જોઈ રહે છે. પાછું ઉત્સાહથી) હાં, હાં, બરોબર. (તાળી પાડે છે) પેલાં કપડાંઓની પાછળ મારી હેટબાઈ તો સંતાઈને બેસી ગઈ હશે! આજે એ નહિ ચાલે મારી હેટબાઈ. (ઊંચે સાદે, પ્રફુલ્લિત રીતે) આજે તો મારા લગ્નનો દિવસ છે. આજે તો (આનંદમાં નૃત્યનાં એકબે પગલા ભરી, લથડિયા ખાતો) મારી મેરીને (બાથમાં લેવાનો અભિનય કરી ચુમ્બન ઉગાડે છે). ચાલો આવો જોઉં બહાર

(કબાટ પાસે જઈ અંદરથી એક પછી એક કપડાં લઈ જેમ આવે તેમ બહાર તે ફેંકતો જાય છે. ચારે બાજુ કપડાં વેરાઈ રહે છે. અંદર કયાય હેટ દેખાતી નથી.

(ત્યાં બારણા પાસે પગલાંનો ધબકારો થાય છે. દીવાનખાનામાં લઈ જતા બારણાનો પડદો ઊંચકાય છે અને મેરી દાખલ થાય છે.

(આજે મેરીનો દેખાવ સાવ બદલી ગયો છે. તેણે પરણનાર કન્યા પહેરે એવાં કપડાં પહેર્યાં છે. તેના ચહેરા ઉપરથી લોહી સાવ ઊડી ગયું છે. તેની આંખોમાં નિરાશાની અને અકથ્ય દુઃખની લાગણીઓ તરી આવેલી દેખાય છે. તેના હોઠ કંપી રહ્યા છે પણ મક્કમ નિશ્ચયબળની છાયા તેના ઉપર દેખાઈ આવે છે,

(આ બધી ધાંધલ જોઈ તે બારણામા જ અટકી જાય છે. પગલાંના અવાજથી ચમકી જોન તે બાજુ ફરે છે. મેરીને જોતાં હર્ષથી તેના તરફ ધસતાં)

જેન : ઓ મેરી ડાર્લિંગ! તું યે આવી પહોંચી કે?

(મેરીને પોતાના હાથમાં લેવાનો પ્રયત્ન કરે છે. મેરી તેનાથી અભડાતી હોય, ગભરાતી હોય તેમ બાજુમાં ખસી જાય છે. એક લથડિયું ખાઈ ગાંડ જેન સીધો થાય છે. મેરીના મુખ ઉપર તિરસ્કાર સ્પષ્ટ દેખાઈ આવે છે.)

મેરી : (ગુસ્સાથી થથરતા હોઠે) બસ, આ જ તારું નિશ્ચયબળ કે? આ જ તારું વચન કે! એક લગ્નના દિવસે પણ દારૂ વિના ન રહી શક્યો?

(ઓચિંતી જ તેની નજર ખુરશી ઉપર બેસી ગયેલા બીજા મિત્રો તરફ જાય છે. આલ્બનના ચહેરા ઉપર વિજયની છાપ તે સ્પષ્ટ ઉકેલી શકે છે.)

(આલ્બન ઊભો થાય છે. મેરી પાસે જાય છે અને જાણે જેન તરફ સમભાવ બતાવતો હોય તેવી રીતે કહે છે)

આલ્બન : એમાં એનો વાંક નથી મેરી! કોઈક વાર જ આવું તો બની જાય! તું તેનો તિરસ્કાર ન કરતી!

(જેન પાસે જઈ આલ્બન તેની પીઠ થાબડે છે.)

જેન : (આલ્બનના શબ્દો વાગોળતો) એમાં મારો વાંક નથી, મેરી, એમાં મારો વાંક નથી. (છૂટક છૂટક) મારો વાક નથી. મારી હેટ જ આ લગ્નને દિવસે ખોવાઈ ગઈ એમાં હું શું કરું? કોઈ દિવસ નહિ અને આજે જ! આ કબાટ અને દીવાલની વચ્ચે છુપાઈને બેઠી હશે?

(નીચો નમી કબાટની નીચે જોવા માંડે છે. પીન્ટો એને ઊભો કરે છે.)

મેરી : (ગુસ્સાથી) તારી હેટ અને તું બન્ને જહાન્નમમાં જાઓ. મારે કોઈનું કામ નથી. પણ (જરા કોમળતાથી) પણ જેન, તને આજે જ દારૂ પીતાં કંઈ વિચાર ન આવ્યો?

જેન : (ડાહ્યો બની, ખાનગીથી) પણ મેં દારૂ ક્યાં પીધો છે, મેરી? તને આપેલું વચન હું ભૂલી જાઉં? દારૂ તો આ બધાએ પીધો, ખૂબ જ પીધો, પ્યાલાઓ ભરીભરીને ગટગટાવ્યો, અને હવે ભાન ભૂલી છાકટા થઈ બેઠા છે તે મારી હેટને આ કબાટ પાછળથી શોધી આપવાની એમની શક્તિ પણ નથી રહી. ઊઠો, દોસ્તો, એ તો એ અસર હમણાં જ નાબૂદ થઈ જશે.

(ઉન્મત્ત બની) આવ મારી મેરી, મારા હોઠ તારે માટે તલસે છે. તારા હૃદય ઉપર માથું ઢાળી મને આરામ લેવા દે. (મેરી તરફ ધસે છે. મેરી બે હાથોથી હડસેલી તેને દૂર રાખે છે.)

આલ્બન : (ધીમેથી, મેરીને) એને બસ હેટનું જ ગાંડું ભરાયું છે. બપોરથી એ હેટ વિષે જ લવ્યા કરે છે અને બીજું કશું કરતો નથી. બીજી હેટ ખરીદી લેવાની પણ અમે એને સૂચના કરી પણ એ તો કંઈ સાંભળતો જ નથી.

(ફરી પાછો કોઈ સિદ્ધાંત સિદ્ધ થયો હોય એ રીતે, ખૂબ જ ધીમેથી) અને મેરી, હું તને નહોતો કહેતો! દારૂની લત એમ કંઈ નાબૂદ થાય તેવી છે?

(તેના હોઠના ખૂણામાં અને આંખોમાં ઇર્ષ્યાને અંગે મેળવેલો વિજય ચમકી ઊઠે છે. મેરી તે જોઈ શકે છે.)

મેરી : મારે કે નથી સાંભળવુ આલ્બન હું બધું સમજી શકુ છું (ઓચિંતા ગુસ્સાથી) અને હું તમને બધાને ઓળખુ છું. તારી માગણીઓને મેં વારવાર નકારી એનું આ ફળ છે તેમાં મને શકા છે એમ તું ધારે છે? અને પેલા છોકરાને મને બોલાવવા મોકલ્યો. તેમાં પણ તારો ઉદ્દેશ શો હતો? જોનની દુર્દશા હું મારી નજરે જ મારા લગ્ન પહેલાં કલાક પહેલાં જ જોઈ લઉં એ જ કે બીજો કૈં? પણ હું પરણવાની જ નથી. એને પણ નહિ ને કોઈને નહિ.

(તે રોઈ પડે છે.)

જોન : (ઓચિંતા મૂર્છામાંથી જાગ્યો હોય તેમ) અરે એમાં રૂવે છે શું મેરી? (તેનાં આંસુ લૂછવા તેની પાસે જતાં જતા) આ મારી હેટ મળી એટલે હું તારી સાથે ચાલ્યો. અને પછી તો તું અને હું: the Sun and the Star La lalalala .....(મેરીની પાસે આવતાં મેરી જોરથી તેને ધક્કો મારે છે. જોન પડી જાય છે મેરી ભયથી તે તરફ જોઈ રહે છે. આલ્બન ખડખડાટ હસી પડે છે.)

આલ્બન : (હસતાં હસતાં) જોકીમ, પીન્ટો, જુઓ જુઓ આ આપણી સૌન્દર્ય-રાણી મેરી અને (પડેલા જોન તરફ હાથ ચીંધતાં) આ તેનો પતિદેવ, આદર્શો સેવતો અને પ્રતિજ્ઞાઓ પાડતો, મેરી માટે તો સ્વર્ગને પણ તુચ્છકારતો, મારા તમારા કરતાં અનેકગણો ચડિયાતો આશાસ્પદ જુવાન. (ગંભીરતાથી મેરીને, તિરસ્કારથી હોઠ મરડી) અને તારે પણ જ્યારે સત્ય જ જોઈએ છે તો તુયે સાંભળી લે.

(ખુંખારો ખાય છે. અત્યાર સુધી નિશ્ચેષ્ટ પડી રહેલો જોન સળવળે છે, અને કદાચ પહેલી જ વાર ધ્યાનથી સાંભળે છે.)

તને મેળવવા મેં મારાથી બનતું બધુંયે કરી જોયું. વર્ષો સુધી એ એક જ ઇચ્છાએ મારાં કાર્યો પ્રેર્યાં. એ એક જ ધ્યેયે મારી વર્તણૂક ઘડી. પણ, પણ......(કટુતાથી) હું તને લાયક ન લાગ્યો. મારામાં તને આદર્શોની ખામી જણાઈ. હું તો તને એક અર્વાચીન વાતોડિયો, મોજિલો, બિનજવાબદાર જુવાનિયો જ દેખાયો. અને એ બધી ઉણપો તને આ (જોન તરફ હાથ બતાવી) દારૂડિયામા, મન ઉપર જરા પણ સંયમ વિનાના, લગ્નને દિવસે જ હું, જોકીમ, પીન્ટો બધા "હવે બસ, જોન; હવે બસ, જોન" કરતા રહ્યા છતાં ગ્લાસ ઉપર ગ્લાસ ઢીચી છાકટા બનતા જતા જોનમાં પુરાતી દેખાઈ. મારી તરફ શુષ્ક બની જતી તારી આંખોમાં એના તરફ કેટલો પ્રેમ છલકાતો?

(થોડીવાર થોભી જઈ. મેરી બધો વખત એક ધ્યાને, મટકું પણ માર્યા વિના તેની સામે જોઈ રહી હોય છે. ફરીથી)

છેલ્લે તે દિવસે અહીં આપણે નૃત્ય કર્યું ત્યારે મેં સામે ઊઠી તારી સાથે છેલ્લી વખત નાચી લેવા માગણી કરી ત્યારે પણ તારા હાથ કેટલા ભાવહીન રીતે મારા હાથોમાં બીડયા હતા? અને એ બધો વખત અમીનીગળતી તારી આંખો તો તારા જોન ઉપર ચોટેલી જ હતી. તો હવે જોઈ લે એ તારો જોન!

(જોન બેઠો થવા પ્રયત્ન કરે છે. પાછો લોટી જાય છે.)

મેરી : તે તેં એનું વેર લીધું એમ ના? એ જ તારો પ્રેમ ના?

આલ્બન : પૂછ આ લોકોને. જોકીમ, પીન્ટો, આપણે બધાએ તો જોનને દારૂ પીતો વારવાને કેટલા પ્રયત્નો કર્યા હતા? છતાં તે જરા પણ માનતો હતો?

જેકીમ : નારે ના, એ તો ઢીંચ્યે જ જતો હતો.

પીન્ટો : ઊલટું અમને તે વધારે પીવા આગ્રહ કરતો હતો, અને મૂર્ખ હજી એમ જ માને છે કે અમે જ પીધેલા છીએ અને ભાઈસાહેબ તો તદ્દન નશારહિત છે.

( આ બધી વાતો દરમિયાન જોન ઊભો થઈ ગયેલો હોય છે અને આખા દશ્ય દરમ્યાન પહેલી જ વાર સંપૂર્ણ ભાનમાં આવી ગયો હોય તેમ લાગે છે. )

જોન : ( મેરી તરફ જોઈ ) એ બધું જૂઠુ છે મેરી, બધું જૂઠું છે. હવે મને બધું બરોબર યાદ આવે છે. આજે મારા લગ્નનો દિવસ હોઈ આ બધા મારા મિત્રો મને હોટેલમાં લઈ ગયા. અમે ખૂબ ખાધુ પીધું, મઝા ઉડાવી. અને છેવટે આ આલ્બને સૂચના કરી કે હવે થોડો થોડો સેમ્પેન પી બધાએ વીખેરાઈ જવું. મારે તો પ્રતિજ્ઞા હતી; મેં ના પાડી. બધાએ, આલ્બને તો ખાસ, આજના દિવસ માટે જ એ પ્રતિજ્ઞાના અર્થને ઢીલો કરવા મને ખૂબ વિનતી કરી. આટલા વર્ષોના અભ્યાસીને એકબે ગ્લાસ કૈં ચઢવાના નથી તેમ પણ કહ્યું. અને અત્યંત આગ્રહને વશ થઈ, મારા તરફ ઢળતી તેમની પ્રેમભરી મુખમુદ્રાઓ જોઈને એ કમભાગ્ય પળે હું તેમનું માની ગયો. જગ તાણાતાણી કરતાં એકના બે પીવાયા. જૂનો સ્વાદ ફરી આકર્ષક લાગતા બધાના આગ્રહને હું નકારી ન શક્યો. અને હું પીવા જ લાગ્યો. પછી તો મને ભાન જ ન રહ્યું. અને મારી હેટને, અને એ રીતે માથાના સર્વોત્તમ મુકુટ સમી મારી મેરીને મેં ગુમાવી.

આલ્બન : (વાંધો ઊઠાવતો ) તું જ અમને આગ્રહ કરતો હતો જોન. અમે બધા જૂઠ્ઠા અને તુ સાચો ?

જોન : ( દુઃખથી ) તારી ઈર્ષ્યાએ મારી જિંદગીમાં દાવાનળ સળગાવ્યો. છતાં આટલી નાની બાબતમાંયે શા માટે જૂઠુ બોલ્યે રાખે છે, આલ્બન. મેરી તો મારી મટી જ ગઈ. એ હા પાડે તોયે હવે હું તો તેને મને પરણવાની ના પાડું. ( પલગ તરફ જતાં જતાં ) હું તેને લાયક જ નથી રહ્યો.

( ઓચિંતો ગુસ્સાથી ) ચાલી જાવ, તમે બધા મને તમારું મોઢું કદિ પણ બતાવશો નહિ.

( કોમળતાથી, મેરીને ) મેરી, મને માફ કરજે હોં !

( આલ્બન, પીન્ટો વગેરે પોતપોતાની હેટ ઉપાડી ચાલ્યા જવા કરે છે. )

આલ્બન : ( જતા જતાં ) ત્યારે હવે તારાં લગ્ન તો આજે નથી થવાના ના, જોન !

જોન : આજે શું કોઈ દિવસ નથી થવાના.

મેરી : ( અત્યંત દુઃખથી, ધીમા અવાજે ) તારી બધી મનોકામના તો સિદ્ધ થઈ ના આલ્બન ? ( હોઠ પીસી ) હું તને અંતઃકરણપૂર્વક ધિક્કારુ છું.

( એ લોકો ચાલી જાય છે. મેરી ડૂસ્કુ રોકવાનો પ્રયત્ન કરે છે પણ રોકી શકાતું નથી. પડદા તરફ ફરી, રોતા રોતાં )

મેરી : અને હવે તો હું પણ કોઈ દિવસ પરણી જ નહિ શકું ......

(દોટ મૂકી તે ચાલી જાય છે. )

( પલગ ઉપર એક બાજુ બેસી ગોદડું ઉપર હાથ રાખી, મોંને હાથથી દબાવતો, અને વિખરાયેલા વાળોને ચૂંથતો જોન પલંગ બેઠો રહે છે, ત્યાં—

પડદો પડે છે.

# જીવન સન્ધ્યાને

અમીદાસ કાપડિયા

શાં શાં લાવે સોણલાનાં તારા
પાલવમાં કહે રૂપ?
સૂના મારા મંદિર, સૂના
ચન્દન દીપ ને ધૂપ;
ક્ષિતિજમાં મીટ મેં માંડી,
બધી મનધારણા છાંડી. ૧

લોચન ઝંખતાં દર્શન તારા
ઝંપે નહિ ક્ષણવાર;
આવરે મારગ મેઘનાં મંડળ,
ઘૂમતા ઘોર અન્ધાર;
જીવનભર ઝંખના રાખી,
પડી મારી દીવડી ઝાંખી. ૨

દૂર, સુદૂર સમુદર ઊછળે,
મોતીડાંની રચે માળ,
નાચે રાચે રંગ તરંગો,
ગુંથે સુંવાળા વાળ.
ઊડે જ્યાં તેજફુવારા,
આઘે રૂડા વાસ એ તારા. ૩

જુગજુગથી આ બારણાં રાખ્યાં
બંધ હવે તો ઉઘાડ,
પડદાંના પટ આઘાં ખસેડી
મુખની શોભા બતાડ.
જોવાં મારે લોચને તારાં,
સોનેરી સોણલાં ન્યારાં. ૪

શા શા ભેદ ઊંડા તારા આભમાં ?
અંતર શા શા ઊજાસ ?
જીવનસન્ધ્યા ! રંગ સોહામણું,
શા શા ઉર ઉલ્લાસ ?
ચૂવે તારી ચુંદડીના નવરંગ;
જુવે મારી આંખડી થાતી દંગ.

કોમળ તારા કુમકુમ રંગ્યા
હળવે ફેરવી હાથ,
ઘેન ચડ્યાં ઉતારજે મારાં
આંખલડીનાં અનાથ;
મુલક નવા ન્યાળવા મારે
આવી ઊભી નાવડી આરે.



# કૃતજ્ઞતા અને નસીબવાદ

મગનભાઈ દેસાઈ

માણસ માણસ વચ્ચેના વહેવારમાં અને કુટુંબ કુટુંબ વચ્ચેના કૃતજ્ઞતા એ ધર્મ મનાય છે, આવશ્યક સદ્ગુણ લેખાય છે. કોઈને કૃતઘ્ન કહેવુ એ ગાળસમાન લાગે છે. 'ગરજ મટી એટલે વૈદ વેરી' એ લોકોક્તિ હીનતાવાચક સમજાય છે. આમ છતાં વર્ગ વર્ગ વચ્ચે, દેશ દેશ વચ્ચે, પક્ષ પક્ષ વચ્ચેના સામુદાયિક વહેવારમા તે કેવી રીતે પળાય છે? ત્યાં આગળ આપણે કૃતજ્ઞતાને યાદ કરીએ છીએ ખરા?

એક મિલમાલેક આગળ પરદેશી વસ્ત્રના વેપારીએ દલીલ કરી, "જુઓ, મહાસભાના આદેશને લીધે અમે તો મરી ગયા. પણ તમે તો ભુગળા વધારતા જ જાઓ છો."

મિલમાલેકે આનો જે જવાબ આપ્યો તે એક રીતે વિલક્ષણ છે પણ બહુ સામાન્ય જેવો લાગે છે. તેણે કહ્યું, "આપણે રસ્તા પર ચાલીએ ત્યારે પગ નીચે આવતી કીડી જ ચગદાય, બાજુએ રહેલી બચી જવાની. એમા આપણે શુ કરીએ?"

એકમેકમાં સંકળાઈને ચાલતા સમાજમાં કોઈ એમ તો ન જ કહી શકે કે મારી સંપત્તિ મેં જ સંપાદન કરી છે. સમાજબળના પ્રવાહમાં જેટલુ અજ્ઞાન, અવિચાર, સ્વાર્થ હશે તેટલાં અસમાનતા અને દુઃખરૂપે દેખાવાનાં જ તે એટલા બધાં પરોક્ષ રીતે નીપજે છે કે તેને બુદ્ધિમાં ઉતારવા ઉપરના જવાબમા બતાવેલા નિયતિવાદ જેવી યુક્તિ યોજવામાં આવે છે. મૂડી અને મજૂરીની અસમાનતા સમજાવવા એક આવી દલીલ કરવામાં આવે છે કે જે નદીની લગોલગ રહેતા હોય તેમને તો વધારે પાણી જ મળે એ સમજાય એવી બીના છે. આ પણ ઉપર જોયો તેવો નિયતિવાદનો જ પ્રકાર છે. નદી કિનારાવાળો એમ નથી સમજતો કે તેનાથી દૂર રહેલા લોકને જ આભારી પોતાનું સ્થાન છે. એને બદલે એ તો આવો એકાદ યુક્તિવાદ ગોઠવી કાઢે છે.

કોઈને શા માટે દાન કરવુ? દુઃખીની મદદે શા સારુ ધાવું? તેના નસીબ અનુસાર તે પામે તેમાં આપણે શા સારુ આડે આવીએ? ઈશ્વરી સંકેતમાં વિઘ્ન ન નંખાય. આવી આવી રૂપાળી દલીલ કરનારા પણ ઘણાએ સાંભળ્યા હશે. ધાર્યો પાસો નાંખી શકનારા લોકો જ આવો શબ્દપ્રપચ રચતા લાગે છે. તેમને એમ નથી સૂઝતું કે તેમનુ મદદે ધાવું એ પણ શા સારુ ઈશ્વરી સંકેત ન હોય? પણ બને છે એમ કે એ નથી જ સૂઝતું. ઉત્પત્તિનાં સાધનોની આકાશ ધરતી જેટલી અસમાન વહેંચણી હોવા છતાં આજના લોક એમ આશ્વાસન નથી મેળવતા કે દરેકને જોઈએ એટલુ કમાવાની, ધારે તેટલો મોટો થવાની પૂરી છૂટ છે? આવી નિષ્ઠુર મશ્કરી પણ આપણને સાચી વાત લાગે છે, કારણ કે આપણે સામુદાયિક કૃતજ્ઞતાનો સમાજધર્મ, સ્વાર્થ આગળ, ભૂલી જઈએ છીએ.

આવી ભૂલનો દાખલો જોવો હોય તો સનાતનીઓની અસ્પૃશ્યતા સંબંધી માન્યતા. ગાંધીજી જેવા અસ્પૃશ્યો વિષે આ પ્રમાણે કૃતજ્ઞતાપૂર્વક વિચારેઃ—"અંત્યજ એ 'હરિજન' છે,......અને આપણે 'દુરિજન' છીએ. એણે આપણે સારુ પાયખાનાં સાફ કર્યાં, એણે મરેલાં ઢોરનાં ચામડાં ઉતાર્યાં છે, એણે આપણને ખાદી પહેરાવીને આપણી લાજ ઢાંકી છે,......" (ન. જી. તા. ૯-૮-૨૧) અને એ ખોટું તો નથી જ. પરંતુ, સનાતની હિંદુ કહેશે, "અસ્પૃશ્યનો જન્મ નસીબમાં આવ્યો એટલે આવાં દુઃખો ભોગવે એમાં શી નવાઈ!"

રાજપ્રકરણી બાબતોમાં પણ આવી કૃતજ્ઞતાનો અભાવ જ્યાં ત્યાં જોવા મળે. દેશ દેશ વચ્ચે મૈત્રી કેવી રીતે બંધાય છે અને કેવી રીતે તૂટે છે, આજે મિત્ર તે કાલે દુશ્મન કેમ બને છે, એ બધુ એના પુરાવા માટે બસ છે. આ તો ઠીક પણ વ્યક્તિને પણ દેશ ભૂલી જાય છે અને તેની સેવાની કદર કરવાને બદલે તેને મારવા કે ઉતારી પાડવા પ્રેરાય છે એ તો સામાન્ય વસ્તુ હોય છે. રશિયાનો ક્રાંતિવિધાયક ટ્રોટ્સ્કી, અને અનેક તેના જેવાની દશા યાદ કરો. એ જ વસ્તુને વખોડી કાઢવા 'હિંદ સ્વરાજ'માં અધિપતિનો આ જવાબ છેઃ

"જે જુવાનિયા પોતાનાં માબાપની હઠી પ્રકૃતિથી કંટાળે ને તેઓ પોતાની સાથે ન દોડે તો ગુસ્સે થાય, તેઓ પોતાનાં માબાપનો અનાદર કરે છે એમ આપણે માનીએ છીએ, તેમ જ પ્રો. ગોખલે આપણી સાથે નહિ દોડે તેથી શું થયું? સ્વરાજ ભોગવવા ઈચ્છતી પ્રજા પોતાના વડીલોનો તિરસ્કાર કરી શકતી નથી. આપણામાંથી માન આપવાની ટેવ જાય ત્યારે આપણે નકામા થઈ પડવાના."

(હિંદ સ્વરાજ પ્રકરણ ૧ પાનું ૮)

તત્ત્વજ્ઞાનમાંથી આ વિષયનો દાખલો લેવો હોય તો કાર્લ માર્ક્સના નિયતિવાદનો આપી શકાય. તેણે પોતાના ત્રિપદી પ્રગતિવાદમા (Dialectics) જણાવ્યું કે, વાદમાંથી પ્રતિવાદ નીપજીને તેમાંથી સમન્વય થાય છે. તે પાછો વાદ બની પ્રતિવાદ જન્માવી નવો સમન્વય આણે છે અને એમ ઇતિહાસની ઘટમાળ ચાલે છે; અને આ ઘટમાળ હિંસાબળથી જ ચાલતી આવી છે અને ચાલવી જોઈએ આજે મૂડીવાદ ચાલે છે તેમાંથી મજૂરવાદ જન્મશે એમ તેણે ભાખ્યું અને મજૂરે તો આ નિયતિને વશ થવાનું જ રહે છે. પરિણામે મજૂરવર્ગ મૂડીવાદનું સમાજ પર ઋણ ભૂલી ગયો અને તેનું નિકંદન જ કરવા પ્રેરાયોઃ સમુદાય પ્રત્યે કૃતજ્ઞતા બતાવવાની ગડભાગમાં પડવા કરતા નિકંદનનો આ સહેલો માર્ગ સ્વીકારાયો.

જો ગીતાને ઐતિહાસિક માનીએ તો તેમાં પણ આવા જ નિયતિવાદની ગંધ નીચેના શ્રીકૃષ્ણના કથનમાંથી નથી આવતી?

મયૈવૈતે નિહતાઃ પૂર્વમેવ
નિમિત્તમાત્રં ભવ સવ્યસાચિન્ ।

(હે અર્જુન, આ (લોકો) તો પહેલેથી જ મારા મરાઈ ચૂકેલા છે. તું તો નિમિત્તમાત્ર બન) અર્જુનમાં જે કોમળભાવ છે તેનો આમ કહીને શ્રીકૃષ્ણે છેદ ઉડાડ્યો એમ કહી શકાય.

આજે દુનિયામાં નાનાં નાનાં મંડળો મટી જઈને જ્યાં ત્યાં મોટા સમુદાયો ઊભા થાય છે. જીવનની નાની લાગતી વાતો પણ જગતના મોટા પ્રશ્નો સાથે સંકળાતી જાય છે.

પરિણામે એક જણની જવાબદારી કેટલે સુધી પહોંચે છે તેનો વ્યાપ ચોખ્ખો નથી જણાતો. કૃતજ્ઞતા અને ખાનદાની જે કુટુંબવ્યવહારમા શક્ય હોય છે તે, આ કારણથી, સમુદાયમાં નથી બનતી. એથી તો મોટા આર્થિક પ્રશ્નોમાં સ્વૈરવાદ (Laisse Faire) જેવા ઘાતુક સિદ્ધાંતની હયાતી શક્ય થઈ હતી પરતુ એ શક્ય ન કરાય તો સંસ્કૃતિને કેમ સાચવવી એ પ્રશ્ન છે. સમુદાય સમુદાય વચ્ચે પરસ્પર ભાવ છે એ જ્ઞાન પર જો સમાજરચના અને વ્યવહાર નહિ ગોઠવાય તો યુદ્ધ, વર્ગ વર્ગ વચ્ચે કલહ (class war) અનિવાર્ય થવાનાં. ઇષ્ટની જેમ અનિષ્ટ પણ પરસ્પરાવલબનથી જ નભે છે અને આજે અનિષ્ટ લાગતી વસ્તુ કાલે ઇષ્ટની જનક હતી. એટલે એના પ્રત્યે કૃતજ્ઞતા આપણને એમ શીખવે છે કે એકાદ નિયતિવાદ વિચારી કાઢી તેનું નિકદન નહિ, પણ તેનો અસહકાર—આપણા અવલબનને પાછું ખેંચી લેવું—એ જ એને દૂર કરવાનો ઉપાય છે. અને સાથે સાથે એના પ્રત્યે સાચી સેવા છે. આપણા દેશમાં સત્યાગ્રહ જો આપણે સફળ કરી બતાવીએ તો આ દિશામા તેની ભારે અસર થવી જોઈએ એમ દુનિયાનો મત બંધાતો જાય છે. તેની સાથે આપણી જવાબદારી પણ વધે છે.



# ऋग्वेदने—

જયાનન્દ દવે

સરો કવન દૂબળાં ક્ષણજીવી;—ખસો સિદ્ધ સૌ
મહાકવિ તણી અપૂર્વા રસની પ્રસાદી બધી;
રહો દુર, જરી બધા યુગયુગાન્તરો કાળનાં;
ચહું પ્રણમવા સનાતન, સુભવ્ય ऋग्वेदने !.....૪

કયહાં મનુજ બુદ્ધિજન્ય કવિતા તણી અલ્પતા,
અમર્ત્ય, મહદોજ, ભવ્ય તવ કાવ્યધારા કયહાં?
સુઘોષિત, અપૌરુષેય સ્વર રે! ઉદાત્તાદિ કયાં,
અગેય પદબદ્ધતા મનુજકાવ્ય કેરી કયહાં?......૮

ત્હમે ન હત તો,—અહા! સકળ કાવ્યસિદ્ધાન્તનું
સમર્થન થતે ય શે? ભભકવન્ત કાવ્યો બધાં
અસંભવિત; કાલિદાસ, ભવભૂતિના રહેત; ને
વિકાસ નવ થાત ધર્મ, ફિલસૂફિનો યે કદિ !....૧૨

સમસ્ત ફિલસૂફિ, ધર્મ, કવિતા તણા આદિ ઓ!
ત્હને પ્રભવસ્થાનને પ્રણમી નિત્ય ગાતો રહું !...૧૪

# સુખદુઃખનાં સાથી

પન્નાલાલ પટેલ

'કોઈ આંધળીને પાઈપૈસો આપો માબાપ!' ફૂટપાથની ધાર પર બેસી એક બાઈ પોકારી રહી હતી.

'માબાપ, કોઈ લૂલાંલંગડા પર દીયા કરો બાપ!' બાજુમાંથી એક બેઉ પગે લંગડાનો અવાજ આવ્યો.

'કુણ્ જાણે નખ્ખોદિયાં ક્યાથી ટળે છે? જ્યાં જઉં છું ત્યાં કેડે ને કેડે...' બબડતી બબડતી પેલી આંધળી બાઈ ઊઠી અને દીવાલનો ભોમિયો બનાવી ચાલવા લાગી.

'એ બેસ બેસ. હું જઉં છું.' પેલા અપગે ઢમેડાતાં કહ્યું.

'તારા બાપનો રસ્તો છે? એને બદલે, આવું કહેનાર આ પહેલું જ માણસ સાંભળતાં, તે બાઈને મશ્કરી લાગી. આસ્તે આસ્તે ચાલતાં તેણે કહ્યું, 'જવું' તું ત્યારે તારું મૂળ જવા અહીં પાસે ધલાણો' તો?'

'ના ના, ખરું કહું છું બેસ.' લંગડાએ કહ્યું અને પછી હસતાં હસતાં ઉમેર્યું: 'અમથું ગયેલા મૂળનું મૂળ હું કામ કાઢે છે.' એટલામાં રસ્તે જતા એક ધાર્મિક માણસને દેખતાં એનો અન્નપૂર્ણા જેવો વાડકો ધરતા બોલી પડ્યો. 'લંગડાને કાંઈ આલો માબાપ!'

'આંધળીને પાઈપૈસો આલો માબાપ!' કહી બાઈએ પણ ઝટ પીઠ ફેરવતાં વાડકો ધર્યો; પેલા શેઠે લંગડાના વાડકામાં પાઈ નાખી. ખણ્ખણાટ સાંભળતાં પાછી પેલી બાઈ આર્જતી રહી. શેઠને ચાલી જતા જોઈ લંગડાએ ભલામણ કરી, 'આ આંધળીને આલતા જાઓ શેઠ!'

શેઠને દયા આવી, અને પાછા ફરતાં ખીસ્સામાંથી પાઈ કાઢતાં કાઢતાં પૂછ્યું, 'અલ્યા તારી બૈરી છે?'

'હઆં માબાપ!' લંગડાથી બોલી જવાયું, અને પેલી બાઈ કાંઈ કહેવા જાય તે પહેલાં તો વાડકામાં કશુંક ખખડ્યું. શબ્દો જીભ પર જ રહ્યા. ગુસ્સો વાયરે ભળ્યો.

શેઠના ગયા કેડે, દૂર દૂર નજર દોડાવી લઈ લંગડાએ હજુ ઊભી રહેલી એ બાઈને વળા કહ્યું: 'લે બેસ, જઉં છું.'

પેલી બાઈ બેઠી, અને લંગડાના ખસવાનો અવાજ આવતાં બોલી: 'બેસને હુંય. કાંઈ મારા કરમમાંથી થોડું લઈ લેવાનો છે?'

'પણ પાછી મૂળ કાઢે તો?'

'તું તો કે'તો તો ને મૂળ રે'વા દરખુ તો આઈ નથી?' સહેજ મોં મલકાવતાં બાઈ બોલી, અને પછી પેલા શેઠને કહેલું યાદ આવતાં મોં ચઢાવી ઉમેર્યું, 'જો પામો પેલા શેઠને કહ્યું એવું ફરી કે'તો!'

'અરે ગાંડી, એમ કહ્યું તો પાઈ મલી. એમાં તારું શું ગયું?'

બાઈએ તેના તરફ ફક્ત ડોકુ ફેરવ્યુ. લગડાએ એની નામની પાંપણો પરથી પારખ્યું, કે એ અંધ આખોમા મોહિની છે

પછી પેલીએ એનું કામ શરૂ કર્યું, 'આંધળીની કોઈ દીવા-કરો માબાપ. કોઈ પાઈપૈસો........'

'શુ કામ મોંઢુ દુખાડે છે? કોઈ આવતુ હશે તો હુ કાઈ નહિ બોલુ? એટલે તુંય બોલજે.'

બાઈને પણ એ વાત ગમી. છતાય રોજની ટેવ પ્રમાણે બોલી જવાતું હતું. અને જ્યારે પેલો લગડો બોલતો ત્યારે વળી બમણા વેગે બોલતી.

એમ કરતાં અંધારૂ પડયુ પેલી બાઈ ઊઠી ચાલવા લાગી.

'ક્યાં જઈશ? તારે ક્યાય ઠામ ઠેકાણુ છે?' લગડાએ પૂછ્યુ.

'તારે શી પચાત જઈશ મારે જ્યાં જતી હઈશ ત્યા. ભિખારીને વળી ઠામ ઠેકાણાં શાં!' ચાલતાં ચાલતાં તે બોલી. જવાબની આશા હતી પણ વ્યર્થ ગઈ.

લગડો કઈ ન બોલ્યો. તેણે પણ હમણાં બેચાર દિવસથી ગણેલા નવા ઘર તરફ સરકવા માંડયુ.

બીજે દિવસ સૂર્યના આવતાં પહેલાં લગડો, પેલા ઠેકાણે આવી બેઠો, અને પેલી બાઈની પ્રતીક્ષા કરવા લાગ્યો થોડીવાર કેડે દૂરથી તે બાઈ આવતી દેખાઈ. લગડાએ બમણા વેગે ઘાંટો પાડચો, 'કોઈ દીયા કરોરે શેઠ! કોઈ લગડાને પાઈપૈસો...'

પેલી બાઈ પણ તેનાથી થોડે છેટે બેસી દયાળુઓને આર્જવી રહી

બપોર ચઢ્યે, ઘરાકોની અવરજવર ઓછી થતાં, લગડાએ તે બાઈ તરફ સરકતાં પૂછ્યું, 'કેટલા પૈસા આવ્યા?'

'એક આનો ને બે પાઈ. તારે કેટલા થયા?' બાઈએ પૂછ્યુ.

'મારે તો એક આનામાંય બે પાઈ ઘટે છે.' ત્યાં સેરો તો લગડો છેક પાસે આવી લાગ્યો હતો.

થોડીવાર ચૂપકીદિ છવાઈ.

'તારું નામ શુ?' લગડાએ પૂછ્યુ.

'તારે શુ કામ છે? તારું નામ કે'ને?'

'મારુ નામ તો ચમનો.'

'ત્યારે મારુ નામ જમની' કહી જમનીએ તેના તરફ મોં ફેરવ્યું

ચમને, જમનીના મોં પર હાસ્ય જોઈ હિંમત કરી કહ્યું, 'જમની કરતાં ચમની નામ રાખ.'

'તારું જ જમનો રાખને?'

એટલામાં ચમને બેચાર ઘરાક જેવા આવતા ભાળી બોલવા માડયુ, 'લંગડાને કોઈ...'

'આંધળાને કોઈ ...!' જમનીએ પણ બોલવા માંડયુ

બપોર નમતાં બેઉ જણે બબ્બે પૈસાના ચણા લઈ લારીવાળાને ખટાવ્યો.

સાજ પડતાં પાછો દિસાબ કિતાબ કર્યો અને જવાની તૈયારી કરી. જતાં જતાં ચમને પૂછ્યુ, 'કાલે અગ્યારસ છે, ભદ્રકાળી માતાએ આવીશ?'

'હુ શી રીતે આવુ? ક્યાય ભૂલી પડુ તો?!'

'તું અહીં આવજે, પછી આપણે બેય જઈશું.'

'સારું' કહી જમનીએ ચાલવા માંડ્યુ.

બેઉના ઉપર કાળનો કુહાડો તો બહુ નહોતો ફર્યો; હશે, અઠ્ઠાવીસ ત્રીસની આજુબાજુ. પણ ભૂખના કુહાડાએ અંગને વેરણછેરણ કરી નાંખ્યુ હતુ.

પાછો દિવસ ઊગ્યો, ને લગડો તે રસ્તા પર આવી જમનીની રાહ જોતો બેઠો. થોડીવાર કેડ જમની પણ આવી લાગી.

'જો મારી પાછળ પાછળ આવ્યા કર' કહી ચમન ખસવા લાગ્યો રોજ જે રસ્તો કાપતાં ઘણીવાર થતી, તે આજ તેનાથી ઝટ ઝટ કપાઈ જતો હતો—આજ એને ચાલ પર કાબૂ રાખવો પડ્યો. રસ્તામાં ઊતરવાનુ કે ચઢવાનું આવતુ તો ચમન, જમનીને ચેતાવતો, 'જોજે ઢાળ છે.' 'એ અહીં ચઢવાનુ છે.' વળી કોઈ મોટર કે ઘોડાગાડી રસ્તો ઓળગતા દેખાતી તો પણ બોલી ઊઠતો 'જમની ઊભી રે' મોટર આવે છે.' અને એમ કરતાં કરતાં બેઉ જણ ધારેલે ઠેકાણે આવી માતાને આગળે ધૂણી ધખાવી, 'માબાપ કોઈ...!'

સાંજ પડવા આવતાં, બેઉ જણ ઊઠ્યાં. આજ એમનામાં સારી કમાણીનો ઉલ્લાસ હતો અને તેમાય જમનીને વધારે.

'પેલી જગ્યા આવતા કે'જે પાછો હો?' જમનીએ કહ્યું.

વિજળીના ગોળા, પોતાના અંતર બાળી બાળી રસ્તાઓને ઝળહળાવી રહ્યા. ચમને રસ્તાની આજુબાજુ ઘૂગવતા અધારને જોઈ રાત પડતી જાણી; જમનીએ વાતાવરણને બોલતું સાંભળી રાત પડતી માની.

જમનીના અંતરમા આછી આછી ફડક હતીઃ ચમનો ક્યાંય અવળી ન દોરી જતો હોય. અને સવારના કાપેલા રસ્તાનું માપ કાઢતા ઘડી ઘડી હાથને ભીત તરફ લબાવી ખાતરી કરી જોતી. પેલી ભીત આવી કે નહિ.

'આ તારી હદ આવી જમની. તુ નિત આ પાહથી જ આવતી'તી.'

'હઆં, બરોબર આ જ' જમનીએ ઊભા રહી દીવાલને આંગળીઓથી જોઈ કહ્યું; અને મગજમાથી એના નિતના રસ્તાનો નકશો વિચારી રહી. વળી આ માતાના રસ્તાનો નકશો પણ ચીતરી લેવા ઓછોવત્તો પ્રયત્ન કરવા લાગી. એટલામાં ચમનનો અવાજ આવ્યો. 'જમની' તુ ક્યાં પડી રે'છે? સારી જગા ન હોય તો મેં એક સારું ઠેકાણુ ખોળી કાઢયુ છે. ત્યા નથી કોઈ ભિખારી વીતાડે એવુ, કે નથી પોલિસવાળા કાઢે એવું.' અને જમનીને ચૂપ રહેલી જોઈ પાછુ પૂછયુ, 'લે હેંડ આવે છે?'

જમનીએ, ફૂટપાથની એક દીવાલ સોડે ઝાડનાં બે જબરાં થડિયાં. એની વચ્ચે એ સૂઈ રહે એટલી જગ્યા, થોડે છેટે પાણીનો નળ એમ પોતાનું ઘર તથા લત્તાનું સ્મરણ કર્યું. વળી અખંડ રાત જાગતાની સાક્ષી પૂરતાં ભસ્યા કરતાં બે કૂતરા યાદ કર્યા. તેને જવું ન ગમ્યુ. 'ના, મારે તો સારી જગા છે.'

'તો તું જાણે; બાકી આ જગા સારી હતી.' ચમન ઉદાસ થતાં બોલ્યો અને પછી ઘસડાવા માંડતાં કહ્યું 'જાતો.'

જમની, ચમનની ઉદાસી સમજી ગઈ. તેને પણ બેઉ પગે લૂલો જાણેલો અને અવાજથી કલ્પેલો ચમન છોડી જવો આજ નહોતો ગમતો. આખરે પોતાને પંથે પડતાં જમનીએ પૂછ્યું 'કાલ આવીશ ને?'

'પાછી તું ભાંડશે તો ?'

'એવું ન બોલતો હોય તો, મેં ક્યારે તને ભાંડ્યો છે ?' મોં પર બનાવટી રોપ હતો.

'સારુ જા' ચમને હસતાં હસતાં કહ્યું, અને પછી વૃક્ષ નીચેના પોતાના ઘરને ગળે કોઈ ન પડી ગયું હોય એ ફિકરે હાથની કંગાળો ભરતો સરકવા મડ્યો.

ઉનાળાનો સમય હતો એટલે બેઉને બિસ્તરાની પીડા ઓછી હતી.

પછી તો રોજ જમની તથા ચમન એ રસ્તા પર બેસતાં અને નવરાશની ઘડીએ વાતોચીતો પણ કરતાં.

એક દિવસ જમની પોકારી રહી હતી 'માબાપ કોઈ..' એટલામાં વાડકામાં કઈંક ખખડ્યું. જમનીએ હાથ ફેરવી જોતાં અને પાઈ પૈસાને બદલે કાંકરી હાથ આવતા બાજુમાં બેઠેલા ચમનને છૂટી મારતાં કહ્યું, 'ચાળાનો ભરેલો ન દીઠો હોય તો ?' અને અવળી દિશામાં ચમનને ખડખડાટ હસતો સાભળી બોલી, 'આવજે મારી પાહે અત્રે ?' ચમન તો હસતો જ હતો.

આજે જમનીનુ અક્ષયપાત્ર રૂઠ્યુ હતું સાજ પડતા ફક્ત ચાર પાઈ મળી હતી. સાલ્લાની પાલવતિજોરીએ બાંધેલા ચાર આનામાંથી ખાવું પડશે એ વિચારે તે ઉદાસ હતી. ચમનને પણ આજ પૈસો જ મળ્યો હતો. પણ તેની પાસે અકબંધ પડેલા બે રૂપિયાનો તેને ગરમાવો હતો.

'લે ચાલ વેળા થઈ. જવુ નથી ?' ચમને પૂછ્યુ.

'બેસને. કોઈ દિયાળુ આવે તો!' જમની બોલી

ચમન જમનીની ઉદાસીનુ કારણ કળી ગયો.

એવામાં જમનીના કાનોએ બૂટનો ખડખડાટ સાભળ્યો. 'કોઈ આંધળીને આપો માબાપ!' છાલામાં કઈંક નાખતુ સાંભળી 'જીવતા રો' શેઠ, ભગવાન તમારો વેલો વધારો.' અને છાલામાંથી પૈસો હાથ આવતાં મોં પર આનંદ નાચી રહ્યો.

'જમની, વેલો તે રો વધે! મૂળમા બૈરુ જ ન હોય પછી. "ભગવાન બૈરુ આલે" એમ કે' એમ ?' કહી ચમન હસવા લાગ્યો.

જમની સમજી ગઈ. પેલા બૂટ તો સીધા જ જતા સાંભળ્યા હતા. સાન ન સાન, પણ આ કારસ્તાન ચમનનાં જ છે, વિચારી બોલી, 'લે આ તારો પૈસો.'

'પૈસાને શુ કરું મારે તો બૈરુ મલે એવો આશરવાદ જોઈએ છે'

'એય મલશે. લે.' ચમન તરફ પૈસો ધરેલો હાથ એમને એમ રાખી જમની બોલી.

'દાનમાં દીધેલુ પાછુ ન લેવાય'

'ઉંહુ; તારે લેવો જ પડશે.'

'એક સરત કબૂલે તો લઉં' ચમને સહેજ પાસે ખસતાં કહ્યું.

આલમને આગણે અંધારા ઘૂઘવાતાં હતાં પણ એમાંથી એકેને ભાન નહોતું.

'શુ ?' જમનીએ ઈંતેજારી દર્શાવતા અવાજે પૂછ્યુ.

'તું આજ મારે ઘેર પરણી થાય તો.' ચમને છાતી પર હાથ રાખી કહ્યું.

જમની વિચારમાં પડી અને થોડીવાર પછી બોલી, 'તો તું જ મારી હારે હેડ ને ?'

'આવી જગા ત્યા નહિ હોય જમની. અહીંથી ઘણુ છેટું નથી. આ હવેલીઓથી ચોડે

વેગળે ઉઘાડામાં એક લેબડો છે કોઈય નામ લે એવુ નથી ત્યાં ' અને થોડીવાર છાના રહી પાછું ચલાવ્યુ, ' આજ ન ગોઠે તો કાલ ન આવતી. '

' લે હેડ ત્યારે ' કહી જમની ઊઠી.

ચમનનુ હૈયુ થનગની ઊઠયુ ભક્તને ઘેર જાણે ભગવાન આવતા હોય એમ.

' ઊભી રે ' થોડાં ભજિયાં લઈ લઈએ તુ આઈ ઊભી રે'જે હુ આવ્યો. હાથોના ઠેકડા ભરતાં ચમન બોલ્યો, અને નજીકની હોટલમાથી શેર ભજિયાં લઈ, ખભે વિંટાયેલા કપડાએ ગાંઠ મારી, ઘડીકમા પાછો ફર્યો

' લે ચાલ. ' ચમન આગળ થતાં બોલ્યો પાછળ અવાજની લાકડીએ જમની દોરાઈ.

ચમનનુ ઘર આવી પહોંચ્યુ. તેનુ ઘર—ધરતી માતાએ અંતરનાં અમી પાઈ ઊછેર્યું હતુ, કુદરતે આછી આછી પાંદડીએ છાયુ હતુ. અનિલ સદાય જેને હસાડયા રમાડ્યા કરતો હતો, અને રોગ જેનાથી તોબાહ પોકારતો હતો–એવા એ લીમડા નીચે હતુ. ચારે બાજુ મેદાનનું ખુલ્લુ આગણુ હતુ. નીચે સદાય પડીને પાથરી રહેતી, ધૂળની પથારી પર ઠરતાં ચમને જમનીને કહ્યુ, ' બેસ. '

પછી ભજિયા છોડી બેઉ જણ ખાવા લાગ્યાં જમનીની ભૂખ આજ ક્યાંય મૂઠીએ વાળી ગઈ હતી. પણ ભજિયાના સ્વાદે, થોડીક તાજી કરી. તેણે હાથ ફેરવતાં પૂછ્યું ' તું તો ખાય છે કે નથી ખાતો ? '

' ખઉં છું ને. ' ચમને જમનીના હાથને અડે એમ ભજિયુ લેતાં કહ્યુ. એને તો આજ જાણે જીવતરની ભૂખ ભાગી હોય એવુ હતુ.

થોડીવાર પછી પાછી જમની બોલી ' લુચ્ચો. ભજિયાં તો એટલાં અને એટલાં લાગે છે. ' અને ચમનને ' ના, ના, ખઉં છુ ને ' કહેતો સાંભળી પૂછ્યુ ' ખા જો મારા સમ ? પણ જ્યારે ચમન કાંઈ ન બોલ્યો, ત્યારે ' એમ નહિ; અડધો અડધ ભાગ પાડીએ ' કહી બેઉ હાથે ભાગ પાડી પોતાનાં ભજિયાં પર એક હાથ મૂકી ખાવા લાગી.

' તેં તો ઓછાં લીધા ? '

' મારે વધારે નથી ખાવા ' જમનીએ કહ્યું.

ખાઈ પરવાર્યા કેડે ચમન, જમનીને થોડે આવેલા નળે દોરી ગયો. બેઉ જણ પાણી પી પાછાં ફર્યાં અને આડા પડી મોડી રાત સુધી વાતો કરતાં કરતા ઊંઘી ગયાં.

પછી તો જમની તથા ચમન સાથે જ માગવા જતાં, સાથે જ ખાતાં અને સાથે જ રહેવા લાગ્યાં.

ચોમાસું શરૂ થઈ ગયુ હતુ ચમનને ઘર બદલવાની જરૂર જણાઈ. તુ બેસ હુ જરા કોઈ સારું ઠેકાણુ જોઈ આવુ ' કહી ચમન બેઉ હાથ વચ્ચે શરીર ઝુલાવતો નીકળ્યો.

' જો ક્યાંય બહુ છેટે ન જતો. પાછો થાકી જઈશ. ને ઝટ પાછો વળજે ' જમનીએ કહ્યું, અને પાછી ઘરાકોની દયા યાચી રહી

ચમન મોડેથી, ઘર ખોળી આવી લાગ્યો, અને થોડીવાર પછી ગગનનો આગગોળો ક્ષિતિજના જડબામા અદશ્ય થતાં બેઉ ઊઠયાં.

થોડેક ગયા કેડે દૂરથી લોજ જોઈ ચમનના મોમા પાણી વછ્યુ ' જમની, બે પૈસા મારી પાસે છે. જો એક આનો આલે તો દાળભાત લાવત, ઘણા દન થયા આજ સ્વાદ થયો 'તો'.

બેગાં રહ્યા કેડે બેઉની લક્ષ્મી, ભેગી જમનીના સાલ્લાને છેડે રહેતી
'તે લેને ના કોણે કહ્યું. પણ લાવીશ શામાં?'
'એક શકોરું મેં સંતાડી રાખ્યું છે.' એ વીશીની પાસે, ગટરનાં બાકોરામાં, તું નતી ત્યારે કોક કોક દન ત્યાં ખાઈ આવતો.'
'પણ તને લાવતાં શી રીતે ફાવશે? લે હેડ હુંય આવું.' જમની બોલી.
વીશી પાસે જતાં ચમને, ફૂટપાથની કિનારી નીચે પાણી જવાના બાકોરામાંથી શકોરું કાઢી એક છોકરાને કહ્યુંઃ 'ભાઈ એક ૭ પૈસાનો દાળભાત આપો ને?
થોડીવાર પછી છોકરો દાળભાત નાખવા આવ્યો.
'શાક નથી લાવ્યા ભાઈસા'બ?' ચમને ખાલી દાળભાત જોઈ પૂછ્યું.
'લેવો હોય તો લે નહિ તો ચાલતો થા. સાલી ભિખારીની જાતને સવાદ તો જુઓ,' થડે બેઠેલા શેઠ બોલ્યા.
ચમને વાટલું ધર્યું.
'અથ્યા પૈસા લીધા?' શેઠે પૂછ્યું
છોકરાએ પહેલાં પૈસા મૂકાવ્યા, અને પછી દાળભાત વાટલામા નાખી, પૈસા લઈ ચાલતો થયો. ચમન જમનીનુ રગસિયું ગાડુ પણ ચાલવા માડ્યુ
'હવે પડવા દેને દાળમાં ઉમેરો થશે ક્યાય પડી બડી જઈશ' ચમને વર્ષાદનાં ફોરાને ટાળવા શકોરા પર પાલવ ટાકતી જમનીને કહ્યુ.
ચમન એક દીવાલ પર નાગની ફેણ માફક ઝૂકેલા વૃક્ષ નીચે ઠરતા બોલ્યો, 'બેસ. જો અહીં એક છાંટોય પડે છે?'
'સારુ ખોળી કાઢ્યુ છે, કોરું કટ છે' જમનીએ બેસતાં કહ્યુ.
'મેં તો ગયે વર્ષેય અહીં ચોમાસુ ગાળ્યુ' તું. 'ચમને કહ્યુ, અને જમનીનો ખભો હલાવતાં ઉમેર્યું, 'પણ એ વેળાએ જમની ન'તી ગત તો જાણે કૈડવા દોડતી.' પછી બેઉ જણ વચ્ચે વાટલું રાખી ખાવા વળ્યાં.
'તું ભેંત બાજુ સૂઈ રે,' જમનીએ ફૂટપાથની કિનાર તરફ ખસતા ચમનાને કહ્યું.
'ના, એણીપા તું સૂઈ રે' ચમને કહ્યું.
અને એમ કેટલીય રકઝક પછી જમની દીવાલ તરફ સૂતી; સોડમાં ચમન સૂતો.

એમ કરતાં દિવાળીના દિવસો આવ્યા. જમનીને, ચમન રોજના ઠેકાણે મૂકી, બેઉ હાથના ઘોડા પર ચઢી અલક મલકને મંદિરે ઘૂમી આવી, સુખીયા લોકોની દયાથી પાઈ પૈસો મેળવી એની મિઠાઈ લઈ સાંજે મુકામ પર જમનીને તેડી જઈ એની આગળ મૂકતો.
'તુ ખાને?' જમની કહેતી.
'મેં તો ખાધું છે. તુ ખાં' કહી ચમન ના પાડતો
'ના, ખાધું હોય તો ફેર ખા; પણ એમ તો હુ એકલી નહિ ખાઉ' અને જ્યારે ચમનને ખાવું પડતુ, ત્યારે જમની પાંપણો નચાવી કહેતી, 'હું તને ન ઓળખતી હોઉ ત્યારે ને? પણ કાલથી તું ન જતો. ક્યાય ફરવામાં ને ફરવામા મોટર નીચે આવી જઈશ. બળ્યુ એ ખાવુ. જીભને તો જેટલા સવાદ કરીએ એટલા ઓછા'

'આ બે દિન. પછી ક્યાંથી આવા ચમ્ચાર આના મળવાનાય છે, ને આવું ખાવાનાંય છીએ?'

'મૂવું નહિ મળે તો થોડુ મળશે તો સુંઘું ખાઈશું.'

દિવાળીય પસાર થઈ ગઈ.

એક દિવસ રાતના ઠંડીનો ચમકારો જોઈ ચમને ગોદમાં સૂતેલી જમનીને પૂછ્યું, 'જમની, કેટલા પૈસા છે?'

'બે રૂપિયા ને એક આઠ આની અધક છે, બીજી થોડીક પાઈઓ છે. કેમ પૂછવું પડ્યુ?'

'કાલે શકરવારીમાંથી એક સાલ્લો ને ઘાઘરો લઈ આવું' અને પછી જમનીના અંગ પર નજર દોડાવતા ઉમેર્યું 'જોને તારાં લુગડાં? કાઢ્યુ હોય તો એક ગયણુય સાબત ન નીકળે.'

'ત્યારે તારું ક્યાં સારું છે' અને આડા પડેલા ચમનના શરીર પર હાથ ફેરવતાં 'આ...આ, જેમ તેમ ગાંઠો મારીને તો વેંઢારી રાખ્યાં છે.'

'મારી વાત તો ઠીક છે.'

'ના, લાવે તો બેયને સારુ લાવજે, નહિ તો હું નહિ પહેરું હા.' જમનીએ કહ્યું.

જમની તથા ચમન ઠંડીના ચમકારમાં દિવસ ઊગતા પહેલાં રોજને સ્થાને આવી બેઠાં હતાં. માતા ચઢી હોય એમ શરીર કાંપતુ હતુ મોં પોકારી રહ્યું હતુંઃ 'કોઈ દિવાળુ દિયા કરો રે શેઠ!' પણ દિવાળુનાય શા ભોગ લાગ્યા હોય તે આવા વખતે ખીસ્સામાંથી હાથ બહાર કાઢે.

પેપરોવાળા ઝડપી ચાલથી ઠંડીને હઠાવતા પોકારી રહ્યા હતા 'ઠેર ઠેર પડેલાં હીમ, હીમે તાગાજ ચગેલો પાક. .'

'આજ તો બહુ ટાઢ છે જમની. ગોદડી વીંટી છે તોય કાળજુ કાંપે છે!' ચમને કડકડતી ડાઢીએ વાત કરી

'તે અહીં મારે પડખે દબાઈ ને બેસને.'

'ના રે ના, કોઈ પાઈ પૈસો આપતુ હોય તોય ન આપે.' ચમને ભેગું હાસ્યને બેજવ્યુ.

'તો ક્યાય તાપમાં જઈને બેસ હવે તો તાપ નીકળ્યો હશે!' જમનીએ કહ્યું. અને પોતે ઓઢેલી ચારશેરક ગાભાની ગોદડી કાઢતા બોલી 'લે આ ગોદડી લેનો ત.'

'અરે ના, તુ તારે રે'વા દે, પેલા તાપમાં જઈને બેસુ છુ' કહી ચમન સરકવા લાગ્યો ધીમેધીમે. આજ હાથ ઊભા રહે તેમ નહોતુ

બપોર થવા આવ્યા તોય ચમનની ટાઢ ઊડી નહિ જમનીને વહેમ પડ્યો, અને 'કે પછી તાવબાવ આવ્યો છે' કહી ચમનના શરીરને હાથ અડાડતામાં બોલી પડી, 'હાય હાય શું ટાટ ટાઢ કરે છે' ડીલ તો તાવે ધીખે છે!'

'એ તો અમયુ.' ચમને જમનીના મોં પરથી ઊડી જતું લોહી જોતાં કહ્યું.

'અમયુ શું તારું કપાળ. લે આ ગોદડી ને સૂઈ જા ઓઢીને '

ચમનનાથી આ વખત ના ન પાડી શકાઈ. ના પાડવી તેને યોગ્ય પણ ન લાગી, અને બેઉ ગોદડીઓ ઓઢી ભીંત સોડે પ્રજ્લો લાંબો થયો.

જમનીએ વચ્ચે બેત્રણ વાર 'પાણીબાણી પીવું છે?' 'સોડા લાવી આપુ?' વગેરે પૂછી જોયું, અને રોજની વેળા થતા પહેલાં, ચમનને આગળ કરી મુકામ પર આવી.

ચમનના શરીર પર તલ મૂકો તો તતડી જાય એવો તાવ હતો. જમનીએ તેને ભીંત સોડે સુવડાવી બેઉ ગોદડીઓ ઓઢાડી અને બીજી બાજુમાં આખી રાત જાગતી પડી રહી તેને હૂંફ આપ્યા કરી.

'જમની, વેળા થઈ તુ જા.' સવાર પડતાં ચમને કહ્યું.

'તને આવો મેલીને?' જમનીએ કહ્યું.

'તું જા જમની! હું તો અહીં સૂઈ રહીશ. મને તો કાંઈ નથી થવાનું. મારું તો ઠીક છે, પણ તું શું ખાઈશ? અધૂરામા પૂરી કાલની ભૂખી છે જા ઊઠ,' કહી ચમને તેને ધકેલી.

જો ગોદડીઓ અને કપડાંમાં પૈસા ન ખર્ચી નાખ્યા હોત, તો જમની ન જાત; અને પેટને કાંઈ ઓછી લાજ શરમ છે? વળી તે બેસી રહે તોય શુ? થોડો કંઈ દવાદારૂ કે શેક કરવાનો હતો? પણ તોય તેને ખસવાનું દીલ નહોતુ થતુ આખરે જ્યારે ચમને મોંમાં જીભ ન ઘાલી ત્યારે, 'જો માથેમોઢે ઓઢીને સૂઈ રે'જે, ને પાણી પીવુ પડે તો વાડકો ઓશિકા તરફ ભરી મેલ્યો છે,' કહી જમની ઊઠી અને રોજની જગ્યાએ જઈ ભિક્ષાની નોકરીએ ચઢી ગઈ. જીવ ચમનમાં હતો, જીભ રોજને પથે ચાલતી હતીઃ 'આધળાની કોઈ દિયા કરો માબાપ!—' પણ મન નહોતુ કોઈની ચાલ સાંભળવામા કે વાતચીત પારખવામાં!

થોડીક વાર થઈ હશે એટલામાં કાને અવાજ આવ્યો, 'એ અધી, ઊઠ ઈધર સે.' જમની સમજી નહિ કે કોને કોણ કહે છે. તેણે તો બોલવુ ચાલુ જ રાખ્યુંઃ 'દિયાળુ કોઈ ...' પણ આ વખત વાક્ય પૂરું નહિ થઈ શક્યુ. 'સાલ્લી માનતી નહિ હૈ? ઊઠ ઈધર સે' મોં આગળથી જ અવાજ આવ્યો જમની સમજી ગઈ કે પોલિસદાદા છે. 'સાબ! આંધળી છું! માગી ખાઉં છું. શુ કામ...'

'અરે ઊઠ. જા દુસરી જગે બેઠના. ગવર્નર સાહબ ઈધરસે નીકલનેકા હૈ વો માલુમ નહિ? ઊઠ, નહિ તો અભી દેતા હું'

જમની ઊઠી, અને પોતાના ઘર તરફ મોં ફેરવ્યું ત્યાં તો પાછો પેલો અવાજ આવ્યોઃ 'એ ઉધર કહાં જાતી હૈ, ઉસ તરફ જા.'

'સા'બ.. !'

'સુનતી નહિ ઔર સા'બ સા'બ કરતી હૈ?' જમાદાર ઉખડ્યા અને બાવડે ઝાલી મોં અવળી દિશામાં ફેરવતાં બોલ્યાઃ 'જા, ઈસ તરફ હો કર જલદી નીકળ જા'

જમનીને ના છૂટકે અવળી દિશાએ માપવું પડયુ થોડેક ગઈ હશે ને બીજો અવાજ આવ્યો 'એ નીકળ જલદી' જમનીનો જીવ ચમનમા હતો, આંધળા પગ અજાણ્યે રસ્તે આગળ અને આગળ માપતા હતા. ઘડી ઘડી જુદા અવાજ પણ એનાં એ વાક્ય અથડાતા હતા—'એ અંધી ચલ જલદી નીકળ.' વળી એક બીજો અવાજ 'બિચારી અંધી હૈ કહાં જાયગી?' આવો અવાજ સાંભળતાં કાળજે પૂરી ટાઢક વળે ન વળે ત્યા તો સાંભળ્યુ 'અરે મિયાં ગવર્નરસા'બ આનેકા વખત હોને આયા હૈ' અને પાછો પોતાને ઉદ્દેશાતો અવાજ લાગ્યો, 'ચલ ચલ જલદી ચલ.' જમનીએ ક્યાંય ભરાઈ બેસવાનો વિચાર કરી હાથની ઓથે ભીંતને જોવા લાગી એટલામાં એક ખાચા જેવું લાગતાં જમની સીધી અંદર ચાલી ત્યાં તો સાંભળ્યું 'એ, ક્યાં જાય છે

અહીં! બહાર જા.' લાચાર બની પાછી પેલી તૂટેલી દીવાલનો છેડો ખોળી કાઢ્યો અને ચાલવા લાગી. અવાજ તો આવતા જ હતા 'ચલ જલદી ચલ' જમનીને સમજ ન પડી કે ગવંડર એવું તે કેવું મનેખ હશે, કે ઠેર ઠેર પોલિસદાદા ઊભા છે; ને પોતે એમને શું કરવાની હતી? વળી જેમ જેમ પગલુ આગળ માંડતી તેમ તેમ ચમનની યાદ વધારે આવતી હતી. મનમાં ફિકર ધર કરી બેઠી હતી: એનીય આવી દશા હશે તો એ ક્યાં જશે?! કેમ કરીને જશે?! એટલામાં દીવાલે દગો દીધો. જમનીને ખાતરી હતી કે ધરતી દગો દેવાની નથી અને આશરે સીધુ માપવા લાગી ત્યાં તો અવાજ, 'એ ઉધર જમણે હાથને ખાંચેકો વળ જા!' આવતાં વળી ખાંચામાં વળી, અને છેક દૂર ગઈ ત્યાંસુધી અવાજ આવ્યા કર્યો. 'ઉધર મત બેઠના ઔર આગે જા.' અને એમ જમની કોઈ ઊંડી ઊંડી ગુફામાં જતી હોય એમ જવા લાગી. થોડીવાર સુધી કઈ અવાજ ન સાંભળતાં છૂટકારાનો દમ લઈ બેસી પડી અને ચમનની પોતા જેવી દશા કલ્પી આંસુ નીતારવા લાગી. સારું હતું કે જોવાનો રસ્તો બંધ હતો પણ આંસુ વહાવવાનો બંધ નહોતો.

જમનીની કલ્પના ખોટી નહોતી તેના ગયા કેડે થોડી જ વારમાં ચમનને, કોઈ રાક્ષસી હાથે ઢંઢોળતું અને કહેતુ લાગ્યુ 'ઊઠ એ ઉલ્લુ, અભી તક સોતા હૈ.'

ચમને આંખ ઉઘાડી જોયુ તો પોલિસદાદાના પગ ઢંઢોળતા હતા. ઊઠતા ઊઠતામાં તો પાછો તેમનો પગ ઊપડ્યો, 'ચલ ઊઠ, ક્યા દેખતા હૈ. ઊઠા યહ સબ.'

'સા'બ! તાવ આવ્યો છે! અહીં બેસી તો રે'વા...'

'અરે ચલ બેસી રે'વાકી બહુ બુખાર આયા હૈ તો જા હોસ્પીટલમેં. અબ ચલ ઊઠ જલદી.'

ચમને પોલિસદાદાની બેરીઓના સ્વાદ ઘણીવાર ચાખ્યા હતા. તેણે જવાની તૈયારી કરી. તે ટાઢે ધ્રૂજતો હતો તાવની સગડી રોમેરોમ ધીખતી હતી. હાથના પંજામાં સળી ઉપાડવા જેટલી પણ તાકાત નહોતી. મિલકતમાં મિલકત ગોદડીઓ ને છાલું તેને મૂકી જવાનું મન થયું પણ પોલિસદાદા એ શોભાને એ રહેવા દેવા દે ખરા કે? 'ચલ ફીતની દેર ઊઠા લે સબ'

ચમને ખભાની પીઠ પર ગોદડીઓ લાદી અને 'હે રામ!' કહી, લાવ જમનીના તરફ જાઉં, થોડે છેટેથી બોલાવી લઈશ, વિચારી તે તરફ ખસવા મડ્યો. ત્યાં તો પોલિસદાદા બોલ્યા 'એ ઉધર કહાં જાતા હૈ? યહ રાસ્તે પર તો અભી ગવર્નર સા'બ નીકલને કે હૈ. ઇધર જા; ઔર વો ખાંચેમે વળ જાના.'

ચમન પાછો ફર્યો; અને કીડીની વાદે જવા લાગ્યો. ઘડી ઘડી પેલા જમાદારનો અવાજ ધકેલતો હતો 'ચલ, જલદી નીકળ જા' આખરે ખાચામાં વળતા એક પાણીના નળની ડહેરીનું ઓથુ જોઈ તેની સોડમાં લપાયો. હાંફ એવી ચઢી હતી કે પૂરો શ્વાસ પણ લઈ શકતો નહોતો તાવ થોડે ચડીને આવ્યો હોય એમ લાગ્યુ. અંગેઅંગ ઝાડની પત્તીઓ પેઠે કાપતાં હતાં. આખોના તેજ ઊંડા ઊતરવા લાગ્યા. જીવ જમનીમાં જઈ ભરાયો જીભને બદલે હૈયુ રટવા લાગ્યુ 'જમની! જમની!' થોડીવાર કેડે ટાઢ ઓછી થઈ; હૈયાએ એકએ પછાડો મારી, 'જમની! જમની!' અને તાવ. ચેતન લઈ પલાયન થઈ ગયો। અંગ લાકડા જેવું થઈ પડ્યું રહ્યું.

દિવસ માથા પર આવવા થયો હશે તેવામાં જમનીએ બૂટના અવાજ કરનારને પૂછ્યુઃ 'શેઠ, ગવડર સા'બ ગયા?' પેલાને સહેજ નવાઈ લાગી પણ પૂછવાની ફુરસદ નહોતીઃ 'હા નીકળી ગયા.'

જમની ઝટપટ ઊઠી અને મગજને પૂછતી પૂછતી પડતી આખડતી ચાલવા લાગી, આવી હતી એ રસ્તે. રોજને ઠેકાણે આવી પહોંચતાં તેના મને નિરાંતનો શ્વાસ લેતાં કહ્યું, 'ફકર નથી. હવે તો જઈ પહોંચીશ'. અને થડકને હૈયે પગની ફુગાળો ભરતી ઘર તરફ આગળ વધી. હૈયું ઘડી ઘડી વહેમ ખાયા કરતુ હતુ 'ચમનો ત્યાં હશે કે નહિ?' મન સાન્ત્વન દેતું હતું 'નહિ હોય તો ક્યા ગયો હશે? એવા તાવવાળા મનેખને તો કાઈ નહિ કાઢી મકયો હોય? અને કાઢી મૂકયો હશે તોય ક્યાક એટલામાં હશે' એમ કરતા કરતા ધગ-ધૂલાનું ઠેકાણુ આવી પહોંચ્યુ. જમનીએ બોલાવ્યો 'ચમના! એ ચમના!' વળી હાથ વડે દસ દસ હાથ ધરતી ખૂદી વળી. પણ હોય તોને! એણે તો જોરથી બૂમ પાડી 'ચમના?! એ ચમના!' જવાબ ન મળતા જીવ અકળાઈ ઊઠયો. આજ તેને આંખોની ખોટ સાલી તેટલી કદાચ કદીય નહિ સાલી હોય! ગળામાં ડચૂરો બધાયો, આંખો ઊભરાવા લાગી. તેણે થોડેક આગળ જઈ વળી માંડમાંડ બૂમ પાડી 'ચમના?!' એટલામા રસ્તે ચાલતા એક બે જણનો અવાજ સાંભળ્યો, 'ગાડી લાગે છે' જમનીએ તેમને પૂછ્યુ 'શેઠ, આટલામા કયાંય ચમનો ભાળ્યો? પગે ટૂંટો છે? એ શેઠ'!' ચાલ્યા જતા શેઠનો જવાબ આવ્યો 'ના.' જમનીનુ હૈયુ લૂલુ પડયું. તેણે ચાલવું ચાલુ રાખી નર્યા રુદનભીના અવાજે વળી બૂમ મારી 'ચમના! ક્યાં ગયો?! એ ચમના?!'

'અરે કયા ચિલ્લાતી હૈ કભી સે? કીસકુ ઢૂંઢતી હૈ?' એક નારંગી વેચવા બેઠેલા મુસલમાને પૂછ્યું.

'તમે બે પગે ટૂંટો છે એને ભાળ્યોશ કે?' એને તાવ આવતો'તો કુણ જાણે કયાં...'

'અરે હા, પાસમે દો ગોદડી થી ના? ઔર એક છાલિયા, ઔર દોનું પગસે ટૂ...'

'હાં હા શેઠ! એ જ એ જ, એ કયા છે શેઠ?! મને બાધળીને...?'

'અરે ઉસકુ તો અભી મ્યુનિસિપાલિટીકી ગાડીમે ડાલ કર લે ગયે. ફોજદાર સા'બ ભી અભી ગયે. ઉધર, નલકી પાસ મરા હુઆ પડા થા.' પેલા મુસલમાને કહ્યુ.

'હૈ! ચમનો મરી ગયો?! હે શેઠ ખરી વાત?' જમની બેસી પડતા ફાટે મોએ પૂછી વળી, અને પછી પાંપણની પાળ નીચેથી પૂરપાટ વહતાં આંસુ સાથે આછા પડતા અવાજે 'ચમના! તુ...મરી...ગ...!' બોલતાં બોલતાં ઢળી પડી

મિયાંએ ખભે નારગીની ટોપલી મૂકી; 'યે સાલી બલાકુ મૈંને કહાં કીયા? મર જાયગી તો ભોગ મીલેગે! ન લેના ન દેના આમ ખાં...' બબડતાં બબડતાં ચાલતી પકડી.

# ભજનિકને—

હરિલાલ ગો. પંડ્યા

મીચેલ નયને જુએ જગતને; બુઢાપા તણી
પડી કરચલી બધા અવયવે; નિરાશા ઢળી
વિશાળ જગના ક્રમે: શિથિલ સાવ પંચેન્દ્રિય
પ્રકાશ તુજ દીપનો હરપળેજ ઝાંખો કરે! ૪

હશે કદિક તું ય બાળ-જનની તણી ગોદમાં
નિરંતર ચુમી અનેક, ઉરસ્રોત કેરાં અમી
ગ્રહી કંઈ કરી હશે અવનવી મહા કલ્પના-
પરી જગતનો બનેલ યુવરાજ શાણો હશે! ૮

અનેકવિધ દેશના ભ્રમણની મહેચ્છા થતી:
અનેક કુલ, જાતિ, ધર્મ-સહુ બાલ્ય ક્રીડાંગણે
-ત્યજી તરક ને ગુમાન, નિજ પક્ષની શ્રેષ્ઠતા-
નિખાલસ દિલે અભેદ મય એક ખાટે હિંચે! ૧૨

હશે તનમનાટ કૈં ઉછળતા ઉરે યૌવને,-
અજોડ બનવા, મહાનપદ સ્થાપવા વિશ્વમાં-
અનેક નરનારનાં જીવનના સુકાની બની
ચહ્યું નિત હશે અજાણ તટ નાવ હંકારવા....
ચહી દગ અનન્ય કો' જીવન ધન્ય કાજે સ્વયં! ૧૭

તરંગ ઉરના અગણ્ય તુજ શા ફળ્યા તાત રે!
અશક્ત તન આ અને શિશુ તુફાન નાદાન ક્યાં?-
કયહીં ઉલટભેર પાય પડતા નવા ઉત્સવે-
કયહીં અકડ લાકડી વિરહની અકારી દશા? ૨૧

છતાં જીવન યાત્રિક!—
બધી જીવનની ખટાશ તુજ અંતરે સંગ્રહી,
રહે અરપતો સદાય નવનીત-ગાણાં મ્હને! ૨૩

મીચેલ તુજ નેત્ર ધ્યાન ધરતાં રહે બ્રહ્મનું;
અને ભજનકીર્તને નિતરતી કથા કૃષ્ણની
સમસ્ત મુજ ગામને વિવિધ ચોતરે, શેરીએ
કરે સદુપદેશ મર્મ ગ્રહવા મનુષ્યત્વનો-
અને સકલમાં વસેલ પરમાત્મને પ્રીછવા
થશે બસ, અગમ્ય સૂર તુજ એક તારા તણા! ૨૯

નમે શિર સહસ્રવાર ભજનિક, શા દીન ઓ!
શું કામ દીન?—જે ધરે મુકુટ સચ્ચિદાનંદનો? ૩૧

# આર્થિક પુનર્રચના અને પ્રાથમિક તપાસ

પ્રો. જશવંતરાય જ. અંજારિયા

દેશની આર્થિક પુનર્રચના માટે ત્રણ વસ્તુઓ ખાસ આવશ્યક છે : (૧) દેશનુ આર્થિક હિત શામાં સમાયેલુ છે તે વિષે ચોક્કસ જ્ઞાન, (૨) એ હિત સાધવા માટે કયાં પગલાં લેવાં જોઈએ તેનુ જ્ઞાન અને તે લેવાની સત્તા; અને (૩) આ ધ્યેય તેમજ સાધનો વિષે અડગ શ્રદ્ધા. એ ત્રણે વસ્તુઓ ન હોય ત્યા સુધી આર્થિક પ્રગતિ શક્ય નથી દેશનું હિત શામાં છે તે જાણતા હોઈએ, પણ તેને માટે આવશ્યક રાજ્યનીતિ ઘડવાની સત્તા આપણી પાસે ન હોય, અથવા એ ધ્યેયમા કે સાધનોમાં આપણને શ્રદ્ધા ન હોય, તો આર્થિક પુનર્રચનાનું કાર્ય આગળ વધી શકે નહિ

કૉંગ્રેસના હોદ્દાસ્વીકાર પછી આર્થિક ઉન્નતિ માટે આવશ્યક રાજ્યનીતિ ઘડવાનાં કેટલાંક સાધનો આપણા હાથમાં આવ્યાં છે અને એ નવી મેળવેલી સત્તાનો ઉપયોગ પ્રજાની ગરીબી ટાળવા માટે થાય એમ સૌ કોઈ ઇચ્છે છે. પણ હજુ આર્થિક વ્યવસ્થાના મૂળભૂત સિદ્ધાંત વિષે મતભેદ છે. દેશનું હિત શામા સમાયેલુ છે તે અત્યારે ચોક્કસપણે કોઈ કહી શકતુ નથી, અને એવી સ્થિતિમાં ઘડાયેલ કાર્યક્રમમાં શ્રદ્ધા હોય તો પણ અડગ ન હોય તે સ્વાભાવિક છે. આ બે તત્ત્વો દેશની આર્થિક ઉન્નતિને અંતરાયરૂપ છે અત્યારના સંજોગોમા, પ્રજાએ અને દેશનેતાઓએ બે પ્રકારની અર્થવ્યવસ્થામાથી પસંદગી કરવાની છે એક, સમાજવાદી કે સામ્યવાદી વ્યવસ્થા; અને બીજી, મુખ્યત્વે મૂડીવાદ પર રચાયેલી, પણ મનેકમને સમાજવાદી કે સામ્યવાદી તત્ત્વોનાં મિશ્રણવાળી વ્યવસ્થા પસંદગી આ બેમાંથી જ કરવાની છે, કારણ કે નર્યો મૂડીવાદ હવે જગતમા કયાંય ટકે તેમ નથી. મૂડીવાદી અર્થવ્યવસ્થાનાં લાક્ષણિક અંગો— જેવાં કે નિરંકુશ હરીફાઈ, નફો મેળવવાના આશયથી જ દ્રવ્યોત્પાદન, અને રાજ્યની 'નિષ્ક્રિયતા' કે 'તટસ્થતા'—કાગળ પર ગમે તેવાં સુંદર હોય, પણ સામાજિક શ્રેયની દૃષ્ટિએ અનેક રીતે ખામી ભરેલાં છે. તેથી મૂડીવાદ માટે પક્ષપાત હોય તેવાઓએ, ઔદ્યોગિક સ્વાતંત્ર્યનો જેમને મોહ હોય તેમણે પણ, કંઈક અંશે આર્થિક પદ્ધતિમાં સમાજવાદી તત્ત્વોને સ્થાન આપવું પડશે જ. બીજો રસ્તો છે સીધો સમાજવાદનો. એ માર્ગ પસંદ કરીએ તો મૂડીવાદી વ્યવસ્થાના કિલ્લા પર સીધુ આક્રમણ કરવુ જોઈએ, અને દ્રવ્યોત્પાદનના સાધનો, રેલવે, કારખાના, જમીન વગેરે બધાં સમાજવાદી રાજ્યતન્ત્રના અંકુશમાં લઈ લેવાં જોઈએ. દીર્ઘદૃષ્ટિએ વિચાર કરતાં બેમાંથી કયો માર્ગ શ્રેયસ્કર છે એ કહેવુ મુશ્કેલ છે. મૂડીવાદી વ્યવસ્થામાં સમાજવાદી તત્ત્વો દાખલ કરવા ઇચ્છીએ તો પણ એ સમાધાન લાંબો વખત ટકે એ સંભવતું નથી. છેવટે તો એવો સમય આવવાનો જ કે જ્યારે મૂડીદારનો નફો અને સમસ્ત પ્રજાનુ હિત એ બન્ને પરસ્પર વિરોધી તત્ત્વો સામસામાં ઊભાં રહેશે, અને તે વખતે પ્રજાએ કંઈક ચોક્કસ વલણ લેવું પડશે જ. આ દીર્ઘદૃષ્ટિની, લાંબે ગાળે શું થાય તેની વાત છે. પણ તાત્કાલિક સગવડ અને શકયતાનો વિચાર કરીએ તો અવશ્ય એમ લાગે કે

મૂડીવાદી વ્યવસ્થાને એકદમ તોડી પાડવાનો વિચાર કરવા કરતા એમાં સમાજવાદી તત્ત્વો દાખલ કરી અને તેટલા સુધારા કરવા, અને પ્રજાને કંઈક રાહત આપવી એ જ વિશેષ સહાયક છે. કૉંગ્રેસમાં સમાજવાદી પક્ષ છે, કૉંગ્રેસના આગલા પ્રમુખ પં. જવાહરલાલ પ્રખર સમાજવાદી છે, કૉંગ્રેસની બહાર સામ્યવાદી પક્ષો પણ છે, પણ એકંદર હજુ સમાજવાદી વ્યવસ્થા માટે દેશ તૈયાર છે એમ ન કહી શકાય. એ નજરે અત્યાર સુધીમાં કૉંગ્રેસ પ્રધાનમંડળોએ જે નીતિ અખત્યાર કરી છે તે વાસ્તવિક લાગે છે. ખેડૂતવર્ગ તરફ અને મજૂરવર્ગ તરફ કૉંગ્રેસને સહાનુભૂતિ છે, તેમનુ હિત કૉંગ્રેસને હૃદયે છે, એ હિત સાધવા કૉંગ્રેસ બનતુ કરવા મથે છે, પણ સ્થાપિત હક્કો પર સીધી રીતે તરાપ ન મારતા, સુલેહથી અને સમજાવટથી કામ લેવા કૉંગ્રેસપ્રધાનોએ નિર્ણય કર્યો છે

એટલે કૉંગ્રેસની રાજ્યનીતિ આર્થિક ઉન્નતિ નીચેની રીતે સાધવા મથે છે: (૧) જમીન મહેસૂલ અને કરજનો ભાર ઓછો કરી ખેડૂતોને રાહત આપવી; (૨) ઓછામા ઓછા મજૂરીના દર નક્કી કરી, સામાજિક વીમાની યોજના (Social Insurance Schemes) તૈયાર કરી, અને એવી બીજી રીતે કામદારોની સ્થિતિ સુધારી એ વર્ગને રાહત આપવી; (૩) ખેતીને અને ગ્રામઉદ્યોગને ઉત્તેજન આપી ખેડૂતની અને સામાન્ય પ્રજાની આવકમાં વધારો કરવો, (૪) કેળવણી, મદ્યનિષેધ, દવાખાના અને ગ્રામપંચાયત વગેરે મારફતે પ્રજાપોષક નૈતિક બળોને ઉત્તેજન આપવુ, અને પ્રજામાં સ્વમાનની નવી ભાવના પ્રેરવી. કૉંગ્રેસના અત્યારના ધ્યેય તરફ જોતા દેખીતુ છે કે આપણા પ્રધાનમંડળો આટલુ જ કરી શકે. આટલુ ઓછુ કે નકામુ છે એમ કહેવાનો આશય નથી પણ આ કાર્યક્રમ કયા ધ્યેયને અનુલક્ષીને છે અને એ કાર્યક્રમ વડે છેવટે કયાં લક્ષ્યને આપણે પહોંચવાના છીએ એ વાત ભૂલાવી જોઈએ નહિ.

આ પ્રમાણે દેશનું અત્યારનુ ધ્યેય અને તે સાધવા માટેનાં સાધનો નક્કી કર્યા પછી પ્રશ્ન ઊભો થાય છે દેશની પરિસ્થિતિ વિષેની માહિતીનો, દેશની જરૂરિયાતો અને દેશના પ્રશ્નો વિષે પૂરતા જ્ઞાનનો. આવી માહિતી હોય ત્યારે જ સમયની અને નાણાની મર્યાદામાં વધુમાં વધુ સુધારા કરી શકાય એ માહિતી મેળવવા માટે દેશની આર્થિક તપાસ એ પહેલુ આવશ્યક પગલુ છે એક વખત સમગ્ર દેશની આર્થિક તપાસ થવી જોઈએ એટલુ જ નહિ પણ વારવાર, સમય જતા, દેશની આર્થિક સ્થિતિમા શા શા ફેરફારો થયા જાય છે તેની પણ સંપૂર્ણ વિગત રાજ્ય પાસે આવવી જોઈએ જો ખરેખર આર્થિક ઉન્નતિ માટે પ્રયત્ન કરવો હોય અને, દરેકે દરેક કાયદાથી પ્રજાને શો ફાયદો કે નુકસાન થાય છે તે જાણવું હોય, તો સંપૂર્ણ અને ભરોસાપાત્ર આંકડા તૈયાર થવા જોઈએ. આવા હેતુથી જ પશ્ચિમના દેશોમાં પ્રત્યેક આર્થિક વિષય પર બને તેટલી માહિતી એકઠી કરવામાં આવે છે અને તટસ્થ નિષ્ણાતો દ્વારા આર્થિક પ્રશ્નો શા છે અને શી રીતે તેને પહોંચી વળાય તેની તપાસ કરવામાં આવે છે. રશિયામા અર્થવિષયક બધાં ક્ષેત્રોમાં રાજ્યદ્વારા જોઈતી વ્યવસ્થા કરવામાં આવે છે તેથી ત્યાં ખાસ કરીને વિગતવાર આંકડાઓની માહિતી (detailed statistical information)નું મહત્ત્વ ઘણુ જ છે. આપણા દેશમાં પણ અનેક આર્થિક તપાસો થયેલી છે. અત્યારે હિંદની આર્થિક પરિસ્થિતિ વિષે આપણી પાસે કશી જ માહિતી નથી એમ નહિ જ કહી શકાય. છેક ૧૮૮૦ની સાલથી એક કે બીજે પ્રસંગે સરકાર તરફથી જુદા જુદા

વિષયો પર તપાસ યોજાયેલી છે ખેતીવાડીને લગતા પ્રશ્નો પર, દુષ્કાળસંકટનિવારણ પર, મિલ મજૂરોની સ્થિતિ પર, દેશની ચલણનીતિ પર, કારભાર પર, વગેરે અનેક વિષયો પર સરકારે નીમેલ કમિટી કે કમિશનના રિપોર્ટ આપણી પાસે છે. પણ આ બધી તપાસ જુદેજુદે સમયે, જુદાંજુદાં અમુક દૃષ્ટિબિન્દુથી, અને ખેતીના કે ઉદ્યોગના અમુક ક્ષેત્રને અનુલક્ષીને થયેલી છે. પરિણામે બન્યું છે એમ કે દેશના આર્થિક પ્રશ્નોને પરસ્પર શો સંબંધ છે અને અર્થપ્રકરણના અમુક વિભાગની નીતિ બીજા વિભાગ પર શી રીતે અસર કરે છે, તે આપણે જાણતા નથી વળી, આવી કમિટી કે કમિશન તપાસ કરે ત્યારે મુખ્યત્વે પ્રશ્નાવલિ તૈયાર કરી એ વિષયમાં જેમને કંઈ લેવા દેવા હોય તેવાના અભિપ્રાય એકઠા કરે છે, અને તે પરથી પોતાનો મત બાંધે છે તેથી કેટલીક વખત આવી તપાસમાં પ્રજાજીવનનું ખરુ પ્રતિબિંબ પડતું નથી. હવે એવો સમય આવ્યો છે કે જ્યારે દેશના સમસ્ત આર્થિક પ્રશ્નની તપાસ યોજનાપૂર્વક થવી જોઈએ, આપણે બને તેટલી વિગતવાર માહિતી એકઠી કરવી જોઈએ, કારણકે આકડાના સચોટ આધાર વિનાના generalisations પરથી સુધારક રાજ્યનીતિ ઘડી શકાય નહિ. જ્યા સુધી એમ મનાતુ કે પ્રજાને કેવળ રક્ષણ આપવામાં જ રાજ્યની ફરજનો સમાવેશ થઈ જાય છે અને હુન્નર ઉદ્યોગના વિકાસ પરત્વે રાજ્યને કશુ જ કરવાનુ રહેતુ નથી ત્યારે રાજ્યનું અર્થપ્રકરણ સાદુ અને સરળ હતુ. પણ હવે દરેક પ્રગતિશીલ રાજ્ય સ્વીકારે છે કે તેની પહેલી ફરજ પ્રજાનુ જીવનધોરણ અમુક કક્ષાએ પહોંચે તે જોવાની છે તેથી ખેતીવાડીની પેદાશ, ખાણોની પેદાશ, ઉદ્યોગોની પેદાશ, આંતરરાષ્ટ્રીય વેપારની સ્થિતિમા થતા ફેરફાર, બેકારી વગેરે અનેક વિષયો પર વિગતવાર હકીકત મેળવવાની તેને જરૂર પડે છે જો માત્ર બાહ્યોપચાર કરી જેમતેમ રોગને અટકાવવાની આપણી ઇચ્છા ન હોય, પણ મૌલિક સુધારા કરી પ્રજાપોષક આર્થિક નીતિ ગ્રહણ કરવી હોય તો દેશની એક સુયોજિત અને પદ્ધતિસર આર્થિક તપાસ થવી જોઈએ.

આનો અર્થ એવો નથી કે દરેકે દરેક ગામડે જઈ ત્યાંની વસ્તુસ્થિતિ શી છે તેના હેવાલો એકઠા કરવા જોઈએ જરૂરનુ માત્ર એટલુ જ છે કે દેશના જુદાજુદા ભાગોમા કયાં ગામડાં કયાં શહેરો અને કયા તાલુકા તપાસ માટે પ્રતિનિધિ રૂપ ગણી શકાય તે નક્કી કરી તેને વિષે ભરોસાપાત્ર માહિતી મેળવવી જોઈએ. એટલે કે, પહેલાં કયુ ગામડુ કે શહેર કે તાલુકો એવો છે કે જે આજુબાજુના ગામડા કે શહેર કે તાલુકાની પરિસ્થિતિનો બરાબર ખ્યાલ આપે છે તેનો નિર્ણય કરવો જોઈએ. આ કામ વ્યક્તિઓનુ નથી, કોઈ કેન્દ્રસ્થ સમિતિ કે સંસ્થાનુ છે. તેવુ જ બીજુ કામ છે એક સર્વસામાન્ય પ્રશ્નાવલિ તૈયાર કરવાનુ. સ્વેચ્છાએ કામ કરતા સંશોધકો પોતાને ફાવે તે અથવા યોગ્ય લાગે તે વિષયો પર હકીકત એકઠી કરે એ પદ્ધતિએ જુદાજુદા સંશોધકોએ કરેલી તપાસનાં પરિણામો સરખાવી શકાય નહિ અને કેટલીક મહેનત વ્યર્થ જાય

કોઈ પણ દેશની આર્થિક તપાસ બે રીતે થઈ શકે

(૧) એક પ્રશ્ન લઈ, જેવો કે ખેડૂતોનુ દેવુ, ગ્રામઉદ્યોગ, કામદારવર્ગની પરિસ્થિતિ વગેરે, તેને અંગે આખા દેશમાથી મળે તેટલી હકીકત ભેગી કરવી. અત્યાર સુધી હિંદી સરકાર તરફથી જે તપાસ યોજાઈ છે તે સામાન્ય રીતે આ પ્રકારની છે.

(૨) બીજી રીત એ છે કે એક ગામડું કે શહેર કે એવો કોઈ નાનો વિભાગ લઈ ત્યાંના લોકો સાથે મળી, એ વિભાગની પ્રજાના આર્થિક પ્રશ્નો શા છે, કેવી રીતે ઉપસ્થિત થયા છે, અને એકંદરે તે વિષે શું કરવાનું રહે છે તે નક્કી કરવું આ પ્રકારની તપાસ આપણે ત્યાં સામાન્ય રીતે સંશોધકોએ વ્યક્તિ તરીકે કરેલી છે. ડૉ. મેન, ડૉ. સ્લેટર, ડૉ. લ્યુકસ અને શ્રી. મુખત્યાર વગેરેએ મુંબઈ, મદ્રાસ, પંજાબ અને બંગાળનાં કેટલાક ગામડાંનો આવા પ્રકારનો અભ્યાસ કરી તેનાં પરિણામ જનતા સમક્ષ મૂક્યાં છે. તે ઉપરાંત, થોડા જ સમય પહેલાં, શ્રી. કોઠારી અને શ્રી પટેલે ગ્રામ-ઉદ્યોગ સંઘના કામકાજને અંગે શેરથા ગામની આર્થિક તપાસ કરી તેનો રિપોર્ટ બહાર પાડ્યો છે. એવી બીજી એક તપાસ શ્રી. શુકલે મુંબઈ યુનિવર્સિટીની એમ એ ની ડિગ્રી માટે કરેલી, તે ઓલપાડ તાલુકાને લગતી છે. એ બંને તપાસનાં પરિણામ જોઈશું તો દેશની આર્થિક ઉન્નતિ માટે કેવા પ્રકારની આર્થિક તપાસની જરૂર છે તેનો ખ્યાલ આવશે.

પહેલાં શેરથાની તપાસ લઈએ શેરથા ગામ શા માટે પસંદ કર્યું તે વિષે યોજકો કહે છે કે ત્યાં ડૉ. સુમન્ત મહેતાનો આશ્રમ ૧૯૩૧ની સાલથી ચાલતો હોવાથી પ્રાથમિક તૈયારી વગર એ ગામમાં તપાસ થઈ શકે અને લોકોનો સાથ મળી શકે. દેખીતું છે કે સરકાર તરફથી જેમને કોઈ પ્રકારની સત્તા આપવામાં આવી ન હોય તેવા સંશોધકોએ લોકોને સમજાવીને, તેમનો વિશ્વાસ મેળવીને તેમની પાસેથી જોઈતી માહિતી મેળવવી જોઈએ. 'સ્થાનિક માણસોના સહકાર વિના કે તે ગામમાં અગાઉથી કામ કર્યા વિના આવી હકીકત મળી શકે નહિ.' ખરું; પણ આનો અર્થ છેવટે તો એ થયો કે જે ગામમાં તપાસ કરવાનું સગવડ ભરેલું જણાયું ત્યાં તપાસ કરી. કયું ગામડું તપાસીએ તો શાસ્ત્રીય દૃષ્ટિએ એ ગામડા કરતાં વિશેષ મોટા Unitને એ તપાસ ઉપયોગી થાય એ દૃષ્ટિએ ગામડાની પસંદગી કરવામાં આવી નથી આ તપાસની આ પહેલી મર્યાદા થઈ. હવે આગળ ચાલીએ. શેરથા નાનું ગામ છે તેની વસ્તી ૨૩૦૦ લગભગની છે ગામની ખેડાણ જમીન ૫૦૦૦ વીઘાં આશરે છે. તેમાંથી ૩૬૦૦ જેટલાં વીઘાં પર કપાસ, બાજરી અને જુવારનો પાક થાય છે. તે સિવાયની મુખ્ય પેદાશમાં મરચાં, કઠોળ અને ડાંગર છે ગામમાં એકંદરે ૫૬૦ કુટુંબ છે અને તેમાંથી ૮૦ ટકા ખેતી પર જીવે છે. પરન્તુ કેવળ ખેતી પર આજીવિકા કરનારાં કુટુંબોની સંખ્યા જૂજ છે, ખેતી સાથે ઢોરઉછેર, વેપાર, ધીરધાર કે મજૂરી કર્યા સિવાય નભી શકાતું નથી. કેટલાક કુટુંબોની આવકની તપાસ કરતાં જણાયું કે એમની આવકનો માત્ર ૫ ટકા જેટલો ભાગ અનાજની ખેતીમાંથી મળે છે, ૩૭ ટકા અનાજ સિવાયની ખેતીમાંથી, ૧૪ ટકા ઢોરઉછેરમાંથી અને ૪૪ ટકા મજૂરીની અને બીજી આવક મળી થાય છે માથાદીઠ સરેરાશ આવક રૂ ૬૩-૬ થાય છે તે ઉપરથી લાગે છે કે 'આજુબાજુનાં ગામોની સરખામણીમાં આ ગામ કંઈક સુખી ગણાય છે' તે સાચું હોવું જોઈએ. હિન્દનાં ગામડામાં રહેનારી પ્રજાની સરેરાશ આવક રૂ ૪૦થી ૪૫ હોવાનો અંદાજ છે આનો અર્થ એટલો જ કે બીજાં કેટલાંય એવાં ગામડાં હોવા જોઈએ કે જેની સરેરાશ આવક રૂ ૪૦-૪૫ થી એ ઓછી હોવી જોઈએ. શેરથા ગામના એકંદર ખર્ચમાંથી ૪૭.૧ ટકા ખોરાકી ખર્ચ અને ૧૮.૨ ટકા કપડાંનું ખર્ચ આવે છે. ગામમાં દેવાનો બોજો કેટલો છે, વ્યાજના દર શા છે, કપાસ વગેરે વેચવાની પદ્ધતિ શી છે વગેરેની ચર્ચા આ

રિપોર્ટમાં જણાતી નથી કુટુંબનાં માણસો માટેનું ખર્ચ અને ખેતી માટેનું ખર્ચ એકંદર ગણતાં તેનો ૭ ટકા જેટલો ભાગ ઢોર પર અને ૧૫ ટકા જેટલો ભાગ ખેતી પર ખર્ચાય છે. સારી ખેતીની દૃષ્ટિએ આ કેટલું ઓછું કહેવાય તેનો કંઈ ક્યાસ કાઢ્યો હોય તો તે માહિતી અવશ્ય ઉપયોગી થઈ પડે ઉપરાંત sub-division and fragmentation of holdings વિષે આ રિપોર્ટની અંદર કશું જ કહ્યું નથી અને તે એક ગંભીર ન્યૂનતા જતી કરીએ તો પણ આવી તપાસની અંદર સંશોધકોના અંગત અભિપ્રાયોને સ્થાન હોવું નહિ જોઈએ. ગ્રામસ્વાવલમ્બનનો આદર્શ જે આદર્શ આ તપાસની પાછળ છે તે જ ચર્ચાસ્પદ વસ્તુ છે. આપણે ખેડૂતની કમાણી વધારવી છે કે ગામડાંઓને સ્વાવલમ્બી બનાવવા છે તે પહેલાં નક્કી કરવું જોઈએ. 'સંપૂર્ણ સ્વાવલમ્બન અશક્ય છે' એમ કબૂલ કરીએ તો સ્વાવલમ્બનની કે પરાવલમ્બનની મર્યાદા ક્યાં દોરવી? 'હિંદુસ્તાનના એકેએક ગામને વીજળીથી જોડી દેવું, કારખાનાનુ મથક બનાવી દેવુ અગર મૂડીવાદી કે સામ્યવાદી બનાવી દેવુ એ અત્યારે હવાઈ કિલ્લા છે ' એ ખરુ હોય તો પણ છેવટે તો એ પ્રશ્ન આપણી સામે ઊભો થવાનો જ. જ્યાંસુધી કંઈ મોટી પ્રવૃત્તિ હાથ ધરી શકીએ નહિ ત્યાસુધી ગામડામાંથી મળી આવતાં સાધનોનો ઉપયોગ કરી, ખેડૂતોના ફાજલ સમયનો ઉપયોગ કરી, નાના ગ્રામોદ્યોગદ્વારા ગામડાંના લોકોની આર્થિક સ્થિતિ સુધારવી એ એક વાત છે, ગામડાંને સ્વાવલમ્બી બનાવવા ઇચ્છવુ એ બીજી વાત છે. ગામડાને સ્વાવલમ્બી બનાવીએ તો દરેક કુટુંબને કેમ નહિ? ખરું જોતાં સમગ્ર દેશને સ્વાવલમ્બી બનાવવાની વાત પણ પ્રત્યાઘાતી છે, એમા narrow patriotism છે ગ્રામસ્વાવલમ્બન માટે પક્ષપાત ધરાવતો આ રિપોર્ટ આપણને કહે છે કે' કુટુંબના કુલ ખર્ચમા કાપડના ખર્ચના ૧૮ ટકા આવે છે અને દર સાલ રૂ. ૨૦,૦૦૦નુ કાપડ ગામમાં આવે છે. તે જો આવતુ બંધ થાય તો બમણી જમીન મહેસૂલ જેટલો બચાવ થાય ..એક તો કાપડનો જ ઉદ્યોગ ગામ ઉપાડી લે તો કેટલી બચત થાય?' આ હિસાબ 'સીધો અને સટ્ટેલો' નથી. ખાદીપ્રવૃત્તિને માટે કે બીજા ગ્રામોદ્યોગ માટે આપણને ગમે તેટલો પક્ષપાત હોય તો પણ એટલુ સ્વીકારવુ પડશે કે જો આપણે સસ્તો અને સારો માલ પેદા કરી મિલોની અને પરદેશની હરીફાઈ ઝીલી શકીએ નહિ તો લાંબો વખત સુધી, ગમે તેટલું પ્રચારકાર્ય કરવા છતાં, પ્રજા એ બોજો સહન કરશે નહિ. ટૂંકમા, ગ્રામસ્વાવલમ્બનના કે એવા બીજા કોઈ મર્યાદિત દૃષ્ટિબિંદુથી નહિ, પણ કેવળ ભરોસાપાત્ર માહિતી એકઠી કરવા માટે આવી તપાસ થાય તો તે વિશેષ ઇચ્છવા યોગ્ય છે

શ્રી. શુકલનો ઓરપાડ તાલુકાનો અભ્યાસ વધારે ઝીણવટથી અને વિશેષ પદ્ધતિસર થયેલો છે. પણ એ તપાસ જુદાજુદા પ્રકારની છે. એમાં સ્થાનિક તપાસ ઉપરાંત, સરકારી પ્રકાશનો અને દફતરોમાંની માહિતીનો પણ ઉપયોગ કરવામાં આવ્યો છે આજે આપણા ખેતીના ઉદ્યોગને લગતા જે જે પ્રશ્નો છે તે બધાનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો છે. જમીનને લગતા પ્રશ્નો, મજૂરીને લગતા પ્રશ્નો, મૂડીવિષયક પ્રશ્નો, કરજ સંબંધી પ્રશ્નો, સહકારી મંડળીદ્વારા ખેતીનો ઉદ્ધાર, એ બધા પર પદ્ધતિસર હકીકત મેળવી ગ્રામપુનર્રચના વિષે કેટલાક ધ્યાન ખેંચે એવા મુદ્દા બતાવવામાં આવ્યા છે. દાખલા તરીકે, ખેતીનુ કામ કરતા મજૂરોની સ્થિતિ વિશે જે વિગત મેળવી છે તે સામાન્ય રીતે અર્થશાસ્ત્રના અભ્યાસીઓના ખ્યાલમાં પણ નથી હોતી. સુરત જિલ્લામાં પ્રવર્તતી હળી પદ્ધતિ આજના જમાનામાં અસહ્ય ગણાવી જોઈએ. હળી એટલે લગભગ ગુલામ

કે બધાને લાગે છે કે મત લેવાતાં તેમનો પક્ષ બહુમતી મેળવી જશે. પણ તેમને પોતા માટે બહુમતી મેળવવાનો શોખ નથી. વર્ષો થયાં તે અખિલ હિંદ મહાસભા સમિતિના સભ્ય છે. વર્ષો થયાં કાર્યવાહક સમિતિએ તેમની સલાહનો ઉપયોગ કર્યો છે. તેમને પોતાનો પક્ષ કાર્યવાહક સમિતિ સામે વિજય મેળવે તેનો હર્ષ નથી, તેવી તેમને હોંસ પણ નથી. ઊલટું એ સમિતિ સામે પોતાના સુધારા પર મત લેવાય એ વાતથી પોતાને સંકોચ પેદા થાય છે. કોઈ પણ રીતે થોડો ઘણો પણ ફેરફાર સમિતિ પોતાના ઠરાવમાં કરે અને રાજસ્થાની પ્રજાને જરાપણ ન્યાય મળે તો સમાધાન કરવા પોતે તૈયાર છે તેમ તે કહે છે

"મારા વાળ ધોળા થયા છે. ચર્ચામાં વિજય મેળવ્યાનો યુવાનોને સુલભ આનંદ મારે, મારે નથી રહ્યો. ઊલટું આટલે વર્ષે મહાસમિતિની સામે મારે મતગણતરી કરાવવી પડે એ! વાતથી મને દુઃખ થાય છે" તે કહે છે.

કાર્યવાહક સમિતિ થોડો ઘણો ફેરફાર કરી સમાધાન કરવા તૈયાર થાય છે. અંદર અંદર થોડી ઘણી વાટાઘાટ ચાલે છે અને અંતે નિશ્ચિત સમાધાન પર તે લોકો આવી જાય છે.

પણ એક મુશ્કેલી ઊભી થઈ હોય છે. આ ચર્ચાને closure લાગુ પડી ગઈ હોય છે. હવે તો શ્રી. આઝાદ ચર્ચાનો જવાબ વાળવા આવી શકે. બીજું કોઈ કે બોલી શકે નહિ. નવો સુધારો તો ન જ આવે.

અને શ્રી. સુભાષબાબુ એ ગૂંચનો સીફતથી ઉકેલ કરે છે. જો કે તેમાં કદાચ બંધારણીય ભૂલ હશે પણ એ ઉકેલથી કામ સરી જાય છે. સભાએ જ closure પસાર કરી છે, સભા તેને પાછી ખેંચી લઈ શકે તેમ છે. જો તે પાછી ખેંચવાની સભા પરવાનગી આપે તો શ્રી. સીતારામૈયા આ નવો ઠરાવ મૂળ ઠરાવના સુધારા રૂપે મૂકે તેમ પ્રમુખથી, સૂચવે છે. સભા તેમની સૂચના ઝીલી લે છે ઠરાવ વિષયવિચારિણી સમિતિમાં તો સર્વાનુમતે પસાર થઈ જાય છે. અલબત્ત અમુક ભાઈબહેનોએ પોતાના સુધારાઓ ખેંચ્યા નથી, પણ એ સુધારાઓ તો તરત ઊડી જાય છે

આના જેવી જ બંધારણની મુશ્કેલી સુભાષબાબુને આ જ ઠરાવ ઉપરની મહાસભાની ખુલ્લી બેઠકમાં થતી ચર્ચા વખતે નડે છે મહાસભાનું બંધારણ કહે છે કે જો ઠરાવ વિષે સુધારો સૂચવવાનો હોય તો પહેલાં વિષયવિચારિણી સમિતિમાં સૂચવાવો જોઈએ, તો જ તે સુધારો ખુલ્લી બેઠકમાં રજૂ થઈ શકે. ડૉ. કપુર એક નવો સુધારો ખુલ્લી બેઠકમાં રજૂ કરે છે. તે બંધારણ વિરુદ્ધ હોઈ સુભાષબાબુ તેને rule out કરે છે. ખૂબ દલીલો થાય છે, જે લોકો પ્રતિનિધિ હોય પણ વિષયવિચારિણી સમિતિના સભ્યો ન હોય તો, જો એ લોકો એક સુધારો પણ રજૂ ન કરી શકે, તો હક્ક શું રહે? એ તો અન્યાય ન કહેવાય? ન્યાય કે અન્યાય, પ્રમુખ તો બંધારણ પ્રમાણે જ કામ ચલાવી શકે. વળી એક વખત ruling આપી દીધા પછી ફેરવાય પણ કેમ? પણ બધાંની અજાયબી વચ્ચે સુભાષબાબુ આ સુધારો ડૉ. કપુરને મૂકવા દેવો કે નહિ તે સંબંધી પ્રતિનિધિઓનો મત માગે છે. બહુમતી તેમને રજા આપવાના પક્ષમાં છે. પોતાનું ruling ખેંચી લઈ સુભાષબાબુ તેમને એ સુધારો રજૂ કરવાની છૂટ આપે છે.

ખૂબ ખૂબ દલીલો થાય છે. વાત એટલી વધી જાય છે કે કાર્યવાહક સમિતિના એક પછી એક સભ્યો આવી પોતાના મૂળ ઠરાવનો બચાવ કરી જાય છે. છતાં કયા પક્ષમાં

જાજવું હશે એ નિશ્ચિત નથી: શ્રી. વલ્લભભાઈ બીજી કાર્યવાહક સમિતિ ચૂંટી લેવાની ધમકી આપી બાજી ફેરવી નાંખે છે. અને બધા સુધારાઓ મોટી બહુમતીએ ઊડી જાય છે.

સુભાષબાબુને પ્રમુખ તરીકે જોતાં સહુ કોઈ ને હર્ષ થતો. તેમની વર્ષોની સાધના અને ત્યાગને ઉચિત માન મળ્યું છે તેમ સહુ કોઈને લાગતું. જ્યારે જવાહરલાલ પ્રમુખસ્થાન છોડી સુભાષબાબુને તે સ્થાને બેસાડે છે, અને એ બધાનો યોગ્ય ઉત્તર વાળવા તે ઊભા થાય છે ત્યારે લોકોનાં હૃદય હલી ઊઠે છે. આ માણસ વર્ષો સુધી કારાવાસમાં પડયો રહ્યો છે, જ્યારે બધા આનંદ કરતા ત્યારે આને પરદેશ વેઠવો પડયો છે, તે બધી વસ્તુઓનુ ભાન તેમના તરફ કુદરતી ભક્તિ ઉપજાવે છે. એમના હાથમાં દેશનુ સુકાન નિર્ભયપણે સોંપી શકાય તે વિષે કોઈને કશી શકા નથી

તેમનો ચહેરો સુંદર લાગે છે. તદુરસ્તી તેમના મુખ ઉપર દેખાઈ આવે છે. અને તેમનામાં રોપેલી આશાઓને મૂર્ત કરે તેવું પ્રમુખ તરીકેનું તેમનું ભાષણ છે. જુવાન છે, આદર્શવાદી છે, છતાં એકલા આદર્શોની જ વાતો તેમણે તેમના ભાષણમાં કરી નથી. તેમાં ભાવિને માટેની નવી કલ્પનાઓ છે અને રચનાત્મક સૂચનો પણ છે. દરેક વસ્તુ વિચારપૂર્વક કરેલી છે અને માત્ર શબ્દોની જ દુનિયામાં તે રમતા હોય તેમ લાગતું નથી

છતાં વર્ષોનો લાંબો ગાળો તેની અસર તેમના પ્રમુખ તરીકેના વર્તનમાં મૂકી ગયો જણાય છે. પ્રમુખ તરીકેનું જવાહરલાલનુ જે વ્યક્તિત્વ જણાઈ આવતું, તે સુભાષબાબુનું નથી જણાઈ આવતું. તે closureને ફેરવે છે, અપાયેલા rulingને બદલે છે. શ્રી. વલ્લભભાઈના આક્ષેપો વખતે હોહા થાય છે ત્યારે પણ તે શાંત બેઠા હોય છે. વારેવારે જવાહરલાલ કે કૃપલાની તેમને બંધારણની ગૂંચો કે બીજું કશું સમજાવવા તેમની પાસે જતા હોય તેમ લાગે છે. ફક્ત એક જ વાર કુદરતી વિનોદવૃત્તિ તેમના શબ્દોમાં હાસ્ય મૂકે છે. કોઈ એક સભ્ય કશો શબ્દ ન સમજાયાની ફરિયાદ કરે છે સુભાષબાબુ તેને પોતાના શબ્દકોશમાંથી એ શબ્દ ખોળી કાઢવાનું કહે છે ( Refer to your dictionary. )

* * *

આ મહાસભાની સ્વાગતસમિતિની વિશિષ્ટતા તેણે કરેલી sanitationની યોજનામાં છે. આટલો વિશાળ જનસમુદાય ત્યાં ઉભરાયો હોવા છતાં, પાણી નળોમાંથી ધોધમાર વહે છે, સંડાસ તથા મુતરડીઓ અને પાણીના નળો ચારે તરફ વેરાયેલા પડયા હોય છે. બધું એટલુ ચોખ્ખુ હોય છે કે બીજી ભવિષ્યની સભાઓમાં જરૂર આનું અનુકરણ થશે.

અને બીજું સુંદર અંગ ત્યાંનું પ્રદર્શન છે. ગ્રામોદ્યોગની દૃષ્ટિને જ તેમાં પ્રાધાન્ય છે અને બીજાં બધાં પ્રદર્શનો કરતા આમા એ વિભાગ સૌથી વધારે વિશિષ્ટ અને સૌથી વધારે સંપૂર્ણ છે.

* * *

લાખો માણસો ત્યાં ઉભરાયા હોય છે. તેમાંનો મોટોભાગ તો અંગ્રેજી જરાપણ સમજે નહિ, હિંદી પણ થોડુઘણું જ સમજે. તે માટે પણ એ લોકોએ વિચાર કરી રાખ્યો હોય છે. દરેક ઠરાવ શ્રી. ભૂલાભાઈ ગુજરાતીમાં મહાસભાની ખુલ્લી બેઠકમાં સભા સમક્ષ વાંચી જાય છે જેથી બધાને સભામાં શું ચાલે છે તેની સમજ પડે. અને ફેડરેશનનો ઠરાવ ચર્ચાતો

હોય છે ત્યારે તે બધાં સમજી શકે તે ખાતર એ ઠરાવ ઉપર શ્રી. ભૂલાભાઈ ગુજરાતીમાં વીસથી પચાસ મિનિટ સુધી વિવેચન કરે છે. તેમાં તે ભાષા એકદમ સાદી, ઘરગથ્થુ વાપરે છે જેથી કોઈ.ને સમજવામાં મુશ્કેલી ન પડે. આથી શ્રોતાવર્ગને ખૂબ જ સંતોષ થાય છે અને દરેક પ્રાંતમાં એ રીતિ અનુકરણ કરવા જેવી તો જરૂર લાગે છે.

દરેક નવી નવી લડાઈ, દરેક નવું કષ્ટ અને નવી મુશ્કેલી મહાસભાને વધારે 'જોરદાર બનાવે છે. આ બિહાર અને યુક્ત પ્રાંતમાંનો પ્રશ્ન પણ મહાસભાને વધારે ઐક્યવંત, વધારે જોરદાર બનાવી ગયો

પણ એક ચીજ આ મહાસભામાં દેખાઈ આવતી હતી અને તે કોંગ્રેસ સમાજવાદી પક્ષનું ઘટતુ જતુ જોર લખનૌમાં એ લોકો જે રીતે ઝળકી ઊઠયા હતા તેમ અહીં ઝળક્યા નથી. જો કે તેનુ કારણ તો ખાસ વિવાદાત્મક કોઈ પ્રશ્ન આ સભા સામે નહોતો તે પણ હોય. છતાં એમનું બળ તો ઘટતુ જાય છે તેમ લાગ્યા વિના રહેતુ નહોતું.

મહાસભા દિનપ્રતિદિન વધારે ને વધારે બળવાન બને, ક્રાંતિનો અને એ રીતે મુક્તિનો દિન વધારે ને વધારે નજદીક લઈ આવે એવી આશા ત્યાંથી પાછા ફરતાં દરેકના હૃદયમાં રમી રહી હોય છે

અને એમ જ થશે તે વિષે કોને શકા છે?



# અહીં ભજવવો વેશ

'સરોદ'

હશે શાને વિશ્વે ગરૂડ પદ પંજા ગ્રસી સમા?
કપોતો ને ભોળાં કયમ અહીં હશે આયુધ વિના?
હશે શાને કાંટે સુરજની નહીં રહેજ અસરે?
ફુલો, જે ઓછાવે ધરણી, કરમાતાં કયમ હશે?

શુણું છું હુ વિશ્વે હરસ્થળ મિલાવ્યા વિણ સુરો
રહ્યા વાગી ને હ્યાં ધડમથલમાં છે સહુ ઉરો.
વિસંવાદે ગાજે ઘન ઘનથી આંહીં અથડતા
અને ચિંગારી શી અનલ દવની ઘોત બળતી.

હું યે છું આ સર્વે અથગળડીમાં સ્થાનહીન, કો
અજાણ્યો ને જાણ્યા મુજ ન અહીં તત્ત્વો મળી શકે.
તવાઉં છું આહી અપર જનનીના શીશુ સમો,
ગમે ના ત્હોયે એ અહીં ભજવવો વેશ ધરિયો.

આધુનિક ગુજરાતી સાહિત્યક . . . ૩

# શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી

'પિપાસુ'

[ગુજરાતી સાહિત્ય પરિષદને પ્રમુખસ્થાને શ્રી. મુનશીને બેસાડી ગુજરાતે જ્યારે તેમની સાહિત્ય સેવાની કદર કરી છે-એક પ્રજા પોતાના ઉત્તમપ્રતિના સાહિત્યકારની જે સારામાં સારી રીતે જાહેર કદર કરી શકે તે કદર કરી છે તે પ્રસગે, એક મહારાષ્ટ્રીય વિવેચક અને સાહિત્યકારે દોરેલુ એમનુ રેખાચિત્ર ગુજરાતી સાહિત્યરસિકો વધાવી લેશે એવી ઉમેદ છે. એડવોકેટ શ્રી. સુળેની 'જ્યોત્સ્ના' નામક મરાઠી માસિકમાં પ્રગટ થતી 'આધુનિક ગુજરાતી સાહિત્યક' નામની લેખમાળાથી તો હવે 'પ્રસ્થાન'ના વાચકો પણ પરિચિત થયેલા છે. એ લેખમાળાનો પ્રથમ મણકો-'શ્રી. રામનારાયણ પાઠક' પરનો 'પ્રસ્થાન'ના અષાઢ માસના (૧૯૯૩) અકમા પ્રગટ થયો હતો. બીજો મણકો 'શ્રી ઝીણાભાઈ દેસાઈ, સ્નેહરશ્મિ' પરનો 'પ્રસ્થાન'ના પોષ માસના અકમા પ્રગટ થયો હતો આ શ્રી. મુનશી પરનો ત્રીજો મણકો છે હવે પછીથી 'જ્યોત્સ્ના' માસિકમા પ્રકટ થયેલો શ્રી ઉમાશકર જોષી પરનો ચોથો મણકો ગુજરાતી સાહિત્ય રસિકો સમક્ષ મૂકવામા આવશે.—પિપાસુ]

ગુર્જર સરસ્વતીના મદિરે સાહિત્યનો ઉત્સવ ઉજવાય અને તેમાં દંપતીઓને આમત્રવામા આવે તો તેઓ પૈકીમા અગ્રપૂજાનું માન મુનશીદંપતીને જ મળે એમાં શકાને સ્થાન નથી. જેમ શ્રી કનૈયાલાલ અને શ્રીમતી લીલાવતી સરખી સંસ્કારી, રસિક અને સરસ્વતીદેવીની ઉપાસક જોડલી ભાગ્યે જ જોવાની મળે છે તેમ સમાજમાં પણ શ્રી, સરસ્વતી અને યશ એ ત્રણેને પ્રાપ્ત કરેલ સાહિત્યકાર પણ ભાગ્યે જ જોવાનો મળે. શ્રી. કનૈયાલાલ મુનશી વકીલાતના ધધામા જેમ આજે અગ્રેસર છે તેમજ ગુજરાતી સાહિત્ય ક્ષેત્રમા પણ તેઓ પ્રથમ પક્તિએ બીરાજે છે જાહેરજીવનમાં યશનુ એક પછી એક પગથિયું ચઢી આપણા ઈલાકાના "કાયદો અને વ્યવસ્થા ખાતા"ના પ્રધાનપદે તેઓ બીરાજે છે. અને એ યશના માર્ગનો તસુએ તસુ એમણે જીવનયુદ્ધને અંતે મેળવેલો છે. દૈવના અનુકૂળ પવનથી તેમની જીવનનૌકા હકારાયેલી નથી, પરતુ માત્ર પુરુષાર્થના બળ પર તેઓ સિદ્ધિને માર્ગે આજે પણ ગતિ કરતા આવેલ છે. તેમના સ્વભાવનું મજેનું ચિત્ર શ્રીમતી લીલાવતી મુનશીએ તેમની સાથેના લગ્ન પહેલા કેટલાક વર્ષો ઉપર પોતાના 'રેખાચિત્રો' નામના પુસ્તકમાં દોરેલું છે. તેમા તેઓ લખે છે:

"રા. મુનશી દેખાવમા નાજુક અને નીચા છે. મારી ભાષામાં 'નાના માણસ' છે. અન્નદેવ સાથે એમને બાહુ મૈત્રી નથી પણ પૈસા કમાવા સવારથી સાંજ એ મહેનત ખૂબ કરી શકે છે. એમનું લેખનકાર્ય એમાથી ઉદારતાથી ખેંચી લીધેલી થોડીક મિનિટોમાં એ કરે છે. મનુષ્યસ્વભાવ પારખવાની એમની શક્તિ અજબ છે. મેધાના ચમકારા એમનામાં ચમકે છે, પણ સાથે અહંના ચમકારા પણ તેટલા જ છે. વિજ્ઞાનશાસ્ત્રી માફક જનના સાથે એ ભળે છે તે પૃથક્કરણ કરવા માટે. સ્વભાવનાં

બધાં તત્ત્વો એ જુએ છે, દયાહીન રીતે એનુ વર્ગીકરણ કરે છે; અને હું એ કરી શકું છું એમ એ સમજી શકે છે. આવા મનુષ્યની બુદ્ધિને જગત નમે, પણ ચાહી ન શકે. દુનિયા તરફ તેઓ બેદરકાર છે. લાગે છે કે દુનિયા પાસે કંઈક વસ્તુ એમણે માગી પણ મળી નહિ. ગર્વને લીધે તેની સમક્ષ તે ફરિયાદ કરતા નથી પણ તેને તિરસ્કારે છે, અને પોતાના અંતરમાં તેને નિર્દય રીતે ચૂંથવામાં આનંદ માને છે તેમને સહાનુભૂતિ ગમતી નથી. કારણ કે તે મેળવ્યે ગૌરવનો ભંગ થાય એમ તે માને છે. પણ કદાચ એ દેખીતી બુદ્ધિની કઠણ સપાટી નીચે હૃદયના કૂપમાં ઊર્મિઓનાં મીઠાં વારી ઊભરાતાં હશે કોઈએ એ જળ પીધાં હશે, પણ એ જળ દુર્લભ તો ખરાં જ. હૃદયની તો વાપરે જ કિંમત વધે છે"

માત્ર થોડા પરિચય પરથી જ પોતાના ભાવિ પતિનુ દોરેલુ થોડુ સાચુ, થોડુ અનુદાર રેખાચિત્ર આજે વાંચતાં શ્રીમતી લીલાવતી મુનશીને પોતાને પણ ઘણી ગમ્મત પડતી હશે.

સને ૧૮૮૭ની સાલમાં ભરૂચના એક સરકારી ભાર્ગવ બ્રાહ્મણ કુટુબમા શ્રી. કનૈયાલાલનો જન્મ થયો હતો. થાણામા ભરાયેલી પ્રથમ કોકણ સાહિત્ય સમેલનમા પોતાના પ્રમુખપદના ભાષણમાં પ્રો. કાણેએ કહ્યુ હતુ કે ભાર્ગવ બ્રાહ્મણોને ગુજરાતમા કોંકણી બ્રાહ્મણ કહે છે. પરશુરામમાં અત્યત અભિમાન લેનાર એ કુટુબનુ 'મુનશી' જેવુ મુસલમાની નામ કેવી રીતે પડયુ હશે તે સમજાતુ નથી શાળા અને પાઠશાળાનો અભ્યાસક્રમ પૂરો કરી તેઓ ૧૯૧૩ની સાલમાં વકીલ બન્યા. વડોદરા કોલેજ મધ્યેના અભ્યાસજીવનમા તેમના ભાવનાશીલ મન પર શ્રી. અરવિંદ ઘોષના રાજકીય શિક્ષણની છાપ પડી હતી શ્રી મુનશીના આ ભાવનાસુલભ સ્વભાવની જેમને પ્રતીતિ છે તેઓ જ શ્રી મુનશી સુખી જીવનક્રમ ત્યજી એકદમ મહાત્મા ગાંધીની કાયદાભગની ચળવળમા કેમ પડયા અને હોપ્સન પર ગોળી છોડનાર મહારાષ્ટ્રીય યુવાનના ભાવિજીવનની જવાબદારી ઓઢવા કેમ તૈયાર થયા તે સમજી શકશે. તેઓ પોતાની યુવાવસ્થાથી જ લો. તિળક, અરવિંદ બાબુ અને બિપિનચદ્ર પાલ જેવા ઉદ્દામ આગેવાનોને ચાહતા હતા સુરતની મહાસભા પર લખેલી પોતાની 'સ્વપ્નદ્રષ્ટા' નામની નવલકથામાં આ મહાન આગેવાનોનો તેમણે ઠેકઠેકાણે ગૌરવભર્યો ઉલ્લેખ કર્યો છે. તેમણે વકીલાતના ધધાની અને સાહિત્યની સેવાની એકસાથે જ શરૂઆત કરી હતી. 'ઘન.શ્યામ' નામથી તેમણે 'વેરની વસુલાત' નામની પ્રથમ નવલકથા પ્રસિદ્ધ કરી હતી. ત્યાર પછીના પચ્ચીસ વર્ષના ગાળામાં તેમણે ગુજરાતી સાહિત્યમાં નવલકથા, નાટકો, પ્રકીર્ણ લેખો, ટૂંકી વાર્તાઓ, ઇત્યાદિ અનેક પ્રકારના લગભગ ત્રીસથી પાંત્રીસ ઉત્તમોત્તમ ગ્રથોનો ઉમેરો કર્યો છે.

ગુર્જર લલિત સાહિત્યમાં શ્રી. મુનશી એક અગ્રગણ્ય નવલકથાકાર અને નાટયકાર ગણાય છે. સામાજિક, રાજકીય અને ઐતિહાસિક એમ ત્રણ પ્રકારની નવલકથાઓ તેમણે લખી છે. શ્રી. ગોવર્ધનરામ ત્રિપાઠીની 'સરસ્વતીચદ્ર' નામની નવલકથા મુનશીના પહેલાં ગુજરાતી સાહિત્યમાં સર્વશ્રેષ્ઠ ગણાતી હતી. પણ એ હરિકીર્તન જેવી અને પડિતાઈ ભરી ખેડાળ નવલકથાને હડસેલતી શ્રી મુનશીની ઐતિહાસિક અને સામાજિક નવલકથા જેમજેમ પ્રસિદ્ધ થતી ગઈ તેમતેમ ગુજરાતના લલિત સાહિત્યનુ આખુ રૂપ બદલાવા લાગ્યુ. અગ્રેજ અમલની શરૂઆતના સમયની કૃષ્ણશાસ્ત્રીની ૭ ફૂટ ઘેરાવાની પાઘડીને બદલે વીસમી સદીના

આરંભમાં જ જેમ સપ્રમાણુ પાઘડી, ટોપી પ્રચલિત થઈ તેમ નવલકથા અને નાટ્યસાહિત્યમાં પણુ લાંબીચોડી વિગતો પડતી મૂકીને શ્રી મુનશીએ સાહિત્યલેખનમાં પદ્ધતિ, વ્યવસ્થા અને સપ્રમાણુતા આણ્યાં. યુરોપીય સાહિત્યના અભ્યાસથી પ્રાપ્ત થયેલ તેજસ્વિતા અને બહુશ્રુતપણુ તેમજ એલેકઝાન્ડર ડૂમા, હ્યુગો, સ્કોટ, ઇત્યાદિ નામાંકિત નવલકથાકારોની અમૂલ્ય કૃતિની મન પર થયેલી અસર શ્રી. મુનશીનાં સર્વ લખાણોમાં સહજે દૃષ્ટિગોચર થાય છે. ડૉક્ટર તારાપોરવાલા શ્રી. મુનશીના સાહિત્યની સમાલોચનામાં લખે છે "પાઠશાળામાંહેના જીવન-કાળથી જ શ્રી. મુનશી યુરોપીય સાહિત્યમાં મસ્ત રહ્યા છે. ડૂમા, હ્યુગો, સ્કોટ, શેલી, ગેથે અને વધુમા બરનાર્ડ શૉની આગેવાની સાથેના આધુનિક સાહિત્યકારો એમના સાહિત્ય ગુરુઓ છે. એમની સાચી શક્તિ પોતાના વચનમાંથી શૌર્ય અને પ્રતિભા સંપાદન કરવામા, સર્જક કલ્પનાશક્તિ વડે પોતામાંહેનુ સામામા ઠસાવવામાં, અને અમર કૃતિઓ સર્જવામાં રહેલી છે" શ્રી. મુનશીએ પોતે જ એ સંબધી કહ્યુ છે કે "ગુજરાતી નવલકથા સાહિત્યમાં મેં જો કઈ મહત્ત્વની વસ્તુઓ રજૂ કરી હોય તો તે આકર્ષક વાર્તા, રોમાંચક પ્રસંગ, મનોહર સવાદ અને જીવનપૂર્ણ પાત્રો એટલુ છે હુ મારા લખાણમાં નીતિશિક્ષક નહિ પરતુ શરૂઆતથી છેવટ સુધી મનોવેધક વાર્તાકાર જ છુ જગતના વાર્તાસાહિત્યમાં સર્વશ્રેષ્ઠ વાર્તાકાર ડૂમાની સિદ્ધહસ્ત કળાને મેં શરૂઆતમા મારા આદર્શ તરીકે સ્વીકારી હતી"

એમની સામાજિક નવલકથાઓમા 'વેરની વસુલાત' 'કોનો વાંક' 'સ્વપ્નદૃષ્ટા' અને 'સ્નેહ સંભ્રમ' પ્રગટ થઈ ચૂકલ છે એ પૈકીમાં 'સ્વપ્નદૃષ્ટા' તો ખરેખર દેખીતી રાજકીય નવલકથા છે. વડોદરા કૉલેજમાં અભ્યાસ કરતા કેટલાક વિદ્યાર્થીઓએ એક ગુપ્ત ક્રાંતિકારી મડળ કેવી રીતે સ્થાપ્યુ અને સ્વગત મહાસભા તોડી પાડવા માટે તે સર્વે જણા કેવી રીતે ભેગા મળે છે, એવું કથાનુ વસ્તુ તેમાં આવે છે 'વેરની વસુલાત' પણ અર્ધી રાજકીય છે. 'કોનો વાંક' આપણા સમાજના અનેક દર્ભોનું આવિષ્કરણ કરનારી એક પ્રબળ સામાજિક નવલકથા છે. મણિ નામની સમાજે ફસાવેલી એક બાળવિધવા મુચકુદ નામના એક તરુણ વિદ્યાર્થીનો આશ્રય લે છે પણ ત્યાં યે સમાજે તેનો પીછો પકડી તેને મુચકુદ પાસેથી દૂર કરવાનો કેવો પ્રયત્ન કર્યો, મુચકુદને તેના પિતાએ કાશી નામની કદરૂપી બાળા સાથે જબરજસ્તીથી પરણાવ્યો, અને આખરે મુચકુદની બિમારીમાં સમાજની પરવા ન કરતાં મણિએ તેની કેવી બરદાસ કરી અને અંતે તે બન્નેનુ મિલન કેવી રીતે થયું તેનુ તેમણે કૌશલપૂર્ણ વર્ણન કર્યું છે 'સ્નેહસંભ્રમ' નામની નવલકથામાં શ્રી મુનશીની લેખન શૈલીમાં વિનોદ અને ઉપહાસ એ બે ગુણોનો માર્મિક સમાવેશ થએલો નજરે પડે છે. યુવાનબાળા પર ખુશ થનાર એક પ્રોફેસરનુ વિનોદી ચિત્ર એ નવલકથામાં તેમણે દોર્યુ છે. પરતુ શ્રી. મુનશીના લેખનકૌશલની પરાકાષ્ઠા તો તેમની ઐતિહાસિક નવલકથામાં નજરે પડે છે. ગુજરાતના પ્રાચીન વૈભવના ઇતિહાસ વિષે લખેલી તેમની 'પાટણની પ્રભુતા,' 'ગુજરાતનો નાથ' અને 'રાજાધિરાજ' એ ત્રણ નવલકથાઓ ગુજરાતી સાહિત્યમા અણમૂલ છે. જેમ ડૉ. રાખાલદાસ બેનરજી ગુપ્ત સામ્રાજ્યના ગુણ ગાનારા નવલકથાકાર હતા તેમ સિદ્ધરાજ જયસિંહના ગુજરાતના સુવર્ણયુગનો મહિમા ગાનારા નવલકથાકાર શ્રી. મુનશી છે. જયસિંહ ચાલુક્યના યુગ વિષે લખેલી એ ઉપરોક્ત ત્રણે નવલકથાઓ ગુજરાતી સાહિત્યમાં શ્રી. મુનશીને અમર રાખે એટલી શ્રેષ્ઠ કોટિની છે. જયસિંહની માતા

મીનળદેવી, તેના પ્રધાન મુંજાલ, તેના પ્રણયપથના પ્રતિસ્પર્ધી ખેંગાર, તેની મોહિત કરનારી ખેંગારની પ્રિયતમા રાણક, જયસિંહનો પ્રગ્નજન પણ ખેંગારનો મિત્ર કાક, કાકની પ્રિય પત્ની મજરી, ઇત્યાદિ વૈવિધ્યપૂર્ણ પાત્રોનુ વિધાન શ્રી. મુનશીએ માનવસ્વભાવનું કેવું કલાપૂર્ણ ચિત્ર આલેખ્યુ છે તેની સાક્ષી પૂરે છે શ્રી. મુનશીની પ્રણયકથામાં 'પૃથ્વી વલ્લભ' નામની નવલકથાનું સ્થાન અપૂર્વ છે. એ નવલકથાનો કેટલાંક વર્ષો પહેલાં શ્રી દેશપાંડેએ મરાઠીમાં અનુવાદ કર્યો હતો. સરસ્વતીદેવીના પ્રાણસમા ધારાનગરીના મુંજરાજની અને કર્ણાટકના રાજા તૈલપની વિધવા બહેન મૃણાલવતીના પ્રેમરહસ્ય પર લખેલી દુ ખાંત કથા ઘણી હૃદયસ્પર્શી છે. તૈલપે મુંજરાજને કેદ કરી આખરે તેને કેવી રીતે હાથીના પગ તળે ચગદી નાખવાની સજા કરી, મુંજને મૃત્યુ પહેલા કેમ ભિક્ષા માગવી પડી, મૃણાલવતીના ઘરે ભિક્ષા માગવા જતાં કેવળ પોતા પ્રત્યેના પ્રેમને ખાતર મુંજે એ બધી આપત્તિઓ કેવી રીતે વહોરી લીધી, એ વિચારે મૃણાલવતીને શુ શુ થયુ હશે—એ બધાનુ વર્ણન કરતા શ્રી. મુનશીએ પ્રત્યક્ષ કરુણરસનુ દર્શન કરાવ્યું છે.

નવલકથાના લેખન પછી શ્રી મુનશી નાટક લખવા પ્રતિ પોતાની દૃષ્ટિ દોરવે છે. 'પુરંદર પરાજય' 'અવિભક્ત આત્મા' 'તર્પણ' 'પુત્રસમોવડી' 'ધ્રુવસ્વામિનીદેવી' અને 'લોપામુદ્રા' (આમાં 'શબરકન્યા' 'દેવે દીધેલી' અને 'વિશ્વામિત્રર્ષી' એમ ત્રણ નાટકોનો સમાવેશ થાય છે.) એ શ્રી. મુનશીનાં પૌરાણિક નાટકો છે અને એ ઉપરાંત 'વાવાશેઠનું સ્વાતંત્ર્ય' 'બે ખરાબ જણ' 'આજ્ઞાંકિત' 'કાકાની શશી' અને 'બ્રહ્મચર્ય' એ સામાજિક નાટકો પણ તેમણે લખ્યા છે. તેમના સામાજિક નાટકોમાં નજરે પડતો ઉચ્છૃંખલ વિનોદ, કઠોર ઉપહાસ, સમાજનાં છિદ્રો અને દોષ ઉઘાડા પાડવાનુ તેમનુ કૌશલ અલૌકિક છે. પરતુ એ વિનોદ અને ઉપહાસની શક્તિનો તેમણે હજી સુધી પૂરો વિકાસ કર્યો નથી એ દુઃખ સાથે કહેવું પડે છે. સમાજ પર પ્રહાર કરનારો મર્મભેદી ઉપહાસ તેમને પ્રાપ્ત છે છતા અદ્યાપિ તે પોચીપોચી પ્રણયકથાના વાતાવરણમા જ ફર્યા કરતા લાગે છે. 'કાકાની શશી' નામના નાટકનું મરાઠી રૂપાંતર આપણી રંગભૂમિ પર ટૂક સમયમા જ આવનાર છે.* તેમનુ 'બ્રહ્મચર્યાશ્રમ' નાટક તેમના યરવડા જેલ મધ્યેના કારાવાસ દરમિયાનમાં લખાયેલું છે. કારાવાસમાં સત્યાગ્રહીઓને સ્ત્રીઓનુ દર્શન ક્યાથી હોઈ શકે? ત્યાં વૃદ્ધા નારી પતિવ્રતાની જેમ એ મહાભાગ તરુણો બ્રહ્મચર્યની પ્રશસા કરવા લાગે છે બ્રહ્મચર્યાશ્રમ સ્થાપવાનો વિચાર કરી કારાવાસમાંથી બહાર આવી એ મડળી એક આશ્રમ સ્થાપીને રહે છે. પણ તેમના દુર્ભાગ્યે આશ્રમનો વૃદ્ધ રમોયો એક વખત બિમાર પડ્યો અને તેથી તે પોતાની ભત્રીજી પ્રેમલીને આશ્રમમાં મોકલે છે અને એ બધા કાર્તિકેયોનો મેળો પ્રેમલીનો પ્રેમ સંપાદન કરવા માટે સુંદોપસુંદ ( એક સ્ત્રીનો પ્રેમ પ્રાપ્ત કરવા માટે સુંદ અને ઉપસુંદ નામના બે ભાઈઓ દ્વંદ્વયુદ્ધ કરી મૃત્યુ પામ્યા હતા એવી પુરાણ કથા છે. તે પરથી આ શબ્દપ્રયોગ થયો છે ) કરે છે. અંતે કટાળીને સર્વે આશ્રમ છોડી જાય છે. માત્ર આશ્રમ સ્થાપનની મૂળ કલ્પના કરનાર ડૉ. મધુભાઈ એકલા રહી જાય છે ને પોતાના ધીરોદાત્ત ધ્યેયનો થયેલો ફારસ જોઈ આખરે પ્રેમલીના ગળે વળગી રડવું શરૂ કરે છે. શ્રી મુનશીનાં નાટકોમાં આ નાટક ખરેખર અપ્રતિમ છે. આશ્ચર્યની વાત તો એ છે કે ગુર્જર વિવેચકોએ આ નાટકની યશસ્વિતા પર યોગ્ય ચર્ચા કરેલી દેખાતી નથી

* આ નાટક મરાઠી રંગભૂમિ પર આજે તો સ્નેહમંદ રીતે ભજવાઈ રહ્યુ છે. —પિપાસુ

'મ્હારી કમળા અને બીજી વાતો' એ નામનો એમની ટૂંકી વાર્તાઓનો સંગ્રહ પણ પ્રસિદ્ધ થયેલ છે. તેમાં 'મ્હારી કમળા' 'શકુંતલા અને દુર્વાસા' 'કોકિલા' ઇત્યાદિ વાર્તાઓ વાંચવાલાયક છે. એમની ટૂંકી વાર્તાઓ વિષે ગુજરાતના એક પ્રસિદ્ધ કવિ, નાટ્યકાર અને લઘુકથાકાર શ્રી. ઉમાશંકર જોષીએ ટૂંકી વાર્તાઓ વિષેના પોતાના એક લેખમાં લખ્યુ છે.

> "શ્રી મુનશીની વાર્તાઓ નર્મને લીધે ચેતનવંતી લાગે છે વાર્તાઓની અંદરનાં કેટલાંક ચિત્રો ન ભૂંસાય એવી છાપ મૂકી જાય એવા હૂબહૂ અને વાસ્તવિક છે. શૈલીમાં ગતિ છે. ભાષામાં ભારોભાર શિષ્ટતા હોવા ઉપરાંત ગુજરાતીઓની બોલચાલની અને ગૃહજીવનની ભાષાને આગવી ચમક છે એમની વાર્તાઓમાં સામાજિક કુરિવાજો ને કુટેવોની ઠેકડી છે. .... વેગીલી શૈલી, કટાક્ષવૃત્તિ, સમાજનાં છિદ્રો પકડનારી વેધક દૃષ્ટિ, એની વિડંબના કરવાની આવડત, ઘરગથ્થુ ભાષા પરનો કાબુ અને શિખામણવેડાનો અભાવ, એમની શૈલીના એ ગુણો કદાચ ટૂંકી વાર્તાની કલાને વધારે પોષક નિવડનારા ગણાય."

લલિત સાહિત્ય લખ્યા પછી તેમણે વિવેચન સાહિત્ય સારા પ્રમાણમાં લખ્યું છે. સને ૧૯૨૨માં તેમણે સાહિત્ય સંસદ્ નામની એક સાહિત્ય સસ્થાની સ્થાપના કરી હતી. તથા 'ગુજરાત' નામનું માસિક શરૂ કર્યુ હતુ. સાહિત્ય સંસદ્‌ના વાર્ષિક ઉત્સવ પ્રસંગે અપાયેલા ભાષણનો સંગ્રહ "ગુજરાત એક સાંસ્કારિક વ્યક્તિ અને આદિ વચનો'ના નામથી પ્રસિદ્ધ કર્યો છે એ સંગ્રહમાં તેમણે સાહિત્ય અને સમાજ જીવનમાં સાંપ્રદાયિક ગતાનુગતિકત્વને લીધે થયેલી હાનિનું માર્મિક વિવેચન કર્યું છે. પ્રણાલિકા ભંગ કર્યા સિવાય સાહિત્યમાં નવજીવન અને પ્રગતિશીલ તત્ત્વ સર્વસામાન્ય બની શકનાર નથી, એમ તેમણે પ્રતિપાદન કર્યું છે. તેઓ કહે છે

> "આખા સંસ્કૃત સાહિત્યમાં પ્રણાલિકાવાદે વૈવિધ્યનો વિનાશ કર્યો છે. સ્ત્રીનુ, પુરુષનું, નગરનુ કે સુહૃદનુ વર્ણન વસ્તુ જોઈ કોઈ લખતું નથી, પણ કાવ્યની પ્રણાલિકાએ સ્વીકારેલા અલંકારોથી જ થયા કરે છે કલ્પના પણ પ્રણાલિકાથી મર્યાદિત રહે છે રસની જમાવટ પણ શાસ્ત્રોક્ત ગોઠવણી હોય તે જ રીતે થયા કરે છે. તે જ પ્રમાણે સાહિત્યમા પણ પ્રણાલિકાવાદે વિનાશ કર્યો છે ગ્રીકોએ જ્યારે નાટક કરવા માંડયા તે પહેલાં હિંદમા નાટયકલાની શરૂઆત થઈ. તે કલાને પરિકાષ્ઠારૂપ કાલિદાસ થયા ને તેમણે અપૂર્વ નાટકો લખ્યાં એ અપૂર્વ થયાં કે તરત પ્રણાલિકાવાદ આખી નાટયકલા પર ચઢી બેઠો. નાયક આવો જોઈએ, નાયિકા આવી જોઈએ વિદૂષક હોવો જ જોઈએ. રાજાનો કંચુકી પણ જોઈએ. શરૂઆત સૂત્રધારથી થવી જોઈએ. અંતે બધુ સુખકર થવું જ જોઈએ. સદીઓ પછી સદીઓ ગઈ. યુરોપમાં સજીવ ને જ્વલંત નાટયકલા અદ્‌ભુત ભૂમિકાએ પહોંચી છતા આ દેશની મગદૂર નથી કે કોઈ સામાન્ય રીતે ત્રણનું ચારઅંકી નાટક લખે. કે સૂત્રધારના નખરા વગર નાટક શરૂ કરે, કે વિદૂષકની હાજરી વિના કે સુખકારી અંત સિવાય કોઈ નાટક રંગભૂમિ પર દેખાડી શકે! પ્રણાલિકાવાદ ભયંકર રાક્ષસની માફક રંગભૂમિનો અધિષ્ઠાતા બની આપણે સચેતન થવા દેતો જ નથી."

બીજી જગાએ એઓ કહે છે:

"અર્વાચીન જીવનમાં પ્રાચીન જીવનનાં લક્ષણો થોડાં જ રહ્યાં હોય છે, એટલે જૂના આદર્શોનો ઉપયોગ પણ થોડો જ થવાનો. રામ, ભીષ્મ કે કૃષ્ણનાં સંસ્મરણો આપણા સંસ્કાર ઘડવામાં કંઈક મદદ કરે છે, પણ માત્ર એ સંસ્મરણો પરથી રચાયેલા આદર્શોનો ઉપયોગ કરવો તે હાલના સમરાંગણમાં ગદાયુદ્ધનો ઉપયોગ કરવા જેવું થઈ પડે હૂણ અને ગુર્જર, મુસલમાન અને અંગ્રેજ સંસ્કારનો આપણા જીવનમાં સંચાર થયો છે. પરદેશી અને પરસંસ્કારી સત્તાની ધુસરી આપણા પર પડી છે. વરાળ ને વીજળી એ સમય ને સ્થળના અંતરનો નાશ કરી વસુધાને કુટુંબની માફક સાંકળી દીધી છે. દેશદેશ ને સમયસમયના સંસ્કારોના વિનિમયથી માનવજીવનનો પ્રવાહ એકત્રિત થવા મથે છે. વિજ્ઞાનના વિકાસથી વિનાશ અને વ્યવસ્થા બન્ને સહેલાં થઈ પડ્યાં છે."

ગતાનુગતિકત્વની વિરુદ્ધ લખેલા એ વિચાર વાંચી શ્રી. મુનશીએ લલિત લેખનદ્વારા ગુજરાતના સાહિત્યક્ષેત્રમા કેવી નવીન દૃષ્ટિ ઊભી કરી છે તે ધ્યાનમા આવે છે પોતાના *Gujarat and its Literature* યાને ગુર્જર સાહિત્યના ઇતિહાસના છેવટના ભાગમાં તેમણે કહ્યું છે કે "આપણી આર્ય સંસ્કૃતિ આપણુ જીવન સર્વસ્વ નથી. વૈદિકકાળના ઋષિઓની માતાઓએ જે પથ્થરથી ધાન દળ્યુ તે પથ્થર, રામ ને સીતા જે હોડીથી સરયૂ નદી પાર ઊતર્યાં હતા તે હોડી, અને જે ચરખાના સુતરના તતુથી રાષ્ટ્રભક્તોના શરીર આજે વિભૂષિત થયાં છે તે ચરખો આપણી જીવનસામગ્રી નથી. જીવન આ બધાથી પર અને ભિન્ન છે." ગુર્જર સાહિત્યનો અંગ્રેજી ઇતિહાસ તેમની સર્વોત્ત આધુનિક અને ચિરંજી કૃતિ છે.

પરતુ આ પ્રણાલિકાવાદમાંથી બહાર પડીને પણ. શ્રી. મુનશી આજે ય મનથી તો પ્રાચીન આર્ય જ રહ્યા છે સાહિત્યનો ઉદ્દેશ આનદપ્રાપ્તિ છે એમ તેઓ માનતા આવ્યા છે. આધુનિક સામ્યવાદ, વાસ્તવવાદ તેમને મોહ પમાડી શક્યા નથી આનદલક્ષી સાહિત્ય એ જ ગુજરાતનું સાહિત્ય છે, એમ તેઓ કહે છે. તેઓ કહે છે કે જીવનનાં સર્વે અગોને સ્પર્શ કરનારી એક પણ સામાજિક ગુર્જર નવલકથા લખાઈ નથી અને તેમનુ અનેક પ્રકારનુ પ્રવૃત્તિમય જાહેરજીવન જોતા ગુર્જર જીવનના સર્વાગીનુ ગુણગાનારી સાહિત્યકૃતિ તેમના હસ્તે તો નજીકના ભવિષ્યમાં પણ તૈયાર થવી શક્ય લાગતી નથી પાશ્ચાત્ય શિક્ષણની તેમના પૌર્વાત્ય બાંધણીવાળા મન પર બહુ અસર થઈ નથી નવીન યુગનો દૃષ્ટા, નવીન યુગની આકાંક્ષા સ્ફૂટ કરનારો અને ગુજરાતના તરુણ હૃદયમાં ઊઠતી ઊર્મિઓનુ ચિત્રલેખન કરી શકે એવો મહાન લેખક ગુજરાતે હજી મેળવવો રહ્યો છે. પરતુ ત્યા સુધી તો ગુર્જર સાહિત્યની એકનિષ્ઠાથી સેવા કરનારા, માતૃભાષાનુ ગૌરવ વધારવા અવિશ્રાંત પ્રયાસ કરનાર ગુજરાતના આ તેજસ્વી લેખકનું સાહિત્યઋણ ગુર્જરભૂમિ કદિ પણ ભૂલે એમ નથી.

# વેણીનાં ફૂલ

નવલરામ ત્રિવેદી

"નથી કને નૂતન વર્ષ વંદવા,
ને તેથી અંજલિ આ અરપું તવ પદે વેણીનાં ફૂલ કેરી."
"નથી નથી એ ફૂલકેરી પાંદડી,
કે એ નથી હીન થયેલ છો ને,
આવ્યાં ચઢી મુજ કને અલકેથી ત્હારે.
બાંધ્યો પાટો ચીરીને વસ્ત્ર પ્હેર્યું
કૃષ્ણાએ જે કૃષ્ણની અંગુલીએ—
તે તો હતું વેષ્ટન દેહ કેરું,
ને તેથી પૂર્યાં નવસેં નવાણું
વસ્ત્રો; ભલે—તો પણ દેહ ઢાંકવા.

કારી મણો આ ઉરના રૂઝાવવા
ચંદ્રાંકશા કેશ કલાપ થી ત્હેં
ઉતારી અર્પ્યું શુચિ ચંદ્રતેજ.[1]
ને રક્તિમા[2] એ નથી પ્રેયસી તણા
પાદે રમન્તા અળતાશી ધૂલિ—
વિષે રહે છે ખરડાઈને જે
કિંતુ તેમાં નિહાળ્યુ તવ શુચિઉરનું દેવિ માણિક્ય મ્હેં તો.
અને નથી સ્વામી હું વૈનતેયનો
કે આવી પ્હોંચું સ્મરતાં હું સ્હાયે.
ને તૂટ્યું ફૂટ્યું ઉર એક બાપડું
બની શકે શે નવસેં નવાણું!

તો અર્પું હૈયે વસતી વિશુદ્ધતા
અને જરી સાંધ્યની આછી રક્તિમા.
—આછું, ઓછું, કિંતુ સર્વસ્વ મ્હારું."

# રોમાન્ટિસિઝમ

નગીનદાસ પારેખ

રોમાન્ટિસિઝમ જેવા અતિશય શાસ્ત્રીય અને કૂટ વિષયની ચર્ચા વખતે પ્રમુખનુ સ્થાન લેવું એ મારા જેવા માટે સાહસ જ ગણાય, અને એ આફતમાંથી છટકવા માટે જેટલા પ્રયત્નો કરવા જોઈએ તે બધા કર્યા છતા જ્યારે મારો છૂટકો ન થયો, ત્યારે 'આ પણ એક અભ્યાસની તક છે' માની, મે એ વિષયનુ સ્વરૂપ જાણી લેવાનો પ્રયત્ન કર્યો

પહેલાં તો મે 'ધ કોન્સાઇઝ ઑક્સ્ફર્ડ ડિક્સનેરી' લીધી, અને રોમૅન્ટિક અને રોમાન્ટિસિઝમ શબ્દો 'રોમાન્સ' ઉપરથી આવેલા છે, એટલુ હું જાણતો હતો એટલે પહેલાં મેં તેમાં 'રોમાન્સ' શબ્દ જોયો. 'રોમાન્સ'ના તેમા આ પ્રમાણે દસ અર્થો આપેલા છે.

રોમાન્સ (૧) લૅટિનમાંથી વિકાસ પામેલી પણ લૅટિનથી જુદી જ ક્રાસની પ્રાચીન ભાષા.
(૨) સ્પેન, પ્રોવેન્સ વગેરે પ્રદેશની એવી ભાષા
(૩) લૅટિનમાંથી ઊતરી આવેલી ભાષાઓ.
(૪) સ્ત્રીદાક્ષિણ્યના કોઈ વીરની પદ્યમા લખેલી મધ્યયુગની વાર્તા.
(૫) હમેશના જીવનથી વેગળાં જ (રિમોટ ફ્રૉમ એવરીડે-લાઈફ) દસ્યો અને બનાવો વાળી ગદ્યમાં—અને કોક વાર પદ્યમાં—લખેલી વાર્તા.
(૬) આવી વાર્તાઓનો સાહિત્યપ્રકાર
(૭) પોતાની અપૂર્વતા અને હલમલાવવાની શક્તિથી આવી વાર્તાઓનું સૂચન કરે એવી હકીકતો, ઘટનાઓ, પ્રેમપ્રસગો વગેરે.
(૮) આવી વાર્તાઓનું વિશિષ્ટ વાતાવરણ.
(૯) એનાથી પ્રભાવાન્વિત થઈ જવાની માનસિક વૃત્તિ.
(૧૦) સમભાવજન્ય કલ્પનાશીલતા.

આટલુ વાંચ્યા પછી મને એટલું સમજાયુ કે લૅટિન ભાષામાંથી નીકળેલી કેટલીક ભાષાઓ 'રોમાન્સ' નામે ઓળખાતી હતી. પછી એ ભાષાઓમા લખાતી સ્ત્રીદાક્ષિણ્યવીરની વાતોને પણ રોમાન્સ કહેતા હતા. આ વીરોની પરાક્રમપરપરામા ઘણો અંશ એવો હતો જે સામાન્ય દૈનન્દિન જીવનમાં જોવામાં ન આવે આને લીધે પાછળથી દૈનન્દિન જીવનથી વેગળાં જ દસ્યો અને વેગળા જ બનાવોવાળી વાર્તાઓ પણ રોમાન્સ નામે ઓળખાતી થઈ. વળી અત્યાર સુધી આ બધી વાર્તાઓ પદ્યમાં જ લખાતી હતી, તે ક્વચિત્ ગદ્યમા પણ લખાવા લાગી અને તેને પણ રોમાન્સ સંજ્ઞા મળવા માંડી. આવી વાર્તાઓ ખૂબ લખાવા માડી એટલે તેનો એક સ્વતત્ર વર્ગ જ ઊભો થયો અને એ આખા વર્ગને પણ એ રોમાન્સ નામે જ ઓળખવાનું શરૂ થયું. ત્યાર પછી એ પ્રકારના સાહિત્યનાં જે વિશિષ્ટ લક્ષણો—અપૂર્વ અને હલમલાવી નાખે એવી હકીકતો, ઘટનાઓ અને પ્રેમપ્રસંગો—પણ રોમાન્સ નામે ઓળખાવા

લાગ્યાં. અને એવી વાર્તાઓમાં જે એક વિશિષ્ટ પ્રકારનું વાતાવરણ જામતું હતું તેને પણ રોમાન્સ નામ લાગુ પાડ્યુ. એ વાતાવરણની ઝટ અસર થઈ જાય એવું મનનું વલણ પણ રોમાન્સ કહેવાવા લાગ્યું, અને છેવટે કેવળ સમભાવને લીધે જ માણસમાં જે કલ્પનાશીલતા જાગે છે, તેને પણ રોમાન્સ નામ આપવામાં આવ્યું.

આમાંથી રોમાન્સનાં કેટલાંક વિશિષ્ટ લક્ષણો પ્રત્યે હું તમારું ધ્યાન ખેંચવા માગુ છુ.

પ્રેમ અને પરાક્રમ
દૈનન્દિન જીવનથી દૂરતા
અપૂર્ણતા
હૃદયને હલમલાવવાની શક્તિ
કલ્પનાશીલતા

'રોમાન્સ' શબ્દનુ સ્વરૂપ જાણ્યા પછી તેના લક્ષણોની થોડી કલ્પના બંધાતાં એ શબ્દ ઉપરથી બનેલુ વિશેષણ 'રોમાન્ટિક' મ કોશમાથી ખોળી કાઢ્યું અને તેના અર્થ જોવા માંડ્યા, તો ઑક્સફર્ડ કોશે 'રોમાન્ટિક' શબ્દના આ પ્રમાણે સાત અર્થો આપેલા છે:

રોમાન્ટિક : (૧) રોમાન્સ એ જ જેની ખાસિયત છે એવુ. રોમાન્સસૂચક, રોમાન્સમય.
(૨) કલ્પનાશીલ
(૩) અનુભવથી દૂરનુ (રિમોટ ફ્રૉમ એક્સ્પીરિયન્સ).
(૪) સ્વપ્નદર્શી (વિઝનરી) જેમકે રોમાન્ટિક વાર્તા, દશ્ય, સાહસ, છોકરી.
(૫) (સંગીત બાબતે) વસ્તુ આગળ સ્વરૂપને ગૌણ ગણનાર, કલ્પનાશીલ, રાગમય (પેશનેટ).
(૬) (કાર્યોના સંબંધમાં) તરંગી, અવ્યવહારુ, અડવાશાઈ, સ્વપ્નમય.
(૭) (સાહિત્યની કે કળાની રીતિના સંબંધમાં) ઓપ (ફિનિશ) અને સપ્રમાણતા કરતાં ભવ્યતા, ઝાકઝમક (પિક્ચરસ્કનેસ), રાગ કે અનિયમિત (ઇરરેગ્યુલર) સૌંદર્યને વધારે મહત્ત્વ આપનાર, સમગ્ર કરતાં ભાગોને અથવા સ્વરૂપ કરતાં વસ્તુને વધારે મહત્ત્વ આપનાર.

રોમાન્ટિસિઝમના સ્વરૂપવર્ણન ઉપરથી મેં પહેલાં તારવી આપેલાં લક્ષણો અને આ કોશમાં આપેલાં લક્ષણોનો ભેગો વિચાર કરીએ છીએ ત્યારે રોમાન્ટિસિઝમનાં પ્રધાન લક્ષણો આપણને આટલાં લાગે છે:

(૧) દૈનન્દિન જીવનથી દૂરતા
(૨) કલ્પનાશીલતા
(૩) અનુભવથી દૂરતા
(૪) સ્વપ્નદર્શીતા
(૫) અવ્યવહારુતા, અડવાશાઈપણું

આ બધાંનો સરવાળો જો કરીએ તો આપણે એમ કહી શકીએ કે વાસ્તવિક જીવનથી દૂર ભાગવાની વૃત્તિ એ એનુ પ્રધાન લક્ષણ છે. અને એ રીતે વિચારતાં વાસ્તવિકતા એ રોમાન્ટિસિઝમની વિરોધી છે. આમ તત્ત્વની દૃષ્ટિએ બેનાં જે વિરોધ છે તે રોમાન્ટિસિઝમ

અને રિયાલિઝમ વચ્ચે છે, રોમાન્ટિસિઝમ અને ક્લાસિસિઝમ વચ્ચે નથી આપણા વિદ્વાન વ્યાખ્યાતા સાથે અહીં મારો મતભેદ હું નમ્રતાપૂર્વક નોંધવાની જરૂર જોઉં છુ.

આ મુદ્દો જરા વધારે સ્પષ્ટ કરવા હુ પ્રયત્ન કરીશ. 'ક્લાસિકલ' અને 'ક્લાસિસિઝમ' એ બન્ને શબ્દો 'ક્લાસિક' શબ્દ ઉપરથી બનેલા છે તો પહેલા આપણે 'ક્લાસિક' શબ્દનો અર્થ જોઈ લઈએ. ઑક્સ્ફર્ડ કોશમાં એ શબ્દના આ પ્રમાણે આઠ અર્થો આપેલા છે:

ક્લાસિક : વિ૰ (૧) પ્રથમ કોટિનુ, સર્વમાન્ય ઉત્કૃષ્ટતાવાળુ
(૨) લૅટિન અને ગ્રીકના પ્રાચીન પ્રમાણભૂત લેખકનું, કળાનું કે સંસ્કૃતિનું.
(૩) પ્રાચીન લૅટિન કે ગ્રીકને લગતુ.
(૪) ક્લાસિક શૈલીમાં લખાયેલુ, સાદુ, સુમેળવાળુ (હાર્મોનિયસ), સપ્રમાણુ, અને મઠારેલુ (ફિનિશ્ડ)
ના૰
(૫) સર્વમાન્ય ઉત્કૃષ્ટતાવાળો લેખક કે કળાકાર.
(૬) પ્રાચીન ગ્રીક કે લૅટિન લેખક.
(૭) લૅટિન અને ગ્રીકનો અભ્યાસી
(૮) ક્લાસિકલ નમૂનાઓને અનુસરનાર.

આ બધા અર્થો વાંચતા આપણે રોમાન્સ વિરુદ્ધનુ કંઈ વાંચીએ છીએ એવુ લાગતું નથી માત્ર એક લક્ષણુ ખાસ આપણા ધ્યાન ઉપર આવે છે અને તે એ કે 'રોમાન્ટિક'નો એક અર્થ આવો હતો: મઠાર અને સપ્રમાણતા કરતા ભવ્યતા, ઝાકઝમક, રાગ કે અનિયમિત સૌંદર્યને વધારે મહત્ત્વ આપનાર; જ્યારે અહીં 'ક્લાસિક'નો એક અર્થ આવો છે. સાદુ, સુમેળવાળુ, સપ્રમાણુ અને મઠારેલુ. આટલી નોંધ કરી આપણે હવે 'ક્લાસિકલ' શબ્દનો અર્થ જોઈ લઈએ. ઑક્સ્ફર્ડ કોશમા એ શબ્દના આ પ્રમાણે પાચ અર્થો આપેલા છે:

ક્લાસિકલ : વિ૰ (૧) આદર્શભૂત (સ્ટાન્ડર્ડ), પ્રથમ કોટિનુ–ખાસ કરીને સાહિત્યમાં.
(૨) ગ્રીક કે લૅટિનના પ્રાચીન આદર્શભૂત લેખકનુ કે કળાનુ.
(૩) એમાં વિદ્વાન હોય એવુ.
(૪) એના ઉપર રચાયેલુ, જેમકે ક્લાસિકલ શિક્ષણ.
(૫) પ્રાચીન ગ્રીક અને લૅટિનની સંયમપ્રધાન શૈલીમાં રચાયેલું કે તે શૈલીને અનુસરતુ.

આ બધા અર્થો જોતાં એક વિશેષ લક્ષણુ આપણને મળે છે—સંયમપ્રધાનતા. પણ તેમ છતાં જે વસ્તુ ઉપર વારંવાર ભાર દેવામા આવ્યો છે તે વસ્તુ તો બીજી જ છે. આ બધા અર્થોમાં જે એક અર્થ ઓતપ્રોત રહેલો છે તે એ છે કે ક્લાસિકલ એટલે પ્રથમ કોટિનું, સર્વમાન્ય ઉત્કૃષ્ટતાવાળુ.

આમ ક્લાસિકલ અને રોમાન્ટિકના અર્થો જોતાં એ બન્ને શબ્દોમાં એવું કંઈ દેખાતું નથી કે જેને લીધે આપણે એ બન્નેને એક બીજાના વિરોધી કહી શકીએ. એટલે હું તો આ મુદ્દો આ રીતે રજૂ કરું:

ગીતામાં સત્ત્વ, રજસ્ અને તમસ્ એમ ત્રણ ગુણોનું વર્ણન કરેલું છે. અને પછી નિસ્ત્રૈગુણ્ય પ્રાપ્ત કરવાનો બોધ કરેલો છે, એ સૌના ખ્યાલમાં હશે. એ રીતે અહીં રોમાન્ટિસિઝમ, રિયાલિઝમ, આઇડિયાલિઝમ વગેરે વસ્તુઓ ગુણો જેવી છે અને એ ગુણોનો સુમેળ તે

કે જાણવા માગતું જ નથી અને એથી પરિણામે એને સ્પષ્ટ દર્શન થતું જ નથી. પણ એ એવું છે કે એને-એવું દુઃખ નથી થતું એને એ અસ્પષ્ટતામાં જ મઝા પડે છે, કારણ એ અસ્પષ્ટતાને લીધે એને પોતપોતાની મનમાનતી કલ્પના કરી લઈ સંતોષ મેળવવાનો અવકાશ રહે છે. ઘણી કવિતાઓમાં આવી સંદિગ્ધતાજનિત જે સૌંદર્ય હોય છે, તે આ પ્રકારનું અંતરજનિત રોમાન્ટિક સૌંદર્ય હોય છે. અને એ સૌંદર્યની વ્યાખ્યા કરવાનું વિવેચકોને ખૂબ સુગમ—અને ક્વચિત્ દુર્ગમ પણ—થઈ પડે છે.

બાહ્ય જગતની પ્રતિકૂળતાથી અસંતુષ્ટ થઈ રોમાન્ટિસિઝમ અંતરમાં ઊતરી પડે છે. અને ધીમેધીમે એ અંતરતમ શક્તિ ઉપર એની શ્રદ્ધા એટલી તો દૃઢ બની જાય છે અને પરિણામે એ એવુ માનવા લાગે છે કે એ શક્તિ સર્વ કાર્ય કરી શકશે, એ જ આખા જગતને મંગળમય બનાવશે અને આજની એની સર્વ અપૂર્ણતાઓ દૂર કરી એને સર્વસંપૂર્ણ બનાવી દેશે. આ જાતની બુદ્ધિ ન સમજી શકે એવી જગતના મંગળમય ભાવિ ઉપરની જે શ્રદ્ધા તે ગૂઢવાદ (મિસ્ટિસિઝમ) અને એ પણ આ રીતે જોતા રોમાન્ટિસિઝમમાંથી જ જન્મે છે.

*

આમ રોમાન્ટિસિઝમ એ એક પ્રકારની જીવનદૃષ્ટિ હોવાથી, માનવ મનની એક વિશેષ વૃત્તિ હોવાથી જ્યારથી સાહિત્ય અસ્તિત્વમાં આવ્યુ ત્યારથી એ પણ અસ્તિત્વમાં આવ્યુ એમ કહેવુ જોઈએ અગ્રેજો આવ્યા પછી રોમાન્ટિસિઝમે આપણા સાહિત્યમાં પ્રવેશ કર્યો એમ કહેવાનો કઈ અર્થ નથી. શુ ઋગ્વેદની ઋચાઓમાં, રામાયણમહાભારતનાં આખ્યાનો અને કથાનકોમા, પુરાણોની વાતોમાં, અને ત્યાર પછી લખાયેલાં સંસ્કૃત કાવ્યો અને નાટકોમાં રોમાન્ટિસિઝમ નથી? નથી એમ તો કોણ કહી શકે? રોમાન્ટિસિઝમના રંગો અને ખડો આપણા દેશના વિપુલ સાહિત્યમાં ઠામઠામ વેરાયેલા પડેલા છે આમ છતાં આપણે જ્યારે રામાયણને અને મહાભારતને ક્લાસિક કહીએ છીએ ત્યારે એનો અર્થ માત્ર એટલો જ થાય છે, કે એ બે મહાકાવ્યોનુ સમગ્ર સ્વરૂપ એવું છે, સમગ્ર વાતાવરણ એવુ છે કે જે આપણા મન ઉપર સ્વસ્થતાની જ છાપ પાડે. કાલિદાસમાં પણ રોમાન્ટિસિઝમની ઝમક નથી એમ કોણ કહેશે? છતા સમગ્રરૂપે જોતાં તે પણ સ્વસ્થ છે જ્યાં કવિ પોતાની લાગણી અને ઊર્મિઓના વેગમા ઘસડાતો નથી પણ તેના ઉપર પ્રભુત્વ જમાવી શકે છે ત્યાં ક્લાસિસિઝમ વર્તે છે, અને જ્યાં લાગણી કે ઊર્મિ કવિ ઉપર પ્રભુત્વ જમાવી શકે છે, ત્યાં રોમાન્ટિસિઝમ વર્તે છે એમ આપણે કહી શકીએ. કાલિદાસ અને ભવભૂતિ એના નિદર્શક દાખલા છે.

આપણું વાર્તાસાહિત્ય પણ ખૂબ વિપુલ છે. કથાસરિત્સાગર, વૈતાલ પચ્ચીસી(પંચવિંશતિકા), સિંહાસન દ્વાત્રિંશતિકા, શુકસપ્તશતી વગેરેમાં રોમાન્સ નથી એમ કેમ કહેવાય? અને એ જ વાર્તાઓ ફરી વાર ગુજરાતીમાં ઉતારનાર જૈન સાધુઓ અને સામળ પણ રોમાન્ટિસિઝમ વિનાના હતા એમ કહેવાનો શો અર્થ?*

*

* આની ખૂબ વિશદ ચર્ચા માટે જિજ્ઞાસુએ એન્સાઇક્લોપીડિઆ બ્રિટાનિકામા ગેન્ટ્સબરીનો 'રોમાન્સ' ઉપરનો લેખ જોવો.

રોમાન્ટિસિઝમ એ હૃદયની એક વૃત્તિ છે, એટલે એ જીવનને સ્પર્શતા પ્રત્યેક વિષયમાં પ્રવર્તે છે અને વિવિધરૂપે પ્રગટ થાય છે. હમણાં જ આપણા વિદ્વાન વ્યાખ્યાતાએ એનાં જુદાંજુદાં સ્વરૂપો ગણાવવાનો પ્રયત્ન કર્યો. ૧ વ્યક્તિસ્વાતંત્ર્ય (પ્રણાલિકાભંગ). ૨ ઉલ્લાસ. ૩ વિષાદ. ૪ અસ્ફુટતા (સંદિગ્ધતા). ૫ ગૂઢતા (અગમ્યવાદ). ૬ કૌતુકપ્રેમ. ૭ જીવન પ્રત્યેનો ઉગ્ર અસંતોષ. ૮ વાસ્તવિકતાથી ભાગવાની વૃત્તિ. ૯ મસ્ત આવેગ. ૧૦ નીતિ કલા બંનેમાં પ્રણાલિકાભંગ ૧૧ વર્તમાનથી કંટાળી ભૂત તરફ વળવાની વૃત્તિ. ૧૨ સૌંદર્યપિપાસા. ૧૩ જીવનનો આનંદ લૂંટવાની વૃત્તિ. ૧૪ અદ્ભુત રસ. ૧૫ સ્વપ્નશીલતા.

આ પંદર અને એમાં મે ગણાવેલાં ઉમેરો એટલે સંખ્યા વીસ પચીસે પહોંચશે. આ બધાં અનેકવિધ અને કેટલાંક તો પરસ્પરવિરોધી સ્વરૂપોનો વિચાર કરો એટલે તમને સમજાશે કે રોમાન્ટિસિઝમ એ કેવી મૃગતૃષ્ણિકા જેવી વસ્તુ છે. મે એનુ પ્રધાન લક્ષણ તમને પકડી બતાવ્યું છે, છતાં જો મારે એ વસ્તુનુ સાચુ જ વર્ણન કરવુ હોય તો મારે કવિ કાલિદાસનુ જ શરણું લેવુ પડે રોમાન્ટિસિઝમનુ સ્વરૂપ કેવુ છે, એ પ્રશ્નનો જવાબ 'મેઘદૂત'મા કાલિદાસે આપેલો છે. મેઘનુ વર્ણન કરતાં યક્ષ કહે છે·

जानामि त्वा प्रकृतिपुरुष कामरूप मघोन. ।

તો હું પણ કહું કે રોમાન્ટિસિઝમ એ પ્રકૃતિમાંથી જન્મેલી વસ્તુ છે, અને કામરૂપ છે. કામરૂપ એટલે ઇચ્છામાં આવે એવુ રૂપ ધારણ કરનાર અને આજનું વ્યાખ્યાન સાંભળ્યા પછી કોણ કહી શકે એમ છે કે એ કામરૂપ નથી?

આ તો એનો સ્વરૂપ પરિચય થયો. પણ એ શાનુ બનેલુ છે? એનાં ઘટકતત્ત્વો કયાં છે? એમ જો કોઈ મને પૂછે, તો ફરી હુ તેને 'મેઘદૂત'માનો જ એક બીજો શ્લોક બતાવું. 'મેઘદૂત'માં કવિ મેઘનુ વર્ણન કરતા કહે છે.

धूमज्योतिःसलिलमरुतां सन्निपातः क्व मेघ ।

આનો મારા કામપૂરતો ગુજરાતી અનુવાદ આમ કરી લેવાય:

ધૂમ જ્યોતિ જળ પવનનુ માળખું મેઘ આ તો.

મેઘ શાનો બનેલો છે? તો કહે ધુમાડો, જ્યોતિ, પાણી અને પવનનો. રોમાન્ટિસિઝમ શાનુ બનેલું છે? બરાબર આ જ તત્ત્વોનુ. એમા પણ મારે ભાગે ધુમાડો છે, અસ્પષ્ટતા છે. જેમ ધુમાડાના બાચકા ભરી શકાતાં નથી, તેમ આને પણ પકડી શકાતુ નથી એમા પણ જ્યોતિ છે, પણ થોડી પ્રતિભાની જ્યોતિ વિના તો કાવ્ય બને જ શી રીતે. જળ છે—રસ છે. એ તો મેઘનો તેમ કાવ્યનો આત્મા છે. વળી રોમાન્ટિસિઝમ અમરગી તો છે જ. અને છે પવન—હવા. આ તત્ત્વ નો એટલા વિપુલ પ્રમાણમા છે કે રોમાન્ટિસિઝમ એ વસ્તુ જ આખી હવાઈ બની ગઈ છે આવુ ધૂમજ્યોતિજળપવનનુ કામરૂપ માળખું તે રોમાન્ટિસિઝમ. એ શબ્દને હવે આપણા વિવેચનમા વાપરવો કે નહિ એની ચર્ચામાં હુ ઊતરવા માગતો નથી. એનું આ સ્વરૂપ જાણ્યા પછી પણ જેણે ધુમાડાના બાચકા ભરવા છે, હવામાં મહેલો ચણવા છે, પાણીમાં ડબૂકિયાં ખાવાં છે, તે ભલે યથેચ્છ તેમ કરે ×

તા. ૨૨-૧-૩૮ને રોજ પ્રો. શ્રી અનંતરાય રાવળના 'રોમાન્ટિસિઝમ અને ગુજરાતી સાહિત્ય, વિષયક વ્યાખ્યાન વખતે પ્રમુખપદેથી કરેલો ઉપસંહાર.

# મદ્રાસનું ખેડૂત કરજ નિવારણ બીલ

ડુંગરશી ધરમશી સંપટ

**મદ્રાસની** સરકાર શ્રીયુત રાજગોપાલાચારીના અધ્યક્ષપણા નીચે પ્રજાહિતનાં અનેક કામો કરી રહી છે. બીજાં કોંગ્રેસ પ્રધાનમંડળો પણ લોકહિતની દૃષ્ટિથી નવાનવા કાયદાઓ ઘડે છે. પરતુ મદ્રાસની સરકારે વિશેષ પ્રગતિ કરી હોય એમ લાગે છે. મદ્રાસની ધારાસભાએ પ્રધાનમંડળને અનુકૂળ સાથ આપી રહી છે એમણે પ્રથમ ફીડરેશનના હાલના સ્વરૂપને ધિક્કારી કાઢી, તેમા પ્રજાતંત્રના હાથમાં સત્તા આવે એવા સુધારા માગતો ઠરાવ પસાર કર્યો છે. આ વરસે ખેડૂતોને પચોતેર લાખ રૂપિયા મહેસુલ માફ મળ્યું છે. સેલમ જિલ્લામા દારૂબંધી કરી ત્રીસ લાખની મહેસૂલને જતી કરી છે. દારૂની દુકાનને બદલે હવે ત્યાં દૂધ વેચવાની દુકાનો નીકળી છે. સેલમમાં દારૂબધી અચૂક ફતેહમદ થઈ છે. આ દારૂબધીથી સેલમના લોકોને એક કરોડ રૂપિયા ફાયદો થવા વકી છે

ખાદીને ઉત્તેજન આપવા બીજા કોઈપણ જાતના કાપડ ઉપર લાયસંસ ફી નાંખવામાં આવી છે. ગામડાંઓમાં પાણી પૂરું પાડવાની યોજનાઓ માટે થોડા લાખ રૂપિયા જુદા રાખવામાં આવ્યા છે પ્રધાનોના પગારો રૂા. ૫૦૦ અને પાર્લામેંટરી સેક્રેટરીઓના પગારો રૂા. ૨૫૦ના ધારાસભાએ ઠેરવ્યા છે. ખાદીના ઉત્તેજન માટે અને હાથવણાટની પ્રગતિ માટે બે લાખ રૂપિયા ખર્ચવા કાઢ્યા છે. બધા કેદીઓને કારાગૃહમા છાસ પૂરી પાડવા માટે આઠ હજાર રૂપિયા જુદા કાઢ્યા છે. ગામડાંઓમાં દવાખાનાં ખોલવાની જોગવાઈ કરવામાં આવી છે. ગામડાંઓમા રેડિયોના સેટ ગોઠવી ગ્રામસુધારણાનુ પ્રચારકામ કરવા ઇરાદો રખાયો છે ત્રીસ લાખ રૂપિયાની નાદર રકમ ગ્રામસુધારણા માટે ખાસ જુદી કાઢી તે વાપરવાનુ શરૂ કરવામાં આવ્યું છે.

ખેડૂતોના કરજની ભરપાઈ માટે ત્રીસ લાખ રૂપિયાની બીજી રકમની બજેટમાં જોગવાઈ થઈ છે. આ રકમો કરજ ભરપાઈ કરવા માટે વાપરવામાં આવશે. આ સિવાય સરકારી નવા અમલદારોના પગારની પદ્ધતિમાં પણ કાપ મૂકવામાં આવ્યો છે. રૂા. ૧૦૦ થી ઉપર અને રૂા. ૨૦૦ સુધીના પગારમાં પાંચ ટકાથી ક્રમે વધતો કાપ મૂકાયો છે. હજાર રૂપિયાના પગારદાર ઉપર ત્રીસ ટકા જેટલો કાપ મૂકવામાં આવ્યો છે

પહેલી જ ધારાસભામાં સાત કાયદાઓ પસાર કરવામાં આવ્યા હતા તેમાં એક તો દારૂબધીનો હતો. તેમાં સેલમ જિલ્લામાં તદ્દન દારૂબધી અને મદ્રાસ ઇલાકાના બાકીના બીજા બધા જિલ્લાઓમા દારૂની જાહેરખબર કરવાની બધી કરવામાં આવી હતી. મદ્રાસ લોકલ-બોર્ડોમાં સરકારી સભાસદોની નિમણૂક બધ કરી દેવામા આવી હતી. સ્ત્રીઓને સભાસદો તરીકે ખાસ ચૂંટવાનો પ્રબધ કરવામાં આવ્યો હતો. ગૃહઉદ્યોગોને ખાસ મદદ કરવાને માટે જુદો કાયદો પસાર કરી મદ્રાસના ગ્રામઉદ્યોગોને સારો ટેકો મળે તેવાં પગલાં ભરાયાં છે.

પરંતુ આ સૌ પગલાંથી વિશેષ મહત્ત્વનો કાયદો તે મદ્રાસનો ખેડૂત કરજ નિવારણ કાયદો છે કાયદો એ વિશાળતા અને નવી દષ્ટિ માટે ખાસ અનોખી ભાત પાડે છે. આ કાયદાથી ખેડૂતોને ખાસ લાભ મળે છે. શાહુકારોને પણ તેમનો વાજબી હક્ક મળે છે. મદ્રાસમાં આજ દિવસ સુધી ખેડૂતોને રાહત આપતો કાયદો નહોતો. મુંબઈમાં જેમ દખ્ખન એગ્રીકલચરલ રીલીફ કાયદો નાનાનાના ખાતેદારોને ખાસ રાહત આપે છે, પંજાબમાં પણ તેવો કાયદો ખેડૂતોને માટે કરવામાં આવ્યો છે, તેવી રીતે મદ્રાસમાં નહોતું હિંદના કોઈપણ પ્રાંતોના ખેડૂતોને માટે જે કાયદાઓ બાંધવામાં આવ્યા છે, તે કરતાં આ કાયદો વિશાળ અને વધારે મહત્ત્વનો છે

મદ્રાસમાં ખેડૂતો પાસેથી ઘણું આકરું વ્યાજ લેવાય છે. ઘણા સિંધી વેપારીઓએ મદ્રાસ ઇલાકાનાં શહેરોમાં દુકાનો ખોલી ત્યા આવતા ઊંચા વ્યાજનો લાભ લે છે. આ કાયદા પ્રમાણે ખેડૂત ઉપર ગમે તેટલું વ્યાજ ચડયુ હશે પરંતુ મૂળ રકમ કરતાં બેવડી રકમથી વધારે નાણા શાહુકારને મળશે નહિ કોઈપણ સંયોગોમાં આ રકમથી વધારે નાણું કરજદાર ખેડૂતને ભરવાનું નથી

એક સાદો દાખલો લઈએ એક ખેડૂતે શાહુકાર પાસેથી રૂપિયા પાંચસો કરજે લીધા છે. તેનુ વ્યાજ ટકો એક અથવા સવા ઠેરવ્યુ છે. એ વ્યાજ ચડતાં ચડતાં બે હજાર રૂપિયાની રકમ એને ખાતે થઈ ગઈ છે પરંતુ ખેડૂતને તો માત્ર એક હજાર રૂપિયા જ કુલ ભરવાના રહે છે એને આવી રીતે એક હજાર રૂપિયાનો ફાયદો થાય છે અગાઉ વ્યાજ ભરી કાઢ્યું હોય તે પણ આ ગણતરીમાં સાથે જ ગણાય છે. કોઈપણ સંયોગોમાં એક હજાર રૂપિયાથી વધારે ખેડૂતને દેવાનુ નથી.

ખાસ રાહતમાં એક ખેડૂતે એક શાહુકાર પાસેથી રૂા. ૨૦૦ ઉછીના લીધા હતા. તે રકમ ઉપર ૮૦ રૂપિયા વ્યાજ ચડી ગયું છે. હવે ખેડૂત જો બસો રૂપિયા મૂળ રકમના આપી દેવા તૈયાર હોય તો તેને વ્યાજ પેટે કાંઈ ભરવાનુ રહેતુ નથી. કાયદો ખાસ રક્ષણ આપે છે. વ્યાજ માટે શાહુકાર દાવો કરી શકતો નથી. તા. ૧ ઑક્ટોબર ૧૯૩૭થી કોઈ શાહુકાર ૭ ટકાથી વધારે વ્યાજ ખેડૂત પાસેથી મેળવી શકશે નહિ. એ રીતે શાહુકારોના મોટાં વ્યાજ ખાવાના ધંધાને મર્યાદિત કરી તેને વેપારી ધોરણે વ્યાજ મળે એવી પેરવી કરાઈ છે.

કાયદો પસાર થાય તે પછી એને અમલમા આણવાની મુદત હમેશાં નાખવામાં આવે છે. આ કાયદો ઘડાય અને તે પહેલાં શાહુકારો, ડીક્રીઓ કરાવી લઈ ખેડૂતોને હેરાન ન કરે તે માટે આ કાયદાનો અમલ તા. ૧ ડીસેમ્બરથી જ રાખવાનું ખાસ ઠરાવવામાં આવ્યું છે. આથી કેમો માંડી ડીક્રીઓ મેળવવામાં કાંઈ ફાયદો રહ્યો નથી.

જે ખેડૂતો જમીનદારોની જમીન ગણોતે લઈ ખેડે છે, કરવેરા વગેરેને લીધે જેઓ જમીનદારોને ભૂતકાળમાં મહેસૂલ ભરી શક્યા નથી, જે મહેસૂલની રકમ વ્યાજ સાથે તેઓ પાસેથી લખત કરી લખાવી દીધી છે, તેવા જૂના લેણા માટે કાયદો ખેડૂતોને રાહત આપે છે. પણ નવા જમીનદારની મહેસૂલ ભરે તો જ જૂના લાભનો ખેડૂત અધિકારી બને છે. એ રીતે ખેડૂતોના હક્કો ઉપર દૃષ્ટિ રાખી કાયદો ઘડાયો છે. પરંતુ જમીનદારોના નવા હક્કોને તે કાંઈ નુકસાન કરતો નથી. જૂના લેણામા જમીનદારોએ રાહત આપવાની રહી. જે લેણાં પરંપરા શાહુકારો અથવા જમીનદારોના રહે છે, તેમને હવે પૂરેપૂરા વસૂલ કરાવી શકાશે નહિ. પણ મોટી રકમની રાહત આપવી પડશે. ખેડૂતો કરજના ભાર નીચે દબાયેલા જ રહેતા

તેમની હવે આ દબાણથી મુક્તિ થશે કાયદો ઘણો વિશાળ છે. વ્યાજ અને કરજમાં મોટો ઘટાડો કરી એ ખેડૂતને રાહત આપે છે સાથે સારા સજ્જન શાહુકારોને ૭ ટકા જેટલું વ્યાજ વ્યાજબી રીતે કમાવાની જોગવાઈ કરી આપે છે. ખેડૂતોને નીચોવી નીચોવી તેની મહેનત અને પરસેવાનાં ફળો ખાઈ જનાર શાહુકારોને આ કાયદો વેપારી ધોરણ ઉપર મૂકે છે શાહુકારી ધંધાને વેપારી ધંધા જેવો સાદો સીધો બનાવે છે.

મદ્રાસનો કાયદો ખાસ ખેડૂતોને માટે ઘડાયો છે ખેડૂતો સિવાય બીજાઓને માટે એમાં અવકાશ રાખવામાં આવતો નથી. આ કાયદાની પ્રસ્તાવનામાં જણાવવા મુજબ ખેડૂતોના જૂના કરજ પેટે રાહત આપવાની એની ખાસ યોજના છે. નવા કરજ માટે ૭ ટકાથી વધારે વ્યાજ આપી શકશે નહિ. અમુક સંયોગોમાં માત્ર મૂળ રકમ આપવાથી જ છૂટકારો થઈ શકશે. નવા કરજ માટે ખાસ લાભ ખેડૂતોને આપવામાં આવ્યો નથી શાહુકારોના ચોપડા તપાસી કોર્ટ સાદાઈ અને સરળતાથી કાયદાને અમલમાં લાવે તેવી એની યોજના છે.

સીલેકટ કમિટીએ બીલમા એક અગત્યનો ફેરફાર કર્યો છે. તેથી કાયદામાં વધારે ચોકસાઈ આવી છે. ખેડૂતોના કરજ માટે મંદી પહેલાંનાં અને મંદી પછીના કરજો એવા બે ભાગો કરવામા આવ્યા છે. તેની મર્યાદા માટે તા. ૧ ઓકટોબર ૧૯૩૨ ની તારીખ આ બે ભાગોની વચ્ચે મૂકવામાં આવી છે. તા ૧ લી ઑકટોબર ૧૯૩૨ પહેલાંના કરજ ઉપર ચડેલા વ્યાજ માટે તદ્દન રાહત આપવાની વ્યવસ્થા કરાઈ છે. અને તા. ૧ ઑકટોબર ૧૯૩૨ પછીનાં કરજનાં નાણા માટે સીલેકટ કમિટીએ પાંચ ટકાનું વ્યાજ ઠરાવ્યું છે. પાંચ ટકા ઉપરનુ વ્યાજ ખેડૂત પાસેથી વસુલ કરી શકાશે નહિ. સીલેકટ કમિટીએ કોઈ વિધવા અથવા બાળકો જેનો જીવનનિર્વાહ આવા વ્યાજ ઉપર ચાલતો હોય તેમને આ બીલની મર્યાદામાંથી બહાર રાખેલાં છે.

ખેડૂતોની વ્યાખ્યા વિસ્તારવામાં આવી છે. તેમા ખેતીની જમીનના કોઈ ભાગને ભાડે રાખનાર પેટા ખેડૂતને પણ ખેડૂત તરીકે ગણવામાં આવ્યો છે. લેણદારની વ્યાખ્યામાં લેણદાર અથવા તેના વારસદારો, કાયદેસરના પ્રતિનિધિઓ અને પાવર ધરાવનારાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. સીલેકટ કમિટીએ વ્યાજ ૬ ટકાને બદલે ૬। ટકા ઠરાવ્યુ છે. કોઈ પણ શાહુકાર આથી વધારે વ્યાજ ચાર્જ કરી શકશે નહિ. આ રીતે આ કાયદો બને ધારા-સભાઓએ પસાર કર્યો છે. અને તેને ગવર્નર જનરલની સમતિ પણ મળી ગઈ છે. આવા વિશાળ કાયદા ઉપર ઘણી ટીકાઓ અને વિરોધી લખાણો તથા અરજીઓ થઈ છે. જૂના જમીનદારો અને શાહુકારોને આ કાયદાથી ઘણી તકલીફ અને નુકસાની ભોગવવી પડશે એ ખુલ્લી વાત છે. પણ આવા કાયદાના અમલ માટે બહુ સાવચેતી રાખવી જોઈશે. શાહુકારો કે જમીનદારો એમાં કયાંક છિદ્ર શોધી એની રાહત આપનારી કલમોને શિથિલ બનાવવાના પ્રયત્નો જરૂર કરશે. મદ્રાસના ખેડૂતો ઉપર ઓછામાં ઓછુ ૧૦૦ કરોડ રૂપિયાનુ કરજ સરકાર ધીરી શકે તેટલી ધનવાન નથી.

હિંદી ખેડૂતોના કરજનો સવાલ બહુ ગંભીર છે. સહકારી ધોરણે સ્થપાયેલી બેંકો આ કરજનો નિકાલ લાવી શકી નથી. કાચી ચીજોના ભાવો છેલ્લાં પાંચસાત વરસો થયાં ઘટી ગયાં છે. આથી ખેડૂતો વધારે સંકોચ અને નાણાંભીડમાં આવ્યા છે સરકારી બેંકોની ધીરધારો આજ ઘણી ઠરી અને વસુલ ન થઈ શકે તેવી થઈ ગઈ છે. હિંદી સરકારને માટે આ ભારે

કાયદો ઊભો થયો છે શાહુકારોમાંથી ઘણા મોટું વ્યાજ લે છે. ક્યારેક કોથળી છોડામણી અને બીજી રીતે સવાયા પણ વસૂલ કરી લે છે. છતા તેમને મોટું જોખમ ખેડવું પડે છે ઘણી વખતે તેમનાં નાણાં ખોટાં થાય છે પંજાબ વગેરે પ્રાંતોમા તો ખેડૂતની જમીન કોર્ટની ડીક્રી નીચે પણ ખેતીનો ધંધો નહિ કરનારને સોંપાતી નથી

ખેડૂતોને કરજ વિહોણા કરી એમને તદ્દન મુક્ત કરવા માટે ત્રણ ધોરણે કામ કરવુ જોઈએ: (૧) શાહુકારો અને લેણદારોનાં કરજનુ નિયમન કરી લાયસેન્સની પદ્ધતિદ્વારા બધું કરજ શિસ્તમા લાવવામાં આવે; (૨) ખેડૂતોના સાધનો જોઈ તેમના ગજા જેટલી જ કરજની રકમ નક્કી કરવામાં આવે; (૩) નાના ખેડૂતોને જોઈએ ત્યારે ખેતીના કામ માટે સસ્તા દરે નાણાં મળે તેવી વ્યવસ્થા કરવામા આવે આ પછી જમીનદારો ખોટો લાભ ખેડૂતો પાસેથી ન લે તેવા રાહતના કાયદાની પણ જરૂર રહે છે ભાવનગરમાં ખેડૂતનાં કરજની ચૂકવણી રાજ્યે કરી, પરંતુ ભવિષ્યમાં કરજ અટકાવવા માટે સરકારી બેંકોની સ્થાપના કરી નથી. પંચાયતોની સ્થાપના અને બીજા કાયદાઓ પણ કરેલ છે, છતા સરકારી બેંકોના અભાવથી ત્યાં ખેડૂતો કરજ કરતા શરૂ થવાની ફરિયાદ છે

બિહારમા ત્યાંની સરકારે નાણા ધીરનારુ બીલ પાસ કર્યુ છે આના પરિણામે શાહુકારો સાથે ખેડૂતના કરજની પતાવટ જલદી થઈ શકવાના સંયોગો ઉત્પન્ન થયા છે. ત્યાં ખેડૂત સાથે પતાવટ કરવા મડળોની યોજના કરી છે પરતુ હિંદના ખેડૂતોનો મોટો ભાગ જૂના કરજ પેટે કાંઈ આપી શકે તેવી હાલતમા નથી આ વરસનો જ દાખલો લો. કપાસના પાકમાંથી ખેડૂત કાંઈક વ્યાજ ભરી શકે પરતુ અમેરિકાના મોટા પાકને લીધે હિંદી ખેડૂતને કપાસનાં નાણાં બાર આના પણ મળી શકતા નથી શાહુકારો પાસે ઉધાર લઈ જેમતેમ પોતાનુ ગુજરાન નિભાવ્યા સિવાય ખેડૂતોને છૂટકો નથી સરકારી બેંકોની વિશાળ યોજના વગર હિંદી ખેડૂતોને સ્વરાજ મળવુ મુશ્કેલ છે છતા આવા મદ્રાસ જેવા કાયદા જરૂર એમને રાહત આપે છે.

મધ્ય પ્રાંતમાં ખેડૂત અને શાહુકારો વચ્ચે સમાધાન કરનાર અધિકારીઓ નીમાયા છે. પણ ખેડૂતોની ગીરવી રાખેલી જમીનમાથી ખેડૂતનુ ગુજરાન થાય એટલી જમીન પણ તેમને સ્વાધીન કરવા શાહુકારો ના પાડે છે ખેડૂતોને હપ્તા આપવાની ગોઠવણ કરી આપે છે, પરતુ ઘણા ખેડૂતો એવા દીન છે કે સાદા હપ્તા પણ ભરી શકતા નથી. બગાળના ખેડૂત રાહત કાયદા મુજબ સમાધાન કરનારા અધિકારીઓને ખેડૂતની ત્રણ એકર જમીન હોય તો તેમાંથી એક એકર જમીન રાચમાં લઈ શકાય એવી આજ્ઞાની સત્તા ધરાવે છે. પરતુ બગાળમાં તો લોર્ડ કોર્નવોલીસનો જમાબંધીનો જમીનદારોની તરફેણનો કાયદો ચાલે છે તેથી મોટો ભાગ જમીનદારોની દયા ઉપર હમેશાં રહે છે. હમણા એ હમેશની જમાબંધીના કાયદાને શિથિલ બનાવવા બગાળમાં હીલચાલ ચાલે છે.

હિંદમા સર્વે પ્રાંતોના ખેતીના સંયોગો જુદા જુદા છે. સૌને લાગુ પડે એવો એક જ કાયદો બનાવ્યાથી તકલીફ ભરેલુ થશે તેથી સૌ પ્રાંતો પોતપોતાના પ્રાંતના સંયોગો પ્રમાણે કાયદા ઘડે છે. મુંબઈના પ્રધાનમંડળે પણ હમણાં ખેડૂતોને તાત્કાલિક રાહત આપતો કાયદો પસાર કર્યો છે. પરતુ હમેશની રાહત માટે એમને વધારે વિશાળ કાયદો પસાર કરવો પડશે. આ તાત્કાલિક કાયદાની રૂએ શાહુકારોના દબાણમાંથી ખેડૂતોને રક્ષણ મળશે. રૉયલ ખેતીના કમિશનરે એની ભલામણ કરી હતી કે જે કરજ વીસ વરસોમા પાછું ન ભરાય તે કરજ રદ

તેમની હવે આ દબાણુથી મુક્તિ થશે કાયદો ઘણો વિશાળ છે. વ્યાજ અને કરજમાં મોટો ઘટાડો કરી એ ખેડૂતને રાહત આપે છે સાથે સાથ સજ્જન શાહુકારોને ૭ ટકા જેટલું વ્યાજ વ્યાજબી રીતે કમાવાની જોગવાઈ કરી આપે છે. ખેડૂતોને નીચોવી નીચોવી તેની મહેનત અને પરસેવાનાં ફળો ખાઈ જનાર શાહુકારોને આ કાયદો વેપારી ધોરણ ઉપર મૂકે છે. શાહુકારી ધંધાને વેપારી ધંધા જેવો સાદો સીધો બનાવે છે.

મદ્રાસનો કાયદો ખાસ ખેડૂતોને માટે ઘડાયો છે. ખેડૂતો સિવાય બીજાઓને માટે એમાં અવકાશ રાખવામાં આવતો નથી. આ કાયદાની પ્રસ્તાવનામાં જણાવવા મુજબ ખેડૂતોના જૂના કરજ પેટે રાહત આપવાની એની ખાસ યોજના છે. નવા કરજ માટે ૭ ટકાથી વધારે વ્યાજ આપી શકશે નહિ. અમુક સંયોગોમાં માત્ર મૂળ રકમ આપવાથી જ છૂટકારો થઈ શકશે. નવા કરજ માટે ખાસ લાભ ખેડૂતોને આપવામાં આવ્યો નથી. શાહુકારોના ચોપડા તપાસી કોર્ટ સાદાઈ અને સરળતાથી કાયદાને અમલમાં લાવે તેવી એની યોજના છે.

સીલેક્ટ કમિટીએ બીલમા એક અગત્યનો ફેરફાર કર્યો છે. તેથી કાયદામાં વધારે ચોકસાઈ આવી છે ખેડૂતોના કરજ માટે મંદી પહેલાંના અને મંદી પછીનાં કરજો એવા બે ભાગો કરવામા આવ્યા છે. તેની મર્યાદા માટે તા. ૧ ઓક્ટોબર ૧૯૩૨ ની તારીખ આ બે ભાગોની વચ્ચે મૂકવામા આવી છે. તા. ૧ લી ઑક્ટોબર ૧૯૩૨ પહેલાંના કરજ ઉપર ચડેલા વ્યાજ માટે તદ્દન રાહત આપવાની વ્યવસ્થા કરાઈ છે. અને તા. ૧ ઓક્ટોબર ૧૯૩૨ પછીનાં કરજનાં નાણા માટે સીલેક્ટ કમિટીએ પાંચ ટકાનું વ્યાજ ઠરાવ્યું છે. પાંચ ટકા ઉપરનું વ્યાજ ખેડૂત પાસેથી વસુલ કરી શકાશે નહિ. સીલેક્ટ કમિટીએ કોઈ વિધવા અથવા બાળકો જેનો જીવનનિર્વાહ આવા વ્યાજ ઉપર ચાલતો હોય તેમને આ ખીલની મર્યાદામાંથી બહાર રાખેલાં છે

ખેડૂતોની વ્યાખ્યા વિસ્તારવામાં આવી છે. તેમા ખેતીની જમીનના કોઈ ભાગને ભાડે રાખનાર પેટા ખેડૂતને પણ ખેડૂત તરીકે ગણવામાં આવ્યો છે. લેણદારની વ્યાખ્યામાં લેણદાર અથવા તેના વારસદારો, કાયદેસરના પ્રતિનિધિઓ અને પાવર ધરાવનારાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે. સીલેક્ટ કમિટીએ વ્યાજ ૬ ટકાને બદલે ૬૫ ટકા ઠરાવ્યું છે. કોઈ પણ શાહુકાર આથી વધારે વ્યાજ ચાર્જ કરી શકશે નહિ. આ રીતે આ કાયદો બંને ધારાસભાઓએ પસાર કર્યો છે. અને તેને ગવર્નર જનરલની સંમતિ પણ મળી ગઈ છે આવા વિશાળ કાયદા ઉપર ઘણી ટીકાઓ અને વિરોધી લખાણો તથા અરજીઓ થઈ છે. જૂના જમીનદારો અને શાહુકારોને આ કાયદાથી ઘણી તકલીફ અને નુકસાની ભોગવવી પડશે એ ખુલ્લી વાત છે. પણ આવા કાયદાના અમલ માટે બહુ સાવચેતી રાખવી જોઈશે. શાહુકારો કે જમીનદારો એમાં ક્યાંક છિદ્ર શોધી એની રાહત આપનારી કલમોને શિથિલ બનાવવાના પ્રયત્નો જરૂર કરશે. મદ્રાસના ખેડૂતો ઉપર ઓછામાં ઓછું ૧૦૦ કરોડ રૂપિયાનું કરજ સરકાર ધીરી શકે તેટલી ધનવાન નથી

હિંદી ખેડૂતોના કરજનો સવાલ બહુ ગંભીર છે. સહકારી ધોરણે સ્થપાયેલી બેંકો આ કરજનો નિકાલ લાવી શકી નથી. કાચી ચીજોના ભાવો છેલ્લાં પાંચસાત વરસો થયાં પડી ગયાં છે. આથી ખેડૂતો વધારે સંકોચ અને નાણાંભીડમાં આવ્યા છે. સરકારી બેંકોની ધીરધારો પણ ઘણી ડૂબી અને વસૂલ ન થઈ શકે તેવી થઈ ગઈ છે. હિંદી સરકારને માટે આ બેરે

કાયદો ઊભો થયો છે. શાહુકારોમાંથી ઘણા મોટું વ્યાજ લે છે કયારેક કોથળી છોડામણી અને બીજી રીતે સવાયા પણ વસૂલ કરી લે છે. છતાં તેમને મોટું જોખમ ખેડવું પડે છે. ઘણી વખતે તેમનાં નાણાં ખોટાં થાય છે. પંજાબ વગેરે પ્રાંતોમાં તો ખેડૂતની જમીન કોર્ટની ડીક્રી નીચે પણ ખેતીનો વર્ગ નહિ કરનારને સોંપાતી નથી

ખેડૂતોને કરજ વિહોણા કરી એમને તદ્દન મુક્ત કરવા માટે ત્રણ ધોરણે કામ કરવું જોઈએ (૧) શાહુકારો અને લેણદારોના કરજનુ નિયમન કરી લાયસેન્સની પદ્ધતિદ્વારા બધુ કરજ શિસ્તમાં લાવવામાં આવે; (૨) ખેડૂતોનાં સાધનો જોઈ તેમના ગજા જેટલી જ કરજની રકમ નક્કી કરવામાં આવે; (૩) નાના ખેડૂતોને જોઈએ ત્યારે ખેતીના કામ માટે સસ્તા દરે નાણાં મળે તેવી વ્યવસ્થા કરવામાં આવે આ પછી જમીનદારો ખોટો લાભ ખેડૂતો પાસેથી ન લે તેવા રાહતના કાયદાની પણ જરૂર રહે છે. ભાવનગરમાં ખેડૂતનાં કરજની ચૂકવણી રાજ્યે કરી, પરતુ ભવિષ્યમાં કરજ અટકાવવા માટે સરકારી બેંકોની સ્થાપના કરી નથી. પંચાયતોની સ્થાપના અને બીજા કાયદાઓ પણ કરેલ છે, છતાં સરકારી બેંકોના અભાવથી ત્યાં ખેડૂતો કરજ કરતા શરૂ થવાની ફરિયાદ છે

બિહારમાં ત્યાંની સરકારે નાણા ધીરનારું બીલ પાસ કર્યું છે આના પરિણામે શાહુકારો સાથે ખેડૂતના કરજની પતાવટ જલદી થઈ શકવાના સંયોગો ઉત્પન્ન થયા છે. ત્યા ખેડૂત સાથે પતાવટ કરવા મડળોની યોજના કરી છે પરતુ હિંદના ખેડૂતોનો મોટો ભાગ જૂના કરજ પેટે કાંઈ આપી શકે તેવી હાલતમા નથી. આ વરસનો જ દાખલો લો. કપાસના પાકમાંથી ખેડૂત કાંઈક વ્યાજ ભરી શકે પરતુ અમેરિકાના મોટા પાકને લીધે હિંદી ખેડૂતને કપાસનાં નાણા બાર આના પણ મળી શકતા નથી શાહુકારો પાસે ઉધાર લઈ જેમતેમ પોતાનુ ગુજરાન નિભાવ્યા સિવાય ખેડૂતોને છૂટકો નથી સરકારી બેંકોની વિશાળ યોજના વગર હિંદી ખેડૂતોને સ્વરાજ મળવુ મુશ્કેલ છે છતાં આવા મદ્રાસ જેવા કાયદા જરૂર એમને રાહત આપે છે.

મધ્ય પ્રાંતમાં ખેડૂત અને શાહુકારો વચ્ચે સમાધાન કરનાર અધિકારીઓ નીમાયા છે. પણ ખેડૂતોની ગીરવી રાખેલી જમીનમાંથી ખેડૂતનુ ગુજરાન થાય એટલી જમીન પણ તેમને સ્વાધીન કરવા શાહુકારો ના પાડે છે. ખેડૂતોને હપ્તા આપવાની ગોઠવણ કરી આપે છે, પરતુ ઘણા ખેડૂતો એવા દીન છે કે સાદા હપ્તા પણ ભરી શકતા નથી. બંગાળના ખેડૂત રાહત કાયદા મુજબ સમાધાન કરનારા અધિકારીઓને ખેડૂતની ત્રણ એકર જમીન હોય તો તેમાંથી એક એકર જમીન હાથમાં લઈ શકાય એવી આજ્ઞાની સત્તા ધરાવે છે. પરતુ બંગાળમાં તો લોર્ડ કોર્નવોલીસનો જમાબંધીનો જમીનદારોની તરફેણનો કાયદો ચાલે છે. તેથી મોટો ભાગ જમીનદારોની દયા ઉપર હમેશાં રહે છે. હમણા એ હમેશની જમાબંધીના કાયદાને શિથિલ બનાવવા બંગાળમાં હીલચાલ ચાલે છે.

હિંદમા સર્વે પ્રાંતોના ખેતીના સંયોગો જુદા જુદા છે. સૌને લાગુ પડે એવો એક જ કાયદો બનાવ્યાથી તકલીફ ભરેલુ થશે તેથી સૌ પ્રાંતો પોતપોતાના પ્રાંતના સંયોગો પ્રમાણે કાયદા ઘડે છે. મુબઈના પ્રધાનમડળે પણ હમણાં ખેડૂતોને તાત્કાલિક રાહત આપતો કાયદો પસાર કર્યો છે. પરતુ હમેશની રાહત માટે એમને વધારે વિશાળ કાયદો પસાર કરવો પડશે. આ તાત્કાલિક કાયદાની રૂએ શાહુકારોના દબાણમાંથી ખેડૂતોને રક્ષણ મળશે. રોયલ ખેતીના કમિશનરે એવી ભલામણ કરી હતી કે જે કરજ ત્રીસ વરસોમાં પાછું ન ભરાય તે કરજ રદ

(૧૪) 'સુડાં'ની. (૧૫) 'મન ભમરા'ની: (૧૬) 'ડુંગરિયા'ની: (૧૭) 'પવડા'ની: (૧૮) 'ધણુરા ઢોલા'ની: (૧૯) 'સાદડાં'ની: (૨૦) 'અલબેલા'ની:—વગેરે.

આ બધી પ્રસિદ્ધ દેશીઓનાં અસલ, આખાં ગીતો શ્રમ કરીને પાછાં મેળવવા જેવાં અને સમુદ્ધારવા જેવાં છે: તેમ થવાથી આપણુ લોકસાહિત્ય તેટલા પૂરતુ વિશેષ સમૃદ્ધ થશે.

આખ્યાનશૈલી માટે અનુકૂલ 'દેશીઓ'નો વળી અલગ વિભાગ છે: છતાં એની ભૂમિકા પણ લોકસંગીત પર જ રચાયેલી છે. વિક્રમના સત્તરમા શતકના પ્રારંભથી કડવાંબદ્ધ આખ્યાનોની રચના, વિશેષે કરીને, બ્રાહ્મણીય કવિઓએ કરેલી જોઈ શકાય છે. 'પદ' જેવાં ટૂંકાં કડવાંવાળાં આખ્યાનો (ઉદાહરણ. સં ૧૫૪૮માં રચાયેલું જનાર્દન ત્રવાડીનું 'ઉષાહરણ') આ સમય પહેલાં થયાં છે.

પરંતુ તે પછીના આખ્યાનકાળના 'કડવા'[1]ના ત્રણ વિભાગ પડી શકે છે:

(૧) રાગસૂચક મુખબંધ;

(૨) ઢાળ; અને

(૩) વલણ, ઊથલો કે પૂર્વ છાંયો

'મુખબંધ' ઉપર આશાવરી, દેશાખ, કેદારો, મેવાડો, રામગ્રી, ધન્યાશ્રી વગેરે આખા કડવાના રાગનું નામ આપવામાં આવે છે.

'ઢાળ'ના ખાસ કરીને ત્રણ પ્રકાર જોવામાં આવે છે: એ 'ઢાળની દેશીઓ', એક રીતે તપાસતાં, પિંગળના, કોઈ હરિગીતને મળતી, કોઈ ચોપાયાને મળતી કે કોઈ સોપાઈને મળતી હોય છે. ઊલટાક્રમે, કેટલાક છંદોને આખ્યાન માટે 'છંદની ચાલ' બનાવીને, કવિઓએ વાપરી છે.[2]

આ 'દેશીઓ'નું પૃથક્કરણ, તેનું ઘનીકરણ અને વ્યવસ્થીકરણ કરવાથી, તેમાંથી માત્રામેળ, ગણમેળ કે અક્ષરમેળ વૃત્તોની ઉત્પત્તિ સમજાવી શકાય છે: પરંતુ અહીં તે વિષય અપ્રસ્તુત હોવાથી, માત્ર લોકસંગીતની દૃષ્ટિએ 'દેશીઓ'નો પરિચય કરવાનું હાથ પર લઈએ છીએ.

કર્મણમંત્રીના 'સીતાહરણ' [રચના સંવત ૧૫૨૬; 'પ્રાચીન ગુર્જર કાવ્ય': દી. બા. કેશવલાલ ધ્રુવની આવૃત્તિ:]માંનું પૃષ્ઠ ૪૪ ઉપરનું 'સપન ગીત':

"એક જ અચરજ સહી ! આ ભણૂ, બોલઈ ત્રિજટા બહિનઃ
રામલક્ષ્મણ બિહૂ જાણૂ, લંકા આવ્યા વાનર સેનિ·
—મઈ લાધું સપનૂ સખિ!"

તથા 'સીતાહરણનાં ધૂલ'—એ કાવ્યમાંના દૂહા, ચૂપઈ, છપ્પય, પવાડુ–વગેરે આખ્યાનનો સળંગ રચનાબંધથી જુદાં પડી જાય છે.

તે જ પ્રમાણે ભીમકૃત "હરિલીલા ષોડશકલા' (રચના સંવત ૧૫૪૧: શ્રી. અંબાલાલ જાનીની આવૃત્તિ·)માંનાં પ્રારંભનાં 'ગણેશગીત', 'સરસ્વતીગીત' તથા 'વેલાઉલિવાણી ગીત' (પૃ. ૬૮):

---

૧ 'कडवकम्' શબ્દ

૨ ઉદાહરણ તરીકે: છંદ ભૂજંગીની ચાલ, હરિગીતની ચાલ, ચંદ્રાઉલાની દેશી વગેરે.

'થડ-વિણુ એક મહાવૃક્ષ ઊગ્યું, પ્રસરી શાખા પંથ'

'પ્રહ્લાદનું સ્તવન':

'ત્વં હરિ એક સનાતન, ભક્તવત્સલ ભગવત હો:
સર્વ ભૂતનઈ હૃદિ વસઈ, અંતરયામી અનંત હો–"

તથા કૃષ્ણજન્મોત્સવનું 'વસંતગીત' (પૃ. ૧૪૬):

"નન્દ કરઈ આનન્દ, પુત્ર જન્મ્યા પ્રેમાનન્દ:
હરખ્યુ સુર નરનાયક ઇન્દ્ર, કાંપ્યુ કંસાસુર મન્દ રે:
—રે ગોકુલિ જનમ્યા ગોવિન્દ."

અને રાસક્રીડાનું 'વિરાડી ગીત': (પૃ. ૧૫૩)

"આનદ એક અભિનવુ રે, વૃન્દાવન મઝારિ:
વંશ વજાવઈ વિઠ્ઠલુ રે, તેણઈ છંદઈ નાચઈ નારી,
વૃંદાવનિ ગોપી નાચઈ રે, તેણઈ રંગિ રાચઈ રામ–"

તે જ પ્રમાણે મલ્લ અખાડા વખતનાં સિંધુ રાગનાં 'ત્રોટક' સાથેનાં પદ: (પૃ. ૧૬૦-૧૬૧): ભ્રમરગીતાનું પદ્ધડી છંદનું ગીત (પૃ. ૧૬૭) રુક્મિણી હરણનાં 'ધવલ'; છેલ્લુ કલશનું ગીત (પૃ. ૨૧૬)—એ પ્રમાણે ચાલુ પદબંધથી નિરાળાં પાડેલાં એવાં ગીતો પ્રાચીન આખ્યાન કાવ્યોમાં ગૂંથેલાં જોઈ શકાય છે.

જનાર્દનના 'ઉષાહરણ' (રચના સંવત ૧૫૪૮)માં તો દરેક 'કડવું' જ નાના 'પદ' જેવું છે. એટલે એક આખુ 'ગીત-કાવ્ય' જ છે એમ કહીએ તો ચાલે. જ્યાં પણ તેમાં યે (પૃ. ૮૦)

'આદિ ઉષાએ આલોચિઉં': સાહેલડી રે:
ગવરીવર। કરિ સાર: સાહેલડી રે'

—એવી 'સાહેલડીની દેશી'; તથા (પૃ. ૮૩)

'ન પરણું રે અસુરકુંઆરી'

—ના ધ્રુવપદવાળું પદ ૧૬મું: તથા

'અઢાઈ વરતા વારિયા, હગ ગોપાલા રે'

—વાળું ૨૭મું પદ—એટલાં ખાસ ધ્યાન ખેંચે છે. અને તે પદો વિશેષે કરીને ગેય હશે એમ લાગે છે.

ભાલણકૃત 'નળાખ્યાન' (રચના સંવત ૧૫૪૫ (?)' શ્રી. રામલાલ મોદીની આવૃત્તિ કડવું ૧૮)માં

'પિયુડા! આવો રે, ભક્ષ કરે છ વ્યાલ:
નળ મૂકાવો રે—'

—જેવી દેશી દીઠામાં આવે છે; છતાં એ કાવ્ય સત્તરમા શતકથી શરૂ થયેલી કડવાબદ્ધ આખ્યાનોની પદ્ધતિને વધારે મળતું આવે છે. એટલે એમાંથી વધારે ઉદાહરણ લેવાં ઠીક નથી.

કેશવદાસકૃત 'દશમસ્કંધ' અનુવાદ (રચના સંવત ૧૫૨૯)માંનાં ગીતો અને દેશીઓનો ઉલ્લેખ સ્થલસંકોચથી મૂકી દેવો પડ્યો છે.

આ પ્રમાણે સોળમા શતકમાં જૈનેતર કાવ્યોનું કલેવર છે. નાકરના સમય ( સં. ૧૫૭૫–૧૬૨૫ )થી કડવાંબદ્ધ આખ્યાનોની શરૂઆત થયેલી તે છેક પ્રેમાનંદ યુગના અંત સુધી, એટલે લગભગ વિક્રમના ૧૯મા સૈકાની શરૂઆત થતા સુધી ચાલુ રહી. તે પછી છૂટક પદ, ભજન, ગરબા, ગરબી અને 'મીરાં'નો યુગ આવ્યો.

પ્રેમાનંદ કવિનો 'દશમસ્કંધ અનુવાદ' તથા 'ઓખાહરણ' જેવાં રસપૂર્ણ આખ્યાનોમાં, કાવ્યના રચનાબંધ ભેગાં વણી લીધેલાં સુંદર ગીતો મળી આવે છે. ખરાં, તોપણ સામાન્યતઃ આખ્યાનના એકધારા રચનાબંધમા ખૂબ વૈવિધ્ય ભર્યું હોય એવાં કાવ્યો જૈનેતરોમાંથી ખોળી કાઢવાં અઘરાં છે. લગભગ અશક્ય છે.

'રાસાઓ'નું કલેવર અનેક દેશી ગીતમાલાનુ બનેલુ હોય છે 'અમુકની દેશી' કહીને આપેલાં તેમાંની કેટલીક 'દેશીઓ'નાં આદર્શગીતનાં ઉપડતાં ચરણ જ એવા કવિત્વમય અને મોહક આવે છે કે તેના આખા ગીત માટે વાંચકને સ્વાભાવિક જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે: નીચેની, પ્રમાણમાં લાંબી લાગે તેવી, છતાં ખૂબ વિચારપ્રેરક નીવડે તેવી યાદી અકારાદિ ક્રમથી આપું છું: તેનો ઉદ્દેશ તથા હેતુ આગળ ઉપર જણાવીશ:

( ૧ ) 'અડશો મા જો, હાં રે વાલમિયા!
અડશો મા જો—'
( ૨ ) 'અબ તું ધીરા રે—'
( ૩ ) 'અનોપમ સુપનડાં રે'
( ૪ ) 'આજની હે ભેટ, દીસે નાહલો'
( ૫ ) 'એક વજ ઊછાળતો રે'
( ૬ ) 'એણે આંગણડે પિયુ રમિયો હોરી'
( ૭ ) 'એ દુઃખ કુણ મુજ મેટે?
મનમેં રંગ રલી'
( ૮ ) 'આવો અલબેલા હો નાહ,
રમણ કરો મુજ મંદિરે હોજી'
( ૯ ) 'આજ સખિ, મનમોહનાં'
(૧૦) 'આવી ધૂતારા નંદના, તેં 'ધૂત્યું' ગોકુલગામ'
(૧૧) 'આજ ધુરાધુર ધુંધળો હો લાલ'
(૧૨) 'ઓ સખિ! ઊગ્યો ચંદ કે
ચાંદો અમી ઝરે કે'
(૧૩) 'આજ હજારી ઢોલો પ્રાહુણો'
(૧૪) 'અમદાવાદના ખેડચા રે, વાલિમ્! વહેલો આવજે'
(૧૫) 'ઓલે કાંઠે ગંગા ને પેલે કાંઠે જમુના'
(૧૬) 'ઓધવ! માધવને કહેજે'
(૧૭) 'ઓધવ પ્રીતિવચન, ગોપી બોલે રે'
(૧૮) 'ઊબરિયાને ગાજે હો,
ભટિયાણી રાણી ચિહુ દિશે.'

(૧૯) 'એડી રી ગેડી કરું, મારા લાલ !'
(૨૦) 'ઈડર આંબા આંબલી રે, ઈડર દાડમ દ્રાખ.'
(૨૧) 'એક દિવસ રુકિમણી હરિ હાથે—'
(૨૨) 'કપૂર હોયે અતિ ઊજળો રે'
(૨૩) 'કેસરવર્ણો હો, કાઢી કસુંબો મ્હારા લાલ !'
(૨૪) 'કહું કહું મન મૂરખ મેરે !'
(૨૫) 'કાન્હા, પ્રીતિ લાગી હો'
(૨૬) 'કહાન બજાવે વાંસળી, હરિ જોવા સરીખો.'
(૨૭) 'કુંતા રે માતા ઈમ ભણે'
(૨૮) 'કોઈલો પર્વત ધુંધલો રે લો'
(૨૯) 'કાગળિયો કિરતાર ભણી શી રીતે લખું રે ?'
(૩૦) 'કાયાવાડી કારમી'
(૩૧) 'કામણકુ કીધું રાણી મિણલ કાજિ'
(૩૨) 'ગઢડામેં ઝૂલે સહિયા ! હાથણી'
(૩૩) 'સખિ ગઢડામાં વાજે શબ્દ મૃદંગના'
(૩૪) 'ગોરી માહરી છોડો ઘોડીલાની વાગ રે :
લશ્કર વહી ગયું રે'
(૩૫) 'ગિરધરે આવે લો'
(૩૬) 'ગળિયા રે સાજન મિલ્યા'
(૩૭) 'ઘર આયો જી આબો મોરિયો'
(૩૮) 'ચતુર સનેહી મોહનાં'
(૩૯) 'ચદનરી કટકી ભલી'
(૪૦) 'ચરણાલી ચામુંડા રણ ચઢે'
(૪૧) 'ચાલ, ચતુરા ચદ્રાનની !'
(૪૨) 'ચંગ રણરંગ મગલ હુઆ અતિ ઘણા
ભૂરિ રણતૂર અવિદૂર વાજે'
—એ કડવાની દેશી.
(૪૩) 'છાનો રે' છપીને કના ! ક્યાં ગયો રે !'
(૪૪) 'જૂઠા બોલા રે જાદવા !'
(૪૫) 'જા જા રે બાંધવ ! તું બડો'
(૪૬) 'જીવણજી ! બોલ દીજિયે જી'
(૪૭) 'જોઉં રે શામળિયાનું મુખડું'
(૪૮) 'જી રે મારે જાગ્યો કુંવર જામ,
તવ દેખે દોલત મગી'
(૪૯) 'ડુંગરપુરરા સોનીડા ! મને વિંછીયડો ઘડી આલ રે'
(૫૦) 'તુમ્હે પીતાંબર પહેર્યાંજી'

(૫૧) 'તેતરિયા ભાઈ તેતરિયા'
(૫૨) 'તિહુયણ તારણ તીરથ, પાસ–ચિંતામણિ રે'
(૫૩) 'થરથર કંપતી રે'
(૫૪) 'થારાં મોહલા ઉપરિ મેહ:
ઝરુખે વીજળી, હો લાલ!'
(૫૫) 'થારા ને મ્હારા કરહલા! ચરતાં એ કણ ઠામ, હમીરા!'
(૫૬) 'થારો નગર ભલો, જોધાણો રાજજી.'
(૫૭) 'દેવર! દૂર ખડા રહો, લોક ભરમ ધરેંગા'
(૫૮) 'દેહુ દેહુ નણન્દ, હઠીલી'
(૫૯) 'દખ્ખણ દોહલો, હો રાજ!'
(૬૦) 'ધોબીડા રે! ધોજે રે મેલાં લુગડાં રે'
(૬૧) 'નિંદડલી વેરણ હોઈ રહી'
(૬૨) 'નથ ગઈ, મેરી નથ ગઈ'
(૬૩) 'નાનો તે નાનો નાહલો રે'
(૬૪) 'નદી યમુનાકે તીર, ઊડે દોય પખિયા'
(૬૫) 'પ્રીતમ સેંતી વિનવે, પ્રેમદા ગુણની ખાણ, મેરે લાલ!'
(૬૬) 'પ્રોહિતજી! અલગા રહોને'
(૬૭) 'પડિતિયારે! તું તો જોવે જોષ કે'
(૬૮) 'પરદેશી લાલ! મોરી અખિયાં લગી'
(૬૯) 'પ્રેમલદેવ પ્રેમરૂ, મનભમરા રે'
(૭૦) 'પુરવ મિત્ર તિહાં તેડિયા, સાહેલડિયાં'
(૭૧) 'બેડલે ભાર ઘણો છે, રાજ!
બાતાં કેમ કરો છો?'
(૭૨) 'ભાદ્રવે ભીસ મચાણી'
(૭૩) 'મેઘ! મન કાંઈ ડમડોલે?'
(૭૪) 'મનમધુકર મોહી રહ્યો'
(૭૫) 'મુજરો માનો, જાલીમ જાટણી!'
(૭૬) 'મેં તો તને છાનો હો રસિયા! તેડિયો'
(૭૭) 'મારગડામાં જોઉં છું, આવે પ્યારો કાન્હ'
(૭૮) 'મ્હારા આલીગારા નાહ! મારુડા–રી મ્હારી નથ ગઈએ'
(૭૯) 'માહરો નન્દકુવર કેણે દીઠો?'
(૮૦) 'મ મ કર, જીવડા! ઓ મ્હારો મ્હારો'
(૮૧) 'મારગ સન્મુખ તાળ, ઊડે એહ ઘણીરી'
(૮૨) 'મ્હારો દેને દેને હો નણદલ! પોમચો'
(૮૩) 'યોગીડાને કહેજો રે આદેશ'
(૮૪) 'રજની ન જાવે રે'
(૮૫) 'રામચન્દ્રકે બાગ, ચાંપો મહુરી રહ્યો રી'

(૮૬) 'રાણી હાથિં કુકડો, લેઈ ડસડસ રોય'
(૮૭) 'રાવણ સરિખો ગર્જ્યો રે'
(૮૮) 'રહો રહો, રહો રહો વાહલા!'
(૮૯) 'રતન કુરો મુખ સાંકડો રે, સાહિબા!'
(૯૦) 'રાજ! મુજ લેખુ માગસ્યે એ'
(૯૧) 'લડથડતા મારે આંગણિયે :
કાંઈ અમલ કરી ઘર આવ્યા? મારા રાજ!'
(૯૨) 'લખિયો લોક લોચને, ઓળખિયો અહિનાણું:
હો પન્થી મારા!'
(૯૩) 'લોહારણ જાયો દીકરો, સોનારી હે'
(૯૪) 'લીંબુડાની મારી નહી મરું રે : વાહાલા!
બોલવચન બળી જઉં એ!'
(૯૫) 'વાડી ફૂલી અતિઘણી, મનભમરા રે!'
(૯૬) 'વીણા વજાવે રે'
(૯૭) 'વાદલ દસે દિશ ઊનહ્યા'
(૯૮) 'શેરીમાંહે રમતો દીઠો'
(૯૯) 'શહેર ભલુ પણ સાંકડુ'
(૧૦૦) 'સાચી વાત કહું છું આજ, સુણો સહુ કાને રે'
(૧૦૧) 'સુણ મેરી સજની! રજની તજાવો રે'
(૧૦૨) 'સુડલા! સદેશો કહેજે મ્હારા પૂજ્યને રે'
(૧૦૩) 'સખિરી! ડુંગરિયા હરિયા હુઆ'
(૧૦૪) 'એ તો સરસ કથા અધિકાર, સુણો, મૂકી આમળો' સનેહી સાંભળો:
(૧૦૫) 'સાહેલડી હો! લૂંબાઝૂંબા વરસલો મેહ'
(૧૦૬) 'સુણ બહેની! પિઉડો પરદેશી'
(૧૦૭) 'સાહેલડી! યૌવનલાહો લીજિયે, હો લાલ!'
(૧૦૮) 'સુણ સુણ, કન્તારે! શીખ સોહામણી'
(૧૦૯) 'શિયાળો ભલે આવિયો'
(૧૧૦) 'સુધારસ મોરલી વાગે'
(૧૧૧) 'સુણ સુણ, પિયુ! મુજ વિનતિ'
(૧૧૨) 'સાંચો કીધો શામળિયાં'
(૧૧૩) 'સૂતો સિંહ જગાવિયો'
(૧૧૪) 'સૂરત બંદર મડણો'
(૧૧૫) 'સ્વર્ગલોકથી ફૂલડું આવ્યુ'
(૧૧૬) 'હરિયા! મન લાગો રે'
(૧૧૭) 'હો મતવાલે સાજ્નાં!'
(૧૧૮) 'હીંચ રે હીંચ, હઈયાં હિંડોલે'
(૧૧૯) 'હેડીલાને મ લાગો નેહ નિવાહો'

સોળ, સત્તર અને અઢારમી સદીમાં રચાયેલા જૈન રાસોમાંથી આ યાદી ઉપજાવી કાઢેલી છે. આદર્શ ઢાળ તરીકે સ્વીકારેલાં આટલાં વૈવિધ્ય ભરેલાં લોકપ્રિય ગીતોનાં ચરણો એટલું બતાવી આપે છે કે જૈનયતિઓએ બ્રાહ્મણીય સાહિત્યનાં, તેમના સમયમાં લોકઝીલાતાં બનેલાં ગીતોનો પણ આધાર પોતાની રચનાને લોકપ્રિય બનાવવા લીધો છે.

'દેશી'ના વળી બે ભેદ પડે છેઃ કેટલીક 'દેશીઓ' વર્ણનાત્મક આખ્યાન શૈલીની દૃષ્ટિએ, એટલે માત્ર શ્રાવ્ય પ્રસંગોમાં સવિશેષ અનુકૂળ જણાઈ આવે છે. ત્યારે કેટલીક ખાસ કરીને કોઈ ભાવ અથવા લાગણીનું નિદર્શન કરવામાં અનુકૂળ આવે તેવી ગેય સ્વરૂપની હોય છે; આ બીજા પ્રકારની 'ગેય દેશીઓ' 'ગીત' નામથી ઓળખાય છે. ઉપર જે બે મોટી યાદીઓ આપી તેમાં બને પ્રકારની દેશીઓનાં ચરણો છે. પ્રત્યેક 'દેશી'નું મૂળ સ્થાન અને અસલ સ્વરૂપ ખોળવામાં જ સારા સંશોધકની કસોટી છેઃ તે માટે વ્યાપક તેમજ ઊંડા અભ્યાસની જરૂર છેઃ તેમ તેવા શાસ્ત્રીય પરિશ્રમ માટે પ્રવાસની પણ તેટલી જ જરૂર છે.

ગુજરાતી સાહિત્યપરિષદ અને તેને અંગે મળતા સાહિત્યસંમેલનના કાર્યવાહકોએ આવી શોધખોળના કાર્યમાં અભ્યાસીઓને સક્રિય પ્રોત્સાહન આપવાની જરૂર છે. અમદાવાદમાં મળેલી ગઈ સાલની બેઠકમા, "નરસિંહ મહેતાના પદોનો મારવાડમા પ્રચાર" એ નામના મારા લેખને અંતે મેં પરિષદનું ધ્યાન આ દિશામા દોરવાની તક લીધી હતી. પરતુ તેનું કાંઈ પરિણામ આવ્યું જણાતું નથી. માટે આ બીજે પ્રસંગે એ પ્રશ્ન ફરીથી રજૂ કરવાની હિંમત કરું છું.

યુનિવર્સિટીઓ તરફથી અભ્યાસીઓને જેવી રીતે થોડીઘણી આર્થિક મદદ મળે છે; અને તેમને તેમના અભ્યાસના ઉપયોગી વિષયોનું first hand જ્ઞાન મેળવવાની જોગવાઈ કરી અપાય છે, તેવી કોઈ પદ્ધતિએ, ગુજરાતી સાહિત્યનાં વિવિધ અંગોને લગતી શોધખોળને પરિષદ જેવી સંસ્થા જ ઉત્તેજી શકે તેમ છે. તેનો યોગ્ય પ્રબંધ કરવા વિનંતિ છે.

બ્રાહ્મણીય સંપ્રદાયના કવિઓના 'આખ્યાનો'ને પડ છે. જૈન કવિઓના 'રાસાઓ'માં દૂહા ચોપાઈના વર્ણનાત્મક કાવ્યબંધ ભેગી, સ્થળેસ્થળે લોકપ્રસિદ્ધ દેશીઓ અને ગીતોની રમ્ય ગૂંથણી કરેલી જોઈ શકાય છે. આ પ્રમાણેની 'દેશી'ની પ્રચુરતા શા કારણે હશે તે વિચારવા જેવું છે.

જૈન યતિઓ આઠ માસના વિહાર પછી, ચોમાસું કરવાને નિમિત્તે દેશપરદેશમા ફરતા કોઈ સ્થળે ઠરી ઠામ રહેતા; અને તે તે શહેર અગર ગામડાના સામાજિક તથા ધાર્મિક જીવનનો અભ્યાસ કરતા. વળી તે તે દેશના લોકસંગીતની રચનાઓ, સાંભળતા; અને એમાંથી જે તેમને પોતાની રચનામા ગૂંથવા યોગ્ય લાગતુ તેવું 'દેશી સંગીત' ઉપાડી લેતા અને તેનો તેઓ સ્પષ્ટ અંગીકાર પણ કરતા. આમ તેમના રાસાઓદ્વારા ગુજરાતના લોકસંગીતમાં નવાં તત્ત્વો અને સાધનોનુ ભરણું એમનીદ્વારા થયું છે એ ભૂલવા જેવું નથીઃ ઉદાહરણ તરીકે, બે પ્રમુખ જૈન કવિઓ ઋષભદાસ અને સમયસુંદર—તેમનાં કાવ્યોમાંથી તેમનો લોકસંગીત સાથેનો ગાઢ પરિચય પાનેપાને જોઈ શકાય છે. આ કારણથી, દેશીઓની રચનાદૃષ્ટિએ, આ કવિઓનો સૂક્ષ્મ અભ્યાસ થવાની જરૂર છે.

'દેશીઓ'નાં ઊપડતાં ચરણો (જુઓ ઉપરની યાદી) તરફ સહજ નજર કરવાથી જણાય છે કે એમનું મૂળ આપણા હાલના ગુજરાતની સીમાઓ બહાર ખોળવું પડે તેમ છે. અકબરે સને ૧૫૭૩માં ગુજરાત લીધું; અને પછી ઈ. સ. ૧૫૮૫ના અરસામાં ગુજરાતના 'સુબા' (પ્રાંત)ની રાજ્યવહીવટી સીમાઓ નવેસર નક્કી કરી; અને તેમ કરતાં, ઉત્તરમાંથી મારવાડ અને માળવા અને દક્ષિણ પૂર્વમાંથી ખાનદેશ એ ભાગને ગુજરાતથી જુદા પાડ્યા.

પરિણામે, તે સમયથી વર્તમાન ગુજરાતની સીમામાં વસનાર ગુજરાતીઓનો સંબંધ તથા સંસર્ગ એ પડોશના પ્રાંતોથી અલગ થતો ગયો. ખાનદેશ અને માળવાના પ્રાંતોએ ગુજરાતી સંસ્કૃતિ ઉપર જેટલી અસર કરી હશે તેના કરતાં મારવાડ અને ઉત્તર ગુજરાતના સરહદી પ્રદેશે ચિરંતન અસર કરી છે. ગુજરાતની મુખ્ય જાતિઓનાં આદિનિવાસ સ્થાન પણ મારવાડ અને ઉત્તર ગુજરાતમાં ખોળવાં પડે તેમ છે. તેથી જ આપણી ભાષા, સાહિત્ય, સામાજિક આચાર તથા રૂઢિ વગેરેનો સંબંધ જેટલો તે ભાગ સાથે છે તેટલો બંગાળ, મહારાષ્ટ્ર કે સિંધ સાથે નથી

તેથી જ ગુજરાતના દેશી સંગીત ઉપર મારવાડની સ્પષ્ટ અસર છે. પ્રચલિત ઢાળોનાં મૂળ ખોળીશું તો કોઈ મારવાડી ગીત સાથે તેનું સગું શોધી શકાશે: કવિ ન્હાનાલાલે લોકપ્રિય કરેલો 'રૂપલા રાતલડીમા ઊઘડે ઉરનાં બારણા, હો બ્હેન—એ 'સંભારણાં' રાસનો ઢાળ

'લાલજી ! કારતક મહિને રથ :
જાદવરાય જોતર્યા હો લાલ :
વહેલા આવજો હો લાલ !'"

—એ કૃષ્ણકથાને લગતા ગીતને અનુસરનો છે. પરંતુ આ ગીતના પહેલાં રચાયેલ, છેક સોળમાં સૈકાનાં એ જ 'રાસ'માં આદર્શ દેશી તરીકે આપેલ નીચેનું ગીત મળી આવે છે. તેની મારવાડી ભાષા સૂચક છે:

'થારા મોહલા ઉપરિ મેહ :
ઝરૂખે વીજળી હો લાલ :
ઝરૂખે વીજળી હો લાલ"

આ તો એક જ ઉદાહરણથી સંતોષ માન્યો છે.

—આમ જણાય છે કે આપણાં ગીતોના પ્રચલિત 'ઢાળ' સૈકાઓ જૂના છે: અને એમાંના ઘણાનું પીયેર મારવાડ તથા વ્રજની ભૂમિ છે. હાલમાં કહેવાતુ 'કાઠિયાવાડી' 'સોરઠી' તથા 'ગુજરાતી' પ્રાચીન લોકસાહિત્ય આ દષ્ટિએ, કંઈક અસલીગીતોની બીજી, ત્રીજી અથવા ચોથી આવૃત્તિ પણ હોય એમ માનવા કારણ રહે છે. તેથી મધ્યકાલીન સાહિત્યના અભ્યાસમાં 'દેશીઓ'નો વિભાગ મહત્ત્વનું સ્થાન લે છે એ ધ્યાનમાં રાખવા જેવું છે.[૧]

[અનુસંધાન પાન ૨૯૬]

હિંસક રાજદ્વારી ગુનાઓ પ્રમાણે સજા પામેલા અમુક કેદીઓને છોડી મૂકવાની બાબતમાં યુક્તપ્રાંત અને બિહારનાં મહાસભાવાદી પ્રધાનમંડળો અને ગવર્નરો વચ્ચે મતભેદ ઊભો થવાનું એ જ કારણ હતું કે પ્રધાનોને મને હિંસક રાજદ્વારી કેદીઓને છોડી મૂકવાથી સુલેહશાંતિનો ભંગ નહિ થાય, જ્યારે ગવર્નરોએ ગવર્નર જનરલના હુકમથી એ જાતનો મત આપ્યો કે એ જાતના કેદીઓને એકસામટા છોડી મૂકવાને પરિણામે પ્રાંતોમાં સુલેહશાંતિ જોખમાશે. પ્રધાનો મક્કમ રહેતાં ગવર્નરોએ પોતાની ખાસ સત્તા વાપરી કાયદો ને વ્યવસ્થાના પ્રધાને રાજદ્વારી કેદીઓને છોડી મૂકવાના છોડેલા હુકમને અટકાવ્યો; આ સામે પ્રધાનોનું કહેવું એમ હતું કે કેદીઓની અલ્પસંખ્યા જોતા એમના છૂટવાથી પ્રાંતની સુલેહશાંતિ જોખમાવાનો કશો જ ભય નહોતો. પચ્ચીસ ત્રાસવાદીઓને છોડી મૂકવાથી જે પ્રજાકીય સરકારના કારોબારમાં અરાજકતા ફાટી નીકળે અને એને અંકુશમા ન મૂકી શકે એ પ્રજાકીય સરકાર પોતાનું નૈતિક દેવાળુ જાહેર કરે છે એમ કહેવાય. અને જે કઈ ગડબડગોટા થાય એની સીધી જવાબદારી તો પ્રધાનોની રહે છે આ ઉપરાંત છૂટનાર કેદીઓને પ્રધાનો જાતે મળીને એમની પાસે ખાતરી મેળવી શક્યા હતા કે એમનો વિશ્વાસ ત્રાસવાદમાંથી ઊઠી ગયો હતો. આ સંજોગોમા અને અમુક અનિષ્ટ પરિણામ આવશે એવી ધારણાના પાયા ઉપર ગવર્નરો પ્રધાનોના તંત્રીય કારોબારમાં ડખલ કરે એ ઉઘાડી આપખુદી સિવાય બીજુ કશું ન ગણાય. આ ઉપરાંત અધિકારગ્રહણ કરતાં પહેલા કોંગ્રેસને ગવર્નર જનરલ અને હિંદી પ્રધાન તરફથી સામાન્ય સંજોગોમા રાજકારોબારના રોજબરોજના વ્યવહારમાં પ્રધાનોના કામમાં ગવર્નરો ડખલ નહિ કરે એ જાતની સમજ આપવામા આવી હતી.

આ કારણોને લીધે ગવર્નરોનો બચાવ સાવ લૂલો થઈ જતો હતો.

ચૂંટણીના જાહેરનામા પ્રમાણે કોંગ્રેસ રાજદ્વારી કેદીઓને છોડી મૂકવા બંધાયેલી હોવાથી એને માટે આ મડાગાંઠ એક અતિ મહત્ત્વની ને ગભીર થઈ પડી. મૂઠીભર ત્રાસવાદી કેદીઓને પણ ન છોડી શકાય એટલી બધી પ્રધાનોની સત્તાહીનતા જોઈને કોંગ્રેસને એમ લાગ્યું કે આ રીતે પ્રધાનો પોતાના હોદ્દા ઉપર ન રહી શકે અને સરકારને વિચાર કરવાની એક વધુ તક આપવાના હેતુથી મહાત્માજીની સલાહથી હરિપુરા બેઠકની વિષયવિચારિણી સમિતિ અને ખુલ્લી બેઠકે એ જાતનો ઠરાવ ન કર્યો કે જેથી બીજા પ્રાંતોના કોંગ્રેસ પ્રધાનમંડળો પણ રાજીનામાં આપી દે.

આ ઠરાવ મહાસભાના અગ્રણીઓનાં રાજદ્વારી વ્યૂહ ને ડહાપણના નમૂના રૂપ હતો. હાથે કરીને મહાસભા બંધારણીય મડાગાંઠ ઊભી કરી સમસ્ત દેશમા સરકાર સામે નવી હિલચાલ ઉપાડવા આ તબક્કે નથી માગતી એ યુક્તપ્રાન્ત, બિહારના પ્રધાનમંડળનાં રાજીનામાં ને ત્રાસવાદી કેદીઓના છૂટકારા ઉપરના ઠરાવ ઉપરથી સ્પષ્ટ થયુ આ ડહાપણભર્યા ઠરાવથી બ્રિટીશ સરકારની સ્થિતિ દુનિયાની અને હિંદી જનતાની નજરે વધુ પાંગળી થઈ પડી.

પરતુ અણધારી આ બંધારણીય મડાગાંઠથી ઉપસ્થિત થયેલી પરિસ્થિતિએ મહાસભાવાદીઓને વિભક્ત થતા અટકાવ્યા. મતભેદના અનેક મુદ્દાઓ આ નવી પરિસ્થિતિની તાણમાં વિસરાઈ ગયા અને નરમ ને ગરમ વિચારસરણીવાળા કોંગ્રેસવાદીઓને બ્રિટીશ સત્તા સામે એકસાથ સામનો કરવા માટે વધું તત્પર મનવાળા બનાવ્યા. દરેક મહાસભાવાદીને

એમ લાગવા માંડ્યું કે જો આ ક્ષણે સંગઠિત ને એકત્રિત પ્રતિકાર કરવામાં કોંગ્રેસ નિષ્ફળ નીવડી તો ઉગ્ર થતી જતી રાષ્ટ્રીય મુક્તિની હિલચાલને બ્રિટીશ સત્તા તાત્કાલિક તો કચરી નાખશે. નરમ અને ગરમ વિચારસરણીમાંથી ફલિત થતી કાર્યપ્રણાલીની દુર્બળતાને આગળ લાવી કોંગ્રેસને વિભક્ત કરી સત્તાધીશોને હાથે 'પરસ્પરનો વિપરીત વિનાશ' વહોરી લેવો કે આંતરિક મતભેદ ભૂલી જઈને સામ્રાજ્ય સત્તાને મજબૂત પડકાર આપવો ને મહાસભાવાદી રાષ્ટ્રવાદની એકતા ને અભંગતા સિદ્ધ કરી સયુક્ત બળનો પરચો બતાવવો એ પ્રશ્ન મોખરે આવી પડ્યો નરમ અને ગરમ વિચારસરણી ધરાવનાર મહાસભાવાદીઓના ડહાપણને લીધે વિભક્ત થવાની શક્યતા દૂર હટી ગઈ અને મહાસભાનું અધિવેશન સંયુક્ત સામનાની નવી શક્યતા ઊભી કરી પૂરું થયું.

## રાષ્ટ્રપતિનું ભાષણ

મહાસભાના દરેક વાર્ષિક અધિવેશન વખતે નવા આવનાર પ્રમુખના ભાષણમાં સામાન્યરીતે એવી આશા રાખવામાં આવે છે કે એઓ આગલાં વરસોની પોતાની રીતે બારીક સમીક્ષા કરે, એમાંથી વિધાનો દોરે અને અનુમાનો ખેંચે તથા આગામી વરસ દરમિયાન પોતાના નેતૃત્વ હેઠળની મહાસભાની કાર્યનીતિની રૂપરેખા આપે. રાષ્ટ્રપતિ સુભાષબાબુના ભાષણમાં ઉપસી આશા સારી રીતે ફળી છે એમ કહી શકાય આંતરરાષ્ટ્રીય રાજકારણ ને અર્થકારણની હાલની ઉગ્રતાની વિદ્વત્તાપૂર્ણ સમીક્ષા, બ્રિટીશ સામ્રાજ્યનું વર્તમાન જગતમાં અલ્પતાને પામતુ જતુ સ્થાન અને એનુ લય પામતું સ્વરૂપ, ચીન જાપાન સંગ્રામ, ફાસીઝમ ને પ્રજાતંત્રવાદ વચ્ચે ચાલતી ઉગ્ર અથડામણ, જગતના રાજકારણના તોફાની મેદાનમાં હિંદનું સ્થાન અને હિસ્સો, હિંદી સ્વાતંત્ર્ય હિલચાલનો નવો તબક્કો, નવા બંધારણ પછી ઊભી થયેલી ફેડરેશનની સમસ્યા વગેરે બાબતોની એમનાં ભાષણમાં સુંદર, વિદ્વત્તાભરી ને મનનપૂર્ણ ઊંડી સમીક્ષા કરવામાં આવી છે. દા. ત., જગતરાજકારણની મહાયુદ્ધ બાદ ઉપસ્થિત થયેલી પરિસ્થિતિમાં બ્રિટીશ સામ્રાજ્યના ધણી બ્રિટનનાં વર્તમાન અને ભાવિ સ્થિતિ વિશે બોલતાં એમણે કહ્યું કે "આજે બ્રિટીશ સામ્રાજ્ય ઇતિહાસના એક 'ક્રૉસ રોડ' ઉપર ઊભું છે." એટલે કે આજે એ કઈ દિશામાં હવે પ્રયાણ કરશે એ ચોક્કસ કહી શકાતું નથી. "ક્યાં તો ભૂતકાળમાં લય પામી ગયેલા સામ્રાજ્યોને પંથે એ પળશે કે ક્યાં તો સ્વતંત્ર રાષ્ટ્રોના એક સમૂહતંત્રમાં એનુ રૂપાંતર થશે ૧૯૧૭મા ઝારીસ્ટ સામ્રાજ્ય તૂટી ગયું પણ એનાં ખંડિયેરમાંથી આજનુ સોશ્યાલિસ્ટ સોવિયેટ રીપબ્લિક ઊભું થયું છે રશિયન ઇતિહાસમાંથી કંઈક પાઠ શીખવાનો હજી પણ બ્રિટનને માટે સમય છે. એવો પાઠ એ શીખશે?"

## ઇતિહાસનો ત્રિભેટો

ઇતિહાસના ત્રિભેટા ઉપર ઊભેલ બ્રિટન નષ્ટ થયેલાં ભૂતકાલીન સામ્રાજ્યોની દશા પસંદ કરશે કે પોતાના સામ્રાજ્યને સ્વતંત્ર ને સમાન રાષ્ટ્રોના સંઘમા ફેરવી નાખશે એ હમણાંની સ્થિતિમાં કહી શકાય એવું નથી. બ્રિટીશ પરદેશનીતિ અને સામ્રાજ્યની બંદીવાન પ્રજાઓની સ્વતંત્રતાની પ્રવૃત્તિને જુલમી સત્તા કે ભેદી કૂટનીતિથી દાબી દેવાની બ્રિટનની વિનાશક પ્રવૃત્તિ ઉપરથી તો જરૂર એમ લાગ્યા વિના નથી રહેતું કે જે ભૂતકાલીન સામ્રાજ્યસત્તાધીશોએ પોતાના જ વિનાશમાં કરી હતી એવી ભૂલ આજે સત્તાધારી બ્રિટીશ રાજપુરુષો કરી રહ્યા છે. ભાગલા પાડીને રાજ કરવાની નીતિમાં બ્રિટીશ સત્તાધીશો એટલા લાંબા સમયથી ટેવાઈ

ગયા છે કે એમને એ સિવાય બીજા કોઈ સારા રસ્તા સૂઝતા જ નથી પૅલેસ્ટાઈન કે ઝાંઝીબાર, આયર્લૅાંડ કે હિંદ દરેક સ્થળે બ્રિટીશ રાજનીતિનું પ્રધાનલક્ષણ શાસિતોમાં ફાટફૂટ પડાવી, અંદર અંદર ઝઘડા કરાવી એમને નબળા પાડી એમની કમજોરી ઉપર પોતાની સત્તા ટકાવી રાખવાનુ જ રહ્યું છે. આ ભાગલા પાડીને રાજ કરવાની બ્રિટીશનીતિ લાંબે ગાળે બ્રિટનના સાચા હિતને નુકસાનકારી છે એ વસ્તુ શ્રી સુભાષબાબુએ બહુ સ્પષ્ટપણે બતાવી છે. ભાગલા પાડીને રાજ કરવાની બ્રિટીશ પદ્ધતિને લીધે બ્રિટીશ સામ્રાજ્યનીતિ ને પરદેશનીતિ બેધારા રંગ ધારણ કરે છે. શ્રી સુભાષબાબુના જ શબ્દોમાં કહીએ તો—

"ભાગલા પાડીને રાજ કરવાની નીતિના કેટલાક દેખીતાં લાભો જણાવા છતાં એ શાસક સત્તાને માટે અમિશ્રિત કલ્યાણરૂપ નથી હકીકતે એ નવી સમસ્યાઓ અને નવી ગૂચવણો ને મૂંઝવણો ઉપસ્થિત કરે છે ગ્રેટબ્રિટન પોતાને હાથે પેદા કરેલ રાજકીય દ્વિમુખીતા–Political dualism–ની જાળમાં સપડાઈ ગયું લાગે છે. હિંદમાં એ કોને રાજી રાખશે? હિંદુને કે મુસ્લિમને? પૅલેસ્ટાઈનમાં એ કોની તરફદારી કરશે–આરબની કે યહૂદીની? ઈરાકમા કૂર્દની કે આરબની? ઈજિપ્તમા ત્યાના રાજાની હારમાં બેસશે કે વફદીની? એ જ જાતની દ્વિમુખીતા સામ્રાજ્યની બહાર પણ માલમ પડે છે. સ્પેનની બાબતમાં બ્રિટીશ રાજપુરુષો જનરલ ફ્રાંકો કે સત્તારૂઢ રીપબ્લિકન સરકારની તરફદારી કરવી એ બાબતમા વહેચાઈ ગયા છે અને વિશાળ યુરોપિયન રાજકારણના ક્ષેત્રમાં ફ્રાન્સનો પક્ષ લેવો કે જર્મનીનો એ એમને મૂંઝવી મારે છે"

## બ્રિટનનું ભાવી

આ તો બ્રિટીશ નીતિની બેધારી પદ્ધતિની વાત થઈ. પણ ભૂતકાળથી અનુસરાયેલી એ પદ્ધતિના ફલસ્વરૂપ બ્રિટીશ સામ્રાજ્યની વર્તમાન સ્થિતિની સમીક્ષા કરતાં એમણે સ્પષ્ટ શબ્દોમાં નક્કર હકીકત જણાવી છે.

"આજે કેટલી યે જગ્યાએ બ્રિટીશ સામ્રાજ્ય તાણ અનુભવી રહ્યું છે. સામ્રાજ્યની અંદર આ તાણની જગ્યાઓ પશ્ચિમમાં આયર્લૅાંડ અને પૂર્વમાં હિંદ છે. મધ્યમાં ઈજિપ્ત અને ઈરાક સાથે પૅલેસ્ટાઈન છે. સામ્રાજ્યની બહાર ભૂમધ્યમાં ઈટલી અને દૂર પૂર્વમાં જાપાન દબાણ કરી રહ્યા છે. અનંતોષની આ પાર્શ્વભૂમિકા સામે સોવિયેટ રશિયા ઊભુ છે, જેનુ અસ્તિત્વ માત્ર સામ્રાજ્યવાદી રાષ્ટ્રોના શાસકવર્ગોના દિલમાં ભયનો ચમકારો પેદા કરે છે આ જાતના આંતરબાહ્ય દબાણ ને તાણની એકત્રિત અસર સામે બ્રિટીશ સામ્રાજ્ય કયા સુધી નભી શકશે?"

## રાષ્ટ્રીય ઐક્યની અનિવાર્યતા

પોતાના વક્તવ્યની શરૂઆત આંતરરાષ્ટ્રીય રાજકારણમાં આજે કામ કરતાં પરિવર્તનકારી પરિબળો ને એની પ્રત્યક્ષ ને પરોક્ષ અસરની સમીક્ષા કરી શ્રી સુભાષબાબુ હિંદી રાજકારણની આજની મહાઆવશ્યક ને મૂંઝવણભરી સમસ્યા તરફ વળે છે. આ સમસ્યા તે હિંદુ મુસ્લિમ વૈમનસ્ય ને આગામી ફેડરેશનનો સામનો શી રીતે કરવો એ છે. જ્યારે હાલની પ્રધાન આવશ્યકતા છે લઘુમતિ વધુમતિ કોમો વચ્ચે જબરદસ્ત એકરાગ ને ઐક્યની. હિંદની લઘુમતિ ને બહુમતિ કોમો વચ્ચે કોઈપણ રીતે જો આજે રાજદ્વારી માગણીની એકતા લાવી શકાય તો જ આગામી ફેડરેશનનો સફળ સામનો થઈ શકે. આતરરાષ્ટ્રીય અથડામણોની ઉગ્રતા વચ્ચે બ્રિટનના હિતસંબંધોની વર્તમાન વિષમતાને કારણે આજે જે

હિંદની બધી કોમોને રાષ્ટ્રીય મહાસભાના છત્ર હેઠળ એકઠી કરી બ્રિટનને એકત્ર સામનો આપી શકાય તો હિંદના પ્રશ્નનું નિરાકરણ આજે જીવનકાળમાં કોઈ પણ સમયે હતું એના કરતાં કેટલુંયે સહેલું થઈ પડે આ વસ્તુ એમના ધ્યાનમાં હોવાને લીધે એમણે કોમી પ્રશ્નના નિરાકરણ અંગે કહ્યું કે "આ પ્રશ્નના અંતિમ નિરાકરણ માટેના પ્રયત્નો કરવા માટે હમણાં બહુ સારો વખત છે."

અત્યારે કોમી પ્રશ્નને કાયમનો હલ કરવાના પ્રયત્નો શરૂ કરવા એ બહુ ઈષ્ટ વસ્તુ છે એમાં તો શકા જ ન હોય. સવાલ એ છે કે આજે મુસ્લિમ લઘુમતિ કોમનું માનસ જોતાં એમા સફળતા કેટલી મળશે, અને કયા પાયા ઉપર એ પ્રશ્નનું નિરાકરણ કરવાનુ શરૂ થાય તો એમાં સફળતા મળે એ જોવુ રહ્યું. સુભાષબાબુ તો કહે છે કે "ફક્ત આપણા (હિંદુ મુસ્લિમ વગેરે કોમોના) સર્વસામાન્ય હિતસંબંધો–રાજકીય ને આર્થિક–ઉપર વધારે ભાર દેવાથી જ આપણે કોમી ભાગલા ને ફાટફૂટને વટાવી શકીએ.' રાજકીય ને આર્થિક સમાન હિતસંબંધો ઉપર ભાર દેવાથી કોમી ભાગલાને ફાટફૂટનો અંત લાવી શકાશે એ હજુ અસિદ્ધ વસ્તુ હોઈ એ રસ્તે કોમી સમાધાન નક્કરમા સાધી શકાય એમ કહેવું અતિ કઠીન છે. હિંદુ મુસ્લિમ આમજનતાના આર્થિક હિતો એક જ હોવા છતાં કોમીવાદનું ઝેર આજે રાષ્ટ્રશરીરમાં એટલે અંશે વ્યાપી ગયુ છે કે આર્થિક એકતા ને સમતાની જાગૃતિના કરતાં કોમી ભિન્નતા ને દુર્બળતાનુ ભાન જ વધારે જોર કરતુ માલમ પડે છે. જગત આખામા સામુદાયિક વિનાશ ને દુર્ગતિ લાવનાર પ્રત્યાઘાતી બળોનુ પ્રાબલ્ય જ જામતુ જાય છે. હિંદ પણ વિનાશક પ્રત્યાઘાતવાદની અસરમા સપડાતુ જાય છે. રાષ્ટ્રવાદના ચોક્કસ અને સલામત ભાવિ વિશે નિર્ણય બાંધવો આજે અંધારે અક્ષર વાંચવા જેવુ કામ છે. છતાં એટલું તો ચોક્કસ દીસે છે કે ભારતવર્ષના ઐતિહાસિક પ્રકાશની આ ઘડીએ જો ભારતીય પ્રજા સામ્રાજ્યવાદી ને પ્રત્યાઘાતી બળો સામે એકત્રિત ને જાગૃત સામનો ન આપી શકે તો રાષ્ટ્રીય વિકાસ ઘણો રૂંધાઈ જાય.

આ વિકાસ રૂંધાતો ન અટકે એટલા વાસ્તે જ શ્રી. સુભાષબાબુએ વહેલી તકે કોમી ઐક્ય સ્થાપવાના પ્રયત્નની ખાસ જરૂર ઉપર ભાર મૂક્યો છે.

## કોમી ઐક્ય ને ફેડરેશન

આગામી મહિનાઓ દરમિયાન દેશનું ઉગ્ર રાજકારણ મધ્યસ્થ સરકારમાં ફેડરેશનની બ્રિટીશ યોજના દાખલ થતી અટકાવવાના પ્રયત્નો કરવામાં ને એના સફળ સામનાની તરકીબો શોધવામાં રોકાયેલું રહેવાનુ. કોમી વિખવાદ એ તો આપણો એક રીતે જૂનો રોગ હોવાથી એની ભયાનક વિષમતાથી આપણે ટેવાઈ ગયા છીએ. પરંતુ ફેડરેશનની નવી વ્યવસ્થાની ભયાનકતા નવી હોવાથી રાષ્ટ્રવાદી હિંદી પ્રજાને માટે આજે દેશનો એ મહાભારી પ્રશ્ન થઈ પડ્યો છે. દેશનાં ઉદ્દામવાદી તત્ત્વો ફેડરેશન સામે શી રીતે મોરચા માંડવા એ શોધવા વિચારવામાં ગંભીરપણે રોકાઈ પડ્યાં છે. અખિલ હિંદ મહાસમિતિની કલકત્તા ખાતેની બેઠકમા ફેડરેશન સબંધે સરદાર પટેલ અને શ્રી ભૂલાભાઈ દેસાઈએ રજૂ કરેલ ખરડામાં જણાવ્યા પ્રમાણે જવાબદાર માર્ગે ફેડરેશનના સામનાની એકે બારી નવા કાનૂનમાં ખુલ્લી નથી. એ ખરડા પછી મહાસભાવાદીઓની પૂરેપૂરી ખાતરી થઈ ગઈ છે કે બંધારણના ફેડરેશન વિરુદ્ધ સામનો સીધી અને સબળ લડત વિના શકય જ નથી. બ્રિટીશ સરકાર રીતે પડતી મૂકવા પણ તૈયાર નથી એ પણ હમણાં જ બ્રિટીશ તરફથી કહેવાઈ ગયુ છે

બ્રિટીશ સરકાર ફેડરેશનની યોજના થોડા વખતમાં જ દાખલ કરવા માગે છે અને રાષ્ટ્રીય મહાસભા એનો જબરદસ્ત સામનો કરવા માગે છે. મહાસભાના પ્રચંડ વિરોધનાં નીચેનાં કારણો શ્રી. સુભાષબાબુએ એમના વક્તવ્યમાં જણાવ્યાં છે

૧. ફેડરેશનમાં શાહી આર્થિક ને નાણાકીય હિતો ઉપર પ્રજાનો કાબૂ રહેવાનો નથી એ સત્તા ગવર્નર જનરલના હાથમાં સલામત રહેશે.

૨. હિંદની રક્ષણનીતિ ને પરદેશનીતિનુ સંપૂર્ણ સૂત્રસંચાલન બ્રિટીશ શાહી સરકારના હુકમ પ્રમાણે ગવર્નર જનરલ કરશે.

૩. બચાવ માટેના લશ્કરી ખર્ચની રકમ જોકે કુલ બજેટના ૬૦ ટકા જેટલી થશે તો પણ એના ઉપરનો કાબૂ ફેડરલ ધારાસભાઓનો નહિ પણ ગવર્નર–જનરલનો હશે

૪ ગવર્નર–જનરલ મધ્યસ્થ ફેડરલ બજેટની ૮૦૦ જેટલી રકમ ઉપર આપખુદ સત્તા ધરાવી શકશે.

૫. રીઝર્વ બેંક અને ફેડરલ રેલવે ઉપર ફેડરલ ધારાસભાઓનો અંકુશ રહેશે નહિં અને હમણા ધારાસભાના હાથમા એ બંને ખાતા ઉપર અસર કરવાની ને દબાણ લાવવાની જે થોડી પણ શકયતા છે તે પણ ચાલી જશે.

૬. હિંદની નાણાં ને હૂંડિયામણની નીતિ નક્કી કરવાની સત્તા ગવર્નર–જનરલના હાથમાં રહેશે.

ફેડરેશનની યોજના અંગે ઉપર જણાવેલા વાંધા એ જાતના છે કે હિંદી પ્રજાની સાર્વભૌમતાનો એમાં જરા જેટલો પણ સ્વીકાર નથી. હિંદ બ્રિટનનું સંસ્થાન છે અને રહેશે. આમ હોવાથી હિંદને સ્વતંત્ર ને સાર્વભૌમ રાષ્ટ્ર કરવા મથતી સંસ્થા મહાસભા ફેડરેશનની યોજના સાથે કદી પણ સંમત ન થઈ શકે. ઊલટું એનો વિરોધ કરવો એ જ એનો પ્રથમ ધર્મ થઈ પડે છે સવાલ એ છે કે એ સામનો કઈ રીતે કરવો. ફેડરેશનના પ્રબળ સામના માટે આખી પ્રજાને એકછત્ર હેઠળ ભેગી થઈ એકત્ર પડકાર કરે એ પ્રથમ ને અનિવાર્ય શરત છે. આજે એવી એકતા હિંદી પ્રજામાં છે? હિંદુ મહાસભા, મુસ્લિમ લીગ વગેરે કોમી જમાતોના અગ્રણીઓ આજે રાષ્ટ્રીય ધોરણે મહાસભા સાથે ઊભા રહેવા તૈયાર જ નથી. ઊલટું, એમની સાચી દુશ્મન જાણે રાષ્ટ્રીય મહાસભા હોય એવું એમનુ આજનુ વલણ છે. બ્રિટીશ સત્તાને તો એ જમાતો પોતાના હિતની રક્ષક ગણે છે.

આથી મહાસભાને માટે ફેડરેશનનો સામનો કરવાની પ્રાથમિક શકયતા જન્માવવી એ પ્રથમ કર્તવ્ય છે. સામનાની પ્રાથમિક શકયતા કોમી જમાતોના અગ્રણીઓ સાથે વાટાઘાટો કરવાના પ્રયત્નો કરી એમાં વારવાર નિષ્ફળ જવામાં નથી પરતુ પ્રજા ઉપર પોતાનો કાબૂ સુદૃઢ કરી આખી પ્રજાને મહાસભા હેઠળ લાવવામાં સમાયેલી છે. માજી રાષ્ટ્રપતિ પં. જવાહરલાલજીએ શરૂ કરેલ મુસ્લિમ જનતા સંપર્કની હિલચાલને પ્રાંતેપ્રાંતમાં વધારે વેગવાન બનાવી મુસ્લિમ લીગનો મુસ્લિમજનતા ઉપરનો કાબૂ હચમચાવી કાઢવામાં છે. એમાં મહાસભા સફળ ન થાય ત્યાં સુધી ફેડરેશનનો સામનો કરવાનો કોઈ પણ પ્રયત્ન સફળ થાય એવું લાગતું નથી.

# પંડિતજી ખરે શાસ્ત્રી

નરહરિ દ્વા૰ પરીખ

**સં**ગીતશાસ્ત્રી પંડિત નારાયણ મોરેશ્વર ખરેના અવસાનથી કેવળ ગુજરાતને જ નહિ પણ હિંદુસ્તાનને એક મોટી ખોટ પડી છે. ગાંધીજી હિંદુસ્તાનમાં આવ્યા ત્યારપછી આપણા પ્રજાજીવનના અંગ પ્રત્યંગમાં જે નવીન ચેતના સ્ફુરી તેમાં સંગીત તેમજ અન્ય લલિતકળાઓ પ્રત્યે ઉચ્ચ પ્રકારની અભિરુચિ જાગૃત થઈ. આપણી પડતીના સમયમાં સંગીતવિદ્યા મોટે ભાગે ચારિત્ર્યહીન સ્ત્રીપુરુષોને પનારે જઈ પડી હતી. તેમાંથી તેને છોડાવી ઉચ્ચભાવને પોષણ આપનારા સંગીતનો પ્રચાર કરવાનું પંડિત વિષ્ણુ દિગંબર શાસ્ત્રીએ ઉપાડ્યું. આપણા પંડિત ખરેજી તેમના પટ્ટ શિષ્ય. પોતાના ગુરુએ ઉપાડેલા કાર્યને આગળ ચલાવવામાં તેમણે પોતાની કાયા નિચોવી નાખી.

પંડિતજીનો જન્મ સતારા જિલ્લામાં તાસગાંવ તાલુકામાં ઈ. સ. ૧૮૮૯માં થયેલો. મીરજ સંસ્થાનના મહારાજના આશ્રયથી તેમણે વિદ્યાભ્યાસ કરેલો. સને ૧૯૦૭માં ૧૮ વર્ષની વયે જ્યારે મૅટ્રિકમાં ભણતા હતા ત્યારે વિષ્ણુ દિગંબર શાસ્ત્રીનો મેળાપ થયો. સંગીત માટેની તેમની લાયકાત જોઈ તેમણે પોતાની સાથે રહી સંગીતનો અભ્યાસ કરવા સૂચના કરી. મીરજ મહારાજાએ સાત વર્ષ સુધીનું તેમનું બધું ખર્ચ આપવા હા પાડી અને તેઓ પંડિત વિષ્ણુ દિગંબરના અંતેવાસી બન્યા. ચાર વર્ષમાં જ તેમણે સંગીતમાં સારી પ્રગતિ કરી અને પંડિત વિષ્ણુ દિગંબરે તેમને પોતાના ગાંધર્વ મહાવિદ્યાલયના અધ્યાપક મંડળમાં લીધા અને સને ૧૯૧૨માં તેના ઉપઆચાર્ય ( Vice-Principal ) બનાવ્યા.

આશ્ચર્યની વાત એ છે કે સંગીતકળા પંડિતજીના પિતાશ્રીમાં તેમ જ તેમનાં ભાઈબહેનોમાં પણ નહોતી. પંડિતજીના માના બાપ કેશવ બુવા ગોકટે કોલ્હાપુર તાબાનાં બાવડા સંસ્થાનમાં ઉસ્તાદ ગવૈયા હતા. અને પંડિતજીનાં માતુશ્રીમાં નૈસર્ગિક સંગીતશક્તિ હતી, જોકે તેમણે બિલકુલ અભ્યાસ નહિ કરેલો. બાપની શક્તિ દીકરીના એક જ બાળકમાં ઊતરી.

ગાંધીજીએ પોતાના આશ્રમ માટે આશ્રમજીવનમાં સમરસ થઈને રહી શકે એવા કો સંગીતશાસ્ત્રીની પંડિત વિષ્ણુ દિગંબર પાસે માગણી કરી. સ્વ. મગનલાલભાઈ રૂબરૂ મુંબઈના મહાવિદ્યાલયમાં જઈ આવ્યા તે વખતે ખરેજી તો ક્યાંક બહાર ગયેલા એટલે તેમનો અને મગનલાલભાઈનો ભેટો નહિ થયેલો. પણ પંડિત વિષ્ણુ દિગંબરે ખરેજીને પસંદ કરીને મોકલ્યા અને વિષ્ણુ દિગંબરની એ પસંદગી સોની નીકળી. સને ૧૯૧૮ના જાન્યુઆરીમાં ખરેજી આશ્રમમાં આવ્યા. અને ત્યારથી જ તેમની 'રઘુપતિ રાઘવ રાજારામ'ની ધૂનથી તથા ભક્તિરસથી તરબોળ ભજનોથી ગાંધીજી અને બીજા સૌ આશ્રમવાસીઓ ઉપર તેમણે જે ભૂરકી નાખી તે કાયમની રહી ગઈ. જુદેજુદે ઠેકાણે વસતા સઘળા જ આશ્રમવાસીઓ એ પ્રિય સ્વજનની ખોટ આજે અનુભવે છે.

પંડિતજી આશ્રમમાં આવ્યા તે દિવસનાં તેમનાં બૂટ મોજાં હાફકોટ ફેંટો વગેરે વેષ જોઈ કોઈને સહેજે વિચાર આવે કે આશ્રમના જીવનમાં આ ભાઈ કેમ ભળશે. પણ એ બાહ્ય સ્વાંગ ફેંકી દેતાં એમણે ક્ષણનો પણ વિલંબ ન કર્યો. અને ત્યારપછી આશ્રમની ઘટમાળમાં જે ફેરફારો થયા તે બધામાં તે આનંદ અને ઉત્સાહથી ભળ્યા. પાયખાનાં-સફાઈનું કામ આશ્રમમાં બધાને જ વારાફરતી કરવાનું આવતુ અને પંડિતજી એ કરતા ત્યાં સુધી એમના ગુરુભાઈ બીજા સંગીતશાસ્ત્રીઓ કાંઈ બોલતા નહિ, કારણ એમાં ઝાઝો વખત જતો નહિ. પણ ગાંધીજીએ આશ્રમમાં સંયુક્ત રસોડાનો પ્રયોગ ચલાવ્યો અને પંડિતજીએ રસોડામાં ઠીકઠીક વખત આપવા માંડ્યો ત્યારે એમના ગુરુભાઈઓ એમની મશ્કરી કરતા કે સંગીતનું કામ છોડી તમે આ દૂધદહીંની અને શાકની વ્યવસ્થામા ક્યાં પડ્યા છો? એ ટીકાનો જવાબ આપ્યા વિના પંડિતજી માત્ર હસતા જ. પરંતુ આ કામ જ્યારે કરતા હતા ત્યારે પણ સંગીતના અધ્યયનમાં અને અધ્યાપનમાં તેમણે લવલેશ ન્યૂનતા આવવા દીધી નથી એટલુ જ નહિ, પણ તે વખતેય આવા કામને મિથ્યા બોજારૂપ ગણતા હશે એવા બીજા સંગીતશાસ્ત્રીઓ કરતાં પંડિતજીનો સંગીતના કાર્યમાં ફાળો જરાયે ઓછો નહોતો, બલકે વધારે હતો. કારણ પંડિતજી આખા સંગીતમય હતા સવારે ચારથી તે રાતે નવ દશ વાગે સૂએ ત્યાં સુધી ગમે તે કામ તેઓ કરતા હોય પણ તેમના દિલમા સંગીતનુ જ રટણ ચાલતુ. તેમની પાસે સંગીત શીખવા ઇચ્છનારને તેઓ સંગીત શીખવવા હમેશાં તત્પર રહેતા અને તેના વખતની અનુકૂળતા સાચવવામાં પોતાને ગમે તેટલી અગવડ પડે તેમ હોય તેનો કદી વિચાર નહિ કરતાં, મારા જેવા સંગીતની બાબતમાં તદ્દન જડને પણ તેમણે સંગીત શીખવવા માંડેલું. એક વખત હું બાળકોને 'પશુમાં પડી એક તકરાર' એ કવિતા શીખવતો હતો. મને બરાબર ગાતાં ન આવડે એટલે જે બાળકને ઠીક આવડતુ હતુ તે વર્ગના બધાં બાળકોને ગવરાવે એમ હું ચલાવતો હતો. પંડિતજી મારા સાખ પાડોશી. તેમણે આ જોયું. એટલે મને કહે કે તમારે જેટલી કવિતાઓ શીખવવાની હોય તેટલી ગાતા તો તમને આવડવી જ જોઈએ. ચાલો હું શીખવાડું. મેં કહ્યું મને તો ગાતાં જ નથી આવડતુ અને હુ મારું ટટ્ટુ આમ જ ચલાવું છું. એટલે કહે હાર્મોનિયમની મદદથી ગાઓ ચાર દિવસ સુધી મને રોજ પકડે અને પેલી 'પશુમાં પડી એક તકરાર' એ કવિતા બરાબર ગાતાં શીખવે. પણ મારે ક્યાં શીખવી હતી? એટલે હું છટક્યો. કવિતા ગાવાને બદલે અર્થને અનુસરીને વાંચીને શીખવવાનો મેં સિદ્ધાન્ત કાઢ્યો અને પંડિતજી થાક્યા.

પંડિતજીનુ હૃદય ભક્તનુ હતુ. એમની બધી ભક્તિ ગુરુ પ્રત્યે ઢળેલી હતી. પંડિત વિષ્ણુ દિગંબરનું નામ દેતાં એમના ચહેરા ઉપર અનન્ય ભક્તિભાવનું સ્ફુરણ થતુ. અને આ ભક્તિભાવમાં વેવલાઈ નહોતી. એ ભક્તિભાવમાં તો સંગીતવિદ્યાની શુદ્ધ અને ઉચ્ચ ભૂમિકા ઉપર પ્રતિષ્ઠા કરવાના પંડિત વિષ્ણુ દિગંબરે આરંભેલા કામને આખા ભારતવ્યાપી કરવાનો દૃઢ સંકલ્પ હતો. વિષ્ણુ દિગંબરજીના અવસાન પછી તેમના બધા શિષ્યો સંગઠિત રહે અને આખા ભારતવર્ષમાં સ્થળે સ્થળે ગાંધર્વ મહાવિદ્યાલયો ચાલે એ માટે પંડિત ખરેજીએ જે તનતોડ પ્રયત્ન કર્યો છે તેનો હું સાક્ષી છું. તેઓ આશ્રમમાં આવ્યા ત્યારપછી અમદાવાદમાં તેમણે પોતાના ગુરુભાઈઓને બોલાવી સારે સારે ઠેકાણે કામે લગાડ્યા. એ બધા સંગીતના પ્રચારમાં પોતાનો ફાળો આપે એવું તેઓ ઇચ્છતા અને પેલા ભાઈઓની

કાંઈક અનિચ્છા હોય તોપણ તેમની પાસેથી વધારાનું કામ વિનવેતને કરાવતા, એટલે પ્રોત્સાહક અને પાવક પ્રભાવ પોતાના ગુરુભાઈઓ ઉપર તેઓ ધરાવતા.

આશ્રમમાં આવ્યા પછી આશ્રમના સિદ્ધાન્તો પ્રત્યે વિરલ શ્રદ્ધા અને ભક્તિ તેમણે કેળવ્યાં હતાં. તેઓ સાદા સરળ. ઉદ્યમી અને નમ્ર તો સ્વભાવથી જ હતા. તેના ઉપર નિઃસ્વાર્થ સેવાવૃત્તિ અને ત્યાગનો ઓપ ચડ્યો, આશ્રમમાં આવ્યા પછી સંગીતશાસ્ત્રી તરીકે તેમની કીર્તિ ગુજરાતમાં અને બહાર ફેલાઈ અને મોટા પગારવાળી નોકરીઓ વગેરે તેમની સામે આવી ઊભી રહેવા લાગી પણ એવા દ્રવ્ય પ્રત્યે કદી એમણે નજર તેમણે કરી નથી.

કર્તવ્યપરાયણતાનો ખ્યાલ તેમનો કેટલો ઊંચો હતો તેનું એક જ ઉદાહરણ બસ છે. આશ્રમમાં દાંડીકૂચની તૈયારીઓ ચાલી રહી હતી પ્રાર્થનામાં રોજ હજારોની મેદની ઊભરાતી. પંડિતજીનો નાનો દીકરો વસંત શીતળામાં સપડાયો હતો અને બચવાની આશા નહોતી. પંડિતજી તેની સારવારમાં ગૂંથાયેલા છતાં બન્ને વેળા પ્રાર્થનામાં નિયમિત હાજરી આપતા. છેલ્લે દિવસે તો મરણ સમીપ દેખાતું છતાં પોતાના વહાલા પુત્રની મૃત્યુશય્યા છોડી તેઓ પ્રાર્થનામાં ગયા. ત્યાં તેના મરણના સમાચાર આવ્યા. સંપૂર્ણ ધૈર્ય અને શાન્તિથી તે સાંભળી લીધા અને પ્રાર્થના પૂરી થયે જ ઘેર ગયા ગાંધીજીએ કહ્યું કે લક્ષ્મીબહેનના આશ્વાસન અર્થે ભલે તમે દાંડીકૂચમાં ન આવો, પણ એ ધીર પતિપત્નીએ સૂચના ન સ્વીકારી અને પંડિતજી પોતાના પુત્રના મરણને પાંચમે દિવસે દાંડીકૂચમાં નીકળ્યા.

લડત પૂરી થયા પછી અમદાવાદમાં ફરી પાછી પોતાની સંગીતપ્રચારની પ્રવૃત્તિ ઉપાડી. સંગીતના શિક્ષકો તથા પ્રચારકો તૈયાર કરવા વિદ્યાપીઠના આશ્રય નીચે એક સંગીત વિદ્યાલય કાઢ્યું અને સંગીતના સર્વસામાન્ય શિક્ષણ માટે અમદાવાદ શહેરમાં એક ગાંધર્વ વિદ્યાલય કાઢ્યું પંડિતજીના ઊંચા ગુણો અને નિર્મળ ચારિત્ર્ય એ આપણો આધ્યાત્મિક વારસો છે, ત્યારે પંડિતજીની આ સંગીતપ્રવૃત્તિ એ આપણો સ્થૂળ વારસો છે સંગીત પ્રત્યે પ્રેમ અને ઉચ્ચ અભિરુચિનો જે પ્રવાહ તેમણે ગુજરાતમાં રેલાવ્યો છે તે પ્રવાહને વહેતો રાખી એ વારસાને લાયક આપણે થવાનું છે

પંડિતજીની કૃતિઓમાં 'આશ્રમ ભજનાવલિ' તો આખા દેશમાં પ્રસિદ્ધિ પામી છે. તે ઉપરાંત 'લોકસંગીત' નામના પુસ્તકમાં કેટલાક ગુજરાતી ગીતો સ્વરલિપિબદ્ધ કરીને એક મોટી સેવા તેમણે કરી છે. વળી કેટલાક રાગોનાં મુખ્ય મુખ્ય લક્ષણો તે જ રાગમાં તેમણે રચ્યાં છે. આ ઉપરાંત સંગીતના શિક્ષણ માટે કેટલાંક ક્રમિક પુસ્તકો પણ તેમણે રચ્યાં છે સંગીતની કળા સાથે સંગીતના શાસ્ત્રની પણ તેમણે ઉપાસના કરી હતી. સંગીતશાસ્ત્ર વિષેના તેમના લેખો અને વ્યાખ્યાનો સંગૃહીત કરવા જેવાં છે.

# સ્મૃતિ પટેથી

લેખક : રેવા

'તમે ફીલ્મ તમારી જાતેજ 'ડેવલપ' અને 'પ્રિન્ટ' કરો છો કે રતિભાઈ?' માથેરાનના કુંજભવનમાં મને મારા એક મિત્રે આ પ્રશ્ન પૂછ્યો. અને મેં તેના જવાબમાં અસ્ફુટ અભિમાનભર્યા હ્રદયે હા કહી.

'હું નહોતો કહેતો સુરેશ, કે જાતે જ 'ડેવલપીંગ' અને 'પ્રિન્ટીંગ' કર્યા વિના ફોટોગ્રાફની ખરી મજા જ નથી.' પેલા મિત્રે બીજા મિત્ર જોડે વાર્તાલાપ આગળ વધાર્યો અને 'ડેવલપીંગ' 'પ્રિન્ટીંગ'ની આવડતથી ફોટોગ્રાફીની કલાના વિકાસ ઉપર થતી અસર વિષે એક લાંબું વ્યાખ્યાન આપ્યુ. મને લાગ્યુ કે આ બને કળાઓ મને સાધ્ય છે એટલે મારા ફોટોગ્રાફીના શોખને હું કળામયતાની ટોચે પહોંચાડી શકીશ આ વિચારે મારી છાતી સહેજ ઊંચી થઈ.

મારા વર્તન અને વિચાર પર સદાએ પોતાનો વિજયધ્વજ ફરકાવતી મારી એક ખાસિયત છેઃ બીજાનું કહેવું ઝડપથી માની લેવાની મારી શક્તિ. કેટલાક તેને સદ્‌ગુણ ગણે છે, કેટલાક તેને દુર્ગુણ ગણે છે. હુ પોતે તેને શુ ગણુ છુ તે કહેવા માટે તો એકાદ મિત્રના તે ખાસિયત પરના વિચારોની તાજી અસર જોઈએ. જો કે આ રીતે કરેલો મારો પોતાનો મત તો ક્ષણજીવી જ હોય છે.

આ ખાસિયત પ્રમાણે માથેરાનના પ્રસંગ પછી, હુ મારી ફોટોગ્રાફીને કોઈ કળા-પ્રદર્શનમાં ઇનામ જીતે તેવી બનાવવા તરફ વળ્યો. વળ્યો એટલે તેના વિષે વિચારો કરવા અને કલ્પનામાં તેવાં ફોટોચિત્રો સારાં સારા માસિકોમાં પ્રગટ થયેલા શોધવા લાગ્યો. વાંનર અને મનુષ્યમાં થયેલા રૂપાંતરના Biological Science ના પુરાવામા એક કડી સદાએ ખૂટતી રહી છે, તેવી રીતે મારા વિચારો અને તેના ભવિષ્યમાં મળનારા પારિતોષિક વચ્ચે એક કડી સદાયે ખૂટતી રહી છે. તે કડી તે વિચારના વર્તનની. આ કડી કોઇક જ વાર મળે છે. આ પ્રસગમા તે મળત એવી મને સંપૂર્ણ ખાત્રી છે, પણ તે કડી મેળવવાના પ્રયાસમાં આગળ વધુ તે પહેલાં તો ખબર પડી કે ગયા અઠવાડિયાનુ *Illustrated Weekly*નુ ઇનામી ચિત્ર મારા જૂના પાડોશીમિત્ર નંદનભાઈનું છે. તેઓ બાર રહે છે. એટલે એમને મળવા માટે મારી કોર્ટની ઓફિસમાંથી એકાદ 'કેંચ લીવ' લેવી પડે અથવા તો એકાદ રવિવાર શોધવો પડે. 'કેંચ લીવ' લેવાની હિંમત કેળવવા તો વિચારની જ ભૂમિકામાં હતો, તેથી રવિવારનો ઉપયોગ કરવા ધારી ત્યાં ગયો.

'અભિનંદન નંદનભાઈ' મેં જતાં વેંત જ, અભિનંદનનો વરસાદ વરસાવતાં કહ્યું. 'Weeklyમાં ઇનામ મેળવવા માટે અભિનંદન.'

અભિનંદન ગમે તેવી નાની સફળતા માટે અને નાના માણસ તરફથી અપાયાં હોય તો પણ મેળવનારના મુખ પર લાલીભર્યું સ્મિત તો પ્રેરે જ છે. તો પછી આ તો મારા ખાસ

સ્નેહી નંદનભાઈ હતા. અને તેમના અને મારા મનથી, તેમની આ સફળતા પણ કાંઈ નાની સૂની ન હતી. એટલે ગમે તેટલાં મોડાં પણ મારાં અભિનંદને તેમના મોં પર સ્મિત ફરકાવ્યું.

'થેન્ક યૂ' રતિભાઈ. મારી સફળતામાં ખાસ નવીન કાંઈ જ નથી. તેનો બધો આભાર મારી સર્વાંગસુંદર કાર્યપદ્ધતિ પર જ છે' નંદનભાઈને હું મારા ઘણા મિત્રોની જેમ ખૂબ જ દ્રઢતાથી વિચાર અને વર્તન કરી શકતા માનતો. તેમના આ શબ્દોએ મારી માન્યતા વધારે દ્રઢ કરી.

'ત્યારે તો તમે સારાં સારાં દશ્યો 'એક્સપોઝ' કરી 'ડેવલપીંગ' અને 'પ્રિન્ટીંગ' પણ જાતે જ કરી તેમને આવાં કલાભર્યાં બનાવી શકતા હશો?'–મારી 'ડેવલપીંગ' અને 'પ્રિન્ટીંગ'ની યશગાથા ગાતી મગજની ગ્રંથી અહીં ઝબૂકી આવી.

'અરે ના રે મારા ભાઈ ના, મારી ઑફિસ આવી માથાકૂટમાં પડવા માટે પૂરી ફુરસદ નથી આપતી. આપણે તો 'એક્સપોઝ' કરવા સિવાયની બાકીની ક્રિયાઓ ફોટોગ્રાફર પાસે જ કરાવી લઈએ છીએ. અને જોજો ભાઈ, તમે પણ આવી માથાકૂટમાં ન પડતા; નહિ તો સફળ ફોટોચિત્રના સર્જક થવા માટે વર્ષો જોઈશે વર્ષો'

મારા એક મિત્રની, ખાસ કરીને મારી સાથે વાત કરતી વખતની, ખાસિયત પ્રમાણે નંદનભાઈનું વક્તવ્ય ઘણું લાંબુ ચાલ્યું. તેના પરિણામરૂપે મારો દ્રઢ મત બંધાઈ ગયો કે 'ડેવલપીંગ' અને 'પ્રિન્ટીંગ' જાતે કરવું એ તો નરી મૂર્ખાઈ જ છે. પૈસા અને વખતનો દુરુપયોગ જ છે. આ પ્રમાણે અત્યારે તો દશ્યો 'એક્સપોઝ' કરી બાકીનુ કામ ફોટોગ્રાફર પાસે કરાવી સફળ 'એમેચ્યોર' થવાના રાહ પર છું. અને જ્યાં સુધી 'એક્સપોઝીંગ' 'ડેવલપીંગ' અને 'પ્રિન્ટીંગ' એ ત્રણે કામ બીજા પાસે કરાવવાની સલાહ દેનારો કોઈ મિત્ર નહિ મળી આવે ત્યાં સુધી આ જ રાહ પર રહીશ! કેટલાકને એમ લાગશે કે હું બહુ નબળા મનવાળો છુ. બીજાનું કહેલું એકદમ ઝડપથી સ્વીકારવાની મારી ખાસિયતને દુર્ગુણ કહેવો કે સદ્‌ગુણ તેના નિશ્ચય પર હું હજી આવી શક્યો નથી, ત્યાં સુધી તો હું નબળા મનવાળો છું કે નહિ તે કહી શકુ નહિ બાકી એટલુ તો ખરું કે આવી ખાસિયત ઘણાની હોય છે.

*

મારા એક સ્નેહી અને મામાના દૂરના ભત્રિજાની સગાઈએ સગા પણ થતા ચન્દ્રવદન ભાઈનો જ દાખલો લ્યો. ગઈ શરદપૂર્ણિમાની રાતે અમે ચાંદનીમાં રસપાન કરવા નીકળેલા. ઘરેથી વિચાર કર્યો હતો કે ચોપાટી પર ચન્દ્રને આવકારવા અને ભેટવા ધસતા સમુદ્રનાં ઊછળતાં પાણી જોવાં જો કે આ વિચારની મૂળ સર્જક તો રામુ ભેળવાળાના મસાલેદાર ભેળ માટે આતુર સ્વાદગ્રંથી જ હતી અમે ઘરની બહાર નીકળ્યા ત્યાં જ જયન્તીભાઈ મળી ગયાં. બે કરતાં ત્રણ ભલા એ વિચારથી મેં તેમને પૂછ્યું·

'કેમ, ચોપાટી ચાલશું ને જયન્તીભાઇ?'

'તમે તે કાંઈ ગાંડા થયા કે શું? આજે ચોપાટી? ચન્દ્રનાં અમૃતબિંદુ ઝીલવા હોય તો પાર્લેવાં ચાલો પાર્લેવા.' જયન્તીભાઈ બોલ્યા.

અને તે પછી તો તેમના પાલવાના શીતળ, શાંત, આહ્લાદક અને મધુર જળના વર્ણને અમને મુગ્ધ કરી દેવાનો પ્રયત્ન કર્યો અમે ત્યાં જવાનાં પૂરા નિશ્ચય પર આવી આગળ વધ્યા

'કેમ, ચન્દ્રવદન, જુહુ ચાલવુ છે કે?' શબ્દોના અવાજ સાથે જ ચન્દ્રવદનભાઈના ખભા પર એક ધબ્બાકો સંભળાયો આ તો અમારા કવિમિત્ર સનમુખભાઇ!

'ના, અમે તો પાલવા જઈએ છીએ '

'ત્યારે સાંભળો ચન્દ્રવદન,

'શરદ્પૂનમના રસથાળ લેવા અને લૂંટવા,
મધુરાલાપે લવતી રસકિન્નરીઓના રસગાન
સુણવા અને ઉપભોગવા,
દેહપુષ્પની પાખડીએ,
રાસનૃત્યના સુંદર પાના ઉકેલતી,
એ કુમારિકાઓને જોવા ને આનંદવા,
એક જ રસરસીલુ સ્થાન તે જુહુ.'

અમારા આ Blank (બધી રીતે-ભાવ તેમ જ અર્થ) Verseમાં રાચંતા કવિરાજના શબ્દાલાપની અસર સદાયે અમારા પર થતી. આજે તો તે વધારે થઈ.

અમે એકાદ 'રેસ્ટોરાં'માં નાસ્તો લઈ આગળ વધવા વિચાર કરીએ છીએ ત્યાં તો મારા મગજમાં એક વિચાર વિજળી પેઠે ઝબુકયો મેં તેને શબ્દસ્વરૂપ પણ આપ્યુ.

'આજે "દુનિયા ન માને"મા ટિકિટો સહેલાઈથી મળી શકશે ત્યા જઈએ તો કેમ?'

'હા, હા, ચાલો તેમ જ કરીએ!' બધાની એક સાથે જ સંમતિ આવી. પહેલાં તો તેનું કારણ હું ન સમજી શકયો પણ પછી ખબર પડી કે ત્રણેની મારા ખીસા પરની દૃષ્ટિએ ઝડપથી હા કહેવડાવી હતી.

આમ ચોપાટીનો નિશ્ચય કરી નીકળેલા અમે, પાલવા થઇ, જુહુ આવી (કલ્પનામાં જ) 'દુનિયા ન માને' માં ગયા. આમાં અમારી અસ્થિરતા ભલે ન દેખાતી હોય, પણ વૈજ્ઞાનિકોના કહેવા પ્રમાણે તો વિશ્વ આખુંય અસ્થિર છે પુરાણોમા કહે છે તે પ્રમાણે તો વિશ્વનો સર્જનહાર પણ અસ્થિર જ છે. એમ તો મારા કાકાના ચિરંજીવી સુદરચદ B. Com. થઈ મહાન વેપારી થવાના રાહ પર હતા તેમાથી કોણુ જાણે કેમ હમણાં તેમની સોલાગામની વાડીમાં આંબાના રોપા વાવવામાં તલ્લીન થઇ ગયા છે.

*

મારા એક મિત્ર નરહરભાઈ ગઈ સીઝનમા માથેરાનમા ઘોડા પરથી જરા પડી ગયેલા અને હાથ પર થોડુ વાગેલુ પણ ખરું મેં તેમને આંબાહળદર અને તેલ ચોપડવાની સલાહ આપેલી અને તે તેમણે માનેલી. બીજે દિવસે તેમના કોઈ સગાએ ટીંકચર આયોડીન પર જ વિશ્વાસ રાખવા કહ્યું. તેઓ તે માને તે પહેલાં તો તેમના કોઈ દાક્તર મિત્ર તેમને હાથ પર બાંધવાની લાકડાની પટ્ટીઓ આપી ગયેલા. અને તે પછી કોઇએ હાડવૈદ પાસે

હાડકુ ચડાવી આવવાની સલાહ આપેલી. આ બધાથી મુંઝાઈ કે ગુસ્સે થઈ તેઓ હાથ પર ટીંક્ચર ચોપડી, તે પર આંબાહળદર લગાવી, ડૉક્ટરે આપેલ ખપાટિયું બાંધી હાડવૈદ પાસે હાડકુ ચડાવવા ગયેલા!

આ બધા પ્રસંગો પરથી મારો તો ચોક્કસ મત બંધાઇ ગયો છે (અને તે ત્યાં સુધી બીજાના મતની અસર ન થાય ત્યાં સુધી ચોક્કસ જ રહેવાનો) કે બીજાનું કહેવુ માનવા તરફનું વલણ તો દરેકનુ હોય છે. અને તેથી તે અવગુણ તો નથી જ. આપણા અજ્ઞાનને જ્ઞાનથી હઠાવવાનો આ એક પ્રકાર જ છે. દુનિયાનો દરેક મનુષ્ય બધુએ જ્ઞાન ધરાવી શકે જ નહિ. તેથી તેને બીજાનું કહેવુ માનવું પડે છે.

તે સિવાય જો Objective દૃષ્ટિએ વિચાર કરીએ, એટલે કે તેના પરિણામની દૃષ્ટિએ વિચાર કરીએ તો કદાચ આને અવગુણ માનવાની વૃત્તિ થઇ આવે. પણ ઘણીએ સારી વસ્તુઓનાં પરિણામ ખરાબ આવે છે. કોઇને પણ પૂછશુ તો તે સત્ય બોલવાની ટેવને સદ્‌ગુણ જ કહેશે. પણ તેના પરિણામ વિશે પૂછશું તો સત્ય બોલનારને સદાયે સહન કરવું પડતુ હોય એમ જણાશે. ઉપર કહેલા પ્રસંગમાં નરહરભાઈ બીજાની સલાહ માનતાં ભલેને મૂંઝાઈ ગયા, પણ તે તેમનો અવગુણ હતો એમ તો ન જ કહી શકાય. મારું ફોટોચિત્ર ભલેને કદી કલાચિત્ર ન બની શકે પણ બીજાની સલાહ માનવામાં મારો ઉદ્દેશ તો ઊંચે ચડવાનો જ છે. તો પછી આવા શુભ ઉદ્દેશની પાછળ બીજાની સલાહ માનવાની વૃત્તિને અવગુણ તો કેમ જ કહી શકાય?



# વસંતની જ્યોત

જેઠાલાલ ત્રિવેદી

વસંત કેરી બંસી બાજે, આંબા ડાળે કોયલ કૂંજે;
કેસુડાં કુંકુમ ઉરાડે, ભ્રમર મધુરાં ગીતો ગુંજે–
પુષ્પ મીઠું મલકે.

આંબા મ્હોરે, લીમડી ફોરે, પુષ્પ પરાગ–પવાલાં ઢાળે;
ઝરણાંઓ ઝમઝમતાં જોરે, ઠલવાતાં સરિતાને ખોળે
ગાય મીઠી હલકે.

નરનારીમાં જોબન છલકે. કિશોર કેરાં હૈયાં મલકે;
જીવન કેરુ જોમ વછૂટે, તિમિર તણા બંધો સૌ તૂટે
મુક્તિ-જ્યોત ઝલકે.

❦

# ભારતકળાનું ત્રૈગુણ્ય

મૂળ લેખક: **શ્રી ક્ષિતિમોહન સેન**
અનુવાદક : જયંતીલાલ આચાર્ય

**સા**માન્ય રીતે આપણા દેશમા કળાને ત્રણ રીતે જોવામા આવે છે. આ ત્રણ પ્રકાર તે સાત્ત્વિક, રાજસિક અને તામસિક છે. જે કળા આપણા કેવળ પ્રયોજન પૂરતી ઘડાય છે તે માત્ર શારીરિક ભોગને માટે ઉત્પન્ન થયેલી હોવાથી તામસિક ગણાય

વેદમાં રથકારને "*मनीषी कर्मकार*" કહેવામાં આવ્યો છે (અ વે. ૩, ૫, ૬.). ઘર વગેરે નિર્માણ કરનાર 'તક્ષા'નો ઉલ્લેખ પણ વારવાર જોવામાં આવે છે (ઋ.વે ૧, ૬૧, ૪; ૧, ૧૦૫, ૧૮.). આ બધી કળા તામસિક ગણાય છે. આ કળા દ્વારા આપણી દેહરક્ષા અને માત્ર પ્રયોજન પૂરતો નિર્વાહ થઈ શકે, એથી કોઈ ઉચ્ચ સૌન્દર્યસર્જન ન થાય. જ્યાં કળા ધનિક વર્ગ કે પુરોહિતની ફરમાશથી સર્જવામા આવે ત્યા તે કળા દાસકળા ગણાય. કળાભવનના નીચલા માળની આ સામગ્રી ગણાય.

જે કળા આપણી વિલાસિતા, ઐશ્વર્ય અને નૈપુણ્યનો પ્રકાશ કરે તે કળા રાજસિક કળા છે. જ્યાં કળાકાર પોતાના ઐશ્વર્યથી અને શક્તિથી સમગ્ર સમાજ પર પ્રભુત્વ સ્થાપે છે અને પોતાના સર્જનના વૈભવથી બધાને ચમકાવી મૂકે છે, ત્યાં કળા રાજસિક ગણાય. વાજસનેયી સંહિતામાં (૩૦, ૭) અને તૈત્તિરીય બ્રાહ્મણમા (૩, ૪, ૩, ૧) મણિકારનો ઉલ્લેખ મળે છે, તે ઉપરાત વળી હિરણ્યકારનો પણ (૩૦, ૧૭) ઉલ્લેખ મળે છે. તેમની સર્જેલી કળા પ્રાણપોષણ પૂરતી ન હોવા છતાય તે વખતના ધનિક લોકના વૈભવ અને કળાકારનું નૈપુણ્ય વ્યક્ત કરતી હતી. ઋગ્વેદના ૧૦મા મડળના ૮૫મા સૂક્તમાં સૂર્યાના વિવાહમાં વહુનો વેશ "*वाधूय*" કહેલો છે. તે પુરોહિતપ્રાપ્ય છે. ઐતરેય બ્રાહ્મણમાં જણાવવામાં આવે છે કે વસ્ત્રના આરંભમા, મધ્યમા અને અંતમાં જેમ નકશી કરેલું કામ ('*पेशस्*') વસ્ત્રને દીપાવે છે, તેમ કાવ્યને 'નિવિત્' દીપાવે છે. જેમ મૂલ્યવાન અલંકૃત વસ્ત્રને વણવા પહેલા તેની નકશી કરવી પડે છે, તેવી રીતે કાવ્યારભમા 'નિવિત્' હોવું જરૂરી છે (ઐ. બ્રા. ૩, ૧, ૧૦).

આ બધી કળા જો કે માત્ર પ્રયોજનની સામગ્રી નથી, છતાંય વિલાસનું ઉપકરણ તો છે જ. તેથી એ કળા પણ સાત્ત્વિક ન ગણાય. આ રાજસિક કળા તે કળાભવનના બીજા માળની વાત થઈ. કળાદેવીના આંગણામાંથી તેના ભોગમદિરમાં કે નાટ્યમદિરમાં એ કળા પ્રવેશી ન શકે.

ત્યારે સાત્ત્વિક કળા કેવી હોય? જે કળામાં અનંતને માટે અંતવાન રહ્યા છતાં ઝંખના હોય, સીમાના મંદિરમાં અસીમનો આનદ હોય તે કળા સાત્ત્વિક કળા છે. અમૃતને માટે મર્ત્યનો જે નિત્યરાગ અને નિત્યાભિસાર છે, અપરૂપને પામીને રૂપનો જે વિપુલ આનદ છે–

તે જ છે સાત્ત્વિક કળાનો પ્રાણ, તેનુ સર્વસ્વ. જ્યારે માનવ વિશ્વને કેવળ જીવનહીન જડ "તત્ત્વ" માનતો નથી, પરન્તુ સમસ્ત વિશ્વને પોતાના જીવનમાં ગ્રહણ કરવા માગે છે, ત્યારે તે વિશ્વને રસરૂપે પરિણત કરે છે. રસ છે હંમેશા તરલ, સદા સ્પંદિત, ભાવચંચલ રસ જ છે પ્રાણસલિલ. વૃક્ષ પાર્થિવ વસ્તુને રસમાં પરિણત કરીને ટકે છે. દરેક પ્રાણી પણ બધી વસ્તુઓને પ્રાણરસમાં પરિણત કરીને જીવે છે. તેથી જ સાત્ત્વિક કળાકારને માટે આ પૃથ્વી જીવંત છે. તેની સાથે તેનો યોગ કેવળ જ્ઞાનનો નહિ, પરંતુ પ્રેમનો છે. "પૃથ્વી માતા છે, હું તેનો પુત્ર છુ" એ આથર્વણનો મત્ર કળાના રસનુ મૂળ છે. આથર્વણ વિશ્વસમસ્તને પ્રાણવાન ગણીને જ બેસી રહેતા નથી, પરન્તુ પ્રેમવડે-આનદવડે અહોરાત તેને આલિંગીને તેઓ વિશ્વરસ પીએ છે. તેથી જ વિશ્વ તરફના તેમના દર્દનો ( sympathy ) અંત નથી. સાત્ત્વિક કળાની ભોંય ( back-ground ) એ જ વિશ્વપ્લાવી અમૃતરસ છે. આથી જ દાસકળાના કરતાં સાત્ત્વિક કળા સ્વતંત્ર કળા છે આ કળાને કેવળ વ્યક્ત કર્યાથી કામ સરતું નથી, તેને તો જીવનમાં ઉતારવી પડે છે.

ઉત્તર હિંદના વૈષ્ણવમત પ્રમાણે પણ કળાનાં આ ત્રણ સ્વરૂપો સ્વીકાર્ય છે. તેઓ જણાવે છે કે શ્રીકૃષ્ણની માફક કળાના ત્રણ રૂપ છે. શ્રીકૃષ્ણ જ્યારે મલ્લરૂપે પ્રચંડ યોદ્ધા બનીને શત્રુને હણે છે, ત્યારે તેમનુ તામસિક રૂપ પ્રગટ થાય છે. તેમની ઐશ્વર્યમયી મૂર્તિ મથુરાના રાજસિંહાસનમા ઉપસ્થિત છે આ ઐશ્વર્ય અનુપમ છે. આ તેમનું રાજસિક રૂપ છે. પરન્તુ તેમનુ યથાર્થ સાત્ત્વિક રૂપ વ્રજના પ્રેમધામમા છે. આ રૂપ પ્રયોજનાતીત છે. એમાં તેમનો લીલારસ છે.

કેટલાક સંત કવિઓએ આ ત્રણે પ્રકારના રૂપ વ્યક્ત કરવા માટે સુંદર રૂપક આપ્યું છે. તેઓ જણાવે છે કે રસનુ પ્રથમ રૂપ તામસિક છે, જેવી રીતે દ્રાક્ષને ગાળાને જ્યારે તેમાંથી ઉજ્જ્વલ સુરા થાય છે, ત્યારે તે તેનુ ઐશ્વર્યરૂપ થયુ, તે રાજસિકતા છે અને તેનું પાન કર્યાથી જે આનદ મળે છે, તે સાત્ત્વિકતા છે. ત્યા વસ્તુનુ અસ્તિત્વ નથી, માત્ર આનદ રહે છે.

હાથમેં તેરા લાલ ચમકોં મૈ અમીરસ પ્યાલા!
અંદર તેરા જબ સમાઉં મસ્ત ખુસ મતવાલા.

"હે પ્રાણસ્વરૂપ, જ્યારે તારા હાથમાં હું અમૃતરસનો પ્યાલો થઈને ચમકુ છું, ત્યારે મારો કેવો રંગ હોય છે, કેવો ચળકાટ! જ્યારે તારા અંતરમાં સમાઈ જાઉં છું, ત્યારે હું તારો નશો છુ, તારો આનદ છુ."

કળાના આચાર્ય શ્રી અવનીન્દ્રનાથ ઠાકુર પણ આ ત્રણ સ્વરૂપો સ્વીકારે છે.

પ્રત્યેક સભ્યતાની ઉન્નતિ અને વિકાસની સાથે તામસિક અને રાજસિક કળા આપોઆપ ઘડાય છે. પરન્તુ સાત્ત્વિક કળાની ઉત્પત્તિ સહજસાધ્ય નથી, એ તો છે કઠોર તપસ્યાનું ધન.

શાથી સાત્ત્વિક કળા સહજસાધ્ય નથી? કારણકે કળાની એક બાજુએ રૂપ છે, બીજી બાજુએ અરૂપ છે. આ કળામાં અરૂપ રૂપ ધારણ કરે છે અને અરૂપના રસસમુદ્રમાં રૂપ સતત વિલીન થાય છે

મોટે ભાગે આપણે જોઈએ છીએ કે કોઈ પણ સભ્યતા કે કોઈ એક રૂપરસત, કોઈ પણ એક પ્રકારની સભ્યતા કે અરૂપતત્ત્વના ધ્યાનમાં મગ્ન હોય છે. આ રૂપ અને અરૂપનાં

બન્ને તત્ત્વો એકસાથે યોગ્ય સુમેળ પામતાં નથી. તેથી જ જ્યાં સુધી આ બન્ને તત્ત્વોનું હરગૌરી મિલન ન થાય, ત્યાં સુધી સાત્ત્વિક કળાની આશા રાખવી વ્યર્થ છે. અને તેથી કરીને તો આ કળા દુર્લભ છે!

ભારતની પ્રાચીન આર્ય જાતિ અરૂપના ધ્યાનમા જ મગ્ન હતી તેમનું મન રૂપ, રસ, ગંધ, સ્પર્શ વગેરેથી અતીત પરબ્રહ્મની તરફ જ વળેલુ હતું, તેથી જ તેમનો મંત્ર હતોઃ "अशब्दमस्पर्शमरूपमव्ययम्" । परो दिवा परा: पृथिव्या ।

આ દેશના પ્રાચીન આર્યોના કરતાં અનાર્યો રૂપના ઉપાસક હતા. આ અનાર્યોમાં કોઈ કોઈ શ્રેણી ઘણી સભ્ય હતી. તેઓ અનેક પ્રકારની મૂર્તિઓ ઘડતા અને પ્રતિમા પૂજતા. હાલમાં પણ દ્રાવિડ દેશમાં અનાર્ય સ્થપતિ-ગણનાં ગોપુર મંદિરો જેટલા સુદર છે તેટલા જ વિરાટ છે. પ્રાચીન આર્યોનુ સભાગૃહ મયદાનવ આવીને રચતો, ગવર્ણે પૂરીને કેવી અદ્વિતીય ઐશ્વર્યશાળી બનાવી છે! આ ઇંગિતો સૂચવે છે કે પ્રાચીન અનાર્યો ખૂબ રૂપરસિક હતા. તેમનામાં તામસિક અને રાજસિક કળા સતત વિકાસ પામતી. પરતુ તેમની આ કળામાં અનંતનો, અરૂપનો ગુપ્તભાવ ન રહેવાથી સાત્ત્વિક ન બની શકી, તેથી જ જેવા આર્યો આવ્યા કે તરત જ એક પ્રકારનું ગંગાયમુનાનુ મિલન થયુ. રૂપ અને ધ્યાનની ધારા મળતા એક અપૂર્વ રસતીર્થ સર્જાયુ.

આથી જ કળાનો મસાલો જેટલા પ્રમાણમાં અથર્વવેદ અને ત્યાર પછીના વૈદિકયુગમાં મળી આવે છે, તેટલા પ્રમાણમાં ઋગ્વેદમાં મળતો નથી, કારણ કે તે વેળા આર્ય-અનાર્ય પરસ્પર ભળ્યા ન હતા. અથર્વ અને પછીના યુગથી આ મિલનરસ જામ્યો.

હવે અહીંયાં એક પ્રશ્ન ઊઠે છે કે વિજયી આર્યો પરાજીત અનાર્યોની પાસેથી રૂપરગ સ્વીકારે એ શક્ય છે?

આ લેવડદેવડનું શાસ્ત્ર ઘણુ જ સુદર છે કાંઈક દેવાનુ હોય તો પરાજીત પણ તે દે છે અને તેમાં લેવા જેવુ હોય તો વિજેતા તે સ્વીકારે પણ છે. જ્યાં જ્યા દૈન્ય હોય ત્યા ત્યાં વિજેતાઓ પણ પરાજીતનુ શિષ્યત્વ સ્વીકારે,—જેમ વિજેતા રોમે ગ્રીસની સભ્યતા સ્વીકારી, જેમ ભારતના આર્યોએ પરવર્તી વિજેતાઓને ઘણુ જ આપ્યુ. આ જાતનો આદાનપ્રદાનનો વ્યવહાર બધે જોવામાં આવે છે

અથર્વવેદમાં દેવતાઓ ઉપરાત પૃથ્વીનાં તેમજ વ્રતહીન માનવોનાં સ્તવ કરવામાં આવ્યાં છે. તે પરથી જણાઈ આવે છે કે તેમનામાં આર્ય સિવાય બીજો કોઇ એક પ્રભાવ ભળ્યો હતો.

મૂર્તિપૂજા વગેરે વાતો અનાર્યોની જ હતી અને તેથી જ સ્મૃતિયુગમા ગ્રામ્ય દેવતા અને પૂજારી બ્રાહ્મણ અશ્રદ્ધેય બન્યાં મૂર્તિપૂજાના અનેક ભાવોમાં અનાર્યપ્રભાવ જોઇ શકાય છે. બૃહદ્ધર્મપુરાણમાં (૨૨મો અધ્યાય) જણાવવામાં આવે છે કે દેવીપૂજામાં સ્ત્રીઓએ અશ્લીલ ગાનોથી બધાને સતોષવા. પુરાણમાં પણ ક્યાંક ક્યાંક મળે છે કે રાજાઓએ દંડ આપીને વેદબાહ્ય દેવતાઓની મૂર્તિપૂજાને અને વેદગાન સિવાય સામાન્ય પૂજ્ય દેવતાઓનાં અને પ્રાકૃતજનોના ગાનોને બંધ કર્યાં હતાં (લિં. પુ; ઉ, ખડ ૩૦ મો અધ્યાય.) જે તન્ત્રોમાં મૂર્તિના લક્ષણ અને ધ્યાનાદિ વધારે પ્રમાણમાં જોવામાં આવે છે, તેવાં તન્ત્રોનો પ્રભાવ દ્રાવિડ દેશોમા વધારે જોવામાં આવે છે. મોટે ભાગે આવાં તન્ત્રો રાવણપ્રોક્ત હોય છે. અગ્નિપુરાણના મત પ્રમાણે સ્થાપત્યવિદ્યા હયશીર્ષતન્ત્રમાંથી મળેલી છે. આ તન્ત્ર અનાર્યતંત્ર છે. અસ્તુ!

આટલી ચર્ચા ઉપરથી સ્પષ્ટ થયું હશે કે અનાર્યોમાં મૂર્તિવિદ્યા અને મૂર્તિકળા હતા, પરંતુ તેઓમાં ઈન્દ્રિયાતીત ધ્યાનરસ ન હતો. આ રસ મળ્યો આર્યોમાંથી. આ બન્નેના મિલનથી ભારતમાં એક અપૂર્વ સાત્ત્વિક કળાની ભૂમિકા ઘડાઈ રહી હતી. આ જે પૃથ્વી અને પાર્થિવ પદાર્થો તરફનું દરદ જ સમગ્ર કળાનો પ્રાણ છે, તે તત્ત્વ ક્રમશઃ આર્યોના હૃદયમાં જાગ્રત થતું જતું હતું.

પ્રાણમા જેમ જડ દેહ અને દેહાતિરિક્ત અનિર્વચનીય 'જીવન' હોય છે, તેમ તે વખતની ભારતીય પ્રતિભામા વિશ્વના સમસ્ત જીવનથી જીવન થઈને પ્રાણરસ પરિણત થતો હતો. તેમની પાસેનું કાંઈ જ જડ હતુ નહિ, સઘળુ હતું પ્રાણમય

प्राणाय नमो यस्मिन्सर्वं प्रतिष्ठितम्
नमस्ते प्राण क्रन्दाय नमस्ते स्तनयित्नवे ॥
नमस्ते अस्त्वायते नमो अस्तु परायते।
प्राणो मृत्यु प्राणस्तक्मा प्राण देवा उपासते॥
प्राणो विराट् प्राणो देष्ट्री प्राण सर्वं उपासते ॥

(અ. વે. ૧૧, ૬)

"જેમાં સર્વ પ્રતિષ્ઠિત છે તે પ્રાણને નમસ્કાર. જે પ્રાણ ક્રંદન કરે છે, જે ગર્જન કરે છે, જે (જીવનરૂપે) આવે છે, જે (મૃત્યુરૂપે) જાય છે, તે પ્રાણને નમસ્કાર. મૃત્યુ પ્રાણ છે, વેદના પ્રાણ છે, દેવતાઓ આ પ્રાણની ઉપાસના કરે છે, પ્રાણ વિરાટ છે, પ્રાણ માર્ગદર્શક છે તેની જ બધા ઉપાસના કરે છે."

यत्प्राण ऋतना वागते अभिक्रन्दत्योपधीः ।
सर्वं तदा प्रमोदन्ते यत्किंच भूम्यामधि ॥
यदा प्राणो अभ्यवर्षीद वर्षेण पृथ्वीं महिम् ।
अभिवृष्टा औषधयः प्राणेन समवादिरन् ॥
परार्चीनाय ते नमः प्रतिचीनाय ते नमः ॥

(અ. વે ૧૧, ૬)

"બરાબર ઋતુની વેળાએ પ્રાણ જ્યારે ઓષધી સમૂહ તરફ ક્રંદન કરે છે (ઓષધીને વ્યથાપૂર્ણ આહ્વાન કરે છે) કે તરત જ આ ભૂમિ ઉપર જે કાંઈ છે તે બધુ પ્રમોદિત થઈ ઊઠે છે. જ્યારે પ્રાણ આ મહતી પૃથ્વીને પ્રાણરસથી તરબોળ કરે છે, ત્યારે રસસિક્ત સર્વ ઓષધી પ્રાણદ્વારા જ મધુર છંદમા પ્રત્યુત્તર આપે છે. હે નિત્યપ્રાચીન પ્રાણ, તને નમસ્કાર, હે નિત્યનવીન પ્રાણ, તને નમસ્કાર."

જે ભાવરસ વિશ્વચરાચરને પ્રાણિત કરીને, જીવત કરીને પ્રેમથી પોતાનું કરીને લુએ છે, તે સંપૂર્ણપણે પ્રયોજનાતીત હોય છે. પ્રયોજનાતીત આ ભાવરસ, પ્રેમરસ જ કળામાં પ્રકાશ પામતો હતો.

આથર્વણ અને અંગીરસોમાં વિશ્વ તરફ પ્રીતિ, પૃથ્વી તરફ આકર્ષણ અને મનુષ્યના હૃદય પ્રત્યે ભાવ ઘણો જોવામાં આવે છે. તેથી જ વશીકરણ અભિચાર વગેરે મંત્રો તેમનામાં પ્રબળ થવા પામ્યા. સ્વર્ગની સરખામણીમાં પૃથ્વી તેમને માટે વધારે સત્ય હતી.

આ પૃથ્વીની માટીમાં જ તેમનો આનંદ હતો. તેથી જ તેમની પાસેથી કળાનો મશાલો વધારે મળી આવે છે.

પૃથ્વી તરફના તેમના આ દરદમાં જ કળાની પ્રતિષ્ઠા છે. અથર્વવેદમાં આ દરદનો પાર નથી. આ પૃથ્વીને જોઈને તેમનું હૃદય ભરાઈ આવ્યું છે. વર્ણ, રસ અને આનંદના આવા વૈચિત્ર્યમાં જ આથર્વણનું હૃદય કળાદેવીની પાદપીઠ બન્યું છે.

તેથી તેઓ મહીનું સ્તવ કરે છેઃ

गिरयस्ते पर्वता हिमवन्तो ऽरण्यं ते पृथ्वी स्योनमस्तु ।
बभ्रु कृष्णां रोहिणी विश्वरूपा ध्रुवां भूमि पृथिवीमिन्द्र गुप्ताम् ॥
अजीतोऽ हतो अक्षतोध्यऽष्ठां पृथिवीमहम् ॥ (અ વે ૧૨,૧)

"હે પૃથ્વી, તારા હિમવાળા પર્વતો, તારાં અરણ્યો અમને સુખકર થાઓ. આ ધ્રુવ ભૂમિ જ બભ્રુવર્ણ, કૃષ્ણવર્ણ, અરુણવર્ણ, વિચિત્રરૂપવાળી છે. આ દેવરક્ષિત ભૂમિ અજીત અહત અક્ષત રીતે હુ પ્રતિષ્ઠિત છુ."

माता भूमि· पुत्रोऽहम् पृथीव्या· ।
त्वामि निषीदेम भूमे ॥ (અ વે. ૧૨, ૧)

"ભૂમિ મારી માતા છે, હું તેનો પુત્ર છું; હે ભૂમિ, હુ જાણે તારા ખોળામા બેસી શકું!"

येभ्यो ज्योतिरमृत मर्त्तभ्य कयन् सूर्यो रश्मिभिरातनोति ॥ (અ. વે ૧૨, ૧.)

"આ મર્ત્યો માટે સૂર્ય ઉદય પામીને પોતાના પ્રકાશથી જ્યોતિરૂપી અમૃત પ્રસારે છે."

यस्ते गन्धः पृथ्वी सबभूव य बिभ्रत्यौषधयोयमायः ।
य गंधर्वा अप्सरसश्च भेजिरे तेन मां सुरभिं कृणु ॥ (અ. ૧૨, ૧.)

"હે પૃથ્વી, જે તારી ગધ સર્વે ઓષધી તેમજ પાણીને સુગધિત કરે છે, ગધર્વો અને અપ્સરાઓ જેનો ભાગ ગ્રહણ કરે છે, તે જ ગધ અમને સુગધિત કરો."

यस्ते गन्ध पुष्करमाविवेश पृथिवीगन्धमग्रे
तेन मां सुरभिं कृणु ॥ (અ. વે. ૧૨, ૧.)

"તારી જે ગધ પદ્મમાં છે, તારા આદિમાં છે, તે ગંધ, હે પૃથ્વી, અમને સુગધિત કરો."

शिलाभूमिरश्मापांसुः सा भूमिः सधृता धृता ।
तस्यै हिरण्यवक्षसे पृथिव्या अकर नम. ॥ (અ વે. ૧૨, ૧)

"તારી શિલાઓ, તારી ભૂમિ, તારા પથ્થર, તારી ધૂળ–બધુ જ જાણે તને પકડી રાખે છે. તે જ હિરણ્યવક્ષ ધાતા પૃથ્વીને નમસ્કાર"

ग्रीष्मस्ते भूमे वर्षाणि शरद्धेमन्तः शिशिरो वसन्तः ।
ऋतवस्ते विहिता हायनीरहोरात्रे पृथिवी नो दुहाताम् ॥ (અ. વે. ૧૨, ૧.)

"હે ભૂમિમાતા, તારી ગ્રીષ્મ, વર્ષા, શરદ, હેમન, શિશિર, વસંત વગેરે ઋતુઓ, અને સંવત્સર, દિવસ રાત્રિ, તારા સ્તનની દૂધધારાની માફક ઝરો.'

यस्याम् गायन्ति नृत्यन्ति भूम्यां मर्त्याः ।
युद्धन्ते यस्यामाक्रन्दो यस्यां वदति दुन्दुभिः ॥ (१२, १.)

"જે ભૂમિમાં કર્મકોલાહલમાં ડૂબેલા મર્ત્યગણો ગાન કરે છે, નાચે છે; જ્યાં યુદ્ધ થાય છે, દુંદુભિ ગડગડે છે, તે જ ભૂમિ અમારે માટે કલ્યાણકારી થાઓ."

यां पक्षिणः संपतन्ति हंसा सुपर्णा. शकुना वयांसि ।
यस्याम् वातो मातरिश्वेयते रजांसि कृण्व च्यावयंश्च वृक्षान् ॥

"જેમાં હંસ, સુપર્ણ પખીઓ વગેરે ઊડે છે, જ્યાં વાયુ ધૂળ ઉડાડીને વૃક્ષને હલાવતો માતાના અંતરના નિશ્વાસની જેમ વાય છે (તે પણ અમારે માટે કલ્યાણકારી થાઓ)."

જેવી રીતે જળધારા કોઈ એક મૂળમાંથી નીકળે છે, તેવી રીતે આ સૃષ્ટિ પણ એક રસધારા છે. જે તેનું મૂળ છે, તે જીવંત છે. તેને આથર્વણો 'સ્કંભ' કહે છે. આ સૃષ્ટિના ખોખાને પણ સ્કંભ કહેવામા આવે છે. આ જીવન સૃષ્ટિનુ ખોખું કાંઈ સૂકું લાકડું નથી, એ તો છે ચચલ રસ. તે સ્કંભને લીધે જ સઘળી વસ્તુઓ રસથી પરિપૂર્ણ થાય છે.

ऊर्ध्वं भरन्तमुदकं कुम्भे नेवोदहार्यम् ।
पश्यन्ति सर्वे चक्षुषा न सर्वे मनसा विदुः ॥

"જળપૂર્ણ કુંભની માફક તેઓ છલોછલ રસ ભરી દે છે. આંખથી બધાએ જોયું, પરંતુ મનથી તો જોયુ નહિ!"

કેવળ રસથી ભરી દઈને જ તેઓ સંતોષ પામતા નથી, પરંતુ સમસ્ત સંસારને તેઓ નામથી બોલાવે છે. આ આહ્વાનના આકર્ષણથી જ સમગ્ર વિશ્વ ચાલી રહ્યુ છે. એ આહ્વાનના માધુર્યથી વિશ્વ સ્થિર થઈને સુંદર બન્યું છે આ સૌન્દર્ય પ્રયોજનાતીત હોવાથી જ કળાનો રસ છે. આ આહ્વાનમાં પ્રાણની ગતિ અને સૌન્દર્યની સ્થિતિ રહેલાં છે. હરગૌરીની માફક આ વેગ અને કાંતિની અર્ધનારીશ્વર મૂર્તિ કળામંદિરની કાયા છે. તે મહાન આહ્વાનથી વિશ્વ જેટલું જીવંત તેટલું જ સુંદર છે.

આ પ્રમાણે સર્જન ઉપર સર્જન, રૂપ ઉપર રૂપનો વિકાસ થયે જાય છે, છતાં જાણે તેની મધુર ભાવે બોલાવવાની આશા કેમે કરી સંતોષાતી નથી! કોણ જાણે શાની શોધ આ પૃથ્વીમાં ચાલી રહી છે?

कथं वातो नेलयति कथं न रमते मनः ।
किमापः सत्यं प्रेप्सन्तीः नेलयन्ति कदाचन ॥ (અં. વે. ૩૦, ૭, ૩૭)

"વાયુ શાથી સ્થિર ન થયો, શાથી મનમાં સંતોષ ન થયો? કયા સત્યને મેળવવા પ્રકૃતિની જળધારા કદાપિ સ્થિર થઈ શકતી નથી?"

પરંતુ આથર્વણો જાણતા હતા કે આ સઘળી ચચલતાની વચ્ચે એક નિત્ય અચચલ કાંઈક જરૂર છે; નહિ તો આટઆટલા પ્રાણના ઉચ્છ્વાસ, આટઆટલી ગતિ અને પ્રવાહ ક્યાંથી સંભવે! તેઓ જાણતા હતા કે મૃત્યુલોકમાં જ તે અમૃત રહેલુ છે, તેથી જ આ મૃત્યુલોકમાં આટલું રૂપવૈચિત્ર્ય જોવામાં આવે છે. જે સ્થિર છે તે જ સર્વ સૌન્દર્યનું મૂળ છે, કારણ કે સૌન્દર્ય સ્થિરના ચાહે છે વેગ અને ગતિ તેમનું જ પ્રયોજનાતીત પ્રાચુર્ય છે, તેથી જ કળાનો તે પ્રાણ છે, તેથી જ તેઓ સનાતન છતાં નિત્યનૂતન છે.

सनातनमेनमाहुरुताद्य स्यात् पुनर्णवः ।
अहोरात्रे प्रजायेते अन्यो अन्यस्य रूपयोः ॥ (અ. વે ૧૦, ૮, ૨૩.)

"તેમને સનાતન કહેવામાં આવ્યા છે, છતાં પ્રતિદિન તેઓ નવાં નવાં-રૂપ ધારે છે; દિવસ અને રાત્રિ પરસ્પરનાં રૂપને પૂર્ણ કરીને જન્મે છે."

पूर्णात्पूर्णमुदचति पूर्णं पूर्णेन सिच्यते ।
उतो तदद्य विद्याम यतस्तत् परिषिच्यते ॥ (અ. વે ૧૦, ૮, ૨૯.)

"પૂર્ણમાંથી પૂર્ણ ઉદ્‌ભવે છે. પૂર્ણને પૂર્ણ જ સીંચે છે. આજ તે જાણી શકયો કયા રસથી તેનું સિંચન થાય છે?"

આ રસસમુદ્રમાં માનવ જાણે કે પુષ્પની માફક વિકસે છે! આ માનવ કેવળ પ્રયોજનશાળી માનવ નથી, કારણ કે પ્રયોજનના ક્ષેત્રમા તો તે માત્ર પ્રાણી છે. વિશ્વના ખોળામાં માનવ પ્રયોજનથી અતીત છે, અનત વિકાસશીલ કમળ પુષ્પ છે. વિશ્વરસમાં તરતા આ કમળના સૌન્દર્યની સીમા ક્યા છે? તે છે અનત.

अपां त्वा पुष्प पृच्छामि यत्र तन्मायया हितम् ॥ (૧૦, ૮, ૩૧)

"પાણીના ફૂલની તે વાત તમને પૂછું છું કયા વિચિત્ર કૌશલથી તે આ જળમાં ફૂટયુ?"

पुंडरीक तद्वै ब्रह्मविदो विदुः ॥ (૧૦, ૮, ૪૩)

"આ પદ્મપુષ્પને બ્રહ્મવેત્તા જ જાણે છે."

માનવ જાણે કે બ્રહ્મરસમાં તરતુ કમળ છે. આ માનવની દેહશ્રી પણ તેમને ઓછો મોહ પમાડતી નથી. કેવા આશ્ચર્ય તેનો દેહ!

कोऽस्य बाहू समभरद् वीर्यं करवादिति ॥ (૨૦, ૨, ૫)

"પરાક્રમ કરી શકે એવા આ હાથ કોણે ઘડયા?"

मस्तिष्कमस्य यतमो ललाटं ककाटिकां प्रथमो यः कपालम् । (૩૦, ૨, ૮)

"એનું માથું, લલાટ, માથાનો પાછળનો ભાગ અને તેનું કપાળ કોણે ઘડયાં?"

को अस्मिन् रूपमदधात् को महानं च नाम च ॥ (૧૦, ૨, ૧૨)

"આ રૂપ કોણે દીધુ, આ મહિમા અને નામ કોણે દીધાં?"

को बाण को नृतो दधौ । (૧૦, ૨, ૧૭)

"કોણે સંગીત આપ્યું? કોણે નૃત્ય આપ્યું?"

માનવ અપરૂપ છે. તે બ્રાહ્મણ કે ક્ષત્રિય હોવાથી માત્ર શ્રેષ્ઠ નથી. ધર્મ, સમાજ, આચાર વગેરે સર્વે બાહ્ય પ્રયોજનવાળાં બંધનોથી તે વાસ્તવિક રીતે પર છે. તેથી કરીને જ માનવ કોઈ પદાર્થમાત્ર નથી. તેનું સૌન્દર્ય જેમ અપરૂપ છે, તેમ તેનો મહિમા પણ અપાર છે. ભલે તે અનાર્ય હોય, વ્રતહીન હોય, પરતુ તે માનવ છે તેથી જ તેનો મહિમા અનુપમ છે. બ્રાહ્મણ ક્ષત્રિય વગેરેને જ્યારે પરિમિત આસન આપવામાં આવ્યાં, ત્યારે 'વ્રાત્ય' તે લેવાને ન આવ્યો. તે તો કેવળ સ્વર્ગભણી માથુ ઊંચુ રાખીને ઊભો જ રહ્યો!

આ આથર્વણ ઋષિઓના હૃદયમાં સર્વેને સ્થાન છે. આ સમગ્ર પ્રકૃતિને જોતાં તેમની આનંદનો પાર માતો નથી

भद्रासि रात्रि चमसो न विष्ट ।
चक्षुष्मती मे ऊशती वपूंषि प्रति त्व दिव्या न क्षाममुक्था॥ (૧૯, ૪૯, ૮)

"હે રાત્રિ, તુ અલકૃત પાનપાત્રની જેમ મનોરમ છુ, તુ કલ્યાણી છું આંખોથી તુ પરિપૂર્ણ છુ, કેટલાં રૂપ તુ અમને દેખાડે છે! કેવું ઉજ્જવલ દિવ્યાંબર તેં ધારણ કર્યું છે!"

જે કવિઓ આ વિશ્વના રહસ્યને, સૌન્દર્યને, વર્ણ તેમ જ સુરમાં વ્યક્ત કરી શક્યા છે, તેઓ મૃત્યુંજયી છે. તેથી જ આથર્વણ જણાવે છે.

कालो अश्वो वहति सप्तरश्मि सहस्राक्षो अजरो भूरिरेता ।
तमारोहन्ति कवयो विपश्चितस्तस्य चक्रभुवनानि विश्वा ॥ (૧૯, ૫૩, ૧)

"કાલરૂપી સહસ્રાક્ષ વીર્યવાન અજર અશ્વ ચાલ્યો જાય છે. તેનાં સાત કિરણો છે. મર્મદર્શી કવિઓ તેના પર ચડે છે. આ વિશ્વ તેનુ ચક્ર છે"

આ કવિઓ સર્વ રૂપમા જે અનતને, જે અરૂપને જોઈ શકે છે તે કેવળ તેમની તપસ્યાને લઈને જ

पवित्र ते विततम्ब्रह्मणस्पते प्रभुर्गात्राणि पर्येषि विश्वत ।
अतप्त तनुर्नतदामो अश्नुते श्रृतास इद्वहन्त सन्तदाशत ॥
(સા. વે. ઉ આ. ૪, ૫, ૨, ૧૬)

"હે સ્તવના અધિપતિ દેવતા, તમારુ પવિત્ર શરીર વિશ્વમાં સર્વત્ર પરિવ્યાપ્ત છે તપસ્યાથી અતપ્ત અપક્વ જેવું શરીર છે તે તેને સ્પર્શી શકતુ નથી. જે શરીર તપ્ત છે, પક્વ છે, જે તમારી તપસ્યાને સહી શકે છે, તે જ તમારો સ્પર્શ પામી શકે.*"

કવિ તે અપરૂપ રૂપને ગોચર કરે છે. સીમામાં તે અસીમને ઇંગિત કરે છે.

ભારતમા મૃણ્મય અને ચિન્મયનો આ જે સુંદર મેળ થયો તેથી કળાની રસમૂર્તિ મનોહર બની. તેથી જ તેમની પાસેથી કળાનો જે આદર્શ આપણને વારસામાં મળ્યો છે, તે કરતાં વધારે ગભીર હજુય આપણને કોઈ બતાવી શક્યું નથી.

ઋગ્વેદનુ ઐતરેય બ્રાહ્મણ એક અપૂર્વ ગ્રથ છે. કહેવાય છે કે એક ઋષિની પત્નીનું નામ હતું 'ઇતરા.' શૂદ્રને જ ઇતરા ગણવાથી ઘણાના પ્રમાણે તે પણ શૂદ્ર જ હતી. તેના ગર્ભસ્થ સંતાનના નામને છેડે પણ 'દાસ' છે. કોઈ યજ્ઞમાં કોઈ ઋષિએ પોતાની ઉત્તમ વર્ણની સ્ત્રીના સંતાનનો આદર કરીને, ઇતરાના સંતાનની ઉપેક્ષા કરી. ઇતરાનો આ પુત્ર માતાની પાસે રડતો રડતો આવીને કહેવા લાગ્યો. "પિતાએ મને અપમાનિત કર્યો છે. મને હવે વિદ્યા કોણ દેશે?" ઇતરાએ કહ્યુઃ "બેટા, મારી તો બીજી કાંઈ જ સંપત્તિ નથી. આપણે પૃથ્વીમાતાનાં સંતાન છીએ, તો તે મહીની પાસે તને લઈ જાઉં. તે જ તને દીક્ષા દેશે."

* આચારી વૈષ્ણવો આ શ્લોક બોલીને મુદ્રાને ગરમ કરીને શરીરને ચાપે છે. તેઓ માને છે કે આથી 'તપ્તતનુ' થઈને તેઓ ભગવાનના શરીરનો સ્પર્શ પામશે.

ભૂમિના દેવતાએ દિવ્ય મૂર્તિમાં પ્રત્યક્ષ થઈને પુત્રને દિવ્ય સિંહાસને બેસાડીને ચિન્મય દીક્ષા દીધી. આ દીક્ષા પામીને ઇતરાનો પુત્ર તે જીવંત મંત્ર ઉપલબ્ધ કરવા લાગ્યો. પ્રતિદિન નવનવ વાણીદ્વારા પરિપૂર્ણ મહીનું એકએક પત્ર તેની સમક્ષ ખુલવા લાગ્યું, અને તે આ અનુભવ કરતો કરતો મહાકવિ થવા લાગ્યો. ઋતુ ઋતુની વાણી ગંધમાં, સ્પર્શમાં, શબ્દમાં, રૂપમાં, રસમાં અનુભવતો તે કૃતાર્થ થવા લાગ્યો. ઇતરાનો પુત્ર હોવાથી તે કહેવાયો 'ઐતરેય' અને મહીનો શિષ્ય હોવાથી થયો 'મહીદાસ'. આ 'મહીદાસ ઐતરેય'નું રચેલું બ્રાહ્મણ તે જ ઋગ્વેદનું પેલું 'ઐતરેય બ્રાહ્મણ' આ 'બ્રાહ્મણ'માં આર્ય તેમજ અનાર્યની ચિન્મય તેમજ મૃણ્મય વિદ્યાનો સુંદર મેળ થયો છે. એમાં ઘણી મહાવાણી ધ્વનિત છે. તેના મત પ્રમાણે સંગીત, દેવકળા, અને બીજી બધી કળાઓ તેનું અનુસરણ કરીને જ દેવકળાને મૂર્તિમાન કરે છે.

ॐ शिल्पानि शंसन्ति देवशिल्पानि । एतेषां वै शिल्पानामनुकृतिरिह शिल्पमधिगम्यते। हस्ती कंसो वासो हिरण्यमश्वतरीरथः शिल्पम् ॥ (ઐ. બ્રા. ૩, ૨, ૫)

આ જે સંગીત ગવાય છે તે કળા છે, તે દેવકળા છે. આ કળાનું અનુકરણ જ હસ્તી, કાંસ્ય, વસ્ત્ર, હિરણ્ય, રથ વગેરે. પરંતુ આ બધી થઈ તામસિક અને રાજસિક કળા.

ત્યારે સાચી કળા કઈ?

शिल्पं ह यस्मिन्नधिगम्यते य एवं वेद यदेव शिल्पानि । (ઐ. બ્રા. ૩, ૨, ૫)

જોઓ જાણે છે કે આ કળા દેવકળાનું જ અનુકરણ છે તે યથાર્થ કળાને પામે છે.

આ કળાનો લાભ શો? સુખ કે સ્વર્ગ કે અપવર્ગ?

आत्मसंस्कृतिर्वाव शिल्पानि । (૩, ૨, ૫)

કળા આત્માને સંસ્કૃત કરે છે. બસ એ જ તેનું ફળ.

આથી યજમાન પોતાને છંદોમય બનાવે છે. આથી સુખ, સફળતા, વિદ્યાપ્રાપ્તિ થતી નથી; કેવળ આત્મા છન્દોમય થાય છે.

छन्दोमयं वा एतैर्यजमान आत्मानं संस्कुरुते ॥ (૩, ૨, ૫)

શું કળાને માટે આ સૌથી ઉત્તમ વાત નથી? શું આ જ રસજ્ઞનું સ્વર્ગ, રસજ્ઞની મુક્તિ નથી? *

# ફોઈબા

સુંદરજી ગો. બેટાઈ

ન દૈવે દીધી હા!
અરે એકે યે ના!
ભવે શું વ્હેવું આ વગર ભગિનીભાવ કુમળા?
હૃદય, તુજ આ કેવિય દશા!

અજન્મી બ્હેનીના
અદીઠા ભાવોનાં
કરી કરી કંઈ કલ્પન મીઠાં,
સદા શું શોષાવું, હૃદય, તુજ નિર્માણ જ ભલા?

સખીયે વ્હીલાતી,
કદી એ ચ્હીડાતી:
નહિં નહિં કદી કો નણદીના
કટાક્ષો મોંઘાં વા દિલધમક કે વ્હાલછણકા.
અધૂરું લાગે કે જીવનફુલડું સૌરભ છતાં.

વિના બ્હેની મ્હારાં જીવનભર શું મન્દિર સૂનાં?
અધૂરું આખું સૌ યદિ ન ભગિની મંજુલસ્વરા.

અરે બાળાંભોળાં હૃદય સુખિયાં શાં શિશુતણાં!
કહ્યું, "આ ફોઈબા," બસ હૃદય એનાં છલી જતાં.
હું યે ઇચ્છું મોંઘી શિશુદિલની નિર્વ્યાજ સ્થિતિ એ,
ગળી જેમાં જાઉં વિસરી નિરખી ખોટ વિધિએ.
મુજ શિશુતણી જો તું ફઈબા,
મુજ હૃદયબ્હેનીય તું સદા.



હિન્દની ખનિજ સંપત્તિ

# કોલસો

રામચંદ્ર સોમણ

૧

આપણા દેશની ખનિજ સંપત્તિનો વિચાર કરતી વખતે સૌથી પહેલું સ્થાન કોલસાને આપવું જોઈએ, એ વાંચીને ઘણાને નવાઈ લાગશે. પ્રિ પેનમન કહે છે તેમ, " હિંદુસ્તાન એક મોટો દેશ ગણાય છે, તેનાં કારણોમા એક મહત્ત્વનુ કારણ એ છે કે તે દેશમાં કોલસાની વિસ્તૃત અને કિંમતી ખાણો છે " ઇંગ્લંડના રાજ્યમાં સૌથી વધારે કોલસાની ઉત્પત્તિ આપણા દેશમાં થાય છે. ગયાં કેટલાંક વરસોનુ સરવૈયુ કાઢતાં માલૂમ પડયુ છે કે જ્યારે આપણા દેશમાં તેની વાર્ષિક ઉત્પત્તિ ૨૩૦ લાખ ટનોની છે, ત્યારે દક્ષિણ રોડેશિયા સાથે દક્ષિણ આફ્રિકાની યુનિયન કે કાનડા કે ઑસ્ટ્રેલિયાના અનુક્રમે આંકડા ૧૩૦, ૧૫૦ અને ૧૨૦ લાખ ટનોના છે. હિંદુસ્તાન ઇંગ્લંડના મુગટનુ સૌથી કિંમતી રત્ન કહેવાય છે. આ વિધાન, રત્ન શું કે કોલસો શું, બન્ને ભૂમિમાતાના ઉદરમાથી ઉદ્‌ભવેલાં હોવાથી, થોડુ બદલીને 'હિંદુસ્તાન ઇંગ્લંડના ભંડારમાંનો સૌથી મોટો કોલસો છે' એમ કહીએ તો કોઈ વાંધો ન ઉઠાવી શકે! ૨૩૦ લાખ ટન જો દર વરસે ભૂમિમાંથી કાઢીએ તો થોડાં જ વરસમાં આપણને કોલસાને માટે બીજા દેશનો આશરો લેવો પડશે, એવો પણ ડર રાખવાનું કારણ નથી પ્રિ. પેનમને પોતાની 'ઑલ અબાઉટ કોલ' નામની ચોપડીમાં એક મજાનો હિસાબ ગણાવ્યો છે આપણા દેશમા અત્યાર સુધી જેટલી ખાણો શોધાઈ ગઈ છે, તેમાં તેમના મત પ્રમાણે સાત હજાર, નવસો કરોડ ટન કોલસો હોવો જોઈએ. એમાંથી બધો કોલસો આપણા હાથમા ન આવે, પણ ફક્ત એક-પંચમાંશ એટલે ૧૫,૮૦,૦૦,૦૦,૦૦૦ ટન આપણને મળે અને આપણી વાર્ષિક આવક ૨૦૦ લાખ ટન ગણીએ (આ ગણતરી પ્રિ. પેનમનની છે) તોપણ બધો કોલસો કાઢવા માટે આપણને ૭૯૦ વરસ જોઈશે! આપણી કોલસાની વાર્ષિક ઉત્પત્તિ વધે તો પણ ૪૦૦-૫૦૦ વરસ સુધી કોલસાની બાબતમાં આપણને નિરાંત રહે, એવી સ્થિતિ છે. અંગ્રેજોના ભંડારમાં આપણો દેશ એ એક મોટો કોલસો છે, એમ અમે જે પાછળ વિધાન કર્યું છે તેની સત્યતા હવે વાચકોને સમજાશે.

કોલસાના ઉપયોગ વિષે વધારે લખવાની ભાગ્યે જ જરૂર હોય. આપણા દેશનાં શહેરોમાં જ તેનો બળતણ તરીકે ઉપયોગ થાય છે. તેને માટે કોલસાનો વાર્ષિક ઉપાડ લગભગ ૨૦ લાખ ટનનો છે. રેલવે સૌથી વધારે એટલે કે ⅓ કોલસો લઈ જાય છે. બાકીનો કેટલોક લોઢાનાં અને પોલાદનાં કારખાનાં, મિલો અને બીજાં નાનામોટાં કારખાનાંને માટે અને ડામર, આમોનિયા કે ખાતર કરવાને માટે વપરાય છે આ છેલ્લા ઉપયોગ વિષે વાચકને જરા વિચારપૂર્વક સમજાવવાની આવશ્યકતા છે..

કોલસામાંથી અનેક ઉપપદાર્થો ( Bye-products ) કાઢવામાં આવે છે. એમાંથી કેટલાંકનાં નામ નીચે આપીએ છીએઃ

૧ ગ્રેફાઇટ :—આ પદાર્થનો ઉપયોગ સીસાપેન બનાવવામાં મુખ્યત્વે થાય છે.

૨ ડામરઃ— આને વિષે વધારે કહેવાની જરૂર નથી એ રસ્તાઓ માટે વપરાય છે અને ઊધઈ કે એવાં જીવજંતુઓ લાકડાને ખાય છે, તેને અટકાવવા એ લાકડાને લગાડે છે. કપડાં અને ચોપડીઓમા પણ ડામરની ગોળીઓ મૂકે છે, જેથી તે સુરક્ષિત રહે છે.

૩ પિચઃ—હોડી કે જહાજનાં પાટિયાંના સાંધાઓ જોડવા માટે અને છત્રીઓ વોટરપ્રૂફ કરવામાં આ રાળવાળો પદાર્થ વપરાય છે.

૪ હલકાં તેલઃ—
૫ વજનવાળાં તેલ.— } આ તેલો યત્રોમાં વપરાય છે.

૬ ક્ષારો, દવાઃ—બેન્ઝોઈક એસિડ, સૅકેરીન કૅરઓલીક એસિડ વગેરે નીકળે છે. બેન્ઝોઈક એસિડ સંરક્ષક છે. સૅકેરીન સામાન્ય ખાંડ કરતાં ૩૦૦ ગણું ગળ્યું હોય છે અને મધુપ્રમેહથી પીડાતા દરદીઓ ખાંડના બદલામાં એ જ પદાર્થ વાપરે છે. યુદ્ધમાં સિપાઈઓને માટે ખાંડ તરીકે આનો ઉપયોગ થાય છે.

૭ સુગંધીઓ.—કોલસામાંથી સુગંધીઓ બને છે, આ વાત સહેજમાં માનવા જેવી નથી લાગતી; પણ વિજ્ઞાનનો આ ચમત્કાર છે

૮ મદ્ય.—આલ્કોહોલ મદ્ય એમાંથી થાય છે.

૯ સ્ફોટક દ્રવ્યોઃ—પિકરિક એસિડ જેવાં સ્ફોટક દ્રવ્યો એમાંથી કાઢે છે.

૧૦ રંગોઃ—અનેક જાતના રંગ થાય છે.

૧૧ સડાને અટકાવનાર.—ડીસઈન્ફેકટન્ટસ્-ફિનાઈન જેવાં-થાય છે.

૧૨ ખાતરો —હાલ આપણા દેશમાં એનાં ખાતરોનો સારી પેઠે ઉપયોગ થાય છે.

૧૩ આમોનિયા.—આ વસ્તુની ઉપયોગિતા વિષે ઝાઝું કહેવાની જરૂર નથી.

૧૪ વાર્નિશ.—ફર્નિચરને વધારે ટકાઉ અને સુશોભિત કરવા માટે એનો ઉપયોગ થાય છે.

૧૫ ગૅસ —બત્તીમાં વપરાતો અને ઉપરની કેટલીક વસ્તુઓ કોલસામાંથી કાઢવા માટે વપરાતો ગૅસ આમાંથી નીકળે છે

૧૬ કોક—આ પદાર્થ કોલસા કરતાં વધારે ગરમી આપે છે અને ધુમાડો હોતો નથી. રસોઈ માટે એ વપરાય છે. પણ એનો મુખ્ય ઉપયોગ લોઢું અને પોલાદ ગરમ કરવામાં થાય છે.

કોલસામાથી થતી વસ્તુઓમાંથી થોડીક જ ઉપર ગણાવેલી છે. આગળ આપેલી કેટલીક ખાણો પાસે આ વસ્તુઓ તૈયાર કરવામાં આવે છે. ગોરક્ષા વિષે ચર્ચા કરતાં ગાંધીજીએ અનેક વાર લખ્યું છે કે ગાયના શરીરનો કોઈ પણ ભાગ નિરુપયોગી નથી. એ જ વાત કોલસાને વિષે પણ સાચી છે

૨

કોલસાની કુળકથા અદ્ભુત હોય છે. તે જાણવી હોય તો આપણને હજારો—ના, લાખો વરસ પહેલાંની સૃષ્ટિની કલ્પના કરવી જોઈએ. તે કાળમાં પૃથ્વી પર માણસો કે બીજાં પ્રાણીઓ રહેતા નહોતાં, પણ મોટાં મોટાં ઝાડો ઊગતાં અને કાળે કરીને મરી જતાં. કહેવાય છે કે તે કાળે જમીન આજના કરતાં વધારે સપાટ હતી અને પાણી ઘણે ભાગે ત્યાંને ત્યાં જ રહેતુ, વહેતુ નહિ. તેમાં અનેક જાતની વનસ્પતિઓ ઊગતી, પાંદડાં ત્યાં જ ખરી પડતાં ને કોહતાં કેટલાયે હજારો વરસ સુધી આવું ચાલ્યા કર્યું હશે, કેટલીયે વાર ધરતીકંપ થયા હશે અને જ્વાળામુખી ફાટી નીકળ્યા હશે તેથી વટોળિયા થવા લાગ્યા હશે પછી ધૂળના ઢગલા ને ઢગલા ઊડીને કોહતાં ઝાડપાલા પર પડ્યા હશે આમ એક ઢગલા પર બીજો ને બીજા પર ત્રીજો આવા અનેક થરો થવા લાગ્યા હશે. ફરી ઉપર ઝાડો, લાકડાં ને પાંદડાં

અને પછી માટી આમ ને આમ કેટલા હજાર કે લાખો વરસ સુધી ચાલ્યું હશે તે કોઈ કહી શકતું નથી. એવી રીતે ઉપરના દબાણને લીધે અને અંદરની ગરમીને લીધે લાકડાં, પાંદડાં વગેરે વસ્તુઓ બળીને કાળી થઈ, આનું જ નામ કોલસો. તે પૃથ્વીના પેટમાં રહીને અનેક દ્રવ્યોની ગરમી જેમ જેમ વધારે સહન કરે છે તેમ તેમ તેની આર્દ્રતા ઓછી થતી જાય છે અને સ્થિર કાર્બન વધે છે. જેટલી આર્દ્રતા ઓછી અને સ્થિર કાર્બન વધારે તેમ કોલસો વધારે સારો ગણાય છે

કેટલીક જગ્યાએ કોલસો દસ કે પદર ફૂટના ઊંડાણમાં મળે છે, પણ ઘણી જગ્યાએ તેની ખાણ બહુ ઊંડાણ સુધી ખોદવી પડે છે. આ ખાણનો શાસ્ત્રીય શબ્દ 'કોલીઅરી' છે અને કોલસાના થરને 'સીમ' કહે છે. ભૂગર્ભશાસ્ત્રીને ફલાણી જગ્યાએ કોલસો છે કે નહિ એ જોવાનુ હોય છે ત્યારે તેઓ અનેક જગ્યાએ દૂર દૂર અંતરે નાનાનાના પણ ઊંડા ખાડા ખોદે છે. તેમાં કોલસો કેટલે અંતરે અને કયી જાતનો મળે છે, તેનો થર કેટલો જાડો હોય છે અને તેનો વિસ્તાર કેટલો હોય છે, એની કલ્પના તે પરથી તેને આવે છે. કોલસો મોટા પ્રમાણમાં મળી શકે એમ હોય તો પછી ખાણો ખોદવાનુ શરૂ થાય છે કેટલીક ખાણનુ ઊંડાણ ૧૦૦૦થી ૧૫૦૦ ફૂટ સુધી કે એક માઈલ સુધી પણ હોય છે, અને તેનો ઘેરાવો ૪૦૦થી ૫૦૦ માઈલ સુધી હોય છે! આ બધી જગ્યામાં કોલસો હોય જ છે, એવું નથી બનતું; પણ વચ્ચે વચ્ચે હારો તૂટેલી હોય છે છતાં આ આખા ભાગમાં એક જ જાતનો થર હોય છે.

ખાણ ખોદવાની હોય છે ત્યારે પ્રથમ વચમાં એક ખાડો લગભગ ૭ ફૂટ પહોળાઈનો ખોદાવે છે. કોલસાનો થર મળે એટલો તે ઊંડો હોય છે એની ચારે બાજુ ઢળી ન પડે તે માટે ઈંટોથી ચણે છે. આ ખાડાને 'શૅફ્ટ' કહે છે. આ શાસ્ત્રીય શબ્દ છે આ ખાડાની ઉપરની બાજુમા એક રેંટ જેવુ યત્ર ગોઠવે છે અને તે પર થઈને મૂકેલા એક મજબૂત તારના દોરડાવતી એક 'પાળણુ' કે 'પાંજરુ' ખાડામાં ઉતારે છે. આ પાજગાને 'કેજ' કહે છે. આનો ઉપયોગ માણસ, ખેંચરો કે સામાન ખાણમાં ઉતારવાને કે બહાર કાઢવા માટે કરવામાં આવે છે. ખાડાના તળિયામા ચારેય બાજુ શહેરના રસ્તાઓની જેમ ભોગદાઓ ખોદવામાં આવે છે. પછી એમાં બીજા ભોગદાઓ, એમ કર્યા પછી ચારેય દિશામાં કોલસાના થર ભાગી નાખવા લાગે છે. આ ભોગદાનો નકશો તમે જોશો તો તે તમને શેતરંજના ખાનાના જેવો દેખાશે. ઘણી ખાણોમાં આ ભોગદાઓ માઈલો ને માઈલો સુધી લાંબા હોય છે. ઘણા બહુ પહોળા પણ હોય છે અને તેમાં કોલસાની હાથગાડીઓ મુખ્ય ખાડાની તળેટીમાં લાવવા માટે રેલવેના પાટા ગોઠવે છે આ ગાડીઓ ખેંચી જવાનુ કામ માણસો, છોકરાઓ અથવા કેટલીક ખાણોમાં ઘોડા કે ખચ્ચર પણ કરે છે. અમેરિકામાં આ કામ ઇલેકટ્રિક મોટરો કરે છે. પેટા–ભોગદાઓ સાકડા હોય છે અને તેમાં કેટલાકમાં માણસને બેસીને જવું પડે છે. આની બાજુમાં મજૂરો ખોદવાનુ કામ કરે છે. કોલસાના થર જાડા કે પાતળા હોય તે પ્રમાણે મજૂરો ઊભા રહીને કે બેસીને અથવા કેટલીક વખત સૂઈ જઈ ને પણ કોતરવાનું કામ કરે છે થર જાડા અથવા બહુ કઠણ હોય છે ત્યારે તેને ભાંગી નાખવા સુરંગો પણ ફોડે છે. પણ આવે વખતે આજુબાજુ સ્ફોટક દ્રવ્યો ન હોય તેની ખાતરી કરવી પડે છે. મજૂરો જ્યા કામ કરતા હોય છે ત્યાં શુદ્ધ હવા બહારથી લાવવાની વ્યવસ્થા કરેલી હોય

છે. અને બોગદામાં દરવાજા વગેરેની એવી ગોઠવણ કરેલી હોય છે કે એક બાજુથી સારી હવા આવે અને બીજી બાજુથી ખરાબ હવા ઉપર ચાલી જાય. તોપણ અંદરની ગરમીની કલ્પના વાચક સહેજે કરી શકે એમ છે. તેથી મજૂરોને ઓછામાં ઓછાં કપડાં પહેરીને ત્યાં કામ કરવું પડે છે. કેટલીક વાર એમ પણ બને છે કે ક્યાંક પાણીનાં ઝરણાં નીકળે છે અને ત્યાં પાણી કાઢવાનું એક સ્વતંત્ર કામ થઈ જાય છે

કામની જગ્યાનો ઉપરનો ભાગ સુરક્ષિત છે કે નહિ તેની પૂરતી કાળજી લેવાની જરૂર હોય છે. નહિ તો તે નીચે પડે ને મજૂરો દટાઈ જાય. આપણે છાપાંમાં આવા અકસ્માતના કેટલાક દાખલાઓ વાંચીએ છીએ. આવો અકસ્માત અટકાવવા માટે ઉપરનો ભાગ લાકડાના પાટિયાંથી ઢાંકીને તેને લાકડાના થાંભલાનો ટેકો આપે છે છતની ઊંચાઈ બહુ ન હોય તો આવી જગ્યામાં રેતી નાખી પોલાણ ભરી કાઢે છે. છતની સુરક્ષિતતા જળવાઈ રહે તે માટે સતત દક્ષતાની જરૂર હોય છે.

ખાણમા બીજી જાતના અકસ્માત થવાનો ડર રહે છે અને તે સ્ફોટક દ્રવ્યોમાંથી ઉત્પન્ન થતા 'ફાયર-ડેમ્પ' નામના ગૅસનો સ્ફોટ થાય છે તેનો જમીનમાંથી અનેક જાતનાં દ્રવ્યો ખોદતાં ખોદતાં નીકળે છે. તે વખતે શાસ્ત્રીય દક્ષતા ન જળવાય તો આખી ખાણમાં સ્ફોટ થાય છે અને એક મિનિટમાં બિચારા કેટલાય સેંકડો મજૂરો મરી જાય છે. ગૅસની બત્તીનો જે જાતનો ગૅસ હોય છે તે જ જાતનો આ ગૅસ હોય છે. આ ગૅસ હમેશાં ખાણના અંદરના ભાગની હવામા હોય છે અને સામાન્ય બત્તીનો સ્પર્શ થતાં વેંત તરત જ તેનો સ્ફોટ થાય છે. આ ગૅસ જે ખાડામાં વધારે હોય છે તેને 'ફાયરી પિટ' (ભયંકર ખાડો) કહેવામાં આવે છે. અહીંયાં જેનો ઉપયોગ થઈ શકે એવી એક 'ડેવ્હી લૅમ્પ' નામની બત્તી શોધવામાં આવી છે. તેને 'સેફ્ટી લૅમ્પ' એટલે 'સલામત બત્તી' પણ કહેવામાં આવે છે. આ બત્તીની એવી ખૂબી હોય છે કે જ્યારે પેલો ગૅસ તેની તરફ આવે છે ત્યારે એની મેળે જ ઓલવાઈ જાય છે. તેથી ચારે કોર અંધારું થાય છે પણ તેમાં સહીસલામતી હોય છે.

આ ગૅસ કાઢી નાખવા માટે બે જાતના 'શૅફ્ટસ' (ખાડાઓ) હોય છે. તેમને *'ઊર્ધ્વમુખ' (અપ-કાસ્ટ)* અને *'અધોમુખ' (ડાઉન-કાસ્ટ)* કહેવાય છે. ઊર્ધ્વમુખ ખાડામાં અગ્નિ બળતો રાખે છે જેથી અશુદ્ધ હવા બળવામાં વપરાઈ જાય છે. અથવા ત્યાં એવી રીતે પખાઓ ગોઠવે છે કે જેથી તેવી હવા બહાર ફેંકાય છે. શુદ્ધ હવા 'અધોમુખ' ખાડાથી અંદર આવે છે અને ત્યાં દરવાજાઓ એવી રીતે ગોઠવેલા હોય છે કે જેથી કરીને શુદ્ધ હવા ખાણમાં ચારેકોર ફેલાય છે, અને આખરે અશુદ્ધ રૂપમાં ઊર્ધ્વ ખાડામાં આવી જાય છે.

ખાણની અંદર ખચ્ચર કે ઘોડાનો ઉપયોગ કરવામાં આવે છે, એમ પાછળ કહ્યું છે. શરૂઆતમા ખાણમાં આ પ્રાણીઓનાં બહુ ભૂંડા હાલ થતા. હાલ તેમને સારી રીતે રાખવામાં આવે છે. એટલું ખરું કે એકવાર અંદર ગયા પછી તેઓ જીવતાં ફરી ઉપર આવતા નથી! હમણાં હમણાં અંદરનાં હવાપાણીની અને સ્વચ્છતાની સુખસગવડ વધારે સારી રીતે કરવામા આવી છે, તેથી મજૂરો પોતાનાં છોકરાંને અંદર લઈ જવા લાગ્યાં છે. માબાપ બન્ને અંદર કામ કરવા જાય અને છોકરાં આખો દિવસ એકલાં ઝૂપડામાં રમ્યા કરે કે રડ્યા કરે, એ સ્થિતિ અનિષ્ટ હતી. હવે તેનો કંઈક ઉકેલ થવા લાગ્યો છે.

૩

ઘણા જૂના કાળથી આપણને કોલસાની માહિતી હતી એમ દેખાય છે, પણ તેની ખાણ ખોદવાનું માન અંગ્રેજોને જ ઘટે છે. ઈ. સ. ૧૭૭૪માં વૉરન હેસ્ટિંગ્સે ઈસ્ટ ઇંડિયા કંપનીના બે નોકરોને ખાણ ખોદાવવાનો પરવાનો આપ્યો હતો. પણ તે વખતે સારો કોલસો નીકળ્યો નહિ ત્યાર પછી ઇ. સ. ૧૮૧૪માં આ કામ પર એક હોશિયાર ભૂગર્ભશાસ્ત્રી નીમાયો અને તે વખતે ઉત્તમ જાતનો કોલસો નીકળ્યો તે વખતથી આપણા દેશમાં ખાણો ખોદવાનું કામ શરૂ થયેલુ છે, એમ કહી શકાય.

ભૂગર્ભશાસ્ત્રીઓએ પોતાના અભ્યાસને પરિણામે એવું શોધી કાઢ્યુ છે કે આપણા દેશમાં નીચેના ભાગોમાં કોલસાના ખડક છે —

(૧) શોણ અને દામોદર અને તેમને મળતી નદીઓની ખીણોનો ભાગ;
(૨) છત્તીસગઢ અને મહાનદીની ખીણોનો ભાગ;
(૩) ગોદાવરી અને વર્ધા નદીઓની ખીણોનો ભાગ;
(૪) સાતપુડા પર્વત પાસેનો કેટલોક ભાગ; અને
(૫) આપણા દેશની પશ્ચિમ, ઉત્તર અને પૂર્વ દિશાનો ગોદાવરીની ઉત્તરનો કેટલોક ભાગ.

પહેલા ચાર ભાગોમા જે જાતનો કોલસો મળે છે તે ગોંડવન યુગનો કોલસો કહેવાય છે અને પાંચમા ભાગના કોલસાને ટર્શિયરી, ક્રેટેશિયસ અને જુરેસિક જાતનો કહેવાય છે. ગોડવન યુગના કોલસામાં વધારે કાર્બન અને ઓછી આર્દ્રતા હોય છે. ટર્શિયરી અને બીજી જાતના ખડકના કોલસામાં પ્રમાણમા ઓછો કાર્બન અને વધારે આર્દ્રતા હોય છે. એથી પહેલો કોલસો બીજા કોલસા કરતાં વધારે સારો ગણાય છે. નીચેના કોઠા ઉપરથી આ હકીકત વધારે સ્પષ્ટ થશે—

ઝરિયા ખાણના કોલસાનું પૃથક્કરણ ( ગોંડવનયુગનો )

| કોલસાની જાત | આર્દ્રતા ટકા | સ્થિર કાર્બન ટકા |
|---|---|---|
| ટેલમુચ | ૨.૧૧ | ૫૨.૮૦ |
| મુકુલીઢી | ૨.૨૦ | ૫૭.૨૦ |
| ભાગબેંદ | ૧.૮૦ | ૫૯.૩૦ |
| જિ અલગારા | ૧.૫૯ | ૬૨.૪૦ |
| ગારેંગ | ૦.૭૦ | ૬૩.૦૫ |
| મુરૈદી | ૦.૬૫ | ૬૮.૦૦ |

હવે બ્રહ્મદેશના ટર્શિયરી કોલસાનું પૃથક્કરણ જુઓઃ—

| કોલસો ક્યાનો છે | આર્દ્રતા ટકા | સ્થિર કાર્બન ટકા |
|---|---|---|
| યા નદી | ૧૮.૭૩ | ૩૫.૮૬ |
| કાબવેટ | ૧૨.૨૭ | ૩૮.૯૭ |
| ચિંદવી | ૧૦.૧૪ | ૪૯.૯૫ |

ઉપર ગણાવેલા પાંચ ભાગોનો પ્રાંતની દૃષ્ટિએ વિચાર કરીએ તો દેખાશે કે ગોંડવન યુગનો કોલસો બંગાલ, બિહાર, ઓરિસા, મધ્ય હિંદ, મધ્ય પ્રાંત, નિઝામ હૈદરાબાદ અને મદ્રાસમાં મળે છે. ટર્શિયરી અને બીજી જાતનો કોલસો આસામ, બલુચિસ્તાન, પંજાબ, રજપૂતાના, બ્રહ્મદેશ, કાશ્મીર અને સરહદ પ્રાંતમાં મળે છે આ ઉપરથી આપણે જોઈ શકીશું કે આપણા દેશમાં ઘણી જગ્યાએ કોલસાના થર છે. ભૂગર્ભશાસ્ત્રીઓ કહે છે કે અહીંનો કોલસો કોઈપણ દેશના કોલસા કરતાં ઊતરતો નથી અને અહીં મજૂરી ઓછી હોવાને લીધે સસ્તો પણ પડે છે.

પાછળ મિ પેનમનના મત પ્રમાણે આપણા દેશમા કોલસાનો સંગ્રહ છે, તે કહ્યુ છે. આ પ્રશ્નનો સારો અભ્યાસી મિ સી એસ. ફોક્સ તેને વિષે શું કહે છે તે હવે જોઈએ.

૧૯૩૪માં તેની ગણતરી મુજબ તે સંગ્રહ કુલ ૭ હજાર કોટી જેટલો હતો. પણ તેણે પછીની ગણતરીમાં ૪ ફૂટ ઉપરની જાડાઈના અને ૨૦% ગાખવાળા અને ૧૦૦૦ ફૂટ ઊંડાણમાં રહેલા કોલસાનો હિસાબ ગણાવ્યો છે અને તે પ્રમાણે નીચે મુજબ સંગ્રહ બતાવ્યો છે·

| | સ્થાન | દસ લાખ ટન |
|---|---|---|
| ૧ | દાર્જિલિંગ ખીણ | ૨૦ |
| ૨ | ગિરિદી, જતી અને રાજમહાલ ટેકરીઓ પાસેની ખાણો | ૮૦ |
| ૩ | રાણીગંજ, ઝરિયા, બોકારો અને કરણપુરાની ખાણો | ૧૦,૧૫૦ |
| ૪ | શોણની ખાણ—હુતારથી ઉમારિયા અને સોહાગપુર | ૨,૦૦૦ |
| ૫ | છત્તીસગઢ અને મહાનદી | ૧,૨૦૦ |
| ૬ | સાતપુડા પ્રદેશ—મોહપાણીથી કન્હાન અને પેંચ | ૧૫૦ |
| ૭ | વર્ધા—ગોદાવરી—વરોરાથી સિંગરેણીની પેલી પાર | ૬,૪૦૦ |
| | સરવાળો | ૨૦,૦૦૦ |

મિ. પેનમનની ગણતરી સાત હજાર નવસો ટનની છે જ્યારે મિ. ફોકસની બે હજાર કરોડ ટનની છે; એટલે બન્નેની ગણતરી વચ્ચે ૪ : ૧ આ પ્રમાણ થયું. મિ. જે. સી બ્રાઉન નામનો સરકારી ભૂગર્ભશાસ્ત્રી અને ખાણો ઉપરનો અધિકારી મિ. ફોકસના મતને ટેકો આપે છે. ગયા માસમાં માઈનિંગ કમિટીનો રિપોર્ટ પ્રસિદ્ધ થયો છે, તેમાં પણ કોલસાનું ભાવી મિ. પેનમન ચિતરે છે એવુ આશાદાયી તો નથી જ બલકે આપણા દેશનો કોલસો ૫૦–૬૦ વરસમા જ ખલાસ થવાનો છે, એવું કમિટીવાળાઓનું માનવું છે! ખાણો ખોદવાનું અને પછી કોલસો કાઢવાનું કામ વ્યવસ્થિત ચાલતુ નથી, તેથી કોલસાનો વધારે ભાગ નિરુપયોગી થાય છે, એવુ તેમનુ કહેવુ છે.

કમિટીના આ મત વિષે મિ. બ્રાઉનને મે લખીને પૂછાવ્યુ હતું. તેઓ જવાબમાં જણાવે છે કે ' કોલસાનુ ભાવી ખાસ આશાદાયી નથી એમ જો કમિટી માનતી હોય તો તેની સાથે હું સહમત થઈ શકતો નથી, તેની મને દિલગીરી છે. ઘણા દેશોમાં કોલસાની ઉત્પત્તિ પહેલાં કોઈ દિવસ નહોતી એટલી ઝડપથી વધતી જાય છે. અને વિસ્તૃત ખનિજ સંપત્તિવાળા હિંદુસ્તાન દેશે પણ આવી ઉત્પત્તિમાં નાનોસૂનો ન જ રહેવું, એવી મારી ખાતરી છે. હિંદુસ્તાનની જરૂર.. એશિયાના બીજા દેશોની સરખામણીમાં પ્રથમ પંક્તિમાં આવી શકે એવા કોલસા ... જાતનો છે."

ચાલુ ]

# ભવાઈ અને તરગાળા:

## બન્નેનો ભાવી રંગભૂમિમાં સંવાદી સહકાર સાધવાની જરૂર

[ એક વ્યાખ્યાન ]

શ્રી. જયશંકર ભૂધરભાઈ (સુંદરી)

**માન્યવર પ્રમુખસાહેબ, બહેનો અને ભાઈઓ,**

ગુજરાતમાં રંગભૂમિ પરિષદ ભરવાની જરૂરિયાત તો ઘણાં વર્ષોથી લાગ્યા કરતી હતી, કેમકે આપણી આધુનિક રંગભૂમિને ઉત્પન્ન થયાને લગભગ એકસો વર્ષ થવા આવ્યાં છે, ગુજરાત પાસે વિદ્વાનો છે, ધનવાનો છે, ભજવનારો એક વર્ગ–આનુવંશિક કલાના સંસ્કારવાળો, એટલું જ નહિ પણ ભજવવાનુ કલાનૈપુણ્ય નો છસો વર્ષ જેટલુ પ્રાચીન છે; છતાં ગુજરાત બીજા પ્રાન્તોથી શા માટે પાછળ પડ્યો હશે એ સમજવુ મુશ્કેલ છે.

મોડી મોડી પણ કલાઓ પ્રત્યેની બેદરકારી ખખેરી નાંખી ગુજરાત એક આદર્શ રંગભૂમિ ઉત્પન્ન કરવા, તેને નિયમિત અને નિયમબદ્ધ કરવા ચાહે છે, તેથી ઘણો જ હર્ષ થાય છે. વધારે હર્ષ તો સ્વ દિ બા રણછોડભાઈ ઉદયરામની શતાબ્દીના નિમિત્તમાંથી આદર્શ રંગભૂમિ ઉત્પન્ન થશે એવા યોગાનુયોગથી થાય છે. અહી બેઠેલ દરેક ભાઈ કે બહેન જાણે છે કે સ્વર્ગસ્થની રંગભૂમિની સેવાઓના ચાર વર્ગ કરી શકાયઃ

(૧) પહેલા વર્ગમાં, ભજવવા યોગ્ય નાટકો લખી આપી, પોતાના ખર્ચે છપાવી, તેમણે રંગભૂમિની સક્રિય અને આદ્યનાટકકાર તરીકેની સેવા કરેલી છે.

(૨) બીજા વર્ગમાં, ભજવનાર તરગાળા ભાઈઓના અને અન્ય સર્વના પૂરા પરિચયમાં આવી, વિચારોની આપલે કરી, પ્રોત્સાહન આપી, ટીકાઓ કરી, તેમના અંગત જીવનમા રસ લઈ, માર્ગદર્શક થઈ નટવર્ગની આમરણાંત સેવા કરી છે.

(૩) ત્રીજા વર્ગમાં, ગુજરાતના સુશિક્ષિત વર્ગને રંગભૂમિ તરફ આકર્ષવા, તેની ઉન્નતિ માટે નવાં નાટકો લખી આપવા, રજનીઓ અને વેકેશનમાં જાતે ભજવી બતાવવાની પ્રેરણા આપીને સેવા કરેલી છે.

(૪) ચોથા વર્ગમા, રંગભૂમિનો સળંગ ઈતિહાસ લખવાને, જે તરગાળા બંધુઓની આસપાસ રંગભૂમિનો ગયાં છ સો વર્ષનો ઇતિહાસ ગાઢ રીતે વિંટળાયેલો છે તેમને ઘેર બોલાવીને, અથવા તો સામા પગલે તેમને ઘેર જઈ ને, એ ઇતિહાસની સામગ્રી એકઠી કરી હતી. કોઈપણ હિંદી કે ગુજરાતી નાટક બહાર પડતાં જ, છેક વૃદ્ધ વયે પણ, તે જોઈ ને પોતાની નોંધમાં ઉતારી લેવા ચૂક્યા નહોતા. ભવાઈની કલાથી માંડીને છેક સ્વ વિભાકર સુધીની નાટ્યકૃતિઓ જોઈને, તેની એક ટૂંકી નોંધ મને તેમણે વંચાવેલી તે આજે પણ મારા સ્મરણમાં તરી આવે છે.

કલા અને કલાકારના અંગત જીવનમાં રસ લઈ આમરણાન્ત અને અવિરત રંગભૂમિની સેવા કરનાર બીજો એક ગુજરાતી તો મને બતાવો ?

આ અતિ શ્રમે એકઠો થયેલો ઇતિહાસ ગ્રન્થાકારે છપાયો હોત, તો આજે આપણે આપણા કલાકારોને ઓળખીએ છીએ તેના કરતાં વધારે સારી રીતે ઓળખતા થયા હોત—ગુજરાતને શું ગર્વ લેવા જેવું છે અને શું શરમાવા જેવુ છે, એને સારી રીતે તારવી શકયા હોત ! અને આજની પરિષદને વિચારવાના મુદ્દાઓ પણ મળી રહ્યા હોત. અને તેથી જ સ્વર્ગસ્થની આવી મહેચ્છાને સેવામાં જ ગણી લેવા આપ પણ મારી સાથે સમ્મત જ થશો

આજે હું રંગભૂમિના અનુભવો કહેવા ઊભો નથી થયો પણ આજની આપણી પરિષદે વિચારવાના તેર મુદ્દાઓ પૈકીના દસમા મુદ્દામાં—"પરંપરાદ્વારા ઊતરી આવેલી ભવાઈ વિષે અને આપણા પ્રાન્તની વિશિષ્ટતારૂપ–નાટક–અભિનય–નૃત્યની ધંધાદારી જ્ઞાતિ તરગાળાઓના હવે પછીના સંવાદી સત્કાર વિષે, ચર્ચા કરવાનુ ઠરાવ્યુ છે." તો તેના ઉપર જ હું થોડું બોલીશ—અને હવે પછી તરગાળા જાતિના સંવાદી સહકાર વિષે પણ સૂચના કરીશ.

એક ખુલાસો પ્રથમ જ કરી લઉં છું કે, આજની મારી માહિતી ઇતિહાસના કાળક્રમ વિનાની છે

ભવાઈમાંથી જ કેટલાક ઐતિહાસિક પ્રશ્નો ઊભા થવાનો સંભવ છે. તેના ય જવાબો શોધવા હજુ બાકી જ છે

ભવાઈની કવિતા, તેના રાગો, નૃત્યો અને પહેરવેષ ઉપર ચર્ચા કરવામાં આવે તો ઘણી જ રસપ્રદ નિવડે તેમ છે—તે પણ કરી શકાય તેમ નથી. એટલે આજની માહિતી પરંપરાથી ચાલતી આવેલી વાતોના આધાર ઉપર રચાયેલી છે છતાં તે એકદમ અશ્રદ્ધેય નથી, તેને કંઈક પણ આધાર છે એ પણ કહી લઉં છું.

સાથે સાથે ભવાઈ વિષે પણ એટલું કહી લઉં છું કે તેના ત્રણસો ને સાઠ વેશો આજે આપણને જોવા કે વાંચવા મળે તેમ નથી—જો કે તે મેળવવા અસંભવિત તો નહિ પણ કષ્ટસાધ્ય તો છે જ. હજુએ સંભવ છે કે ભવાઈના ગુણી લોકોની પરંપરા જોતાં—તેઓ ગવૈયાઓના, નૃત્યકારોનો, વાદકોના, ને કવિઓના પ્રસંગમાં આવવાની એકપણ તક ચૂકયા ન હતા, તેથી હજુએ કાવ્યો, રસોત્પાદક વાર્તાના ટૂચકાઓ, નૃત્યના તોડાઓ, ને નરઘાંની ગતો તેમણે લખી રાખ્યા હોય—ને હજુએ શોધ કરવાથી જડી આવે ખરાં. વળી ભાવી આદર્શ રંગભૂમિ રચવામાં પ્રાચીન તેમજ અર્વાચીન ઇતિહાસના અભ્યાસની સદ્ભાગ્યે જ જરૂર પડશે. તેથી ભવાઈનું સાહિત્ય મેળવવા કમિટિ નિમવાની ભલામણ પરિષદને કરી હું મૂળ વાત ઉપર આવીશ.

બંધુઓ, રંગભૂમિની ગયાં છસો વર્ષથી આજદિન સુધી સતત સેવા કરનાર તરગાળા જાતિ એ ઔદિચ્ય, શ્રીમાળી ને વ્યાસ બ્રાહ્મણોમાંથી ઊતરી આવેલી જાતિ છે. તેની સ્મરણશક્તિ, અનુકરણશક્તિ, આનુષંગિક કલા–સંગીત–નૃત્ય–અભિનયની શક્તિ, તેની સામસ્વર અને નૈપુણ્ય તેમજ પરાઈ ભાષાની સ્પષ્ટ ઉચ્ચારણ શક્તિ આશ્ચર્યકારક છે. આવી કુશળ જાતિની ઉત્પત્તિ વિષે એક ભાઈએ મને મોકલેલી કવિતા આ રહી:

"ઠાકર શાખે યજુર્વેદી ઔદિચ્ય સિદ્ધપુર નગર નિવાસ,
બ્રાહ્મણ ભારદ્વાજી ગોત્રના અસાઈતિ—ભૂમાં પ્રખ્યાત,
ઊંઝા ગામે પટેલ હેમાતણિ પુત્રી ગંગા ગુણવત,
શિયળ રક્ષવા શાહ સભામાં ભેળા જમિને ગખ્યો રંગ,
જમતાં એ ઠાકરથી ઉપજી નાયક તરગાળાની જાત,
ત્રણસો સાઠ ભવાઈ વેશો રચી આરાધી અંબામાત."

કવિતામાં કહેવાયેલો ઇતિહાસ નીચે પ્રમાણે છે હિંદુસ્તાનમા અલાઉદ્દીન ખીલજીના રાજ્યકાળમાં જહાનશેઝ નામનો સરદાર દિલ્હી—કનોજ ઉપર સવારી કરી ગુજરાત ઉપર ચડી આવ્યો હતો. સિદ્ધપુરથી ચાર ગાઉના છેટે આવેલા ઊંઝા ગામે હેમાળા પટેલની પુત્રી ગંગાના રૂપગુણની પ્રશસા સાંભળી તેણે ઊંઝા ગામે છાવણી નાખી. સિપાઈઓએ સરદારની ઇચ્છા મુજબ ગંગાને પકડી જનાનામા બેસારવા તબુમા આણી

બરાબર આ જ અરસામાં સિદ્ધપુર ગામના "રાજારામ ઠાકર—(છત્રાપદના ઠાકર અટકધારી) યજુર્વેદી ભારદ્વાજ ગોત્રના બ્રાહ્મણ—ગીત વાણીથી કથા કહેતા હોવાથી આજુબાજુમાં ખૂબ પ્રસિદ્ધિ પામ્યા હતા

તેમનો પુત્ર કવિ, વક્તા અને ગાયક હોવાથી "અસાઇતિ ઠાકર" પણ સારી પ્રતિષ્ઠા પામ્યા હતા. ઊંઝાના એ હેમાળા પટેલ સાથે તેમને ગુરુશિષ્યનો સંબંધ ચાલ્યો આવતો હતો તેમના કાને ગંગાની હકીકત જતાં ઊંઝા ગામે જઈ સરદારને પોતાના ગીત-વક્તૃત્વથી રીઝવી ગંગાને પોતાની પુત્રી જણાવી મુક્ત કરવા અસાઇતિ ઠાકરે માગણી કરી

સરદારને ગંગા બ્રાહ્મણ કન્યા હોવાની શકા પડી તેથી તે સાબિત કરી આપવા અસાઇતિ ઠાકરને એકભાણે જમવા આજ્ઞા કરી.

અસાઇતિ ઠાકર એમ ગાંજ્યા જાય તેવા નહોતા, તેનું હૃદય અબલાના આસુ—બળાત્કારે કરાવેલો ધર્મપલટો—સહી લે તેમ નહોતું. તેનુ મિત્રહૃદય કોઈપણ ભોગ આપતાં પાછું હઠે તેમ નહોતુ તેનું બ્રાહ્મણત્વ કટોકટીના પ્રસંગે પાટીદાર કન્યા સાથે જમતા ભ્રષ્ટ થઈ જનારું નહોતુ. તેથી તેણે તરત જ નિશ્ચય કરી છેલ્લા પ્રણામ કર્યા—ઔદિચ્ય શ્રવણ જ્ઞાતિને, ઠાકર કુટુમ્બને અને સિદ્ધપુર નગરને તેણે સરદારનુ આહ્વાન સ્વીકારી લીધુ. તે ગંગા સાથે એક જ ભાણે જમ્યા ને ગંગાને મુક્તિ અપાવી.

આથી સિદ્ધપુરના પચાતિયાઓ, આવા કુલાંગારને, સાત સાત પેઢી નર્કે લઈ જનારને, હુંટ દુર્મુખ ઠાકર કુટુમ્બી અસાઈત કવિને સાંખી લે તેમ થોડા જ હતા? તેમણે જ્ઞાતિના શસ્ત્રભંડારમાથી અનેક શસ્ત્રો એકપછી એક ફેકવાં શરૂ કર્યાં. અસાઇતના રોટીબેટી વ્યવહાર બધ કર્યા, તેના સદ્‌ગુણોને ઢાકી તેની દુષ્કીર્તિ કરવા માંડી, તેને એકલવાયો બનાવી દીધો. ખરેખર જ્ઞાતિ તે વળી કોઈના સદ્‌ગુણ સાખી રહે ખરી?

સિદ્ધપુરથી હિજરત કરી અસાઇત તેના ત્રણ પુત્રો—સાકણ ઠા, જયરાજ ઠા, નારણ ઠા સાથે ઊંઝા આવીને રહ્યા

હેમાળા પટેલે તેમને સત્કારી તેમને તથા તેમના ત્રણ પુત્રોને ઊંઝામા ત્રણ ઘર બધાવી આપ્યાં, પોતાની જમીનમાથી થોડાક વીઘા જમીન બક્ષીસ આપી, એટલુ જ નહિ

પણ એક તામ્રપત્ર ઉપર કડવા પાટીદારની સમસ્ત જ્ઞાતિ તરફથી વંશપરંપરાના અમુક હક્કો લખી આપ્યા. જે પૈકી જમીન અને હક્કો અસાઈતના વંશજોને મળેલા છે એને આજદિન સુધી કડવા પાટીદારો પાળતા આવ્યા છે. આ રીતે હેમાળા પટેલે ગુરુભક્તિ અને ઉપકારની ફેડ કરી આપી.

ઊંઝામાં સ્થિર થઈ તેમણે ભવાઈના ત્રણસો ને સાઠ વેશો લખી નાંખી પોતાના પુત્રોની મદદથી ભજવવા શરૂ કર્યા આમ ગામડાની જનતામાં ધાર્મિક ઉત્સવ સાથે ભવાઈએ પણ જીવનમાં ઉલ્લાસ આણ્યો; પોષણ મેળવ્યુ. બહેનોએ પણ તેના ગીતોના ઢાળ પોતાના ગળામાં અપનાવ્યા, જેની ધૂનો આજદિન સુધી નાગર કુટુમ્બોમાં અને અન્યત્ર સાંભળવા મળે છે.

ભાઈઓ, હવે કહેવાની જરાય જરૂર નથી કે અસાઈત ઠા: એ જ આદ્ય ભવાઈ-સાહિત્યના કર્તા, તરગાળા જાતિના પ્રથમ પુરુષ અને પિતામહ થાય છે.

સિદ્ધપુરના બ્રાહ્મણોએ ત્યાગ કરવા છતાં, ઊંઝામાં આવી તેમણે જનોઈ—નિત્ય નૈમિત્તિક કર્મોનો ત્યાગ નહોતો કર્યો. સાથે સાથે હેમાળા પટેલ સાથેના સહભોજનનો ત્યાગ પણ નહોતો કર્યો. આથી ઊંઝાના સત્તાવીસ ઘરના જ્ઞાતિભાઈઓએ અહીં પણ તેમને જ્ઞાતે બેસવા ન દીધા. માડણ ઠા. ઇત્યાદિ ત્રણ પુત્રોના ત્રણ ઘર ઉપરથી તેમને "ત્રણ ઘરવાળા" કહેવામાં આવતા, ધીમે ધીમે ટૂંકાક્ષરી "ત્રણ ઘરાળા" અને તેનો અપભ્રંશ થઈને "ત્રાગાળા" અગર "તરગાળા" એ જાતિવાચક નામ બની ગયુ છે. આ ઉપરાંત ધંધા ઉપરથી "ભવાઈઆ" અને નાયક પણ આજે જાતિવાચક છે.

વળી તરગાળા નામ અપભ્રંશ છે તેની વ્યુત્પત્તિ જડી આવતી નથી, એમ કહી એક સ્નેહીએ મને કહેલું કે "ત્રણ જાતિના બ્રાહ્મણો—આ જાતિમાં ભળેલા હોવાથી—આવા ત્રણેનો સૂચક શબ્દ "ત્રણ ગાળા" છે, અને તે જ ખરો હોવો જોઈએ, એમ ભારપૂર્વક તેઓ જણાવે છે; પણ ત્રણ ફીરકા, મંડળ અગર અખાડાનો અર્થ "ગાળા" શબ્દમાં છે કે નહિ તે તો હું કહી શકતો નથી.

બીજો એક તર્ક એવો છે કે "ત્રાગા ઉપરથી "ત્રાગાળા" નામ પડયુ હશે!" જ્યારે ત્રાગા કરનાર એક બીજી જ જાતિ ગુજરાતમાં હોવા છતાં આમને આવું નામ શાથી મળ્યુ હશે? એમ આ તર્ક ઉપર શંકા આવ્યા વિના રહે તેમ નથી ગમે તેમ હોય, પણ રોટી કરતા બેટીના બહિષ્કારે અસાઈતને ખૂબ મૂંઝવ્યા ને તેવા જ કોઈ બહિષ્કૃત બ્રાહ્મણમાં ભળી જવાની તેમને જરૂર ભાસવા લાગી.

બરાબર આ જ અરસામાં હોય કે પછી એચાર પેઢી આગળપાછળ હોય, પણ કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્યના વખતમાં ભિન્નમાળથી પાટણમાં આવી વસેલા શ્રીમાળી બ્રાહ્મણની ટોળીએ આચાર્યશ્રી પાસેથી બોધ પામી જૈન ધર્મ સ્વીકાર્યો હતો. આચાર્યશ્રીએ વાસક્ષેપ (વાસક્ષેપ) નાંખતી વખતે ચતુર્વિધ સંઘ પાસેથી શ્રીમાળીઓને કેટલાક હક્કો કરી આપી જૈન સમાજમાં જોડી દીધા હતા, જે હક્કો આજ દિન સુધી શ્રાવકો પાળે છે. આ જૈનધર્મી શ્રીમાળીઓને ભોજક નામથી ઓળખવામાં આવે છે. તેઓ પણ શ્રીમાળી બ્રાહ્મણોથી બહિષ્કૃત થયેલા હતા તેથી તરગાળા અને ભોજકો વચ્ચે રોટીબેટી વ્યવહાર શરૂ થઈ જતાં વાર લાગી નહિ. બેટી વ્યવહાર ગમે તેટલો જરૂરનો હોય છતાં ધાર્મિક

વિચારોને અંગે કેટલાક આચાર—રીતરિવાજો, વર્તન અને પહેરવેશમાં ભોજકો પોતાનું ભિન્ન વ્યક્તિત્વ સાચવે છે. ભવાઈમાં ભોજકોનાં બાળકો કદી જ ભાગ લેતાં નથી. તેથી પાટીદારો સાથે તેમનો સંબંધ ગાઢ થએલો જણાતો નથી. તેઓ માત્ર શ્રાવકના આશ્રિત છે. તેમનો ધંધો ગીતવાદ્યથી દેરાસરમાં પૂજા, કળશ ભણવાં ભણાવવાં, આગમ ગ્રન્થો શીખવા શીખવાડવા, જૈન પાઠશાળાઓમાં શ્રાવકો સાધુઓને ભણવાં ભણાવવાનો છે વળી લગ્ન કરનાર દરેક કન્યા શ્વસુરપક્ષનો ધર્મ સ્વીકારે છે એટલે આ જોડાણમા કલેશ કજિયા કદી થતા નથી.

આ સિવાય વ્યાસ અટકના બ્રાહ્મણો પણ આ બન્નેના ટોળામાં ભળી ગયેલા જણાય છે. અને તેઓ કાઠિયાવાડ ને માળવામાં ગયાં બસો વર્ષ ઉપર જઈને વસ્યા છે ને તેમાના હાલ પણ કલોલ તાલુકામાં પણ વસે છે.

ગયાં છસો વર્ષ ઉપર જોડાયેલા ઔદિચ્ય, શ્રીમાળી ને વ્યાસો મળીને ઉત્તરે અમદાવાદથી પાલણપુર સુધીમાં, અને ઈડર તરફ વસતી આ તરગાળા જાતિના ૭ હજાર ઘરથી વધારે ઘરો નથી તેમાં ભોજકોના માત્ર અઢીસો ઘરો છે.

બધુઓ, હવે ભવાઈ અને તેના ત્રણસો સાઠ વેશો, આજે દુષ્પ્રાપ્ય છે, તે તો હુ આગળ કહી ચૂકયો છુ. પણ ભવાઈની વ્યાખ્યા, તેની રચનાશૈલી, તેની અંતર વ્યવસ્થા વિષે કઈક કહું તે પહેલાં, ભવાઈની અશ્લીલતા વિષે પ્રથમ ખુલાસો કરું છું.

અસાઈત ઠાકરે મૂળ રચનામાં આજના બીભત્સ શબ્દોનો, નિર્લજ્જ ચેનચાળાનો, બેફાટ મસ્તી તોફાનનો અને જુગુપ્સા ઉત્પન્ન કરે તેવા હાવભાવનો ઉપયોગ કર્યો હતો કે કેમ? એ પ્રશ્ન કરનારને હું નીચે પ્રમાણે જવાબ આપુ છું:—

(૧) જે અસાઈત કૃત ભવાઈ ને પૂનાના પેશ્વા રાજાઓએ અપનાવી સોનાની જનોઈ એ બક્ષીસ આપી, બેત્રણ ટોળા નિભાવતા તે તેના અશ્લીલપણા માટે હશે?

(૨) જે ભવાઈ અને કવિત્વ માટે મોતીનાયક (ખંઢોણિયા) વડનગરવાળા, જુનાગઢમાં દીવાન જેવી ઉચ્ચ પદીએ આવ્યા તે શાથી હશે?

(૩) જે ભવાઈ અને નૃત્યથી હરિશંકર અંબારામ નાયક ગેરીતાવાળાએ ખંડેરાવ મહારાજથી બક્ષીસમાં ગામ લીધુ, જેની ઉપજ આજ પણ એમના વશજો ખાય છે, તે શાથી હશે?

(૪) જે નૃત્ય માટે અમૃતલાલ નાયક ગુજીઆ ઊંઢાઈવાળાને, ઊંઢાઈગામ બક્ષીસમાં મળ્યું હતું તે નૃત્ય કેવું હશે?

(૫) કટાસણના ઠાકોર બેત્રણ ટોળાં જીવનભર રાખતા, ભવાઈ જોતા, તે કલા કેવી હશે?

(૬) જે ધ્રુપદ અંગના ઉચ્ચ સંગીત માટે ત્રિભોવનદાસ ભોજક વીસનગરવાળાને રાજરામ સીદની દરબારના દોઢસો ગવૈયાની જોડીમાં 'છોટા ફકુદીન' નામની ઉપાધિ મળેલી અને જેમને પાલણપુરના નવાબ સાહેબે—અમદાવાદનાં હરકોર શેઠાણીને જેસંગભાઈ પાસેથી માગણી કરીને લઈ લીધા, વર્ષાસનો બાંધી આપ્યાં તે સંગીત કેવું હશે?

(૭) જે ખ્યાલ નામના સંગીત માટે શિવરામ સુરજરામ નાયક વડનગરવાળાને

ભાવનગર દરબારે વંશપરંપરાની નોકરી આપી, જેમના એક સંતાન ડાહ્યાલાલ શિવરામને "સંગીત કલાધર નામનો મોટો ગ્રન્થ રચવાની સગવડ આપી," અને આજના દરબારથી બીજી આવૃત્તિ છપાવી આપે છે: આ કલાકારો કેવા હશે?

(૮) જે ઠુમરી નામના સંગીતની, શબ્દરચના, સ્વરરચના, આડી, ડોઢીલયના બંધે સમાટે, જગજીવન અને મૂળચંદ નાયક વડનગરવાળા બધુરૂપ હિન્દુસ્તાનના ગાયકોમાં નામના કરી ગયા. આજ પણ જેમની અદ્ભુત રચના ક્યાંક સાંભળવા મળે છે, અને

જે નરઘાના બાજ માટે ડોસાભાઈ ભોજક માયસુરના ગુણી લોકોમાં ગુજરાતની નામના કરી આવ્યા છે, આ બધા ગુણી લોકો કેવા હશે?

(૯) તેમજ સૌથી છેલ્લે કલાકારોના છેલ્લા નમૂના આજના હયાત, સંગીતશાસ્ત્રી વાડીલાલ શિવરામ જિઢાઈવાળા સ્વ. ભાતખંડેના પટ્ટ શિષ્યને હમણાં જ વાસદા સરકારે સંગીતશાળા ચલાવવા રાખી લીધા છે. અને

દલસુખરામ ભોજક વડનગરવાળા જેવા સુમધુર કંઠના વૃદ્ધ ગાયક અને તેમના પુત્ર વાસુદેવને આજે પણ ભાવનગર દરબારમાં સ્થાન મળેલું છે. તેમના જ ભાણેજ, મફતલાલ ભોજક પણ એક ભાવી ઉત્તમ ગાયક છે.

અને મણિલાલ નાયક પાટણવાળા, બીનકાર, સતારિયા, પખવાજી અને ઉત્તમ ગાયક પણ છે.

આ બધા ગુણવાનો અને તેમના ગુણો, શુ તુચ્છ, હીન અને ક્ષુદ્ર જેવા છે કે તેમને રાજ્યોમાં અને હિંદુસ્તાનના ઈતર ગુણવાનોમા આટલો બધો આદર મળે છે?

આજની ભવાઈની અશ્લીલતા માટે, અસાઈત અને તેના સર્વ વંશજોને જવાબદાર ગણવા સામે સાવધ રહેવા માટે નમ્ર સૂચના રૂપે, ઉપરના ગુણવાનોનાં નામ મેં આપ્યાં છે. તેથી આજની ભવાઈનો બચાવ થઈ જતો નથી. વળી આજની ભવાઈનુ સ્વરૂપ કેટલુ વિકૃત છે, તે બતાવવા માટે ભવાઈની કવિતાની એક લીટીના નમૂના ઉપરથી આખી વિકૃતિ આપને સમજાઈ જશે

એક ફકીર જેવા ડોળનો પુરુષ વેશમા પ્રવેશતાં ગાય છે કે:—

"તેરે શેયું પેદુ હેલા બાબા
અથવા—તેરે શેયુ પદ્દુ હેલ્લા મીયાં—
શેયુ પદુ હેલ્લા મીયાં
શેયુ પંદ્દુ હેલ્લા મીયાં
શેયુ પદ્દુ હેલ્લા મીયાં

કાંકરા ભરેલી તુંબડીના ખડખડાટ જેવા આ શબ્દોમાં અર્થ કઈ સમજાય છે?
શબ્દોને અર્થ હોય છે તેની ગંધ પણ આમાં કોઈને ક્યાંઈ આવે છે?
બાબા અને મીયાં સિવાયના બધા જ શબ્દો કાનને અરબી ભાષાના નથી થઈ પડતા?
હવે મૂળ રચનારના શબ્દો આમ છે:

"સાંવકા પંથ દોહેલા રે બાબા
મેરે સાંવકા પંથ દોહેલા રે મીયાં."

વળી ઉપરના શબ્દોની વિકૃતિ કરતાં ભજવવાયાની વિકૃતિ તો હજાર ગણી ચડી જાય તેવી છે.

પ્રભુને શોધવા નીકળેલો આ મસ્ત પુરુષ, ઉપરની લીટીઓ ગાતોગાતો, મોઢે ખડીનાં ટીલાં કરી, પાયજામાની બાંય સાથળ સુધી ચડાવી, કમર ધોળેની ધોળતો પ્રવેશે છે. સર્પ પેઠે જીભના લપલપારા કરે છે, અને બગલો વાંદરા માફક ખણે છે ને લોકો ખડખડાટ હસી પડે છે !

જીભના લપલપારા અને બગલો ખણવામાં પ્રભુની કઈ શોધ ચાલી રહી હતી ?

મસ્ત પુરુષની મસ્તીની આ કઈ પ્રક્રિયા ?

યોગની કે ફકીરાતની આ કઈ ગૂઢ ક્રિયા ?

આમ જો આજના ભજવનારને પૂછીએ તો સંભવિત એક જ જવાબ મળશે કે "અમને ખબર નથી. અમે તો જોતાં જોતાં શીખ્યા અને આવડે છે તેવું ભજવીએ છીએ આગળના ગુણી લોકો કયાં છે? અને સમાજમા આજે ભવાઈનુ માન પણ કયાં છે ? "

ભજવનારા મરી પરવાર્યા, અને સમાજમાં ભવાઈનુ માન નથી. સિવાય મુસલમાની કાળમાં ગાયનની સાથે સાથે ભજવવાની કલાનો પણ અંત આવવો શરૂ થયો. અને ભવાઈની દરિદ્ર દશાએ તેમાં સર્વ દોષો ઉત્પન્ન કર્યા એમ કહેવુ જરાય ખોટુ નહિ ગણાય ' અસ્તુ

ભવાઈની વ્યાખ્યા ભવની વહીઃ જગતનુ જમા–ઉધારપાસું એવી કરવામાં આવે છે. મનુષ્ય જીવનની પુણ્ય પ્રવૃત્તિ અને પાપ પ્રવૃત્તિ એમ બન્નેનુ ચિત્ર તેમાં દોરેલું છે એમ વ્યાખ્યા ઉપરથી સમજાય છે. હાલ જે કેટલાક વેશો ઉપલબ્ધ છે, જેમાંના કેટલાક અસાઈત પછી ઉમેરાયા છે, અને કેટલાક તો છેક હાલમાં જ લખાઈને ભજવાયા છે; પણ તે સર્વના નામ ઉપરથી પાપ અને પુણ્ય એમ બન્નેનુ ચિત્ર તેમાં છે એમ ખાતરી થયા વિના નહિ રહે.

અસાઈત કૃત ભવાઈની રચના હાલનાં નાટકોની માફક એક વાર્તાને પાંચપદર વેશોમાં ( દશ્યોમાં ) વહેંચીને કરેલી નથી પણ તેનો દરેક વેશ સ્વતન્ત્ર વાર્તાનો બનેલો છે. ઘણે ભાગે દરેક વેશમાં નાયક, નાયિકા અને વિદૂષક એમ ત્રણ પાત્રો હોય છે.

શરૂઆતમાં કેટલીક મંડળી ગીતવાદ્યોથી લોકોને શાન્ત કરી શરૂઆતની પાર્શ્વભૂમિકા તૈયાર કરે છે, નાટકની પેઠે બધાં જ પાત્રો પોઢમા ( રંગમંચમાં ) પ્રવેશતા નથી, પણ મુખ્ય ત્રણ પાત્રો સાથે સવાલજવાબ કરવા, ગીતવાદ્યોવાળાઓમાંથી એકાદ બે ઊભા થાય છે.

દરેક વેશની પૂર્ણાહુતિ થતાં આગામી વેશનુ સૂચન કરવામાં આવે છે કે જેથી હવે પછી પ્રેક્ષકે શુ જોવાનું છે તેની સમજ પડી રહે છે, જેમકે—

એકજણ—અસાઈત કહે ઠાકરો હવે કજોડો રમતો થયો.

અને તુરત કજોડાનો વેશ આવે છે.

રચનાની આ શૈલી આપણાં પ્રાચીન નાટકોના કોઈ પ્રકાર ઉપરથી અસાઈત ઠાકરને સૂઝી હોય તો નવાઈ જેવુ નથી

દરેક વેશમાં ગીત અને નૃત્ય કરતાં ગદ્યનું પ્રમાણ ઓછું જણાય છે. નૃત્યમાં અનેક પ્રકારો જેમકે:—રાજા નાચનો પ્રવેશે ત્યારે ગંભીર છાપ પાડે છે નૃત્યમાં વેગ, કોમળતા,

અધીરાઈ, શૌર્ય છે. અનેક વાતો ગુણી લોકો દેખાડી શકે છે. નૃત્યનાં નામ. ૧ લાંક-ભમરીઈ છે. બીજા નામ મળી શક્યાં નથી

રાત્રીના નવ વાગ્યાથી તે સવારના દસ વાગતા સુધીમાં સમય પ્રમાણે કેટલાક રાગો ભવાઈમાં નીચે પ્રમાણે મુકાયેલા છે.

| | | |
|---|---|---|
| ૧ માડ | ૪ દેશ | ૭ આસાવરી |
| ૨ પરજ | ૫ સોરઠ | ૮ કલીંગડો |
| ૩ સોહની | ૬ પ્રભાત | ૯ બીલાવલ |

ગીતના તાળો નીચે પ્રમાણે છે

૧ ઉલાળો ૨ ખોડ ત્રગડો. બાકીના નામ મળી શક્યાં નથી.

વેશોના નામ જેના ત્રણ વર્ગ કરી શકાય તેમ છે. જેમકે

| સામાજિક | પૌરાણિક | ઐતિહાસિક |
|---|---|---|
| ૧ જુઠણ | ૧૬ તાડકા | ૨૧ ડોડિયો ( રજપૂત ) |
| ૨ બટાઉ | ૧૭ રામ-લક્ષ્મણ | ૨૨ સૂરો રાઠોડ |
| ૩ કજોડો | ૧૮ મહાદેવ-પાર્વતી | ૨૩ માગનાર ( તથાવિકો સીસોદીઓ ) |
| ૪ ભક્તાણી અને સાધુ | ૧૯ વામનબલિ | |
| ૫ કુકડા | ૨૦ કાન-ગોપી | ૨૪ જસમા ઓડણ |
| ૬ મિયાંબીબી | | ૨૫ રામદેવ |
| ૭ મિયાંસાહ્યણી | | |
| ૮ ઝંડો | | |
| ૯ વણઝારો | | |
| ૧૦ અજાણિયો | | |
| ૧૧ દરજી | | |
| ૧૨ સરાણિયો | | |
| ૧૩ મુન્ડા (નાનકશાહી) | | |
| ૧૪ લાલવાદી | | |
| ૧૫ પાવાઈ | | |

ઉપર કહેલા વેશોના નામોમાંથી સૌથી વધારે પ્રાચીન અને અસાઈતકૃત " રામદેવના વેશને ગણવામાં આવે છે. સાડાત્રણ દિવસ ભજવાય " તેટલો લાંબો અને કુશળ ભજવનાર જ તેને ભજવી શકે એવી ખ્યાતિ છે તે આવે છે. તેની કવિતાના એક બે નાનકડા નમૂના ઉપરથી અસાઈતની કૃતિ કેવી હશે તેની ઝાંખી કલ્પના કરી શકાશે.

સવુણ—માય નાકનું મોતી લ્યોને રે
ગુણવનાને જોવા દોને રે—રામા.
એક માથુ ગુથ્યું ને લટ વિસરી
ગુણવનાને જોવા નિસરી રે—રામા.

ટેક—સાંકડી શેરીમાં ગુણીયલ રામ મળ્યા
સાથે છેલ બે ચાર
ઝાંઝરને મિષે હું નમી
મારા માની લેજો જુવાર—રે રામ, મારા

રજપૂતોમાં અમલ અને કસુંબાનો રિવાજ હદ બહાર વધી પડતાં ઠાકોર રાણીજીને પણ અમલ લેવા કહે છે. જવાબમાં રાણીજી મીઠી ચિમકી ભરે છે કે

સકળ સભામાં એમના ભાઈબિધો બેઠા રે
તીયાંની લાજ મને આવે રે હો—નણદીના રે વીરા
સકળ સભામાં તમે પુછો રે
બૈરાં તે અમલ આરોગેરે! હો—નણદીના રે વીરા.

ભવાઈની અંતર વ્યવસ્થાને લીધે નવા નવા કુશળ ભજવનારાઓને મેળવી લઈ દર વર્ષે આઠ મહિના માટે એક ટોળું ભવાઈ માટે નીકળે છે.

ટોળાના બંધારણની એક શરત આઠ માસ માટે બ્રહ્મચર્યની રાખેલી હોવાથી આખી ભવાઈની સંસ્થાને ધાર્મિક રંગ ચડી જાય છે.

જેની પાસે ગામડામાં નાચવાનો ગરાસ હોય તેવો એક માણસ, નવથી ઓછા નહિ અને વીસથી વધારે નહિ તેવા પદર માણસોને ઢુંઢાડે છે. (ટોળામાં જોડાવા આમંત્રણ આપે છે.) ગરસદાર પોતે ટોળાનો મુખી નાયક કહેવાય છે. કુલ આવકમાંથી ૨॥ ભાગ નાયકને મળે છે.

વેહગોર—વેશગોર (વેશનો આચાર્ય) મુખ્ય પુરુષ ભૂમિકા ભજવનાર ત્રણ હોય છે. (મુ. નાયક, ઉ. નાયક, પ્ર. નાયક) તેમને અનુક્રમે ૨॥, ૨।, ૨ ભાગ મળે છે.

કાંચળિયો—મુખ્ય સ્ત્રીભૂમિકા ભજવનાર ત્રણ હોય છે. તેમને પણ ઉપર મુજબ ભાગ મળે છે.

મશકરો—મસ્કરો (રંગલો) એક જ હોય છે. તે પણ નાયક જેટલો ભાગ મેળવે છે. ને તે સિવાય, વાદ્યવાળા, સાથીદારો, રસોઈઓ તે સર્વેને અનુક્રમે, ૧॥, ૧, ૦॥ ભાગ મળે છે. વાદ્યોવાળા કુશળ હોય તો ભવાઈની જમાવટ સહેલાઈથી કરી શકાય છે.

ભુગળિયો—ભુગળ વગાડી આજે રાત્રે ભવાઈ થશે એમ જાહેર ખબર કરે છે. ભજવનારને શૌર્ય ચડાવે છે. ગીતને ક્યાં શરૂ કરવું, ક્યાં અટકાવવુ, અને ક્યાં પૂર્ણ કરવું તે તે સૂચવે છે.

અને પરવારવા ગયેલા (વસ્ત્રો પહેરવા) ભજવનારને ભુગળના એક નાદથી પોઢમાં હાજર થવા ઇશારો આપે છે.

નરઘાંવાળો—ક્યાંક મંદ તો ક્યાંક જોરથી ને ક્યાંક ખુલ્લા બાજથી વગાડી ભજવનારને ઉત્તેજના, શૌર્ય આપી નૃત્યકારને ખૂબ સહાય કરે છે

આવી રીતે ભવાઈમાં સુમધુર કંઠ, સુડોળ શરીર, કુશળ ભજવનારા તથા તેવા જ વાદકો હોય તો ગીત નૃત્ય સાથે ભજવવાનો આ પ્રકાર આકર્ષક અને કલામય લાગ્યા વિના રહે તેમ નથી. સંસ્કૃત નાટ્ય પરંપરા નષ્ટ થયા પછી મનોરંજન કલાની કોઈપણ સંસ્થાએ

વધારેમાં વધારે લોકપ્રીતિ પ્રાપ્ત કરી હોય તો તે ભવાઈ જ છે, એમ કહેવામાં અતિશયોક્તિ થતી નથી. અસ્તુ.

અહીં સ્વ. નરસિંહરાવભાઈના એક મન્તવ્ય વિષે ખુલાસો કરી લેવો ઠીક ધારૂં છું.

તેઓ આપણી આધુનિક રંગભૂમિની ઉત્પત્તિમાં ભવાઈને કારણ રૂપ નથી માનતા, પણ ગુર્જર રંગભૂમિ તો સ્વતંત્ર રીતે અગર તો બીજા પ્રાન્તને ભજવતા જોઈને ઉત્પન્ન થઈ છે, એવું કંઈક માનતા જણાય છે.

પરંતુ ગુજરાતમાં ભવાઈનું સાતત્ય તેના વેશોનુ સામાજિક, પૌરાણિક, ઐતિહાસિક સ્વરૂપ જોતાં, તેમજ લાગવગ અને લોકપ્રીતિ જોતા નરસિંહરાવભાઈની વાત સાચી નથી લાગતી પરંતુ આ પ્રશ્નનો નિકાલ તો, રંગભૂમિના ભાવી ઇતિહાસકાર ઉપર છોડી આપણે ગયાં પોણોસો વર્ષમાં ભવાઈના ઉત્તમ કલાકારોનાં નામ તપાસી જઈએ.

(૧) છીતા નાયક ગામ લાખવડ. ભોઈનો વેશ તથા રૂક્ષ્મણીહરણ ઉત્તમ રીતે ભજવનાર

(૨) (સ્વ.) મનસુખ નાયક (સુઢિયા) મીયાંજીબી. ઉત્તમ નૃત્યકાર હતા.

(૩) (સ્વ) નાથાલાલ (દેણપીયા) વેશગોર, કાંચળિયા અને કથાકાર.

(૪) મણિરામ (જમણપુરા) જસમા ઓડણનો વેશ બતાવનાર. કાંચળિયા.

(૫) સ્વ. અમથારામ વેરાવરા (ઊમતા) મધુર અવાજના કાંચળિયા, નૃત્યકાર અને શ્રેષ્ઠ કલાવાન હતા.

(૬) સ્વ ઝવેરલાલ બામણવા (ઊમતા) મધુર અવાજના કાંચળિયા, નૃત્યકાર અને શ્રેષ્ઠ કલાવાન હતા.

(૭) સ્વ. જેઠાલાલ (કોડિયા) કાંચળિયા.

(૮) સ્વ. પુરુષોત્તમ (જમણપુરા) વેશગોર, કથાકાર તથા સાહિત્યકાર.

(૯) સ્વ. ગોપાળજી (ઊંઢાઈ) વેશગોર, કથાકાર, સાહિત્યકાર. હજારો કવિતા કંઠસ્થ હતી

(૧૦) સ્વ કસ્તુરજી (ઊંઢાઈ) સરંગિયા (વડોદરાના ગુલામ રસુલથી શીખેલા) ગાયક. સાહિત્યકાર.

(૧૧) નાયક અમરચંદ તથા કવિ પ્રભાશંકર ગામ ઊમતા આજના કુશળ ભજવનાર તરીકે જાણીતા છે

આ સિવાય બીજાં નામો મળી શક્યાં નથી.

બંધુઓ, આમ રાજાઓમાં, ઉચ્ચ નાગરિકોમાં અને સામાન્ય જનતામાં એક વખતે પ્રશંસા પામેલી ભવાઈ ધીમેધીમે, તેના કુશળ ભજવનારાઓના અભાવે, દીનહીન દશામાં આવી વિકૃતિ પામી અશ્લીલ અને બીભત્સ જણાવા લાગી.

વળી ભવાઈના કુશળ ભજવનારાઓ નાટક મંડળીઓમાં જોડાતાં, ગયાં પોણોસો વર્ષ ઉપર ભવાઈ છેક જ પડી ભાગી.

નાટકમાં જોડાયેલો વર્ગ પણ રંગભૂમિ પર પોતાનુ તેજ પાડ્યા વિના રહ્યો નથી. વધારે

તો શું પણ આધુનિક રંગભૂમિનો ઇતિહાસ તેમની આગેવાનીની નોંધ સાચવી રહ્યો છે. અને આ ઇતિહાસ તે તો તેમનો જ ઉત્કર્ષ કે અપકર્ષનો છે.

આજે એ તેજ ઝાંખું પડતું જણાય છે તેનાં એક નહિ પણ અનેક કારણો મૌજુદ છે. આ જાતિએ ભૂલ નહિ કરી હોય એમ કહી હું બચાવ કરવા નથી ઇચ્છતો, પણ કેટલીક વાર તો પાડાના વાંકે, પખાલીને ડામ દેવાતા હોય છે એ તરફ આપનું માત્ર ધ્યાન ખેંચું છું એ ચર્ચવા આજનો સમય નથી.

ગુજરાતમાં આ કલાની પરંપરા જોતાં, તેમજ ગુજરાતની વિશિષ્ટતારૂપ તરગાળા જાતિમાં આ વિષયના આનુવંશિક સંસ્કારો જોતાં, આપણી ભાવી આદર્શ રંગભૂમિ રચવામાં, તેમનો સંવાદી સહકાર મેળવી શકીએ તો, આપણું સ્વપ્ન વહેલું સિદ્ધ થાય અને કાર્ય અતિ હળવું બની જાય

આ સંવાદી સહકાર સાધવામાં નીચેના મુદ્દાઓ વિચારવા હું પરિષદને ભલામણ કરું છું.

(૧) હજુ પણ ગામડાંઓમાં ભવાઈની લાગવગ જોતાં ભવાઈની જ ધરતી ઉપર આજના આપણા બળતા પ્રશ્નો ગૂંથી આ જાતિ મારફતે રજૂ કરવાથી લોકહૃદયમાં સહેલાઈથી ઊતરી શકાશે.

(૨) નાટ્યમંદિર (એકેડેમી)ના અભ્યાસક્રમમાં, તરગાળાના બાળકોને પણ પ્રવેશવા સગવડ કરી આપવી કે જેથી ભજવવાની પ્રાચીન ચાવીઓ અને પ્રકાર સચવાયેલાં રહે.

(૩) નિવૃત્ત નૃત્ય કલાભિજ્ઞોનો સહકાર સાધી અભ્યાસવાંચ્છુઓને શિખવવામા સહાય રૂપ બનાવવા જોઈએ.

(૪) ભાવી રંગભૂમિના જુદા જુદા અંગમાં સહાય કરવા ઇચ્છનારાઓની સેવાઓ પણ લેવી જોઈએ. *

* પહેલી રંગભૂમિ પરિષદમા આપેલું ભાષણ

## નયનને

'જરિલ'

[ પૃથ્વી ]

તમે નયન ધન્ય છો ' સુભગ વિશ્વ સૌન્દર્યની
છટા, મધુરતા ન શક્ય કદિયે તમારા વિના:

વિરાટ નભ-દર્શને હૃદય તાર ઝંકારતા
નવીન જ સુગીતને; જલભર્યા મહા સિન્ધુના
સુભવ્ય પટ ખેડવા નવીનતા બધી પેખવા
જ્યાં સફર વિશ્વની સમ વળે ઉરે વાંચ્છના.
વિરાટ ગિરિ દર્શને ઉરની ભાવનાઓ મથે
થવા ગગનગામિ, આ સકલ ઉદ્ભવાવો તમે.

છતાં નયન. ભવ્ય દર્શન મહિં બધાં શું તમે
નથી વિવિધતા દીઠી ? અણુ મહીં અને પર્વતે
સુવર્ણ ધૂળ વર્ણના પણ તમે જ ભેદો કર્યા
નથી શું ? પથ દોરતી અસત આ તમારી લીલા.
તમે નયન અન્ધ છો, ક્ષણિક સ્થૂલ સૌન્દર્યને
તમે નિરખ્યુ, આત્મના ઋત ન પારખ્યુ ઐક્યને.




"બૂટ પાલીસવાળાને" નામનાં શ્રી પુનર્વસુના 'પ્રસ્થાન'ના માગશરના અંકમાં આવેલા કાવ્યમાં નીચેની લીટીઓ વાંચી:

— — — — — —

પેટાવું હું પાવક આગ આકરી,
જે ઝાળમાં આ દુનિયા તણા સૌ
મિનાર મોટા નભચુંબી મ્હેલના,
સૌ ભૂંગળાં મીલનાં, અને આ
સૌ સાધનો સંસ્કૃતિચિહ્ન જેવા,
આ વીજગાડી, બસ ને વિમાનો,
આ શબ્દ ને સૂર તણા જ વાહનો,
બધા બની જાય જ ભસ્મસાત.
ભલે પછી જાય બળી જ સાથે
દરિદ્રની ઝૂંપડીઓ ય રંક.

યુગો પછી તો જગ જન્મશે ફરી,
યુગો સુધી—આણ હશે નિસર્ગની,
ને ને થશે માનવ મુક્તિની ઘડી.

અને તે વાંચતાં અમુક વિચારો આવ્યા.

કવિ બતાવે છે તે ઉપાય સાચો છે? તેથી "માનવ મુક્તિની ઘડી" પાસે આવશે ખરી?

જે વેદનામાંથી આ કાવ્ય જન્મ્યું છે તે વેદના ખરી છે. દરેક સંવેદનશીલ વ્યક્તિને આ સમાજરચનાના અન્યાયો અને તેને અંગે મચી રહેલી ઘોર વિષમતાઓ શૂળની જેમ ખૂંચે છે. અને તેને જડમૂળથી ઉખેડી નાખી, નવો જ સમાજ રચવાના. નવીન જ દુનિયા વસાવવાના કોડ તો કોણે નથી સેવ્યા હોતા? તેને માટે કેટકેટલાં બલિદાનો દેવાયાં છે?

પણ તે નવો સમાજ, તે નવી દુનિયા અત્યારનાં સંસ્કૃતિચિહ્નો જેવી બધી વસ્તુનો એક પુણ્ય પ્રકોપથી નાશ કરી નાખ્યે વધારે નજદીક આવશે? કે એ વ્યવસ્થાની અંદર ઉત્પાદનનાં સાધનો ઉપરની ખાનગી માલિકીને અંગે જે સડો પેસી ગયો છે તે માલિકીનો

નાશ કરી તેના ઉપર સમાજની માલિકી બેસાડવાથી આપણી કલ્પનાની દુનિયા આપણે રચી શકીશુ?

સાધન તો નિર્જીવ છે, નિર્દોષ છે. તેનો જે રીતે ઉપયોગ કરવામાં આવે છે તે રીત જ તે સાધનને દોષમય કે પુણ્યમય બનાવી શકે છે. ભયંકરમાં ભયંકર ઝેર કુશળ ડૉક્ટરના હાથ નીચે અમૃતમય બની જાય છે. જે સાધનો આજના સમાજને બાંધી રહ્યાં છે, પીડી રહ્યાં છે, તે જ સાધનો કુશળ ક્રાંતિકારોના હાથ નીચે સમાજને મુક્તિદાતા થશે.

અને આ વિષે કોઈ ને કશી શંકા નથી. જગતના મોટામાં મોટા વિચારકો એ વાત કબૂલ કરે છે.

અને યુદ્ધ થાય તો મોટા વિચારકોને મોટી દહેશત તો એ જ છે કે આપણે આટલાં હજારો વર્ષોએ રચેલી આ સંસ્કૃતિનો સમૂળગો નાશ થઈ જવાનો સંભવ રહે ફરી પાછું માનવજાતે એકડે એકથી બધુ શરૂ કરવાનું રહે.

છેલ્લી ત્રણ લીટીઓમાં તો ઇતિહાસની ઉપેક્ષા છે. સર્વત્ર પ્રસરી રહેલી નિસર્ગની આણમાંથી છટકી, તેની ઉપર પોતાની આણ જમાવતો જમાવતો માનવ આટલી હદે આજે પહોંચ્યો છે કુદરત તેને બાંધી શકી નથી, તેણે કુદરતને બાંધી છે. તો ફરી પાછો તેને પ્રાથમિક દશામાં મૂકી દેવાથી કઈ સ્થિતિ સુધરી શકે એમ છે? કે ફરી પાછો આનો આ જ ક્રમ? અને અંતે આ સ્થિતિએ આવતા (જો કે તેને હજારો વર્ષ લાગે) તે વખતના કવિએ આવી ને આવી કવિતા ગાઈ રહેવાની?

એટલે, મને તો એમા સમાજશાસ્ત્રીય અને રાજકારણીય સિદ્ધાંતની દૃષ્ટિએ વિચારદોષ લાગે છે. પ્રગતિ આગળ વધવામાં છે, પાછા જવામાં નહિ. અને બેક ટુ નેચર ( Back to Nature ) તો રૂસો સાથે જ નથી મરી ગયુ?

ગુલાબદાસ બ્રોકર




## (૧) ચીનનાં ખેતી અને ખેડૂતો

આપણા દેશની માફક ચીન પણ ખેતીપ્રધાન દેશ છે. ચીનની વસ્તી ૪૦ કરોડની છે. વસ્તીના એંસી ટકા ખેતી કરીને જીવન ગુજારે છે.

આપણા દેશના ખેડૂતોની માફક ચીન દેશના ખેડૂતો પાસે પણ ટૂકડી ટૂકડી જમીનો છે, તેમની ખેતી કરવાની રીત પણ હિંદની ખેતી કરવાની રીત જેટલી જ પુરાતન છે. તેમના ખેતીનાં ઓજારો પણ પ્રાચીન ઢબનાં અને સામાન્ય કોટીનાં હોય છે. ગધેડાંથી ચાલતો સમાર, (ડલના=વેલણ જેવું?) લાકડાનું હળ અને ૧૩ ઇંચ લાંબી કોદાળી એટલા એમનાં ખેતીનાં મુખ્ય ઓજારો છે. ખાતર તરીકે તેઓ પોતાના જ હાથે તૈયાર કરેલું ખાતર વાપરે છે. વિદેશી રાસાયણિક ખાતર તો જરા જેટલુ પણ વાપરતા નથી. અને છતાં ય પોતાની રીતે ખાતર વાપરી તેઓ પુષ્કળ પ્રમાણમાં અનાજ પકવે છે.

ચીનના ખેડૂતો તેમની ખેતી કરવાની રીતમાં કોઈપણ જાતનો નવીન સુધારો દાખલ કરવા નાખુશ છે. આપણને કદાચ આ વિચિત્ર લાગશે પણ તેમની આ ગાડાઈ જેવી વિચિત્રતા અને નવીન રીતના ફેલાવા સામેના અણગમા હેઠળ કેટલાંક કારણ છૂપાયાં છે. ચીની લોકો ચાર હજાર વર્ષથી સફળતાપૂર્વક ખેતી કરતા આવ્યા છે. જે ખેડૂતો ૪૦ કરોડ જેટલી વસ્તીનું ભરણપોષણ હજારો વર્ષથી કરતા આવ્યા છે તેમને ખેતીના વિષયમાં કૈં નવીન શીખવવાનું હોય ખરું કે!! એ પ્રશ્ન સહજ ઉદ્‌ભવશે. ચીનના ખેડૂતો આવી વિરાટ વસ્તીનાં આહારપાણી તેમજ વસ્ત્રની વ્યવસ્થા કેવી રીતે કરે છે તેનો આપણને એકદમ ખ્યાલ આવવો પણ મુશ્કેલ છે.

ઉત્તર ચીનના મધ્ય વિભાગના સાન્ટુ પ્રદેશના લગભગ ૪½ વીઘાં જેટલા એક ખેતરની પેદાશમાંથી ત્યાંના એક કુટુંબનાં બાર માણસ, એક ગાય અથવા બળદ, એક ગધેડુ અને બે ભુંડ જેટલાંનો નિભાવ થઈ શકે છે. આમ ત્યાંની ૭૦ વીઘાં જેટલી જમીન ૧૯૨ માણસોની બધી જરૂરિયાતો પૂરી પાડે છે, અથવા તો ખેડાતી જમીનના એક ચોરસ માઈલ જેટલા વિસ્તારમાંથી ૩૦૭૨ માણસોનુ ભરણપોષણ થાય છે. કોઈ કોઈ સ્થળે ૫ વીઘાંની ઉપજવાળા એક ખેતરમાંથી ૧૦ માણસના અન્નવસ્ત્ર પુરતું થાય તેટલુ મળી રહે છે. ચીનમાં આવાં નાનાંનાનાં હજારો ખેતરો છે. આવાં આ નાનાં ખેતરોએ હજારો વર્ષથી તેમના માલિકને ખાવા પહેરવાનું પૂરતા પ્રમાણમાં પૂરું પાડ્યુ છે. આચાર્યશ્રી પી. સી. રોયના મત મુજબ, એક એકર જેટલી જમીનમાથી ચીની ખેડૂત દર વર્ષે ૪૫૦ થી ૬૦૦ રૂપિયા જેટલી આવક મેળવે છે. આ ઉપરથી સહેલાઈથી સમજી શકાશે કે એક વીઘા જેટલી જમીનમાંથી ત્યાંનો ખેડૂત દર વર્ષે ઓછામાં ઓછી રૂ. ૨૫૦ જેટલી આવક મેળવે છે.

[illegible] ખેડૂતો ખેતીકામ માટે કેવો અથાગ પરિશ્રમ ઉઠાવે છે તે ઉત્તર ચીનમાં આવેલા [illegible] અને સાન્ટું પ્રદેશના ખેડૂતોના જીવનકાર્યના વિવરણ ઉપરથી સ્પષ્ટ થઈ જશે. અહીં [illegible] સામાન્ત : આ બને પ્રદેશના ખેડૂતોની વાત કરીશું ખેતીકામ માટે અનુકૂળ આબોહવા આવશ્યક છે. ઉત્તર ચીનના ખેડૂતો આ બાબતમાં ભાગ્યશાળી છે. તદુપરાંત પ્રબળ તોફાનો અને અતિવૃષ્ટિની બીક ત્યાં નથી. ત્યાનો વરસાદ પ્રમાણમાં ઓછો છે. સરાસરી માત્ર ૨૪ ઇંચ જેટલો. જૂનથી સપ્ટેમ્બર વરસાદના માસ ગણાય છે. આ ચાર મહિનામાં જ ઘણોખરો લગભગ ૧૭ ઇંચ જેટલો વરસાદ થાય છે. વળી ત્યાની ઋતુઓ પણ ઘડિયાળના કાંટા માફક નિયમિત છે. એટલે ત્યાંનો ખેડૂત ક્યારે કેવી આબોહવા થશે તે નિશ્ચિતરૂપે સહેલાઈથી જાણી શકે છે. કસમયની અતિવૃષ્ટિથી ત્યાનો પાક બગડવાની ધાસ્તી તો છે જ નહિ. વળી શિયાળામાં પણ જમીન ભીની રહેવાને લીધે ત્યા હળ ફેરવવામાં જરાપણ મુશ્કેલી પડતી નથી ત્યાંના ખેડૂતો ત્યાંની આબોહવાને માફક આવતાં મકાઈ અને બાજરી જેવાં ધાન્ય ખાસ કરીને ઉત્પન્ન કરે છે. આ ઉપરાત તેઓ નાસ્પતિ ( સફરજન ), આલુ જેવાં વિલાયતી ફળ અને મલય પ્રદેશનાં મગુસ્તાન જેવા ફળો પણ પકવે છે. ઘઉં, ચીની બદામ અને મીઠાં આલુ વગેરેને પણ વધારાની ફસલ તરીકે નીપજાવવામાં આવે છે.

ચીની ખેડૂતો વિદેશી રાસાયણિક ખાતરનો ઉપયોગ નથી કરતા. છતાં ય એકની એક જ જમીનમાંથી ચાર હજાર વર્ષથી યથેષ્ઠ પરિમાણમા ધાન્ય ઉત્પન્ન કરતા આવ્યા છે. અમેરિકામાં સંયુક્ત રાજ્યોને એકની એક જ જમીનમાંથી સો વર્ષ સુધી પાક લીધા પછી ખૂબ રાસાયણિક ખાતર નાખવુ પડ્યુ હતુ અને ત્યારે જ તેઓ પહેલાંના જેટલું ધાન્ય ઉત્પન્ન કરી શકવા શક્તિમાન થયા હતા ચીન દેશના ખેડૂતો ખેતીકાર્ય કેટલું સારી રીતે સમજે છે તેનું આ એક સરસ ઉદાહરણ છે. ખાસ કરીને વારાફરતી કરવામા આવતું ધાન્યનું ઉત્પાદન, ધાન્ય ઉગાડતી વખતે કરાતા મિશ્રણો ( જેમકે બાજરીમાં કઠોળ ), જમીનમાં લીલા ખાતરનો ઉપયોગ અને બધી જાતની નકામી ચીજોમાથી ખાતર બનાવવાની રીત આ બધાં ચીની ખેડૂતોની સફળ કાર્યપ્રણાલીના મુખ્ય અંકોડા છે. તેઓ એની એ જ જમીનમાંથી અનેક પ્રકારનું ધાન્ય ખૂબ દક્ષતાપૂર્વક ઉપજાવે છે શિયાળામાં ૨૮ ઇંચ જેટલુ ખાતર ભરી તેઓ ઘઉં પકવે છે. વસંત ઋતુમાં ઘઉંમા બાજરી જેવુ ધાન્ય વાવે છે. ઘઉં લઈ લીધા બાદ શિમ જાતનુ ધાન્ય પકવે છે. બાજરી જેવુ ધાન્ય પાકયા બાદ આ ધાન્ય પાકે છે. આ પ્રમાણે એક જ ખેતરમા ખાતર નાખીને જુદી જુદી જાતના ધાન્ય આબાદ કરીને યત્નથી સુંદર રીતે પકવે છે. ફળ સ્વરૂપે જમીન ખૂબ પોચી રહે છે અને તેથી જમીનમાં રસ પણ ખૂબ જળવાઈ રહે છે. ધાન્યથી લચી પડતા ખેતરો કુદરતના સુંદર બાગબગીચા જેવાં લાગે છે. શહેરોની પાસેનાં સ્થળોમાં ધાન્ય ઉપરાંત શાક તરકારીની પણ વાડીઓ હોય છે. ડુંગળી, બટાટા, કોબીજ, મૂળા વગેરેની ફસલો એક પછી બીજી એમ ખૂબ હોશિયારીપૂર્વક લેવામાં આવે છે.

કયી જાતનુ ધાન વાવવાથી જમીનમાથી જોઈતો કસ ઉપર નીકળી આવશે એ ચીનના ખેડૂતો સારી રીતે જાણે છે. કઠોળ ઉગાડવાથી માટીમાં નાઈટ્રૅટની વૃદ્ધિ થાય છે એ હાલમાં શોધાયું છે. પણ આ શોધ થયા પૂર્વે કેટલાય વર્ષથી હિંદના તેમજ ચીનના ખેડૂતો આ વૈજ્ઞાનિક તથ્યને જાણતા હતા; એટલું જ નહિ પણ તેનો ઉપયોગ પણ કરતા હતા. વટાણા જેવું કઠોળ હજી લીલું જ હોય ત્યાં તેને કાપી લેવામા આવે છે. પછી એક ખાડામાં આ

કંડોળના થર ઉપર થર બનાવી તેમને નહેરનાળાનાં કાદવથી અથવા ખેતરની નીચેના પડની ભીની માટીથી ઢાંકી દેવામાં આવે છે થોડા થોડા દિવસને અંતરે આ થરોને ઉલટાવીને ફરી ગોઠવવામાં આવે છે. પરિણામે આવાં પડોના બધા જ અંશ સરખી રીતે પાકી જઈ મૂલ્યવાન ખાતર બની જાય છે. આ ઉપરાત બધી જાતનુ ખોરેણુ (કચરો પૂંજો) નાના નાના ખાડાઓમાં નાખી તેઓ તેની સાથે ગખ અને માટી મેળવે છે. થોડા દિવસ બાદ એ પણ ઉત્તમ પ્રકારના ખાતરનું સ્વરૂપ પામે છે જીવજતુનાં મળમૂત્ર વગેરેને કોઈ જરાપણ બગડવા દેતુ નથી. એ બધાનુ ખાતર બનાવી ખેતરોમા વાપરવામાં આવે છે ચીની ખેડૂતો ઢોરઢાંકનાં મળમૂત્ર કેવી રીતે સંગ્રહે છે એ જાણીને આશ્ચર્ય પમાય તેવું છે. એ ગામ વચ્ચેના ચરાની જમીનમાં આજુબાજુથી થોડીથોડી માટી ઉસરડીને નાના ખાડા જેવુ બનાવવામાં આવે છે. આવા ખાડાઓની ધારે ધારે ચરાઉ ઘાસના જડિયા જામવા દેવામાં આવે છે મુસાફરો ગોવાળિયા વગેરે જ્યારે ગામના રસ્તે થઈ ઊંટ, ગધેડાં, વગેરે જનાવર લઈ પસાર થાય ત્યારે તેઓ પોતાનાં ઢોરને ચરવા માટે છૂટાં મૂકે એ સહજ છે પશુઓ ચરતાં ચરતા આ ખાડાઓમાં મળમૂત્ર ત્યાગ કરે છે. પછી આ મળમૂત્ર મિશ્રિત માટીને ખાડાઓમા ઉકાવીને ખાતરરૂપે ખેતરમા નાંખવામાં આવે છે આ ઉપરથી સમજાયુ હશે કે ખેતીકામના મૂળ પાયારૂપ ખાતર બનાવવામાં લગભગ દરેક મનુષ્યનો હિસ્સો હોય છે. પરસ્પર સહાયવૃત્તિનુ આ ઉત્કૃષ્ટ ઉદાહરણ છે ખેતીકામની ઉન્નતિ માટેની ચીનના ખેડૂતોની આ કાર્યપદ્ધતિ ખરેખર અદ્ભુત જ છે. *

ચીનના ખેડૂતોનાં ઘરના ભોંયતળીઆ કાચાં હોય છે. અને તેથી ત્યાની માટીમા લૂણો લાગે છે. ચીની ખેડૂતો લગભગ ત્રણ ઇંચ જેટલી લૂણાવાળી જમીન ખોતરી લઈ તેનો ખાતર રૂપે ઉપયોગ કરે છે. પોતાનાં જ પરિશ્રમ અને બુદ્ધિદ્વારા જમીનની શક્તિ સાચવી રાખી તેની ઉપયોગિતા વધારનારી કેવી અદ્ભુત જાતિ!

ચીનના ખેડૂતોની સફળરૂપે ખેતી કરવાની રીતનુ રહસ્ય તેમનુ કુદરતને અનુકૂળ થવા માટે કરવા પડતા કઠોર પરિશ્રમરૂપી શિક્ષણ જ છે. અને આ શિક્ષણ તે બીજુ કે નહિ પણ કોઈ ચીજ કે જેનો ખાવામાં, સળગાવવામાં અથવા ખાતર બનાવવામાં ઉપયોગ થઈ શકતો હોય તેનો કદી બગાડ ન કરતાં તેને યોગ્યરૂપે વાપરવા ખૂબ પરિશ્રમ ઉઠાવવામાં કદી પણ પીછેહઠ ન કરવી એટલુ જ છે

ખેતીકામ માટે ચીનના ખેડૂતો જેટલી જહેમત ઉઠાવે છે તેટલી જ જહેમત તેમને ઘરસંસારનાં કાર્યો માટે પણ ઉઠાવવી પડે છે. ઉત્તર ચીનમા મોટાં વૃક્ષ થતા નથી એમ

---

* એમના દેશમા (ચીનમા) ખાતરનો ઉપયોગ કેવી રીતે કરે છે એ પૂછ્યુ. એણે (મિ. ચેન) કહ્યું, "હા, અમે તો અમારા નાનાનાના તળાવનો ઉપયોગ કરીએ છીએ. તે આ રીતે. આ તળાવડા ને ખાડીઓમા પાણી સુકાઈ જવા આવે કે તરત અમે માટીનાં ભીના પડ પાવડા વડે ઉસેડી લઈને તે ખેતરમા પાથરી દઈએ છીએ; એનુ બહુ જ સરસ ખાતર બને છે. વળી અમે જંગલો ને પહાડો પરથી સન પાદડા ભેગા કરીએ છીએ અને તેનું એક ખાસ રીતે ખાતર બનાવીએ છીએ. પાદડાનો થર, તેના પર છાણ વગેરે ને તેના ઉપર તળાવડામાથી કાઢેલી માટી, એમ પાચ ફૂટ ઊંચો ઢગલો થાય ત્યા સુધી એક પર એક એમ થર પાથરી દઈએ છીએ પછી આખા ઢગલા પર માટીનુ જાડું લીંપણ કરીએ છીએ જેથી પાણી અંદર પેસી ન જાય. બીજી વસતઋતુ આવતા સુધીમા સુંદર ખાતર તૈયાર થઈ જાય છે." આ રીત ગામડાના ખેડૂતોએ જાણવા જેવી અવશ્ય છે.

[હરિજનબંધુ—૯ ઑગસ્ટ '૩૬] મ. હ. દેશાઈ

કહીએ તો ચાલે. મોટાં વૃક્ષની અછતને લીધે તેમને બાળવાનાં લાકડાંની હંમેશાં તંગી રહે છે. ખનીજ કોલસા અથવા લાકડાના કોલસા વેચાતા લઈ તેનો ઉપયોગ કરવો એ તેમના ગજા બહારની વાત છે. એટલે ખૂબ મહેનત કરીને પણ તેઓ બળતણ માટે લાકડાં ભેગાં કરે છે. દેવધાન જાતના વૃક્ષના સાતઆઠ ફૂટ લાંબા મજબૂત ટુકડાઓને તેઓ વાડ તેમ જ ઘરનાં છાપરાં બાંધવાના કામમાં વાપરે છે, ત્યારે વૃક્ષના મૂળ અને ડાળનાં છોતરાને તેઓ બળતણ તરીકે ઉપયોગમાં લે છે. ગાય બળદને તેઓ મકાઈના સાંઠા અને પાંદડાને કાપી નાખી કરેલા નાનાનાના ટુકડાઓ નીરે છે.

ચીનના ખેડૂતો શયનગૃહ ગરમ રાખવા માટે ઘરની અંદર એક કાચો ચૂલો તૈયાર કરે છે. આ ચૂલાની ચીમનીની ઈંટો પણ કાચી જ રાખવામાં આવે છે. આવી ચીમની સાધારણત: ચારેક વર્ષ ચાલ્યા બાદ તૂટી જાય છે તૂટેલા ચૂલાની બધી ઈંટોનો (મેશવાળી ઈંટો સુદ્ધાંનો) ભૂકો કરી ખેતરમાં વાપરવામાં આવે છે. ચૂલાની રાખ પણ ખાતર તરીકે વાપરવામાં આવે છે. મકાઈ અને મટરના છોડના સૂકા ટુકડા તેમ જ મૂળનો આ ચૂલાઓમાં બળતણ તરીકે ઉપયોગ કરવામા આવે છે આમ ચીનના ખેડૂતો ધાન્યને કાપીને તેનો ઉપયોગ કરે છે એટલુ જ નહિ, પણ તેને મૂળ સુદ્ધાં ઉપાડી લાવીને તેના બધા વિભાગો ઉપયોગમાં લઈ તેનુ કલ્પવૃક્ષ નામ સાર્થ કરે છે. ચીની ખેડૂતો, આગળ કહ્યું તેમ, કોઈપણ ચીજનો દુર્વ્યય કરતા નથી બાળવાના લાકડા ભેગાં કરવામાં ખેડૂતોની સ્ત્રીઓ, બાળક તેમજ બાળિકાઓ પુરુષોને યથેષ્ટ સહાય કરે છે નીલા રંગના સાદા પણ રમ્ય પોશાક પહેરી પહાડ પર્વત અને રસ્તે યા ઘાટે મકાઈ મટરનાં મૂળ તથા ટુકડા ઇત્યાદિ ભેગાં કરતાં તેમને અતિ આનંદથી આમતેમ ફરતાં પ્રવાસીગણ જોઈ શકે છે.

ચીન દેશના ખેડૂતો સાધારણત અલ્પાહારી છે. માંસ બહુ જ જૂજ પ્રમાણમાં ખાવામાં આવે છે ઘણાખરા ખેડૂતો દૂધ ખાતા નથી ઘઉં અને મકાઈનો લોટ યા મેંદો તેમનો ખોરાક છે. સાથે સાથે તેઓ બાજરી જેવા અનાજને બાફીને ખાય છે. આ ખોરાક સાથે તેઓ ભાજી, ચટણી વગેરેનો પણ વ્યવહાર કરે છે પરંતુ તેઓ મીઠું ખાતા નથી. આવું સીધું સાદુ ભોજન ખાઈને શરીરસ્વાસ્થ્ય તેઓ સરસ રીતે જાળવી રાખે છે. સ્ત્રીઓ સુંદર અને લાવણ્યમયી હોય છે. બાળકો હૃષ્ટપુષ્ટ, સુંદર અને હમેશાં આનંદી માલૂમ પડે છે.

ચીન દેશના ખેડૂતોની માફક તેમની સ્ત્રીઓ પણ કષ્ટસહિષ્ણુ હોય છે. સ્ત્રીઓ બજારમાં જઈ ખાદ્યસામગ્રી અને ઘરકામને જોઈતી ચીજો ખરીદી લાવે છે. તેઓ નહેર અથવા નદીએ જઈ કપડા ધુવે છે, ઘંટી ચલાવે છે, ગામના કૂવામાંથી સવારસાંજ સ્વચ્છ પાણી ભરી લાવે છે એટલુ જ નહિ, પણ ખેતરોમાં પુરુષોને વિવિધ પ્રકારે મદદ કરે છે અથવા ફળબાગમાંથી નાના પ્રકારના ફળ વીણી લાવી તેની યોગ્ય વ્યવસ્થા કરે છે.

ચીન દેશની સ્ત્રીઓ સીવણકામમાં ખૂબ પ્રવીણ છે. બની શકે ત્યાંસુધી તેઓ કપડાંને થીગડાં મારી, વારંવાર સીવી પહેરી શકાય ત્યાંસુધી પહેરે છે. કપડાં સંપૂર્ણ ભાવે તૂટી જાય અથવા સીલાઈ કરવામાંથી બાતલ થાય ત્યારે તેમને અગ્નિદેવને અર્પણ કરી બળતણ તરીકે વાપરવામાં આવે છે તેમાંથી ઉત્પન્ન થયેલી રાખનો નાશ ન કરતાં ખાતર તરીકે ખેતરમાં વાપરવામાં આવે છે. કેવું અદ્ભુત જાતિચાતુર્ય !

ઠંડીમાં ચીનના લોકો ઘર ગરમ રાખવા હંમેશાં અગ્નિ પ્રજ્વલિત રાખતા નથી. ઠંડીમાં પહેરવાનાં તેમનાં વસ્ત્રો ખૂબ સાદાં હોય છે. લાંબા ઓવરકોટ તે પહેરતા નથી. સુતરાઉ

લાંબો ડગલો તેમનો શિયાળાનો પ્રિય પોશાક છે. પહેરેલાં કપડાં ભારે ન હોવાને લીધે તેમને કામકાજ કરવામાં કશી મુશ્કેલી પડતી નથી.

જોકે ચીનના ખેડૂતોને જીવનયાત્રા માટે અતિકઠોર પરિશ્રમ કરવો પડે છે, તથાપિ તેઓ પોતાનાં સંતાનસંતતિને ખૂબ યત્નપૂર્વક ઉછેરે છે. બાળકો તરફનો તેમનો વર્તાવ ખૂબ મીઠો હોય છે. પ્રત્યેક ગામમાં હૃષ્ટપુષ્ટ, પરિશ્રમી અને પ્રફુલ્લ બાળક–બાલિકાઓના જૂથ જોવામાં આવે છે. નાનીનાની છોકરીઓ રંગીન પટ્ટીથી કેશવેણી ગૂંથી તેમજ ગાલે સહેજ રાતા રંગ લગાવી રસ્તે ઘાટે આમતેમ રમતી માલમ પડે છે ખાવાનુ વેચનારને જોતાં જ તેઓ આનંદથી નાચતાં નાચતાં તેની પાસે દોડી જાય છે અને બધાં મળી બેએક પૈસાનુ ખાવાનુ લઈ વહેંચી ખાય છે. છોકરાને ભણાવવામાં પણ ચીના લોક પૂરતી કાળજી રાખે છે. પ્રાય દરેક ગામમાં નિશાળ હોય છે નિશાળનુ મકાન ઝાકઝમાળ નહોતાં સાદુ પણ દેખાવમાં સુંદર હોય છે. ગ્રીષ્મ ઋતુમા સવારે ૭ વાગ્યાના સુમારે છોકરા છોકરીઓ ટોળાબંધ ગીત ગાતાં ગાતાં નિશાળે જાય છે નિશાળમા બેસવા માટે બેંચ કે પાટલીઓ હોતી નથી. છોકરાં ચર્માસન પર બેસી આનંદથી વિદ્યાભ્યાસ કરે છે.

ચીન દેશના બહુ જ થોડા ખેડુતો લખી વાચી શકે છે તેમના આનંદનાં પ્રધાન સાધનોમા તેમનું મુક્ત કંઠનુ હાસ્ય, અમેરિકન સીગારેટ અને લોકોને મોઢેથી દેશપરદેશની વાતો સાંભળવી એટલા મુખ્ય છે માટી ( ભૂમિ ) જ ચીનના ખેડૂતોની સાથી અને શિક્ષક છે, યુદ્ધ સમયે થતી દુ ખદુર્દશા સિવાય રાજનીતિ એટલે શુ તે તેઓ જાણતા પણ નથી તેમનામાં નવીન સમાચારો જાણવાની કુતૂહલવૃત્તિ ખૂબ પ્રબળ હોય છે ચીની ખેડૂતો દુ ખી વા દરિદ્રી નથી એમ તો ન જ કહી શકાય. પણ તેમનામાં માનસિક મલીનતા અને અવસાદ ખૂબ જ ઓછાં છે. નૈતિક પતન થતાં મલીનતા ગભેવે છે અને હતાશ દુ:ખ વગેરેને લઈને પોતાનું મનુષ્યત્વ સાચવવુ મુશ્કેલ થઈ પડે તેવી પરિસ્થિતિઓ ઉત્પન્ન થાય છે, પણ ચીનના ખેડૂતોમાં આવું નૈતિક પતન સામાન્યતઃ જોવામાં આવતુ નથી. નૈતિક પતનને તેઓ વિનાશ જ સમજે છે. તેઓ કોઈપણ સંજોગોમાં હળ ( ખેતી ) છોડી દેતા નથી, ઊલટું મદ પડી જતા કાર્યને પૂર્ણ મન અને ખંતથી સફળ કરવા પ્રયત્ન આદરે છે. ખેતરોમાં કામ કરી કરીને તેઓ આવું કઠોર સત્ય શીખ્યા છે. આ સત્યનું શિક્ષણ તેમની નસેનસમાં વ્યાપી ગયું છે, મન્ત્રરૂપ થઈ પડ્યુ છે. કોઈ પણ વસ્તુનો દુર્વ્યય તેમને આઘાત પહોંચાડનારો લાગે છે. અદમ્ય પરિશ્રમ, અસીમ ઉત્સાહ અને પ્રકૃતિ સાથે આખું ય જીવન યુદ્ધ ખેલવું એ આ પ્રાચીન જાતિને મનુષ્યત્વના પ્રદાન કર્યે રાખે છે.

ચીનના ખેડૂતોના ઉપરોક્ત વર્ણન ઉપરથી સહેજે માલમ પડે છે કે ખેતીકામમાં આધુનિક પાશ્ચાત્ય ખેતી–પ્રણાલીનું અવલમ્બન ન કરતાં તેઓ કેવળ અતિ પરિશ્રમ અને પોતાના અભિજ્ઞતાલબ્ધ વ્યાવહારિક જ્ઞાનદ્વારા પોતાના દેશના ચાલીસ કરોડ લોકનાં અન્નવસ્ત્ર પૂરાં પાડે છે. આપણા દેશના ખેડૂતોની માફક તેઓ અદૃષ્ટવાદી કે નિરુત્સાહી નથી. બધાં કામ તેઓ સંપૂર્ણ આશા અને આનંદથી કરે છે. થોડી જમીનમાંથી પુરાતન ખેતી પદ્ધતિનુ અવલમ્બન કરવા છતાં ય જે રીતે ચીની ખેડૂતો પાક પકવે છે એ આખી ય પદ્ધતિ ભારતવાસીઓને જરૂર માર્ગદર્શક થઈ પડે તેવી છે એમ કહીએ તો તેમાં કંઈ જ ખોટું નથી. અસ્તુ[1]

છોટાલાલ સુથાર

[1] 'ચીનેર કૃષિ ઓ કૃષક પરિવાર' નામના શ્રી. દેવેન્દ્રનાથ મિત્રના લેખને આધારે. પ્રવાસી પૌષ ૧૩૪૧.

## સમસ્યાનો ઉકેલ

હાથવણાટના ઉદ્યોગ માટે ત્રણ બાબતો જરૂરી છે: (૧) વેચાણના ભાવમાં ઘટાડો; (૨) ઉત્પાદનના ખર્ચમાં ઘટાડો; (૩) નવી જાતો ને ભાતોને પૂરતું સ્થાન. આ ત્રણેય એકમેક સાથે સંકળાયેલાં છે.

હાથવણાટ એ માત્ર એક ધંધો ન રહેતાં જીવનનો જ એક પ્રકાર થઈ જવાને કારણે આ ધંધાની સ્થિતિ સુધારવા માટે વણકરના સમગ્ર જીવનમાં પરિવર્તન કરવું જોઈએ. દરેકની છૂટક છૂટક મુશ્કેલીઓ દૂર કરવાથી અર્થ સરે એમ નથી. વણકરોએ સહકારના ધોરણે માલ ઉત્પન્ન કરવો જોઈએ. વ્યવસ્થિત ને નિયત કાર્ય કરવાથી અર્થલાભ સારો થાય છે. આને માટે વણકરોની એક સહકારી મંડળી અહીં ઊભી કરવી જોઈએ. સો–બસો શાળથી ભલે શરૂ કરો. પણ એમાં આવા કંઈક નિયમો જોઈએ (૧) એક નક્કી કરેલે ઠેકાણે સૌએ કામ કરવું. (૨) યોગ્ય દેખરેખ નીચે નિયમિત રીતે નિયત કલાક કામ કરવું (૩) શાળ પર કામ કરનારને યોગ્ય મહેનતાણું આપ્યા પછી નફો કામના પ્રમાણમાં વહેંચી આપવો. (૪) કાચો માલ જથાબંધ ખરીદવો. (૫) માલ પરભાર્યો વેચવાની વ્યવસ્થા કરવી દલાલ વેપારીઓને બદલે સીધો ઘરાક સાથે સંબંધ જોડવાની વ્યવસ્થા કરવી હાથવણાટના બધા મથકોએ આવા ધોરણ પર સહકારી મંડળીઓ સ્થાપવી ને એ બધાનો મળીને એક મોટો 'વણકર સહકારી સંઘ' સ્થાપવો કે જે હિંદના કાપડ બજાર પર સારી અસર કરી શકે વણકર વર્ગમાં ઉત્સાહ, ઉમંગ, ખંત અને નિયમનની જ જરૂર છે.

શાળના ઉદ્યોગના પુનરુજ્જીવન માટે મારી દૃષ્ટિએ આમ થવું જોઈએ કે આયાત થતા કાપડની તેમજ મિલના કાપડની હરીફાઈ કરી શકે એટલુ એ સસ્તું થવું જોઈએ અને લોકરુચિને અનુકૂળ આવે એટલે કે બજારમા સારી રીતે ઉપાડ થઈ શકે એવી આકર્ષક ભાતો તથા જાતોમાં તે નીકળવું જોઈએ આ માટે અણનમ નિશ્ચયબળ અને સુંદર વ્યવસ્થા-પૂર્વક કામ કરવું જોઈએ. દુનિયાભરમાં અને ખાસ કરીને હિંદમાં તો હાથવણાટના કાપડ તરફ એક પ્રકારનો પક્ષપાત રહ્યા જ કર્યો છે

પરતુ આમાં મુખ્ય મુશ્કેલીઓ આ છે—(૧) મૂડી. આ ધધામાં પડેલા ૭૫ ટકાને તો પોતાની મૂડી હોતી જ નથી. શાહુકાર પાસેથી, એને જ પાછો તૈયાર થયેલો માલ અગાઉથી નક્કી કરેલી કિંમતે આપવાની શરતથી, સૂતર ઉધાર લાવવાનુ હોવાથી એને ભાગે લગભગ કંઈ જ રહેતું નથી. આટલા માટે જ વણકર સંઘ જેવી સંસ્થાની જરૂર છે. (૨) કામમાં બેપરવાઈભરી અનિયમિતતા. એમ અડસટો થયો છે કે વણકર આખા વરસમાં બેથી ત્રણ મહિના જ પૂરેપૂરું કામ કરે છે આ અડસટો સાચો નહિ હોય પણ એટલુ તો સાચું જ છે કે મિલમા કામ કરનાર વણકર કરતા દિવસના ઓછા કલાક ને વરસના ઓછા દિવસ તમારા લોકો કામ કરતા હોવાથી પેલા નિયમિત નિયત કલાક કામ કરનાર કરતાં તમારી આવકમાં ઘટાડો થાય એ સ્વાભાવિક છે. બેઠી આવક આવ્યા કરતી હોય એવાનેય આળસમાં વખત ગુમાવવો પરવડે તેમ નથી. કારણ કે એની પણ આ વખતમાં કશી સ્થિરતા નથી તો પછી વણકરને તો થોડો પણ પ્રમાદ કર્યે કેમ જ પરવડે ? નિયમિત કામ ચાલુ રાખવાથી ઝાઝો માલ ઉત્પન્ન થશે. એની કિંમત કંઈક ઓછી ઉપજશે, પણ થોડે નફે ઝાઝો વકરો કરનાર જ એકંદરે સારો ફાયદો મેળવતો હોય છે એ વ્યાપારના સનાતન

નિયમમાં શ્રદ્ધા રાખીને અઠવાડિયે એક દિવસ જ આરામનો રાખીને બાકીનો બધો વખત સાચા દિલથી કામ કર્યા કરવાની મારી તમને વિનતિ છે. (૩) બજારની ખપતનો અભ્યાસ. એકની એક જ જાતો ને ભાતો કાઢ્યા કરવાનું ન રાખતાં લોકોને તરત જ પસંદ પડે એવા પ્રકારનું ભિન્નભિન્ન જાતનું કાપડ કાઢવા તરફ નજર દોડવતાં રહેવું જરૂરી છે. લોકને હમેશાં અવનવું વધારે ગમે છે. તેની વૃત્તિ સંતોષવી એ પણ ઉત્પાદનના ધધામાં પડેલાઓએ વિચારવાનું આવશ્યક છે.

## સરકારનું કર્તવ્ય

સરકારી હેવાલોમાંથી પણ જણાય છે કે વણકર કોમ દેવામાં દટાયેલી છે તેને ભારે વ્યાજ આપવુ પડે છે. એટલે ખેડૂતો માટે જેમ ઋણમુક્તિનો કાયદો વિચારાઈ રહ્યો છે તે પ્રમાણે વણકરો માટે પણ એ વિચારાવો જ જોઈએ. આપણી મુંબઈ સરકાર આ પ્રશ્ન પર પૂરતુ ધ્યાન આપશે એવી મારી ઉમેદ છે. સહકારી ધોરણે વણકર કોમ કામ શરૂ કરે તો આવા સધોને, ખેડૂતોને જેમ સસ્તે ભાવે બી આપવામા આવે છે તેમ સૂતર ને રેશમ, શા માટે ન આપવામાં આવે? હુ તો એમ પણ ઇચ્છુ કે મુંબઈમાં હાથવણાટનું કામ સરખી રીતે ગોઠવીને વેચી શકાય એ માટે એક જુદી જ દુકાન સરકાર તરફથી ખોલાવી જોઈએ. હાથવણાટના ઉત્પાદન ખર્ચમાં ઘટાડો કેમ ને કયાં થઈ શકે એ બાબતનું સશોધન કરનારી પ્રયોગશાળાની મંજૂરી અપાઈ છે એ જાણીને મને ખૂબ જ આનદ થયો છે.

આ ઉદ્યોગની આવી કગાલ હાલત માટે વણકરનો પોતાનો જેટલો વાંક છે એટલો જ વાંક સરકાર તરફથી થતી તેની અવગણના માટે સરકારનો ને મિલઉદ્યોગના વધતા જતા ફેલાવાનો પણ છે જ.

આ પરિસ્થિતિ બદલવા માટે પ્રજામત કેળવવાની જરૂર છે, સરકારનું લક્ષ ખેંચવાની જરૂર છે. આવી પરિષદોદ્વારા વણકર વર્ગની મુશ્કેલીઓ, હાડમારીઓ વગેરેની સારી પેઠે ચર્ચા થાય એ જરૂરી છે.

અંતમાં, આ પરિષદ વર્તમાન મુશ્કેલીઓનો જ નહિ પણ હમેશને માટેની મુશ્કેલીઓનો નીવેડો લાવવા માટે કાયમનુ વ્યવસ્થિત તત્ર યોજવામા મહત્ત્વનો ભાગ ભજવશે એવી મારી ઉમેદ છે.'

અમૃતલાલ મોદી

## ( ૩ ) 'ગુરુ–શિષ્ય' પદ્ધતિ માટે અપીલ

"અહીં બેઠેલા મારા શિક્ષકબધુઓને, એક શિક્ષક તરીકે અપીલ કરવાની હું ધૃષ્ટતા કરું છુ કે આપણે જુદાજુદા વિષયોનુ કામ એવી રીતે પૃથક્ પૃથક્ વહેંચી નાખીએ કે વિદ્યાર્થીઓમાં 'ટોળા' (crowd)ની હલકી મનોવૃત્તિને બદલે 'મડળી' (group)ની ઊંચી મનોદશા પ્રકટાવી શકીએ; એમની સાથે એકસામટા ટોળા તરીકે કામ લેવાને બદલે આપણે આપણુ કામ એવી રીતે ગોઠવીએ કે જેથી આપણા વિદ્યાર્થીઓના વ્યક્તિત્વને, વિશિષ્ટત્વને, અંગત ભાવને સ્પર્શી શકીએ. 'ટોળા'વૃત્તિના હલકા તત્ત્વને બદલે શિક્ષકો તરીકે 'મડળી'ના આ ઉદાત્ત તત્ત્વને જો આપણે અમલમાં મૂકવાને કૃતનિશ્ચય થઈએ, તો આપણામાં જે કંઈ છે તેમાનું ઘણુ વધારે આપણા વિદ્યાર્થીઓને આપણે આપી શકીશુ; આપણે એમની નજીક વધારે જઈ શકીશું. આ રીતે કામ કરવાથી ડ્રીલમાસ્તર તે જો

જોહુકમી ચલાવનાર મટીને વળી પાછા આપણે ગુરુ અને શિષ્યનો સાચો અંગત સંબંધ બાંધી શકીશું."

શિક્ષકો ને વિદ્યાર્થીઓ વચ્ચેના સંબંધોના વિષયમાં અધિકારીઓના દષ્ટિબિંદુમાં નૂતન પ્રકાશ પાડનારી આ આદરણીય સૂચના રેવરન્ડ સી એફ. એન્ડ્રુઝે કલકત્તા યુનિવર્સિટીના ચાન્સેલર નામદાર ગવર્નર લોર્ડ બ્રેબોર્નના પ્રમુખપદે ઉજવાયેલા પદવીદાન સમારંભ સમયે આપેલા વ્યાખ્યાન દરમિયાન કરી હતી.

આગળ ચાલતાં તેમણે જણાવ્યું "ખીચોખીચ ભરેલા વર્ગોમાં વ્યક્તિત્વ ઓછું હોય છે, માનવવૃત્તિ ઓછી હોય છે; એમાં ટોળાવૃત્તિ, ગતાનુગતિક વૃત્તિ વિશેષ હોય છે. એટલે વિદ્યાર્થીઓથી ઊભરાતી કૉલેજો, વધારે પડતા કામના બોજાથી લદાએલો શિક્ષકસમુદાય, છાત્રોથી ઊભરાતાં છાત્રાલયો, આ બધું જે રીતે અત્યારે જોવામાં આવે છે તે જોતાં તો યુનિવર્સિટીની ઉપાધિ લઈ ને નીકળતા થોકબંધ ટોળાને અટકાવવા માટે શાં પગલાં ભરવાં જોઈએ એ વિચારવાની જરૂર છે શિક્ષણવિષયક તપાસ ચલાવનારાં કમિશનોએ આ સમસ્યા ઉકેલી નથી. આપણા વિચારપ્રવાહને માર્ગદર્શક થાય એવો આ એક સિદ્ધાંત છે· મોટાં મંડળોને બદલે નાનીનાની મંડળીઓમાં રહેવાથી સામાન્ય માણસ બૌદ્ધિક વિકાસ સાધવા માટે પોતાથી બનતો વધારેમા વધારે પ્રયત્ન કરી શકે છે. કારણ કે ખીચોખચ ભરાએલા વ્યાખ્યાનવર્ગમા સામાન્ય વિદ્યાર્થી પોતાની બુદ્ધિનો ઉપયોગ ન કરી શકે એવી રીતે શાંત બેસી રહેવાનો સંભવ વધારે છે. એ વિદ્યાર્થી વાદળીની માફક માહિતી ચૂસી લે છે. એ પોતે નથી 'વાંચતો, કે નોંધ કરતો, કે શીખતો કે પોતાનું જ્ઞાન પચાવતો.' એ આખું ને આખું ગળી જાય છે. આ એક અતિ સાદો પણ ગહન ને વિચારણીય સિદ્ધાંત વર્તમાન માનસશાસ્ત્રે આપણને શીખવ્યો છે, અને જગતભરમાં ધીમેધીમે એનો સ્વીકાર થવા લાગ્યો છે. એક વર્ષ ઉપર જ્યારે હું કેમ્બ્રીજમાં વ્યાખ્યાન આપતો હતો ત્યારે મેં જોયેલું કે છેલ્લાં છેલ્લાં વર્ષોમાં જે કંઈ ફેરફારો આ દિશામાં થયા છે તે બધાને ત્યાં સ્થાન મળેલું હતુ. શિક્ષણની એ પદ્ધતિને લાભદાયી ને પથ્ય આવે એવી તરીકે પરિપૂર્ણ રીતે સ્વીકારવામાં આવી છે અને હવે એનો પ્રચાર ધમધોકાર થઈ રહ્યો છે."

'ટાઇમ્સ ઑફ ઇંડિયા'માંથી] અમૃતલાલ મોદી




## દીપશિખા[1]

નહિ વિશેષ વિધાન, કલા નહીં;
જીવનના સ્મરણે ધરતો અહીં.

પોતાનાં કાવ્યો વિશે આમ વિનીત ઉદ્દગાર કાઢનાર રા. અમીદાસ કાણકિયાએ માસિકોની બારીઓમાંથી બહુ ડોકિયાં કર્યાં નથી તેથી એમની કાવ્યલેખનની પ્રવૃત્તિ એક દશકાથી વિશેષ સમયની હોવા છતાં વાચકવર્ગને એમની કૃતિઓનો બહુ પરિચય ન હોય એ સ્વાભાવિક છે; પરતુ ગુજરાતના નૌજવાન લેખકોને એમનુ નામ તદ્દન અપરિચિત નથી. કવચિત્ કવચિત્ પ્રકાશ પામેલાં એમનાં કાવ્યોમા પણ એમની શક્તિનું વત્તુંઓછું દર્શન કર્યું હોય એવા થોડાઘણા સાહિત્યરસિકો પણ છે જ. એટલે 'દીપશિખા'નુ પ્રકાશન અનપેક્ષિત કે સાવ અચિન્તિત પણ ગણાવાનો બહુ સભવ નથી.

'નિવેદન'માં લેખકે પોતાની કાવ્યપ્રવૃત્તિનો ઇતિહાસ જરૂરપૂરતો ઉલ્લેખ્યો છે, અને પોતાની કાવ્ય વિશેની દૃષ્ટિ પણ વિનયપૂર્વક સ્પષ્ટ કરી છે. લાંબો સમય કાવ્યસંગ્રહને અપ્રગટ રાખવાથી અનેક પ્રકારની ચહેરાભૂસ અને વીણામણનો વિવેક કરવાનો એમને ઠીકઠીક અવકાશ મળ્યો છે, અને પરિણામે વિલમ્બનુ વ્યાજ એમની કૃતિઓને મળી ગયું છે. આ હકીકત એમનો મિત્રવર્ગ તો જાણે જ—એમણે પોતે પણ આ બાબતની નોંધ નિવેદનમાં કરી છે.

પોતાની કાવ્યપ્રવૃત્તિનુ પૃથક્કરણ પણ એમણે કર્યું છે. તે 'નિવેદન'માંનાં નીચેનાં વચનો જોવાથી સમજાશે.

"પ્રજાજીવનમા પ્રવર્તતા યુગબળોની અસર કવિના માનસ પર થાય એ સ્વાભાવિક છે. આ સંગ્રહમાંનાં કેટલાક કાવ્યોમા આ યુગબળોની અસર જણાશે, પરંતુ માનવહૃદયના સૂક્ષ્મ સંકુલિત ( સંકુલ ? ) સવેદનો મને વધારે સ્પર્શે છે . .. .."

કેવળ આટલા પૃથક્કરણથી કૃતકૃત્ય ન થતાં એમણે પોતાની મર્યાદાનો ઉલ્લેખ પણ નીચે પ્રમાણે કર્યો છે :

"કવિ પોતાના વૈયક્તિક વિશ્વમાથી બહાર આવી, વિશાળ જગ્યા સાથે એકમયતા સાધી, સમગ્ર માનવજીવનની ઊંડી અંતરવ્યથાઓ કે ગૂઢ ચિત્તપ્રભાવી ઊર્મિઓ અનુભવે ત્યારે તેની કલા ઉત્કૃષ્ટ અને ચિરંજીવી બને. મારી કલા વૈયક્તિક સીમાના બન્ધનો વડે મર્યાદિત રહી છે, એનું મને વિસ્મરણ નથી."

આમ છતાં એમની કલામાં 'અહમેવ સર્વમ્'ની સંકુચિતતાનુ દર્શન થતું નથી.

---

[1] દીપશિખા કાવ્યસંગ્રહ રા. અમીદાસ કાણકિયાનો હમણા જ પ્રગટ થયેલો.

કવિહૃદયના વ્યક્તિગત અનુભવોને અન્ય માનવહૃદયના અનુભવોના સામ્યનો લાભ મળે છે. અને તેથી જ આત્મલક્ષી કૃતિઓ અનેક સમભાવશીલ વાંચકોનુ અભિવન્દન કરી શકે છે. આ પ્રકારની અભિવન્દનશક્તિ 'દીપશિખા'નાં કાવ્યોમાં પણ છે એમ ગુજરાતીના કાવ્યશોખીન વર્ગને અવશ્ય લાગશે

'સ્મૃતિ' નામની ખંડશિખરિણીની રચનામાં અંતિમ શ્લોક નીચે પ્રમાણે છે.

વિરમી સહસા વાસ્તવ જગ્‌,
અભિનવ દશા કો અનુભવું;
તદા યોજી મારી વિકલ ઉરવીણા કંઈ ક્યું,
અધૂરા ઉદ્‌ગારો અનુભવ તણા, ના કંઈ નવું

એમાં કવિએ પોતાની કાવ્યકલાનુ સ્વરૂપ કવિત્વયુક્ત રીતિએ ખરેખરું દર્શાવ્યું છે. 'ના કંઈ નવું' એ વચનની વિનયશીલતા લક્ષ બહાર રહે તેવું નથી. પરતુ આ સંગ્રહમા અવનવીન લાગે એવાં સ્થાન અનેક છે એમ સ્વીકારવુ જોઈએ. આ જ કાવ્યના આરભના શ્લોકોમાં સ્મૃતિનું પ્રવર્તન કેવી ચારુતાથી થતુ વર્ણવ્યું છે! શ્લોકો જ ઉતારીએ :

પરિમલસુધા શી સુખભરી
મલયજ સમી શાન્ત મધુરી
ઝમે જ્યોત્સ્ના જેવી અમૃતમય ધીમે રજનિમા,
અહો! એવી આજે સ્મૃતિ સહજ જાગે હૃદયમા.

કમલદલથી સુન્દર સરે,
અમલ જલમોતી જલ પરે,
લસે જેવું સ્વપ્નસ્મિત લલિત કો લોચનમહીં
સખે! એવી રીતે સ્મૃતિ અભિસરે અંતરમહીં.

અનેક છન્દો આ લેખકે કૌશલપૂર્વક યોજ્યા છે; પરતુ એમના ખંડ શિખરિણી શ્લોકો ખરેખરા આકર્ષક છે એમ અહીં નોંધવા જેવુ છે.

'સ્મૃતિ'ની ચારુતા જોડે 'સ્મૃતિસુધા'ની મનોહારિતા સ્મરણમાં આવ્યા વગર રહેતી નથી. આ બીજા કાવ્યમાં પ્રથમ શ્લોક પ્રાચીન મુક્તક શૈલીનો અર્વાચીન નમૂનો પૂરો પાડે છે અને બીજો શ્લોક આધુનિક કવિઓની વિસ્તારી રીતિનું દર્શન કરાવે છે એક જ કૃતિમાં આ ઉભય વ્યાપાર પરસ્પર પ્રતિકૂળ ના બનતાં એકરસ થયા છે. કૃતિ સમગ્ર સ્વરૂપે સંગ્રહમાં જ જોઈ લેવા વિનંતી છે.

કવિની જીવનદૃષ્ટિ અથવા કવિજીવનની કર્તવ્યદૃષ્ટિ 'જીવનશિલ્પકાર'માં અત્યંત સંક્ષેપમાં જતાં અસ્પષ્ટ રહ્યા વગર લેખકે શબ્દાંકિત કરી છે

છે વ્યસ્ત આ જીવન સ્થૂલ તેને
આદર્શને યોગ્ય ઘડી સુનવ;
ઉલ્લાસ, આશા, શુભભાવનાઓ,
આલેખજે યૌવનના પ્રભાવ
પાથો મહાચેતનની પ્રસાર,
તારે થવું જીવનશિલ્પકાર.

વિરલ શક્તિસપન્ન માનવ—જિસસ, બુદ્ધ, ગાંધીજી જેવા યુગવિધાયક—ને જ ઉપાડવો શક્ય એવો કર્તવ્યભાર કવિ ઉપર નાખ્યા જેવી કૃતિ અહીં જણાય તો તેથી અકળાવાની જરૂર નથી. અનેક માનવહૃદયમા, અને જીવનક્ષેત્રમાં વ્યસ્તરૂપે વેરાયેલા સૌન્દર્યકણોને એકઠા કરી તેમાં પોતાના હૃદયકૂપનું વિશુદ્ધ જલ ઉમેરી તેને દૃઢ, મૂર્તરૂપ આપી, કલ્પનાના કીમિયાથી તેમા ચેતનસંચાર કરવાનો કવિનો—જીવનશિલ્પકારનો આદર્શ અહીં દર્શાવ્યો હોય એમ લાગે છે જો એમ જ હોય તો કશી અસંગતિ જોવાનું પ્રાપ્ત થતું નથી

'એના પાવલોવા'ના નૃત્યદર્શનથી અભિપ્રેરિત થઈને 'નર્તકીને' નામનુ નાનુ ગભીરતાભર્યું ઊર્મિકાવ્ય રા અમીદાસે લખ્યુ છે તે એમના કલાનુભવની ઘનતાનું સાક્ષી બન્યુ છે તે સાથે એવા અનુભવોને ઉચિત શબ્દમૂર્તિ પ્રાપ્ત કરાવવાની એમની શિલ્પશક્તિનુ યે ઉદાહરણ બન્યું છે.

ભવ્ય ઉન્નત ભાવના<br>
કાવ્ય તવ ઉર પ્રેરતુ,<br>
લાસ્ય લલિત રસોર્મિનું<br>
સ્મિતકિરણ સુભગે' વેરતું.

એ સ્મિતકિરણોનુ આલેખન શબ્દોમાં કરવુ અશક્યં જ છે તે સાથે એ અનુભવનું નિર્વચન પણ એટલુ જ મુશ્કીલ છે અથવા એની અનિર્વાચ્યતામાં જ તેની મુગ્ધ અનુભૂતિની કૃતકૃત્યતા છે તે દર્શાવવા

મેઘધનુની ભવ્યતા<br>
કોણુ આલેખે કદી?<br>
ગહન નિજ સવેદનો<br>
ઉર મુગ્ધ કેમ શકે વદી?

એમ અંતિમ ઉદ્‌ગાર કર્યો છે.

આ કાવ્ય વાચતા Shelleyનું Skylark તેમ જ શ્રી. નરસિંહરાવભાઈએ કરેલું તેનું ગુજરાતી રૂપાન્તર સ્મરણમા આવે છે તેથી યે એક પ્રકારનો આનન્દ જ અનુભવાય છે. એમનું 'યાચના' કાવ્ય પણ W. B. Yeatsના Aedh Wishes for the Cloths of Heaven' અને શ્રી. સ્નેહરશ્મિના 'અર્ઘ્ય'નું સંસ્મરણ કરાવે છે. પરતુ આ પ્રકારના સંસ્કાર જાગે એટલે અનુકરણનો આરોપ મૂકવા તત્પર બની જવું એ આ વિશાળ વાંચનના યુગમાં હમેશાં યોગ્ય નથી. અનેક પ્રકારનાં સાસ્કારિક બળોની અસર કવિચિત્તના ઘડતરમાં પ્રવર્તેલી હોય એ અનિવાર્ય સ્થિતિ છે ને તે કલંકરૂપ પણ નથી જ. આવી અસર વિવેકી વાચકમા રસિક સંસ્કાર જાગૃત કરે ત્યા તે ગુણરૂપ પણ ગણાય. જ્યાં તે કેવળ જડ નકલ રૂપની હોય ત્યાં તે અવશ્ય અક્ષમ્ય દોષ રૂપે જ જોવાય. આ પ્રકારની મર્યાદાની રેખા દોરવી અશક્ય કે મુશ્કેલ નથી જ. આ સંગ્રહમાં બીજી પણ કૃતિઓ છે જે વાંચતાં અન્ય કવિઓની કૃતિઓ સાંભરી આવે; પરંતુ તે દરેકમાં ઉપર કહેલા ભેદદર્શનનો કયો પ્રકાર પ્રવર્તે છે તે, તે તે સ્થળે, વાચક પોતે જ પારખી કાઢે તે ઇષ્ટ છે.

'દર્શન' કાવ્યમાં રીસાયેલી કાવ્યદેવીનો અનુનય અત્યંત હૃદયંગમ છે. એ કાવ્યનો અંતિમ શ્લોક જ ઉતારીએ:

સ્વપ્નો શાં ભવ્ય આજે સ્ફુરિત ઉર થતાં! નેત્રનાં નર્તનો શાં!
રેલે સ્વર્ગીય જ્યોત્સ્ના સ્મિતસુમનભર્યા વ્હાલનાં વર્ષણો શાં!
સ્પર્શે એ સ્નેહભીના પુલકિત બનતા પ્રાણ સૌકુપ જાગે!
નાચે ભાવોર્મિમાળા, અખિલ જગ જતુ જાગી એ દિવ્ય ગાને.

આવાં તો આ સંગ્રહમાંથી અનેક શ્લોકોનાં અવતરણો કરી શકાય પરંતુ કર્તાની શક્તિનો પરિચય આપવાને અહીં તો થોડા નમૂનાથી જ સંતોષ માનવો સુઘટિત છે. 'કલ્પનાને', 'પિતૃ ચરણે', નિર્દોષ અજ્ઞાન', કલાનિધિને,' 'કીર્તિને', 'વિયુક્ત પંખી', 'વાદળીને' વગેરે લેખકની ઇતર વિશિષ્ટ કૃતિઓના નામનિર્દેશથી જ અહીં અટકવું ઠીક છે.

કેટલાંક સુબદ્ધ સૉનેટ પણ આ સંગ્રહમાં સ્થાન પામ્યા છે. તે બધાંમા 'પંથવિભેદ' લાગણીના ઘનીભાવની દૃષ્ટિએ ઉત્કૃષ્ટ જણાય છે. હૃદ્‌ગત વ્યાપારોને લલિત છન્દોમયી વાણીમાં મૂર્ત કરવા એ કાવ્યકલાધર્મનું અનુસરણ વફાદારીપૂર્વક કવિએ કર્યું છે. અને એ પ્રકારના અનુસરણથી એમને પોતાને આનન્દ જ થયો છે વાચકમાં એ આનન્દની સંક્રાન્તિ કરવાનું સામર્થ્ય પણ એમની આ વફાદારીનું સ્વાભાવિક ફળ લાગે છે.

કવિને સંસ્કૃત છન્દો જેટલા પ્રિય થયા છે તેટલી ગેય રચનાઓ પ્રિય થઈ નથી. ભાષાનો સંસ્કાર અને છન્દોની શુદ્ધિ એમની વિશિષ્ટતા છે. આધુનિક કવિઓને છન્દ અને ભાષાના વિષયમાં જે ભાંગફોડ કરવાનો ઉત્સાહ સામાન્ય છે તેનું દર્શન આખા સંગ્રહમાં વિરલ છે. સ્વ. કાન્ત અને નરસિંહરાવની શિષ્ટ શૈલી આ બંને વિષયમાં કવિની રુચિને વિશેષ અનુકૂળ છે. વૈવિધ્યને ખાતર પણ છન્દોભંગ કે કવિત્વયુક્ત ન ગણાતો શબ્દોપયોગ એમણે ખપમાં લીધો જણાતો નથી. અને વિષય પરત્વે પણ એમની પ્રીતિને એમણે દૃઢ નિયંત્રણમા રાખી છે. એ નિયંત્રણને જરા શિથિલ કર્યું હોત તો સંગ્રહને વૈવિધ્યની દૃષ્ટિએ વિશેષ લાભ થાત એમ અવશ્ય લાગે છે. પોતાની શુદ્ધ સંસ્કારી શૈલીને એ રીતે વિશેષ મોકળાશ આપી કવિ પોતાની કાવ્યવાડીને અધિકતર પલ્લવિત કરે એવી શુભેચ્છા વિવિધ પ્રસંગે અનુભવેલા અન્તઃક્ષોભના પરિણામરૂપ એમનાં અનેક કાવ્યોનો આસ્વાદ લેતાં સહૃદય વાચકને થાય તે સ્વાભાવિક છે. જે સ્વરૂપે આ સંગ્રહ પ્રગટ થયો છે તેને રસિક વાચકવર્ગ પૂર્ણ હૃદયથી સત્કારશે અને કવિની 'અકથ અંતરમાં રહી ભવ્ય' ભાવનાને આવિષ્કાર પમાડવા એમને ઉત્તેજિત કરશે એમ આશા છે. પુસ્તકને અંતે શ્રી. ભાનુશંકર વ્યાસનું કેવળ અર્થદર્શનની સરળતાની દૃષ્ટિએ લખેલું તટસ્થ ટિપ્પણ મૂક્યુ છે તે વાચકોને અવશ્ય ઉપકારક જણાશે.

છપાઈ, બાંધકામ ઇત્યાદિમાં શિષ્ટ ગુજરાતી પ્રકાશનો હવે સાફ અને સુઘડ જ હોય છે એટલે તે વિશે કશું કહેવા જેવું નથી. કિંમત કવિતાના પુસ્તકોની, સાહિત્યનાં અન્ય પ્રકાશનોની સરખામણીમા વધારે જ રાખવી પડે એવી સ્થિતિ અત્યારે તો છે એટલે તે વિશે ફરિયાદ કરવામા ઘણીવાર વહેવારુ મુશ્કેલીની અવગણના થાય છે.

સુંદરજી ગો. બેટાઈ

**નીતિશાસ્ત્રપ્રવેશ:**—સ્વ. ગાંધી સાંકલચંદ નરસિંહદાસ સ્મારકમાળા પુ. ૨: શ્રી. વામનરાવ જોશીના મરાઠી પુસ્તકનો અનુવાદ કરનારઃ ગોરધનદાસ કહાનદાસ અમીન, સિનોર, પ્રકાશકઃ ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરસ્તો, અમદાવાદ; પૃષ્ઠ ૨૮+૫૭૨, કિંમત રૂા. ૩-૮-૦

લેખકે નીતિશાસ્ત્રની ખૂબ સૂક્ષ્મ ચર્ચા કરી છે, પણ તે એકમાર્ગી છે, એટલે કે ધર્મને ને નીતિને ઇશ્વર સાથે સાંકળી દીધાં છે અને જે લોકો ઇશ્વરના પાયા ઉપર નીતિને રચતા નથી તેઓ પ્રસંગ આવ્યે નીતિશિથિલ બને છે એમ માન્યું છે. પરિણામે જૈન જેવા નિરીશ્વરો અને બૌદ્ધ જેવા અજ્ઞેયવાદીઓ એમને મતે નીતિશિથિલ પણ હોય! નીતિ જો ઇશ્વરપ્રણીત હોય તો તે સદા સનાતન હોય, એમાં કશો ય ફેરફાર સંભવે નહિ પણ જેમ જેમ સમાજનો વિકાસ થતો ગયો છે તેમ તેમ નીતિનિયમોનો પણ વિકાસ થતો ગયો છે એમ તો લેખક પોતે જ સ્વીકારે છે ( પૃ ૧૩ ) અને વળી કાલે સમાજની પરિસ્થિતિ એવે રૂપે પણ વિકસે કે ધનસંચય અને લગ્ન પણ પાપરૂપ મનાય તો આશ્ચર્ય નહિ. આમ ધર્મ અને નીતિ ઇશ્વર તરફ નહિ, પણ સમાજ તરફ દૃષ્ટિ રાખીને વિકસે છે.

સાચી વાત એ છે કે આત્મરક્ષણ અને વંશવર્ધન એ જીવમાત્રનો–શું વનસ્પતિનો, શું પશુપક્ષીનો કે શું માનવીનો–સહજ ધર્મ છે અને એ સૌ કોઈ પોતાનું હિત સાધવા કર્મ કરે છે. પણ સમાજમાં સૌ કોઈ એમ સ્વતન્ત્રભાવે વર્તે તો પરસ્પરનાં–પરિણામે સૌનાં–હિત હણાય. એ અનુભવે માનવીએ માન્યુ કે પોતે સમાજદેહનુ એક અંગ છે અને સમસ્ત સમાજના જ હિતમાં મારું હિત છે. અને એમ સમસ્ત સમાજહિતની દૃષ્ટિએ માનવીના આચારનિયમો ઉદ્ભવ્યા ને વિકસ્યા; અને એ ધર્મનું ને નીતિનું સ્વરૂપ પામ્યા. धारणाद्धर्ममित्याहुर्धर्मो धारयते प्रजा । સમાજને ધારણમાં રાખે તે ધર્મ. નીતિમાં ની ( દોરવુ ) ધાતુ છે, સમાજહિતને માર્ગે જે નિયમો દોરે એ નીતિ. અંગ્રેજી Policy શબ્દનો પણ એ જ અર્થ છે. એ શબ્દ ( અને વળી Policy શબ્દ પણ ) ગ્રીક Polis ( નગર ) ઉપરથી અવતર્યો છે, નગરરાજ્યની હિતજનક વ્યવસ્થા રાખનાર નિયમો તે Policy ( નીતિ ). અને માટે તો Honesty is the best Policy ( પ્રામાણિકપણું એ સર્વોત્તમ નીતિ છે ) એમ કહેવાયુ છે.

આમ નીતિને ઇશ્વર સાથે કશો યે સંબંધ નથી, સમાજ સાથે જ છે; અને તે પણ મોટે ભાગે તો માનવસમાજ સાથે છે એમ સામાન્ય રીતે મનાય છે. માણસ માણસને છેતરે એમાં અનીતિ મનાય છે, વાનરને છેતરવા ખેડૂત ખેતરમાં ચાડિયો ઊભો કરે એમાં અનીતિ નથી મનાતી. છતાં નીતિને–ધર્મને–વિશાળ સ્વરૂપ આપનાર મહાત્માઓ તો પ્રાણીમાત્ર–ભૂતમાત્ર–પ્રત્યે હિતદૃષ્ટિએ–सर्वभूतहित દૃષ્ટિએ જોવાનુ કહે છે.

પણ ધર્મને–નીતિને–ઇશ્વર સાથે સાંકળવામાં આવે તો ધર્માધર્મનાં ફળ ભોગવવા માટે સ્વર્ગનરકની યોજના થાય તો સ્વર્ગ મેળવવા ને નરકમાંથી બચવા યજ્ઞયાગની ને વ્રત્તોની યોજના થાય. આમ ધર્મ–નીતિ–પ્રદેશમાં ઇનામની લાલચ ને સજાનો ભય ઉત્પન્ન કરવામાં આવે અને તેથી અનિષ્ટ જ પરિણામ આવે; અને એમ થયુ જ છે. કેળવણીના પ્રદેશમાં ઇનામની લાલચ અને સજાનો ભય ત્યાજ્ય છે એમ માનસશાસ્ત્રીઓ ઠોકી ઠોકીને કહે છે. અને નીતિપ્રદેશમાં પણ એ સૂત્ર એટલું જ સાચુ છે માત્ર સમાજહિત જ તરફ દૃષ્ટિ રાખીને આચારધર્મનો નિર્ણય થવા જોઇએ

બેશક આજુ સમાજહિત શેમાં છે એનો નિર્ણય કરવો કઠણ છે. સમાજહિતનો નિર્ણય અલ્પદૃષ્ટિએ નહિ, પણ દીર્ઘદૃષ્ટિએ થવા ઘટે. જુગજુગને અનુભવે માનવીને સમજાયુ કે

છેવટે તો સત્ય જ સમાજનું સાચું હિત સાધે છું; એકાદ પ્રસંગે અસત્યથી તાત્કાલિક લાભ દેખાય, પણ દીર્ઘદષ્ટિએ તો સત્ય જ સાચું સમાજહિત સાધે છે લેખક જણાવે છે કે "'સત્ય' એટલે શું તેનો નિર્ણય પ્રથમ કરવો પડશે. આ પ્રશ્નનો ઉહાપોહ કરતાં કરતાં છેવટે કબૂલ કરવું પડે છે કે આ યોગથી, માણસના આત્માનું પૂર્ણ સમાધાન થાય તે પૂર્ણ સત્ય અને જેથી આત્માના એકાંગનું જ સમાધાન થાય તે એકાંગી સત્ય. ...એકાગી સત્યતા–એટલે એક રીતે અસત્યત્વ પ્રાપ્ત થાય છે" (પૃષ્ઠ ૩૦૪) અને છતાં કહે છે : "ધારો કે એક સોલ્જર દારૂ પી છાકટો બનીને પૂછે છે કે, 'અમુક કેપ્ટનને મારી નાખવો છે, તે કયાં છે?' આવા સમયે તેને ખરો પત્તો આપી શકાય નહિ, તેને ફસાવવો જ જોઈએ. તેમ ન કરીએ તો તે કેપ્ટનનું ખૂન કર્યા સિવાય ન રહે!" (પૃષ્ઠ ૨૯૨) દીર્ઘદષ્ટિથી સમાજ-હિત નહિ, પણ અલ્પદષ્ટિથી પ્રાસંગિક હિત સાધવા લેખક સત્યનું આવું વિધાન આપે છે એ. કેવળ અસત્યનું જ વિધાન છે. સાચો સત્યપૂજક તો પોતે જોખમ ખેડીને પણ 'હું કેપ્ટનનો પત્તો નથી આપવાનો' એમ જ કહે.

લેખક જણાવે છે કે "સુસંસ્કૃત જનના અંતરાત્માને પ્રમાણભૂત લાગે છે એ જ તેનું (સદાચારનું, નીતિનિયમનું) પ્રમાણ છે" (૨૫૨) બેશક બહુ અંશે એમ માનવું પડે છે, પણ છતાં યે એ વિધાન નિર્ભ્રમ તો નથી જ. રામચંદ્ર જેવાને સુસંસ્કૃત તો માનવા જ પડે, તેમણે સ્વાર્થને ખાતર વાલિને સંતાઈ ને મારવો અથવા અગ્નિપરીક્ષા આપી પોતાનું શુદ્ધ શીલત્વ સિદ્ધ કરી આપ્યા પછી પણ સીતાને વનવાસ આપવો એને સદાચારનું ને નીતિનું પ્રમાણ કેમ માની શકાય? આથી જ કહેવું પડે છે કે ધર્મ–નીતિ–સદાચાર–એકદરે સમાજહિત શેમાં છે એનો નિર્ણય કરવો બેશક કઠણ છે. માટે જ દરેકે પોતાની ધર્મબુદ્ધિ કેળવવી રહી અને જે પ્રસંગે એ ધર્મબુદ્ધિ સૂચવે એ આચાર કરવો રહ્યો; એ સિવાય બીજો માર્ગ નથી.

લેખકે વિષયનું વિવેચન બહુ સૂક્ષ્મ બુદ્ધિએ કર્યું છે; પણ શરૂઆતમાં જ મે જણાવ્યું છે તેમ એમણે નીતિને–ધર્મને ઈશ્વર સાથે સાંકળી દેઈ ને વિવેચન કર્યું છે, તેને બદલે સમાજ તરફ દૃષ્ટિ રાખી હોત તો ઘણાં વિધાનો એમણે બીજે રૂપે કર્યાં હોત. વળી ઈશ્વરે સૃષ્ટિ રચી છે તે પણ માનવીને કેન્દ્રમાં રાખીને રચી છે એમ એમણે માન્યુ છે, તેને બદલે સૃષ્ટિનાં સૌ અંગ પ્રત્યે ઈશ્વરને સમદષ્ટિ છે એમ માન્યુ હોત તો ય અનેક વિધાનો એમણે બીજે રૂપે કર્યાં હોત

પોતાની દૃષ્ટિએ વિવેચન કરતાં લેખકે આધુનિક આધિભૌતિક જ્ઞાનને–ખાસ કરીને વિકાસવાદને–ઊતારી પાડવામાં અને તેની સામે આધ્યાત્મિક જ્ઞાનને શ્રેષ્ઠ માનવામાં જ પુસ્તકનો મોટો ભાગ ભરી કાઢ્યો છે અને એ દૃષ્ટિએ પુસ્તકનું નામ 'નીતિશાસ્ત્રપ્રવેશ' ને બદલે 'આધિભૌતિક વિદ્યાનો પરાજય ને આધ્યાત્મિક જ્ઞાનનો વિજય' એવું રાખ્યું હોત તો વધારે વાસ્તવિક થાત.

મૂળ મરાઠી પુસ્તકનો ગુજરાતી અનુવાદ બહુ સારો થયો છે. અનુવાદની ગુજરાતી ભાષા સરળ ને સુંદર છે.

'પાટીદાર' મંદિર, આણંદ

આચાર્ય કૃપાલાનીના લેખો —સંપાદક : મગનભાઈ પ્ર. દેસાઈ; પ્રકાશક : જેઠાલાલ જીવણલાલ ગાંધી, ગૂજરાત વિદ્યાપીઠ, અમદાવાદ. કિંમત રૂા. ૨—૦—૦

આજે આપણા દેશનું વાતાવરણ 'ઉત્તેજનાનું' છે. જમાનો પણ એક રીતે અનેરો છે: આજે આપણામાં જેવાં ને જેટલાં વિધવિધ મંથનો ચાલી રહ્યાં છે, તેવાં ને તેટલાં પહેલાં કોઈ જમાનામાં ચાલ્યાં હોય, એમ લાગતું નથી નવાં નવા વિચારો આ પ્રાચીન દેશના કિનારે અથડાય તેમાં કશુંય દુઃખ કરવા જેવું નથી; ઊલટું તે તો આવકારલાયક છે. પણ અંગ્રેજો આવ્યાં પછીની આપણી વિચારસૃષ્ટિ તપાસીએ તો તેમાં એક પ્રકારની અડગતા, નિશ્ચિતતા કે ગંભીરતા દેખાવાને બદલે વિમનસ્કતા વધતી દેખાશે. અંગ્રેજી કેળવણીથી આપણામાં સંશયપિશાચ જન્મ્યો અને આપણી પુરાણી સંસ્કૃતિ વિષેની શ્રદ્ધા ડામાડોળ થવા લાગી. આવી સ્થિતિમાં યંત્રવાદ આવ્યો અને આપણાં મૂલ્યાંકનોમાં ભારે ફેરફારો થયા. તેનાં ઇષ્ટો સાથે અનિષ્ટો પણ આવ્યાં, જેનો ઉકેલ કરવાને પશ્ચિમનાં રાષ્ટ્રો હજુ પણ ફાંફાં મારતાં જણાય છે. આટલામાં તો સમાજવાદ પોતાની સંપૂર્ણ જીવનની ફિલસફી સાથે દુનિયામાં અવતર્યો, અને તેણે બીજાં રાષ્ટ્રોની જેમ આપણા મન પણ ઊંચાંનીચાં કરી નાખ્યાં છે.

આ ત્રણેય બનાવોનું પરિણામ આપણા માનસ ઉપર એવી જાતનું થયું છે કે આપણે રાષ્ટ્ર તરીકે ઊગવું અને જીવવુ હોય તો પશ્ચિમને જ પગે ચાલ્યે છૂટકો છે, એવો નિર્ણય બંધાતો જાય છે આજના સાહિત્યમાં જે કૃત્રિમ કલાવિકાસ, વિકૃત સૌન્દર્યકલ્પના અને વિચારોનું છીછરાપણુ દેખાય છે તેનું કારણ ઉપરની માનસિક વિભ્રમાવસ્થા છે. તેથી જ વિચારપ્રધાન ગ્રંથો સાહિત્યમાં આજે વિશેષ કરીને આવકારલાયક છે. આચાર્યશ્રીના લેખોનો આ સંગ્રહ આપણા ગુજરાતી સાહિત્યમાં એક મહત્ત્વનો ઉમેરો કરે છે, એમ કહેતાં અમને જરાયે સંકોચ થતો નથી.

આચાર્યશ્રી એક લેખમા જણાવે છે 'આ બધા વિચારો આજના ઉત્તેજનાના વાતાવરણમાં, આ યુગમાં તમને ખૂબ જૂનવાણી, જરીપુરાણા લાગશે. પણ મારી પાસેથી તો તમે સીધા અને સ્પષ્ટ વિચાર સિવાય બીજા કશાની ભાગ્યે જ આશા રાખી હશે'. પ્રસ્તુત ગ્રંથનો કોઈ પણ લેખ લો, તેમાં સીધા અને સ્પષ્ટ વિચારો, તર્કકઠોર લેખન, પ્રતિપક્ષીને નિરુત્તર કરનારો યુક્તિવાદ, માર્મિક કટાક્ષ અને લહેજતદાર ભાષા હશે જ, અને તેને લીધે આખા ગ્રથનું વાચન પ્રક્ષોભક અને ઉદ્‌બોધક થતું હશે.

ગ્રંથના ચાર ખંડ છે. પહેલો તત્ત્વવિચારનો છે. શરૂમાં ગીતા ઉપર નવ ભાષણો છે. અર્વાચીન માનસને ગીતા કેવી રીતે માર્ગદર્શક થઈ શકે એમ છે, તે એમાં વાચક જોઈ શકશે આજનો જમાનો સંપૂર્ણ સ્વાતન્ત્ર્યનો છે. આ સ્વાતન્ત્ર્યનો વિચાર 'સંયમ એટલે શું?' અને 'સ્વતંત્રતા અને બંધન' આ બે લેખોમાં કરેલો છે લેખકને મન, 'સંયમ એ બીજા કુદરતી નિયમો જેવો જ કુદરતી નિયમ છે;' તેથી, 'ગમે તે માણસનું જીવન તપાસો, તેને ક્યાંય સંયમ વિના ચાલ્યું છે?' એવો ભેદક સવાલ આચાર્યશ્રી સંયમવિરોધકને પૂછે છે! ને પ્રશ્નથી મૂઝાય છે, આટલામાં લેખક પોતાનો નિર્ણય આપી છૂટી જાય છે : તે એ છે કે, 'કોઈ પણ પ્રકારના બંધન વિના સાચી સ્વતંત્રતા સંભવતી જ નથી!' 'વિદ્યુધર્મચર્યા અને સ્ત્રી' એ લેખ વાંચી આજના આપણા જમાનાને તો 'નર્મમ્ શૉક' જ લાગે!

'સ્ત્રીને સમાન હક્ક મળવા જ જોઈએ' એવો બબડાટ કરનારને આચાર્યશ્રી ચેતવણી આપે છે, 'સ્ત્રીને અબળા માનવાની ભૂલ રખે કરતા દેખીતી નિર્બળ અને કચરાયેલી હોવા છતા, તે ધેર ધેર પુરુષને કાનપટ્ટી પકડીને પોતાની મરજી મુજબ હાંકી રહી છે' આ વિધાનને સસ્મિત માન્યતા મળશે, એ કંઈ લખવાની જરૂર છે?

બીજા ખડમા સત્યાગ્રહનો મર્મ સમજાવ્યો છે સત્યાગ્રહનુ આટલુ સમર્થ વિવેચન મે બીજે ક્યાય વાચ્યાનું યાદ નથી 'વૈયક્તિક અને સામુદાયિક ધર્મ' અને 'ગાધીજીની પદ્ધતિ' આ બે વિસ્તૃત લેખોમા સત્યાગ્રહનુ સપૂર્ણ તત્ત્વજ્ઞાન આવ્યુ છે પહેલા જ લેખમા લેખક સવાલ ઉઠાવે છે કે 'સમાથી મથી મથીને સાધેલી બૌદ્ધિક અને નૈતિક પ્રગતિ, એને પેલુ સમુદાયરૂપી પશુ ધૂળભેગી કરવા બેઠુ છે, તેને નાથીને નીતિપરાયણ કેમ કરીને કરવુ?' તેનો જવાબ આપવા 'વ્યક્તિની ઉન્નતિનો ઇતિહાસ' લેખક તપાસે છે વ્યક્તિની ઉન્નતિનો ઇતિહાસ એટલે તેણે ઉત્પન્ન કરેલી સંસ્થાઓનો ઇતિહાસ તેથી કુટુંબસસ્થા, લગ્નસસ્થા, બાળઉછેર, ધર્મસસ્થા, વ્યાપાર રાજ્યતત્ર, ફોજદારી કાયદો, સજાઓ, દીવાની કાયદો, આટલી માનવી સસ્થાઓનો વિકાસ તપાસીને લેખક સમાજશાસ્ત્રનો એક સામાન્ય સિદ્ધાન્ત તારવી કાઢે છે કે, 'બધી માનવસસ્થાઓને હિંસામાથી અહિંસા તરફ વળતા જવુ પડ્યુ છે' માનવી સમાજશાસ્ત્રનુ આ તારણ સાભળી હિંસાવાદી તો બિચારો દિઙ્મૂઢ જ થઈ જવાનો! આટલી ભૂમિકા પ્રસ્થાપિત કર્યા પછી લેખક આગળ વિધાન કરે છે કે, 'સમુદાયરૂપી પશુ જો કદીય પણ સુધરવાનુ હોય, તો તેણે પણ એ જ વ્યક્તિસુધારની પ્રક્રિયાને માર્ગે આગળ વધવુ પડશે' પણ એવો માર્ગ કોઈએ ખોળી કાઢ્યો છે ખરો?

લેખક આગળ બતાવે છે 'આમ નઝાઈ રહેલી દુનિયામા ગાધીજી તેમનો સત્ય અને અહિંસાનો સંદેશ લઈ આવે છે કાળચક્રની ગતિમા તે એક ઐતિહાસિક આવશ્યકતા અને ઐતિહાસિક ઊણપ પૂરી કરવા આવ્યા છે' ત્યારથી આવેલુ સત્યાગ્રહનુ પૃથક્કરણ નિતાંત સુદર છે તે આખાની સમાલોચના અહીં કરવી અસ્થાને છે 'સત્યાગ્રહ સ્વરાજ્યપ્રાપ્તિનો અંતિમ માર્ગ કેવી રીતે થઈ શકે? આખરે થોડી તો હિંસા કરવી જ પડશે,' એવો સવાલ આપણામાના ઘણા પૂછ્યા કરે છે તેમને આચાર્યશ્રી જણાવે છે કે 'ગાધીજીના આ ત્રણ અહિંસક યુદ્ધો પછી, હિંદુસ્તાનનુ સ્વરાજ એ તો આજે માત્ર સમયનો સવાલ થઈ ગયો લાગે છે'

આ વિષય 'ગાધીજીની પદ્ધતિ'મા વધારે ચર્ચાયો છે આ પદ્ધતિમા સંક્રાંતિ સાથે શાંતિ પણ છે અને તે 'હડતાલ રૂપ છે .એની નિર્ણયશક્તિ ઈર્ષ્યા, આવેશ અને ક્રોધથી કલુષાતી નથી, તે પોતાના સામાવળિયાના શસ્ત્ર નકામા કરી મૂકે છે શક્તિ, નીડરતા, શિસ્ત અને સગઠનની દૃષ્ટિએ આ સત્યાગ્રહી લડતોનુ ચોખ્ખુ પરિણામ રાષ્ટ્રની પ્રગતિ'જ છે...સત્યાગ્રહની ત્રણ લડતોનું (૧૯૨૦-'૩૦-'૩૨) તાત્કાલિક પરિણામ હાર તહકૂબી'ને વળી હાર એમ આવ્યુ ને છતા રાષ્ટ્ર પોતાના ધ્યેય પ્રતિ સ્થિર રીતે પ્રગતિ જ કરતુ ગયુ છે.. બાબત જય હો કે પરાજય હો, જેનાથી આપણુ બળ વધતુ જાય એ વસ્તુને સાચી સફળ ગણવી જોઈએ, કેમકે એ આપણી અંતિમ ધ્યેયની નજીક લાવનારી વસ્તુ છે'.. વગેરે સચોટ દલીલો કરવી છે આખરે વિરોધકોને આહ્વાન આપે છે કે 'એમાના (ટીકાકારોમાના) કોઈએ વ્યવસ્થિત સામનો કરવાની કશી નવી પદ્ધતિ આપણી આગળ રજૂ કરી

છે?" કોઈ કૉમરેડ આ 'ચેલેન્જ' સ્વીકારશે! આ ખંડમા 'બે ક્રાંતિઓ' નામના નાના લેખમાં અંગ્રેજો આવ્યા તે વખતની ક્રાંતિ અને ગાંધીજી 'હિંદના રાજકીય ક્ષેત્રમાં આવ્યા' ત્યારની ક્રાંતિનું તુલનાત્મક સરસ વિવેચન છે.

ત્રીજો ખંડ 'હિંદનાં રાજકારણ' વિષે છે અને આપણા રાજકારણની પેઠે તેમાં પણ વિષયોની સારી પેઠે ખીચડી થઈ છે. આપણા સામ્યવાદીઓએ મહાસભાને કેટલાંક નામો ને વિશેષણો આપ્યાં છે: તે આધ્યાત્મિક છે, તે ક્રાંતિમાં નહિ પણ સંક્રાંતિમા માને છે, તેને તો રચનાત્મક કાર્ય જ કર્યા કરવું છે, તે તો સુધારકીય છે, ક્રાંતિકર નથી, વગેરે. 'ક્રાંતિ અને રચનાત્મક કાર્યક્રમ' એ એક સરસ સંપૂર્ણ નિબંધમાં આ બધાને જવાબ આપ્યો છે. સામ્યવાદીઓને મહાસભાની કાર્યપદ્ધતિ વિષે એવી બીક લાગે છે કે તેના રચનાત્મક કાર્યને લીધે ક્રાંતિને માટે જોઈતી ભાવનાની તીવ્રતા ઓછી થશે! સ્ટેશન ઉપરની પેલી પેટીમાં નીકલની એક આની નાખીએ તો એક પ્લેટફૉર્મ ટિકિટ બહાર આવે જ, એવી જ શ્રદ્ધા ક્રાંતિ વિષે ઉપરના સામ્યવાદીઓની હોય છે! તેઓ કહે છે કે પ્રજાની દુર્દશા અમુક આર્થિક કક્ષા સુધી પહોંચે તો ક્રાંતિ થવાની જ! આનો જવાબ સમર્થ વિવેચકે આ લેખમાં મુખ્યત્વે આપ્યો છે. અમુક આર્થિક હાડમારી હોય તો ક્રાંતિ થઈ નથી, અને તેના કરતાં સારી સ્થિતિ હતી તોપણ ક્રાંતિ થઈ હતી, એ બે સત્યો ઇતિહાસના દાખલાઓ આપીને આચાર્યશ્રીએ સિદ્ધ કર્યાં છે, અને ક્રાંતિની પોતાની કલ્પના આગળ વિશદ કરે છે. તેમના મત પ્રમાણે 'ભૌતિક અને આર્થિક દશા અસહ્ય હોવી જોઈએ, એવા પૂર્વકારણની કશી જરૂર નથી,' 'ક્રાંતિની કશીયે પુરોગામી આવશ્યકતા હોય તો તે ભૌતિક કે આર્થિક પરિસ્થિતિમાંથી નહિ, પણ માનસિક અને વૈચારિક ક્ષેત્રોમાંથી મળે છે.'...'આવી બીજી માનસિક દશા છે તે માનવહૃદયમાં સમૂહગત આશાંકુરણ પ્રગટે એ છે'...'પેલી નવી આશા, નવતર શ્રદ્ધા, નવીન વિચાર, નવો ઉદ્ધારમંત્ર એક વ્યક્તિદ્વારા અવતરે છે...એ આકર્ષણમૂર્તિ આગળ વસ્તુ ને વ્યક્તિ સૌ કોઈ ઝૂકે છે.' આ લેખમાં કરેલી ક્રાંતિની મીમાંસા હૃદયગમ છે. પ્રજા ઉપર આફતો આવે તોપણ આપણે કદાચ ક્રાંતિ આવવાની અટકે એ બીકથી કશુંય કરવું નહિ, હાથ જોડીને બેસી રહેવું, એવું કહેનારા ક્રાંતિવાદીઓને લેખક તેમની દલીલનો તર્કશુદ્ધ છેડો બતાવે છે. તે કહે છે: "કોઈ માણસ પ્રજા પર કુદરતી આફતો પણ આવકારે એમાં દોષ ન બતાવી શકાય. અરે, એથી આગળ વધીને અસંતોષની તીક્ષ્ણ ધારને પાણી ચડાવવા, બદદશાને બદતર કરવા સક્રિય પગલાં લઈએ, તેમાં પણ કશું ખોટું ન કહી શકાય!" તેથી આગળ પોતાની દલીલ પૂરી કરતાં તેઓ કહે છે: 'સાગ ડૉક્ટરની જેમ સુધારકનો દ્વિમુખી ધર્મ છે'

'અર્વાચીન નવવિધાન,' 'સમાજવાદ અને મહાસભા' અને ત્યાર પછીના બે લેખોમાં, 'મહાસભાની આધ્યાત્મિકતા,' 'કેટલાક મુદ્દા', 'રાજકારણ અને અધ્યાત્મ', આટલા લેખોમાં સમાજવાદીઓની દલીલોનો પ્રાધાન્યતઃ વિચાર કર્યો છે. આજે આપણા દેશમાં જુવાનિયાઓનો પક્ષ સમાજવાદી પક્ષ કહેવાય છે. તે પક્ષની સ્થાપના ૧૯૩૪માં થઈ છે અને ત્યારથી માંડી અત્યાર સુધીમાં તેમણે કંઈ ખાસ કામગીરી કરી હોય, એવું મારા જાણવામાં નથી. હા, એક આગેવાન સમાજવાદીએ 'તિલક થવાનો' પોતાનો કાર્યક્રમ જાહેર કર્યો છે! તેઓ જો આચાર્યશ્રીના લેખો વાંચે તો તેમને પોતાના પક્ષની ખામીઓ દેખાશે

અને કદાચ મહાસભા સાથે સહકાર કરવા પણ તેઓ તૈયાર થશે. દેશના મુખ્ય પક્ષ સાથે લડવાથી જર્મની અને ઇટલીમા આવેલા પરિણામોની સમાજવાદીઓને ખબર છે જ. તે ઉપરથી આપણા સમાજવાદીઓ પદાર્થપાઠ લેશે, એવી આશા છે. આ જ ખંડમાં આવેલા ખાદી અને ગ્રામોદ્યોગ ઉપરના લેખો અભ્યસનીય છે.

પ્રકીર્ણ ખંડમાં કૃપાલાનીસાહેબ મુખ્યતઃ માનવ્યના વિધવિધ રંગોમાં ઝળકે છે. 'ગુરુવર રાયને,' 'રાષ્ટ્રવિધાયક મેઝિની,' 'ગાંધીજીનું પહેલું દર્શન' વગેરેમાં તેમનો ગુરુજન પ્રેમ કે વીરપૂજાની વૃત્તિ દેખાઈ આવે છે. 'જૂના દોસ્ત'મા ખખળતો મિત્રપ્રેમ અને 'સ્નાતકોને સંદેશ', 'તમારું કાર્ય' વગેરેમાં નિતાંત વાત્સલ્ય પ્રતીત થાય છે. આ ખંડમાં રાષ્ટ્રીય કેળવણી પર ચાર સારા લેખો છે. 'આકાશનાં ફૂલ ને પૃથ્વીના તારા' આ લેખ નિતાંત સુંદર છે આચાર્યશ્રીના વ્યક્તિત્વનુ ગૂઢ અંગ તેમાં નજરે આવે છે. 'કવિ અને પયગંબર'માં તેમનો જ્વલંત દેશપ્રેમ ઝળકે છે.

આચાર્યશ્રીના મૂળ લેખો ઘણે ભાગે અંગ્રેજીમાં હશે, તેનું ગૂજરાતી ભાષાંતર આજે આપણી પાસે છે. વિષય કઠણ છે છતાં ભાષાંતર સરસ અને પ્રવાહી થયું છે તે સારુ ભાષાંતરકારને અભિનંદન ઘટે છે કેટલીક જગ્યાએ તેમણે યશસ્વી રીતે નવા ગૂજરાતી શબ્દો પણ તૈયાર કર્યા છે. કેટલાક શબ્દો જોઈએ એટલા સારા નથી, તે તરફ અમે તેમનું ધ્યાન ખેંચીએ છીએ : દા. ત. પ્રગતિક (૧૯૪) નહિ પણ પ્રાગતિક, પરાગતિક (૧૯૪) નહિ પણ પારાંગતિક, સડાગ્રસ્ત (૧૭૦) નહિ પણ સડેલું, સાંકર્ય (૧૭૯) નહિ પણ સંકર. ગૌણભાવ (૧૮૭)નો ઉપયોગ ભૂલભરેલો છે ત્યા 'આદરભાવ' અથવા 'ગુરુભાવ' જોઈએ. નિબંધોની સરસતા ધ્યાનમા લેતા લાગે છે કે ચોપડીનો કાગળ વધારે સારો હોવો જોઈતો હતો.

આવાં સરસ પ્રકાશનો આપણા સાહિત્યમાં વધતાં રહો, એવી ઇચ્છા પ્રગટ કરી વિરમીએ છીએ.

શા. જ. સો.

# રોજનીશી

## ફેબ્રુઆરી : ૧૯૩૮

તા. ૧ જાપાને પેગપૂ છોડ્યું; મધ્યવર્તી લોકસભામાં હિંદી લશ્કરને પ્રજાકીકરણ કરવા વિશેનો તથા કંપની કાયદામાં સુધારા કરવાનો ઠરાવ પસાર થયો; મુંબઈની ધારાસભાએ હરિજન મંદિર પ્રવેશ સંબંધી ઠરાવ પસાર કર્યો.

તા. ૨ ચીને રાષ્ટ્રસંઘ પાસે જાપાનને આર્થિક દંડ કરવાની માગણી કરી પણ રાષ્ટ્રસંઘે તેને નીતિના બોધપાઠ શીખવા ભલામણ કરી.

તા. ૩ શારદા ઍક્ટમાં રહી ગયેલી ત્રુટીઓનો લાભ લઈ બાળલગ્નો થતાં હતાં તેથી એની કેટલીક કલમોમાં સુધારો કરી, દંડ સાથે શિક્ષા કરવાનો ઠરાવ વડી ધારાસભાએ પસાર કર્યો.

તા. ૪ વર્ધામાં મહાસભાની કારોબારી સમિતિ મળી; રાજકેદીઓની ભૂખમરાની હડતાળ પ્રતિ અસંતોષ જાહેર કર્યો; મંદિરપ્રવેશ બિલ સામે વિરોધ દર્શાવવા મુંબઈના સનાતનીઓએ મુંબઈ કાઉન્સિલ ઉપર કૂચ કરી.

તા. ૫ આસામના સાદુલ્લા પ્રધાનમંડળે રાજીનામું આપ્યું, તેની જગાએ સર મહમ્મદ સાદુલ્લાએ નવું પ્રધાનમંડળ રચ્યું; અમેરિકન સરકારે જાપાન સરકાર પાસે તે મોટા જહાજો નથી બાંધતી એવી ખાતરી માગી.

તા. ૬ સુપ્રસિદ્ધ સંગીતશાસ્ત્રી પં. નારાયણ મો. ખરેનું વિઠ્ઠલનગરમાં અવસાન; કાનપુરમાં રમખાણ. ૧૪૪ મી કલમનો ઉપયોગ. ૫૦ ને ઇજા; કોમી સમાધાની માટે મહાત્માજીએ અને રાષ્ટ્રપતિ પં. જવાહરલાલે મિ. જિન્હાને પત્રો લખ્યા એની વિગત બહાર આવી.

તા. ૭ હિંદી સરકારે મદાખેલની ટોળી પાસે ઇપીના ફકીરની સારી ચાલના જામીન માગ્યા.

તા. ૮ ઝાંસીમાં યુક્તપ્રાંતના વડા પ્રધાન પં. ગોવિંદ વલ્લભ પંતની એક લાખ કિસાનોની મેદની સમક્ષ ઘોષણા : *'મહાસભા જ્યારે કિસાનોના દુઃખ ભૂલશે ત્યારે તેનામાં જોમ નહિ રહે અને નિર્માલ્ય બની જશે. ધારાસભાની ખુરશીઓ મોહ માટે નથી પણ સેવા માટે લીધી છે, જે દિવસે સેવા કરવા અસમર્થ થઈશું ત્યારે ખુરશીઓ ફગાવી દઈશું.'*

તા. ૯ અમદાવાદમાં એમ. એન. રોયના પ્રમુખપણા હેઠળ ઉદ્દામવાદી પરિષદ ભરાઈ; નૌકાખાતાના બાંધકામ વિશે બ્રિટન, ફ્રાન્સ અને અમેરિકાને માહિતી આપવાની જાપાનની સરકારે ના પાડી; માણસા રાજ્યમાં ખેડૂતોએ મહેસૂલ ન ભરવાથી જપ્તીઓ થવાની શરૂઆત થઈ, ખેડૂતોના ઘરબાર લૂંટાવાની શરૂઆત થઈ : ખેડૂતોએ દરબારગઢ આગળ દેખાવ કર્યા; ગાંધીજી વિઠ્ઠલનગર આવ્યા.

તા. ૧૦ મહાત્મા ગાંધીજીએ વિઠ્ઠલનગરમાં ખાદી અને ગ્રામોદ્યોગ પ્રદર્શન ખુલ્લું મૂક્યું; રૂમાનિયાના ગોગા મંત્રીમંડળે રાજીનામું આપ્યું.

તા. ૧૧ રૂમાનિયામાં નવું પ્રધાનમંડળ નિમાયું.

તા. ૧૨ આંધ્ર યુનિવર્સિટીના વિદ્યાર્થીઓએ રાજાજીની સલાહથી હડતાળ બંધ કરી; હિસારમાં મુસ્લીમોએ ગાયનો વધ કર્યાથી હિંદુ મુસ્લીમ છમકલું થયું, હેર હિટલર અને ડૉ. શુશનીગ વચ્ચે ઑસ્ટ્રો-જર્મન હિતસંબંધ વિશે મહત્ત્વની મંત્રણા થઈ.

તા. ૧૩ વિઠ્ઠલનગરમાં નવા રાષ્ટ્રપતિ શ્રી સુભાષચંદ્ર બોઝનું ભવ્ય સ્વાગત.

તા. ૧૪ સિંગાપુર મથકે બ્રિટને દુનિયાભરની પૈકીમાં મોટી ગોદી બાંધી તેની ઉદ્‌ઘાટન ક્રિયા થઈ.

તા. ૧૫ બિહાર અને યુક્ત પ્રાંતનાં પ્રધાનમંડળોને રાજકીય કેદીઓના છુટકારાના પ્રશ્ન અંગે ગવર્નર સાથે મતભેદ પડતાં, રાજીનામાં આપવાનો મામલો ઊભો થયાના સમાચાર પ્રસિદ્ધ થયા; જાપાને ચુંગચુંગ ઉપર વિમાની હલ્લો કર્યો.

તા. ૧૬ કાઠિયાવાડના સુપ્રસિદ્ધ મુત્સદ્દી અને ભાવનગરના પ્રધાન સર પ્રભાશંકર પટ્ટણીનું અવસાન; ગુજરાતના એક જાણીતા લેખક શ્રી નારાયણ વસનજી ઠક્કુરનું અવસાન; વિઠ્ઠલનગરમાં વિષય-વિચારિણી સમિતિની શરૂઆત થઈ. રાષ્ટ્રપતિ પં. જવાહરલાલ રાષ્ટ્રપતિપદેથી ફારેગ થતાં તેમને અભિનંદન અપાયાં અને નવા રાષ્ટ્રપતિ શ્રી. સુભાષચંદ્ર બોઝને વધાવી લેવામાં આવ્યા; વિઠ્ઠલનગરમાં સ્વ. વિઠ્ઠલભાઈનું બાવલું ખુલ્લું મુકાયું, રાજદ્વારી કેદીઓની મુક્તિ વિશે ગાંધીજીના ઉદ્ગારો : "વણ કે ત્રીસ કેદીઓનો આ પ્રશ્ન નથી, સિદ્ધાંતનો પ્રશ્ન છે. જો પ્રધાનોને આ જાતની સત્તા નથી તો પ્રધાનો થવાનો અર્થ શો છે?"

તા. ૧૭ બ્રિટીશ લિબરલ પક્ષના નેતા લોર્ડ સેમ્યુઅલ વિઠ્ઠલનગર મહાસભામાં હાજરી આપવા આવ્યા; ગાંધીજી સાથે તેમની મુલાકાત, જાપાને હોઆન પ્રાંતની રાજધાની નજીક મોરચા માંડ્યા; ઑસ્ટ્રિયામાં નવું પ્રધાનમંડળ સત્તા પર આવ્યું.

તા. ૧૮ કેદીઓની મુક્તિને અંગે ઊભા થયેલા પ્રશ્ન અંગે મહાત્માજીનું સરકારને ચેલેન્જ : "જો કેદીઓની મુક્તિથી અંધાધુંધી પ્રવર્તે તો તેથી સરકાર કરતાં મહાસભાએ વધુ ગુમાવવાનું છે." શાંઘાઈ ખાતેના જાપાની સેનાપતિ મત્સુઇને જાપાન સરકારે પાછો બોલાવી લીધો.

તા. ૧૯ બાબુ સુભાષચંદ્ર બોઝના પ્રમુખપણા હેઠળ વિઠ્ઠલનગરમાં હિંદી રાષ્ટ્રીય મહાસભાના ૫૧મા અધિવેશનની શરૂઆત થઇ.

તા. ૨૦ બ્રિટનના પરદેશમંત્રી મિ. ઇડને પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું.

તા. ૨૧ ૫૧મી હિંદી રાષ્ટ્રીય મહાસભાની બેઠક પૂરી થઇ. આવતી મહાસભાની બેઠક મહાકોસલ પ્રાંતમાં ભરવાનો ઠરાવ થયો. રૂમાનિયાની રાજ્યઘટનામાં ફેરફાર થયાના સમાચાર પ્રસિદ્ધ થયા

તા. ૨૨ હેર હિટલરે જર્મનીમાં અને જર્મની બહાર વસતા જર્મનોના સંરક્ષક હોવાની ઘોષણા કરી; બ્રિટનના કામદારપક્ષે બ્રિટિશ પ્રધાનમંડળમાં અવિશ્વાસ હોવાનો પ્રસ્તાવ પાર્લામેન્ટમાં રજૂ કર્યો પણ તે ઊડી ગયો; સંયુક્ત પ્રાંત અને બિહારની મડાગાંઠ વિશે ના. વાઇસરૉયે નિવેદન બહાર પાડ્યું.

તા. ૨૩ ફ્રાન્સની સરકારે શસ્ત્રસરંજામ માટે ૩૨૦૦ દશ લાખ ફ્રાંક મંજૂર કર્યા; સંયુક્ત પ્રાંત અને બિહારની મડાગાંઠ વિશે મહાત્માજીએ પોતાનું નિવેદન બહાર પાડી વાઇસરૉયના રદિયાનો જવાબ આપ્યો.

તા. ૨૪ રાષ્ટ્રપતિ શ્રી. સુભાષચંદ્ર બોઝનું મુંબઈમાં ભવ્ય સ્વાગત; લાહોર સેન્ટ્રલ જેલના કેદીઓએ ગાંધીજીની વિનંતિથી ઉપવાસ છોડ્યાના સમાચાર બહાર આવ્યા.

તા. ૨૫ મિ. ઇડનની જગાએ બ્રિટિશ પરદેશમંત્રીપદે લોર્ડ હેલીફેક્સની નિમણૂક થઈ; યુક્ત પ્રાંતના ગવર્નર અને વડા પ્રધાને સંયુક્ત નિવેદન બહાર પાડ્યું : "અમે પરસ્પર સમજૂતિ-પૂર્વકના નિર્ણયો કરી લીધા છે અને તે અનુસાર પ્રધાનો પોતાની રાબેતા મુજબની ફરજો ફરી હાથ ધરી લેશે." આમ એ મડાગાંઠનો અંત આવ્યો; મુંબઇ સરકારે પોતાનું પહેલું અંદાજપત્ર (૧૯૩૮-૩૯) મુંબઇની ધારાસભામાં રજૂ કર્યું

તા. ૨૬ બિહારના પ્રધાનમંડળે રાજીનામું પાછું ખેંચી લીધું, સર જેમ્સ ગ્રીગે નવા વર્ષનું અંદાજપત્ર વડી ધારાસભામાં રજૂ કર્યું, સર્વસામાન્ય મતનોંધણી થયા પછી રૂમાનિયાની નવી રાજ્યઘટના માન્ય કરવામાં આવી

તા. ૨૭ ઇંદોર દરબારે પોતાના રાજ્યનાં બધાં મંદિરો હરિજનો માટે ખુલ્લાં મૂક્યાં.

તા. ૨૮ જાપાને ચીનના જુદા જુદા ભાગો પર એકસાથે વિમાની હલ્લા કર્યા.

## માર્ચ : ૧૯૩૮

તા. ૧ સંયુક્ત પ્રાંતના શિક્ષણપ્રધાન ના. પ્યારેલાલ શર્મા અને પ્રધાનમંડળ વચ્ચે મતભેદ થતા તેમણે રાજીનામું આપ્યું; સરહદ પ્રાંતમાં દારૂબંધી કરવાનો નિર્ણય જાહેર થયો.

તા. ૩ બાલ્કન રાજ્યોની પરિષદ ભરાઈ; ચીના લશ્કરમાના રશિયન વિમાનીઓએ એકસપ થઇને એક સ્ત્રી સેનાપતિનું નેતૃત્વ સ્વીકારવાની ના પાડી : પરિણામે સુપ્રસિદ્ધ માદામ ચિયાંગ-કઈ-શેકે રાજીનામું આપ્યું, બંગાળ સરકારે ૧૭૫ રાજકીય સંસ્થાઓ ઉપરથી પ્રતિબંધ ઉઠાવી લીધો.

તા. ૪ સરહદ પ્રાંતમાંના દમનના કાયદા રદ કરવામાં આવ્યા.

તા. ૫ સેનાપતિ ફ્રાન્કોએ વાર્સિલોના પર વિમાની હલ્લો કર્યો.

તા. ૭ જાપાને પૂર્વી શહેર કબજે કર્યું; ઑસ્ટ્રિયા અને જર્મની વચ્ચે મહત્ત્વની મંત્રણાઓ થઇ; ઇજીપ્તના માજી મુખ્યપ્રધાન નેસિમ પાશાનું અવસાન થયું.

તા. ૮ રૂમાનીઆએ એબિસીનિયા ઉપરના ઈટાલીના આધિપત્યનો સ્વીકાર કર્યો.

તા. ૧૦ ફ્રાન્સના વડા પ્રધાન મો. શૌતેમે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું; ઑસ્ટ્રિયન પ્રજાને પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ હોવું જોઇએ એ મુદ્દા પર ડૉ. શુશ્નિગે ઑસ્ટ્રિયન પ્રજાની જાહેર મતનોંધણી લેવાની ઘોષણા કરી.

તા. ૧૧ ફ્રાન્સમા મો. બ્લુમે નવું પ્રધાનમંડળ રચ્યું.

તા. ૧૨ જર્મન સૈન્યે ઑસ્ટ્રિયામાં પ્રવેશ કર્યો : ઑસ્ટ્રિયન વડાપ્રધાન ડૉ. શુશ્નિગે રાજીનામું આપ્યું અને નાઝીપક્ષના મિ. ઝેસિનકાર્ટ વડાપ્રધાન તરીકે જાહેર થયા.

તા. ૧૪ ઑસ્ટ્રિયાના પ્રમુખ મિકલાસે પણ રાજીનામું આપ્યું; તા. ૧૦મી એપ્રિલના રોજ ઑસ્ટ્રિયા વિશે સર્વસામાન્ય મતનોંધણી કરવાની જર્મનીએ જાહેરાત કરી; મુંબઇ ઇલાકાના જુદા જુદા ભાગોમાં ધરતીકંપના ધીમા આંચકા લાગ્યા

તા. ૧૫ ઈંગ્લાંડના વડાપ્રધાન મિ. ચેમ્બરલેને પાર્લામેન્ટમાં ઑસ્ટ્રિયા વિશે નિવેદન કર્યું, જર્મનીએ ઝેકોસ્લોવેકિયા પાસે નવા કરારો કરવાની માગણી કરી; જો જર્મની ઝેકોસ્લોવેકિયા ઉપર આક્રમણ કરે તો ફ્રાન્સ ઝેકોસ્લોવેકિયાને મદદ કરશે એવી ફ્રાન્સે જાહેરાત કરી; મહાત્મા ગાંધી રાજકીય અને નજરકેદીઓને લગતા પ્રશ્ન અંગે કલકત્તા ગયા.

તા. ૧૭ અલ્લાહાબાદમાં કોમી રમખાણ થયું.

તા. ૧૮ મુંબઇ સરકારે, સટ્ટાખોરીનું અનિષ્ટ નાબુદ કરવા માટે, મોરિસન સમિતિની ભલામણોની વિચારણા પછી, એક ઠરાવ પસાર કર્યો, હેર હિટલરે રીશ્ટેગ બરખાસ્ત કરી : ઑસ્ટ્રિયન બેંક અને રેલવેઓનો કબજો જર્મન અધિકારીઓએ લીધો.

તા. ૧૯ મુંબઇ સરકારે ૧૯૩૨ નો સ્પેશિયલ પાવર્સ એક્ટ રદ કર્યો; લીથુઆનિયાની સરકારે પોલેન્ડના આખરી નામાનો સ્વીકાર કર્યો; મહાત્મા ગાંધી અને રાષ્ટ્રપતિ સુભાષબાબુ વચ્ચે બંગાળ ધારાસભાના જુદા જુદા પક્ષો વચ્ચે એકતા લાવવા માટે મહત્ત્વની મંત્રણા.

તા. ૨૧ સિંધના હિદાયતુલ્લા પ્રધાનમંડળે રાજીનામું આપ્યું · ખાનબહાદુર અલ્લાહબક્ષે નવું પ્રધાનમંડળ રચ્યું; મદ્રાસ સરકારે સમાજવાદી કાર્યકર્તા શ્રી. બાટલીવાળાને બાકીની સજા રદ કરી છોડી મૂક્યા; લીથુઆનિયાના વડા પ્રધાને રાજીનામું આપ્યું.

તા. ૨૨ મહાત્મા ગાંધી અને બંગાળના ગવર્નર વચ્ચે કલકત્તા ગવર્નમેન્ટ હાઉસમાં કેદીઓના છૂટકારા અંગે મંત્રણા; કવિવર રવીન્દ્રનાથ ટાગોર અને મહાત્મા ગાંધીજીની કલકત્તામાં મુલાકાત થઈ; રાજ્યસભાની બેઠકમાં નાણાબિલને અંગે ચૂંટાએલા સભ્યોએ 'વૉક આઉટ' કર્યો.

તા. ૨૩ પતિયાલાના નરેશનું અવસાન.

તા. ૨૪ બ્રિટીશ સરકારની પરદેશનીતિ વિશે વડા પ્રધાને નિવેદન કર્યું.

## જોઈએ છે—ની જાહેરાત માટે આ જગાનો ઉપયોગ કરો.

| | |
|---|---|
| **શિક્ષક જોઈએ છે—** | માત્ર બે રૂપિયામાં<br>૩૦ દિવસ સુધી<br>તમારું કામ કરશે ! |
| આ જગા ભાડે આપવાની છે. | **ટ્યૂશન જોઈએ છે—** |
| | આ જગા ભાડે આપવાની છે. |
| **કેન્વાસર જોઈએ છે—**<br>પ્રસ્થાન કાર્યાલયનાં પુસ્તકો<br>માટે પ્રચારકામ કરવા માટે.<br>શરતો માટે વ્યવસ્થાપકને લખવું. | |
| આ જગા ભાડે આપવાની છે. | વરસના રૂ. ૨૦<br>એક વખતના રૂપિયા બે |

આ અંકનો વધા

ગુજરાતી સાહિત્યનું ત્રિમાસિક

# માધુરી

૧૦૦—૧૨૫ પાનાનુ ડેમી ૬૦ ગ્નલી એન્ટીક કાગળ અને મો રૂપીએ
રીમના ભાવનું ત્રિરંગી મુખપૃષ્ઠવાળો દરેક અંક દળદાર અને સમૃદ્ધ છે.

જાન્યુઆરી અને એપ્રિલ અંકો બહાર પડી ગયા છે

**નમુનાની નકલ માટે બાર આનાની ટીકીટો બીડવી.**

## પહેલો અંક

સ્વ. દિ. બ. રણછોડભાઈ, અરદેશર ફ. ખબરદાર, લલિતજી, હિ. ગ. અંજારિ ગોકુલભાઈ ભટ્ટ, શંકરપ્રસાદ રાવલ, સ્નેહરશ્મિ, સુંદરજી બેટાઈ, ઉમાશંકર જોષી, પતી ભાનુશંકર વ્યાસ. રમણ વકીલ, ગુલાબદાસ બ્રોકર, રમણિક અરાલવાળા, કન્દ વસાવ પિપાસુ, મોહિનીચંદ્ર વિગેરે

## બીજો અંક

ખબરદાર, બળવંતરાય ઠાકોર, હિ. ગ. અંજારિયા, જ્યોતીન્દ્ર હ દવે, દશરથલ જોષી, હરિન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય. ગોકુલભાઈ ભટ્ટ, શંકરપ્રસાદ રાવલ. નટરાજ વશી, સુન્દર સુંદરજી બેટાઈ, ઇન્દુલાલ ગાંધી, વાત્સ્યાયન. પૂજાલાલ, કુન્દ વસાવડા, રમણ વકી ગુલાબદાસ બ્રોકર.

ત્રીજો અંક જુલાઈ મહિનામા બહાર પડશે. તે પહેલા તમારુ લવાજમ ચેકથી કે મનીઓર્ડ· નોંધાવી દેજો નહિ તો વી પી થી મગાવી લેશું

એના દરેક અંકમા કાવ્યો, કાવ્ય મધુ નામનો સાહિત્યના નવા કાવ્યોની સમાલોચના કરતો લે ખણથી ચાર વાર્તાઓ-પ્રવાસ-સંશોધન-તેમજ રસાયણ અને ઇતિહાસ પરના નિષ્ણાતોથી લખાયેલા લે આપવામા આવશે.

| લવાજમ દેશમાં રૂપીઆ ત્રણ —— | પરદેશમાં શીલીંગ ૭. |
|---|---|

## ગુજરાતના વિદ્વાન સાક્ષરોના અભિપ્રાયો

આપણા ગુજરાતી સાહિત્ય જેવા ઝડપથી પ્રગતિ કરતા સાહિત્યમા નવનવીન માસિકો અને ત્રિમાસિકો માટે જોઈએ તેટલો અવકાશ છે. દુનિયા વીરની તથા સાહસિક પુરૂષની છે, અને જેનામા શક્તિ હોય તે ઝળકે એ શક્તિ તમને પ્રાપ્ય થાઓ એ મારા આશીર્વાદ છે

આનન્દની વાત છે કે "માધુરી"ના પ્રથમ અંકમાજ તમે આધુનિક ગુજરાતના જાણીતા, શ્રેષ્ઠ અને વિદ્વાન લેખકો ને કવિઓ ઉપરાત નવીન જોમ અને દૃષ્ટિવાળા યુવાન ઉત્સાહી લેખકો ને કવિઓનો સહકાર મેળવી શક્યા છો ઉંચા ભાવ ગણીને ચાલનાર તમજ સાંકડા વાડાઓ ને વર્તુલોમાજ પોતાના વાહનો દોડાવ્યા કરતા કેટલાક માસિકો ત્રિમાસિકોથી કાંઈક જુદુ પડીને, સાહિત્યની વિશાળ વાડીમા ચોમેર ઘૂમતી ફરીને સાહામા સાદા પુષ્પમાથી પણ માધુર્ય ચૂસી લઈ તેનુ મધ બનાવી આપે, એવા મધમાખનો ધર્મ બજાવતા માસિકની ખરી જરૂર છે, અને એ કાર્ય ધ્વનિ રૂપ સૂચવતુ નામ તમારા "માધુરી"ને તમે આપ્યુ છે, તે સાર્થક કરો "માધુરી"મા ઉંચા કાગળ વપરાયા છે, છાપકામ ને રૂપરંગ પણ સારા છે તમારા સાહસને ગુજરાતી ભાઈઓ કદર કરીને ઉત્તેજન આપે અને તમને યશ મળો એજ આશિષ છે

મદ્રાસ, તા ૩ જી માર્ચ ૧૯૩૮ — અરદેશર ફરામજી ખબરદાર

*

'માધુરી' જેવા માસિકો નો પગો પડે છે રૂપ, આકાર વગેરેમા 'માનસી'ને મળતુંજ છે તેવારમા 'વિષયસૂચી' જોતા અને લેખ વાચતા પણ 'માનસી'ના ઉચ્ચ ધોરણના ભણકાર વાગે છે આ અંકના લેખકો ઉચ્ચ કોટીના છે એટલે અંક પણ ભભકદાર તેમ સંગીન થયો છે એ ઉચ્ચ ધોરણ જાળવી રાખવાનુ કામ તમારૂ છે ભાઈ ઉમાશંકર જોશીએ 'નવ્ય મધુ'ના લેખથી જે માળા શરૂ કરવા ધાર્યું છે તે દરેક રીતે ઉત્તેજનને પાત્ર છે, કારણ તેથી ઉગતા કવિઓના કાવ્યો એકજ જગાએ વર્ષાદિ ગ્રંથના ધ્યાન પર આવશે અને જુદી જુદી જગાએ જઇ તે વાચવાની તકલીફમાથી તે ઉગરી જશે આમ પ્રસિદ્ધ થવાથી લોકોમા એ કાવ્યો માન્યવારે જાણીતા થશે અને તેથી અવશ્ય લોકપ્રિય પણ થશે

તા ૧૬મી માર્ચ ૧૯૩૮ — દિ. બા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

*

(બળવંતરાય ઠાકોરે આપેલા પાચ પાનાના અભિપ્રાયમાથી આ એક ભાગ છે)

—પરતુ પ્રસ્તાવનાભવે કે જ્યા ઉધાર તારી જે નવજુવાની અટકી પડે તો તે નવજુવાની એટલી મોઘીજ હતી! સમય અને પરિસ્થિતિ સુધરતા પણ આવે છે. અને પાચ છ હજારની ગ્રાહક સખ્યાવાળુ ગુજરાતી માસિક ત્રૈમાસિક આજેજ ઉગતા પામે કે દશ પદર પચીશ વર્ષે, તેનો વર્તારો કોઇ પણ જોષી મહારાજ આગળથી ભાખી શકે એમ નથી આવા આશાસ્પદ પ્રભાતિકાળમા નવજુવાની ઝપલાવ્યા કરે, નવનિર્માણનુ વય પૂરૂ થતા લગી મથ્યાજ કરે, આમા પણ કશી નવાઇ નથી

આ 'માધુરી' માસિકના ઉત્પાદી તંત્રીએ જૂના જાણીતાની સાથે નવનવા લેખકોનો સહકાર પ્રયત્નથી સાધ્યો દેખાય છે, અને એમ વિષય વિવિધતા પણ મેળવી છે, એ એનુ લક્ષણ મને આશાસ્પદ લાગે છે

મુંબઈ — બળવંતરાય ક ઠાકોર

'માધુરી'નો પ્રથમ અંક મને ઘણો આનન્દપ્રદ લાગ્યો છે ભાઈ મગનલાલ દેસાઈએ એની તૈયારી પાછળ જે શ્રમ લીધો છે તે ઘણે અંશે સફળ થયેલો દેખાય છે ગુજરાતના અગ્રગણ્ય પ્રતિષ્ઠિત લેખકોનો સહકાર એ મેળવી શક્યા છે એટલુજ નહિ, પણ આ અંકનો કાવ્યવિભાગ એઓ બહુ ઉંચી કોટિનો રાખી શક્યા છે એ બહુ આનન્દજનક છે.

આ પ્રકારના ઉચ્ચ કોટિના સામયિકોને ગુજરાતની ભૂમિ સામાન્ય રીતે માફક નથી આવતી એમના જન્મ ને અવસાન વચ્ચેનો ગાળો યાદ પણ ન રહે એટલો ટૂંકો હોય છે અને તેથીજ 'માધુરી' સરખા સામયિકની જરૂર હમેશા રહે છે

'માધુરી' પુરોગામીઓ કરતા વધુ દીર્ઘાયુષી બને અને ઉત્તરોત્તર પ્રગતિ સાધે એવી આશા રાખુ

# બોર્ડિંગ, બાલમંદિર, હાઈસ્કૂલ, ટ્યુશન સ્કૂલ.

ભાઈ—બ્હેનો—નોકરીઆત માટે અલગ સગવડ.

## આ જન્મેજ સમજો, કે લાખ જન્મે.

વખત બચાવો તેટલાજ સુધર્યા, તર્યા, ધર્મિષ્ઠ, શોધક.

[ ૧૧ વર્ષની હાઇ સ્કૂલ ] **શિક્ષણશોધઃ—** [ સત્ય શક્તિ. હનુમાનનો કૂદકો.

વખત, પૈસા, મહેનત બચે.

૧. ચાલુ સ્કૂલો અને તેના દલાલના કેળવાયેલા જૂઠથી અને જુને ચીલે ચાલવાના પોતાના (દારૂથી ખરાબ) વ્યસનથી ચેતો. નહિ તો એકજ રસ્તો—સાતથી પંદર વર્ષ સુધી, તેનાં શિકાર બનો—બનાવો, આત્મહત્યા—બાલહત્યાને વરો.

૨. સરકારની પ્રજા, દેશના બાળક, છેલ્લા **નંબર માટેજ ચાલુ સ્કૂલો છે.** ઉંચા નંબર, **વર્ગના રાજા માટે નહિજ.**

૩. **શ્રી કમલાબ્હેન, તેમનાં માતપિતા તથા દાદાઓની માફક,** પોતાની, પોતાનાં બાળકની, અને આ શાળાની અગાધ શક્તિ વિશે આસ્તિકપણું છે? નફાખોરી અને તેના દલાલની જૂઠ્ઠાંજાળમાંથી—જુના ચિલામાંથી—છટકવાની, **સત્ય સમજવાની આદત અને જીગર છે?** જ્યારે એવી આદત, જીગર અને શ્રદ્ધા પરિપક્વ થશે ત્યારે **એક—બે વર્ષમાંજ મેટ્રિક** થવા, પોતાનાં બાળકોને આ અગીઆર વર્ષની શાળામાં તરતજ દાખલ કરી શકશો. ત્યા સુધી, સાતથી પંદર વર્ષ સુધી, ચાલુ સ્કૂલોના શિકાર બનવા—બનાવવાનું આપને સ્વરાજ (છૂટ).

૪ **૯—૧૦ વર્ષનો ભાઈ** ઇંગ્લીશ ચોથા—પાંચમા ધોરણમાં ભણે છે. ગોખણપટ્ટી વિના, ચાર—પાંચ હજાર ઇંગ્લીશ શબ્દ સિદ્ધ કર્યા છે.

૫. દરેક બાળક પણ, ત્રણથી ૭ વર્ષની ઉમર સુધી, પોતાની ભાષા, સાંભળી—સાંભળીનેજ, સિદ્ધ કરે છે. ત્યારે તો, ઉંચો નંબર બે—ત્રણ વર્ષમાં કેટલુંય વધારે કરે!

૬. **બાળકની દેહશક્તિને હદ છે; મગજશક્તિ બેહદ છે.**

૭. **તપાસો:—નાનાં—મોટાં માટે, કુદરતી વર્ગ એકજ હોય છે:—**ઘર, મંદિર, કથા, નાટકશાળા, ટોકીઝ, રેડીઓ, દુનિયા, અંતર્યામી.

૮. તો, હાઇસ્કૂલોમા, છેવટ **બે—ત્રણજ વર્ગ (વર્ષ) બસ છે.** પછી તો, કેળવણી અને ઓછી યાદદાસ્તીની એકજ સામાન્ય દવાઃ—ફરી—ફરી, સાંભળો—બોલો—વાંચો—લખો.

૯. દરેક ખાતામા કોઈ કૂદકો અપાવનાર હોય તો પછી કામ કામને શિખવે છે. તેને આપણે ગાળ દેતા નથી, નિંદતા નથી, સામા વખાણીએ છીએ. તેમજ સ્કૂલોમાં હોવું જોઈએ. પણ તેમ કોઈ છે? હા, છે ખરું, પણ નફાખોરીના અંતરમાં, બહાર નહિ કહેવાનું. નહિ તો પછી, શિકાર (સારા વિદ્યાર્થી) મળે કયી રીતે?!

૧૦ મનુષ્યનાં સ્વભાવ, ટાળ, વ્યસન, ગુલામી જોઈ, નફાખોરી અને દલાલોએ આ શાળા વિશે જૂઠ્ઠાંજાળ પાથરીને ચાલુ બાળકોને પકડી રાખ્યાં છે.

૧૧ ભલે, પણ અમારું **સત્ય એ માણેકનાથ બાવાની કાંકરી છે.** વિદ્યાર્થી અને વાલીની અંદર બાંધેલા જૂઠના કિલ્લે-કિલ્લાને એક વખત તે સત્ય તોડી પાડશે.

૧૨ શ્રી. કમલબ્હેનની પ્રિલિમિનરિ પરીક્ષા લેતાં, એક સ્કૂલનો પડઘોઃ— મી. મ્હેતા, આવી યોજનાને હું ઉત્તેજન નહિજ આપું, સામો તોડી પાડીશ, નહિતો હું મારા

૧૪ વખત બચાવવા એ ક્યાંઇ પાપ નથી. બધિ, એ એકજ સર્વવ્યાપક પુણ્ય છે.
૧૫ આ બધું જીવમાં સમજાઇ જાય તો આજેજ દાખલ થવાય, કરાય.
૧૬ ત્રણ વિષયમાં નાપાસ થવાનો હક રાખી, જલ્દી, સસ્તું, સહેલું, સર્વોપરિ કેમ્બ્રિજ મેટ્રિક થવાનું સ્વર્ગ:—

## આઇડીયલ પુરુષોત્તમ બોર્ડિંગ હાઇ સ્કૂલ, ૧૬૮૦, ખાડીઆ, અમદાવાદ.

| | |
|---|---|
| ૧૬૮૦, ખાડીઆ,<br>**અમદાવાદ.** | રા. મૂ. મ્હેતા, બી. એ., પ્રિન્સિપાલ,<br>જીવકોર મ્હેતા, મેનેજર,<br>આઇડીયલ પી. બી. હાઇ સ્કૂલ. |

# Infant School, Tution School, High School, Hostel.

## Separate for Boys, Girls, Adults.

**Quickest, Cheapest, Easiest Cambridge Matriculation (S. C.)**

Bombay University Five subjects branch off here into Eight. Appear for these eight subjects, and **pass in only five, retaining the right of failing in three.**

## Heaven of Quickest, Far Superior Matriculation:–

## Ideal Purushottam Boarding High School,

Sir Chinubhai Building, Khadia, **AHMEDABAD.**

**Miss Kamalaben Narayanbhai Patel** passed seven standards in ten months, matriculated in eighteen months, gaining mathematics-exemption in twelve months.

Cause.--the habit of ranking higher upto Gujrati Standard V

Master Navinchandra aged nine and a quarter has been in standards IV–V, mastering about five thousand English words, **without the least cramming.**

The present schools, and the syllabus therefore are meant **only for the dullest of the dull**, the subject of the Crown and child of the Nation.

Finish up the whole course of studies in one or two years, and then consign everything to repetition-revision reproduction, the only general remedy for short memory.

It has been in this way alone that the dullest child picks up its mother tongue by the age of six

This will **save a good deal of time, money, energy,** minimizing examination-fear, worries, suicide-cases

**Elsewhere**, the brightest of the bright has often to be satisfied with **repeated failures for seven to fifteen years.**

| | |
|---|---|
| **1680, Sir Chinubhai Building,<br>Khadia, AHMEDABAD.** | **R M Mehta, B A., Principal,<br>Jivkor Mehta, Manager,<br>Ideal P. B. High School.** |

શ્રી રમણીક પ્રિન્ટરી શાહપુર ભુખારાની પોળ અમદાવાદ.

ફક્ત

# પંદર મિનિટ

આપને આ પત્રિકા વાંચવા કાઢવી પડશે.

**પણ....**

તેમાં આપ ગુજરાતી ભાષાના

**જીવન ઘડતર**

કરનારા અવનવા સાહિત્યથી

પરિચિત થશો

**અને....**

આપને ચોક્કસ

જણાશે કે આ પુસ્તકો વિના આપનું

પુસ્તકાલય અધુરું છે. આ પુસ્તકો વિના ન જ ચાલી શકે.

નિવેદક :

**ધી જ્યોતિ કાર્યાલય લીમીટેડ**

જુમ્મા મસ્જીદ સામે, **અમદાવાદ.**

પ્રાન્ચ—આનંદ ભુવન, ૧લા માળે, નવી હનુમાન ગલી,

**મુંબઈ ૨.**

પુસ્તકોની યાદી માટે સામેના પૃષ્ઠ જુઓ

# વિદ્યાર્થી વાંચનમાળા

## ૨૦૦ પુસ્તકોની નામાવલી

### પ્રથમ શ્રેણી [ બીજી આવૃત્તિ સુધારા વધારા સાથે ]

૧ શ્રીરામ ૨ શ્રી કૃષ્ણ ૩ ભગવાન બુદ્ધ ૪ ભગવાન મહાવીર ૫ વીર હનુમાન ૬ ભડવીર ભીષ્મ ૭ સતી દમયંતી ૮ કચ–દેવયાની ૯ સમ્રાટ્ અશોક ૧૦ ચક્રવર્તી ચંદ્રગુપ્ત ૧૧ રાજા ભર્તૃહરી ૧૨ સંત તુકારામ ૧૩ ભક્ત સુરદાસ ૧૪ નરસિંહ મહેતા ૧૫ મીરાંબાઈ ૧૬ સ્વામી સહજાનંદ ૧૭ શ્રી દયાનંદ સરસ્વતી ૧૮ લોકમાન્ય ટિળક ૧૯ મહાત્મા ગાંધી ૨૦ રવીન્દ્રનાથ ટાગોર.

### બીજી શ્રેણી [ બીજી આવૃત્તિ સુધારા વધારા સાથે ]

૨૧ આદ્યકવિ વાલ્મિકી ૨૨ મુનિરાજ અગસ્ત્ય ૨૩ શકુન્તલા ૨૪ દાનેશ્વરી કર્ણ ૨૫ મહારથી અર્જુન ૨૬ વીર અભિમન્યુ ૨૭ સત્યવાદી હરિશ્ચંદ્ર ૨૮ ભક્ત પ્રહ્લાદ ૨૯ પિતૃભક્ત શ્રવણ ૩૦ ચેલૈયો ૩૧ મહાત્મા તુલસીદાસજી ૩૨ ગોપીચંદ ૩૩ સતી પદ્મિની ૩૪ રામકૃષ્ણ પરમહંસ ૩૫ સ્વામી વિવેકાનંદ ૩૬ સ્વામી રામતીર્થ ૩૭ શ્રીમદ્ રાજચંદ્ર ૩૮ પંડિત મનમોહન માલવિય ૩૯ સરદાર વલ્લભભાઈ ૪૦ શ્રીમતી સરોજિની નાયડુ.

### ત્રીજી શ્રેણી

૪૧ મહામુનિ વશિષ્ઠ ૪૨ સતી મદાલસા ૪૩ રાજકુમાર ધ્રુવ ૪૪ સતી સાવિત્રી ૪૫ દ્રૌપદી ૪૬ વીર વિક્રમ ૪૭ રાજા ભોજ ૪૮ મહાકવિ કાલિદાસ ૪૯ દુર્ગાદાસ ૫૦ મહારાણા પ્રતાપ ૫૧ સિંકીમનો સપૂત ૫૨ દાનવીર જગડૂ ૫૩ સિદ્ધરાજ જયસિંહ ૫૪ જગતશેઠ ૫૫ પંડિત મોતીલાલજી ૫૬ સર જગદીશચંદ્ર બોઝ ૫૭ શ્રી અરવિંદ ઘોષ ૫૮ વીર વિઠ્ઠલભાઇ ૫૯ ધોંડો કેશવ કર્વે ૬૦ એનીબીસેન્ટ.

### ચોથી શ્રેણી

૬૧ શ્રી ગજાનન ૬૨ કાર્તિકેય સ્વામી ૬૩ ચંદ્રહાસ ૬૪ ભક્ત સુધન્વા ૬૫ શ્રી હર્ષ ૬૬ રસકવિ જગન્નાથ ૬૭ ભક્ત નામદેવ ૬૮ શ્રી હેમચંદ્રાચાર્ય ૬૯ છત્રપતિ શિવાજી ૭૦ સમર્થ સ્વામી રામદાસ ૭૧ ચાંદબીબી ૭૨ ગુરુ નાનક ૭૩ મહાત્મા કબીર ૭૪ ગૌરાંગ મહાપ્રભુ ૭૫ લાલા લજપતરાય ૭૬ શ્રી ચિત્તરંજનદાસ ૭૭ શ્રી ત્રિભુવનદાસ ગજ્જર ૭૮ શ્રી સુરેન્દ્રનાથ બેનરજી ૭૯ શ્રી વિજયધર્મસૂરિ ૮૦ બાબુ રાજેન્દ્રપ્રસાદ.

### પાંચમી શ્રેણી

૮૧ પાર્વતી ૮૨ શ્રી શંકરાચાર્ય ૮૩ શ્રીમદ્ વલ્લભાચાર્ય ૮૪ શ્રી માધવાચાર્ય ૮૫ શ્રી રામાનુજાચાર્ય ૮૬ મહારાજા કુમારપાળ ૮૭ ગુરુ ગોવિંદસિંહ ૮૮ રણજીતસિંહ ૮૯ લક્ષ્મીબાઇ ૯૦ શ્રી કેશવચંદ્રસેન ૯૧ શ્રી ઇશ્વરચંદ્ર વિદ્યાસાગર ૯૨ મહાદેવ ગોવિંદ રાનડે ૯૩ દાદાભાઇ નવરોજજી ૯૪ શ્રી ગોપાળકૃષ્ણ ગોખલે ૯૫ સ્વામી શ્રદ્ધાનંદજી ૯૬ શ્રી ગોવર્ધનરામ ૯૭ શ્રી જવાહરલાલ નહેરૂ ૯૮ શ્રી સુભાષચંદ્ર બોઝ ૯૯ શ્રી સેનગુપ્તા ૧૦૦ તારામંડળ.

## છઠ્ઠી શ્રેણી

૧૦૧ મહાદેવી સીતા ૧૦૨ નાગાર્જુન ૧૦૩ વીરાંગના કર્મદેવી ૧૦૪ વીર વનરાજ ૧૦૫ હૈદરઅલી ૧૦૬ મહાકવિ પ્રેમાનંદ ૧૦૭ સર ટી. માધવરાવ ૧૦૮ જામ રણજીત ૧૦૯ ઝંડૂ ભટ્ટજી ૧૧૦ શ્રી. શિલ્પી કરમારકર ૧૧૧ કવિ દલપતરામ ૧૧૨ સ્વ. હાજીમહમ્મદ ૧૧૩ વીર લધાભા ૧૧૪ સૌંદર્યધામ કાશ્મીર ૧૧૫ નૈનિતાલ ૧૧૬ ગિરનાર ૧૧૭ દ્વારિકા ૧૧૮ પાટનગર દિલ્હી ૧૧૯ મ્હૈસુર ૧૨૦ તાજમહાલ.

## સાતમા શ્રેણી

૧૨૧ શ્રી ઋષભદેવ ૧૨૨ ગોરક્ષનાથ ૧૨૩ વીર કુણાલ ૧૨૪ અકબરશાહ ૧૨૫ મહામંત્રી મુંજાલ ૧૨૬ કવિ દયારામ ૧૨૭ જયકૃષ્ણઇંદ્રજી ૧૨૮ શ્રી સયાજીરાવ ગાયકવાડ ૧૨૯ મહાવીરપ્રસાદ દ્વિવેદી ૧૩૦ મહાકવિ નાનાલાલ ૧૩૧ આચાર્ય ગિદવાની ૧૩૨ અબદુલ ગફારખાન ૧૩૩ સોરઠી સંતો ૧૩૪ નેપાલ ૧૩૫ મહાબળેશ્વર ૧૩૬ અમરનાથ ૧૩૭ બદ્રિકેદારનાથ ૧૩૮ કલકત્તા ૧૩૯ પાટણ ૧૪૦ અનુપમ ઈલુરા.

## આઠમા શ્રેણી

૧૪૧ ગુરુ દત્તાત્રય ૧૪૨ ઉદયન-વત્સરાજ ૧૪૩ મહાત્મા આનંદઘન ૧૪૪ વસ્તુપાળ-તેજપાળ ૧૪૫ શામળભટ્ટ ૧૪૬ કવિ નર્મદાશંકર ૧૪૭ વીર સાવરકર ૧૪૮ સર જમશેદજી ટાટા ૧૪૯ કવિ કલાપી ૧૫૦ પ્રો. સી. વી. રામન ૧૫૧ શાહ સોદાગર જમાલ ૧૫૨ શ્રી રાજગોપાલાચાર્ય ૧૫૩ શ્રીમતી કસ્તુરબા ૧૫૪ દાર્જીલીંગ ૧૫૫ ઉટાકામંડ ૧૫૬ જગન્નાથપુરી ૧૫૭ કાશી બનારસ ૧૫૮ જયપુર ૧૫૯ હૈદ્રાબાદ ૧૬૦ કાવેરીના જલધોધ.

## નવમી શ્રેણી

૧૬૧ શ્રી જ્ઞાનદેવ ૧૬૨ સિદ્ધસેન દિવાકર ૧૬૩ ઉપા૦ યશોવિજયજી ૧૬૪ વીર બાલાજી ૧૬૫ નાના ફડનવીસ ૧૬૬ શ્રી દ્વિજેન્દ્રલાલ રોય ૧૬૭ રાજા રામમોહનરાય ૧૬૮ શ્રી અમૃતલાલ ઠક્કર ૧૬૯ પં. વિષ્ણુ દિગંબર ૧૭૦ શ્રી રામાનંદ ચેટરજી ૧૭૧ ભગવાનલાલ ઇન્દ્રજી ૧૭૨ પ્રફુલ્લચંદ્ર રોય ૧૭૩ મૌ. અબદુલકલામ આઝાદ ૧૭૪ શિલોંગ ૧૭૫ પાવાગઢ ૧૭૬ ગમેશ્વર ૧૭૭ તારંગા ૧૭૮ મુંબઇ ૧૭૯ આગ્રા ૧૮૦ ગીરના જંગલો

## દસમી શ્રેણી

૧૮૧ શ્રી એકનાથ ૧૮૨ હજરત મહમ્મદ પયગમ્બર ૧૮૩ અશો જરથુસ્ત ૧૮૪ મહારાણી અહલ્યાબાઈ ૧૮૫ શ્રી અવનીંદ્રનાથ ઠાકુર ૧૮૬ શ્રી રમેશચંદ્ર દત્ત ૧૮૭ શ્રી ગૌરીશંકર ઓઝા ૧૮૮ શ્રી કૃષ્ણમૂર્તિ ૧૮૯ સંતકવિ પઢિયાર ૧૯૦ ચિત્રકાર રવિવર્મા ૧૯૧ ડૉ. અન્સારી ૧૯૨ હિંદના અદ્ભુત યોગીઓ ૧૯૩ આબુ ૧૯૪ શત્રુંજય ૧૯૫ ગોમટેશ્વર ૧૯૬ અમદાવાદ ૧૯૭ લખનૌ ૧૯૮ વડોદરા ૧૯૯ અજંતાની ગુફાઓ ૨૦૦ શ્રેણીને સંપાદક

---

**ધી જ્યોતિ કાર્યાલય લીમાટેડ** અમદાવાદ.

આનંદભુવન, ૧ લા માળે, નવી હનુમાન ગલી, મુંબઈ ૨.

કુમાર-કુમારિકાઓના જીવનમાં સાહસ, શૌર્ય અને સામાન્ય જ્ઞાનની વૃદ્ધિ કરતી

# કુમાર ગ્રંથમાળા

સંપાદક : ધીરજલાલ ટોકરશી શાહ.

વાર્ષિક લવાજમ પોસ્ટેજ સહિત રૂા. ૩ પરદેશમાં ૮ આના વધુ

## પ્રથમ વર્ષનાં પુસ્તકો

**૧ કોયડા સંગ્રહભાગ ૧ લો** ૦-૮-૦

દુનિયાભરના કોયડાઓમાંથી ચુંટી કાઢેલા ઉત્તમ કોયડાઓનો સંગ્રહ.

**૨ કુમારોની પ્રવાસ કથા** ૦-૮-૦

ગુજરાતના સાહસિક કુમારો કેવાં અજબ સાહસ ખેડે છે તેનો હૃદયંગમ ચિતાર આપતી રસભરી કથા.

**૩ આલમની અજાયબીઓ** ૦-૮-૦

વૈજ્ઞાનિક સત્યો પર પ્રકાશ પાડતી અદ્ભુત ઘટનાઓ.

**૪ કોયડા સંગ્રહ ભાગ ૨ જો-** ૦-૮-૦

ઉત્તમ કોયડાઓનો વિશેષ રમુજી સંગ્રહ

**૫ ચીનની સરહદ પર** ૦-૮-૦

હાથીઓના જંગલથી છવાએલી, નગ્ન જંગલી મનુષ્યોથી ઉભરાતી ચીનની સરહદનો રોમાંચક પ્રવાસ.

**૬ જંગલ કથાઓ** ૦-૮-૦

સાહસિક કુમારોના જંગલના અને જંગલી પ્રાણીઓ સાથેના દિલ ધડકાવે તેવા પ્રસંગોથી ભરેલી કથાઓ.

લવાજમ પોસ્ટેજ સહિત રૂા. ત્રણ.

**પ્રથમનાં ત્રણ પુસ્તકો બહાર પડી ચુકયાં છે**

(જેમાંથી)

મુંબઇ ઈલાકાના સરકારી કેળવણી ખાતાએ પ્રાથમિક શાળાઓની લાયબ્રેરીઓ માટે 'કોયડા સંગ્રહ ભાગ ૧ લો' તેમજ પ્રાથમિક અને માધ્યમિક શાળાઓની લાયબ્રેરીઓ માટે 'આલમની અજાયબીઓ'ને મંજુર કર્યાં છે.

---

ધી જ્યોતિ કાર્યાલય લીમીટેડ,
જુમ્મા મસ્જિદ સામે પાનકોર નાકા : અમદાવાદ.
બ્રાન્ચ—આનંદભુવન પહેલે માળે, નવો હનુમાન ગલી, મુંબઇ ૨.

# જૈન વિભાગ



| | |
|---|---|
| (૨૫) બાળ ગ્રંથાવળી પ્રથમ શ્રેણી ૨૦ પુસ્તકો | ૧-૮-૦ |
| (૨૬) " ત્રીજી શ્રેણી " | ૧-૮-૦ |
| (૨૭) " પાંચમી શ્રેણી " | ૧-૮-૦ |
| (૨૮) " છઠી શ્રેણી " | ૧-૮-૦ |
| (૨૯) નવયુગનો જૈન કાચું પુંઠું | ૧-૦-૦ |
| (૩૦) વિવિધ પૂજા સંગ્રહ ભાગ ૧ થી ૮ | ૧-૪-૦ |
| (૩૧) મહાવીર ભક્ત મણિભદ્ર | ૧-૪-૦ |
| (૩૨) રાજનગર સાધુ સંમેલન | ૧-૮-૦ |
| (૩૩) તપવિચાર | ૦-૪-૦ |
| (૩૪) સુજશવેલી ભાસ | ૦-૩-૦ |
| (૩૫) શ્રીપાળ રાજાનો રાસ (પુષ્કળ ચિત્રો સાથે) | ૨-૦-૦ |
| (૩૬) નવસમરણ પોકેટ સાઇઝ | ૦-૨-૦ |
| (૩૭) જળમંદિર પાવાપુરી (સચિત્ર કાવ્ય) | ૦-૨-૦ |
| (૩૮) " " ત્રિરંગી ચિત્ર | ૦-૨-૦ |
| (૩૯) આદર્શ રામાયણ | ૧-૪-૦ |
| (૪૦) જૈનોની શિક્ષણ સમસ્યા | ૦-૨-૦ |
| (૪૧) ભારતવર્ષની જૈન શિક્ષણ સંસ્થાઓની યાદ | ૦-૩-૦ |
| (૪૨) શત્રુંજયોદ્ધારક સમરસિંહ | ૦-૧૩-૦ |
| (૪૩) વીર દયાલદાસ | ૧-૮-૦ |

**ધી જ્યોતિ કાર્યાલય લીમીટેડ**

જુમ્મામસ્જિદ સામે, **અમદાવાદ.**

**બ્રાન્ચ:-આનંદભુવન પહેલે માળે,**

**નવી હનુમાનગલી, મુંબઇ ૨.**

# સરસ્વતી  ગ્રન્થમાળા

વાર્ષિક પૃષ્ઠસંખ્યા ૭૦૦

લવાજમ હિંદમાં રૂા. ૨; પરદેશમાં રૂા. ૩

## આવકાર

ગુજરાતમાં ગ્રન્થમાળા તો ઘણી છે, પણ આટલી સસ્તી અને આવું સરસ વાચન પૂરું પાડનારી ગ્રન્થમાળા બીજે હજુ જોઈ નથી.

[ પુસ્તકાલય ] मादिलान्त

ગામડાંના લોકો રેલવેમાં વેચાતી સારી માઠી ચોપડીઓ વગર વિચાર્યે ખરીદે છે અને વાંચે છે. તે કરતાં આવી ચોપડીઓ તેઓ વાચતા રહે તો કેવું સારું ? અમદાવાદ પ્રસ્થાન કાર્યાલયની સરસ્વતી ગ્રન્થમાળા ખાસ આ દૃષ્ટિએ જ યોજાયેલી છે. એના વિષયો થોડું ભણેલા લોકોને જ્ઞાન મળે, એ ઢબથી પસંદ કરવામાં આવે છે અને કિંમત પણ રેલવેમાં વેચાતી કચરા જેવી ચોપડીઓ કરતાં સસ્તી હોય છે.

(બારડોલી સત્યાગ્રહ પત્રિકા) જુગતરામ દવે

"જાતિને જાગ્રત કરનારું સાહિત્ય દેશના યુવકો ઉપર બોમ્બની પેઠે ફેંકયા જવું, આંધળાની આંખો અને બહેરાના કાન ઉઘાડી નાખવા એ આ ગ્રન્થમાળાનું વ્રત છે."

. નરસિંહભાઈ પટેલ

### વર્ષ ૧ લું

| | |
|---|---|
| વીર વલ્લભભાઈ | ૦-૨-૬ |
| રાજાજીની વાતો | ૦-૩-૦ |
| અમેરિકાનું યુદ્ધ | ૦-૪-૦ |
| જાતકકથા સંગ્રહ | ૦-૩-૦ |
| ક્રાન્તિ | ૦-૬-૦ |
| ક્રાન્તિકારી લગ્ન | ૦-૩-૦ |
| ૧૮૫૭ના બળવાની બીજી બાજુ | નથી |
| ઈટાલીનો મુક્તિયજ્ઞ | ૦-૬-૦ |
| ગરીબની હાય | ૦-૩-૦ |

### વર્ષ ૨ જું

| | |
|---|---|
| વીરની હાકલ ભા.૧ | ૦-૧૨-૦ |
| દારૂનિષેધ અને સ્વરાજ | ૦-૪-૦ |
| બારડોલીની હિજરત | ૦-૨-૬ |
| બાપીકૂચ આશ્રમ | ૦-૮-૦ |
| પૂજારીને પગલે | નથી |
| બોરસદની વીરાંગના | ૦-૨-૦ |
| લાલ ટોપી | નથી |
| અયોધ્યા ઓહિયા | નથી |
| લૂંટાયું હિંદ | ૦-૩-૦ |

### વર્ષ ૩ જું

| | |
|---|---|
| પચાસ વર્ષ પછી | નથી |
| ગુફાનું કમળ | નથી |
| રૂપિયાનું ઝાડ | ૦-૫-૦ |
| ક્રાન્તિને પગલે | ૦-૫-૦ |
| ગાંધીવિચારદોહન | ૦-૮-૦ |
| ટેકને ખાતર | ૦-૩-૦ |

### વર્ષ ૪ થું

| | |
|---|---|
| પરદેશી કાપડની હરીફાઈ | ૦-૮-૦ |
| મારી કહાણી | ૦-૮-૦ |
| ચબૂતરો | ૦-૧૦-૦ |
| કેયાભગતની કડવી વાણી | ૦-૮-૦ |
| પ્રિન્સ બિસ્માર્ક | ૦-૮-૦ |
| કળિયુગ | ૦-૩-૦ |

### વર્ષ ૫ મું

| | |
|---|---|
| તૂટેલા તાર | ૦-૮-૦ |
| કન્યાને પત્રો | ૦-૬-૦ |
| જીવનચર્યા | ૦-૧૦-૦ |
| નૂતન રશિયામાં રાક્ષિયું | ૦-૮-૦ |
| ચીનજાપાનની યાત્રા | ૦-૮-૦ |
| ગરીબાઈનો ગુનો | ૦-૩-૦ |

### વર્ષ ૬ ઠ્ઠું

| | |
|---|---|
| બાલ્શેવિઝમ અને બીજી વાતો | ૦-૬-૦ |
| લગ્ન કે પ્રપંચ ? | ૦-૮-૦ |
| દેવદાસ | ૦-૮-૦ |
| સામ્યવાદ અને સર્વોદય | ૦-૬-૦ |
| શહીદનો સંદેશ | ૦-૧૨-૦ |
| કામાવા | ૦-૩-૦ |

## સાતમું વર્ષ ચાલે છે. તમારું નામ નોંધાવો.

વર્ષ ૭ મું: આપણો આહાર ૦-૬-૦ સ્ત્રી-પુરુષ-મર્યાદા ૦-૫-૦ ગિરિરાજ આબુ ૦-૮-૦

# અ નુ ક્ર મ ણિ કા

પુ. ૨૫ ચૈત્ર : ૧૯૯૪ અંક ૬



લવાજમ હિંદમાં રૂા. ૫ પરદેશમાં રૂા. ૬ાા છૂટક અંક રૂા. ૦ાા

પ્રકાશક· રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે· ખમાસા ચોકી· અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ. આદિત્ય મુદ્રણાલય · રાયખડ રોડ : અમદાવાદ. તા. ૧૮-૫-૩૮

પૃષ્ઠસંખ્યા ૭૦૦
કિંમત રૂા. ૩-૮-૦ (ટ. ખ. ૦-૫-૬)

---

'પ્રસ્થાન'ના ૧૯૯૪નાં ગ્રાહકોને પોણી કિંમતે મળશે

# ઉત્તર વિભાગના કેળવણીખાતાએ મંજૂર કરેલાં પુસ્તકો

પ્રકાશક : પ્રસ્થાન કાર્યાલય : અમદાવાદ

| પુસ્તકનું નામ | લેખક | કિંમત |
|---|---|---|
| દ્વિરેફની વાતો ભા. ૧ | રામનારાયણ વિ. પાઠક | ૧–૪–૦ |
| ,, ભા. ૨ | ,, | ૧–૪–૦ |
| ગીતામન્થન | કિશોરલાલ મશરૂવાળા | ૧–૪–૦ |
| સત્યમય જીવન | ,, ,, | ૦-૧૦-૦ |
| ઘરગથ્થુ વૈદક | બાપાલાલ ગ. વૈદ્ય | ૨–૦–૦ |
| દિનચર્યા | ,, ,, | ૧–૮–૦ |
| ગાતા આસોપાલવ | સ્નેહરશ્મિ | ૧–૮–૦ |
| તૂટેલા તાર | ,, | ૦–૮–૦ |
| સાબરમતી | (સંપાદક) નગીનદાસ પારેખ | ૧–૪–૦ |
| પ્રેમનો દંભ | ટૉલ્સ્ટૉય; અનુ. વિશ્વનાથ ભટ્ટ | ૧–૪–૦ |
| સ્ત્રી અને પુરુષ | ,, ,, | ૧–૦–૦ |
| નવો અવતાર ભા. ૧–૨–૩ | ,, ,, | ૫–૪–૦ |
| કથાવલિ ભા. ૧–૨ | ,, ,, | ૨–૮–૦ |
| દૃષ્ટિપરિવર્તન | ,, અનુ. વિજયરાય વૈદ્ય | ૧–૪–૦ |
| ઘરે-બાહિરે | રવીન્દ્રનાથ ટાગોર | ૨–૦–૦ |
| ચતુરંગ અને બે બહેનો | ,, ,, | ૧–૪–૦ |
| તમને એ નહિ સમજાય | ટૉલ્સ્ટૉય | ૦–૬–૦ |
| રાજાજીની વાતો | રાજગોપાલાચારી | ૦–૩–૦ |
| જાતકકથાસંગ્રહ | ધર્માનંદ કોસમ્બી | ૦–૩–૦ |
| મારી કહાણી | પાર્વતીબાઈ આઠવલે | ૦–૮–૦ |
| ચબૂતરો | રમણલાલ સોની | ૦-૧૦-૦ |
| કળજુગ | રમણલાલ ભટ્ટ | ૦–૩–૦ |
| દેવદાસ | શરદ્ચંદ્ર | ૦–૮–૦ |
| ટેકને ખાતર | પ્રેમચંદજી | ૦–૩–૦ |
| ચીન-જાપાનની યાત્રા | ક્ષિતિમોહન સેન | ૦–૮–૦ |

[પ્રસ્થાનના ગ્રાહકોને શ્રી. મશરૂવાળા તથા શ્રી. રામનારાયણ પાઠક કૃત પુસ્તકો ઉપર ૧૫ ટકા કમિશન મળશે]

આખો સેટ ખરીદનારને યોગ્ય કમિશન મળશે.

**ગૂજરાતની—બૃહદ્ ગુજરાતની દરેક શિક્ષણ-સંસ્થા પોતાના પુસ્તકાલયમાં આ પુસ્તકો તરત જ વસાવી લે!**

લહાણી માટે કે ઈનામ તરીકે વહેંચવા માટે ખરીદનારને ખાસ ભાવે આપવામાં આવશે.




गल्प-संसार-माला' का आर्डर देते समय आप प्रकाशकों के प्रसिद्ध पत्र 'हंस' की एक प्रति देखने के लिए मँगा सकते हैं और उनका बड़ा सूचीपत्र भी।

આ વિષય ઉપર પુષ્કળ લખાયેલું છે. આપણા આધુનિક સાહિત્યના ઘણાખરા પ્રચલિત પ્રકારો, પશ્ચિમના અને વિશેષે કરીને અંગ્રેજી સાહિત્યના નમૂના ઉપરથી અને તે સાહિત્યની પ્રેરણાથી થયેલા છે, અને આધુનિક સાહિત્યની ટૂંકી વાર્તાનું પણ એમ જ છે પશ્ચિમમાં તેના સ્વરૂપની પુષ્કળ ચર્ચા થઈ છે અને હજી થાય છે. ત્યાં પણ ટૂંકી વાર્તા વાર્તાસાહિત્યના અન્ય પ્રકારોની અપેક્ષાએ મોડી અસ્તિત્વમાં આવેલી છે. આનું એક સ્વાભાવિક પરિણામ એ આવ્યું છે કે ટૂંકી વાર્તાના વિવેચનમાં તેની નવલકથા સાથે સરખામણી થઈને તેના વ્યાવર્તક લક્ષણો નિર્ણીત થાય છે. આપણું વિવેચન પણ એ જ દિશાએ જાય છે. આ માર્ગ ખોટો નથી. તે ઐતિહાસિક હોવાનો તેમાં વિશેષ લાભ છે. પણ એ દૃષ્ટિએ એકવાર જોઈ લીધા પછી કોઈ બીજું દૃષ્ટિબિન્દુ લઈ શકાય તો તે લાભકારક નીવડે. એક વસ્તુને જુદા જુદા દૃષ્ટિબિન્દુથી જોવાથી તેનું સ્વરૂપ વધારે સારું સમજાય.

ટૂંકી વાર્તાની એક બાજુ જેમ નવલકથા છે તેમ તેની બીજી બાજુ ટુચકો છે વાર્તા શબ્દનો સામાન્ય અર્થ સંસ્કૃતમાં 'સમાચાર' થાય છે. 'સમાચાર' એટલે બનેલી હકીકત કોઈને કહેવી. આ દૃષ્ટિએ વાર્તાનું મુખ્ય અવલંબનબીજ કોઈ વૃત્તાન્ત કે બનાવ સમજાય છે. વૃત્તાન્ત કે બનાવને અવલંબીને કહેવાતાં વાર્તાસ્વરૂપોને તેના કદના ક્રમે ગોઠવીએ તો સૌથી નાનું સ્વરૂપ ટુચકો થાય, મધ્યમાં ટૂંકી વાર્તા કે નવલિકા (જો એ શબ્દ સ્વીકારીએ તો) આવે ને અંતે નવલકથા આવે. નવલકથાથી આગળ જઈ કોઈને પુરાણ કહેવું હોય તો કહે, સરસ્વતીચંદ્રને પુરાણ કહેલું પણ છે, પણ તે અહીં પ્રસ્તુત નથી. આમાંથી નવલકથાના પરિચય ઉપરથી ટૂંકી વાર્તાઓનો પરિચય ઘણાએ આપેલો છે. હું અહીં ટુચકો શું છે તે કહી તે ઉપરથી ટૂંકી વાર્તાનું સ્વરૂપ નક્કી કરવા પ્રયત્ન કરીશ. કદની દૃષ્ટિએ ટૂંકી વાર્તા નવલકથા કરતાં ટુચકાની વધારે નજીક છે.

આપણા સાહિત્યમાં ટૂંકી વાર્તા લખાય છે તેટલા ટુચકા લખાતા નથી. ટુચકાનું એક પ્રાચીન સ્વરૂપ તો અત્યારે પૂર્વ પશ્ચિમ બન્નેમાં લગભગ લુપ્ત થઈ ગયું છે. તે સ્વરૂપ તે અંગ્રેજીમાં જેને *fables* અને parables કહે છે તે. આ બન્ને પ્રકારો અતિપ્રાચીન કાલમાં હિંદમાં હતા, કદાચ અહીંથી જ તે પશ્ચિમમાં ગયા હશે, છતાં તેને માટે આપણામાં ખાસ નામો નથી. પ્રથમનો દાખલો હિતોપદેશ અને પચતંત્રની વાતો અને પશ્ચિમમાં ઈસપની વાતો છે, અને બીજાનો દાખલો બુદ્ધ અને ક્રાઈસ્ટના ઉપદેશોમાં આવતાં દષ્ટાંતો છે. અત્યારે આ સ્વરૂપોનું સ્વતંત્ર રૂપ ચાલુ નથી, જોકે અત્યાર પહેલાંના જમાનામાં પ્રાણીઓની વાર્તાઓ ઘણી કહેવાતી. આ વાર્તા ઘણીખરી લોકસાહિત્યની પેઠે અલિખિત હોય છે, અને તેની પરંપરા તેનો કોઈ કર્તા હોવાનું આપણને જણાવતી નથી આવી કેટલીક વાતો તો મનુષ્યસ્વભાવ ઉપર કોઈ વાર બહુ કુશળતાથી પ્રકાશ પાડે છે એક જ નાનો ટુચકો નાનપણમાં સાંભળેલો કહું છું.

એક દેડકો ને દેડકી સરોવર કિનારે રહે. ત્યા હાથી પાણી પીવા આવ્યા. દેડકીને થયુ કે મારા નાના નાનાં બચ્ચા આના પગ નીચે ચગદાઈ જશે. તેણે પેલા હાથીઓને કહ્યુ:

છાપરાપગના હાથિયા રે,
મારાં રતન ચગદાશે.

હાથીઓ કહે : જા રાડ દેડકી રે,
તને કોણ દેખે છે!

દેડકીને આ અપમાન લાગ્યું. તેણે દેડકાને ફરિયાદ કરી :

વાડમાં બેઠા ઠાકરા રે
લોક તો દેડકી કહે છે!

દેડકાએ આશ્વાસન આપ્યું :

જાઓ ગોરાદે પાતળા રે
ઝાંખરાં ઝખ મારે છે!

આટલા નાના ટુચકામાં કર્તા ઘણું કહે છે સ્ત્રીનું મોટામાં મોટું અપમાન તેને અદર્શનીય તુચ્છ કહેવી એ છે. સ્ત્રી અપમાન વખતે ધણીને નહિ તો બીજા કોને ફરિયાદ કરે? અને દુનિયાંના ધોરણે અંકાતી પોતાની તુચ્છતા ઢાંકવાનું સાધન પરસ્પર પ્રશંસા કરી આત્મસંતોષ મેળવવા સિવાય બીજું શું છે? તેમાં પણ આવી પ્રશમાનિષ્પન્ન આત્મપ્રતારણા પતિપત્નીમાં સૌથી વધારે સંભવિત છે. દેડકી દેડકાને 'ઠાકરા' કહે છે, ને દેડકો તેને 'ગોરાદે પાતળાં' કહે છે! પછી દુનિયાંનાં બધાં માણસો, ગમે તેવાં મોટાં હોય તો પણ, 'ઝાંખરાં ઝખ મારે છે!'

આવી વાર્તાઓ કે ટુચકાઓ હવે લખાતા નથી. કદાચ માનવભાવોને અન્ય પ્રાણીમાં આરોપી વાર્તા કહેવાની જરૂર નહિ રહી હોય કદાચ એમ પણ હોય કે એમ અન્ય પ્રાણીઓમાં પ્રવેશ કરી વાર્તા સર્જવાની શક્તિ અનુપયોગથી ચાલી ગઈ. અને જ્યાં એ જાતના ટુચકા કદી જ નહિ બને એમ કોઈ કહી શકે નહિ. ચિત્રોમાં કાર્ટૂન (cartoons) થાય છે તેમાં જરા જુદી રીતે પણ આ જ શક્તિ પાછી દેખાવા માંડી છે.

બુદ્ધ અને ક્રાઈસ્ટ પોતાના ઉપદેશમા દૃષ્ટાન્તો parables આપતા તેવી રીતે હાલ દૃષ્ટાંતો અપાતાં નથી, જોકે ભાષણોમાં અને વ્યાખ્યાનોમાં દૃષ્ટાંતો આપવાનો રિવાજ કાંઈ

ચાલ્યો ગયો નથી પણ બીજા અનેક પ્રકારના ટુચકા રહ્યા છે. આપણે પ્રથમ આ ટુચકાનું સ્વરૂપ સમજવા પ્રયત્ન કરીએ.

ટુચકો એ ઉપર કહ્યું તેમ વૃત્તાંતબીજક સાહિત્યનું ટૂંકામાં ટૂંકું રૂપ છે. તેના પ્રયોજન ઉપરથી તેનું સ્વરૂપ આપણે કંઈક જાણી શકીશું. સૌથી પહેલું પ્રયોજન પ્રસંગને અનુરૂપ દૃષ્ટાંત આપવાનું હોય છે એકબે દાખલા મને તરત યાદ આવે છે તેવા નીચે મૂકું છું

કવિશ્રી ન્હાનાલાલ સાથે વાતચીત ચાલતી હતી. મહાત્માજીએ કંઈક સ્વામી દયાનંદ સરસ્વતીનાં મન્તવ્યો વિશે ટીકા કરી હતી અને તેથી આર્યસમાજીઓ ઉશ્કેરાઈ ગયા હતા એને ઉદ્દેશીને તેમણે કહ્યું: (ટુચકાનાં પાત્રોનાં નામો ભૂલી ગયો છું.)

અમુક યુરોપિયનનો છોકરો ફરવા નીકળેલો. તેણે ઊંચે મધપૂડો જોયો ને પથરો માર્યો. બધી માખીઓ આવીને વળગી પડી ને રાડેરાડ નાખવા માંડ્યો. આ તમારા મહાત્માજીએ સ્વામી દયાનંદ સરસ્વતીની વિરુદ્ધ લખ્યું છે તે મધપૂડા ઉપર પથરો માર્યો છે.

અહીં, ટુચકો વક્તવ્યના નિદર્શનરૂપ બને છે, અને કાવ્યશાસ્ત્રની પરિભાષામા કહી શકાય કે તે નિદર્શના અલંકારમાં પણ ઘણી વાર આવી જાય છે. એવો જ એક બીજો દાખલો જરા વધારે ગંભીર સાહિત્યમાંથી આપું 'આપણો ધર્મ'માં શ્રી આનંદશંકરભાઈ ધર્માડંબરના દૃષ્ટાંત તરીકે લખે છે:

જૂના વખતમા અમારી જ્ઞાતિના એક અમલદાર વિષે કહેવાય છે કે (આશા છે કે એ વાત કલ્પિત હશે) તેઓ નિત્ય દેવનું પૂજન કરતા અને પૂજન કરતી વખતે બોલતા નહિ, માત્ર સંજ્ઞાથી જ વાત કરતા હતા. તેવામાં કારકૂને આવીને પૂછ્યું કે અમુક ગુન્હેગારને શી શિક્ષા કરવી? પેલા અમલદારે લાલજીને પોતાની જનોઈથી વીંટીને ટાંગ્યા, અને આચમની વતી ફટકા મારી બતાવ્યા।

અહીં એક બાબત કહેવી પ્રસ્તુત છે. હું ઉપર કહી ગયો કે ટુચકો એ લગભગ લોક-સાહિત્યનો પ્રકાર છે. તેનું કર્તૃત્વ કોઈ એક જ માણસનું ન પણ હોય. એક બનાવ બન્યો હોય અને પછી તે મુખપરંપરાએ ચાલતાં તેના રહસ્યને અવલંબીને તેમાં અનેક ફેરફારો થાય. તે સાચો પણ હોય, ખોટો એટલે કલ્પિત પણ હોય, અથવા તેમાં બન્ને અંશો ભળેલા હોય. વાર્તા, સાહિત્ય તરીકે થોડી પણ કલ્પિત હોવી જોઈએ. ટુચકો સાચો હોય તો પણ ચાલે.

આ ટુચકાનું એક પ્રયોજન થયું—વક્તવ્યને અનુકૂળ દૃષ્ટાંત આપવાનું.

ટુચકાનું બીજું પ્રયોજન કેવળ મનોરંજન છે. આવા ટુચકા ઘણે ભાગે હાસ્યના જ હોય છે. એ હાસ્ય બે રીતે નિષ્પન્ન કરેલો હોય છે. કોઈની મૂર્ખતા બતાવીને અથવા કોઈનું આતુર્ય કે હોશિયારી બતાવીને. હોશિયારી બતાવવામાં કોઈવાર સામા પક્ષની બેવકૂફી પણ બતાવાય છે, પણ તેમ કર્યા વિના કેવળ હોશિયારી બતાવીને પણ હાસ્ય નિષ્પન્ન થાય છે. હાસ્યમા, સદ્ગત રમણભાઈ બતાવે છે તેમ, કોઈક નમૂના (type)ની મશ્કરી હોય છે. આપણા જૂના ટુચકામા ઘણીવાર નાતોનો નમૂનો લઈને મશ્કરી કરી હોય છે. ભવાઈમાં બ્રાહ્મણ, ધાંયજો, વાણિયો, કણબી વગેરે નાતના નમૂના લઈ મશ્કરી કરી હોય છે. આ પ્રકાર હવે સંભવિત નથી કારણ કે આપણે હવે નાતજાતમાં એટલું માનતા નથી, અને નાતની વ્યક્તિઓ પહેલાં જેટલી એક જ રૂઢિબદ્ધ હવે રહી નથી. છતાં આ પ્રકાર છેક નાબુદ થયો નથી. કણબી કે કોઈ એવા માણસ મુંબઈ ગયા ને ત્યાંની અપરિચિત વસ્તુઓ અને રીતભાતો ન સમજ્યા એવી નવી મશ્કરીઓ હજી પણ યોજવામાં આવે છે, પણ તે હવે

સુરુચિને અનુકૂળ નથી લાગતી. નાત સિવાય અમુક ટેવવાળાઓની મશ્કરીઓના ટુચકા છે, જેમકે અફીણીની મશ્કરી. નીચેનો ટુચકો સદ્‌ગત મણિશંકર રત્નજી પાસેથી સાંભળેલો.

એક અફીણીને તેની બૈરીએ પૈસા ને એક નાની કાચની વાડકી આપી તેલ લેવા મોકલ્યો. ઘાંચી પળી ભરી તેલ લઈ આવ્યો ને વાડકી ભરતા પળીમાં થોડુ વધ્યું. અફીણી કહે 'એ પણ દેદી દે.' ઘાંચી કહે 'પણ કયાં રેડુ?' વાડકીને નીચે પડઘી હતી એટલે ઘેરો ખાડો હતો. અફીણીએ વાડકી ઊંધી કરીને એ ખાડો બતાવીને કહ્યુ: 'અહીં રેડ.' ઘાંચીએ એ ખાડો પૂરી આપ્યો. એ વાડકી એમ ને એમ ઊંધી ઝાલીને ઘેર ગયો. બૈરી કહે: 'આટલું જ?' બંધાણી કહે: 'ના, જો બીજી બાજુ પણ છે.' એમ કહીને તેણે વાડકી ફેરવી બતાવી!

તરત જોઈ શકાશે કે આ વાર્તા વાંચવા કરતાં અભિનય સાથે કહી બતાવવાની છે. એ રીતે પણ એ લોકસાહિત્યનો ભાગ છે, એ વધારે સ્પષ્ટ થશે. લોકસાહિત્ય મુખ્યત્વે વાંચવા કરતા અભિનય સાથે કહેવાનુ હોય છે.

અડવાના અને અકબર–બીરબલના ટુચકા બધા આ પ્રકારના છે. ઠગોના નાના ટુચકા બધા આ જાતના છે. લંબાણભયે વધારે દાખલા નથી આપતો, પણ આપણી ભાષામાં હાસ્યના આવા ઘણા સુંદર દાખલા છે. પશ્ચિમમાં આવા હાસ્યના નવા ટુચકા લખાયા જ કરે છે. એ જાતનુ આખું સાહિત્ય ત્યાં ખેડાય છે. દરેક વર્તમાનપત્ર આવા હાસ્યના ટુચકા આપે એવો રિવાજ થઈ ગયો છે. આપણે ત્યા પણ કેટલાક ગુજરાતી વર્તમાનપત્રો આવા ટુચકા નવા બનાવીને આપે છે, પણ અંગ્રેજી જેવા ચતુરાઈવાળા તે ભાગ્યે જ હોય છે. આપણામાં હાસ્યનું સાહિત્ય ઓછું છે તેમ હાસ્યના ટુચકા પણ ઓછા છે.

ટુચકાનો ત્રીજો પ્રકાર કેવળ વૃત્તાન્તની–બનાવની ચમત્કારિકતાનો હોય છે. આવા ટુચકા સાચા તરીકે જ કહેવાય છે, જો કે તેમાં કલ્પિત અંશ પેસી ગયાનો ઘણો જ સંભવ છે. મારા એક મિત્રને ઘણા ટુચકા યાદ છે. તેમાંનો એક કહું છુઃ

એક ભાઇ (કહો કે કેશવલાલ)ને વેપાર અર્થે દિલ્હી જવુ હતું. ટ્રેનમા બેઠા અને એ જ ટ્રેનમા કોઇ બીજા ભાઈ આવ્યા. નોકરોએ પહેલેથી સામાન ગોઠવવામા કંઇ ભૂલ કરી કે કંઇ ગેરસમજૂત થઇ કે ગમે તે થયું પણ બન્ને વચ્ચે જગાની તકરાર થઇ, ને ગરમાગરમી થઇ. મૂકવા આવનારાઓ પોલીસને બોલાવવા તૈયાર થયા ત્યા કોઇને વળી સૂઝ્યુ ને પેલા નવા આવનારને પૂછ્યું કે તમારે ક્યા જવુ છે? તો કહે 'દિલ્હી'. નામ શું તો કહે (વાર્તા ખાતર આપણે કહીએ) 'નર્મદાશંકર'. 'ફલાણા સરનામાવાળા?' તો કહે 'હા.' 'અરે' પેલા પોલીસને બોલાવવા જતા હતા તેને કહે 'પાછા ફરો, પાછા ફરો, આ તો નર્મદાશંકરભાઇ છે, એમને ઘેર તો આપણે ઊતરવાનુ છે!" નર્મદાશંકર ઉપર જ ભલામણ ચિઠ્ઠી લઈ કેશવલાલ જતા હતા!

આ વાત એકવાર મે ટુચકાના દાખલા તરીકે કહી તો એ સાંભળનાર મિત્રે બીજો સામો ટુચકો કહ્યો, તે પણ જોવા જેવો છે.

સેકન્ડ ક્લાસના ડબામા હુ ઉપરની બેઠક ઉપર સૂતો હતો. નીચે બે માણસો લડતા હતા. બોલાચાલી ઉપરથી હું સમજી શક્યો કે બન્ને વચ્ચે તકરાર એ હતી કે એકને બારી ઉઘાડી રાખવી હતી ને બીજાને બંધ રાખવી હતી, તે એક ઉઘાડતો'તો ને બીજો બંધ કરતો'તો. તેમાથી એકાએક એક માણસ હસી પડયો. મે નીચે ઊતરી જોયુ, તો જે બારીને માટે બન્ને લડતા હતા તેને કાચ જ નહોતો, એટલે એ ઉઘાડી વાસી બન્ને સરખી હતી. લડાઈની ગરમાગરમીમા બારી કેવી છે એ કોઈએ જોયેલું નહિ!

નાનપણમાં વાંચેલો હજી એક ટુચકો કહું. વાત ઇંગ્લંડમાં બનેલી છે:

એક બાઇએ પોતાના નોકર સાથે કોઇને વીંટી મોકલાવી. રસ્તામાં કોઇ વહેળામાં ઊતરવા જતાં કે કંઇ કરતાં વીંટી વહેળામાં પડી ગઈ. ઘણી શોધી પણ જડી નહિ. નોકર એટલો શરમાઇ ગયો કે ત્યાંથી પરભાર્યો જ અમેરિકા ચાલ્યો ગયો. ત્યાં ખૂબ કમાયો ને ઘણે દિવસે ઇંગ્લંડ પાછો આવ્યો. પોતાની મૂળ શેઠાણીને મળવા ગયો અને ત્યારે તેણે વીંટીની વાત કહી. બધાં ફરવા નીકળ્યાં. ફરતાં ફરતાં એ જ વહેળા પાસે આવી ચડ્યાં. પેલા નોકરે વહેળાને કાંઠે ઊભા ઊભા 'જુઓ અહીં વીંટી પડી ગઈ હતી' એમ કહી ત્યાં લાકડી ખોસી. લાકડી બહાર કાઢી ત્યાં એ જ વીંટી એટલાં વરસ ઉપર પડેલી લાકડીમાં પરોવાઈ બહાર નીકળી આવી!

હવે આ ટુચકામાં ચમત્કાર ક્યાં રહ્યો છે તે જોઇએ. પહેલા રેલવેના ટુચકામાં એક જ જગા માટે બે મુસાફરો લડે તે બનાવમાં વાર્તાનો ચમત્કાર નથી. તેમાં કશું કહેવા સાંભળવા જેવું નથી. પણ એ જેની સાથે લડતો હતો તે માણસ તો તેનો યજમાન નીકળ્યો એ અકસ્માતમાં ચમત્કાર છે એટલે કે બનાવની વિલક્ષણતા બતાવવા તે ટુચકો કહેવાય છે. છેલ્લા વીંટીના ટુચકામાં, નોકર કેવો શરમાળ હતો, કે માણસ ઉપર કેવા ખોટા આળ આવી ચડે કે એવું કોઈ રહસ્ય ટુચકાનો પ્રાણ નથી તેમજ નોકર સાચો હતો તો જુઓ આટલે વરસે તેનું સાચ જણાઇ આવ્યું એ પણ ટુચકાનું રહસ્ય નથી. એ રીતે એ કહેવાયો નથી, જો કે એવા રહસ્ય ખાતર પણ એ વાર્તા કહેવાઇ શકે; માત્ર આટલા વરસે કેવો અકસ્માત બન્યો એ જ બતાવવા, એ કહેવાય છે એટલે અહીં પણ બનાવની વિલક્ષણતા એ જ ટુચકાનો પ્રાણ છે. વચલી વાર્તામાં પણ બનાવની વિલક્ષણતા ટુચકાનો ચમત્કાર છે, જો કે તે ઉપરાંત એ રહસ્ય પણ છે કે માણસ એટલો કલહપ્રિય અને કલહાંધ છે કે કલહની વ્યગ્રતામાં કલહના પ્રયોજનની અવાસ્તવિકતા જોઈ શકતો નથી.

આપણે ત્રણ પ્રકારના ટુચકા જોયા. પહેલામાં વક્તવ્યને સ્ફુટ કરવા દૃષ્ટાન્ત તરીકે ટુચકો કહેવાય છે. બીજા કેવળ મનોરંજનાર્થે કહેવાય છે અને તે બેવકૂફીના કે ચાતુર્યના હોય છે. ત્રીજા કેવળ બનાવની વિલક્ષણતાને લીધે કહેવાય છે. આ ત્રીજા કોઇવાર પ્રસંગને લઈ ને કહેવાય છે. ધારો કે કોઈ માણસ, કોઈ સ્વજનની ગંભીર માંદગી સાંભળી બને તેટલા પ્રયત્ન કરી તેને મળવા આવે, પણ ભેગો થઈ શકે નહિ. તો તેને સાન્ત્વન આપવા પાસે બેઠેલા માણસો આવા જ અકસ્માતના બીજા અનેક દાખલા આપશે. ટુચકા આ રીતે જ પ્રસંગોપાત્ત કહેવાતા કહેવાતા પ્રસરે છે. આ ત્રીજા પ્રકારમાં કહેનારે વાતમાં મીઠું મરચું ભભરાવ્યું હોય તે ભલે, પણ તે બધા, આટલા વિલક્ષણ કે અસંભવિત છતાં, સાચા છે એવી પ્રતીતિ કરાવવા જ કહેવાય છે. ઉપરના સ્વજનના મૃત્યુના પ્રસંગના દાખલાથી તરત જોઇ શકાશે કે સાન્ત્વન આપનારા એ પ્રસંગે નહિ બનેલી એવી વાત કહી જ ન શકે! એમ કહે તો સાન્ત્વનનું પ્રયોજન સિદ્ધ ન થાય. એટલે કે બનાવની વિલક્ષણતાના ટુચકામાં બનાવ અસંભવિત છે અને છતાં ખરેખર અનુભવમાં આવેલો છે એ વિરોધ જ એ ટુચકાનો પ્રાણ છે. ભૂતપ્રેતના અને બીજા વહેમોના ટુચકા આવી રીતે સાચા તરીકે કહેવાઈ ને જ પ્રસરે છે.

અહીં એક બાબત સાથે સાથે કહેવી પ્રસ્તુત છે. ટુચકો માત્ર બનાવની વિલક્ષણતાથી કહેવા યોગ્ય બને છે, તેમ, માત્ર બનાવોના ચમત્કારની જ ટૂંકી વાર્તા કે નવલિકા બની શકે? હું માનું છું કે સામાન્ય રીતે કેવળ બનાવની, અલબત્ત કલ્પિત બનાવની, ટૂંકી

વાર્તા ન થઈ શકે, થાય તો તે હલકા પ્રકારની થાય. બનાવોથી પણ એક સુંદર આકૃતિ બને છે, પણ કેવળ બનાવથી સુંદર આકૃતિ રચવાને માટે જેટલો લાંબો પટ જોઇએ તેટલો ટૂંકી વાર્તામાં મળતો નથી. અને જ્યાં બનાવોની આકૃતિ સુંદર હોય છે ત્યાં પણ કોઇ માનવજીવનરહસ્યને લઇને જ એ બનાવોની આકૃતિનું ઔચિત્ય સમજાય છે.

ટુચકો અને ટૂંકી વાર્તા બન્ને બને એટલા ટૂંકાં હોવા જોઈએ. ટુચકો દૃષ્ટાન્ત માટે આપ્યો હોય તો ટૂંકો જોઇએ એ તો દેખીતુ છે, કારણકે નહિતર મૂળ વક્તવ્યનો પ્રવાહ ખંડિત થાય.[1] હાસ્યનો ટુચકો તો ટૂંકો જોઇએ જ. અંગ્રેજીમાં કહેવત છે કે 'ટૂંકાણ એ હાસ્યનો પ્રાણ છે.' સદ્‌ગત રમણભાઇ કહે છે કે હાસ્યમાં બે વિરુદ્ધ પ્રકારની પરિસ્થિતિની અથડાઅથડી હોય છે, અને અથડાઅથડી જોરથી થાય માટે વેગની જરૂર છે જ. છેવટના, પ્રસંગોપાત્ત કહેવાતા કેવળ વિલક્ષણ બનાવના ટુચકા પણ ટૂંકાણમાં જ કહેવા જોઈએ. અને એ જાતના બનાવોનું આશ્ચર્ય ઉપજાવવા પણ કથનમાં વસ્તુનાં વેગની જરૂર છે. લોકો કહે છે કે વાઘ નદી ઊતરે ત્યારે જરાપણ વહેણમા તણાયા વિના સીધો સામે કિનારે જ પહોંચે. જરા પણ તણાય તો પાછો હતો તે જગાએ આવી ફરી સીધો પાણી કાપવા માડે. તેમ વાર્તાકારે પણ સીધા જવુ જોઇએ પોતાના વહેણમાં પણ, પોતાની લાગણીમાં પણ તણાવું નહિ જોઈએ, તણાઈ જવાય તો વાઘની પેઠે પાછા મૂળ જગાએ આવીને સીધી ગતિ કરવી જોઈએ. હુ તો બધી કલા આવી હોવી જોઈએ એમ માનુ છું. પણ ટૂંકી વાર્તા માટે તો એ અપરિહાર્ય છે. તેમા લાંબા વર્ણનો કે વિવેચનો કે ચિંતનો અસ્થાને છે. વળી સુઘડતાને માટે પણ ટૂંકાણ ઇષ્ટ છે. સાહિત્યનુ સ્વરૂપ જેમ નાનુ તેમ તેની રચનામાં વધારે ઝીણવટ અને સુઘડતા જોઈએ. જરા પણ શિથિલતા તેમા ચાલી શકે નહિ જેમ મોટા મકાનની બાજુઓ કરતા નાના હીરા કે માણેકની બાજુઓ વધારે સફાઈદાર જોઈએ તેમ.

ટુચકો જેમ અમુક વૃત્તાન્તનો કે બનાવનો બનેલો હોય છે તેમ ટૂંકી વાર્તામાં પણ વૃત્તાન્ત જોઇએ. બેની વચ્ચેના એક તફાવતની વાત તો હું પહેલાં કરી ગયો કે ટુચકો કેવળ સાચી બનેલી હકીકતનો હોઈ શકે, કોઈ કોઈ પ્રસંગે તો અમુક બનાવ બનેલો હતો એ જ એ ટુચકામા વકતવ્ય હોય છે, પણ ટૂંકી વાર્તામા સાચી બનેલી હકીકત ગમે તેટલી હોય તોપણ તેમા કલ્પિત અંશ હોવો જ જોઇએ. કેવળ બનેલી હકીકત ગમે તેટલી મનોહર શૈલીમા કહેલી હોય તોપણ તે વાર્તા ન ગણાય જો કે વાર્તામાં થોડી બનેલી હકીકત આવે તે દોષ નથી. ઘણી વાર્તામા એવા બનાવો આવે પણ છે. પણ ઘણે ભાગે તો બનેલા બનાવો વાર્તાલેખકની કલ્પનાને ઉત્તેજે છે, અમુક બનાવથી અમુક જીવનરહસ્યનુ સૂચન તેને થાય છે, અને તેથી તે પોતાના વક્તવ્યને અનુકૂળ રીતે વાર્તાના બનાવો ઉપજાવે છે. આ બાબતને આથી વધારે સ્ફુટ કરવાની હુ જરૂર જોતો નથી.

આપણે જોયુ કે ટુચકો અને ટૂંકી વાર્તા બન્નેમાં વૃત્તાન્ત કે બનાવ આવે જ. કેટલા

---

[1] મહાભારત જેવામા આખુ નલોપાખ્યાન દૃષ્ટાન્ત તરીકે આવે છે પણ ત્યા તો એ સાથે સાથે સ્વતંત્ર આખ્યાન પણ છે. અને અનેક લાબા ટૂંકાં આખ્યાનો ગૂથવા એ પુરાણની શૈલી છે. વ્યવહારમા આપણે એવડા લાબા દૃષ્ટાન્તો આપતા નથી એવી વાસ્તવિકતાની દૃષ્ટિ ત્યા અપ્રસ્તુત છે. એ એ કલાનો સંકેત છે.

બનાવો આવે તો જ વાર્તા કહેવાય તેનો કોઈ નિયમ કરી શકાય નહિ: કોઈમાં વધારે આવે, કોઈમાં થોડા આવે. અત્યારે ટૂંકી વાર્તાસાહિત્યમાં પૂર્વપશ્ચિમમાં અનેક અખતરા થાય છે, તેમાં કેટલીકમાં ઘણા જ બનાવો હોય છે, કેટલીકમાં ઘણા ઓછા બનાવો હોય છે. તેને માટે કોઈ નિયમ હોય તો તે કલામાત્રનો સામાન્ય નિયમ, એટલે ઔચિત્યનો નિયમ, વક્તવ્યને અનુકૂલ અને ઉચિત બનાવો જોઇએ એટલું જ કહી શકાય. પણ એક વાત અહીં સ્ફુટ કરી શકાશે. વાર્તામા જોઇએ તેટલા બનાવો ન હોય તો વાર્તા શિથિલ લાગે, —હાડકા વિનાના દેહ જેવી ! કેટલાક લેખકો એક જ નાનો પ્રસંગ—લઈ તેને અવલંબી અમુક વિચાર કે ચિંતન કે લાગણીનું નિરૂપણ કરે છે. કહો કે એ પ્રસંગને એ વિચાર—ચિંતન—લાગણી લટકાવવાની ખીંટી બનાવે છે. તેવે પ્રસગે એ ખીંટી એટલો ભાર ખમી શકે એવી હોવી જોઇએ. એટલા વિચાર, ચિંતન કે લાગણી અમુક પાત્રમા ઉત્પન્ન કરે એવો એ પ્રસગ સ્વાભાવિક રીતે હોવો જોઈએ. પણ આ પણ ઔચિત્યનો જ પ્રશ્ન કહેવાય.

વાર્તાના બનાવો વાર્તાનું વાતાવરણ ઘડવા અને વાર્તાના પાત્રોની પરિસ્થિતિ ઘડવા આવે છે. આમાં કેટલાક બનાવો કુદરતી હોય છે. કેટલાક મનુષ્યકૃત હોય છે. મનુષ્યકૃત બનાવો કેટલાક કેવળ કુદરત જેવા જ માત્ર પરિસ્થિતિને ઘડનારા જ હોય છે. કેટલાક તે ઉપરાંત વાર્તાના પાત્રના વર્તનના હોઈ તે પાત્રનો સ્વભાવ પણ બતાવે છે. એક દાખલાથી આ સ્પષ્ટ થશે.

અંગ્રેજી રાજ્યની સ્થાપનાની શરૂઆતમા ઇડર રાજ્યના પ્રખ્યાત પટાવત સૂરજમલજી બહારવટે નીકળ્યા હતા. તે એક વાણ્યું પકડી, ઘોડા પર નાખી નાઠા ગામમાથી ઘોડેસ્વારોની વ્હાર ચડી. સૂરજમલજી એક નેળમા થઈ જતા હતા. આગળ ખૂબ માલ ભરેલું બારોટિયું જતુ હતુ. નેળ સાંકડી હતી, પડખે થઈ જવાય એવું નહોતું. સૂરજમલજીએ જે એડી મારી ને, તે ઘોડુ બન્નેને લઇને આખા ગાડાને ટપી ગયું, ને વ્હાર પાછળ રહી ગઇ !

અહીં સૂરજમલજીની બહાદુરી બતાવવાની પરિસ્થિતિ સાંકડું નેળિયું અને આગળ જતું ગાડું ઘડે છે. બન્ને મનુષ્યકૃત છે પણ તે મનુષ્યકૃત હોય કે કુદરતી હોય બધું સરખુ છે. વચમાં ગાડુ આવ્યું તેને બદલે વાવાઝોડાથી પડી ગયેલું મોટુ ઝાડ મારગ રોકીને પડયુ હોત તોપણ પરિસ્થિતિ એની એ જ હોત. ગાડુ હાંકવાનું કાર્ય એ હાંકનાર વ્યક્તિનો સ્વભાવ વ્યક્ત કરવા ત્યા આવતું નથી, માત્ર પરિસ્થિતિના અંશ તરીકે આવે છે.

વાર્તાના બનાવો કુદરતી કે મનુષ્યકૃત, જે હોય તે, સ્વાભાવિક લાગવા જોઇએ. બીજી રીતે કહીએ તો વાર્તાના બનાવો પ્રતીતિકર હોવા જોઇએ. વાંચનાર કે સાંભળનારને વાર્તાના બનાવો બન્યા છે એમ માનવા જતાં ક્લેશ ન થવો જોઇએ. વાર્તાના બનાવો સંભવિત હોય તો પ્રતીતિકર થાય જ. પણ આ વાત જણાય છે તેવી સહેલી નથી. બનાવની સંભવિતતા વાર્તાના વાતાવરણમાંથી જ ઊઠી આવવી જોઇએ વાર્તા વાંચતાં આપણને લાગે કે અમુક બનાવો સંભવિત નથી, ત્યારે એ બાબત ચર્ચા થતા વાર્તાલેખક ઘણીવાર બચાવ કરે છે કે એ બનાવ તો પોતે ખરેખર બનેલો જોયો છે. આ સાચુ હોય તોપણ બચાવ સાચો નથી વ્યવહારમાં બનતા બનાવોની પ્રતીતિ અને વાર્તાના બનાવોની પ્રતીતિ થવામાં એક મહત્ત્વનો ફેર છે. વ્યવહારમાં બનતો બનાવ આપણી બાહ્ય ઇન્દ્રિયો મારફત આપણે જાણીએ છીએ.

[ અનુસંધાન પૃ. ૫૩૯ ]

# રાજકીય નોંધો

'નિરીક્ષક'

## મહાસભા પછી

હિંદી રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન સમાપ્ત થયા પછી મહાસભાએ કોમી પ્રશ્નના નિરાકરણ માટે ફરીથી જોરદાર પ્રયત્નો શરૂ કર્યા. ખરું કહીએ તો અધિકારગ્રહણનો માર્ગ ગ્રહણ કર્યા પછી મહાસભાને શાહીસત્તા સાથે કામચલાઉ પણ સહકાર મળ્યો હોવાથી એનું મુખ્ય કામ કોમી સવાલનો ઉકેલ લાવવાનું જ રહ્યું છે. ચાર વર્ષ ઉપર સત્યાગ્રહ બંધ રાખ્યા પછી મહાસભાએ બે જ મહત્ત્વના ને મુખ્ય કાર્યક્રમ તરફ નજર માંડી· ધારાગૃહોનો કબજો મેળવી જેટલી પણ સત્તા બંધારણ હેઠળ મળી હોય એ સત્તા અને પોતાની લાગવગ બન્ને ભેળવી આમજનતાને થોડી પણ રાહત આપવી; અને સવિનય કાનૂનભંગવેળા જે દમનધારાઓથી પ્રજાપ્રાણ રૂંધાઇ રહ્યો હતો એને દૂર કરાવી પ્રજાજીવનને હળવાશ ને છૂટકારો આપવા. બીજી બાજુ જેને કારણે મહાસભાનો સત્તા સામેનો સામનો તૂટી જતો હતો એ કારણ—કોમી ભિન્નતા ને રાષ્ટ્રીય છિન્નતા—દૂર કરવા માટે મહાસભાએ પ્રયત્નો શરૂ કર્યા.

નવું બંધારણ પ્રાંતિક બાજુએ અમલમાં આવ્યા પછી મહાસભાવાદી પ્રધાનમંડળોએ પ્રજાને બને એટલી રાહત આપવાનો અને બદ્ધ ને કુંઠિત નાગરિક સ્વાતંત્ર્ય પાછું સ્થાપિત કરવાનો પૂરતો પ્રયત્ન શરૂ કર્યો એ કાર્ય આજે પણ ચાલુ છે. આમ સવિનય કાનૂનભંગ પછી મહાસભાએ સ્વીકારેલા બે કાર્યક્રમમાંથી પહેલો કાર્યક્રમ ઠીકઠીક અમલમાં મૂકાઈ રહ્યો હોઇ એ બાજુની અમુક નિરાંત હતી. પરંતુ કોમવાદ નાબૂદ કરી દેશની બે મહત્ત્વની કોમો–હિંદુ અને મુસ્લીમ–ને એક રાષ્ટ્રીય પ્લેટફોર્મ ઉપર ઊભી રાખી એક અવાજે સ્વાતંત્ર્યની માગણી કરવાના કાર્યક્રમમાં હજુ મહાસભા નિષ્ફળતા અનુભવી રહી છે. હરિપુરા અધિવેશન પછી એમ લાગે છે કે આ વરસે મહાસભાનો એ જ એક કાર્યક્રમ રહેશે, જેના ઉપર વધારેમાં વધારે ભાર દઇ શક્ય હોય એટલા બધા પ્રયત્નો કરવામાં આવશે.

## કોમી હુલ્લડો

કોમી ઐક્ય સાધવા માટેના આ પ્રયત્નોની જરૂર મહાસભા અધિવેશન પછી દેશમાં ઠેરઠેર થયેલાં કોમી હુલ્લડોએ બતાવી આપી છે. પંજાબમાં હજી શહીદગંજને કારણે પેદા થયેલ શીખ–મુસ્લીમ વૈમનસ્યનો દવ સળગતો જ હતો ત્યાં મહાસભાના પ્રધાનમંડળોવાળા પ્રાંતોમાં લગભગ અપવાદ સિવાય કોમી રમખાણો ફાટી નીકળ્યાં છે, ( આ રમખાણોની ભયાનકતા ગયા દાયકાની અધવચમાં થયેલા રમખાણોની યાદ આપે છે ) પરંતુ મહાસભાવાદી પ્રધાનમંડળોવાળા પ્રાંતોમાં જ આ વખતે કોમી હુલ્લડો શા માટે થયાં? શું મહાસભાનો અમલ કોમવાદી છે? રાષ્ટ્રીય સ્વાતંત્ર્યને માટે કોમી એકતા પ્રથમ શરત છે એમ માનનાર અને એને

માટે આટલા બધા પ્રયત્ન કરનાર મહાસભા પોતાના પ્રધાનોને કોમવાદી ધોરણે અમલ ચલાવવાનું કહી શકે? ના. તો પછી એ જ પ્રાંતોમાં હુલ્લડો શાથી થયાં? એનો જવાબ શોધવો મુશ્કેલ નથી. મહાસભાનો અમલ રાષ્ટ્રીય ધોરણે થતો હોવાથી, અને પ્રાંતોમાં મહાસભાવાદી શાસન શરૂ થયા પહેલાંના વખતમાં કોમવાદીઓને મળતી આમાની રાષ્ટ્રવાદીઓના અમલમાં અદશ્ય થવા લાગી છે. આ ઉપરાંત, પ્રાંતીય શાસનતંત્ર હાથમાં લીધા પછી મહાસભાનો જનતા ઉપરનો કાબૂ દૃઢ થતો જાય છે ને એની પ્રતિષ્ઠા વધતી જાય છે આ પરિસ્થિતિ કોમવાદી માનસ ધરાવનાર જમાતોને માટે અસહ્ય થઈ પડી છે એને કારણે મુસ્લીમ લઘુમતિ પ્રાંતોમાં મુસ્લીમ લીગ વધારે ને વધારે સંગઠિત ને કોમવાદી થતી જાય છે. મુસ્લીમ લીગના અગ્રણીઓની પ્રવૃત્તિ, એમનાં વક્તવ્યો ને એમનો પ્રચાર છેલ્લા વરસમા જોઈશું તો ભારે કોમવાદી ઝનૂનથી ભરેલાં જણાશે. મહાસભાના વધતા જતા રાષ્ટ્રવાદ સામે એમણે મોરચા માંડયા છે. કોમવાદી પ્રચારનું ઝેર દિવસે દિવસે વધતુ જાય છે અને હજી પણ જેમ જેમ લીગનું સંગઠન વધતુ જશે તેમ તેમ એનો કોમવાદી ધોરણે મહાસભાનો સામનો વધારે ને વધારે ઉગ્ર થતો જવાનો.

મહાસભાવાદી પ્રાંતોમાં થતાં કોમી રમખાણો બીજી પણ એક વસ્તુની શકયતા પ્રગટ કરે છે. હજી આજે મહાસભાવાદી શાસન બહુ અલ્પ પ્રમાણમાં ને બહુ મર્યાદિત સત્તાવાળુ છે તેમ છતા એનો સામનો કોમવાદી ધોરણે આજે આટલા પ્રમાણમાં દેખાય છે, પરંતુ જ્યારે મહાસભાનો એટલે કે ઉદ્દામ રાષ્ટ્રવાદનો સંપૂર્ણ સત્તાવાળો અમલ દેશમાં શરૂ થશે તે વખતે કે તે પહેલાં કોમવાદી મંડળો આંતરવિગ્રહની આગમા દેશને ધકેલવા પૂરતા પ્રયત્નો કરશે

મુસ્લીમ કોમવાદી નાયકો વધારે ને વધારે વ્યગ્ર ને વ્યાકુળ થતા જાય છે. કારણકે સમસ્ત આમવર્ગને આર્થિક હિતોની સમાંતરતાના પાયા ઉપર બિનકોમી ધોરણે એકત્રિત કરવાના પ્રયત્નો મહાસભા વધુ ને વધુ પ્રમાણમાં કરતી જાય છે. એટલેકે મહાસભા દિવસે ને દિવસે વધારે વ્યાપક ને વિશાળ બનતી જાય છે. મુસ્લીમ જનતા પણ રાષ્ટ્રીય ઝંડા હેઠળ આવતી જાય છે. આ પ્રક્રિયામાં જ કોમવાદનું મૃત્યુ સમાયેલું છે કોમવાદી અગ્રણીઓ આ સ્થિતિ જોતા જાય છે. બહુ મોડું થઇ જતાં પહેલાં આમવર્ગની બિનકોમી એકતા થતી અટકાવવાના એમના પ્રયત્નો સંગઠિત થતા જાય એ સ્પષ્ટ રીતે જોઈ શકાય એમ છે.

પરતુ કોમવાદ જનતાની નબળાઈ ઉપર નભે છે. જનતાના સંકીર્ણ ને રૂઢિબદ્ધ જીવન ઉપર એ ફાલે છે. મુસ્લીમ જનતા વધારે પ્રમાણમાં કોમવાદી માનસ સેવતી અને રાષ્ટ્રવાદથી અલગ રહી હોવાનું પણ એ જ કારણ છે. પરતુ આ યુગમાં નબળાઈ ને સંકીર્ણતા કે ધર્મ-ઝનૂન લાંબો કાળ નભી શકે એમ નથી. પ્રજા પોતાનાં સાચાં હિતો જોઈ શકવાની શક્તિ મેળવતી જાય છે.

આજે એક વસ્તુ તો ચોક્કસ દેખાય છે કે મહાસભાનો જેટલો કાબૂ બહુમતિ કોમ ઉપર છે એટલો કાબૂ મુસ્લીમ જનતા ઉપર નથી. મુસ્લીમ બહુમતિ પ્રાંતોમાં ગઈ પ્રાંતિક ધારામંડળોની ચૂંટણીમાં મહાસભાવાદી મુસ્લીમોને બદલે કોમવાદી મુસ્લીમો મોટી સંખ્યામાં ચૂંટાયા હતા એ જ એની પૂરતી સાબિતી હતી. મુસ્લીમ જનતા ઉપર મહાસભાનો કાબૂ જમાવ્યા વિના કોમવાદી અગ્રણીઓનો સામનો થઈ શકે એમ નથી, કે નથી મુસ્લીમ બહુમતિ

પ્રાંતોમાં મહાસભાવાદી પ્રધાનમંડળો સ્થાપી શકાય એવું, એ વસ્તુસ્થિતિ પ્રાંતિક ચૂંટણીએ સ્પષ્ટ કરી બતાવી. આને લીધે તરત જ તે વખતે પં. જવાહરલાલ નેહરુએ મુસ્લીમ આમસંપર્ક હિલચાલ ઉપાડી.

આ હિલચાલનો સીધો પ્રત્યાઘાત મુસ્લીમ કોમવાદી નાયકો ઉપર એ થયો કે એમણે મહાસભાની આ હિલચાલનો સામનો કરવા મુસ્લીમ લીગને સ્થળે સ્થળે વ્યવસ્થિત કરવા માંડી. પ્રગતિવાદી પ્રવૃત્તિ સામે આ પ્રત્યાઘાત હતો. પરંતુ આજે સર્વત્ર જેમ પ્રત્યાઘાતી પરિબળો જોર પકડતાં જાય છે તેમ આપણા દેશમાં પણ કોમવાદી પ્રત્યાઘાતે જોર પકડ્યું છે. શ્રી જીન્નાએ તો મહાસભાની મુસ્લીમ આમસંપર્કની પ્રવૃત્તિ સામે ખુલ્લો પડકાર પણ જાહેર કર્યો છે. છેલ્લા એક વરસથી એમનું કાર્ય મુસ્લીમ જનતાને મહાસભાની અસર હેઠળ આવતી અટકાવવાના પ્રયત્નોમાં જ લગભગ સમાઈ ગયું છે.

આના પડઘા ઠેર ઠેર પડવા લાગ્યા. લખનૌમાં મળેલી લીગની વાર્ષિક પરિષદના ઠરાવો, ભાષણો, શ્રી જીન્નાનું પ્રમુખ તરીકેનું ભાષણ, વંદેમાતરમ્ અને રાષ્ટ્રીય ઝંડા સામે લીગ પરિષદે કરેલા ઠરાવોમાં શું માલમ પડતું હતું?

આ સ્થિતિ વધતી જતી અટકાવવા માટે મહાસભાએ કટિબદ્ધ થવું જ રહ્યું. પરંતુ કોમવાદી અગ્રણીઓ સાથે વાટાઘાટોથી સમજૂતી થઈ શકે એમ લાગતું નથી. જો રાષ્ટ્રવાદ ને કોમવાદ વચ્ચે વાટાઘાટથી સમજૂતી થઈ શકતી હોય તો જ એ શક્ય બને. સમજૂતી કે સમાધાન તો તો જ શક્ય છે કે ક્યાં તો મહાસભા પોતાનો રાષ્ટ્રવાદ છોડે કે ક્યાં તો લીગનાયકો પોતાનો કોમવાદ છોડે. લીગનાયકો કોમી પણ રહે, મહાસભા રાષ્ટ્રવાદી પણ રહે અને બન્ને વચ્ચે ઐક્ય સધાય એ પરસ્પર વિરોધી વસ્તુ છે. કોમવાદ ને રાષ્ટ્રવાદનું રાસાયણિક મિશ્રણ અશક્યવત્ ભાસે છે દા. ત., નીચેના સાત મુદ્દાઓ જો મહાસભા કબૂલ રાખે તો શ્રી. જીન્નાએ મહાસભા સાથે સમજૂતી કરવાની હા પાડી કહેવાય છે.

૧ મુસ્લીમ લીગ મહાસભાથી સ્વતંત્રપણે અને અલગ રાજકીય-પક્ષ તરીકે ચાલુ રહેવી જોઈએ. મહાસભામાં એ ભળી ન જાય.

૨ મહાસભાએ મુસ્લીમ આમસંપર્કનો કાર્યક્રમ પડતો મૂકવો

૩ કોમી બાબતો પરત્વે મુસ્લીમ લીગને સંપૂર્ણ સ્વતંત્રતા મળવી જોઈએ.

૪ લોકલબોર્ડો ને મ્યુનિસિપાલિટી જેવી સ્થાનિક સંસ્થાઓની ચૂંટણી અલગ મતદાર પદ્ધતિ પ્રમાણે થવી જોઈએ. અને જ્યાં આવી અલગ મતદાર મંડળોની પદ્ધતિ હોય ત્યાં એને સ્થાને સંયુક્ત મતદાર મંડળો દાખલ કરવાના પ્રયત્ન ન થવા જોઈએ.

૫ મહાસભાએ લીગનો ધ્વજ અને પોતાનો ત્રિરંગી ધ્વજ સરખા તરીકે સ્વીકારવા જોઈએ. અને દરેક સ્થળે એ બન્નેને સાથે ફરકાવવા જોઈએ.

૬ મહાસભાએ હિંદીપ્રચાર છોડી હિંદી સાહિત્ય સંમેલન સાથેનો અને બીજી હિંદી પ્રચારાર્થે સ્થાપિત સંસ્થાઓ સાથેનો સંબંધ છોડી દેવો.

૭ કોંગ્રેસે વંદેમાતરમ્ ગીતનો ત્યાગ કરવો.

શ્રી જીન્નાના આગલા ૧૪ મુદ્દાઓ તો નવા બંધારણમાં મંજૂર થયા છે. કોમી ચુકાદો એ

રીતે શાહીસત્તા તરફથી એમને મળેલી મોટામાં મોટી સોગાદ છે પરંતુ હવે એમને ઉપલા સાન મુદ્દાઓ મહાસભા મારફત કબુલાવવા છે. પરંતુ આ મુદ્દાઓ હું માનું છું કે મહાસભા કોઈ પણ રીતે કબૂલી ન શકે. ન તો મુસ્લીમ લીગ એ મુદ્દાઓ છોડે. આમ લીગ–કોંગ્રેસ સમાધાન અશકય દીસે છે.

## ગાંધી–જીન્ના મુલાકાત

આ સંજોગોમાં પણ રાષ્ટ્રીય મહાસભા કોમી ઐકય સ્થાપવાના પ્રયત્નો કરી રહી છે. કેટલાંયે વરસો બાદ મહાસભા તરફથી મહાત્માજી હમણાં શ્રી જીન્નાને કોમી સમાધાન માટે મળે છે. પરંતુ લીગનાયકોનું હાલનું માનસ જોતાં એમ લાગતુ નથી કે મહાસભા-નાયકો એમને મનાવી શકે. આ પ્રયત્ન પણ પહેલાંના અનેક પ્રયત્નોની માફક નિષ્ફળ જવા સરજાયો હોય એમ લાગે છે.

મહાસભાને માટે કોમવાદ નાબૂદ કરવાનો ટૂંકો ને શીઘ્રફળદાયી એક રસ્તો જ નથી. કોમવાદી અગ્રણીઓને રાષ્ટ્રવાદી બનાવી શકાય એવું પણ લાગતુ નથી. બીજો એક જ રસ્તો ખુલ્લો છે અને તે એ કે મુસ્લીમ જનતાનો જે ટેકો આજે મુસ્લીમ કોમવાદીઓનું પીઠબળરૂપ છે એ તોડી પાડવો. એનો અર્થ એ થયો કે મુસ્લીમ જનતામાં રાષ્ટ્રવાદનો બહોળો ફેલાવો કરવો. એનું કોમવાદી ને ઝનૂનસંકીર્ણ માનસ બદલવું. આ રસ્તો બહુ લાંબો છે ને એનાં પરિણામ ક્યારે આવશે તે કહી શકાય એમ નથી. પરંતુ મહાસભાની સમગ્ર શકિત, સંગઠન ને સમૃદ્ધબળ જો આ માર્ગે વ્યવસ્થિત રીતે વાળવામાં આવે તો આજે જે ગતિએ મુસ્લીમ જનતા મહાસભા હેઠળ આવતી જાય છે એ ગતિની ઝડપ ઘણી વધારી શકાય.

## કોમી હુલ્લડ અને અહિંસા

હમણાં થયેલા કોમી રમખાણો દેશના ભાવિ વિશે ઘણાને નિરાશ કરે એ પ્રકારનાં હતાં. મહાસભાના આટલાં વરસના સતત પ્રયાસો છતાં જનતા ઉપર મહાસભાનો એટલો કાબૂ જમાવી શકાયો નથી કે જેથી એ કોમી હુલ્લડો થતાં અટકાવી શકે. કોમી હુલ્લડોથી બન્ને કોમોને પાર વિનાનું નુકસાન થાય છે એ દીવા જેવી વસ્તુ હોવા છતાં, પ્રજામાં એવાં કેટલાંક તત્ત્વો છે કે જેનું ધર્મઝનૂન રાષ્ટ્રીય વિકાસને ભારે ધોકો લગાડી રહ્યુ છે. રાષ્ટ્રીય વિકાસ માટે જે સંસ્થાની હયાતિ છે એ સંસ્થા–મહાસભા–આ હુલ્લડો શી રીતે અટકાવી શકે?

જ્યારથી ખિલાફત ચળવળને અંગે અસ્તિત્વમાં આવેલી કામચલાઉ હિંદુ–મુસ્લીમ એકદિલી તૂટી ગઈ ત્યારથી મહાસભાના ધુરીણોને માટે કોમી રમખાણો અટકાવવાનો પ્રશ્ન મૂંઝવણભર્યો રહ્યો છે. હજી સુધી એનો કોઇ ઉપાય મહાસભાને હાથ લાગ્યો નથી. આ હુલ્લડોનું મૂળ બંને કોમોમાં પરસ્પર અવિશ્વાસની લાગણીમાં રહેલું છે. રાષ્ટ્રીય મહા-સભાનો રાષ્ટ્રવાદ મુસ્લીમ જનતાના બહુ નાના વર્ગ સિવાય મોટા ભાગને હજી સુધી સ્પર્શી શક્યો નથી એ હકીકત દીવા જેવી સ્પષ્ટ છે. જો મહાસભાના કાર્યક્રમ તરફ મુસ્લીમ આમવર્ગને આકર્ષી શકાય તો જ મહાસભાનો કાબૂ એના ઉપર જમાવી શકાય અને તો જ મુસ્લીમ જનતા થોડા કોમવાદી મુસ્લીમનાયકોના પ્રત્યાઘાતી પાશમાંથી છૂટી શકે. પરંતુ મહાસભાનો સંપૂર્ણ-સ્વાતંત્ર્યનો આદર્શ કે સંયુક્ત મતદાર મંડળોની માગણી, કે હિંદી–હિંદુસ્તાની

ભાષા, કે લઘુમતિની સંસ્કૃતિ, લિપિ, ધર્મ વગેરેને રક્ષણ આપવાના ઠરાવો વગેરે કાર્યક્રમ મોટા ભાગની મુસ્લીમ જનતાને માટે બિનઆકર્ષક કાર્યક્રમ રહ્યો છે. દરમ્યાન, મુસ્લીમ કોમવાદી મંડળો, મુસ્લીમ જનતાનું સંકીર્ણ કોમીપણું, સામાન્ય અજ્ઞાનતા વગેરેનો લાભ લઈ 'ઇસ્લામ ભયમાં,' 'કોંગ્રેસ હિંદુ સંસ્થા છે,' 'કોંગ્રેસ હિંદુ સંસ્કારિતાને રાષ્ટ્રવાદના બુરખા હેઠળ ફેલાવવા માગે છે' વગેરે પોકારો મુસ્લીમ જનતાના કાન ઉપર નાખ્યા કરે છે.

પંડિત નહેરુએ લખનૌ મહાસભા પછી મુસ્લીમ જનતાને મહાસભા હેઠળ લાવવા માટે હિંદુ-મુસ્લીમ આમવર્ગની આર્થિક હિતોની એકરૂપતા ઉપર ભાર મૂકી મુસ્લીમ આમ-સંપર્કની હિલચાલ શરૂ કરી. લગભગ દોઢ વર્ષ થયા એ ચળવળ ચાલવા છતાં હજી એનું પરિણામ આશાજનક લાગતુ નથી.

મહાસભાની મુસ્લીમ આમસંપર્કની હિલચાલનો સામનો કરવા માટે લીગનાયકોએ મહાસભાનો કેટલોક કાર્યક્રમ લખનૌ ખાતેની એની છેલ્લી વાર્ષિક પરિષદમાં સ્વીકાર્યો. લીગે સંપૂર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ પણ કર્યો. આ ઉપરાંત મુસ્લીમ આમવર્ગનો આર્થિક દુઃખોના નિવારણનો કેટલોક કાર્યક્રમ પણ સ્વીકાર્યો મુસ્લીમ જનતાને મહાસભાના ઝંડા હેઠળ આવતી અટકાવવા માટે આ એક બહુ કુશળ પ્રયોગ લીગનાયકોએ અજમાવ્યો. કારણ કે કોમવાદી માનસ સાથે રાષ્ટ્રવાદી ને આર્થિક મુદ્દાઓ ભેળવવાથી આમવર્ગને સફળ ભ્રમણામાં નાખી શકાય એમ લીગનાયકો જોઈ શકે છે. આ સાથે લીગને વધારે સંગઠિત કરવાની પ્રવૃત્તિ જોશભેર શરૂ કરવામા આવી. આનુ પરિણામ એ આવ્યુ કે મુસ્લીમ આમસંપર્ક હિલચાલને સારી પેઠે ફટકો પડયો છે. આજે એમ લાગે છે કે હજી ઘણા વખત સુધી મહાસભા મુસ્લીમોને પોતાની અમર હેઠળ લાવી શકે એમ નથી. કોમી હુલ્લડો એ રાષ્ટ્રીય શરીરમાં વ્યાપી ગયેલ કોમવાદી ક્ષયનો હુમલો છે. કોઈ પણ રીતે એ રોગને અને એના હુમલાને નિર્મૂળ કર્યા વિના રાષ્ટ્રની એકતા અને આગામી ભયભર્યા સંજોગો,—જેમાં રાષ્ટ્રીય સંગઠન વિના દેશ પોતાનો બચાવ કરી શકે એમ નથી—માંથી નીકળવા માટેની તૈયારી થઈ શકે એમ નથી.

## અહિંસક માર્ગે સામનો

કોમી રમખાણોનો સામનો કરવાનો એક નવો જ અને અસરકારક માર્ગ મહાત્માજીએ હમણાં જ સૂચવ્યો છે. એમને મતે રમખાણ વખતે જો અહિંસક માણસો ઝનૂની ટોળાં વચ્ચે જઈ એમને શાંત થવા માટે શાંતિથી સમજાવે અને એમ કરવામાં ખૂની હુમલાનો ભોગ થઇ પડે તોપણ પાછા ન હઠે એવી વ્યવસ્થિત સેના તૈયાર કરવામાં આવે તો રમખાણો કાયમ માટે નાબૂદ થઈ શકે. મને લાગે છે કે જો અહિંસા મનુષ્યોની પશુવૃત્તિનો સામનો કરવાનું એક પ્રબળ શસ્ત્ર હોય તો કોમી મરકી અટકાવવાની એ એક અતિ ઝડપી દવા થઈ પડે. ધર્માંધ માણસોની ઝનૂની ખૂની વૃત્તિ સામે અહિંસક માણસોની અતિ ઉચ્ચ વૃત્તિની એ અપીલ છે. પાશવી સામે ઉચ્ચ લાગણીની એ હરીફાઈ છે. અને આ ઉચ્ચ વૃત્તિની અપીલ એટલા માટે અનિવાર્ય જલદ બને છે કે એ જાતની અપીલ કરનાર માણસો એને માટે પોતાનો પ્રાણ કાઢી આપવા જેટલા તૈયાર હોય છે. કોમી હુલ્લડોમાં મુસ્લીમ કોમી ઝનૂનની હિંસક વૃત્તિ સામે હિંદુ કોમી ઝનૂનની હિંસાનો ભેટો થાય છે. આ બંને

હિંસક વૃત્તિનો ગુણધર્મ એક હોવાથી એનો પ્રત્યાઘાત પરસ્પરની એ જ જાતની વૃત્તિને વધુ ઉત્તેજિત કરવા તરફ થાય છે. એ બળતા અગ્નિને ભેગા કરવાથી એની ગરમી અને બાળી નાખવાની શક્તિ બેવડાય છે પરંતુ એક અગ્નિ સાથે એનો નિષેધસૂચક જળનો ભેટો પૂરતા પ્રમાણમાં કરવામાં આવે તો આગને નાબૂદ કરી શકાય. મનુષ્યોની વૃત્તિઓ વિશે પણ એ જ પ્રકારનું છે. ક્રોધ સામે અક્રોધ, ગૃદ્ધવૃત્તિ સામે ત્યાગ, નૈષ્ઠુર્ય સામે કરુણા–દયા, વિનાશવૃત્તિ સામે અભય, સકીર્ણતા સામે ઔદાર્ય વગેરેનો ભેટો કરવાથી કદાચ એનું શમન ન કરી શકાય તો પણ એનું દમન તો જરૂર કરી શકાય છે. હિંસા સામે હિંસા કે પશુવૃત્તિનો સામનો કરવામાં આવે તો એકે પક્ષની હિંસા નાબૂદ થતી નથી માત્ર બંને પક્ષની હિંસામાંથી જે પક્ષમાં હિંસાનો જથ્થો કે બળ વધારે હશે તે પક્ષ બીજા પક્ષને દબાવી દેશે એટલું જ. આ અથડામણને અંતે એકે પક્ષ જે ભૂમિકા ઉપર ઊભા રહીને સામનો કરવામા આવ્યો હોય છે એનાથી ઊંચી ભૂમિકા ઉપર ચડતો નથી. બન્નેનુ ગ્રાઉન્ડ બદલાતુ નથી. માત્ર 'shifting of ground' જ થાય છે, 'lifting of ground' નથી થતું

આ એક માનસિક સ્થિતિ છે. કોમી ટોળાની ઝનૂની હિંસા, સામુદાયિક હિંસા છે. એક વ્યક્તિની બીજી વ્યક્તિ કે વ્યક્તિસમૂહ પ્રત્યેની હિંસાવૃત્તિથી એ જુદા પ્રકારની હિંસા છે. સામુદાયિક હિંસા સામે એટલા જ પ્રમાણની સામુદાયિક અહિંસા જો વાપરવામા આવે તો એનો સામનો થઈ શકે. ટોળાની હિંસાવૃત્તિ, સમૂહમાનસ–Mass Psychology–વાળી હોઈ એમાં સામુદાયિક લાગણીનો આવિષ્કાર થતો હોય છે. સમૂહતાણ–Mob hysteria–ને વશ થઈને માણસો કોમી રમખાણ વખતે વિરુદ્ધ કોમનાં માણસો ઉપર હુમલા કરતા હોય છે. એની પાછળ હિંસકવૃત્તિ ઉપરાત ધર્મઘેલછા કે ઝનૂન હોય છે. આને લીધે પ્રતિપક્ષ ઉપર હુમલો કરનાર વ્યક્તિને પોતાના ધર્મની કે કોમની સેવા કર્યાના સંતોષની લાગણી પણ થતી હોય છે. આ ઉપરાંત એમા જેહાદીની ભાવના પણ હોય છે. આમ સંતોષની લાગણી, અને ધાર્મિક જેહાદીની વૃત્તિને લીધે હિંસા કરનાર વ્યક્તિઓ પોતાની પશુવૃત્તિ વિશે બહુ જાગ્રત નથી હોતી. આને કારણે એમનો અહિંસક સામનો કરવામાં આવે તો પણ એનાં પરિણામને મર્યાદા રહેશે. દા. ત, ધર્મને ખાતર ખૂન કરનાર કોમવાદી, પેટને ખાતરની નોકરી માટે શેઠ કે સરકારને માટે હિંસા કરતા નોકરો કે પોલિસો પોતાના વર્ગીય હિતસબંધ કે કુળની ટેક માટે હિંસા કરનાર માણસોઃ આ બધા હિંસક માણસોને હાથે થતી હિંસાના પ્રકાર ભલે એક સરખા હોય (એટલે કે એમને હાથે માણસોનાં લોહી રેડાતાં હોય) તો પણ એ દરેકના ભિન્ન હેતુને કારણે એમની હિંસાવૃત્તિની લાગણીનો પ્રકાર ભિન્ન હોય છે. અને એને લીધે એ દરેકને અહિંસક સામનાની અસર પણ ભિન્ન રીતે પડવાની શેઠ કે સરકાર માટે સત્યાગ્રહી સૈનિકોના માથાં ભાંગનાર પોલીસોને અહિંસક સામનાની અસર વહેલી થશે, જ્યારે પોતાના ધર્મની, વર્ગની કે કુળની રક્ષા, ટેક કે આબરૂના ખ્યાલથી (પછી ભલે એ ખ્યાલ ભ્રમજનક હોય અને સાચી રીતે હિંસક રસ્તે ધર્મ, વર્ગ કે કુળની સેવા, રક્ષા, ટેક કે આબરૂમા વધારો નહિ થતો હોય) હિંસા કરનાર વ્યક્તિ કે વ્યક્તિસમૂહને અહિંસક સામનાની અસર બહુ મોડી થશે કે અલ્પ પ્રમાણમાં થશે કે કદાચ મુદ્દલે નહિ થાય.

મારે મને અહિંસાની શક્તિની આ મર્યાદા છે. જે ઇસ્લામીને એમ લાગતું હોય કે

જબરો કાબૂ છે જ. આ કાબૂ હોવા ઉપરાંત આજે કોંગ્રેસવાદીઓ દેશમાં સૌથી વધારે બંડવૃત્તિવાળા હોઈ વધારેમા વધારે સંગઠિત અને એકરાગી રાજકીય સમૂહ છે. જનતા ઉપરના કાબૂને લીધે જેટલું મહાસભાનું બળ જણાય છે એટલું જ બળ મહાસભાવાદીઓના સંગઠન અને બંડવૃત્તિની ઉગ્ર માત્રાને લીધે પણ છે આજે દેશમાં મહાસભાવાદીઓ જેટલો નક્કર ને સંગઠિત નિયમનવાળો એક પણ વર્ગ નથી અને આધુનિક ઇતિહાસ એ જ બતાવે છે કે વિગ્રહી પરિસ્થિતિમાં મધ્યસ્થ સત્તા જ્યારે છિન્નભિન્ન અવસ્થામાં હોય ત્યારે જે વર્ગ રાજકીય રીતે વધારે સગઠિત, હિંમતબાજ, કુશળ, નિયમનબદ્ધ ને જોખમપ્રિય હોય છે તે જ વર્ગ સત્તાની લગામ આંચકી લે છે કારણકે એને જોખમોનો ડર નથી. સગઠનની એની આદત તૂટી નથી નિયમનને કારણે એનામાં એકશક્તિ ને એકઇચ્છા પેદા થઈ હોય છે બ્રિટીશ સત્તા આ હકીકતથી પૂરતી વાકેફ છે એટલા માટે જ મહાસભાનો સાથ એને માટે મહામૂલ્યવાન સલામતી છે

આને લીધે સામ્રાજ્યવાદી ચોકઠાના લક્ષણુમા રહીને જેટલી શકય છે એટલી ધરછોડ કરીને બ્રિટીશ સત્તા મહાસભાના નરમ અને જનતા ઉપર કાબૂ ધરાવનાર વર્ગને સમજાવી લેવા માગે છે એ વર્ગ બ્રિટીશ સત્તાની મર્યાદિત ધરછોડથી માની જશે કે નહિ એ પ્રશ્ન જવા દઇએ, પરંતુ આજે ચારે બાજુ શુભદિલી ને રાજ્યકર્તાઓની શુભનિષ્ઠા ને ગવર્નરોની પ્રધાનો સાથે 'ડેમોક્રેટિક' ધોરણે પ્રાંતીય કારોબાર ચલાવવાની રીતની જે પ્રશંસા થઇ રહી છે, એ મહાસભાને જીતી લેવાના પ્રયાસની સૂચક છે મહાસભાના સર્વમાન્ય નાયક મહાત્માજી સાથે મુલાકાતો ગોઠવી મહાસભાનુ માનસ જાણી લેવાનો વાઈસરોયનો પ્રયત્ન એ પણ આ જાતની ધરછોડ કરવાની શાહીનીતિનો આવિષ્કાર જ છે.

## ફેડરેશનનો સામનો

હિંદુ-મુસ્લીમ પ્રશ્ન જેમ મહાસભાને મૂંઝવી રહ્યો છે, એમ આગામી ફેડરલ બંધારણની સ્થાપનાનો સામનો શી રીતે કરવો એના ઉપાયોની શોધ મહાસભાને મૂંઝવી રહી છે. હમણાં જ ગવર્નર જનરલે વડી ધારાસભાની વર્ષ માટે લખાવેલી મુદત અને પેશાવર ખાતે વાઇસરોયે પોતાના એક પ્રવચનમા આગામી ફેડરેશનનો કરેલો ઉલ્લેખ બતાવે છે કે હવે એક જ વર્ષમાં ફેડરલતંત્ર અમલમા લાવવાના તનતોડ પ્રયાસ બ્રિટીશ સરકાર કરી રહી છે. મને એમ લાગે છે કે ફેડરેશનનો સામનો પ્રજાની હાલની માનસિક સ્થિતિ જોતાં સામુદાયિક કાનૂનભગની ચળવળનો આસરો લઇને કરવો સફળતાસૂચક દેખાતો નથી. હજી પ્રજાનો અતિમોટો ભાગ અતિમંદ, અસગઠિત, કમજોર ને પૂરતી જાગૃતિ વિનાનો છે આ સંજોગોમાં સામુદાયિક કાનૂનભગ મારફત સામનો કરવા પ્રયત્ન કરવો એ નિષ્ફળતા માગી લેવા જેવું દીસે છે. એનો અર્થ હું એમ નથી કરતો કે સામુદાયિક કાનૂનભગ શાહીસત્તાને ઢીલી કરી મૂકવા માટે જલદ શસ્ત્ર નથી. એ શસ્ત્ર અતિ જલદ હોવા છતાં જે પ્રમાણુમા વાપરનારાઓનો સમૂહ તૈયાર થવો જોઇએ એ હજી તૈયાર થયો લાગતો નથી. આથી મને લાગે છે કે મહાસભાનું તાત્કાલિક કાર્ય એ છે કે ફેડરેશનના વાંધાભરેલા મુદ્દાઓને નક્કી કરી એ મુદ્દાઓ ઉપર દેશમાં ઠેર ઠેર પ્રજામત સંગીન કરવો.

આંગણામાં બળદ બાંધતા વાલાએ આ વાતચીત કરતાં બેઉને દીઠાં. તે લાલપીળો થતાં બબડ્યોઃ 'તારી માની રાંડ મારું! આ હસીહસીને વાતો કરે છે એ તો જુઓ!' અને ઝવેર પાછળ ઘરમાં જઈ પૂછ્યુંઃ 'શી વાત કરતી'તી?'

'એમની સામરીના સમાચાર પૂછ્યા, તે કે'તી'તી; બીજી શી વાત કરવાની હતી!' ઝવેરે મોં ચડાવી કહ્યું.

'મેં તને લાખવાર કહ્યું, કે તારે કોઈની સાથે વાત ન કરવી, તોય માનતી નથી!' અને એના રાઠોડી હાથનો તમાચો મારતાં બોલ્યોઃ 'હવે તો તું મારની જ ઘરાક છે.'

'પોતે એવા એટલે આખી મલક એવી હશે?' ઝવેર ગાલ પંપાળતાં પંપાળતાં ઘૂરકી.

'એવા એવા જા. હું તો એકને બદલે હજાર બૈરાં રાખીશ; એનું તારે શું!' અને પછી પાછો ફરતા બોલ્યોઃ 'ખબરદાર, જો કોઈની સાથે વાત કરતાં ભાળી, તો જીવતી નહિ મેલું.'

'મનેખ છે તે કોઈની સાથે વાતેય ન કરે ત્યારે!'

'કરજે જો માર ખાવાનો ભાવ હોય તો.'

'ના ત્યારે?'

વાલો ઝટ પાછો ફર્યો અને પત્નીનું મોં ઝાલી દબાવતાં બોલ્યોઃ 'પાછી બોલતાં શીખી છે? મોઢું જ ભાગી નાખીશ હા.' અને પછી ભોંય પર પટકતો 'મારા મનથી કોણ બોલે, કોણ બોલે, તેમ તેમ વધારે?' એમ બબડતો બબડતો ગામમાં ચાલતો થયો.

ઝવેર હળ વળતાં ભાંડવા વળીઃ 'હગાઈના કરનારાનું નખ્ખોદ જજો, તે આવા ભીલને પાલે નાખી!...'

કારતકી પૂનમનો મેળો હતો. વાલો ખમીસ પર કોટ ચડાવી સાફો બાંધતો હતો એવામાં ઝવેરે કહ્યુંઃ 'મારેય મેળે આવવું છે.'

'બેસ બેસ હવે મેળે જનારી મોટી ન ભાળી હોય તો. એમ કરીને પિયરના મોટીઓને મળવું હશે?' વાલાએ આંખો કાઢી કહ્યું.

'ત્યારે તો તમેય મળવા જતા હશો? મેળે જાય એટલાં પાત્તર...'

'તું મને કુણ પૂછનાર? તું કાંઈ ધણીનીય ધણી છે?' અને પછી હાથમાં સોટી લઈ ગળે લાલપીળો રૂમાલ વીંટતો વીંટતો બહાર નીકળતાં કહ્યુંઃ 'જો વાડામાં કોઈનું ઢોર ન પેસી જાય, નહિ તો જાણતી નહિ હોય?'

ઝવેર નિશ્વાસ નાખી કમાડનો કલુખડો ઝાલી ઊભી રહી. ફળીને નાકે જાતજાતનાં ગવનો ઓઢી ધરતી રણકાવતી ચાલી જતી યુવતીઓ જોઈ, યુવાનીના મદમાં ઝૂલતા હોય તેવા દોડતા જતા યુવાનો જોયા. તે એક નિશ્વાસ સાથે બબડીઃ 'બળ્યું આ જીવતર!'

એટલામાં ફળીમાંથી એક છોકરીએ પૂછ્યુંઃ 'ભાભી, મેળે નથી આવતાં?'

'ના બુન શું લેવા!'

'હૈડો બંગડીઓ ફૂંગડીઓ લાવવી હોય તો; તમે તે દન કે'તા'તાં ને?'

'ના, તમારા ભાઈ ગયા છે તે લેતા આવશે.'

'સારું ત્યારે' કહી પેલી છોકરી પણ ચાલી ગઈ.

મેળામાં એક વહોરાની દુકાનેથી એક જુવાનડીને બગડી ખરીદી આપતા વાલાને જોઈ, પેલી છોકરીને યાદ આવતાં કહ્યુંઃ 'વાલાભાઈ, મારી ભાભી સારું બંગડીઓ લીધી!'

'જા જા હવે તારે શી પચાત?' વાલાએ આંખો કાઢતાં કહ્યું.

'ભાભી કે'તાંતાં એટલે મેં તો પૂછ્યું' છોકરીએ મોં ચડાવતાં કહ્યું. અને જતાં જતાં બબડી: 'મારે શું, તમારે લઈ જવી હોય તો લઈ જજો ને?'

'વાલા, એ બંગડીઓ લેતો જાને તો?' પેલી યુવતીએ ભલામણ કરી.

'અરે લીધા! પૈસાય જોઈએને પાછા?'

'તો લે આ મારા વાળી લઈ જા' કહી યુવતીએ બગડીઓ ધરી.

'રે'વા દે હવે. એ પાછી બંગડીઓ પહેરે એવી ખરી તે?' કહી વાલો ચાલવા લાગ્યો. પેલી પણ ચૂપ થઈ ગઈ.

મેળામાંથી આવતાં પેલી છોકરીએ ઝવેરને વાત કરી: 'ભાભી, મેં વાલાભાઈને તમારી બંગડીઓ લાવવા કહ્યું'તું, પણ એ તો ઊલટા મને લડવા બાજ્યા.'

'હશે!' ઝવેર બોલી.

'શું હશે તમારુ' કપ્પાળ? પેલી નાથીને કેવી ચાર આનાની બગડીઓ લઇ અલાણી? ને હું કેવા ગઈ એટલામાં...'

'હશે બુન! ધણીનું કોઈ ધણી છે!' ઝવેરે નિશ્વાસ નાંખતાં કહ્યું. અને પછી ઉમેર્યું: 'જાઓ ઘેર જાઓ. હમણાં આવતા હશે.'

છોકરી ચાલતી થઈ.

વાલાને ઘરમા પેસતાં જોઈ ઝવેર મનમાં મનમાં ધૂંધવાઈ ઊઠી. જાણવા છતાંય તેણે પૂછ્યું: 'બંગડીઓ લાવ્યા?'

'પૈસા જોઇએ ને?'

'માઓને આપવા ક્યાંથી...'

પણ વાક્ય પૂરું કરતાં પહેલાં તો વાલો નારિયળની કાચલી દબાવતો હોય તેમ તેનું મોં દબાવતાં બરાડ્યો: 'ચૂપ! સાલી વતરી? મારું મન ફાવશે તો આખું ઘર ઉડાડી દઈશ, તેમાં તારે શું?' અને પછી ઉપરથી લાત મારતાં કહ્યું: 'જો ફરી બોલી છે, તો જીભ જ ખેંચી કાઢીશ'

'તે આમ કર્યા વગર એને ઘરમાં જ ઘાલોને?' રડતાં રડતાં ઝવેર બોલી.

'તને પૂછીશું?' કહી વાલો કપડાં ઉતારવા લાગ્યો, અને પછી હુક્કો ભરી ચોપાડમાં બેઠો.

ઝવેર આ સુખદુઃખની વાતો પેલી સહિયરને કોઇ વાર કરતી અને ઓછુંવત્તુ આશ્વાસન મેળવતી. પણ એય એક દિવસ વાલાએ 'જો પેલી દલાલણને ત્યાં ફરી ગઈ છે તો પગ જ કાપી નાખીશ' કહી બંધ કરી દેવરાવ્યુ. કોકવાર પાણીઆરે મળતાં તે જ.

એક વખત ચોપાડમાં બેઠેલા વાલાને એક ભાઈબંધે ઘરમાં ઝવેરને રડતી સાંભળી કહ્યું. 'વાલા, બૈરુ ન ગમતું હોય તો ફારગતી આપી દે'

'બેસ બેસ હવે. મારી બૈરી મારે જીવતે બીજાને ત્યમ? અને તેય હું હાથે કરીને બળાવું એમ?' વાલાએ તિરસ્કાર વરસાવતી આંખે કહ્યું.

'ત્યારે તું એમ હેડતાં ને ચાલતાં શું કામ માર છે?'

'એટલો તાપ ન દેખાડીએ તો વશમાંય રે' કે?'

'અમારે તો કાંઈ વઢી જતાં નથી,' પેલાએ કહ્યું.

વાલાની જીભે આવ્યું 'તારા મનથી ને?' પણ એ ન ઉચ્ચારતાં બોલ્યો: 'બધાંય કાંઈ સરખાં નથી હોતાં.'

પેલાને આગળ બોલવાનું મન તો થયું પણ, વાલો કાં તો અવળો વહેમાશે ધારી ચૂપ રહ્યો અને થોડીવાર પછી ઊઠી ચાલતો થયો.

એક દિવસ ગામમાં એક જણને ત્યાં છોકરીના આણા પ્રસંગે ગાણાં ગાતાં વાલાની નજર, યુવાનોના અર્ધવર્તુલની સામેના યુવતીઓના અર્ધવર્તુલમાં આકર્ષી દોરી રહી હતી. તેવામાં ઝવેર ગાણાં ગાવા અંદર પેસતી દેખાઈ, અને વાલાની આંખ ફાટી. ગાણું પૂરું થતાં તેણે બૈરાંના ટોળામાં ઊભેલી ઝવેરને કહ્યું: 'જા ઘેર. ઘરમાં કોઈ પેસી જશે તો!'

'ગામ વચ્ચે ઘર છે ને કોણ પેસી જવાનું છે?' એક આધેડ બાઈ બોલી.

'તમારે વચમાં પચાત ન કરવી' વાલાએ રોકડું પરખાવ્યું.

ઝવેર, આ હુકમનો અનાદર કરવાથી શો અન્જામ આવે છે એ જાણતી હતી. 'અમરથુ ભર્યા માનવીઓમાં ફજેત થવુ' વિચારી ઘર તરફ ચાલી. થોડેક ગઈ હશે ત્યાં કોઈકનાં પગલાનો અવાજ આવતાં પાછળ ફરીને જોયું તો ગામના મુખી—દલાકાકા. તે સહેજ સંકોચાઈ બાજુમાં ખસી, ત્યાં તો નજીક આવતાં દલાકાકાએ ચાલતા ચાલતાં કહ્યું: 'ઝવરી, શું કામ માર ખાઇને મરી જાય છે! નાતમાં મૂરતિયાનો કાળ તો નથી પડયો!' અને સહેજ ખમચાઈ આજુબાજુ જોતા 'ફલાણે ગામ ફલાણો છે ને ઢીકણે ગામ ઢીકણો છે' કહી ધીમે ડગલે ચાલવા લાગ્યા. અને પછી છૂટા પડતાં બોલ્યા: 'નાત પૂછશે તો અમારા સરખા કે'નાર નથી કાંઈ?'

ઝવેર ઘેર આવી વિચારમાં પડી સાસરે આવ્યે છઆઠ મહિના થયા એમાં એકેય અઠવાડિયું માર ખાધા વગર નથી ગયું બાપેય ઠપકો દેવાની રીતે દઈ ગયા પણ ઊલટું ત્યાર પછી તો વધારે માર પડે છે; ને એમના મોઢા પર જ કયાં ન'તુ કહ્યું, કે મારી બૈરી છે તે મનફાવે તેમ કરીશ અને તે નિશ્વાસ નાખતાં બબડી: 'બાપાય સાંભળી જ રયા'તા ને? એમનોય શો ઈલાજ!' પાછા તેને દલાકાકાનાં વાક્ય યાદ આવતાં થયું: 'એય શું ખોટું કે' છે. નાતમાં ઘણીય ઊભે છેડે જાય છે; કાંઈ મારી એકલીની ઓછી નવાઈ છે.' પછી તેની આંખ આગળ દલાકાકાએ બતલાવેલા મૂરતિયા ખડા થતાં વિચાર આવ્યો: 'ભલે, આના જેટલા રૂપાળા નથી પણ આવા કસાઈ તો નહિ જ હોય ને? એકલા રૂપને તે શું દેવતામાં નાખવુ છે? આદમી છે વાંક ગનો પડે તો મારેય, પણ આમ વગર વાંકેય?' અને આ વિચારો સાથે તેની આંખમાં આંસુ આવ્યાં: 'દલાકાકા કે'તા'તા એમ જ કરું. આ તો જન્મારાનું દુઃખ!' અને એ મારના દર્દનો સ્વાદ તાજો કરતાં બબડી: 'ઉંહું, નહિ વેઠાય.'

ફરી એક દિવસ પાણી ભરીને આવતી ઝવેરને દલાકાકા મળ્યા. તેમણે ગઈ કાલનો એકબે જુવાનોને હોળી ખેલવાના ગુના બદલ પડેલો માર યાદ દેવરાવતાં કહ્યું: 'ભૂંડી મારું

કહ્યું માનં! શું કામ કૂતરાને મોતે-મરી જાય છે?' એક ફેરા તું હોવ કે', તો હું બધું ય ગોઠવી આપુ '

ઝવેરની જીભે આવ્યું: 'ગોઠવજો જાઓ' પણ હોઠ ન ઊઘડ્યા.

પણ ત્રીજી વાર તો તેણે જ લાગ મળતાં કહી દીધું' 'દલાકાકા, તમે કે'તા તે નક્કી કરી દેજો 'ફલાણા'ને ત્યાં!'

'સારુ ભાઃ હુ તને નક્કી કરીને કહીશ. તુ તારે બેફકર રે'જે,' કહી દલાકાકા ઝવેરનું દુઃખ મટશે, પેલો પણ સુખી થશે, ને ઉપરથી બેચાર મહિનાનું અશીણુ નીકળશે એમ ગણતરી ગણતા ગણતા ચાલ્યા ગયા.

ઝવેરે એક વખત પાણી ભરી વળતાં, એકાંત જોઈ પેલી બહેનપણીને વાત કરીઃ 'મણી! મારાથી તો હવે જુલમ નથી વેઠાતો! ક્યાય જતી રહું એમ થાય છે.'

'તે મને તો એ વિચાર આવ્યો જ હતો, પણ કહુ તો તને વળી થાય, કે જુઓ રાંડ મારું ઘર ભગાવવા બેઠી છે.'

'પણ આ પીટચો પાછળથી કાંઈ કરે તો?!'

'અરે કર્યાં કર્યાં એની શું દેન હતી?'

'તુ ન જાણે બુન, એ તો કાળા કાળજાનો છે!' ઝવેરની આખમા ધોળે દિવસે ય રસ્તા વચ્ચે આંસુ આવ્યાં.

મણિએ ત્યાર પછી બેચાર દાખલા આપ્યા અને 'એ તો તું અમથી બીએ છે' કહી હિંમત આપી અને છૂટી પડતા ઉમેર્યુંઃ 'આ કસાઈખાનાથી તો છૂટીશ.'

એક દિવસ ઝવેરને દલાકાકાએ કહ્યું. 'ઝવરી, આ અંધારિયાની અમાસે બારીની* પા બેત્રણ જણ અડધી રાતે આવશે.' અને જતા જતાં કહ્યુંઃ 'જોજે મારું નાક ન કપાવતી. આડી બે રાતો છે હોં. જો ભૂલી જતી '

ઝવેરનું હૈયુ કંપી ઊઠયું. તે રાતે પડયા પડયા વિચારે ચડી. પકડાઈ જઈશ તો? આવો સવાલ ઊઠયો પણ તરત જ 'એ તો ખળે સૂએ છે એ કયા જોઈ બેઠો છે' આ જવાબે તેને ટાઢી પાડી. વળી 'મૂવું કાંઈ જન્મારો તો આવો ને આવો કસાઈ નહિ રે'' એ વિચાર આવતાં આઠ દસ માસના દિવસોના પાનિયાં ઉથલાવી જોયાં, એકે દિવસ હસીખુશીનો ના ભાળ્યો. તે બબડી 'કૂતરાની પૂંછડી સાત દાટી રાખો તોય વાંકી ને વાંકી!' અને એમ કેટલીય ગડમથલ પછી કાઠી છાતી કરી નક્કી કર્યું 'ગમે તેમ થાય પણ આ ઘર તો છોડવું જ.'

પડવોની પરોઢના વાલો ખેતરેથી ઘેર આવ્યો. આગલું કમાડ અંદરથી બંધ જોઈ બેચાર બૂમો પાડી અને છતાંય ન ઊઘડયુ ત્યારે, આ રાંડ શુ કરે છે ઘરમાં' બબડતો બબડતો પાછલે બારણે ગયો. કમાડ ધકેલી જોતાં ઊંવડી ગયુ. ફાટી આખે મનમાં થયું નક્કી આજ રાંડે અખડજતર કર્યું લાગે છે. તેમાં જ અત્યાર સુધી ઘોરે છે. અને 'આજ તો રાંડનો કુચો જ કરી નાખું' બબડતો ધુંધવાયેલે મગજે ઘરમાં ગયો પણ ખાટલો ખાલી દીઠો, પાણિયારે બેડાં બેઠાં દીઠાં. કોઈને ઘેર દેવતા લેવા ગઈ હશે કરી આગલું બારણું

* બારી = વાડો

ઉઘાડી બેચાર ધાંટા પાડ્યા. વળી ફળીનાંને પણ પૂછી વળ્યોઃ 'આ રાંડ ક્યાં ગઈ છે?' પણ જવાબ 'હું જાણું' મળતાં વધુ અકળાયો. લેરે ગઈ હશે વિચારી સળવળના હાથને મસળતો ઊભો રહી થાકયો. વળી ગામમાં એક ચક્કર લગાવી આવ્યો પણ કાંઈએ પત્તો ન ભાળ્યો. આખરે પિયરે જ નાસી ગએલી વિચારી 'આજ તારી વાત છે. પીરી રે' બબડી ધૂંધવાટમાં ને ધૂંધવાટમાં ઢોરઢાંખરની બાધછોડ કરવામાં વળ્યો.

બપોરના દોઢેક ગાઉ પર આવેલી સાસરીએ જઈ સસરાને પૂછ્યુંઃ ' તમારી છોડી ક્યારની આવી છે?' અને તેના સસરાને કંઈ પણ પૂછવા દીધા વગર ચલાવ્યે જ રાખ્યું: 'મારે તમારું કશુય સાંભળવુ નથી હમણા ને હમણાં આગળ કરી આપો.'

'અરે પણ વાત શી છે? અહીં તો કોઇ નથી આવ્યું.'

'કોઇ નથી આવ્યું?' અને બીજે ક્યાં જવાની હતી વિચારીઃ 'સારુ, સારુ, ઘાલી રાખો ઘરમાં. કેટલા દિવસ ઘાલી રાખો છો જોવ' વાલાએ આંખો કાઢતાં કહ્યું.

બાપને ખાતરી થઈ ગઈ કે છોકરીએ કાળુ કર્યું. તેમની નજર આગળ, એકએ વાર મળવા ગયેલા તે વખતનું તેનું ગરીબડું મોં, આંખમાં આંસુની ધાર, એ બધું ખડું થયું. કાનોમાં એની કાકલુદી, 'બાપા ગમે' એમ કરો પણ અહીંથી—આ કહાઈવાડેથી છોડવો ઘેર લઈ જઇ ગોડે તો મારી નાખજો. હવે તો મારાથી આ નથી વેઠાતું.' વગેરે ગુંજવા લાગ્યું અને ચડેલી રીમને દબાવતાં કહ્યુંઃ ' વાલજી, તમે બાપડીને હેંડતાં ચાલતાં ટીપો છો તે ક્યાંય...'

'મારું મનેખ છે તે ગમે એમ કરીશ. પચાત કર્યા વગર મોકલવી છે કે નહિ!...'

'પણ અહીં આવી હોય તો ને!' અને પછી ગળગળે અવાજે ઉમેર્યું: 'ક્યાંય કૂવોહવાડો તો નથી કરી બેઠી?!'

વાલાને દસબાર આની ખાતરી થઈ કે અહીં નથી. તેણે પોક ફેરવતાં કહ્યુંઃ 'ગરો ગયા મરી ગઈ હોય તો તો. પણ જો મારું નાક વાઢ્યું હશે તો જીવતી તો નહિ રે'વા દઉં હા...'

બેત્રણ દિવસે વાલાને ખબર પડી કે પત્નીએ બીજાનું ઘર માંડ્યું છે. તેને પોતાનું નાક વઢાઈ ગયેલું લાગ્યુંઃ કાન પર ભવિષ્યનાં લોકોનાં મેણાં અથડાયાં, 'બેસ બેસ રાંડવા, ઝેરું તો સચવાણુ નહિ. ઢાકણીમાં પાણી ઘાલી ડૂબી મર ડૂબી.' વાલો અકળાઈ ઊઠ્યો. અને છેલ્લવેલ્લો નિર્ણય કરી નાખ્યોઃ 'ભૂઈ ૭ મહિનાની જેલ થાય, તો પણ રાંડનું નાક તો કાપવું જ. એય જાણશે કે માથાનો મળ્યો'તો; ને દુનિયાય કે'શે કે માએ મર્દ જણ્યો'તો.'

વળી ગામના જુવાનોને પણ ઝવેરનું આ પગલું ગામને હીણપત લગાડનારું લાગ્યું. અંદર અંદર કહેતા પણ ખરા 'અરે, આ તો વાલા એકલાનું નાક નથી ગયું પણ આપે આપણા જુવાનોનુંય ગયું છે. અને આની તો ચારેપા તોબાહ પોકરાવવી જોઇએ.' એટલે વાલાને કહેવા લાગ્યાઃ 'વાલા, રાંડની સાન ઠેકાણે લાવે તો જ તો તું મરદ ખરો. લોકોય જાણશે કે ના ના મરદ પાકયો'તો વળી.' અને બેચાર જુવાનોએ તો તેને સક્રિય મદદ આપવાનું પણ વચન આપ્યુંઃ 'તું ફિકર ન કરતો. અમે એ રાંડને અલકમલકમાંથી તારી આગળ લાવશું.' અને આમ કહી વાલાના મિજાજને સતેજ રાખ્યા કર્યો.

એક દિવસ હલાકાકાએ વાલાને કહ્યું : 'વાલા, ઝવેરીએ તો કાળું કર્યું પણ હવે રાંકો ઘેલાનું કેમનું કરવું છે? તું કે' તો, ગામના બે જણને લઈ, હું પૂછી આવું.'

'તમે તો એવું જ ખોળતા ફરો છો ને? મારું નાક ગયું એવું કાંઈ નહિ, ને ઉપરથી દાવો લેવા જવા તૈયાર થયા છો? ના મારે તો...'

દલાપટેલ વચ્ચે બોલ્યા: 'અરે, તું કે'તો હોય તો દન આથમતાંમાં પાછી લાવું. પણ આ તો પેલા જેવું થાય, કે "અલ્યા તારી મા તો નાતરે ગઈ." ત્યાર કે' છેઃ "ઘણું ખોટું થયું!" "અલ્યા, પણ પાછી આવી" ત્યારે કે' છે, 'એ તો વળી એનાથીય ખોટું થયું!" આમ છે. માટે હવે તો દાવો લઈ ફારગતી લખી આલ્યે જ છૂટકો.'

વાલો ધૂંધવાઇ ઊઠયો: 'હું ફારગતી લખી આલું?' અને પછી આંખો ફાડી બોલ્યો: 'દલાકાકા, મારે તો—' પણ કંઈક વિચાર આવતાં જીભને ગુલાંટ ખવડાવી—'મારે તો દાવો નથી લેવો.'

'અરે ગાંડા શું કામ બસો ત્રણસો રૂપિયા ખુએ છે?' એમને વધારે ફિકર તો ફાટવા આવેલી પાઘડીની હતી.

વાલો ઊઠી ઊભો થતાં બોલ્યો: 'છો ખોવાતા.' અને ધૂંધવાયેલો ચાલતો થયો. પાછળ દલાકાકા બોલતા હતા: 'જરા આગળ પાછળનો વચાર કરજે વચાર.'

પછી તો વાલો ગામના બેત્રણ જુવાનો સાથે ઝવેરને દાવમાં લેવા, વેળાકવેળાએ તેની નવી સાસરીએ એકબે ફેરા પણ મારી આવ્યો. પણ વાલાને સારી પેઠે ઓળખતી ઝવેર એમ એટલામાં બહાર નીકળે ખરી કે?

ઝવેરને ગયે લગભગ મહિનો થવા આવ્યો ચોમાસાએ પાણી સાથે કામનો પણ વરસાદ વરસાવ્યો હતો. પણ વાલાને તેની ઝાઝી પડી ન હતી ઘરમાં પણ કશુંય કામ સઝતું ન હતું. એક દિવસ સાંજના પડયે પડયે 'કા તો મરણિયા થઇ રાંડનું નાક ઘરમાં પેસીને કાપી નાખવું કે કાં તો માંડી વાળવુ' આવો વિચાર કરતો હતો, અને એ વિચાર 'માંડી વાળવા'ની વધારે તરફેણ કરે ત્યા તો લાખો અને કોદર આવી ચંડચા. લાખાએ વાલાને ધીમેથી કહ્યું 'વાલા, આજ ચારપાંચ દનથી "પેલી" ખેતરોમાં જતીઆવતી થઈ છે.' અને કોદરે કમ્મરે પછેડી વીંટતાં ઉમેર્યું: 'લે ઊઠ હેંડ. આજ ખરો લાગ છે મે બરોબર ભાળ કાઢી છે; એવીએ આંબાવાળા ખેતરમાં ઢોર આડે નીત સાંજના આવે છે.' વાલાને સડપ દઈને બેઠા થવાને બદલે તેને અમળાતો જોઈ લાખાને દાઝ ચડી: 'લે ઊઠને? આમ શું ઘોની પેઠે અમળાય છે?' પણ તોય વાલામાં જોઈએ એવી સ્ફૂર્તિ ન આવી. ત્યાં તો કોદરે વાલાના ઢચુપચુ થતા મનને ચાબખો માર્યો: 'હત્ બાયલા! સડપ દઈ ને બેઠા થવાને—' પણ વાલાએ ખાટલામાંથી છલંગ મારી એના બીજા શબ્દોને અધૂરા રાખ્યા. વાલાનું હૈયું, એ 'બાયલા' શબ્દથી ધૂંધવાઈ ઊઠયું હતું. તેણે ઘરમાં જઈ ફાળિયુ બાંધ્યું અને ખીંટીએ લટકતી છરી કમ્મરમાં ખોસી આગ... રસ્તે ચાલતાં ય તેને દુનિયા જાણે મેણાં મારતી હતી: 'હત્ બાયલા!' અને ક્યારે વૈરીનું નાક વાઢુ, અને ક્યારે લોકોને મર્દાઈ ભાળુ એવા વિચારે કોણ જાણે કયી ઘડીએ ત્રણ ગાઉનો પલ્લો વટાવી નાખ્યો.

'જો, આંણા નેળિયામાં થઈને હમણાં નીકળશે' લાખાએ કહ્યું અને ત્રણેય જણ્ અરણીઓની ઝૂકામાં શિકારીની પેઠે સંતાઈને બેઠા. થોડીકવાર થઈ હશે ને કોદરે ઝીણી

આંખો કરતાં કહ્યું: 'પેલી આવે... માથે ચારનો પૂળો લઈને' કહી હાથ લાંબો કરી બતાવી રહ્યો.

વાલાએ ઊંચી ડોક કરી જોયું તો ઝવેર ચાલી આવતી હતી.

'જો તું આંણા નાકામાં જ કામ પતવી દેજે હાં. અમે આટલામાં જ ઊભા ઊભા ચાર પા જોતા રહીએ છીએ.' કાદરે કહ્યું અને લાખા સાથે ઊપડ્યો. 'જો કામ પૂરું થતાં આંણા છીંડામાં થઈને પમાર હેં' લાખાએ જતાં જતાં ઉમેર્યું. વળી કાદરે સલામતીનું સૂચન સમજાવ્યું: 'જો કોક આવતું હશે તો અમે સીટી મારશું હેં.'

પણ વાલાનું ચિત્ત અત્યારે ઠેકાણે નહોતું તે ધ્રૂજતા અંગે અને ઝાળ વેરતી આંખે ઝવેરને આવતી જોઈ રહ્યો ઝવેર જો અત્યારે પાસે જ હોત તો છરીને ઠેકાણે કદાચ દાંતનો ઉપયોગ કરત એટલો એને ગુસ્સો આવ્યો હતો, અને જાણે ઝવેરને ન ઉદ્દેશતો હોય, તેમ, છરીને મ્યાન બહાર કાઢી હલાવતાં બબડ્યો: 'મારું નાક વાઢનાર રાંડ, આજ તારી વાત છે!' વળી એત્રણ રાશવા છેટેથી તેના માથા પર નાના નાના ઘાસનો પૂળો જોતાં થયું: 'આ શું સુખ માણવા અહીં આવી હશે?' અને પછી પોતાની જાતની તથા ઘર, ખેતરો, ઢોરઢાંખર વગેરેની સરખામણી ઝવેરના નવા ઘર સાથે કરી જોઈ, પણ કોઈ બી બાબત ચડતી ન લાગતાં બબડ્યો: 'ખાટી ખાતાં ખૂજ આવી નહિ તો મારે ત્યાં શું દુઃખ.'—પણ, 'હતું' શબ્દ અધૂરો રહ્યો. સાથે જ સવાલ ઊઠ્યો: 'મેં એને શું સુખ આપ્યુ છે?' અને રાશ દોઢ રાશવા છેટે આવતી ઝવેરને ભૂલી ભૂતકાળમાં ભૂલો પડ્યો. તેની નજર આગળથી ગાડીનાં ડબ્બા પસાર થઈ જાય તેમ સહચારના દિવસો યાદ આવ્યા અને ગયા. તે બબડ્યો. 'મીંય એને મારવામાં ક્યાં કસર રાખી'તી!' અને પછી ઝવેરની નવી પણ હળવી ચાલ, તથા કદિય નું દેખેલો એવો મોં પરનો આનંદ જોતાં 'આનું કારણ?' એ પ્રશ્નનો જાતે જ જવાબ વાળ્યો: 'મીં કોઈદિન હસવા દીધી હોય તો હસે ને?'—એટલામા પાછળથી અવાજ આવ્યો: 'અલ્યા ઊઠ', અને એ અવાજ સાથે ઊઠ્યો પણ ખરો. પણ પગ આગળ ન ઊપડ્યા—નેળિયાની પેથ ન ઊતરી શક્યો. વળી અવાજો આવ્યા: 'અલ્યા જા... ઊનર...' પણ વાલાના કાન અત્યારે અંતરના અવાજોથી બહેરા બન્યા હતા 'મીં ઝૂડ ઝૂડ ન કરી હોત તો અહીં શું સુખ માણવા આવત?' સાથે જ હાથવેંતમા આવતા ઝવેરના ભૂતકાળના શબ્દો યાદ આવ્યા: 'એ તો કે'તી'તી'સ્તો તમને ન ગમતી હોઉં તો કાઢી મેલો, પણ આમ વગર વાંકે શું કામ મારી નાખો છો!'—એટલામા પીડ હડસેલાતા અવાજ ઉપર અવાજ ગૂંજ્યા 'એનો શો ગનો? બૈરીને મારવામાં વળી'—પણ 'હત્ બાયલા...જા હજી લાગ છે. રાંડવાની પેઠ–'; એ શબ્દોએ તેને ગાંડો કર્યો અને ઘાયલ વાઘના ગુસ્સાથી ઝટ પાછળ ફરતાં ઘૂરક્યો: 'આવી જા મરદનું પારખું કરવું હોય તો. લે આ છરી—' કહી કાદરના પગ આગળ છરી ફેંકતાં ઉમેર્યું: 'તમે બે ને હું એકલો, જોઉં છુ કુણ બાયલો છે–' અને બાંયો ચડાવતાં–'સાચા જુઠાનાં પારખાં હમણાં જણાશે.' પણ પાછળ કશાકનો ધબકારો ગંભળાતાં અને ઝવેરને ધરતી સાથે રોપાઈ ગયેલી ધ્રૂજતી જોતાં બોલ્યો: 'જા, તું તારે જતી રે.' પછી હેબતાઈ ગયેલા કાદર તથા લાખાને લાલઘૂમ આંખો સાથે આવાહન આપ્યું: 'મોટા મરદ ન દીઠા હોય તો? આવોને સામા? બૈરીને મારવામાં શી મર્દાઈ જણાવાની છે?'

———o———

# મને જીવનયામિની –

અમીદાસ કાણકિયા

મને જીવનયામિની ! હૃદયના પરિષ્વંગમાં,
જવા જગત સર્વ દે વિસરી મુક્ત આનંદમાં;
પ્રસન્ન મન શાંતસાગર તણા જલોત્સગમાં
સુષુપ્તિ શયને વહી મધુર સ્વપ્નના છન્દમાં
સદા અનુભવી રહું રસસમાધિ સંતર્પણે;
વિરામ, ગતિ કાલની અતલ શૂન્યમાં પામશે
થશે સ્મરણની ભૂતાંવળ, વિલુપ્ત; મોંઘી ક્ષણે
અભાન અવિરામ આ જીવનશેષમાં વ્યાપશે.
અવાચ્ય સુકુમારતા નયનમાં નિહાળી શમી
બધી જીવનવેદના; મધુર સ્વપ્ન સોહામણાં
નિહાળી સરતાં, વિમુગ્ધ બની વિરમે કલ્પના;
થયાં હૃદય એકરાગ; નહિ જાતી હાવાં ખમી
જરા પણ જુદાઈ. હે પ્રણય ! ગાઢ આશ્લેષથી
મને વિરલ આ ક્ષણે નયન મીંચવા વિશ્વથી.

# સહશિક્ષણ અને કામમીમાંસા

રમણલાલ પરેલ

ખોરાક પચાવવા માટે જેમ પાચનરસોની અનિવાર્ય આવશ્યકતા છે તેમ સમાજને સુવ્યવસ્થિત ને પ્રગતિશીલ બનાવવા માટે સહશિક્ષણ એક આવશ્યક અંગ છે. આ મંતવ્યને ધોરણે દુનિયાના દરેક દેશમાં સહશિક્ષણનો પ્રચાર દિવસે દિવસે વધતો જાય છે.

અસંતોષથી ભરેલું સામાજિક, આર્થિક ને રાજકીય જીવન સહશિક્ષણ ખેંચી લાવ્યું છે. તે આપમેળે આપણી પર આવી પડ્યું નથી. હવે તેના આવ્યા પછી, તેની એક જ બાજુ તપાસી તેનાથી નિપજેલાં કેટલાંક અનિષ્ટ પરિણામોથી ડરી જઈ એને ધકેલી દેવા પ્રયત્ન કરશું તો જરૂર નિષ્ફળતા જ મળવાની છે.

સહશિક્ષણ જાતે સુંદર છે. પણ સુંદરને અસુંદર બનાવનારાં તત્ત્વો હમેશાં સુંદરનો હાથ પકડી સાથે ને સાથે જ ચાલે છે. આ અસુંદર તત્ત્વોને સમજી લઈ તેમને દૂર કરવા કે ઠીકઠાક કરવાં ઉચિત સમજપૂર્વક પ્રયત્ન કરવામાં આવે તો સહશિક્ષણ પર જે આક્ષેપો ટીકાકારો લાદે છે તે આપોઆપ ગબડી પડશે.

ટીકાકારો કહે છે કે સહશિક્ષણ એ તો આંધળી બની ઊછળતી વૃત્તિઓ સાથેનો અખતરો છે. અભ્યાસ કરતાં યુવકયુવતીઓની વૃત્તિઓ ચચળ બનાવે છે તેઓ એકચિત્તે અભ્યાસ કરી શકતાં નથી. ચંચળ વૃત્તિઓનો સામનો કરવામાં તેમની ઘણી જ શક્તિ અને સમય વેડફાઈ જાય છે. આ અર્ધસત્ય હકીકત છે. સહશિક્ષણથી યુવકયુવતીનાં ચિત્ત વમળે ચડે છે એ અસત્ય છે પુખ્ત વયે પહોંચતાં દરેક યુવકયુવતીની વૃત્તિઓ ચંચળ બને છે. પછી તે સહશિક્ષણ લેતાં હોય કે અલગઅલગ શાળાઓમાં ભણતાં હોય કે ઘેર માબાપ કે સગાંસંબંધી પાસે રહેતાં હોય. યુવાન વય જ એવી છે કે જ્યારે વૃત્તિઓના આવેગમાં દરેક યુવકયુવતી ઓછાવત્તા-પ્રમાણમાં સહજ ખેંચાઈ જાય છે. એથી, સહશિક્ષણ ચિત્તને ચંચળ કરે છે એમ કહેવું અશાસ્ત્રીય છે. ઊલટું, સહશિક્ષણ યુવકયુવતીને સહવાસમાં લાવી આંધળી વૃત્તિઓનું અજ્ઞાન દૂર કરી તેના ઉછાળા અટકાવતાં શીખવે છે. જેમણે અનુભવી શિક્ષકોની દેખરેખ નીચે સહશિક્ષણ લીધું નહિ હોય તેમનાથી ઉપલું કથન નહિ સમજાય. અને જેઓએ તેવું શિક્ષણ લીધું જ નથી અથવા આપ્યું નથી તેમનો તેની વિરુદ્ધ ટીકા કરવાનો અધિકાર પણ નથી.

છોકરાછોકરીઓની શારીરિક ભિન્નતાને કારણે તેમને સહશિક્ષણ ન આપવું એ કહેવું બેહૂદું છે. શારીરિક ભિન્નતા સહશિક્ષણમાં આડે આવતી હોય તો પણ સમાજના ઉદ્ધાર માટે શિક્ષણ પૂરતી એ ભિન્નતાને મહત્ત્વ ન આપવું જોઈએ. કારણ કે શિક્ષણ લેવામાં શરીર કરતાં મન અને બુદ્ધિનો અનેક ઘણો વધારે ઉપયોગ કરવાનો હોય છે.

બન્નેનાં, સ્ત્રીપુરુષનાં કાર્યક્ષેત્ર જુદાં છે માટે તેમને તેમના કાર્યમાં મદદરૂપ થાય તેવું શિક્ષણ છોકરાછોકરીઓની સ્વતંત્ર શાળાઓમાં આપવું જોઈએ. આવો મત ધરાવતો એક

પક્ષ હિંદમા છે સ્ત્રીનું પ્રકૃતિજન્ય પ્રજોત્પત્તિનું કાર્ય બાતલ કરતા સ્ત્રીપુરુષના કાર્યક્ષેત્રમા ભિન્નતા નથી દુનિયાની પોણા ભાગની વસ્તીવાળા ખેડૂતો અને મજૂરોનુ જીવન આ કથનની વાસ્તવિકતા પુરવાર કરે છે તો પ્રકૃતિદત્ત એક જ ભિન્ન કાર્યને છાડી દઈ છોકરાછોકરીઓ એક સાથે શિક્ષણ લઈ વિકાસ પામે, સાચા નાગરિક બને તેમા કોઈનેય વાધો ઉઠાવવાનું કારણ નથી અને પ્રકૃતિએ વહેંચી આપેલા કાર્યના શિક્ષણ પૂરતા છોકરાછોકરીઓના અલગઅલગ સ્વતત્ર વર્ગો હોય તેટલુ બસ છે

શારીરિક ભિન્નતાને કારણે સ્ત્રીપુરુષના માનસિક વલણમા પણ ભિન્નતા છે એ મતવ્યે આપણામા કેટલાય ભ્રમ પેદા કર્યા છે સત્ય હકીકત એ છે કે સ્ત્રીપુરુષમા માનસિક ભેદ મુદ્દલેય નથી અને આ કથનને ટેકો આપનાર માનસવિજ્ઞાનીઓ કહે છે કે સ્ત્રીપુરુષમા વૃત્તિભેદ ( instinctive differences ) બિલકુલ નથી તેથી તેમના માનસિક વલણમા ભિન્નતા હોવાને એક પણ કારણ નથી પરતુ લાબા કાળના સ્ત્રીજાતિ પ્રત્યેના તિરસ્કારથી આવા પાયા વગરના વિચારો રૂઢ થયા છે ધર્મસિદ્ધાતો, નીતિનિયમો, સમાજનિગ્રહો ( Taboos ) એકતરફી ઘડાયેલા હોવાથી સ્ત્રીના માનસને ઘણુ વેઠવુ પડ્યુ છે જો સ્ત્રીને આર્થિક સ્વાતત્ર્ય આપી, તેના પ્રત્યેની તિરસ્કારની લાગણીનો સદતર નાશ કરી, આપણી સામાજિક વ્યવસ્થા ફરીથી ઘડીએ તો સ્ત્રીપુરુષના શારીરિક ભેદ સિવાય બીજો કોઈ ભેદ રહેશે નહિ અને સ્ત્રીને સપૂર્ણ સ્વતત્રતા મળેલી હશે તેના ભવિષ્યના સમાજમા ઉછરેલી વ્યક્તિઓ આવા ભેદને ભૂતકાળનો વહેમ ગણી હસી કાઢશે.

ઉપર જણાવેલા શારીરિક, માનસિક અને કાર્યક્ષેત્રની ભિન્નતાનો શાસ્ત્રીય વિચાર કર્યા સિવાય વધારે પડતુ મહત્ત્વ અપાતી કેટલીક લાગણીઓથી દોરવાઈ જેઓ છોકરાછોકરીઓને અલગઅલગ શાળાઓમા શિક્ષણ આપવાનું સૂચવે છે તેઓ ભવિષ્યની પ્રજાને મોટો અન્યાય કરી સમાજની પ્રગતિ રોધે છે અલગઅલગ શાળાઓમા શિક્ષણ લેતા છોકરા-છોકરીઓમા હમેશા વધારે પડતુ જાતીયભાન ( Sex-consciousness ) હોય છે અને જાતીયભાનને દબાવવા તેઓ સતત પ્રયાસ કરે છે આથી જે વિકૃતિથી તેઓ પિડાય છે તેના અનેક અનિષ્ટ પરિણામો આવે છે, જે સહશિક્ષણથી નિપજતા અનિષ્ટ પરિણામો કરતા હજાર ગણા વધારે દુખદ હોય છે એટલુ જ નહિ, પણ જે પ્રજામા જાતીયભાન વધારે પ્રમાણમા હોય તેનો નાશ થાય છે અને આ ચિત્ર જોતા, જે પ્રજામા, જે દેશમા ફરજિયાત સહશિક્ષણ છે તેનુ ભાવિ અવશ્ય ઉજ્જ્વળ છે

સહશિક્ષણ, આર્થિક સ્વાતત્ર્ય અને સામાજિક સમાનતાના વિકાસ સાથે જીવનના રગઢગ પલટાતા જાય છે વર્ષોથી ઘર કરી બેઠેલા દુખ અને સડાને જડમૂળથી ઉખેડવામા સક્રિય મદદ કરનાર સહશિક્ષણ આર્થિક સ્વાતત્ર્ય ને સામાજિક સમાનતાને ટકાવી રાખનારુ માનસ કેળવવામા સહશિક્ષણ પ્રથમ કક્ષાનુ અગ છે જે દેશમા સહશિક્ષણ ન હોય તે દેશમા આર્થિક સ્વાતત્ર્ય ને સામાજિક સમાનતા હોવાનો સભવ નથી

## કામમીમાંસા

કામવૃત્તિને ઉન્નત અને વ્યવસ્થિત કરવાના કેળવણીના આદર્શને પહોચવા સહશિક્ષણ અત્યત મહત્ત્વરૂપ થઈ પડ્યુ છે પરતુ એકલા સહશિક્ષણથી તે પ્રાપ્ત થઈ શકે તેમ નથી.

તેથી સહશિક્ષણ સાથે શાળાઓમાં કામમીમાંસા ( Sex-instruction ) કરવામાં આવે તો છોકરાછોકરીઓ વધારે સંયમી ને સશક્ત બને છે, એવું કેટલાક કેળવણીકારો ને ડૉક્ટરોનું માનવું છે. આ વિષય ગરમાગરમ ચર્ચાનો થઈ પડયો છે અને આ વિકટ પ્રશ્નનો ઉકેલ લાવવો ઘણું જ અઘરું થઈ પડયું છે.

કામવિજ્ઞાનનું શિક્ષણ આપવું તો જોઈએ જ એ વિષે સઘળા એક મત છે. પરંતુ તે શિક્ષણ આપવાની પદ્ધતિ વિષે ઘણા જ અંગત્યના મતભેદ છે.

એક પ્રકારના વિચારકો માને છે કે શાળાઓમાં કામવિદ્યાનો વિષય દાખલ કરી વિદ્યાર્થીઓને પુખ્ત ઉમરના થાય ત્યાં સુધીમાં સઘળી માહિતી ખુલ્લી રીતે આપી દેવી. પુખ્ત ઉમરના વિદ્યાર્થીઓ સામે કામ સંબધના પ્રયોગો પણ કરી બતાવવા જોઈએ એવી તેમની માન્યતા આજે તો જરૂર ભયભરેલી અને ભયકર પરિણામ ઉપજાવનારી લાગે છે.

બીજો મત એ છે કે કામવિદ્યાને શાળાનો એક વિષય ગણી તેને સામાજિક, આર્થિક, નૈતિક વગેરે ખોખાઓમાં મૂકી બાળક અથવા યુવાનના કામને ન ઉશ્કેરે તેવી રીતે તેની માહિતી જરૂર આપવી જોઈએ.

ત્રીજી જાતના મતવાળા ઉપરના બન્ને મતનો વિરોધ કરી કહે છે કે કામવિદ્યાને શાળાના વિષય તરીકે શીખવાડવાથી વિદ્યાર્થીઓની કામવૃત્તિ ઉશ્કેરાય છે અને તેથી માણસની સ્વભાવજન્ય પ્રયોગ કરવાની ટેવને ટેકો અપાય છે. કામવિજ્ઞાન જાણી તેના પ્રયોગો કરી જિજ્ઞાસાવૃત્તિ તૃપ્ત કર્યાના ઘણા દાખલા મળી આવ્યા છે. તેથી શાળામાં કામવિજ્ઞાનનો અલગ વિષય ન રાખતાં આખી શિક્ષણપદ્ધતિ જ એવી ગોઠવવી જોઈએ કે વિદ્યાર્થી પુખ્ત ઉમરનો થાય ત્યાંસુધીમાં તેને કોઈપણ પ્રકારનો ઉશ્કેરાટ કે પ્રયોગ કરવાની જરૂર ન પડે તેવી રીતે કામવિજ્ઞાનનું જરૂરી જ્ઞાન મળી રહે.

સ્પષ્ટ રીતે કોઈપણ પ્રકારની મર્યાદાનો ખ્યાલ કે પડદો રાખ્યા વિના કામવિદ્યાનું સપૂર્ણ જ્ઞાન આપવાના પહેલા મતનો પ્રચાર કરનાર મુખ્યત્વે ડૉક્ટરો છે; જ્યારે બીજા અને ત્રીજા પ્રકારની દલીલ કેળવણીકારોની છે.

ઉપર જોયું કે કામમીમાંસાનો બોધ આપવાનું કેળવણીકારો અને ડૉક્ટરોએ સ્વીકાર્યું છે. ફક્ત તે જ્ઞાન વિદ્યાર્થીને કઈ ઉમરે અને કઈ પદ્ધતિએ આપવું જોઈએ તે વિષે મતભેદ છે.

જેઓ આ વિષયનું વર્ગશિક્ષણ આપવાની તરફેણમાં છે તેઓ સઘળા એકમતે કહે છે કે જેમ બને તેમ વહેલી ઉમરે—શાળાની શરૂઆતનાં વર્ષોથી તેની શરૂઆત થવી જોઈએ. કારણકે કામ બહુ નાની ઉમરથી જાગૃત થાય છે. અને ઉપર ઉપરથી દેખાતી ઢોંગી મુગ્ધતા ( innocence ) પર વિશ્વાસ ન રાખતાં વિદ્યાર્થીને પહેલેથી જ કામમીમાંસાનું જ્ઞાન આપવું શરૂ કરી દેવું જોઈએ. સિનેમા જોઈ, છાપામાં આવતાં લખાણો વાંચી, ઠેરઠેર છાપાંઓમાં અને દીવાલો પર બેઅદબી, અશ્લીલ જાહેરખબરો જોઈ, તેઓમાં વિકારી વૃત્તિઓ નાની ઉમરથી જ જાગૃત થાય છે ને ઉશ્કેરાય છે. તેને યોગ્ય ચીલે પાડવા માટે જો શરૂઆતથી તેમને કામવિજ્ઞાનની સમજણ ન આપવામાં આવે તો તે અત્યંત હાનિકર્તા છે.

બીજો મત છે કે જોબનકાળ સુધી કે તેથી પણ એકબે વર્ષ વધુ રાહ જોવી, કારણકે તે વિષેનું જ્ઞાન બરાબર સમજી શકે, ચર્ચા કરી શકે ત્યારે તેનો પૂરતો લાભ વિદ્યાર્થી એ

ઉમરે લઈ શકે છે. વહેલી ઉમરથી કામમીમાંસાનો બોધ આપી બાળકને નાહક ગભરાવી મૂકવું ન જોઈએ.

બાળક ગાંડુઘેલું ઘણું સાંભળે છે અને જુએ છે, કેટલુંક અનીતિભર્યું પણ. પરંતુ તે તેના વિષે વિચાર કરવા કે સમજવા થોભતું નથી. અનુકરણ કરવા મંડી પડે છે, કારણ કે જેના પ્રત્યે તેને માનની લાગણી હોય છે તેઓ જે કાંઈ કરે છે એ સારુ કરે છે એમ માની તરત જ તેનું અનુકરણ કરે છે. થોડા સમય પછી તેનું અજ્ઞાન તેને માટે કોયડો બને છે; તરત જ તેના મનમાં લપટ વિચાર આવે છે. દસબાર કે તેથી પણ નાની ઉમરનાં છોકરા-છોકરીઓ વિસ્મય પમાડે તેવી લપટ ભાષા બોલે છે, તેવા ગીત શીખી લાવી ગાય છે, અને તેવા ચાળા પણ કરે છે. સાતઆઠ વર્ષની સરખી ઉમરનાં બાળકોને કુચેષ્ટા કરતાં ઘણાયે જોયાં હશે. આવાં કારણો માટે બાળકને તેના દશમા વર્ષથી તાત્ત્વિક, આરોગ્ય અને સામાજિક દૃષ્ટિથી ખૂબ સંભાળપૂર્વક કામમીમાંસાનું જ્ઞાન આપવું જોઈએ. દશમા વર્ષથી સૃષ્ટિજ્ઞાનદ્વારા પશુપખી અને ફૂલઝાડની પુનરુત્પત્તિની ક્રિયા શિખવાડી ધીમેધીમે ચૌદ વર્ષ સુધીમાં તો આ વિષયની દરેક અગત્યની બાબતો અને છેવટે મૈથુનથી થતા રોગો જણાવી દેવા જોઈએ. ચૌદમા વર્ષ પછીના ભયભરેલા જીવનકાળમા પણ પદ્ધતિસર સમજણ આપવી ચાલુ રાખવી જોઈએ. પરતુ આ વિષયમા જે ઘણુ અગત્યનું છે તે વારંવાર ન કહેવું

ચારિત્રશુદ્ધિ અને સયમનુ જ્ઞાન આની સાથે સાથે ન આપવામાં આવે તો તે નુકસાન-કારક નીવડવાનું. બાળકની તદુરસ્તી, ખોરાક અને ઊંઘ પર ધ્યાન રાખવા ઉપરાંત તેનું વ્યક્તિત્વ ખીલવવાનુ અને તેનામાં છૂપેલી અજાગૃત શક્તિઓને જગાડવાનું ભૂલવુ ન જોઈએ. શાળાઓમાં વિદ્યાર્થીની શારીરિક તેમજ માનસિક તદુરસ્તી કેળવી શરીર અને મન સાથે સુયોગ પ્રાપ્ત કરાવવો જોઈએ રમતગમતથી શરીર તથા પાઠ્ય પુસ્તકોથી બુદ્ધિ ખીલે છે. કેળવણીનો હેતુ પાર પાડવાનું આ એક અંગ છે પરતુ તેનુ મુખ્ય અંગ તો કામવિજ્ઞાનનું ઘાડું અને ઊંડુ જ્ઞાન આપી મનનશીલ બનાવી આત્મસંયમની ટેવ પાડવાનું છે. કામસંબંધના વિલક્ષણ કાલ્પનિક સ્વપ્ના જેવો બાળકોનો તેમજ યુવાનોનો બીજો કોઈ વેરભાવી શત્રુ નથી તેથી મોટેરાંઓના ઉશ્કેરણીભર્યા શારીરિક સુખ અને મોજમઝાથી દૂર રાખવા ઘટે. વિકારી જીવનથી બચવા માટે પુરુષાતન ખીલવવાની ઘણી જ આવશ્યકતા છે.

કામમીમાંસાની માહિતી આપવી જોઈએ કે ન આપવી જોઈએ, આપવી હોય તો કઈ પદ્ધતિએ આપવી જોઈએ એ વિષે ચર્ચા અને અખતરા દરેક દેશમાં થઈ રહ્યા છે. પરતુ કોઈ દેશ, રશિયા સિવાય, આ બાબતમા ચોક્કસ નિર્ણય પર આવ્યો નથી. રશિયામાં જ્યાં ફરજિયાત સહશિક્ષણ છે ત્યાં, આ કોયડાનુ નિરાકરણ કેવી રીતે લાવવામાં આવ્યું છે તે જરૂર જાણવા જેવુ છે.

અંગ્રેજ બાઈ બિયાટ્રીસ કીંગે ગયે વર્ષે સોવિયેટ રશિયાની શિક્ષણપદ્ધતિનું વિવેચન કરતું પુસ્તક *Changing Man: The Soviet Education System* પ્રગટ કર્યું છે. ઇંગ્લેંડના કેળવણીખાતાની Society for Cultural Relationshipના આ બાઈ પ્રમુખ છે અને The Congress for Peace and Friendship with U. S. S. R.

નાં સભાસદ છે. આ બન્ને અધિકારથી તેઓ રશિયાની અર્વાચીન શિક્ષણપદ્ધતિની નિકટની માહિતી ધરાવે છે રશિયાની સરકાર તરફથી કેળવણી પરત્વેના પ્રસિદ્ધ થતા દરેક ઠરાવ તેમને મળે છે. રશિયાની ભાષા પર તેમનો સારો કાબૂ છે. બેત્રણ વખત ત્યાં જઈ તેમણે જે જે જોયું છે ને ત્યાંના અધિકારીઓ સાથે ચર્ચ્યું છે તે સઘળું આ પુસ્તકમાં મૂક્યું છે. તેથી આપણા વિષયને લાગુ પડતા '*Sex-instruction*'વાળા પ્રકરણનો કેટલોક ભાગ અહીં ઉતારું છું:

"સોવિયેટ રશિયામાં વિદ્યાર્થીને કામમીમાંસાનું શિક્ષણ આપવાનો પ્રશ્ન ગંભીર તેમજ અગત્યનો થઈ પડ્યો નથી. ત્યાંના મોટેરાંઓ કે જેમના પર દેશની આર્થિક સ્થિતિની અસર થઈ છે તેઓના 'કામ' પ્રત્યેના વલણની છાપ બાળકો પર પડી છે બંને જાતિની સંપૂર્ણ આર્થિક તેમજ સામાજિક સમાનતાથી અને નોકરીઓ મેળવવાની હરીફાઈનો લોપ થવાથી —આર્થિક સકડામણ અને અસમાનતાને કારણે બન્ને જાતિની એકબીજા પ્રત્યે તિરસ્કારની અને વૈરભાવની લાગણી હતી તે દૂર થઈ છે. ઇચ્છા થાય ત્યારે લગ્ન કરી લેવાની સગવડ અને તેના પરિણામે કામાવેગના સંયમિત સંતોષથી 'કામ' વિષે અતિશયોક્તિ ભરેલા વિચારો ને કામઉપભોગના ધખારાની બદીથી ત્યાનુ મન મુક્ત થયું છે સહેલાઈથી મળતા છૂટાછેડા પણ મદદકર્તા બીજું અંગ છે બીજા દેશોમા આધુનિક જીવનના મુખ્ય અંગ ગણવામાં આવે છે તેવા જાતીય પ્રદર્શનોને છાપાઓમા રંગભૂમિ અને સિનેમામાં (જ્યાં બાળકો જાય છે) સ્થાન નથી. બાળકો માટે કામવૃત્તિને ઉશ્કેરે તેવી વસ્તુ વિનાનું શુદ્ધ અને સ્વતંત્ર વાતાવરણ ઉત્પન્ન કરવામાં બીજા અંગો સાથે તે જોડાય છે. તેથી વિદ્યાર્થીની કામજિજ્ઞાસા હાનિકારક થઈ પડે તેવી રીતે ઉશ્કેરાતી નથી. જે યુવાનોના પરિચયમાં હું આવી છું તેઓ વિસ્મય પમાડે એટલા કામભોગની લતથી ખરેખર મુક્ત છે.

"કામવિજ્ઞાનની બાળકો સાથે ચર્ચા કરી શકાતી નથી તેથી તેમની પાસે વસ્તુનું સત્યનિરૂપણ ઘણું જ મુશ્કેલ છે. જેમની સાથે મેં ચર્ચા કરી છે તે ડૉક્ટરો અને કેળવણીકારો વચ્ચે આ મતવ્ય પર ઘણા મતભેદ છે. ડૉક્ટરો માને છે કે વિદ્યાર્થીને કોઈ એક પગથિયે કામવિજ્ઞાનનું શિક્ષણ આપવુ આવશ્યક છે પરતુ તેની વિગતો વિષે તેઓ અનિશ્ચિત છે. ત્યારે સઘળા કેળવણીકારો ભારપૂર્વક કહે છે કે સાધારણ રીતે શિખવાતા ક્રમમાં, એકે એવો પ્રશ્ન નથી જે છેડી ન શકાય.

"વિદ્યાર્થીઓને કોઈ એક કક્ષાએ કામવિદ્યાનો બોધ આપવો જરૂરી છે એવું માનતા ડૉક્ટરો, જેમની સાથે આ વિષય પર મેં ચર્ચા કરી છે તેઓ પણ ઇંગ્લેંડના 'કામ' વિષેના પ્રગતિવાદી વિચારોનો એકમતે વિરોધ કરે છે. યુવાનોની કેટલીક વર્તણૂક સ્વાભાવિક છે અને તેનો વિરોધ ન કરવો જોઈએ તેવી માન્યતાવાળાઓના વલણને તેઓ તદ્દન ખોટું ગણે છે અને તરુણ યુવકોને તેમની કોઈપણ ઊછળતી કામવૃત્તિનો ઉદ્‌ભવ થતાં તેને સંતોષવાની તક આપવાના વિચારને બાયોલોજીની દૃષ્ટિએ ભયંકર–વિપરીત ગણે છે. તેઓની દલીલ છે કે સામાન્ય છોકરાછોકરીને કામોર્મિ આચરણમા આણવાની શારીરિક જરૂરિયાત હોતી નથી અમે કહે છે કે જેટલો લાંબો વખત—૧૮ વર્ષ સુધી તો અવશ્ય જ—કામજીવનને ભૂલાવી શકાય તેટલા પ્રમાણમા મનુષ્ય વધારે તંદુરસ્ત થવાનો. લાંબા સમયનો તેઓનો ડૉક્ટરી અનુભવ છે કે માનસિક રોગના મોટા ભાગના દર્દીઓ ઘણી નાની ઉમરથી તેમજ અતિશય કામ

ભોગવવાથી થયેલા હોય છે. કામ પરનો સંયમ બહુ નડતરરૂપ નથી. લાગણી સંતોષવા, ભાવના વ્યક્ત કરવા અને સાહસિક જીવન માટે સઘળી સગવડો આપવાથી ગંદું વાતાવરણ ઊભું કરે તેવા 'કામ'થી બાળકો દૂર રહે છે.

"કોઈ પણ શાળામાં કામમીમાંસાનું જ્ઞાન ખાસ વિષય તરીકે અપાતું નથી. પરંતુ મનુષ્યની પુનરુત્પત્તિ તરફ આડાકાન ધરવામાં આવતા નથી. પ્રાણીવિજ્ઞાન કે માનસશાસ્ત્રનું શિક્ષણ અગત્યના પ્રશ્નોથી અટકતું નથી. પુનરુત્પત્તિ એક સાધારણ વિષય માફક શિખવાય છે. પ્રાથમિક શાળાઓમાં સૃષ્ટિજ્ઞાન સાથે પશુઓની સંભાળ વિષે શિખવાડવામા આવે છે અને અહીં પણ જરૂરી હકીકત દાબી દેવામાં આવતી નથી તેથી વિદ્યાર્થીની બૌદ્ધિક જિજ્ઞાસા સંતોષાય છે લાગણીપ્રધાન જિજ્ઞાસા તરફ ખાસ ધ્યાન આપવામાં આવતુ નથી. છતાં પણ કોઈ છોકરાને કે છોકરીને સલાહ કે મદદની જરૂર જણાય તો તે કાર્ય શાળાના ડૉક્ટરને સોંપાય છે.

"મોસ્કોની ગોર્કી મોડેલ સ્કૂલના કુશળ અધિકારી પોલ્ટરેવેસ્કીનો અનુભવ છે કે આ કોયડાને પોતાની જાતે જ નિરાકરણ શોધવા છોડવો ન જોઈએ. તેઓ માને છે કે કામ-વિદ્યાનું શિક્ષણ શાળાના જીવનનો સતતક્રમ હોવો જોઈએ. અને તેને વર્ગશિક્ષણ ગણી સમય-પત્રકમાં કે વાર્તાલાપમાં સમાવી દેવો ન જોઈએ. આથી તો 'કામ' ઉશ્કેરાય છે. તેમના પ્રમાણે ત્રણ ચોક્કસ 'કામ' અવસ્થા છે: પહેલી અવસ્થા તે નાના બાળકની જિજ્ઞાસાની જે સૃષ્ટિજ્ઞાનના પાઠોથી સંતોષાય છે; બીજી અવસ્થા બાર કે તેરમા વર્ષની છે, જ્યારે મુખ્યત્વે છોકરાઓમાં જાતીયભાન આવે છે અને 'કામ' પોતાનું સ્વરૂપ જાણેઅજાણે બતાવે છે; ત્રીજી અવસ્થા તે પંદર અને સત્તર વર્ષ વચ્ચેની જ્યારે છોકરાઓમાં તે ખુલ્લી રીતે વ્યક્ત થાય છે. આ અવસ્થામા 'કામ' અને તેથી ઉદ્ભવતી ગૂંચો વિષે સાફસાફ વાતો કરી દઈ વૈજ્ઞાનિક રીતે જ્ઞાન આપવુ જરૂરી છે.

"આત્મસંયમની જરૂરિયાત, સામાજિક તેમજ વ્યક્તિગત દૃષ્ટિએ તેની અગત્ય એ વિષેની સમજણ તેઓ સાતઆઠની છોકરાછોકરીઓની અલગઅલગ ટુકડીઓને આપે છે. છોકરીઓને મર્યાદાશીલ-વિનયી બનવાનાં કારણો સમજાવે છે. મૂડીવાદી અર્વાચીન સાથે ફેંકી દેવાનો તે જૂના જમાનાનો અવિચારી ગુણ નથી બલકે એક ઉપયોગી સામાજિક લક્ષણ છે. કારણકે છોકરાઓમાં કામવૃત્તિ જગાડવી એ વ્યક્તિને હાનિ પહોંચાડનાર છે અને વ્યક્તિદ્વારા સમાજને સૌથી પ્રથમ સમાજવાદી સમાજનાં શરીર અને મન મજબૂત-તંદુરસ્ત હોવાં જોઈએ.

"છોકરીઓ કરતાં છોકરાઓને જુદી રીતે સમજાવવામા આવે છે. વિશેષ પ્રકારની ખાસ અંગકસરત તેમની પાસે કરાવવામા આવે છે. ઉદ્યમ-હુન્નરકળા તેમજ રોગ અટ-કાવનારાં સાધનોનો ઉપયોગ લેવામાં આવે છે. છોકરાઓનું છોકરીઓ પ્રત્યે, તેમનાં માબાપ પ્રત્યે અને તેમના ભવિષ્ય સંબંધમાં તેમનું વર્તન કયા પ્રકારનું હોવું જોઈએ તે વિષે ચર્ચા કરી કામવિદ્યાનું શિક્ષણ અટકે છે. વિદ્યાર્થીને કોઈ મુશ્કેલી હોય ત્યારે તેમની પાસે જાય છે. પરંતુ તેમનો અનુભવ છે કે ટુકડીઓને અપાયેલું શિક્ષણ પૂરતું છે. જ્યારે આ વ્યર્થ

જાય છે ત્યારે વ્યક્તિગત શિક્ષણ આપે છે. પરંતુ એકે દાખલો એવો નથી બન્યો કે જેને ઠેકાણે લાવવામાં નિષ્ફળતા મળી હોય.

"શાળામાં વિદ્યાર્થીઓની ઝીણામાં ઝીણી તપાસ લેવાય છે, અને તંદુરસ્ત જીવન માટે દરેક શક્ય સાધનોનો ઉપયોગ લેવામાં આવે છે. પાયખાનાં તપાસાય છે. યોગ્ય મેજ અને ખુરસીઓ અપાય છે જેથી અયોગ્ય પ્રકારની બેઠક કામવિકાર ઉશ્કેરે નહિ. માબાપનો સહકાર આ બાબતમાં ઘણો જ જરૂરી અને ઉપયોગી છે હસ્તમૈથુનને તેઓ ખચિત ખરાબ ગણે છે. હસ્તમૈથુન કરતા વિદ્યાર્થીને તે ટેવમાંથી બચાવવા ઠંડા પાણીથી સ્નાન કરવાનો ઉપાય પણ અજમાવે છે તેમના અનુભવ પ્રમાણે 'છોકરાઓ કરતાં છોકરીઓમાં ઓછો 'કામ' હોય છે. તેર છોકરીઓમાં એક જ છોકરીને હસ્તમૈથુન કરવાની ટેવ હતી અને તેને તેમાથી મુક્ત કરી હતી.

"જોબનકાળમા છોકરાઓ છોકરીઓ તરફ ખૂબ આકર્ષાય છે. પરંતુ તે આકર્ષણ અપરોક્ષ હોય છે. છોકરાઓ આ સમયે ખૂબ સાહસિક, પ્રાણીઓ પ્રત્યે સ્નેહ બતાવનારા અને શૂરવીર કથાઓના શોખીન હોય છે. શૌર્ય બતાવવા કે સાહસ કરવા માટે સોવિયેટ રશિયાનું જીવન પૂરતી તક, સગવડ આપે છે.

"સોવિયેટના કેળવણીકારો અને ડોક્ટરો ભાર દઈ કહે છે કે આ કોયડો ઘણો જ ઓછો ફૂટ છે અને તેનો ઉકેલ સહેલો છે એવું, સતત અને લાંબા કાળ સુધી શાળાઓમાં અને બાળકો સાથે કાર્ય કર્યા સિવાય, કહેવું અશક્ય છે. સઘળા જાતીય પ્રશ્નો-ગાંડપણના દર્દો સિવાયના, સામાજિક અને આર્થિક વ્યવસ્થાના પરિણામ છે એ માન્યતા સોવિયેટને પોતાના જીવનદ્વારા સાબિત કરી બતાવતા હજુ ઘણો વખત લેશે—પરંતુ એટલું તો કહી શકાય કે સોવિયેટ રશિયામા બાળકો, યુવાનો અને મોટેરાંઓનુ વાતાવરણ—જે તેમના પરિચયમા આવ્યા છે તે અને હું મારા વિશાળ અને જાતજાતના અનુભવ પરથી કહી શકું કે—કામભાવથી મુક્ત છે બીજા દેશના શિક્ષણ પામેલા વર્ગમાં ઘર કરી બેઠેલો, તે વર્ગને ઘેરી રહેલો, કામના અભખરાથી પિડાતો એકપણ દાખલો મને જડ્યો નથી બગીચાઓમા ફરતાં યુવકયુવતીઓ એકબીજાને ઉશ્કેરવા માટે પોતાની જાતને શણગારી ભપકાદાર બનતા નથી આટલો તો પક્ષપાત સોવિયેટના સિદ્ધાંતો તરફ ઢળે છે."

# ગુજરાતના રજવાડા

ડૉ. સુમન્ત મહેતા

પાંત્રીસ કરોડની વસ્તીવાળા આખા હિંદ દેશમાં ૫૬૧ દેશી રાજ્યો (રજવાડા અથવા રાજસ્થાનો) છે એટલે એક કરોડ ગુજરાતીઓને ભાગે ૧૭ રાજસ્થાનો હોત તો તે દુઃખ સહન કરી લેવાત, પણ ગુજરાતમાં ૧૯૧ કાઠિયાવાડનાં અને ૧૪૪ ગુજરાતનાં એમ મળીને કુલ ૩૩૫ દેશી રાજ્યો છે પણ, દેશી રાજ્યોને આટલા બધા તિરસ્કાર અને કટાક્ષને પાત્ર ગણવાં એ યોગ્ય છે?

ન્યાયની ખાતર કબૂલ કરવું જોઈએ કે કોઈ કોઈ દેશી રાજ્યોએ કળાને ઉત્તેજન આપ્યું છે જ્યારે ગુજરાતમાંથી સંગીતનો શોખ નાબૂદ થવા આવ્યો હતો ત્યારે વડોદરામાં મૌલાબક્ષ જેવા મહાન સંગીતકાર તથા તેમના સાગરીતોને પોષવામા આવેલા. તેવી જ રીતે જ્યારે ગુજરાતમાં વ્યાયામ પ્રત્યે પૂરેપૂરી બેદરકારી ફેલાઈ રહી હતી ત્યારે વડોદરામાં સારા સારા કુસ્તીબાજો અને મલ્લોને ઉત્તેજન મળી રહ્યું હતુ એવા એક જુમ્માદાદા નામના મલ્લના શિષ્ય માણિક્રે અખાડો કાઢ્યો, અને એ અખાડામાં તથા અન્ય સ્થળે તાલીમ લઈને આપણા એ ગુર્જગતી બંધુઓ છોટુભાઈ અને અંબાલાલ પુરાણીએ નવી ભાવનાથી વ્યાયામનો પ્રચાર ગુજરાતમાં કર્યો. શ્રી. માણિકનું નામ (અટક છે) ગુજરાતમાં તેમજ હિંદના બીજા કેટલાક પ્રાંતોમાં માણિકરાવ તરીકે મશહૂર થઈ ગયું છે

પણ દેશી રાજ્યોને લીધે કુસંપ, વેરઝેર, ખટપટ, ગુલામી વૃત્તિ, ખુશામત, કપટવાળી મુત્સદ્દીગીરી, જૂઠાણું, અદેખાઈ, લંપટતા, જુલમ, દારૂપ્રચાર, ખોટી મોટાઈ વગેરે અવગુણો ગુજરાતમાં વિશેષ ફેલાયા છે કે કેમ એ પ્રશ્નનો બારીક અભ્યાસ સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્રના નિષ્ણાતોએ કરવાની જરૂર છે. મુંબઈ યુનિવર્સિટીમાં એમ. એ. ની ડિગ્રી માટે ટીંબકટુના તાલુકાની આર્થિક તપાસ જેવા વિષયો પર થિસિસ લખવા કરતાં આવા કોઈ વિષયોનો ઊંડો અભ્યાસ થાય તો તેમાંથી વધુ જાણવાજોગ માહિતી મળશે.

રાજારજવાડા સાથે સાધારણ સારો પરિચય હોવા છતાં, અથવા તેને લીધે, હું એટલું સ્પષ્ટ રીતે કહી શકું છુ કે મે સારા રાજા જાણ્યા છે પણ એકેય સારું રાજ્ય જાણ્યું નથી. દેશી રાજ્ય એટલે અંધેર અને ગેરવ્યવસ્થાની હદ, અને તેથી જ દેશી રાજ્યો ઘૃણા તથા તિરસ્કારને પાત્ર ગણાઈ ગયાં છે.

આંકડાઓ વાંચવા અને લક્ષમાં રાખવા એ કંટાળાભરેલું છે તે છતાં કેટલાક આંકડા આપ્યા વિના છૂટકો નથી.

| | વસ્તી | એટલે | વિસ્તાર ચો. મા. | એટલે |
|---|---|---|---|---|
| મહાગુજરાત | ૧,૧૫,૦૦૦ | | ૬૪૦૦૦ | |
| તેમાંથી રાજસ્થાની | ૮૨,૦૦૦ | ૭૨% | ૫૪૦૦૦ | ૮૪% |

જો બીજી રીતે કહીએ તો આખા ગુજરાતની જમીનનો માત્ર ૧૬ ટકા ભાગ અને વસ્તીનો માત્ર ૨૮ ટકા ભાગ ખાલસા એટલે બ્રિટીશ ગુજરાતના પાંચ જિલ્લામાં છે.

## ગુજરાતનાં રાજસ્થાનો

હવે આપણે જો કચ્છ કાઠિયાવાડ સિવાયના ગુજરાતનો વિચાર કરીશું તો તેમાં ૩૨ લાખ માણસો ખાલસામાં રહે છે અને ૪૨ લાખ રાજસ્થાનોમાં રહે છે, અને એ રાજસ્થાનોની સંખ્યા ૧૪૪ ગણાય છે. એકલા વડોદરા રાજ્યમાં ૨૪ લાખ ઉપરાંતની વસ્તી છે, અને બીજાં રાજ્યો સાબરમતી, મહી તથા નર્મદાના કાંઠાની આસપાસ તથા સૂરતનાં જંગલોમાં આવેલાં છે. વડોદરા રાજ્યની વસ્તી ૨૪ લાખની છે ત્યારે એક સંસ્થાનમાં માત્ર ૮૭ માણસોની વસ્તી છે. વડોદરાની આવક બે કરોડ અને ૬૦ લાખ રૂપિયા દર વર્ષે છે ત્યારે એક રાજસ્થાની રાજવીને વાર્ષિક રૂા. ૭૦ મળે છે! કાશ્મીરમાં ૮૫,૦૦૦ ચોરસ માઈલ જમીન છે, ગુજરાતનાં એત્રણ સસ્થાનોમાં માત્ર એક ચોરસ માઈલ જમીન છે! પણ આ બધાનો સમાવેશ ૫૬૧માં થાય છે.

આ ગુજરાતના મહારાજાઓ, રાજાઓ, ઠાકોરો, તાલુકદારો, જે કાંઈ કહેવાતા હોય તે આજે પ્રજાના રક્ષકો નથી પણ ભક્ષકો છે એ પુરવાર કરવું બહુ અઘરું નથી. ખાલસા ગુજરાતમાં ગાંધીજીનું કલ્પેલું રામરાજ્ય સ્થપાઈ ગયું છે, ત્યાં કરવેરા પ્રમાણસર તથા ન્યાયસર છે, ત્યાં પોલિસનો ભયંકર ત્રાસ નથી, શાહુકારો પ્રામાણિકતાથી લોકોને ઉપયોગી થવા માટે નાણાં ધીરે છે, વેઠનો ત્રાસ નાબૂદ થયો છે એવી વ્યવસ્થા હજી ઉપસ્થિત થઈ નથી; પણ દેશી રાજ્યનું અંધેર તથા જોહુકમી તો જગપ્રસિદ્ધ છે. મૈસુર કે વડોદરા જેવાં મોટાં રાજ્યોમાં કેટકેટલી આપખુદી, ગેરવ્યવસ્થા, લાંચરૂશ્વત અને ત્રાસ છે તે આપણા વાંચવામાં આવે છે. પણ નાનાં ઠકરાતોના ત્રાસનું તો વર્ણન કરવું અઘરું છે.

એક દિવસ હું નાના ઠકરાતી ગામમાં મારા મિત્રો સાથે જઈ પહોંચ્યો. એક શણગારેલા મંડપમાં અમને લઈ ગયા અને ગામડામાં જેટલા ભણેલા કે પ્રતિષ્ઠિત માણસો ગણાતા હશે તે અમારી આસપાસ વીંટળાઈ ગયા અને અમે એ ગામની તથા સંસ્થાનને લગતી માહિતી મેળવવા માડી. મારા સાથીઓએ ભાષણ કરવાનું શરૂ કર્યું ત્યારે હું પાણી પીવા તથા મોં ધોવા માટે મડપની બહાર ગયો. ત્યાં મને ખબર પડી કે તે દિવસે ગામમા હડતાલ પડી હતી કારણ કે ઠકરાણીએ (જાતની કોળી અગર ઠાકરડા) એક દરજીને ખૂબ માર્યો હતો. હું અત્યત થાકી ગયો છુ માટે થાક ખાવા માટે જાઉં છું એમ કહીને એક શેઠિયાના નવી બાંધણીના મોટા ઘરમાં હું ગયો. નહાવા માટે પાણી તૈયાર કરાવ્યું પણ તે દરમિયાન મેં દરજીને તપાસવાની માગણી કરી શેઠ કહે કે જો ઠાકોર જાણે તો એને ત્રાસ આપશે, દરજીને કહેવડાવ્યું ત્યારે તેણે કહ્યું કે હુ આવીશ તો મને જાનથી મારી નાંખશે. હું હઠ લઈને બેઠો તે છતાં હું દરજીને તો જોઈ શકયો નહિ પણ ત્રીજે દિવસે મારા સાથીએ તેની મુલાકાત લીધી. હકીકત એવી હતી કે ઠાકરડી ઠકરાણીએ દરજીને કહેવડાવેલું કે એને કાપડાં શીવડાવવાં છે. કોઈપણ દરજી ત્યાં જવાને રાજી તો ન જ હોય કારણ કે તેને એક પાઈ મહેનતાણું મળે નહિ એટલું જ નહિ, પણ સોયદોરો યે તેનો જ વપરાય. આખો દિવસ કામ કરવાનું હોય ને છતાં રોટલો કે પાણી આપે નહિ, અરે ચવાણાની પણ સગવડ ન થાય. બપોર થઈ હશે ત્યારે દરજી ઘેર ખાવા માટે ચાલ્યો ગયો, અને આરામ

લઈને ઠાકોરને ત્યાં ગયો. એટલે એના હાથમાંથી ગજ છીનવી લઈને પેલી ઠાકરડી કાળકા માતાએ દરજીનો વાંસો ટીપી નાંખ્યો! હવે આવી આપખુદી અને અન્યાયને શી રીતે પહોંચી વળવું? જો દરજી તે ગામ છોડવા તૈયાર હોય તો જ એજંસીમાં ફરિયાદ કરી શકે. ફરિયાદ કરે તો શાહેદી કોણ પુરાવે? એ ન્યાય મેળવવામાં કેટલા દિવસ ભાંગે? અને જો ઠાકોરને ઠપકો મળે તો તેનું વેર લેતાં કેટલીવાર લાગે?

ચાર પાંચ માઈલ આગળ ગયા પછી એક બીજા ઠકરાતી ગામડામાં અમે ગયા. ત્યાંનો ઠાકોર ગમે તે બહાના કાઢીને વાણિયા તથા પાટીદારો પાસે પૈસા પડાવતો અને લોકોને બીવડાવવા માટે બજારમાં આવીને હવામા બંદૂક ફોડતો. એક જરા મોટા ગામડાના લોકોએ ઉરતાદી કરીને મારો મુકામ ઠાકોરને ત્યાં ગખ્યો. ઠાકોરે અમારી મહેમાનગીરી કરી. ચા પીતાં પીતાં એમનુ હૃદય ખુલી ગયું અને મને ઠાકોરે ખાનગીમાં, કહ્યુ કે કેટલાક નાના ઠાકોરો ચોરીઓ કરાવે છે. ચોરોનો માલ રાખે છે, દારૂ ગળાવે છે, દારૂ વેચે છે, સ્ત્રીઓનાં અપહરણ થાય છે, તેમને વેચે પણ છે! હું સાભળેલી બધી વાતો માની લેતો નથી પણ સરહદ પર આવેલાં રાજ્યોને આવાં કૃત્યો કરવાની સગવડ ઘણી છે એટલુ તો કબૂલ કરવું પડશે.

બ્રિટીશ સરકાર સાથે જે કોલકરારો, સંધીઓ, લખાણો, સનદો વગેરે થયા હશે તેના જોર પર આ ૫૬૧ રાજસ્થાનો એમ માને છે કે યાવતચંદ્રદિવાકરૌ એમનાં રાજ્યો કાયમ રહેવાનાં છે; પણ હિંદુસ્તાનમાં બ્રિટીશ પ્રજાનું રાજ્ય કાયમ રહેવાનું છે ખરુ?

એક બીજા પ્રશ્નની થોડી ચર્ચા કરવાની જરૂર છે. કેટલાક લોકો એમ માને છે કે ન્યાયની દૃષ્ટિએ જોતા જો રાજ્યો નાબૂદ થાય તો પણ રાજાઓને યોગ્ય વળતર આપવું જ જોઈએ. આપણે આપીશું કે નહિ આપીએ તેની આજે ચર્ચા કરવી વ્યર્થ છે કારણ કે જ્યારે (અને જો) આવો વખત આવશે તો તેનો વિચાર અને નિકાલ તે વખતના દેશનેતાઓ તે વખતના વાતાવરણને અનુસરીને કરશે. તે છતા એટલુ તો પૂછી શકાય કે આ રાજ્યો કેવી રીતે અસ્તિત્વમાં આવ્યા? અણહીલવાડ પાટણમાં રાજપૂત રાજ્ય હતુ ત્યાં તો હવે મરાઠા ગાયકવાડનું રાજ્ય છે. અંધાધુધીના જમાનામાં, 'જેની લાઠી તેની ભેંસ'ના ન્યાયે મુસલમાનો તથા મરાઠાઓએ રાજ્યો પચાવ્યા હતાં, અને રાજપૂતો ક્યાં ગુજરાતમાં પાકચા હતા? આ ન્યાયની દલીલમા બહુ વજુદ નથી. જગતમાં ક્રાંતિ થયાં જ કરે છે. રશિયાના રાજકુંવરો યુરોપની હોટેલોમાં પીરસવાની નોકરી કરે છે, અને કરોડો મુસ્લિમોના ખલીફ તુર્કીના સુલતાન ક્યાં રહે છે તે આપણે ભૂલી ગયા છીએ. ગાંધીજીની વિચારસરણી પ્રમાણે રાજાઓ પ્રજાના મુખ્ય સેવક થશે અને રાજ્યનાં નાણાના ટ્રસ્ટી. કોઈ પણ વ્યક્તિને સંસ્થાનની આવકના પાંચથી દસ ટકાથી વધારે નહિ, અને કોઈ પણ રાજાને માસિક રૂ. ૫૦૦ થી વધારે નહિ મળે એ કલમ જો લાગુ પડવાની હોય તો આપણે રાજાઓને "બધાનણીય મુખ્ય સેવક" તરીકે રહેવા દઈશુ એનો અર્થ એ થાય છે કે વાર્ષિક રૂા ૭૦ વાળા ભાઈને, (અરે! રાજવીને) વાર્ષિક રૂા. ૩-૮-૦ થી ૭ સુધી મળી શકે અને નિઝામ બહાદુર વગેરે વગેરેને માસિક રૂા. ૫૦૦ થી વધારે નહિ એટલી રકમ મળે. આજે તો આ ચર્ચા અર્થવિનાની લાગે છે. છેલ્લાં વીસ વર્ષની અંદર યુરોપમા તેમજ એશિયામાં ઘણી ઘણી નિરર્થક ગણાતી બાબતો અર્થસૂચક બનીને અસ્તિત્વમાં આવી છે, તેની કોઈ ના પાડી શકે એમ છે!

## ગુજરાતનાં મોટાં રાજ્યો

જો ગુજરાતનાં ૧૪૪ રાજ્યોમાં રાજકીય સ્વતન્ત્રતાનો પ્રચાર કરવો હોય, જાગૃતિ આણવી હોય, પ્રજાનું સગઠન કરવું હોય તો કેટકેટલાં વર્ષો સુધી કેટલુ ભગીરથ કામ કરવું પડશે એવો પ્રશ્ન ઉપસ્થિત કરવામાં આવે છે. રાજકારણના અનુભવથી કહી શકાય કે નાનાં રાજ્યોનું વાતાવરણ સુધારવામાં વધારે ત્રાસ થવાનો નથી. આજે જે ચીજ વધારે અઘરી લાગે છે તે ભવિષ્યમાં વધારે સહેલી થઈ જવાની છે. જે પ્રમાણમાં પ્રજાના હાથમાં સત્તા આવતી જશે તે પ્રમાણમાં આ નાનાં રાજ્યો કે ઠકરાતોમાં વાતાવરણ સુધરશે કારણ કે ત્યાંની પ્રજામાં બળ આવશે, અને સ્વરાજ્ય ભોગવતા મુંબઈ પ્રાંતના લોકોની સાથે આ રાજ્યોને દરરોજનો વ્યવહાર રાખવાનો છે. જો કોઈ માથાનુ ભારે રાજ્ય પ્રજામતને ગણકારે નહિ અને તેનો ચોમેરથી બહિષ્કાર થાય તો તે રાજાથી પાચ મહિના જીવી શકાય નહિ.

ત્યારે આપણા ગુજરાતમા મોટા રાજ્યો કેટલાં છે? વડોદરા પછી નીચેનાં આઠ રાજ્યોની વાર્ષિક આવક દસ લાખ કે તેનાથી વધારે છે:

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | રાજપીપળા | ૨૫ લાખ | | ૫ | ધરમપુર | ૧૦½ લાખ |
| ૨ | ઇડર | ૨૧ ,, | | ૬ | રાધણપુર | ૧૦ લાખ |
| ૩ | છોટાઉદેપુર | ૧૩ ,, | | ૭ | ખભાત | ૧૦ લાખ |
| ૪ | બારિયા | ૧૧½ ,, | | ૮ | પાલણપુર રાજપૂતાનામાં છે. તેને જો ગણીએ તો | ૧૧ લાખ |

હવે જો ત્રણ લાખ સુધીના નાના રાજ્યો લઈએ તો તે માત્ર પાંચ છે:

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૧ | વાંસદા | ૭½ લાખ | | ૩ | સતરામપુર | ૪½ લાખ |
| ૨ | લુણાવાડા | ૫½ ,, | | ૪ | સચીન | ૪ ,, |

અને સરકારની દૃષ્ટિએ જોહરનું રાજ્ય થાણા જિલ્લામાં હોવા છતાં ગુજરાતમા ગણાયું છે તેની આવક ૫½ લાખ છે.

આવી રીતે વડોદરા સાથે ૧૨ રાજ્યો છે. આવાં રાજ્યોમાં સ્વરાજ્ય એટલે પ્રજાને જવાબદાર એવી રાજ્યવ્યવસ્થા મેળવતા થોડી મુશ્કેલી પડશે. એવી શંકા ઉઠાવવામાં આવશે કે જે રાજ્યોમાં મડળો સ્થાપવાની છૂટ નથી ત્યા પ્રજામંડળો શી રીતે સ્થપાય? જ્યાં પ્રેસના મોંમાં ડૂચા માર્યા હોય ત્યાં લેખીપ્રચાર શી રીતે થાય? જ્યાં સભા ભરવાની પરવાનગી ન મળતી હોય ત્યા પ્રજામન શી રીતે કેળવાય? પ્રજામત કેળવ્યા વિના નેતાગીરી શી રીતે ઉત્પન્ન થાય? જ્યાં જાનમાલની સલામતી નથી ત્યાં આગળ પડીને કોણ કામ કરે? ટૂંકમાં, જ્યાં પ્રજાના પ્રાથમિક અને જન્મસિદ્ધ હક્કો કહેવાય છે તે મળતા જ ન હોય ત્યાં સ્વરાજની વાતો કરવી નકામી છે. પણ વસ્તુસ્થિતિ જુદા પ્રકારની છે. જે રાજ્યોમાં પરિષદો ભરતાં લોકો ગભરાતા હતા અને અમલદારો ધમકી આપતા હતા ત્યાં હવે પરિષદ ભરી શકાય છે કારણ કે પ્રજાવર્ગના જુવાનો વધારે નિડર બનતા જાય છે. અને સરકારી વર્ગ લોકલાજને લીધે વધારે નરમ પડતો જાય છે. આજે માણસાના બાર ગામડાંના નાના રાજ્યમા પછાત ગણાતા ખેડૂતો રાજ્યનો સામનો કરી રહ્યા છે તે બતાવે છે કે જરૂરને ટાંકણે પ્રજામાં જોઈતું બળ આવી રહે છે. ભવિષ્યમાં માણસાની પ્રજાને કોઈ

આગેવાન દગો દે અને તે લડતમાં હારે તે છતાં મારા કથનને ટેકો મળે છે કે ત્યાં પ્રજા સંગઠન કરી શકે છે, સભાઓ કરે છે, પ્રચારકામ કરે છે અને લડત ચલાવી શકે છે, અને રાજાની નજર માત્ર પોલિટિકલ એજન્ટ તરફ નહિ પણ ગુજરાતની રાજકીય પ્રજા તરફ રાખવી પડે છે

જો સભાઓ રાજ્યમાં ન થઈ શકે તો બહાર ભરવામાં આવશે. જો રાજ્યો ડહાપણ વાપરીને પોતાનાં રાજ્યોમાં પ્રજામંડળ સ્થાપવા નહિ દે તો પાસેના મોટાં ગામો કે શહેરોમાં સ્થાપશે. ત્યાંનાં મંડળો વધારે છૂટથી સાચી હકીકત રજુ કરશે અને પેપરોદ્વારા તે હકીકત રાજ્યોમા ફેલાશે અને આખા ગુજરાતમાં ફેલાશે. મુંબઈ, સુરત, અમદાવાદ તથા વડોદરા એ ચાર શહેરો એવાં છે કે જ્યાં છૂટથી જુદાજુદા પ્રદેશનાં રાજ્યોના મંડળો સ્થાપી શકાય, અને વડોદરામાં વાંધો આવે તો નડિયાદ, આણંદ, ભરૂચ જેવા કસ્બાઓમાં કાર્યાલયો ચાલશે. આ વિષયમા એક બાબત લક્ષમાં રાખવા જેવી છે કે જેમ પ્રજા પર દબાણ વધારે થશે તેમ તે વધારે જોરથી ઊછળશે અને વધારે જોરથી ફટકો મારશે. એ એક કુદરતી નિયમને અનુસરીને થવાનુ છે. તેવી જ રીતે રાજ્યમા વર્તમાનપત્રો અને પત્રિકાઓ પર અંકુશ મુકાશે તો તે બહાર છપાઈને રાજ્યમાં ફેલાશે. કોઈ પણ રાજ્ય એટલી સખત દેખરેખ ન રાખી શકે કે તેમાં પેપરો અને પત્રિકાઓ ઘૂસી ન શકે. છોકરાઓને ગળપણ ખાવા નહિ દો તો ચોરીને ખાશે જ્યાં બંદૂકની ગોળી, ફાંસી અને દેશનિકાલની સજાઓ ઉપરાછાપરી થયાં કરતી ત્યાં છૂપા પત્રોનો પ્રચાર થયા જ કરતો હતો એ રશિયાના ઇતિહાસમાં કોઈ પણ જોઈ શકે છે. ત્યાં ગામડેગામડે છૂપા ખબરપત્રીઓ, બાતમીદારો, પત્રો અને પત્રિકાઓના છૂપા વહેંચનારા મળી આવતા હતા. આવી વ્યવસ્થા દરેક દબાયેલા દેશમાં થઈ છે.

### રચનાત્મક કામ

દેશી રાજ્યોમાં પ્રજાકીય હકો મેળવવા માટે અને પ્રજાને જવાબદાર એવું રાજ્યતંત્ર મેળવવા માટે જે પ્રયાસો થઈ રહ્યા છે અને કરવાના છે તેમા રાષ્ટ્રીય મહાસભાનો એક અનુભવ લક્ષમાં રાખવા જેવો છે કે જે રચનાત્મક કામ કહેવાય છે—ખેતી સુધારણા, ગ્રામ-ઉદ્યોગ, ગ્રામોદ્ધાર, હરિજન સેવા, ખાદી વગેરે, એ બધા કામો માટે સ્વતંત્ર મંડળો રાખવાં જોઈએ અને રાજકીય લડતના મંડળ છૂટાં રાખવા જોઇએ, કારણ કે જ્યારે સરકારની ખફામરજી પ્રજામંડળ કે લોકસભા પર ઊતરી પડે ત્યારે રચનાત્મક કામને નુકસાન ન થાય અથવા ઓછું થાય તો સારું. બાકી, લડતમાં જાન જાય છે, જેલો ભરાય છે, લાઠી અને બંદૂકોના જખમ ઝીલવાના હોય છે તેવે વખતે રચનાત્મક સંસ્થાઓ થોડા વખત માટે બંધ પડશે તેથી પ્રજા અપંગ થઈ જવાની નથી. જો કોઈ રાજ્યમાં લૂલીલંગડી ધારાસભા હોય તો તેની મારફતે પ્રજાને હકો મળશે એ વિચારસરણી ભૂલભરેલી નીવડી છે એ બહુ સ્પષ્ટ શબ્દોમા પ્રજાને જણાવી દેવું જોઈએ. એવી ધારાસભાઓનો પણ ઉપયોગ જરૂર કરવો, કોઈપણ સાધનનો સદુપયોગ કરવો, પણ પ્રજામા આત્મશ્રદ્ધા અને અન્યાયની સામે થવાની શકિત ખીલવવાની માત્ર જરૂર છે, અને બન્ને ચીજ કરવા માટે જે ખરેખરો દુખી કચડાયેલો વર્ગ છે તેના જ પ્રશ્નો ઉપાડવા જોઇએ ૧૯૧૬ સુધીની કોંગ્રેસમા લગભગ બધો વિચાર શિક્ષિતવર્ગ મારફત, અને સરકારની સત્તા કબજે કરવા વિશે ઠરાવો થતા હતા, પણ એ શિક્ષિતવર્ગ એવી સત્તા માટે ભોગ આપવા તૈયાર નહોતો, અને કદી થઈ શકે નહિ, કારણકે તે સત્તા વિના તેમનો

જીવનવ્યવહાર ચાલી શકતો હતો. આજે ખેડૂતો સરકારોનો સામનો કરે છે તેમને તો કાં તો ભૂખમરો કે રોટલાની પસંદગીનો પ્રશ્ન ખડો થયો છે. ભૂખમરા કરતાં લાઠીનો માર શો ખોટો છે? જેલ મળે તો તેમાં બે વખત ખાવાનું તો મળે છે! મરવું પડશે તો શું દુઃખ વધવાનું છે? એક કહેણી છે તે ખરી છે કે કચડાયેલી પ્રજાને ગુલામી અને ગરીબી સિવાય ખોવાનું શું છે?

## હવેનો કાર્યક્રમ

તેથી હવે ત્રણચાર પ્રશ્નો હાથમાં લેવા નક્કી થઈ ગયું છે. નાનાં રાજ્યોમાં મોટે ભાગે પ્રશ્ન ખેડૂતો અને ખેતી કરનારા મજૂરોનો છે. દરેક રાજ્યમાં, દરેક પ્રાંતમાં જુદા જુદા પ્રકારના પ્રશ્નો ઊભા થાય છે, અને ખેડૂતો તથા ખેતીના મજૂરોની દરરોજની માગણીઓ, અડચણો, કનડગતો, અન્યાયોને લઈને તેમનામાં સામનો કરવાની શક્તિ ખીલવવાની યુક્તિ હવે જગજાહેર થઈ ગઈ છે ખેડૂતોને જવાબદાર રાજ્યતંત્રમાં સમજ પડતી નથી, તેમને તેમાં રસ પડતો નથી તેમને તો જમીન મહેસૂલ ઓછું કરાવવું છે, તેમને ઓછે વ્યાજે નાણાં જોઈએ છે. તેમને વેઠ, લાંચ, રૂશ્વત, અપમાન, અને જુદા લાગાઓથી બચવું છે; તેમને પોતાના કુટુંબને પોષવુ છે.

મધ્યમ વર્ગનાં રાજ્યોમાં નાના વેપારીઓ તથા કારીગરોનો પ્રશ્ન ખડો થાય છે. ત્યાં ઇજારા અને જુદા લાગાઓનો ત્રાસ હોય છે, ત્યાં એ વર્ગને ગામના માટે તૈયાર કરી શકાય છે. અને મોટાં રાજ્યોમાં કામદારો, મિલના કે રેલવેના મજૂરો, ગુમાસ્તાઓ, નાના નોકરો વગેરેના પ્રશ્નોનો ઉમેરો થાય છે.

(૧) મુખ્ય ચીજ એ છે કે હવે રાજ્યોમાં પ્રજામંડળો સ્થાપવાં, રાજ્યમાં ન સ્થપાય તો રાજ્યની બહાર સ્થાપીને સાચી હકીકત જાહેર કરવી.

(૨) પ્રજાને જાગૃત કરવા માટે વર્તમાનપત્રો તથા પત્રિકાઓનો પ્રચાર વધારવો, અને વર્તમાનપત્રોમાં જે તે રાજ્યો વિશે વધારે ખબર આપવી. તેને માટે ગામડાઓમા બે ચીજ કરવી પડશે. ગામડાંનાં દુઃખો કે અન્યાયની માહિતી મોકલનારની વ્યવસ્થા અને પત્ર કે પત્રિકા વહેંચનાર. જ્યા પ્રજાજનોમાં તીવ્ર ઇચ્છા હશે ત્યા કોઈ પોલિસ કે મુખીપટેલ પેપરો અટકાવી શકવાનો નથી. લક્ષમા રાખવુ કે મુખીપટેલ અને પોલિસ છેવટે ગામડામાં પેદા થાય છે અને તેને ખરી વસ્તુસ્થિતિની સમજણ પડી નથી ત્યાં સુધી જ પ્રજાને કનડે છે. પ્રજાના સામનામાં જીતહારનો પ્રશ્ન ખડો થતો નથી. જીતમાથી કોઈ વખત આળસ અથવા સંતોષ આવી જાય છે, હારને લીધે થોડા સમય સુધી પ્રજા દબાય છે પણ તેનામાં પાછુ બળ આવે છે. જોડાની ખીલી દરેક પગલે ઘોંચાતી હોય તો તે પહેરનારો ક્યા સુધી તે ખીલીને ઠોક્યા વિના રહે?

આજે ખેડૂતો ન્યાય મેળવવા માટે તૈયાર થતા જાય છે હજારો જુવાનોને દેશમુક્તિનું કામ કરવાની તમન્ના જાગી છે. હવે આગેવાનીનો પ્રશ્ન રહ્યો નથી. જે કાયર લોકો છે તે બૂમ મારે છે કે બધું તૈયાર છે પણ અમને આગેવાનો મળતા નથી. આગેવાની જે તે વર્ગમાંથી પેદા થશે અને તે જ માત્ર સારી લડત લડી શકશે. ભણેલા વર્ગની દોરવણીની જરૂર હજી થોડા વર્ષો સુધી રહેશે, પણ જેમ સાધક રખડી રખડી ગુરુને શોધી કાઢે છે તેમ દોરવનારને મેળવી લેવાનો છે. એવા દોરવનાર ઠેરઠેકાણેથી મળી રહે એવી ગુજરાતમા વસ્તુસ્થિતિ છે. દેશી રાજ્યોમાં દોરવનાર ન મળે તો પાસેના ખાલસા ગુજરાતમાંથી મળશે.

એક ચેતવણી આપવાની જરૂર છે. ઘણાં રાજ્યોમાં કેટલાક સેવાભાવી પણ સાથે સાથે બીકણ, પોતાનો સ્વાર્થ છોડી ન શકે એવા, અને જેમનું માનસ તદ્દન વિનીત અને ભીખ માગનાર જેવું હોય છે; જેમને પ્રજાની મોખરે ઊભા રહેવાની ઇચ્છા તથા લોભ બન્ને હોય છે પણ જે સરકારની લાલ આંખ સામે હમેશાં નમતું મૂકવાની સલાહ આપે છે તેવાને દૂર રાખવા પડશે. સાચો સત્યાગ્રહી માને છે કે જ્યાં સુધી સ્વમાન જાળવીને કોઈ માર્ગે સમાધાન થાય એ માર્ગ ઇષ્ટ છે લડત એ છેલ્લામાં છેલ્લુ અને અનિવાર્ય થઈ પડે ત્યારે જ વાપરવાનું સાધન છે, પણ વિનીત કહેવાતા નબળા નેતાઓ હમેશાં ખોટી સલાહ આપે છે, પ્રજાનુ બળ તોડી પાડે છે, સંગઠન લૂલુ કરે છે અને લડતને છેવટે દગો દે છે. આવા સાધુ જેવા દેખાતા, વિનયી વખતે સેવાની ભાવનાવાળા, પણ હૃદયના નબળા, કાયર, પ્રજાનું બળ ન સમજનારા, દુઃખ વેઠી ન શકે એવા નેતાઓથી ચેતતા રહેવાની જરૂર રહે છે.

દેશી રાજ્યોની પ્રજા આ વિચારસરણી પ્રમાણે કામ કરતી થશે તો ૧૪૪ ગુજરાતી રાજ્યોમાં સ્વરાજ્યપ્રાપ્તિનો પ્રશ્ન લાંબો વખત નહિ લે. સત્યાગ્રહની જે કળા (ટેકનિક) છે તે પ્રજા સમજી ગઈ છે. માણસાના પાટીદારોની સ્ત્રીઓ પણ સમજી છે. આજના યુગમાં વિચારો અને યોજના તથા યુક્તિઓનો પ્રચાર થતાં વાર લાગતી નથી.

ગુજરાત રાજસ્થાની પ્રજામંડળ, કાઠિયાવાડ રાજકીય પરિષદ, અખિલ હિંદ રાજસ્થાની પ્રજાપરિષદ એ બધી સંસ્થાઓ માત્ર મદદરૂપ થઈ શકે, જે ખરુ સાચુ કામ કરવાનું છે તે દેશી રાજ્યોનાં ગામડાંમાં કરવાનુ છે. આ યુગ એવો છે કે ધારેલું કામ અત્યંત ઓછા શ્રમથી, ઓછા પ્રયાસથી હવે સફળ થવાનો સંભવ છે, કારણકે પ્રજા તૈયાર છે અને લડતની કળા જાણીતી થઈ ગઈ છે.

છેવટે, થોડા શબ્દો રાષ્ટ્રીય મહાસભાના વલણને માટે કહેવાના રહે છે. મહાસભાની પરિષદમાં જે ઠરાવો પસાર થાય છે તેની પાછળ મહાસભાના મોટા ભાગના સભ્યોની શી લાગણી છે તેનો ખાસ વિચાર કરવાનો હોય છે ઠરાવોના શબ્દોની અંદર ગૂઢ અર્થો સમાયેલા હોય છે. એક ચીજ દીવા જેટલી સ્પષ્ટ છે કે મહાસભાએ ચોખ્ખા શબ્દોમાં કહ્યું છે કે જે જાતનું સંપૂર્ણ સ્વરાજ્ય હિંદ દેશમા મેળવવાનુ છે તેવુ જ રાજ્યોમાં મેળવવાનું છે. દેશી રાજ્યોની પ્રજાએ પોતાની જાગૃતિ કરવી, હક્કો મેળવવા, અન્યાય દૂર કરવા. તેમ કરતાં સરકારની સામે થવાના પ્રસંગ ઓછા આવે તેની દરકાર રાખવી. પણ જો સરકારનો સામનો કરવો પડે તો તે પોતાની જવાબદારી પર કરવો, મહાસભાની સમિતિને માથે જવાબદારી ઢોળી પાડવી નહિ. પણ રાજ્ય સામેની પ્રજાની સાચી લડતોમાં મહાસભાના સભ્યોની સંપૂર્ણ સહાનુભૂતિ, સલાહ અને સહાય મળશે વ્યક્તિ તરીકે, મહાસભાના સભ્યો દરેક પ્રકારની મદદ કરશે તેથી જરાય સંકોચ વિના કહી શકાય કે હવે ઘણે મોટે ભાગે રાજસ્થાની પ્રજાની લડતોમાં ગરમાગરમી આવશે કે તરત મહાસભાના કાર્યકર્તાઓ મદદ કરતા થઈ જશે એવી આશા રાખવી એ વ્યર્થ નથી. કોઈ અપવાદ બને પણ ખરો, પણ સામાન્ય રીતે જોતાં આપણે આખા દેશની સ્વતંત્રતા માટે પ્રયાસ કરી રહ્યા છીએ તેથી અરસપરસ મદદ ન મળે એ ભાગ્યે જ, ક્વચિત જ, બને.

# ફાટસરની ટેકરી પરથી

પ્રજારામ ન. રાવળ

[પૃથ્વી]

વીત્યાં વરસ કૈંક, આજ ફરી આંહીં આવી ઉભો.
ઉભેલ અહિં ટેકરી પરથી દૃષ્ટિ ફેંકું બધે.
તળેટી મહિં ક્ષેત્ર નીલમ લીલાં સુતેલાં મહીં
થઈ વિષમ કેડી વાંકીચુંકી લાંબી ચાલી જતી
સુદૂર, દગ જાય ત્યાં લગ; વીંટી બધા ગામને
ઉભેલ ગઢ જીર્ણના અચલ કાંગરા; ને લીલા
ધર્યા મુકુટ વૃક્ષનાં શિર; અપૂર્ણ મ્હેલો જુનો;
અને વરસ વીતતાં નિબીડ ઝાડીના શેષમાં
સુતા લઘુ તળાવ મધ્ય દ્વીપ-મારુતિ-મંદિર-
તણો ફરફરંત ગેરુધ્વજ ન્હાળું; ને દૂરથી
સુણાય કિચુડાટ વાવમહિં ચાલતા કોસના.

અને સ્મરણ સુપ્ત સૌ સળવળી ઉઠે ભૂતનાં:
સરે દગ સમીપથી વરસ સામટાં વેગમાં.

અનેક વરસોનું આવરણ ગાઢ ઊડી જતાં
તરે નયન બાલ્યના તરવરાટ; તેજે ભર્યાં
દગો; ઉઠત અંગઅંગ થકી સ્ફૂર્તિના ધોધ; ને
જુના, નટુક, સોબતી સમવયસ્કની મંડળી-
મહીં કરી અનેક મોજ; વળી બાળમંદિરના
હસન્મુખ, સખા સમાજ 'ગુરુદેવ', જે જ્ઞાનના
વિશાળ વનમાં ઉગેલ કંઈ દેવવૃક્ષોતણી
કરાવત પિછાન અંગુલિ ગ્રહી કુણી પ્રેમથી.

લીટા કઈક ચિત્રના; પરીકથાતણા પાઠ,-રે!
રહી ઘણીક વેળ બાળવીરં સાથીની સંગમાં
પરાક્રમ કર્યા હતા કંઈક; સાહસોત્સાહનાં
કરી અમૃતપાન, ઘૂમત અરણ્ય ગાઢાંમહીં.
હણી અસુર કૈંક, કેદ પડી રૂપની રાશિ શી
વિમુક્ત કરી'તી અનેક કુંવરી; નિધિ સાતને
વીંધી, વન વટાવી ઘોર, વટી ચોકીને રાક્ષસો-
તણી, કંઈક વેળ અમૃત ફળેય લાવ્યા હતા.

'ઇલાસૂનુ-ઈલા' તણાં કરુણ ક્રન્દને હાર્દને
વલોવી, નયનેથી અશ્રુજલધાર વ્હાવી હતી.
અસહ્ય અપમાન-ચાબુક ફરીફરીને ખમી,
સખા-જીવન-ઘાતક પ્રબળ ઝેરને ચૂસતા,
ધરી કરુણ મૌન ગંભીર સહંત આક્ષેપની
ઝડી, દલદલો વિશુદ્ધ ઉરના ઉઘાડી, થતા
અચેતન પષાણમૂર્તિ 'મનસાગરે' થંભવ્યા
હતા જ અમ પ્રાણશ્વાસ; નિજ મિત્રસૂનુતણું
અડધે લગિર બિન્દુ રક્તનું સજીવ થાતા ફરી
કિલોલ કરતા સખા સહુ કિલોલ કરતા હતા.

ભમંત પડી આખડી લઘુક તો'ય વાડી મીઠી–
મહીં ફળ અનેક વેળ, કદિ એકલા, સોબતી
સહે વળી કદીક, ઓર કંઈ સ્વાદથી ચાખતા
અનેકવિધ, તૃપ્તિ કો'દિ પણ ના હતા લાધતા.

મીઠી સપન-સૃષ્ટિ આ જીવનછોડને સીંચતી
અમીરસ સમી જ મિષ્ટ હતી જાગૃત-સૃષ્ટિયે.
મીઠા વિહગવૃન્દનાં કિલકિલાટ, ઝરણાં તણા
વિમુક્ત ખળકાટ, બીન ઝણણાટ, શા બાલકો–
તણે અગણ કંઠ ઉલ્લસિત ઊઠતા હાસ્યના
ધ્વનિ પ્રતિધ્વનિતણાં પૂર દિવાલ અથડાઈને
વિશાળ અમ બાગમાં સભર લ્હેરતા, ડોલતા.

ધર્યા વસન શ્વેત, શુભ્ર, 'ગુરુદેવ'ની મૂર્તિઓ
પ્રસન્ન ફરતી અહીંતહીં, ઉરોર્મિ બાલોતણી
ઉછાળત નિહાળતી રમતે બાલજુથો તણી.
અહો! શિશુક ક્રીડનો! રમત સાતતાળી તણી
વિશાળ અમ બાગમાં ઘણીક વેળ જામી જતી.
છુપાતું લઘુ વૃક્ષપત્ર જુથમાંહિં; શ્વાસે ભરી
કરેલ કંઈ દોડ; સાથીથી ઝલાઈ જાતાં, જઈ
ઉભેલ 'ગુરુદેવ' પાસ, કરસ્પર્શ પામી મીઠો
જતાં સકલ થાક ઓસરી રમંત પાછા ફરી.
અહો! લઘુક કેડી આજ પરથી થઈને અમે,

અમારી બધી મંડળી, 'ગુરુજનો'ય સંગાથમાં
લઈ, પ્રથમ વેળ 'ફ્રાટસર' ન્હાળવા નીકળ્યા
હતા. બટુકમંડળી સરવ પ્હેલી પૈડાં લઈ,
સુસાટભર દોડતી 'કવણ પ્હેલું?'ની હોડમાં
રહેલ 'ગુરુદેવ' પાછળની વાટ જોયા વિના
ચડી જઈ જ ટેકરી, શિખર પ્હોંચીને ન્હાળતી
દૂરેથી 'ગુરુદેવ' મંડળી ધીમેધીમે આવતી.

અનેક સરતી અહો! સ્મરણફૂલમાળા, મીઠી
સ્ફુરાવતી સુગંધ, શાંતિ અરપંત અંગાંગને,
નિમીલિત કરંત નેન, મધુધેન આંજી, ઘડી
સુવાડી ભૂતઅંકમાં શીતળ વાયરો ઢાળતી.

*

'લિયે અમૂલ લાભ શિક્ષણ તણો ભલે બાળકો
અછૂત જનનાય' નિર્ણયથી એહ શાળા તણા
ઉઠ્યું ખળભળી શહેર સઘળું, અને રોષમાં
કરી સરવણી બધીય ફુલછોડની બંધ ત્યાં.

રહે અછૂતબાળ શિક્ષણથી દૂર શાળા તણા
થકી મરણને ગણી વર, સમગ્ર સંચાલકો શાળાતણી
સુઅલ્પ, યશ-પૂર્ણ જીવનલીલા જ સંકેલતા.

*

—ગયું સરવ. ફોરીને સુરભિ, સર્વ મ્હેકાવતા-
તણા હજી થયા ન પૂર્ણ નિજ સર્વ આદર્શ, ત્યાં
અરૂઢ ફુલછોડ ઉન્મૂલ થયો, સુઝી શ્હેરને
મતિ અવળી, કયાંય છૂટી પડી પાંખડી પાંખડી.

પળ્યા સરવ પંથપંથ વિખરાઈ માળો ગયો
શમ્યા કલબલાટ, શૂન્ય રવમૂક ભેંકાર શું
પડ્યું સરવ ખાલી, આત્મહીણ ખોળિયા શું રહ્યું
ગયું અવર નામધારી કંઈ ચોટી ત્યાં પાટિયું........
—મીઠાં સ્મરણજન્ય વાદળ વિષાદ વીંટાયલો
ઢળેલ શિર, ભારી પાય, લઘુ ટેકરી ઊતર્યો.*

* આ શિક્ષણસંસ્થા તે વઢવાણ શહેરનું દસબાર વર્ષ પહેલાં બંધ પડેલ 'શ્રી વઢવાણ કેળવણી મંડળ.'

# બંગસાહિત્યસ્વામી શરદબાબુ

ભોગીલાલ ગાંધી

શરદબાબુના અંગત જીવનની મને માહિતી નથી. પણ એમના અક્ષરદેહનો હું રસિયો છુ. એમની મોટા ભાગની નવલકથાઓ અને વાર્તાઓએ મને આકર્ષ્યો છે. માનવીના દિલની વેદના, દર્દકથા વ્યકત કરવામાં હિંદુસ્તાનના સાહિત્યકારોમા કદાચ શરદબાબુ અનન્ય જ છે. માનવતા પ્રત્યેની એમની સહૃદયતાએ એમની કલમને તેજસ્વી બનાવીછે. જીવનના આવેગો, જીવનની ઊંડી ઊર્મિઓ, જીવનની અદમ્ય વાસનાઓને આજના રૂઢિબદ્ધ સમાજમા કેટલી ભયકર અથડામણુમાં આવવુ પડે છે અને એ સંગ્રામમાં વ્યકિતઓનો કેવો કચ્ચરઘાણુ નીકળી જાય છે, એનો સચોટ ચિતાર એમની નવલકથાઓમા નજરે પડે છે.

માનવ સ્વભાવને સમજવાની એમની અદ્ભુત શકિત અને એને યથાર્થરૂપે રજૂ કરવાની એમની તેજસ્વી શૈલી, સંવાદ ઉપરનો એમનો કાબૂ અને પાત્રો સર્જવાની એમની કુશળતા, ઉપરાંત વાર્તાનો વેગ છેવટ સુધી તેવો ને તેવો રહે એટલી કલ્પના—આ બધાને કારણે શરદબાબુ કેવળ બંગાળના સાહિત્યકાર મટી સમસ્ત હિંદના બની ગયા છે. ગુજરાતીઓને મન તો તેઓ આપણા પોતાના ગુજરાતી નવલકથાકાર જ હોય એટલી આત્મીયતા વસી ગઈ છે.

બગાળી પ્રજાનાં હ્રદયને તેમણે હચમચાવી મૂકયાં છે. પતિપત્ની, ભાઈભાઈ, સાસુ-વહુ, નણંદભોજાઈ, ઓરમાન મા, ગામડાંનો પ્રતિષ્ઠિત ગણાતો સમાજ, શહેરનો સુધરેલો બ્રાહ્મ સમાજ અને જેને વિષે સમાજ કેવળ ઘૃણા જ વરસાવતો રહ્યો છે અને છતાં પોતાના સ્વાર્થ ખાતર જેને ટકાવી રહેલ છે તે વેશ્યાઓ—આ સૌનાં ચરિત્રો અને ચિત્રો આબેહુબ રજૂ કરી શરદબાબુએ બંગાળની પ્રજાને જીવનનો-ધબકારો સંભળાવ્યો છે.

અને આ શકિતને પ્રતાપે જ તેમના પુસ્તકો ઉપરથી તૈયાર થયેલી ફિલ્મો—દેવદાસ અને ગૃહદાહે—લાખો માનવીઓને મુગ્ધ કર્યા છે. શ્રીકાન્ત જેવી નવલકથા—આત્મકથાની શૈલીની નવલકથા—વિશ્વસાહિત્યના થોડાક ઉત્તમ ગ્રંથોમા સ્થાન ભોગવી શકે એટલી પ્રતિભાશીલ બની છે.

આમ શરદબાબુ બંગાળના—સમસ્ત હિંદના સાહિત્યસ્વામી તરીકે અમર બન્યા છે.

*

અને છતાં, આ મહાન સાહિત્યકારની મર્યાદાઓનો ઉલ્લેખ કર્યા વિના હુ નથી રહી શકતો.

એક વાત સ્પષ્ટ કરું કે કોઈ લેખક સંપૂર્ણ પ્રગતિશીલ કે સંપૂર્ણ પ્રત્યાઘાતી ભાગ્યે જ હોય છે. જ્યારે શરદબાબુ વિષે ટીકા કરવાની ધૃષ્ટતા કરું છું ત્યારે તેઓ જ્યાં જ્યાં પ્રત્યા-

ગિરીધઃ—આ ખાણનો વિસ્તાર ફક્ત ૧૧ ચો. માઇલ છે, તો પણ અહીંનો કોલસો વખણાય છે. અહીંનો કોક પણ પ્રસિદ્ધ છે. ૧૮૫૧માં ખોદવાનું કામ શરૂ થયું અને ૧૮૭૧ માં રેલવે આવ્યા પછી આ કામ ખૂબ વિકાસ પામ્યુ છે. ૧૮૮૦માં એનું ઉત્પન્ન ૪ લાખ ટનોનું હતું અને ૧૯૧૯માં તે ૯૫૦ હજાર ટનોનું થયું. અહીંનો કોલસો ઈસ્ટ ઈંડિયા રેલવે કંપની અને બંગાલ કોલ કંપની વાપરે છે.

તાલચેરઃ—આ ખાણ ઓરિસામાં બ્રહ્મપુત્રા નદી પાસે કટકની વાયવ્ય દિશામાં ૬૫ માઈલો પર આવેલી છે. ૧૮૫૫માં તે ક્ષેત્રમાં બહુ લાભ દેખાયો નહિ, પણ ૧૯૧૯માં વધારે ચીવટથી શોધ કર્યા પછી જણાયું કે આ ક્ષેત્રમાં ૧૮૪૫ લાખ ટન જેટલો કોલસો મળી શકે એમ છે. આ ખાણ દક્ષિણ હિંદુસ્તાનમાં મદ્રાસ પાસે હોવાથી તે બાજુની રેલવે માટે બહુ ઉપયોગી છે. ૧૯૨૩માં એનુ ઉત્પન્ન ૨૫૩ હજાર ટનોનું હતું.

આ સિવાય આ ભાગમાં રામગઢ, રાજમહાલ હિલ્સ, ઔરંગા, ડાલ્ટનગંજ, રામપુર, દાર્જિલિંગ વગેરે ખાણો છે અને તેમના લગભગ ૪૦૦ ચો. માઈલના ક્ષેત્રમાં લગભગ ૧૦-૧૫ લાખ ટન કોલસો મળે છે. કોલસો હલકી જાતનો હોય છે. ડૉ. જગદીશચંદ્ર બોઝે દાર્જિલિંગના કોલસા ઉપર પ્રયોગ કરીને તેમાથી સારો કોક થઈ શકે એમ છે, એમ બતાવ્યું છે.

## મધ્ય હિંદુસ્તાન

હવે મધ્ય હિંદુસ્તાનમા ઊતરીએ. આ ભાગમાં કુલ ૫ ખાણો છે અને રેવા સંસ્થાનના તાબામાં છે. આ સૈકામાં દેશની બધી ખાણોની ઉત્પત્તિ ૫૩ કરોડ ટન ઉપર હતી, તેમાંની ૫૯,૬૯ હજાર ટન ઉપરનુ ઉત્પન્ન અહીંની ઉમારિયા અને સોહાગપૂર આ બે ખાણોનું છે.

ઉમારિયાઃ—આ ખાણ શોણ નદીની ઉપનદી ઉમરાર નદી ઉપર આવેલી છે, અને કટનીથી ૩૬ માઈલ પર છે. તેનો વિસ્તાર ૬ ચો. માઈલનો છે પણ મિ. સી. એક્સ. ફોક્સે ૧૯૩૪માં ગણતરી કરેલી કે આ ખાણમાં ૨૪૦ લાખ ટન સુધી છે. ૧૯૧૬ માં તેનુ ઉત્પન્ન ૨,૦૦,૨૮૫ ટન હતું ૧૮૮૪થી ૧૯૩૨ સુધીમાં તેનુ કુલ ઉત્પન્ન (જોહીલા ખાણનું ૧૮૯૮થી ૧૯૦૨ સુધીનું ઉત્પન્ન એની સાથે ગણીએ તો) ૫૮,૪૮,૫૯૯ ટન જેટલું થાય છે.

સોહાગપુરઃ—આ ખાણ બહુ વિસ્તૃત એટલે ૧૨૦૦ ચો. માઈલની છે. એમાં બહુ કોલસો હોવો જોઈએ, એમ તજ્જ્ઞો કહે છે. ૧૯૩૨માં તેનું ઉત્પન્ન ૧,૬૬,૧૯૫ ટન જેટલું હતું

જોહિલ્લાઃ—આ ક્ષેત્રનો વિસ્તાર ૧૪½ ચો. માઇલ છે, જેમાંથી ૫૦૦ ફૂટ સુધીના ઊંડાણમાં ૩ કરોડ જેટલો કોલસો મળી શકે એમ છે.

આ સિવાય કોરાર અને સિંગ્રોલી આ બે ખાણો છે પણ તેમનું ઉત્પન્ન બહુ ઓછું છે.

## મધ્યપ્રાંત

આ પ્રાંતમાં આવેલી ખાણોમાંથી આખા દેશની કોલસાની આવકમાંનો ૨-૭૫%, અથવા તો ૧,૪૫,૭૮,૮૦૭ ટન ઉત્પત્તિ થાય છે. આ ખાણોના ચાર વિભાગો કરેલા છે.

(૧) રેવા સંસ્થાનની બાજુથી મધ્યપ્રાંતમાં આવનારી;
(૨) શોણ નદીને મળનારી નદીઓ પાસેની;
(૩) સાતપુડા પર્વત પાસેની; અને
(૪) વર્ધાની ખીણ પાસેની.

## વિભાગ ૧ લો

આ વિભાગમાં સનહત, ઝાગ્રાખંડ, કુરાસિયા અને કોરેગઢ આ ચાર ખાણો આવે છે. સનહત ખાણુનો વિસ્તાર ૩૩૦ ચોરસ માઈલનો છે અને એનો કોલસો સામાન્ય જાતનો હોય છે. ઝાગ્રાખડનું ક્ષેત્ર ૨૨ ચો. માઈલનું છે પણ કોલસો સારો હોય છે. આ ખાણુના ૪–૫ ચો. માઈલો સુધીમાં દર ચો. માઈલે ૩૦૮ લાખ ટન કોલસો છે, એમ મિ. એ. એલ્. કૅાલસન નામના ભૂગર્ભશાસ્ત્રીએ શોધી કાઢયું છે. કુરાસિયા ખાણુ સાવ એકબાજુમાં છે અને તેનો વિસ્તાર ૪૮ ચોરસ માઈલનો છે. આની શરુઆત ૧૯૩૦માં થઈ છે અને ૧૯૩૨ સુધીમાં એમાંથી ૧,૪૮,૭૨૬ ટન કોલસો નીકળ્યો છે આ ખાણની અગ્નિ દિશામાં કોરેગઢ નામની ખાણુ આવેલી છે અને તેના ૬ ચો. માઈલના વિસ્તારમા મધ્યમ પ્રકારના ત્રણુ થર છે.

## વિભાગ ૨ જો

ઉદેપુર સંસ્થાનમાં માંડ, બિલાસપુર જિલ્લામા કોરબા, સિરગુજા સસ્થાનમાં ગમપુર, લખનપુર, વિશ્રામપુર, રામકોલા–તાતાપાણી અને ઝીલમિલી આટલી ખાણો છે. આ હજી સુધી પૂરતા પ્રમાણુમાં ખીલી ન હોવાથી તેમનો ટૂંકમાં ઉલ્લેખ કરવા જેવો છે.

કોરબા ખાણુ હસદા નદીની ખીણુમાં આવેલી છે અને તેનો વિસ્તાર ૨૦૦ ચો. માઈલનો છે. એમાં પાંચસો લાખ ટન સારો અને બે-હજાર ટન સુધી ઊતરતા દરજ્જાનો કોલસો મળશે, એમ ત્યાના અધિકારીઓ કહે છે. અહીંથી બગાલ નાગપુર રેલવે ૨૪ માઈલ પર આવેલી હોવાથી આગળ ઉપર આ ખાણુનું ભવિષ્ય સારું દેખાય છે.

**વિશ્રામપુર**—આ ખાણુમાં ૪૦૦ ચો. માઈલમાં સારો કોલસો છે. પણુ તેની વધારે તપાસ હજુ થવાની છે.

**ઝિલમિલઃ**—આ ખાણુનો વિસ્તાર ૪૦ ચો. માઈલનો છે અને એના કોલસામાંથી સારો કોલ થઈ શકશે, એમ મનાય છે. પણુ એ દિશામા હજી પ્રયત્ન થયો નથી.

આ સિવાય બીજી ચાર ખાણોનું ક્ષેત્ર ૯૩૫ ચો. માઈ લોનુ છે, તેમાં સરવાળે હલકી જાતનો કોલસો છે.

## વિભાગ ૩ જો

ઉત્તરમાં નરસિંગપુર જિલ્લાના મોહપાની સુધી અને દક્ષિણુમા બેતુલ અને છિંદવાડા જિલ્લા સુધીના ૧૭૦ માઈલના ટાપુમાં મોહપાની, શહાપુર, તાવા, કાન્હા ખીણુ અને પેંચ ખીણુ આટલી ખાણો છે. મોહપાની ખાણુમાંથી ૧૯૦૩ સુધીમાં ૧,૮૧,૦૮૦ ટન કોલસો કાઢયો હતો, અને ૧૯૨૬મા તે બંધ કરાવી ત્યારે તેમાંથી ૧૯૦૩ પછીના વરસોમાં ૧૪ લાખ ટન ઉપર ઉત્પન્ન આવ્યું છે આ ખાણુનો કોલસો હલકી જાતનો હોય છે. શહાપુર ખાણુનો ૨૬ ચો. માઈલનો ભાગ ખોદાવીને કોલસાની પરીક્ષા કરી હતી. પણુ તે વધારે પ્રમાણુમાં નીકળ્યો નહિ. ૧૯૨૩માં આમાંથી ફક્ત બે હજાર ટન ઉપર થોડો વધારે કોલસો નીકળ્યો તેથી ૧૯૨૭માં આ ખાણ બધ થઈ. તાવાનો વિસ્તાર ૭૯ ચો. માઈલનો છે, અને ત્યાં પાચ ફૂટ જાડાઈનો થર છે કાન્હા ખીણુમાં ચારેક સારા થર છે અને તેમાંના એકમાં ઉત્તમ કોકના કોલસા નીકળે છે. પેંચ ખીણુનો ખોદેલો ભાગ ૭૬ ચો. માઈલનો છે અને આ તથા તેની પશ્ચિમ બાજુના ભાગમાં ૧૫૫ લાખ ટન કોલસો મળી

શકે એવી મિ. ફોકસ નામના ભૂગર્ભશાસ્ત્રીની ગણતરી છે. ૧૯૩૨માં એનું ઉત્પન્ન ૮,૩૧,૮૧૭ ટનનું હતું.

## વિભાગ ૪ થો

વર્ધા ખીણમાંની ખાણો ચાંદા અને યવતમાળ જિલ્લાઓમાં આવેલી છે અને તે બધાનો વિસ્તાર ૧૬૦૦ ચો. માઈલનો છે. ત્યાંના કોલસાનો વધારેમાં વધારે મોટો થર ૯૦ ફૂટનો છે. હવે એની ખાણોની વિગતવાર માહિતી નીચે આપેલી છે.

વરોરા ખાણ નાગપુરની દક્ષિણમાં ૬૨ માઈલ પર આવેલી છે. ૧૮૭૩થી ૧૯૦૬ સુધીમાં આ ખાણમાંથી ૩૦ લાખ ટન સુધી કોલસો કાઢ્યા પછી ખોદવાની મુશ્કેલીઓને લીધે કામ બંધ થયું છે. ઘૂગસ–તેલવાસાનો વિસ્તાર ૧૦૦ ચો. માઈલનો છે અને તેમાં ૧૦,૦૦૦ લાખ ટન સુધી કોલસો હોવો જોઈએ એમ જાણકારો કહે છે. હમણાં હમણાં તેના પર કામ શરૂ થયું છે. બંદરનો વિસ્તાર ૬ ચો. માઈલનો છે અને મિ. ફોકસ કહે છે કે આમાં ૫૪૦ લાખ ટન કોલસો હોવો જોઈએ. પણ હજીસુધી તે દિશામાં વધારે પ્રયત્ન થયો નથી. બલ્લાલપુર હૈદ્રાબાદ સંસ્થાનમાં આવે છે પણ ખાણનો ભાગ અંગ્રેજોની હદમાં છે. એમાંથી ૧૯૩૧માં ૨,૨૩,૦૨૫ ટન અને ૧૯૩૨માં ૨,૧૭,૪૨૧ ટન કાઢ્યા હતાં. અહીંના આખા ભાગમાં કુલ ૪૦૦ લાખ ટન હોવા જોઈએ, એમ તજજ્ઞો કહે છે. ચાંદા અને વામનપલ્લીમાં પણ કોલસાની ખાણો નાના પ્રમાણમાં છે. વૂણ અને આજુબાજુના પ્રદેશમાં (૭ માઈલમાં) ૧૦,૫૦ લાખ ટન અને પિસગાંવથી વરોરા (૧૨ માઈલ)નાં પ્રદેશમાં ૨૪,૦૦ લાખ ટન કોલસો છે. એકલા યવતમાલ જિલ્લામાંથી ૧૯૨૦થી ૧૯૨૭ સુધીમાં ૧૩,૪૮૯ ટન કોલસો નીકળ્યો છે. મધ્યપ્રાંતનો કોલસો જી. આય્. પી. રેલવે અને ત્યાંનાં મિલો ને કારખાનાં ખરીદી લે છે.

## ૫

## હૈદરાબાદ

૧૯૦૦થી ૧૯૩૨ સુધીમાં આખા હિંદુસ્તાનમાં મળીને ૫૩ કરોડ ૬ લાખ ટન ઉપર કોલસાની આવક હતી. તેમાંથી ૧ કરોડ ૯૪ લાખ ટન કોલસાની ઉત્પત્તિ એકલા નિઝામ હૈદરાબાદ સંસ્થાનની ખીણોમા થાય છે. તેમાંના આદિલબાદ જિલ્લામાં સાષ્ટી અને તાંદૂર અને વારંગળ જિલ્લામાં કામારમ્, માધવારમ્ અને સિંગારેણીમાં ખાણો છે. તે સિવાય બીજી કેટલીક જગ્યાએ કોલસાના નાના નાના ખડક મળ્યા છે.

સાષ્ટીની ખાણ વર્ધા નદીની દક્ષિણ દિશામાં આવી છે. અને ૧૮૭૪ના અરસામાં થયેલી શોધખોળ ઉપરથી એમ માલૂમ પડ્યુ છે કે એના ૧½ ચો. માઈલના ઘેરામાં ૪૦ ફૂટ જાડાઈનો કોલસાનો ખડક છે. ૧૯૨૦થી એના પર વ્યવસ્થિત કામની શરુઆત થઈ છે અને ૧૯૩૨માં તેનું ઉત્પન્ન ૬૧,૧૮૪ ટન હતું તાંદૂરની ખાણ કૈરગુરા અને અકનાપલ્લીની વચ્ચે આવી છે અને હાલ સાત માઈલના પ્રદેશમાં ૧૫ ફૂટ સુધીમાં કોલસો લગભગ બધેય મળે છે. આ ઉપરથી મિ. યુગસ નામના ભૂગર્ભશાસ્ત્રીનું અનુમાન છે કે આ થર આગળ ૨૪ માઇલો સુધી એમને એમ ચાલુ હશે. ૧૯૩૨માં આ ખાણનું ઉત્પન્ન ૧,૨૬,૪૭૧ ટનનું હતું. કામારમ્‌નો વિસ્તાર ૧૫૬ એકરનો છે અને તેમાં ૧૧,૩૨,૫૬૦ ટન સારી જાતનો કોલસો છે. માધવારમ્‌ની ખાણ ભદ્રાચલમ્‌ની દક્ષિણમાં આવેલી છે અને તેનો

વિસ્તાર ૨૪ ચો. માઈલનો છે. ૧૮૯૧માં રાઝાંપલ્લી પાસે એક સારી જાતના કોલસાનો ખડક મળ્યો છે અને ત્યારથી તે ખાણ તરફ બધાનું ધ્યાન ગયું છે. સિંગારેણી ખાણ હૈદરાબાદ શહેરથી ૧૪૬ માઈલ પર છે અને તેનો વિસ્તાર વચ્ચે વચ્ચે તૂટેલો છે છતાં ૧૯ ચો. માઈલનો છે. આના એક થરમા કુલ ૩૬૦ લાખ ટન કોલસો છે, એવી ગણતરી છે. દરેક વરસે આનું ઉત્પન્ન સરેરાસ પાંચ લાખનુ હોય છે. ૧૯૩૨માં તેનો આંકડો ૫,૯૩,૪૬૬ ટનનો છે. આ ખાણમાં અકસ્માતો વિશેષ પ્રમાણમાં થાય છે અને ત્યાંના કોલસામાં બળ્યા પછી ફક્ત રાખ જ સિલક રહે છે, એવો હલકો તે હોવાથી આ ખાણનુ કામ ધીમું ચાલે છે.

## ક્રેટેશિયસ, જ્યુરેસિક અને ટર્શિયરી જાતના કોલસાની ખાણો

આપણા દેશમાં આ જાતનો કોલસો ૨% હોય છે અને એની ખાણો આસામ, બલુચિસ્તાન, પંજાબ, રજપૂતાનામાં છે અને બ્રહ્મદેશ, કાશ્મીર અને સરહદ પ્રાંતની ખાણોનું કામ સારી રીતે શરૂ થયુ નથી.

### આસામ

આ પ્રાંતના પશ્ચિમ ભાગમાં ગારો ટેકરી ઉપર આવેલી ખાણો ક્રેટેશિયસ યુગની છે અને તેનો વિસ્તાર ૨૦ ચો. માઈલનો છે. ૧૮૮૨માં લા ટૂચે નામના ભૂગર્ભશાસ્ત્રીએ કરેલી ગણતરી મુજબ આ ભાગમાં ૭૬૦ લાખ ટન કોલસો છે. એની જાત સારી છે, પણ અહીંથી રેલવે દૂર હોવાને લીધે ખાણનું કામ આગળ ફાલતું નથી. ખાસી અને જયતી ટેકરી ઉપરની ખાણોમાં ક્રેટેશિયસ અને ટર્શિયરી યુગનો કોલસો છે. અહીંનો એક થર ૩ થી ૯ ફૂટ જાડો છે. તેની લબાઈ ૧૩૬ એકર છે. મિ. ટૂચેની ગણતરી પ્રમાણે આ ભાગમા ૧૧,૮૫,૦૦૦ ટન કોલસો હોવો જોઈએ. અંબાલી નદીની બાજુમાં પણ બીજી એક ખાણ છે અને તેનો વિસ્તાર ૩૦ ચો. માઈલનો છે.

ઉત્તર આસામમાં કેટલાંક સારા ક્ષેત્રો છે. દિસી નદી પરની ખાણનો વિસ્તાર ૫ માઈલનો અને જાંજીની ખાણનો ૩ માઈલનો છે, પણ આ કોલસો સારો નથી. જાંજીની પાસે આવેલી નઝીરા ખાણનો કોલસો કઠણ છે. તેનો વિસ્તાર ૧૬ માઈલનો છે અને તેમાંથી કુલ ૩૭૨ લાખ ટન નીકળશે, એવી ગણતરી છે. આ ભાગમાંથી ૧૯૩૨ સુધીમાં કુલ ૭,૧૬,૧૧૦ ટન અને એકલા ૧૯૩૨માં ૩૮,૪૦૩ ટન કોલસો નીકળ્યો છે. નઝીરાની ઈશાન દિશાએ જયપુર નામની ખાણ છે, અને તેનો વિસ્તાર ૨૫ માઈલનો છે. એમાંના ૧૫ માઈલમાં ૪૫૦ ફૂટના ઊંડાણમાં ૨૦૦ લાખ ટન કોલસો છે. પણ સૌથી પ્રસિદ્ધ ખાણ માકુમની છે; તેનો વિસ્તાર ૧૮ ચો. માઈલનો છે. આના કોલસાના નિકાસ માટે બ્રહ્મપુત્રા નદીની હોડીઓ હોવાથી આ ખાણને આ એક મોટી સગવડ છે. આની ખાણની શરૂઆત ત્યાંની વેપારી અને રેલવે કંપનીઓએ મળીને ૧૮૮૧મા કરેલી અને તે બ્રહ્મપુત્રા નદી ઉપરની ડિબ્રુગઢ ખાણ સાથે રેલવેથી જોડાયેલી છે. લેડો, તિકાક અને નામડાંગના ભાગમાં અતિશય ઉત્તમ જાતનો કોલસો મળે છે. એ કોલસો બળવાને માટે અને કોક કરવાને માટે સારો હોય છે. આ ખાણનું ઉત્પન્ન ૧૯૦૦માં ૨,૧૫,૯૬૨ ટન અને ૧૯૦૯ માં ૩૦૫,૫૬૩ ટન જેટલું થયું છે. ૧૯૩૨મા સામાન્ય મંદીને લીધે ઉત્પન્ન ૧,૭૦૩૯૯ ટન થયું હતું. આ કોલસો રેલવે અને આગબોટ કંપની અને ચાનાં કારખાનાં ખરીદી લે છે.

### બલુચિસ્તાન

આ ભાગમાં ઓસીન યુગનો કોલસો કેટલીક જગ્યાએ મળે છે પણ અહીંનો ખડક અસ્થિર હોવાને લીધે ખાણો ખોદવાનું કામ જોખમ ભરેલું અને ખર્ચાળ હોય છે. આમાંની સોર, બોલન અને ખોસ્ટ આ ત્રણ ખાણો પ્રસિદ્ધ છે. આ પ્રાંતમાં સામાન્યરીતે બળતણ ઓછું હોવાથી અહીંના કોલસાને વિશેષ મહત્ત્વ છે. સોર અને બોલનની ખાણોનું ઉત્પન્ન ૧૯૨૨માં ૨૬,૨૬૯ ટનનું છે, અને ૧૯૩૨માં ૧૩,૬૩૧ ટનનું છે. ખોસ્ટમાં નોર્થ-વેસ્ટર્ન રેલવે કંપનીએ ખાણનું કામ શરૂ કર્યું હતું અને ૧૯૧૩માં ૪૫,૫૮૫ ટન કોલસો કાઢ્યો હતો. આ આંકડો ૧૯૨૫માં ૧૭,૦૮૫ ટન સુધી ઊતર્યો હતો. આ કોલસો સ્ફોટક હોવાને લીધે હાલ આ ખાણ લગભગ બંધ થઈ છે.

### બ્રહ્મદેશ

બ્રહ્મદેશના લગભગ બધા ભાગોમાં કોલસો મળે છે. પાનલાંગ ખીણ અને લોઇનમાં જુરેસિક જાતનો કોલસો હોય છે. આનો વિસ્તાર ૧૩ માઈલ કરતાં વધારે છે. પણ ખડક અસ્થિર અને તૂટેલો હોવાથી એનું ઉત્પન્ન વધારે થતું નથી. હેનઝાદા જિલ્લામાં પણ કેટલીક જગ્યાએ કોલસાના થર મળેલા છે, પણ તે બહુ નરમ હોવાથી ત્યાંની ખાણો યશસ્વી થઈ નથી. હમણાં નામાર્વે પાસે ૧૦ ફૂટ જાડાઈનો થર મળેલો સંભળાય છે. અહીં કેટલીક જગ્યાએ ટર્શિયરી જાતનો કોલસો મળે છે. યૂચિનબેટ અને મિંબુમાં ૪ થી ૫ ફૂટના થર મળેલા છે. કાબવેટમા ૧૮૯૧ થી ૧૯૦૪ સુધીમાં દર વરસે સરેરાશ દસથી પંદર હજાર ટન મળતા હતા હાલ ત્યાનો કોલસો ખલાસ થયો છે ઉત્તર ચિંડવીની ખીણમા એક સારી ખાણ છે અને તેની બાજુમા નાન્તાહી, પેલેંગ વગેરે ખીણોનો મળીને ૫૫-૬૦ માઈલનો ટાપુ કોલસાવાળો છે, અને તેમાં ૨,૧૦૦ લાખ ટન કોલસો હોવો જોઈએ, એવી ગણતરી છે.

### કાશ્મીર

કાશ્મીરમાં જમ્મુ જિલ્લામાં આ ખાણો આવેલી છે તે જમ્મુ શહેરની ઉત્તરમાં ૨૦ માઈલ પર છૂટીછવાઈ મળીને ૪૦ માઈલો સુધી પથરાયેલી છે. તેના ૭ ભાગ થઈ શકે છે—રૈસી, દાંડલી, મહોગાલા, મેટકા, કાલાકોટ અને છેલ્લે શ્વનસ્વાલ-સવાલકોટ. રૈસીનો લડુ-સંગમમાર્ગ નામનો ભાગ પ્રયત્ન કરવા જેવો છે. આમાં ૩૧ ઇંચનો થર સર્વત્ર છે અને આ આખી ખાણમાં લગભગ ૨૦૫ લાખ ટન કોલસો હોવો જોઈએ એવી મિ. મિડલમિસની ગણતરી છે. મહોગાલામાં ૮ ફૂટ જાડાઈનો થર છે અને તેમાં ૪૦ લાખ ટન મળશે. મેટકા ૫ ફૂટ જાડાઈના થરમા-૫૦ લાખ ટન છે. કાલાકોટમાં ૯૦ લાખ ટન અને શ્વનસ્વાલ-સવાલકોટમાં ૯૦ લાખ ટન મળશે, એમ જાણકાર કહે છે. એથી વધારે પ્રદેશમાં કોલસો મળવો અસંભવિત નથી. અહીંનો કોલસો સારો હોય છે અને તેનો કોક સારો બને છે.

### પંજાબ

અહીંની ખાણો વિશેષ કરીને મીઠાના ડુંગરોની હારમાં અને રાવળપિંડીની ઉત્તરની ટેકરીઓમાં છે. અહીંનો કોલસો બલુચિસ્તાનની પેઠે ઓસીનયુગનો છે. ભાગનવાલા પાસે સાત ફૂટ જાડાઈનો થર એકાદ માઈલનો છે અને તેમાં ૧૦ લાખ ટન કોલસાની ગણતરી છે. ૧૮૯૩ માં નોર્થ-વેસ્ટર્ન રેલ્વે કંપનીએ અહીંનુ કામ હાથમાં લીધું અને સિંધ-સાગર રેલ્વે સાથે આનું જોડાણ થયું. ૧૮૯૭ માં અહીંની આવક ૧૩,૧૪૫ ટનની હતી. ૧૯૦૦માં

ાહીંની ખાણો બંધ થઈ છે. દાણદોતમાં બે ફૂટ જાડાઈમાં થરો છે. અને તેનું ૧૯૦૦ થી ૯૩૨ સુધીનું ઉત્પન્ન ૧૪,૪૯,૬૧૧ ટન છે. આ કોલસામાં વધારે સલ્ફર હોવાને લીધે બંગાળના કોલસા સાથે ભેળવીને બળતણ તરીકે પંજાબમાં વપરાય છે. મિયાનવાલી જિલ્લામાં ઈસાખેલની પાસેના ભાગમાં કેટલાક ૨૭ ઇંચ જેટલા થરો છે, અને તેની લબાઈ ૨ે માઇલ છે. ૧૯૦૪મા અહીં ખોદવાનુ કામ શરૂ થયુ છે અને ૧૯૦૭મા અહીંનું ત્પન્ન ૭૬૫ ટન હતું તે ૧૯૧૨માં ૭૦૮૦ ટન થયું, અને ૧૯૩૨મા ૩૦,૭૯૨ ટન ધી ગયું છે. શહાપુર જિલ્લામાં તેજૂવાલા અને ઝાકરકોટ, આ બે ખાણો છે. અને માંથી વાર્ષિક ૫૦૦૦ ટનની આવક થાય છે. ૧૯૩૨મા ૯,૫૩૮ ટન આવક હતી.

## રજપૂતાના

બિકાનેર સંસ્થાનમાં પલાનામાં ખાણો ખોદવાનું કામ શરૂ થયું છે અને તે કોલસાનો ગ છીંકણી જેવો છે. આનો થર ૧૦ થી ૧૪ ફૂટનો હોય છે અને ૧૯૦૪માં આનું ઉત્પન્ન ૫,૦૭૮ ટન હતું, અને ૧૯૩૨માં ૩૭,૦૪૩ ટન હતું. આ કોલસામાં ૪૦થી ૪૫ ટકા આર્દ્રતા ાય છે અને બહાર કાઢ્યા પછી બિકાનેરના રણની ગરમ ગરમ હવાને લીધે તે આર્દ્રતા ૫ ટકા ઓછી થાય છે. હાલ માધ અને ચનેરી પાસે બીજા થર મળ્યા છે.

## ૬

આપણા દેશમાં કુલ કોલસાની ઉત્પત્તિ નીચલા કોષ્ટક ઉપરથી દેખાશે:—

| સાલ | ટન |
|---|---|
| ૧૯૦૦ | ૬૧,૧૮,૬૯૨ |
| ૧૯૧૨ | ૧,૪૭,૦૬,૩૩૯ |
| ૧૯૨૨ | ૧,૯૦,૧૦,૯૮૬ |
| ૧૯૩૨ | ૨,૦૧,૫૩,૩૮૭ |

ઉપરના આંકડાઓ ઉપરથી વાચક જોઈ શકશે કે કોલસાની ઉત્પત્તિ વધવા લાગી છે. ખાણોનું કામ વ્યવસ્થિત હાથમાં લેવામાં આવે તો ઉત્પત્તિ હજી વધે, એમ મિ. ડાઉન કહે છે.

આપણા દેશમાં કોલસાની આયાત મુખ્યતઃ યુનાઈટેડ કિંગડમમાંથી થાય છે, અને નેકાસ એડન અને સિલોનમાં થાય છે. તે સિવાય આયાતના ઓસ્ટ્રેલિયા, આફ્રિકા, જાપાન ાગેરે દેશો અને નિકાસના જાવા, સુમાત્રા, હોંગકોંગ વગેરે સ્થાનો છે. આયાત નિકાસના આંકડા નીચે આપ્યા છે:—

### આયાત

| સાલ | યુનાઈટેડ કિંગડમ લોંગટન | ઓસ્ટ્રેલિયા લોંગટન | કુલ આયાત |
|---|---|---|---|
| ૧૯૦૦–૦૩ | ૧,૭૩,૫૧૫ | ૧૩,૫૨૦ | ૨,૧૮,૯૩૮ |
| ૧૯૦૯–૧૩ | ૨,૨૯,૫૨૬ | ૫૨,૩૯૩ | ૪,૬૬,૧૬૨ |
| ૧૯૧૯–૨૩ | ૨,૬૫,૨૩૬ | ૪૦,૦૧૫ | ૬,૦૪,૯૪૧ |
| ૧૯૨૯–૩૨ | ૨૩,૧૬૩ | ૨,૪૨૫ | ૧,૪૨,૭૯૨ |

નિકાસ

| સાલ | એડન | સિલોન | કુલ નિકાસ |
|---|---|---|---|
| ૧૯૦૦-૦૩ | ૪૦,૫૭૧ | ૩૨૫,૮૯૭ | ૪,૯૮,૪૩૭ |
| ૧૯૦૯-૧૩ | ૮,૦૮૪ | ૪૬૬,૯૬૫ | ૮૧૪,૪૭૫ |
| ૧૯૧૯-૨૩ | ૨૨,૯૫૪ | ૨૮૨,૯૫૧ | ૪૪૪,૫૧૦ |
| ૧૯૨૯-૩૨ | ........ | ૨૮૦,૦૯૫ | ૫૩૭,૧૩૨ |

વાચક ઉપરના આંકડા પરથી જોઈ શકશે કે આયાત અને નિકાસ બન્ને ઘટી છે આયાત ૧૯૨૩ સુધીમાં ત્રણ ગણી થઈ હતી, પણ પછી એકદમ ઘટાડો થયો છે. નિકાસમાં ગયાં ત્રીસ વરસમાં થયેલો ઘટાડો પણ નવાઈ પમાડે તેવો છે.*

---

# ધ્વનિ

કાન્તિ વરાદરિયા

[ પૃથ્વી ]

રચે અનિલ વિંઝણાં વિરલ સ્નેહનાં નૃત્ય ત્યાં,
વિરાટ દિસતાં ફ્હણે પરમ દૃશ્ય સન્ધ્યા તણાં;
તહિં ક્ષિતિજપેં મળી પૃથિવી વ્યોમ દાંપત્યનાં
મુકી જ અવશેષ કૈં મધુર ગીત ગુંજી રહ્યાં.

અચાનક ઉઠે તહિં ધ્વનિ સુડોળ કૈં દૂરથી,
સુણાય પડઘી મિઠી ગીત મહિં જ કૈં દર્દની;
હશે અફળ સ્નેહની દુખદવેદના ત્યાં ભરી ?
કુંળી વિરહની હશે મનવરાળ ડામી રહી ?

હશે વતનનાં મિઠાં ગહન નાદ ગીતે ભર્યાં ?
હશે ગીત મહિં જ વા પ્રણયતાર ગુંજી રહ્યાં ?
કંઈ વસવસો હશે વહી ગયેલ વર્ષો તણો ?
હશે દુખદ નાદ વા ફરી ગયેલ પ્રારબ્ધનો ?

કળાય ન છતાં કંઈ, અટકળો ત્યજી હું ફરું,
ઘણા દિન વહ્યા છતાં મધુર યાદ ચિત્તે ધરું.



* ઉપરના લેખની ઘણીખરી માહિતી મિ. જે. સી. બ્રાઉનના '*India's Mineral Wealth*' માંથી લીધેલી છે. અને તેના પ્રકાશક 'ઑક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસ' છે.

# કોલેજ જીવનના છેલ્લા દિવસોમાં

'સરોદ'

કો લાલ ચુંદડી ધરી જતી કન્યકા શો
કૉલેજ કાળ વહતો, જગની ઉપાધી
ઝાડી ગુફા સમ મહા મુખડું ઉઘાડી
છે જોઈ રાહ રહી, તે સમયે લખે તું
કે ચાલ સાથ, ઘડી બે ઘડી ખેલી લે ને
ચાલ્યા જતા સમયને ઉર સંગ્રહીએ.

વિદ્યુતની ઝણુક શી જતી મોટરો ને
મીંચામણાં સમ વિમાન હજી નિહાળ્યાં
પુરાં ન ત્યાં વહી જતા, પણ અંતરે તો
લાગી જતી સ્મૃતિની છાપ અમુલ્ય; એથી
તો જીવતાં હૃદય સંમીલનો મધુરાં
શું ઝીંદગી તક ન સંગ્રહમાં રહેશે
હૈયે ભર્યાં સ્મરણનાં? દિપતાં સદા તે
સંધ્યા સમે અચલ તેજ જરૂર દેશે.



# ડરબીની ટિકિટ

મૂળ લેખક : સૌરીન્દ્રમોહન મુખોપાધ્યાય
અનુવાદક : રોપણ દયાળજી ઘેલાણી

નીરદ ચૌધુરી યુરોપિયન મરકન્ટાઇલ ઑફિસમાં નોકરી કરતો હતો. બી. એ. પાસ; રંગપેંજી નહિ. શોખીન પણ હતો. અને શોખ પૂરા કરવા ફાલતું ખર્ચ પણ કરી નાંખતો. શોખની વાત મનમાં જાગતાં ખરચની વાત તેને યાદ રહેતી નહિ, પણ પછી મહિનાની આખર તારીખમાં પૈસાની તાણ પડતાં આંકડા માંડતાં જ્યારે બે બાજુના સરવાળા સરખા કરી શકતો નહિ, ત્યારે ઘરમાં એકદમ શિવતાંડવ નૃત્ય જેવી ધમાલ કરી બેસતો!

તેની સ્ત્રી પ્રજ્ઞાદેવી હસીને કહેતી: "શા માટે ગુસ્સે થાઓ છો? ગુસ્સે થવાથી ફાલતુ ખરચી નાંખેલા પૈસા કાંઈ પાછા તો આવવાના નથી!"

નીરદ ત્રાડ પાડી કહેતો: "એ પેલા કરમફૂટ્યા અકરમીનાં કામ એની સંગત કરી તે દિવસે ઑફિસમાંથી છૂટ્યા પછી હું ગયો હતો રેસમાં. તેણે કહ્યું માંડમાંડ. રમ. 'લેડી પી' ઘોડો ચોક્કસ કહું છું. કાંઈ નહિ તો સોએક રૂપિયા તો જરૂર તારા ગજવામાં મૂકી ઘેર જઈશ....રાસ્કલ શા ..."

પ્રજ્ઞાદેવી બોલી "પોતાની જ અક્કલની ખામીને લીધે પૈસા ગુમાવી આવવા અને ગુસ્સો કરવો આખી દુનિયા ઉપર! કામ ખોટું નહિ!...હવે ચાલો, લ્યો સોગન કે કોઈની સલાહથી રેસ ખેલવાના નશામાં પડીશ નહિ."

નીરદે હાંક્યુ: "હું શું મારી મરજીથી જાઉં છું? પાંચ શેતાન મળીને મને..."

આવો ને આવો એકાદ કલહ રોજ ને રોજ થયેલો જ હોય. પ્રજ્ઞાદેવી કોઈપણ ઉપાયે સંસારનૌકા ચલાવ્યે જતી દુઃખ કોઈ દિવસ મટયું નહિ. પૈસાનો અભાવ અને તેને અંગે એકબીજા ઉપર આક્ષેપો થયા જ કરતા. આ ખરીદે તો પેલું ખરીદવાની શક્તિ રહેતી નહિ.

એક સાધારણ જ્યોતિષી પાસે નીરદ પોતાનો હાથ દેખાડી બોલ્યો: "ખરેખર, હવે તો હું થાક્યો છું. જુઓને કાંઈ આશા જેવું છે કે નહિ? આ નથી-નથી શબ્દથી ગાજી રહેલો મારો સંસાર સહરાના રણ જેવો થઈ પડ્યો છે. પૈસા કમાવાની હાયવોયમાં બાયડી છોકરાં સાથે બેસી બેઘડી વાત કરવાનો પણ વખત મળતો નથી.. ."

જ્યોતિષી હાથને આમતેમ ફેરવી, ઘણીવાર સુધી બહુ બારીકીથી બધું નિરીક્ષણ કરી બોલ્યો· "જુઓ, આ ચિન્હ ક્યાંસુધી ચાલ્યું ગયું દેખાય છે.... થવું જ જોઈએ. પણ એમાં વિઘ્ન કરે છે આ ત્રણ નાની નાની રેખાઓ પેલી ચિન્હવાળી રેખાને આગળ વધવા દેતી નથી.... પણ તમે એક લોટરીની ટિકિટ ખરીદો. ... તમને ઇનામ લાગવું જ

જોઈએ. જુઓ આ એક, બે, ત્રણ ... પેલી તરફથી પણ આ એક, બે, ત્રણ ... ધન થયા વગર રહે જ નહિ. ખરીદો ટિકિટ... હું કહું છું ને. ખરીદો, બસ ખરીદો."

જ્યોતિષીની સલાહ...

નીરદ વિચાર કરવા લાગ્યો. એને પોતાને પણ જાણે કેમ એવું જ મનમાં થયા કરતું હતું કે આવી દશા હમેશને માટે રહેશે નહિ. મનમાં તો જાણે શહેનશાહ–બાદશાહ જ બેઠો હતો અને કાન પાસે આવી ધીમા સ્વરથી ગુંજન કરી કહેતો કે: "આમ ફાટેલા જોડા પહેરી માગનારાઓની નજર ચુકાવી જીવન ગુજારવા સારુ તારો જનમ નથી, તું એક દિવસ..."

નીરદે લોટરીમા ટિકિટો ખરીદવી શરૂ કરી દીધી દેશી અને અંગ્રેજી જાતજાતનાં છાપાં—દૈનિકો, અઠવાડિકો, માસિકો વગેરે ક્રોસવર્ડ પઝલની મોટીમોટી લોભનીય જાળો પાથરી સુવર્ણમૃગ પકડવાનો લોભ દેખાડતાં એ બધાં છાપાઓ વગેરે ખરીદી લાવતો અને પાચ સાત ડીક્ષનેરીનાં પાનાં આમથી તેમ ફેરવી ખાલી ખાનાઓમા અંગ્રેજી અક્ષરો બેસાડી નકામા ખરચનું પૂર લાવી પોતાના મિજાજને દિલદરિયાવ બનાવી દેતો. પણ હાય રે ! પેલા પદના ગાયનની છેલ્લી લીટી જ આકાશ અને હવામાં અવાજ કરી ઊઠતી "માધવ હે પરિણામ નિરાશા."

એક દિવસ તે ઑફિસમાં જઈ બેઠો કે તુરત હરેન્દ્રે તેને 'સ્ટેટ્સમેન' છાપું દેખાડ્યુ. ટેલેગ્રામ કોલમમાં મોટા અક્ષરે એમા લખેલું હતું.—

Derby Sweep Drawings

અને તે પછી ટિકિટોના નંબરોનુ લિસ્ટ. એમાં નંબરો જણાવતા અસખ્ય આકડાઓ હતા.

હરેન્દ્ર બોલ્યો: "તારો નંબર શુ છે, નીરદભાઈ?"

ટિકિટનો નંબર તો નીરદને યાદ જ હતો. નીરદ બોલ્યો: "N. 20304."

"તું ઈનામ મારી ગયો નીરદભાઈ! મને મનમાં ક્યારનુ એમજ થયા કરતું હતુ કે જાણે આ નંબર જ તારો હોવો જોઈએ. તારો નંબર જરા peculiar ખરો ને? .."

નીરદે નીચા વળી છાપામા જોયું. .હા. એમજ છે તો. આ રહ્યો તેની જ ટિકિટનો નબર અહીં છાપેલો—N. 20304 ઘોડાનું નામ 'બ્લૅક પ્રિન્સ.'

પાસે ઊભો હતો ડી' ક્રુઝ સાહેબ. તે બોલી ઊઠ્યો: "આ ઘોડો બહુ જ 'હૉટ' છે... નેરાડ (નીરદ)ને ગુડ ચાન્સ છે ..લકી ડૉગ.. હાર્ટી કૉન્ગ્રેચ્યુલેશન્સ."

હેમન્ત બોલ્યો· "ટિકિટ ઘરેથી મગાવી લે ભાઈ. બરાબર મેળવી ને ખાતરી કરી મનમાંનો વહેમ કાઢી નાંખ. નિશ્ચિંત બનવું સારું."

"કોને મોકલશું?"

વેરર આકલુને ઘેર મોકલવામાં આવ્યો, ટ્રામનું મીડ કે ચીપ ફેરનુ ભાડું આપીને.

થોડી જ વારમા આકલુ ટિકિટ લઈ પાછો આવ્યો અને ટિકિટનો નંબર મેળવી જોઈ જે અજયધ્વનિ ... આનંદધ્વનિ ઑફિસમાં ઊઠ્યો....

બૅટલ ઑફ્ હેસ્ટીંગ્સમાં જય મેળવી નોર્મનોએ આવો જયધ્વનિ નહિ કર્યો હોય મોહન બગાને (ફુટબૉલ ટીમનું નામ) અગાઉ એક વખત જ્યારે 'શીલ્ડ' મેળવી હતી ત્યારે પણ મેદાનમાં આવો જયજયકાર જાગ્યો નહોતો.

ડી'ક્રુઝ સાહેબ બોલ્યો : "હું તને લખી આપું નેરોડ (નીરદ). નોટ ડાઉન કર… મતલબ કે…'થ્રી લેકસ.'"

ધીમેધીમે આ વાત પહોંચી મોટા સાહેબ મેકફરસનને કાને. મેકફરસને નીરદને બોલાવી કહ્યું: "Hearty congratulations, Nerode…આજ તને રજા આપું છું. જા વહેલો ઘરે…Tell your wife of your Luck…."

તે દિવસે મહિનાની ૧૦મી તારીખ હતી. પગારના રૂપિયા હજુ બધા ખરચાઈ ગયા નહોતા. ઑફિસમાંથી બહાર નીકળી નીરદે ટૅક્સી જ પકડી અને ટૅક્સીમાં બેસીને…

પ્રજ્ઞાદેવી ખાવા બેઠી હતી. નીરદને અત્યારમા જ ઘરે પાછો ફરેલો જોઈ તે થાળી ઉપરથી ઊઠી ઊભી થઈ અને અનેક જાતના તર્કવિતર્ક કરતી હાંફળીફાંફળી દોડની સામી આવી અને બોલી : "શા ખબર છે? અત્યારમાં પાછા કેમ આવ્યા?"

નીરદ: "આજે સાહેબે છૂટી આપી છે…બહુ જ ખુશખબર છે. હું ડરબી જીત્યો છું…"

"એટલે?"

"મારી ટિકિટે એક સારો ઘોડો ખેંચ્યો છે. રેસમાં એ ફર્સ્ટ આવવાનો સંભવ છે. ફર્સ્ટ કદાચ ન આવે તો પણ બીજા કોની મકદુર છે કે સેકન્ડ પ્લેસ આવે કમ-સે-કમ ત્રણ લાખ રૂપિયા તો આવશે જ. બધાનું એમ કહેવું છે."

પ્રજ્ઞાદેવી : "રેસમાં ફર્સ્ટ આવશે ત્યારે રૂપિયા આવશે! એટલામાં જ તમે આમ નાચી ઊઠ્યા—વાહ! આને જ કહેવાય 'ભેંસ ભાગોળે, છાશ છાગોળે, ઘરમાં ધમાધમ.'"

પ્રજ્ઞાદેવીએ નિસાસો નાખ્યો : તેનું મોઢું નિસ્તેજ બની ગયું. તે જોઈ નીરદ બોલ્યો: "તું આનો મર્મ બરાબર સમજી શકે નહિ; આનો મર્મ એ લોકો સમજી શકે કે જે લોકો આ બાબતમાં પ્રવીણ હોય…"

નીરદ ઉપર બીજે માળે ચાલ્યો ગયો. પ્રજ્ઞાદેવી પાછી ખાવા બેઠી… રૂમમાં આમ-તેમ આટા ફેરા મારતાં મારતાં નીરદ આરીસાની સામે આવી ઊભો. ચહેરો…ઈઃ કેવો કદરૂપો બની ગયો છે. બે દિવસથી હજામત કરાવી નથી. અસ્ત્રાની ધાર બુઠી થઈ ગઈ છે. શરાણે ચડાવવા આપતાં હમણાં જ આના બાગની ઊડે! એ બાર આનાના પૈસામાં તો…

એ કાંઈ શોખનો માર્યો રેસમાં જાય છે? આટલા બધા લોકો જાય છે. એ લોકો પૈસા ન કમાતા જિંદગીભર હમેશ શું નુકસાન કરી આવતા હશે? પણ કોઈ દિવસ ચાર રૂપિયા વધારે એના પોતાના ગજવામાં તો હજુ સુધી આવ્યા નથી.

જ્યોતિષીએ કહેલું ભવિષ્ય યાદ આવ્યું. એ લગભગ દશ અગિયાર મહિના પહેલાંની વાત. જ્યોતિષીએ કહ્યું હતું કે "લૉટરીની ટિકિટ ખરીદો. ભાગ છે કે બીજો કોઈ જીતી જાય… આજે સારે નસીબે એની વાત ખરી પડવાનું ટાણું આવ્યું છે……"

તેથી જ આજ સુખના દિવસો પાસે આવતા દેખાય છે.

બારી પાસે ઊભો ઊભો નીરદ હિસાબના આંકડા ગણવા લાગ્યો.. ત્રણ લાખ રૂપિયા. . ઑફિસના બધા માણસોને ગોઠ આપવી પડશે. છોડશે નહિ સાહેબોને વારતે હોટેલમાં બંદોબસ્ત નોકરી કરવાની તો હવે જરૂર જ રહેશે નહિ સાહેબો હવે મિત્ર બનશે. સ્ટીફન સાહેબ બહુ જ ભલો માણસ છે. રેસ ટીપ્સ આપે છે. ઑફિસની બહારનું તેનું વર્તન બરાબર મિત્ર જેવું. તેની મેમસાહેબ પણ અજબ. જેવો ચહેરો તેવું જ ચહેરા ઉપર

સ્મિત... ભારી મીઠાબોલી. હમણાં તો પોતે નોકર કહેવાય. વાતચીત કરવી એ અણુઘટતું ગણાય. પણ પછી તો દોસ્તી થશે. મેમસાહેબને પણ નિમંત્રણ આપીશ. પ્રભા જરાતરા અંગ્રેજી તો જાણે છે. અને એક મેમસાહેબ રાખી જરા વધુ શીખવી લેતાં વાર કેટલી ?...

છોકરાંઓ... એ લોકો છોડશે નહિ એક મોટર ગાડી માગી બેસશે. લઈ દઈશ. ગાડી બે જોશે: એક વાપરશે છોકરાંઓ; અને બીજી પોતાના અને પ્રભાના ઉપયોગ વાસ્તે. એક ટુ સીટર હોય તો...

પણ ના, આ ઉમરે મોટર હાથે ચલાવવાનું જોખમ માથે લેવાની જરૂર શી છે ? કોઈને કચરી નાખુ તો આસામી બનીને પોલીસ કોર્ટમાં...

ના.

આ ઘર છોડવું પડશે. બાપદાદાનું ઘર છે વેચી નાખશું જે ઊપજ્યુ તે ખરૂં. શા માટે રાખી મૂકવુ ? પછી લેક તરફ એક મોટી જમીન ખરીદી એના ઉપર એક મોટો બંગલો... લૉન...ટેનીસ કૉર્ટ.. સ્ટીફનસાહેબ અને તેની મેમ બેય જણુને ટેનીસ રમવુ ગમે છે. રોજ આવશે રમવા.

એક બબરચી...અંગ્રેજી ખાણાનો બંદોબસ્ત રાખવો જોઈશે...કારણ તે વખતે જરા પોઝીશન રાખવું પડશે. બબરચી ન રાખીએ તો ડગલે ને પગલે મશ્કરી થાય અને ભોંઠા પડવું પડે...

કલ્પનાની પાંખો ઉપર ચડી નિરંકુશ મન અતિશય ઝડપથી ઊડવા લાગ્યું. ભવિષ્યના રસ્તા ઉપર...

ખાવું પીવું અને બીજા કામકાજથી પરવારી પ્રભાદેવી ઉપર બીજે માળે આવી.

નીરદે કહ્યું : "તારો ઘણા વખતનો શોખ-હોંશ એક કાકાકૌવો પાળવાની—ઘરે કાંઈ નહિ તો એક મુલતાની ગાય-એક બગીચો કલકત્તા શહેરની બહાર-તેમાં જાતજાતનાં શાકભાજી, ફળફૂલ, તરીતરકારી. પાણીથી ભરપૂર સુંદર માછલાંઓવાળું તળાવ—એ બધો શોખ હવે પૂરો થશે."

વિસ્મયથી આભી બની પ્રભાદેવી પતિ તરફ જોઈ રહી.

નીરદ બોલ્યો : "આ આપણી નેલી મોટી થઈ છે. તેના લગ્ન કરવાની વાત રાત-દિવસ કરી તું મતાવ્યા કરે છે. મારું થયું કે મેં આજ દિવસ સુધી એ વાત ઉપર ધ્યાન આપ્યું નહિ. મને ચોક્કસ ખાતરી હતી કે એનામાં જેવી અક્કલ હોશિયારી અને ચતુરાઈ છે, એનું જેવું કપાળ છે ને તારે પેટે જન્મ લીધો છે, છતાં કોઈ ગરીબ નોકરીઆતની સ્ત્રી થવાને માટે એ સરજાયેલી નથી. કેટલુંક લેશે એક બેરિસ્ટર કે માજિસ્ટ્રેટ મૂરતિયો ? એટલે કે બહુ સારું ઘર—મોટા માણસનું ઘર ? દશ હજાર લેશે, દેશું..."

હવે પ્રભાદેવી બોલી : "અને તમારા દોસ્ત વિપિનબાબુને તમે જે વચન આપી બેઠા છો ઘણા વખત પહેલાંનું—એના દીકરા સાથે..."

નીરદ બોલ્યો : "ગાંડી થઈ છે ? હવે આપણી પાસે પૈસા થયા ત્યારે હવે ત્યાં શા માટે ! વિપિનનો પુત્ર તો મીકેનિકલ એન્જીનિયર થઈ ફક્ત રૂપિયા પચોતેરનો મહિનો લાવે છે. એમાં એ કેટલુંક આગળ વધી શકે ? એક જ ઠેકાણે મુદી નીચી રાખી જિંદગી આખી

કાઢી નાખે તો, ઘરડો થાય ત્યારે બહુબહુ તો દોઢસો કે એકસો પંચોતેર. એમાં શું શુકરવાર વળે? આ તુ તારો જ સંસાર જોને. જો આટલાં વરસનો અનુભવ. હજુ મને તો બસો પચીસ મળે છે."

પ્રજ્ઞાદેવી ખરેખર અવાક્ થઈ ગઈ. તેના-પતિને આ થયું શું? ક્યાં રૂપિયા, શી વાત, કાંઈ ઠામઠેકાણું નથી. ખાલી એકાદ ઊડતી ખબર સાભળી એટલામાં સ્વભાવ આમ છેક બદલાઈ ગયો. આ કાંઈ સારાં લક્ષણ નથી.

નીરદ બોલ્યો: "તું આમ કેમ વિચારમા પડી ગઈ? શું કરશું એનો એક પ્લાન ઘડી કાઢીએ આવ."

પ્રજ્ઞાદેવીને મનમાં ને મનમાં એની દયા આવી. આકાશકુસુમનું સ્વપ્ન દેખી તેનો પતિ જો ઘડીભર ખુશી થતો હોય, આનંદ માનતો હોય તો એનુ એ સ્વપ્ન ભાંગી નાંખવાની શી જરૂર છે? એમ વિચારી તે દઢ સ્વરથી બોલી: "હું તે શો પ્લાન બતલાવવાની હતી કહો જોઈએ? તમે જે કરશો તેજ થશે. જેવી સ્થિતિમાં રાખશો તેવી સ્થિતિમાં આરામ-સુખ માની રહીશું... પણ અત્યારમા એ બધા વિચાર શા માટે કરો છો? જો કદાચ આગળ ઉપર કોઈપણ કારણથી રૂપિયા ન આવે તો તે વખતે મનના દુઃખની સીમા રહેશે નહિ"

અવજ્ઞા ભરેલા અવાજથી નીરદ બોલ્યો: "અરે, ના રે ના; એમાં મીન મેખ થાય એમ છે જ નહિ. આ વિલાયતી કંપનીની ટિકિટ છે!..તાલતલા, કે માણિકતલા સ્ટ્રીટની લોટરી નથી, સમજી? વળી આવો સરસ ઘોડો લાગ્યો છે... ત્યારે હું જરા બહાર જઈ આવુ. એકવાર મોટરની દુકાનો તરફ જઈ બધુ જોઈ રાખું... એકાદ ગાડી અગાઉથી પસંદ નહિ કરી રાખીએ તો પછી ઉતાવળમા ક્યાંક ગમે તે દલાલ કે ઓળખીતાને પનારે પડી કોઈ રેંજીપેંજી ગાડી ખરીદી બેસીશુ. તે સિવાય આ બાબતમાં જે વધુ જાણતા હોય એની સલાહ લઈ રાખવી સારી છે કે જેથી કોઈ હથેલીમાં ચાંદ બતાવી છેતરી જાય નહિ.

પ્રજ્ઞાદેવી ઊભી જ રહી... નિસ્પંદ... મૌન... ચુપચાપ... તે વિચાર કરવા લાગી રૂપિયા જો આવે તો તો ઠીક છે પણ હજુ શું કહેવાય? આવેયે અથવા ના પણ આવે. કોને ખબર છે? રૂપિયા હાથમા આવ્યા પહેલા આટલી બધી ધમાધમ!

રૂપિયાની હાયવરાળમાં નીરદના મનને ક્ષણની પણ વિશ્રાંતિ નથી એ શું એ સમજતી નહોતી? રૂપિયા લઈને પોતાને ભોગ ભોગવવા છે એવું પણ કાંઈ એના મનમાં નથી... સ્ત્રીછોકરાંને કેટલું આપી શકાશે, કેટલા સુખમાં તેઓ રહી શકશે બસ એની જ ચિંતામાં ગાંડાતુર.

ભગવાન જો કદાચ ખરેખર સામું જુએ તો છોકરાંઓને તો બિચારાંઓને કાંઈક આરામ મળે. મોટો છોકરો શ્રીશ બી. એ.નો અભ્યાસ છોડી કોરપોરેશનમાં નોકરી કરવા દાખલ થઈ ગયો છે. તેને બી. એ.નો અભ્યાસ પાછો શરુ કરવા દેવો. ભલે પાસ થાય. એથી નાનાને મેડિકલ કોલેજમાં ભણીને ડાકટર થવાની હોંશ છે. હમણાં આઈ. એસ. સી. ભણે છે તે પાસ કરતાં જ મેડિકલ કોલેજમાં દાખલ થવાય. પણ એ ભણતરનો ખરચ....

જીવ જાણે કટકે કટકા થઈ જવા લાગ્યો. ઘોડા તો ઘણાએ ઘડાય, ઇચ્છા ઘણીએ છે પણ એ ઇચ્છા, એ હોંશ પૂરી કરવાની શક્તિ નથી....

મોડી રાતે નીરદ ઘરે પાછો ફર્યો હાથમાં એક મોટું વજનદાર બંડલ હતું. પ્રજાદેવી ઘરમાં જમીન ઉપર સાદડી પાથરી તેના પર બેસી ખમીસની સિલાઈ કરતી હતી.

નીરદ બોલ્યો: "તારે વાસ્તે એક જોડા સ્કર્ટ સાડી ખરીદી લાવ્યો અને નેલીને માટું પણ એક જોડા.... સમજી...?"

પ્રજાદેવી બન્ને આંખો ફાડી જોઈ જ રહી.

નીરદ બોલ્યો: "વીણુની દુકાનેથી લાવ્યો છું. રોકડા પૈસા આપવા પડયા નથી. રૂપિયા આવશે ત્યારે આપીશું."

પ્રજાદેવી: "એ સાડી હું પહેરીશ નહિ કયાં રૂપિયા, શી વાત—અત્યારમાં તો તમે ઉધાર લેવું પણ શરૂ કરી દીધું!... આવતી કાલે જ તેને તે પાછી આપી આવજો. એ સાડીની મને હાલમાં કાંઈ જરૂર નથી. સમજ્યા....?"

નીરદ જાણે હતાશ થઈ ગયો. બંડલ બાજુમાં ફેંકી ચૂપ બેસી રહ્યો. જરાવાર પછી બોલ્યો: "એમને બધાને કહ્યું?"

"છોકરાંઓને?"

"હાં!"

"ના, મને યાદ રહ્યું નહિ."

યાદ રહ્યું નહિ! નીરદની અકળામણનો પાર રહ્યો નહિ. તે બોલ્યો: "ઘણે ઠેકાણે આજે ગયો હતો. એક જણાએ બહુ જ સારી સલાહ આપી..."

પ્રજાદેવી: "રાતના બાર વાગવા આવ્યા તમને કાંઈ ભાન છે? હાથમોઢું ધોઇને ખાવા બેસો ખાવા. મને બહુ જ ભૂખ લાગી છે. ખરેખર."

—'વારુ ચાલ, ખાતા ખાતા કહીશ."

ખાતા ખાતાં નીરદ બોલ્યો: "એક જણ મારી ઑફિસમાં કામ કરે છે તેનુ નામ અચિન્ત્ય... એનો ભત્રીજો એક પાકો રેસખોર છે તેણે કહ્યું કે મારે જો એ ટિકિટ વેચવાની મરજી હોય તો એક મારવાડી ઘરાક છે. આંખો મીચી ઉઘાડતા જ પાંચસાત હજાર રૂપિયા હમણાં જ મળી જાય."

પાંચ-સાત હજાર રૂપિયા! હમણાં જ! ખરેખર?

પ્રજાદેવી બોલી: "ખરેખર?"

—"હા, અચિન્ત્ય મને તેની પાસે તેડી ગયો હતો... એ સદ્‌ગૃહસ્થનું ઘર છે બહાદુર બગાનમાં. તેણે કહ્યું: 'જુઓ, જો તમારી મરજી થાય તો બેએક દિવસમાં મને જણાવજો. એકદમ કલદાર કડકડિયા રૂપિયા ગણી લેજો તરત જ....'"

પ્રજાદેવીએ વાત બધી સાંભળી. પણ કશો જવાબ દીધો નહિ.

નીરદે પૂછ્યું: "તું શું કહે છે? વેચી નાંખુ! સાત હજાર રૂપિયા કહે છે. પણ જરા ખેંચતાણ કરીએ તો કદાચ દશ હજાર પણ આપે."

પ્રજાદેવી બોલી: "તો ખોટું શું! તુરતાતુરત જો દશ હજાર રૂપિયા મળતા હોય તો વેચી નાંખોને એ ટિકિટ. ઉલટ કયાક એવું ન બને કે વધુ મળશે એવી આશામાં—લોભમાં-બેસી રહીએ અને કાંઈ જ ન મળે! એમ પણ બને તો છે ને."

નીરદ બોલ્યો : "પણ દશ હજાર રૂપિયામાં શું દળદર ફીટવાનું હતું? નહિ આવે મોટરગાડી કે નહિ થાય લેક તરફ લોન ટેનીસવાળો બગલો બેંકના ખાતામાં પણ કાંઈક રકમ તો રાખવી જ જોઈએ ને. લેવ દેવ તો લાગી જ પડી છે. ફક્ત બેચાર દિવસની વાતમાં બે લાખ નેવુ હજાર રૂપિયાનું નુકસાન વેઠવું? . . . ત્રણ લાખને બદલે ફક્ત દશ હજાર જ!"

પ્રજ્ઞાદેવી · "કદાચ કાંઈએ ના મળે તેથી હુ એમ કહું છું."

નીરદ બોલ્યો : "મારો મત શું છે સમજી? લેવા તો ત્રણ જ લાખ લેવા ઇચ્છા છે. જેથી હા સમજાય તો ખરું કે દુઃખ મટી સુખ આવ્યું! નહિ તો આ દશ હજાર... એટલાથી તો હમણા જેવાં 'મોચી' છીએ તેવા 'મોચી' જ રહીશું!"

પ્રજ્ઞાદેવી : "ત્યારે રહેવા દો. ટિકિટ વેચશો માં . . ." •

—"હું :" નીરદ ચૂપ રહી વિચાર કરવા લાગ્યો. થોડો વખત વિચાર કરી દૂધના વાટકામાં ભાત નાખતો નાખતો બોલ્યો· "પણ તે પહેલાં જે કહ્યુ એ વાતનો એ હુ વિચાર કરું છુ—કોઈપણ કારણથી કદાચ જો એ ઘોડો રેસમાં દોડે નહિ! તું સમજી? અંગ્રેજીમાં કહેવત છે કે A Bird in hand is worth two in the bush."

બીજી સવારે છોકરાછોકરીઓ ભેળા થતાં વળી આલોચના શરૂ થઈ. પ્રજ્ઞાદેવીએ મગલાચરણ કર્યું, હાક મારીને: "અરે શ્રીશ, સાભળે છે?"

શ્રીશ બોલ્યો: "શુ છે મા?"

પ્રજ્ઞાદેવી બોલી : "વારુ, ધાર કે અમને જો કોઈ ઠેકાણેથી ઘણાબધા રૂપિયા મળે— તો તમે બધા શુ શું કરો?"

શ્રીશ બોલ્યો : "કેટલા રૂપિયા તે પહેલાં કહે"

પ્રજ્ઞાદેવી બોલી : "ધાર કે બેત્રણ લાખ!"

નાના છોકરા અનદાએ ભમર ઊંચી કરી. તે બોલ્યો : "અરે બાપ રે ... બે ત્રણ લાખ!"

પ્રજ્ઞાદેવી બોલી: "હાં."

શ્રીશ બોલ્યો : "એમ થાય તો હુ પચાસ હજાર રૂપિયા લઈ એક ફીલ્મ કંપની ખોલું. ખોલીને તેનો ડાયરેક્ટર થઈને બેસું"

અનદા બોલ્યો: "ડાયરેક્શનની બાબતમાં તમે શુ જાણો?"

શ્રીશ : "એમાં જાણવા જેવુ શુ હતું? પગારદાર માણસો હોય એ લોકો જ બધું કરે કારવે—અને નામ લખતી વખતે ડાયરેક્ટર તરીકે નામ પ્રસિદ્ધ થાય મારું . . . વારુ, તું શું કરીશ?"

અનદા બોલ્યો : "હું વિલાયત ચાલ્યો જાઉં! ત્યાંથી કોઈ એક જ્યુટ કંપનીની એજન્સી લઈ હિંદુસ્તાનમાં પાછો આવું–મહિને મહિને મોટો પગાર–અને ગગાના કિનારા ઉપર આ જે બધાં ફર્સ્ટક્લાસ ક્વાર્ટર્સ, એમા રહી મજા કરું. બસ! બીજું કાંઈ મને ના જોઈએ."

પ્રજ્ઞાદેવીએ છોકરીના મોં તરફ જોયું; તેને પૂછ્યું : "તુ કેમ કાંઈ બોલતી નથી, નલી?"

શ્રીશ બોલ્યો: "એ વળી બોલે શું? કન્યા તો પારકી. આ રૂપિયામાં એને લાગે·

વળગે શું? એને તો એક સારો મૂરતિયો જોઈ પરણાવી દેજો—ચારપાંચ હજાર રૂપિયા દાયજો—બસ . . ."

પ્રજ્ઞાદેવી હસી હસીને બોલી: "વાહ, તમને વિદ્યા બુદ્ધિ આવી ખરી! તમારી પોતાની વેળા પચાસ સાઠ હજાર—અને એની વેળા દોડ મારી ત્યારે પાંચ હજાર!. . કેમ?"

શ્રીશ બોલ્યો: "વાઃ અમારી તો તમારા રૂપિયા સિવાય બીજી ગતિ જ નથીને?"

અન્નદા બોલ્યો: "એને તો એના ધણીના રૂપિયા ઉપર હક મળશે. એ તરફથી અમને તો પાઈ પૈસો મળશે નહિ!"

પ્રજ્ઞાદેવી: "તું પોતે તો કમાય છે ને શ્રીશ. . ."

શ્રીશ બોલ્યો: "એ તો ન છૂટકે—લાચારીથી તમે જો બેત્રણ લાખ રૂપિયાના ધણી થાઓ તો પછી હું ગધેડા જેટલું વહીતરું કરી એ હલકા માણસોની નોકરી શા માટે કરું?"

મા બોલી: "ઓહો!"

છોકરાંઓ બધાં માને પકડી બેઠાં. આજ આમ અચાનક બેત્રણ લાખ રૂપિયાની વાત માએ કેમ ઉપાડી? ક્યાંય કોઈ અજાણ્યા મુલકમાં માનો કોઈ કાકોજી સમગે હતો કે શું—આફ્રિકા અથવા ફિલીપાઈનમાં . . . અનર્ગલ ધન રાખી મરી ગયો કે શું? અને એ રૂપિયા છેવટના વીલથી એમની મા શ્રીમતી પ્રજ્ઞાદેવીને. . . ."

મા બોલી: "આ ઉંમરે તમારા બધાના મનમાં આવી વાર્તાના તરંગ ભારી ઊડે છે ને?"

શ્રીશ બોલ્યો: "વાહ! રૂપિયાથી આખી દુનિયા ચાલે છે ત્યારે આવી વાતોની ખબર અમને કેમ ન હોય?"

અન્નદા બોલ્યો: "વિલાયતી વાર્તાઓ વાંચીએ છીએ. કોઈ ગરીબ ભિખારી. ખાવાના ફાંફાં—અચાનક ક્યાંયથી એટર્નીની ચિઠ્ઠી આવે 'અરે બાપુ, તારો કોઈ દૂરનો કાકો મરી ગયો છે. કામશકાટકામાં ત્રીસ લાખ પાઉન્ડ મિલકત રાખીને; અને મરતી વખતે બધી સંપત્તિ તે દઈ ગયો છે તને! . . ."

શ્રીશ બોલ્યો: "સાચું કહેજો મા . . . ક્યાંથી રૂપિયા તમને આવશે?"

હવે માએ બધી વાત સમજાવીને કહી. છોકરાંઓ બધા આનંદથી નાચી ઊઠ્યા.

અન્નદા બોલ્યો: "ત્યારે તો હું વિલાયત જઈશ જ . . ."

શ્રીશ બોલ્યો: "તું જો જાય તો વિલાયતમાં તારા ભણતરમાં જેટલા રૂપિયા ખરચ થશે એટલા રૂપિયા હું લઈશ રોકડા મારા હિસાબમાં જમે."

અન્નદા બોલ્યો: "અને તમે જે પચાસ હજાર રૂપિયા લીઓ છો ફ્રીલ્મ કંપની ખોલવા તેનું શું?"

શ્રીશ બોલ્યો: "એ તો વેપાર કરવા લઉં છું!. . મને ભણાવવામાં જે ખરચ બાપુને થયું છે તારા ભણતરમાં એ એટલું જ ખરચ થાય. એનાથી વધુ શા માટે તને ભણતરના ખરચ પેટે મળે?"

અન્નદા ગુસ્સે થઈ આંખ ચડાવી બોલ્યો: "વાહ રે! પોતાનો હિસાબ પાઈ પાઈ પોતે મૂકશે નહિ અને. . . ."

શ્રીશ પણ એમ કાંઈ ગાંજ્યો જાય એવો નહોતો. તે બોલ્યો: "કેમ શા માટે ન લઉં! બાપીની મિલકતમાં તારો જેટલો હક છે તેટલો જ મારો છે. . તું પણ ત્યારે પછી આવજે મા આ ફ્રીલ્મ કંપનીના ધંધાના નફામાં ભાગ લેવા!"

અજાદા બોલ્યો : "તમે પણ ત્યારે આવજો મા, જ્યારે હું વિલાયતથી આઈ. એમ. એસ. થઈ મારા ધંધાની કમાણી કરું ત્યારે એ કમાણીમાંથી ભાગ ખાવા..."

શ્રીશ ગુસ્સે થઈ ગયો ને બોલ્યો: "અરે એ સ્ટુપીડ...હું તારો મોટાભાઈ થાઉં—મારી સાથે આમ insulting tone (અપમાનકારક અવાજ)માં વાત કરે છે?"

અજાદા બોલ્યો: "મોટાભાઈ થયા તેથી સંપત્તિ અને મિલકતમાં મારો જે Share (ભાગ) છે તેની તમે લૂંટ ચલાવી શકશો નહિ. આ દેશના કાયદા પ્રમાણે બાપની મિલકતમાં બધા દીકરાઓનો સરખો હક...એની ખબર છે કે?"

તેના ચાળા પાડતાં શ્રીશે જવાબ વાળ્યો: "હા, હા; ખબર છે ખબર. મને એ કાયદા તારે શીખવવા આવવાની જરૂર નથી!"

બન્ને આંખો કપાળ સુધી ઊંચે ચડાવી મા બોલી. "અરે શ્રીશ, અરે અજા, આટલી બધી અક્કલ તમારામાં આવી ગઈ છે? ક્યાં રૂપિયા—કાંઈ ઠામઠેકાણું નથી ..એ રૂપિયાનું નામ પડતાં જ બેઉ ભાઈઓએ અહીં કુરુક્ષેત્ર પર્વ શરૂ કરી દીધું...રૂપિયા જે આવશે તે હું એમને કહીશ કે ઘરમાં લઈ આવવાની જરૂર નથી—એને ગંગા નદીમાં પધરાવી આવે!"

શ્રીશ બોલ્યા: "ઉં ઉંહુ! રૂપિયા કાંઈ એટલા સસ્તા નથી, ખરેખર! બાપુ પુરુષ છે—રૂપિયાની કિંમત શું છે તે તમે બાયડીઓ ન સમજી શકો, પણ બાપુ જરૂર સમજે છે."

પ્રજ્ઞાદેવી બોલ્યાં: "વધુ નહિ સમજતી હોઉં પણ આટલું તો આજ હું જરૂર સમજી કે તમે બેઉ ભાઈઓ જે ગરીબ ગાય જેવા થઈને અમારી માથે પડ્યા છો તે પૈસા આપણી પાસે નથી તેથી જ... હોત તો આજસુધીમાં એના લોભમાં અમારું બન્નેનું ગળું કાપી બધું ઉડાવીને રસ્તે પડવામાં પાછીપાની કરી ન હોત... સપુત ખરા! હું આવા દીકરાઓની મા છું તેથી રત્નગર્ભા તો ખરી, એવું સમજીને મને મારા મનમાં બહુ જ અહંકાર આવે છે.."

સવારે વહેલો ઊઠીને નીરદ ક્યાંક કાંઈ કામસર બહાર ગયો હતો તે લગભગ દશ વાગે પાછો ફર્યો બન્ને છોકરાઓ દશની પહેલાં જ બહાર ચાલ્યા ગયા હતા.

નીરદ આવતા પ્રજ્ઞાદેવીએ કહ્યું. "તમારો વિચાર શો છે! ઑફિસમાં જવું નથી કે ના, ડરબીના નશામાં ઑફિસની નોકરીમાથી રજા મળી છે?"

હસીને નીરદ બોલ્યો: "જરૂર જવું છે—જરા વાર થઈ ગઈ! શ્રીપતિ એક ગાડી જોવા મને તેડી ગયો હતો ને તેથી.. સેકન્ડ હેન્ડ...ને ભલે પણ દેખાવમાં બહુ જ સારી—નવી જેવી જ. કિંમત પડશે બારસો—આમાં જ આપણા અઢી હજાર તો બચ્યા!"

પ્રજ્ઞાદેવીનું આખું શરીર ક્રોધને લીધે લાલ થઈ ગયું. મનમાં બહુ જ ગુસ્સો આવ્યો. તે બોલી: "આ તમે તો ખરેખર પાગલ જ થઈ ગયા! જરા ધીરજ રાખી સબુરી પકડો. પહેલાં રૂપિયા આવવા દીઓ માણસો શરીર ઉપર થૂંકશે તમારી આ ઘેલછા જોઈને"

નીરદ બોલ્યો: "મેં શ્રીપતિને એમ નથી કહ્યું કે મારે ગાડી લેવી છે. મેં તો કહ્યું છે કે મારી ઑફિસના એક સાહેબને કોઈ સારી સેકન્ડહેન્ડ કાર હોય તો લેવી છે."

પ્રજ્ઞાદેવી બોલી: "દશ વાગી ગયા તમને કાંઈ ભાન છે? જો જો ટિકિટની માયાજાળમાં ભાન ભૂલી જઈ ક્યાંક ઑફિસની નોકરીનું ગયામાં શ્રાદ્ધ કરી આવતા રખે"

"ગાંડી થઈ છો"...કહી નીરદ નહાવા ચાલ્યો ગયો.

પ્રજ્ઞાદેવી રસોડામાં ગઈ, છોકરીને બોલાવી: "અહીં એકવાર આવ, નેલી. તેં પાન બનાવી લીધાં?"

એક બાજુના ખૂણામાં બેઠેબેઠે નેલીએ જવાબ વાળ્યો: "આ થોડાંક બીડાં જ વાળવા બાકી છે. તે વાળી હું આ આવી."

જાણે મોટો બળવો જાગ્યો.

ઘરમાં હવે બીજી કાંઈ વાત જ નથી. વર્તમાનકાળમાં શું બને છે તે તરફ નીરદની નજર જ નથી—એ છોકરાઓની પણ નહિ ભવિષ્યમાં શું થશે, તેનું ચિત્ર મનમાં ખડું કરી શેખચલ્લી બની હવામાં કિલ્લા બાંધવામાં જ ત્રણે જણા બમ મસ્ત–મશગુલ બની ગયા.

શ્રીશ તે દિવસે ઑફિસમાંથી બહુ મોડી રાતે ઘેર આવ્યો મા તો ચિંતા કરી કરી અરધી જ થઈ ગઈ. નીરદ પણ હજુ આવ્યો નહોતો.

શ્રીશ આવતાં જ માએ પૂછ્યું: "આટલુ મોડુ કેમ? ઑફિસ તો રાતે ઉઘાડી રહેતી નથી!"

શ્રીશ બોલ્યો: "ગેન્જેટીક ફીલ્મના સ્ટુડિયોમાં ગયો હતો સિનેમાના ફોટા કેમ લે છે તે જોવા...બહુ જ સહેલું કામ. સમજી મા! કોણે કયાં શું બોલવું તે એ લોકોને ઊભા રાખી થોડીથોડી વારે એમની પાસે જરા દૂર ઊભા રહી કહેતા જવું અને એમની પાસે બોલાવવું. ખરેખરી મહેનત તો જોઈ કૅમેરામેનની અને ...."

માએ શ્રીશ સામું જોયું. શ્રીશ બોલ્યો: "એક સુટનો ઑર્ડર આપી આવ્યો મા .. બહુ જ હોંશ હતી આવા સુટની. બાવીશ રૂપિયા કિંમત પડશે."

મા મોઢેથી કાંઈ બોલી નહિ: છોકરાના આ બધા શોખ જોઈ તે કંપી ઊઠી.

નીરદ આવ્યો વળી બહુ જ મોડી રાતે. પ્રજ્ઞાદેવીએ પૂછ્યુ: "ટિકિટ વેચવા ગયા હતા?"

નીરદ બોલ્યો: "જરા જો વધારે વાર થઈ હોત તો વેચી જ નાંખી હોત સારે નસીબે કપીલે તેમ કરવા ના પાડી. તેણે કહ્યું, ત્રણ લાખને બદલે ફક્ત દશ હજાર! ભાઈ, તુ કાંઈ ગાંડો થયો છે?"

પ્રજ્ઞાદેવીએ કહ્યું: "હિતોપદેશમાંના શ્લોકનું પેલું પદ ભૂલી ગયા લાગો છો—

'છોડીને મુખનો ગ્રાસ જે મૂર્ખ જાય....'"

નીરદ બોલ્યો: "તારી ભૂલ થાય છે, પ્રજ્ઞા! અહીં મોઢાનો કોળિયો ત્રણ લાખ રૂપિયા...એ તો મેં છોડી દીધો નથી. ફક્ત રોકડા દશ હજારના ... લોભમાં..."

પ્રજ્ઞાદેવી: "હું ખાવાનું-લાવું છું તમે હાથમોં ધોઈ લો..." પ્રજ્ઞાદેવી ગઈ ખાવાનું લેવા. નીરદ ચૂપચાપ પલંગ પર બેસી રહ્યો—તે વિચાર કરવા લાગ્યો ભવિષ્યનો ..

'હવે કેટલા દિવસ! સ્ટીફન સાહેબને ઘેર જઈ સાંજને વખતે એક ટોપલી ફૂલ દઈ આવ્યો હતો. ત્યારે સાહેબે એ ભેટ નોકર જેમ શેઠને નજરાણું ધરે એવી રીતે લીધી હતી. પણ થોડા દિવસ પછી...

'નોકરીનું રાજીનામું આપી જે દિવસે તેને અને તેની મેમસાહેબને ડીનરનું નોતરું આપવા જઈશ ત્યારે...'

કેટલાએ તરંગો તેના મનમાં ઊઠવા લાગ્યા. 'સ્ટોવર સાહેબે તે દિવસે શિપોઈના

હિસાબમાં છેકછાક જોતાં આંખો લાલ કરી ઠપકો આપ્યો હતો... તેને ખબર નથી નીરદની કિંમત આજ કેટલી છે? એ (નીરદ) તો ખાલી એમજ દયા કરી ઑફિસમાં હજુ પડ્યો રહ્યો છે... આ મહિનાનો પગાર ખાલી ફોકટનો શા માટે ગુમાવવો એમ સમજી... પછી...

'નોતરું આપવું છે ઑફિસના બધા માણસોને—ફક્ત આ સ્ટોવર સાહેબને એમાંથી બાતલ કરવો છે... મને કરેલા અપમાનનો બદલો સાહેબ તે દિવસે રગેરગમાં સમજશે.'

પ્રજ્ઞાદેવી ખાવાનું લઈ રસોડામાંથી પાછી આવી: "અરરર! માડી, હજુ આમ ગુમ સુમ બેસી રહ્યા છો! હાથ મોઢું ધોયાં નહિ! ના. બાબુ. આ તો ટિકિટ બહુ સારી ખરીદીને! ઘરમાં જે શાંતિ હતી તે જાણે કયાં ચાલી ગઈ! એનું નામનિશાન પણ મળતું નથી! બન્ને છોકરા જાણે મનવારના ગોરા... ધણધણ રોફમાં જ ફરે છે! શો મિજાજ! કોઈને લેખામાં જ ગણતા નથી!...હજુ તો રૂપિયાનું મોઢું જોયું નથી... તમે પણ એમનાથી પણ ચડી જાઓ એમ છો...વારું, હું પૂછું છું કે તમે શા વિચાર કરો છો?"

નીરદ હસ્યો. હસીને બોલ્યો: "આજ યતીશ એક જમીનની વાત કરતો હતો—માણેકતલાના પૂલની પેલી તરફ એક મોટા બાગ, તેની અંદર બંગલો, તળાવ... નાદુરસ્ત અવસ્થામાં બધું પડયુ છે. તે કહે છે કે પાણીને મૂલે મળશે—ફક્ત વીસ હજાર રૂપિયામાં! સમજી! જશું આ રવિવારે જોવાને?"

પ્રજ્ઞાદેવીની છાતીમાંથી એક મોટો નિઃશ્વાસ નીકળી ગયો. જાણે પ્રલયનો પ્રચંડ વાયુ! આંખમાં સાથેસાથે ઝળઝળિયાં ભરાઈ આવ્યાં...

રુંધાયેલા અવાજે તે બોલી: "બે દિવસ મબૂર કરી જાઓ રે! માણસો આ નાચ જોઈને મશ્કરી કરે છે—તમે એ કેમ સમજી શકતા નથી! રૂપિયાથી મળતો બધો આનંદ રૂપિયા આવવાની પહેલાં જ ભોગવી લેશો તો પછી જે દિવસે રૂપિયા મળશે તે દિવસે કરશો શું?"

પ્રજ્ઞાદેવીની આંખમાં ખરેખર પાણી આવી ગયાં. નીરદ ચૂપ રહ્યો. પ્રજ્ઞાદેવી બોલી. "આના કરતાં તો રૂપિયા નહોતા ત્યારે સુખ હતું... તમને હાથ જોડું છું...આ બેચાર દિવસમાં તમે કેવા થઈ ગયા છો. જરા અરીસામાં મોઢુ તો જુઓ!..ખરેખર મને રડવું આવે છે!"

નીરદ બોલ્યો: "તું સમજતી નથી..."

પ્રજ્ઞાદેવી: "હું કાંઈ સમજવા માગતી નથી. આ બધાં ગાંડા થઈ જવાનાં લક્ષણ છે. ગાંડા થવામાં હવે શું બાકી છે? આ કાંઈ રૂપિયા નથી...આ તો જંજાળ! મનમાં ચાલુ ચંટાળિયો જ વહ્યા કરે છે ..એક મિનિટ પણ તમને કોઈને શાંતિ નથી–સુખ નથી... કયાં રૂપિયા, કાંઈ ઠેકાણું નથી ..બેય છોકરા હમણાંથી જ કમર કસી બાથેબાથા કરવા ઘુરકાઘુરકી કરી રહ્યા છે...રખેને બીજો વધુ રૂપિયા લઈ જાય!...અને તમારા નાના દીકરાએ તો પાંચ રૂપિયા ઉછીતા લઈ મિત્રોને હૉટલમાં ગોઠ પણ આપી દીધી છે!... મોટો દીકરો બાત્રીશ રૂપિયાના પહેરવાનાં કપડાંનો ઑર્ડર દઈ આવ્યો છે."

નીરદની બન્ને આંખોની કીકીઓ સ્થિર થઈ ગઈ... જાણે હમણાં જ કૂદકો મારી બહાર નીકળી આવશે...

પ્રજ્ઞાદેવીએ નિસાસો નાંખ્યો.

રાત્રે સુતા પહેલાં પ્રજ્ઞાદેવી હમેશ દીવાલ ઉપર લટકાવેલી એક લક્ષ્મીનારાયણની છબિને પ્રણામ કરતી...આજે પણ તેમ કર્યું.

પ્રણામ કરી શય્યા પાસે આવતાં નીરદે પૂછ્યું: "આટલી બધી વાર સુધી હાથ જોડી નમસ્કાર કર્યા... શું પ્રાર્થના કરી? શું માગ્યું?"

પ્રજ્ઞાદેવી બોલી: "તમે પતિ. પરમ ગુરુ...માફ કરજો તમારી પાસે જૂઠું નહિ બોલું. મેં પ્રાર્થના કરીને એમ માગ્યું કે ઘોડાને મારી નાંખજો પ્રભુ! આ પૈસો અમારા ઘરમાં ન આવે તેમ કરજો..."

નીરદ એકીટસે પ્રજ્ઞાદેવી સામું જોઈ રહ્યો હતો—નિઃસાસો નાંખી તેનાથી બોલાઈ જવાયું: "ખરેખર પ્રજ્ઞા! માથામાંનો સળવળાટ એક મિનિટ પણ જાણે થોભતો નથી. ઘોડી અશાંતિ છે? આના કરતાં આપણે આગળ હતા તે સારા હતા!...પ્રભુ કરે ને તારી પ્રાર્થના મંજૂર થાય...ખરેખર!"

પછી...

બન્ને જણ પ્રથમ યૌવનની જેમ એકબીજાના બાહુપાશમાં લપટાઈ મનમાં ને મનમાં બોલ્યાં: "આ અશાંતિનો અંત લાવજે પ્રભુ..."

થોડા દિવસ નીરદે તનતોડ મહેનત કરી મનમાંથી ટિકિટના ઘોડાને વિસારી દેવાની. જે વર્તમાનમાં હતું તેનાથી દિવસો એકરીતે ઠીક પસાર થઈ જતા હતા. કોઈ વખતે અભાવ જણાતાં મનને જરા દુઃખ થતુ ખરું પણ તે એકાદ બે ક્ષણ જ. એને મેળવવાને માટે વાસના એટલી પ્રબળ થતી નહોતી કે જેને ન રોકી શકાય.

પણ આ શું? મળશે એનો વિચાર કરી કરી મન જાણે નશામાં ચકચૂર બની ગયું હતું. એ ચકચૂરપણું...જે હતું તે પણ જવા બેઠું.

ઓફિસમાં મિત્રો અને માણસો કહેતા કે—જે ટિકિટ તારા હાથમાં છે તે ટિકિટના માલેક જો અમે હોત તો એ ટિકિટ ગીરો મૂકી આજ વીશ પચીશ હજાર રૂપિયા ઉધાર લઈ જે કાંઇ અમે કરત...ઉફ્:

નીરદ કાંઈ જવાબ દેતો નહિ—ખાલી હસતો.

એક દિવસ ઓફિસમાં આવી બેઠા પછી થોડીવારે સ્ટીફન સાહેબના રૂમમાંથી હાકલ આવી: 'નેરોડબાબુ!' નીરદ જઈ સાહેબને સલામ કરી સામે ઊભો.

સાહેબ બોલ્યા: "બહુ જ ખરાબ સમાચાર છે નેરોડ! આજના છાપામાં 'ફોરેન ટેલેગ્રામ' વાંચ્યા?"

"ના સાહેબ."

—"બ્લેક પ્રિન્સ ટ્રાયલ ગેલપમાં પડી જતાં તેનો પગ ભાંગી ગયો. ગઈ કાલે તેને ગોળીથી ઠાર કરવામાં આવ્યો છે!"

નીરદના હૃદયમા સખત ઝાટકો લાગ્યો, તે બોલ્યો: "એટલે કે I will get nothing?"

સાહેબ: "એમ તો નહિ. ડ્રોઇંગ થયું છે તેથી લગભગ હજારેક રૂપિયા તને મળશે."

નીરદ બોલ્યો: "એક હજાર રૂપિયા એ કાંઈ રૂપિયા કહેવાય સાહેબ...ચાલો જવા દો. મને એનું દુઃખ નથી. એ રૂપિયા મળ્યા હોત તો કદાચ હું પાગલ થઈ જાત. નહોતા મળ્યા તેટલામાએ જે ખેલ ખેલાઈ ગયા તે હું જ જાણું છું."

ઑફિસમાં તે દિવસે...

આટલા દિવસ જે બધા મિત્રો મોઢેથી ખુશામતના વચનો બોલી નીરદને વહાલા વહાલા થતા હતા, નીરદને ખરચે પાનસિગારેટ ઉડાવી નીરદને જાણે કૃતકૃત્ય કરી ગમેતેમ મનની આગ મનમાં જ દબાવી રાખતા હતા...આજે એ લોકોએ છૂટકારાનો દમ ખેંચ્યો. નીરદની ગેરહાજરીમાં એની મશ્કરી કરી અંદર અંદર બોલવા લાગ્યા: "એ જ વિચાર થતો હતો કે જન્મથી જ જે કારકુન તે થાશે અમીર ઉમરાવ, અને આપણે મરશું કલમ ઘસતા જ...હું: હાશ અબુ હુસેનનું સ્વપ્ન રે ભાઈ, અબુ હુસેનનું સ્વપ્ન."

ઘેર આવી પ્રજ્ઞાદેવીને નીરદે આ ખબર કહ્યા, પ્રજ્ઞાદેવી બોલી: "ચાલો, ખરેખર છૂટ્યાં. પ્રભુએ દયા કરી. એ હજાર રૂપિયા પણ ઘરમાં ઘાલશો નહિ..."

નીરદ બોલ્યો: "ઉધાર લઈ કરજ કર્યું છે તે ચૂકવી આપી પછી જે બચે તે મોકલી આપીએ કોઈ અનાથઆશ્રમમાં."

———o———

શિવલાલ તુલસીદાસ જેસલપુરા

સુહાગી સંધ્યાનાં ચઢઉતર રંગે વિલસતા,
વિશાળા વિસ્તારે લલિત તૃણકેરા રસળતા,
રહ્યા ઝૂકી કેવાં? અભય દિલડે ગાન કરતા,
મહા ઝંઝાવાતે, કર કર મિલાવી મલકતા;
અહો! શા ઉન્માદે, પ્રબળ નિજ ઐક્યે છલકતા?

અરે! કિન્તુ આ શું? ભડભડ થતા અગ્નિભડકા,
બની ગાંડા વેગે ચહુદિશ વિષે ફાળ ભરતા!
ભીરુ કંપી ઊઠ્યા તૃણપટ બધાં યે પ્રજળિયાં!
રહી ઊડી ભસ્મે પલક મહીં વાયુ વમળમાં!

તુફાનો વર્ષોનાં, હીમ, ધુમસ, ઠંડી કકડતી,
સહી કૈં વર્ષોથી, શિર ભીષણ ગ્રીષ્મો પ્રજળતી,
જનોનાં કલ્યાણે જીવનભરનો ફાલ અરપી,
ઉભું છે કો ઠૂંઠું, અડગ, ધીર, ગંભીર, અઢુલું,
ધખારા ધીખંતા ચીર સમય એને અણુઅણુ.

મૅક્ઝિમ ગૉર્કીએ લખેલાં

# ટૉલ્સ્ટૉયનાં સંસ્મરણો

અનુવાદકઃ પદ્મકાન્ત ર. શાહ

જાણે કે મને પ્રહાર કરતા હોય તેવી રીતે અચાનક જ તેમણે મને પૂછ્યુંઃ

"તમે પ્રભુમાં કાં નથી માનતા?"

"પ્રભુમાં મને શ્રદ્ધા નથી, લિયો નિકોલાવીચ!" મેં કહ્યું.

"એ વાત સાચી નથી. પ્રકૃતિએ જ તમે શ્રદ્ધાળુ છો અને પ્રભુ વિના તમને ચાલી શકવાનું નથી. કોઈક દિવસ તમે તે જાણશો. તમારી નાસ્તિકતા હઠમાંથી જન્મેલી છે કારણ કે તમારું હૃદય ઘવાયું છે. દુનિયા તમને ગમે તેવી નથી વળી કેટલાક લોકો એવા હોય છે કે કેવળ શરમાળપણાને લીધે જ તેઓ માનતા નથી યુવાનો સાથે આમ બને છેઃ કોઈ સ્ત્રીના તેઓ પ્રશંસક હોય છે પણ પોતાની ભક્તિ દેખાડવા તેઓ ખુશ હોતા નથી; કારણ, એક તો તેમનામાં મનોબળ હોતું નથી અને બીજું, એમને એવી દહેશત હોય છે કે એ સ્ત્રી તેમના પ્રેમને સમજી નહિ શકે. પ્રેમની માફક શ્રદ્ધા પણ મનોબળ અને સાહસ માગી લે છે. 'મને શ્રદ્ધા છે' એટલું જ પોતાની જાતને કહેવાનું અને બધું સીધે-સીધું ઊતરશે. જાણે તમારે તેની જ જરૂર છે એમ તમને બધુ દેખાશે, તે જ તમને બધું રહસ્ય ખુલ્લું કરી દેશે અને તમને આકર્ષશે. ત્યારે તમારામાં તો આટલો બધો સ્નેહ ઢળી રહ્યો છે ને શ્રદ્ધા એ સ્નેહનું જ વિશાળ સ્વરૂપ છે. હજી પણ વધારે સ્નેહ તમારે ઠાલવવો રહ્યો અને પછી એ તમારો સ્નેહ શ્રદ્ધામાં પરિણમશે.

"કોઈ એક માણસ, જ્યારે એકાદ સ્ત્રીને ચાહતો હોય છે ત્યારે તેને મને તો તે સ્ત્રી દુનિયામાં સર્વશ્રેષ્ઠ જ વસે છે. દરેક પ્રેમી એમ જ માનતો હોય છે કે તેની પ્રેમિકા જગતની સર્વોત્તમ સ્ત્રી છે. આનું નામ જ શ્રદ્ધા. અશ્રદ્ધાળુ કોઈને ચાહી ન શકે. આજે એકના, તો કાલે બીજીના અને વરસ દહાડે કોઈ ત્રીજીના પ્રેમમાં તે પડવાનો. નિર્માલ્ય જીવન જીવતા રખડુઓ જેવા આવા માણસોના આત્માઓ હોય છે આ ઠીક ન કહેવાય. પરંતુ તમારામાં તો શ્રદ્ધા જન્મથી જ સાંપડેલી છે અને હવે તેમાંથી ઉથલી પડવામાં કૈં અર્થ નથી. હ, તમે શું બોલ્યા? સૌન્દર્ય? અને સૌન્દર્ય એટલે શું? સહુથી ઉચ્ચ અને સર્વસંપૂર્ણ તો પ્રભુ જ છે."

આ વિષય ઉપર તેઓ પહેલાં ભાગ્યે જ મારી સાથે બોલ્યા હતા. અને પ્રસંગની ગંભીરતા અને આકસ્મિકતાએ મને ખૂબ આકુળ કરી દીધો. હું ચૂપ રહ્યો.

તેઓ સોફા ઉપર પગનું ટૂંટિયું વાળીને બેઠા હતા. વિજયભર્યા સ્મિતથી મારા તરફ આંગળી કરી તેઓ બોલ્યાઃ

"એમ મૂંગા બેસી રહેવાથી તમે આમાંથી નહિ છૂટી શકો. અંહ!"

ને પ્રભુને ન માનનારો હું, કૈંક અગમ્ય કારણથી તેમની તરફ ધ્યાનપૂર્વક અને જરા ભીતિથી જોઈ રહ્યો અને વિચાર્યું: "(આ) દૈવી જીવ છે."

*

"આપણે બધા ભયંકર શોધકો છીએ. મને પોતાને, લખતાં લખતાં ઓચિંતી કોઈ પાત્ર ઉપર દયા ઉત્પન્ન થાય છે એટલે પછી હું તેનામાં કોઈ સારો ગુણ ઉમેરું છું અથવા તો કોઈ બીજા પાત્રનો સદ્‌ગુણ ઓછો કરું છું, જેથી તુલનાત્મક દૃષ્ટિને તેનું પાત્રાલેખન ખૂબ કાળુ ન લાગે.

"એટલે જ હું કહું છું કે કળા એ જૂઠાણું છે, એક ગબડાવેલો ગોળો છે, અને લોકોને તે હાનિકારક છે. સાચું જીવન કેવું છે તે કોઈ નથી લખતું પણ તે જીવનને જેમ સમજે છે તેમ ચીતરે છે. કોઈ મિનારા કે સમુદ્ર અથવા તાર્તાર પ્રત્યે મારી જે દૃષ્ટિ હોય તેમાં બીજાને શો રસ અથવા ખપ હોઈ શકે?"

*

તેમણે હૃદય આગળથી છાતીને ખૂબ ઘસી, ભવાં જરા ઊંચાં કર્યાં અને કૈંક યાદ કરતાં ચલાવ્યે રાખ્યુ:

"એક પાનખર ઋતુમાં, મોસ્કોમાં સુખારેવા દરવાજા આગળ આવેલી એક સાંકડી ગલીમા મેં એક સ્ત્રીને પીધેલી હાલતમાં ગટરમાં પડેલી જોઈ હતી. એક ઘરના વાડામાંથી નીકળી રહેલો ગંદા પ્રાણીનો પ્રવાહ તેની પીઠ અને ગળા નીચે થઈને વહી રહ્યો હતો. એ ઠંડા પાણીમા ને પડી હતી, બબડતી, ભીનામાંથી ઊઠવા માટે શરીરને વારંવાર તરફડાવતી, પરંતુ તે ઊઠી શકી નહિ—"

તેમને (ટૉલ્સ્ટૉયને) એક કંપારી આવી. આંખો અડધી બંધ રાખી, તેમણે ડોકું ધુણાવ્યું અને ધીરેથી બોલવાનુ શરૂ કર્યું:

"મને તેને ઊંચકીને ઉઠાડવાની વૃત્તિ થઈ પણ હું તેમ ન કરી શકયો. મને ખૂબ સૂગ ચઢી. એવું ચીકણુ અને લપસણું તેનું શરીર બની ગયું હતું કે જો હું તેને સ્પર્શીશ તો એક મહિના સુધી મારા હાથને પૂરેપૂરો ધોઈ નહિ શકું એમ મને લાગ્યું.—ભયંકર. અને તેની પાસે જ તેનો તેજદાર ભૂરી આંખોવાળો પુત્ર બેઠો હતો; ડૂસકાં ભરતો હનારની જેમ અસહાયતાથી એ બોલ્યા કરતો હતો: 'મમી, મમી, ઊઠને......!' તે હાથ હલાવતી, માથું ઊંચું કરવા પ્રયત્ન કરતી અને ફરી ધબ...લઈને તેનું માથું એ ભીની ગટરમાં પડતું"

તેમણે મૌન ધારણ કર્યું અને પછી ચારે તરફ જોતાં, જાણે કાનમાં વાત કરતા હોય તેવી રીતે ખૂબ જ ધીમેથી ઉચ્ચાર્યું. "હા, હા...ભયંકર! તમે પીધેલ સ્ત્રીઓ જોઈ છે ઘણી? ઓ પ્રભુ! તમે...... તમે એમના વિશે લખતા નહિ."

*

તેમની આંખોમાં આંસુ આવ્યાં. એ લૂછી નાંખ્યા પછી સ્મિતપૂર્વક તેમણે રૂમાલ સામે જોયું અને ફરી એમનાં કપોલ પર અશ્રુઓ વહેવા લાગ્યાં. "હું રડી રહ્યો છું," તેમણે કહ્યું, "હું ઘરડો થયો છું. કૈં પણ ભયંકર સ્મરતાં મારું હૃદય કપાઈ જાય છે."

*

આખું જગત, આખી પૃથ્વી, તેમના તરફ મીટ માંડી રહ્યું છે. ચીનમાંથી, હિંદમાંથી, અમેરિકામાંથી, સર્વ ઠેકાણેથી તેમના તરફ ચૈતન્યથી સ્પંદિત થતા તંતુઓ વિસ્તરે છે. તેમનો આત્મા બધાને માટે અને બધાય વખત માટે છે. કુદરતે પોતાના નિયમને એક પણ અપવાદ શા માટે ન રાખવો જોઈએ? શા માટે એક જ માણસને તે અમરત્વ ન બક્ષે? શા માટે નહિ? ચમત્કારમા ન માને એટલા તો તેઓ વિચારવાન છે જ પણ તે સાથે તેમની સંશોધક ને યુવાન બુદ્ધિ અજાણ્યુ આપદનો સામનો કરવામા ભય અને નૈરાશ્યને ન ગણકારે તેવી છે.

*

"માણસો દારૂ પીએ છે ત્યારે મને તેઓ ગમતા નથી પણ એવા કેટલાક માણસો મારી જાણમા છે કે ચકચૂર બન્યા પછી તેઓ ખૂબ રસિક બની જાય છે—તેમનામા હોય છે તેના કરતાં કંઈક નવીન તત્ત્વ જ તેમનામાં દેખાય છે—ભાષાગૌરવ, મર્મ કટાક્ષ કરવાની શકિત, વિચારોની સુંદરતા, ને તેજસ્વિતા. આવી બાબતોમા તો હુ શરાબને કલ્યાણકારક માનવા તૈયાર છુ."

*

"પોતાના દેહથી સ્ત્રી જેટલી માણસની છે તેટલી હૃદયથી નથી જ."

*

"જનસમૂહના અલ્પ ભાગને તેની પાસે બીજું બધું હોવાથી પ્રભુની આવશ્યકતા લાગે છે; જ્યારે લોકોનો મોટો ભાગ તો પોતાની પાસે કંઈ જ ન હોવાથી પ્રભુમાં માન્યા કરે છે."

હું આ વાતને જુદી જ રીતે મૂકું. જનસમૂહનો મોટો ભાગ બીકણવૃત્તિથી ઈશ્વરને માને છે; ફકત થોડાક વિરલ જ તેને અસીમ અંતઃકરણપૂર્વક માને છે.

# એ જ વિભૂતિ

સ્વ. શ્રી. મૂળશંકર કે. પંડ્યા

[ સદ્‌ગત શ્રી મૂળશંકર કે. પંડ્યા ઈડર સ્ટેટના વડાલી ગામના રહીશ હતા અને મોડાસા હાઈસ્કૂલમા સંસ્કૃતના અધ્યાપક હતા. તેઓ સંસ્કૃતના સારા અભ્યાસી હતા, ખરા સેવાભાવથી શિક્ષણનું કામ કરતા, સ્વભાવે અત્યંત નમ્ર અને પ્રસિદ્ધિના નિ:સ્પૃહ હોવાથી તેઓ ગુજરાતમા જાણીતા થયા નથી, પણ બહોળા મિત્રવર્ગ અને વિદ્યાર્થીવર્ગના તેઓ ઘણા પ્રિય હતા. અને તેમના જવાથી ભારતીના એક સાચા ઉપાસકની ખોટ પડી છે સદ્‌ગતના કેટલાક ગદ્યપદ્ય લેખો પ્રસિદ્ધિયોગ્ય છે. ]

[ : મનહર : ]

ક્ષિતિજના તટપર ઉષાના તરંગ-રંગ,
મન્દ મન્દ મલયના સમીરનું મ્હેકવું;
ભાતીગળ પાંખવાળા પંખીઓનાં સ્નેહ ગાન,
કોયલનું મધુર વિકુંજમાં ટહુકવું,
નૃત્ય બાલ રવિતણું જલના તરંગ-સંગ,
કુસુમચુંબન અને મોતીનું ટપકવું;
પ્રકૃતિની રંગભૂમિ સુન્દર બતાવી દઈ,
પડદા પાછળ નાટ્યકારનું ઝળકવું
પ્રકૃતિને ઉર, વન-ભૂમિના પાલવ મહીં,
પ્રફુલ્લ કુસુમતણા વિમલ સુહાસમાં;
મધુર પરાગ-મદિરાની મન-મોહનીમાં,
ઝરણોના ઝરણમાં, સરિતાનાં ગાનમાં.
કવિતાના જીવનમાં, ચિત્રની સજીવતામાં,
નાયકના નેહ વિશે, ગાયકના તાનમાં;
એજ એક મનહર વિભૂતિ પ્રકાશે નિત્ય
જલ થલ અનલ અનિલ આસમાનમાં.



# સર્વતન્ત્ર સ્વતંત્ર વાચસ્પતિમિશ્ર

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

સંસ્કૃત દાર્શનિક સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન, અને શાંકરદર્શનમાં શંકરાચાર્ય પછી તરતનું–દ્વિતીય પંક્તિમાં મુખ્ય સ્થાન જેનું છે તે સર્વતન્ત્ર સ્વતન્ત્ર વાચસ્પતિમિશ્રના અક્ષર-જીવન વિષે ટૂંકી નોંધ નીચે કરી છે એ સમર્થ વિદ્વાનનો સમય નિશ્ચિત છે સંસ્કૃત સાહિત્યના ઈતિહાસમાં ગ્રન્થકર્તાએ પોતે જ પોતાનો સમય નોંધ્યો હોવાના, જ્યોતિષશાસ્ત્રની બહાર, જે થોડા અપવાદભૂત દાખલાઓ છે તેમાંનો એક આ છે ન્યાયસૂચી નિબન્ધ નામના પોતાના ગ્રન્થમા વાચસ્પતિમિશ્રે એ ગ્રન્થની સમાપ્તિ સં. ૮૯૮માં કરી હોવાનું લખ્યું છે. અને આ સંવત વિક્રમ સવત જ છે એવો નિર્ણય એની પછીના ઉદયન વગેરે ગ્રન્થકારોના સમય ઉપરથી અત્રત્ય તેમજ પાશ્ચાત્ય પુરાવિદોએ કર્યો છે.[1] આ રીતે ઇ. સ. ૮૪૨ના, વાચસ્પતિમિશ્રના સમયનિર્ણયે આગળપાછળના સંસ્કૃત દાર્શનિક સાહિત્યના ઘણા લેખકોના સમયનિર્ણયમાં સહાય કરી છે.

વાચસ્પતિમિશ્રના ઐહિક જીવન સંબંધે આથી વધારે કાંઈ જ ખરી રીતે જાણવામાં નથી. મિશ્રાન્ત નામ ઉપરથી તથા પોતાના ગ્રન્થોમાં તેઓએ સરસીયાં તેલનો વારવાર ઉલ્લેખ કર્યો છે એ ઉપરથી, તેઓ બિહાર કે બગાળના વતની હોવાનો તર્ક થયો છે. એટલુ જ નહિ પણ પ્રાચીન મિથિલાને સ્થળે ભામતી નામનુ તળાવ હોવાની અને ભામા નામનું ગામ વાચસ્પતિમિશ્રનું નિવાસસ્થાન હોવાની કલ્પના કરવામાં આવી છે[2] પણ એ આધારરહિત કલ્પના જ છે.

વળી વાચસ્પતિમિશ્રે ભામતી ટીકાના અન્તમાં લખ્યું છે કે "જે રાજાએ જનસમૂહના મનોરથો સુવર્ણની વૃષ્ટિ કરીને પૂર્યા છે, જેના ચરિત્રનું બીજા રાજાઓ અનુકરણ કરવા ઇચ્છે છે પણ કરી નથી શકતા, જે જાતે શાસ્ત્રવિચક્ષણ છે તે મહનીયકીર્તિ નૃગરાજાના રાજ્યમાં મેં આ નિબન્ધ (ભામતી ટીકા) લખેલ છે."[3] અને ભામતીમાં જ અન્યત્ર દાખલો આપતાં કહે છે કે, "બીજા રાજાઓ જેનો વિચાર પણ નથી કરી શકતા એવા મહેલો અને બગીચાઓ શ્રી. નૃગનરેન્દ્રે રમતમા તૈયાર કર્યા છે."[4]

---

૧ જુઓ કીથનુ ઈંડિયન લૉજિક ઍન્ડ ઍટમિઝમ્ પૃ. ૨૯ તથા શ્રી. દાસગુપ્તાનું હિસ્ટરી ઑફ ઈંડિયન ફિલોસોફી ગ્ર. ૨, પૃ. ૧૦૭

૨ જુઓ અન્નમલ્લાઇ યુનિવર્સિટી સસ્કૃત સીરીઝમા છપાયેલ તત્ત્વબિન્દુ (ઇ. સ. ૧૯૩૬)નો ઉપોદ્ઘાત પૃ. ૫૨

૩ नृपान्तराणां मनसाप्यगम्यां भ्रूक्षेपमात्रेण चकार कीर्तिम् ।
कार्तस्वरासारसुपूरितार्थं सार्थः स्वय शास्त्र विचक्षणश्च ॥
नरेश्वराय च्चरितानुसारमिच्छन्ति कर्तुं न च पारयन्ति ।
तस्मिन्महीपे महनीयकीर्तौ श्रीमन्नृगे कारिमया निबन्ध ॥

૪ नन चाद्यापि न दृश्यन्ते लीलामात्रविनिर्मितानि महाप्रासाद प्रमदवनानि श्रीमन्नृगनरेन्द्राणा-मन्येषां मनसापि दुष्कराणि नरेश्वराणाम् । ભામતી. ૨–૧–૩૩.

જે નૃગનૃપતિનાં વાચસ્પતિમિશ્રે ઉપર પ્રમાણે વખાણ કર્યાં છે તે નૃગરાજાનો પુરાવિદોને હજી તો પત્તો લાગ્યો નથી. ભામતીકારે નૃગ કયા દેશનો અને કયા વંશનો રાજા હતો એ નથી કહ્યું એ તેને શોધી કાઢવામાં નડે છે. મ. મ. ડા. ગંગાનાથ ઝાએ[1] નૃગ જેવાં વિશેષ નામનો માણસને વાહન બનાવી ફરનાર એવો યૌગિક અર્થ કર્યો છે અને મિથિલાનો નાન્યદેવ પહેલાં થયેલો એક રાજા (સમય વિ. સ. ૧૦૧૯) જેનો 'કિરાતાધિપતિ' તરીકે અમુક ઉત્કીર્ણ લેખોમાં ઉલ્લેખ મળે છે તે જ આ નૃગ કારણકે કિરાતના રાજાઓ માણસને વાહન બનાવીને ફરતા એવો તર્ક કર્યો છે પણ તદ્વિદોમાં એ તર્કનો સામાન્ય સ્વીકાર થયો નથી.

વાચસ્પતિમિશ્રના ઐહિક જીવન વિષે એક દંતકથા પંડિતોમાં થોડા ઘણા વિગતોના ફેરફાર સાથે સર્વત્ર પ્રચલિત છે,[2] તેનો સાર એ છે કે વાચસ્પતિમિશ્ર પોતાના વાંચવા લખવાના કામમાં એટલા બધા તલ્લીન રહેતા કે પોતે પરણ્યા હતા અને પોતાની પત્ની ઘરમાં હતી એ વાત જ ભૂલી ગયા! પછી છેક વૃદ્ધાવસ્થામાં પોતાની આખી જિંદગી સુધી સંભાળ રાખનાર ઉપેક્ષિત પત્ની તરફ વાચસ્પતિમિશ્રનું ધ્યાન ગયું અને જિંદગીભરની ઉપેક્ષાનો બદલો વાળવા માટે પોતાના છેલ્લા ગ્રંથનું પોતાની પત્નીના નામ ઉપરથી ભામતી નામ પાડ્યું અને એને અમર કરી.

વાચસ્પતિમિશ્રની પત્નીનું નામ ભામતી હોવાની નોંધ ભામતી ટીકા ઉપર વેદાન્ત કલ્પતરૂ નામની ટીકા લખનાર ૧૩મા શતકના અમલાનન્દે કરી છે.[3] એ જોતાં ઉપરની દંતકથાનો તેટલો અંશ ૧૩મા શતક જેટલો જૂનો માનવો પડશે. બાકી વાચસ્પતિમિશ્રના ગ્રન્થો જોતાં ઉપરની દંતકથામાં કલ્પ્યા છે એવા ભૂલકણા અને બેદરકાર એ વિદ્વાન હોય એવું લાગતું નથી. પાછલા કાળના વ્યવહારવિમુખ પંડિતોના દૃષ્ટાન્તથી ઉપરની દંતકથા જોડાઈ હોવાનો સંભવ છે.

આ સિવાય જે એક હકીકત વાચસ્પતિમિશ્ર સંબંધી જાણવામાં આવી છે તે એના ગુરુનું નામ ત્રિવિક્રમ હોવાની છે.[4] ન્યાયવાર્તિક તાત્પર્ય ટીકા સિવાયના બીજા ગ્રન્થોમાં આ ગુરુનું નામ નથી એ જોતાં કદાચ ત્રિવિક્રમ ન્યાયશાસ્ત્રના જ ગુરુ હોય.

પણ વાચસ્પતિમિશ્રનું અક્ષરજીવન ઘણું જાણવા જેવું છે. તેઓ સર્વતન્ત્ર સ્વતંત્ર કહેવાય છે અને ખરેખર સર્વ પ્રાચીન દર્શનો ઉપર એ વિદ્વાનની વેધક દૃષ્ટિ સમાન રીતે

---

૧ મ. મ. ડા. ગંગાનાથ ઝાની સાંખ્ય તત્ત્વકૌમુદીની આવૃત્તિમાં એમની સંસ્કૃત પ્રસ્તાવના. અને તત્ત્વબિન્દુનો ઉપોદ્ઘાત પૃ. ૫૩

૨ આ દંતકથાને વિસ્તારીને રચેલી કથા કોઇ ગુજરાતી માસિકમાં થોડા વખત પહેલાં છપાઈ હતી. ક્યાં તે યાદ નથી આવતું.

૩ स्वशक्त्या नटवद् ब्रह्म कारणं शंकरो ब्रवीत् ॥
जीवभ्रान्ति निमित्तं तद् बभाषे भामतीपतिः ॥ ब्र. सू. २-१-१९

૪ ન્યાયવાર્તિક તાત્પર્ય ટીકામાં ગુરુનું નામ નીચે પ્રમાણે લખ્યું છે.
त्रिविक्रम गुरुप्रीतमार्गानुगमनोन्मुखैः ॥
यथामानं यथावस्तु व्याख्यातमिदमीदृशम् ॥

મર્મગ્રાહી છે. વાચસ્પતિએ કયો ગ્રન્થ પહેલો લખ્યો હશે અને કયો પછી એ નક્કી કરવાનું કાંઈ સાધન નથી. પણ બ્રહ્મસૂત્ર ઉપરના શાંકરભાષ્ય ઉપરની ભામતી ટીકા એ આ વિદ્વાનનો છેલ્લો ગ્રન્થ છે એ ચોક્કસ છે કારણ કે ભામતીને અન્તે પોતાના સર્વ ગ્રન્થોનાં નામો તેઓએ લખ્યાં છે—

यन्न्यायकणिकातत्त्वसमीक्षा तत्त्वबिन्दुभिः ।
यन्न्यायसांख्ययोगानां वेदान्तानां निबन्धनैः ॥
समचैष महत्पुण्यं तत्फलं पुष्कलं मया ।
समर्पितमथैतेन प्रीयतां परमेश्वरः ॥

ઉપરના શ્લોકમા વાચસ્પતિમિશ્રે પોતાના નીચેના ગ્રન્થોનાં નામો ગણાવ્યાં છે: (૧) ન્યાયકણિકા, (૨) તત્ત્વસમીક્ષા, (૩) તત્ત્વબિન્દુ, (૪) ન્યાય દર્શન ઉપર નિબન્ધ–ન્યાયવાર્તિક તાત્પર્ય ટીકા (ન્યાયસૂચી નિબન્ધ સાથે) (૫) સાખ્ય દર્શન ઉપર નિબન્ધ–સાખ્ય તત્ત્વકૌમુદી નામની સાખ્યકારિકા ઉપર ટીકા, (૬) યોગ ઉપર નિબન્ધ તે પાતઞ્જલયોગ સૂત્રના વ્યાસ ભાષ્ય ઉપર તત્ત્વશારદી નામની ટીકા અને (૭) વેદાન્ત ઉપર નિબન્ધ તે બ્રહ્મસૂત્રના શાંકરભાષ્ય ઉપરની ભામતી ટીકા

ઉપર પ્રમાણે ન્યાય, સાંખ્ય, યોગ અને વેદાંત એ ચાર દર્શનો ઉપર વાચસ્પતિમિશ્રે ટીકાઓ લખી છે જ્યારે પાચમા પૂર્વમીમાંસા દર્શનના અમુક વિષય ઉપર ન્યાયકણિકા અને તત્ત્વબિન્દુ એ બે ગ્રન્થો લખ્યા છે. ફક્ત વૈશેષિક દર્શન ઉપર કશું લખ્યું નથી તે ન્યાય વૈશેષિક ને દાર્શનિક દૃષ્ટિથી એક ગણીને હશે.

આ રીતે બધાં દર્શનો ઉપર પાછળના વિદ્વાનોમાં પ્રમાણભૂત ગણાય એવી તલસ્પર્શી ટીકાઓ લખનારી પ્રતિભા સંસ્કૃત દાર્શનિક સાહિત્યના ઇતિહાસમાં વિરલ છે. ન્યાય દર્શનનો મૂળ ગ્રન્થ તે અક્ષપાદનાં ન્યાયસૂત્રો. એ ઉપર વાત્સ્યાયન ઉર્ફે પક્ષિલસ્વામી (ઈ. સ. ૪૦૦ની આસપાસમાં)એ ભાષ્ય લખ્યુ છે. આ ભાષ્યના કેટલાક નિર્ણયો ઉપર બૌદ્ધ નૈયાયિક દિઙ્નાગે "ખોટા તર્કો" કરીને જે આક્ષેપો કરેલા તેનું ખંડન કરીને ન્યાયભાષ્યના બચાવ માટે ઉદ્યોતકરે ન્યાયવાર્તિક ઈ સ. સાતમા શતકમાં લખ્યું. પણ ધર્મકીર્તિ (સાતમુ શતક) વગેરે બૌદ્ધનૈયાયિકોના કુતર્કોથી ઉદ્યોતકરની વાણી રૂપ વૃદ્ધ ગાય, વાચસ્પતિ કહે છે તેમ, દબાઈ ગઈ હતી તેનો વાચસ્પતિએ ન્યાયવાર્તિક તાત્પર્યટીકા લખીને ઉદ્ધાર કર્યો.[1]

સાંખ્ય દર્શનનો પ્રાચીનતમ મૂળ ગ્રન્થ ઈશ્વરકૃષ્ણની સાંખ્યકારિકા છે (સમય ઈ. સ. ૩૦૦ ની આસપાસ) આ કારિકા ઉપર જ વાચસ્પતિએ સાંખ્યતત્ત્વકૌમુદી નામની ટીકા લખી છે. વાચસ્પતિની આ ટીકા પહેલાં ઘણું કરી ગૌડપાદનું ભાષ્ય અને માઠરવૃત્તિ લખાયાં છે. છતાં સાંખ્યકારિકાનું સ્પષ્ટીકરણ જેવું વાચસ્પતિની ટીકામાં છે તેવું એ બે એકેયમાં નથી. આ કારણથી વાચસ્પતિની ટીકા ઉપર પાછી ટીકાઓ લખાઈ છે.

યોગદર્શનનો મૂળ ગ્રન્થ પાતંજલ યોગસૂત્ર છે. એ ઉપર વ્યાસ ભાષ્ય (ઈ. સ. છઠ્ઠું શતક) શિષ્ટ ગ્રન્થ છે. વાચસ્પતિએ આ ભાષ્ય ઉપર તત્ત્વ વૈશારદીય નામની સૂત્ર અને ભાષ્યના વિષયોને સ્પષ્ટ કરતી ટીકા લખી છે.

---

૧ इच्छामिकिमपि पुण्यं दुस्तर कुनिबन्धपंकमग्नानां उद्योतकरगवीनामतिजरतीनां समुद्धरणात् ॥
ન્યાયવાર્તિકતાત્પર્ય ટીકાનો આરંભ

પૂર્વમીમાંસા દર્શનના સૂત્ર ભાષ્યાદિ મુખ્ય પ્રવાહને વાચસ્પતિએ સ્પર્શ નથી કર્યો, પણ મંડનમિશ્ર નામના ઘણું કરી સાતમા શતકના મીમાંસકના વિધિવિવેક નામના ગ્રન્થ ઉપર ન્યાયકણિકા નામની ટીકા લખી છે. જેમાં સત્કાર્યવાદ, અસત્કાર્યવાદ, ખ્યાતિઓ, ક્ષણુભંગવાદ વગેરે દાર્શનિક વિષયોની ચર્ચા કરી છે. જ્યારે તત્ત્વબિન્દુ નામના એક ટૂંકા સ્વતંત્ર ગ્રન્થમાં વૈયાકરણોએ સ્વીકારેલા સ્ફોટવાદનું ખંડન કર્યું છે.

વેદાંત દર્શનને લગતા પણ વાચસ્પતિએ બે ગ્રન્થો લખ્યા છે: (૧) ભામતી અને (૨) ઉપર કહેલા મીમાંસક અદ્વૈતવાદી મડનમિશ્રના[1] બ્રહ્મસિદ્ધિ નામના ગ્રન્થ ઉપર બ્રહ્મતત્ત્વ સમીક્ષા નામની ટીકા. વાચસ્પતિના બાકીના સર્વ ગ્રન્થો છપાઈ ગયા છે; ફક્ત આ બ્રહ્મતત્ત્વસમીક્ષાની હાથપ્રત પણ ક્યાંયથી હજી સુધી મળી નથી—છપાવાની વાત તો દૂર રહી. પણ વાચસ્પતિનો સર્વશ્રેષ્ઠ અને છેલ્લો ગ્રન્થ તે બ્રહ્મસૂત્ર ઉપરના શાંકરભાષ્ય ઉપર લખેલી ભામતી ટીકા ભામતીમા જુદે જુદે સ્થળે "આનો વિસ્તાર ન્યાયકણિકામાં છે" એ રીતે ન્યાયકણિકા, તત્ત્વબિન્દુ અને બ્રહ્મતત્ત્વસમીક્ષા એ ત્રણેયનો વાચસ્પતિએ ઉલ્લેખ કર્યો છે. વાચસ્પતિએ જુદી જુદી ટીકાઓના જે જુદાં જુદાં નામ પાડ્યાં છે તે પણ સૂચક છે. સાંખ્યની ટીકા 'કૌમુદી', યોગની 'શારદી' કે 'વૈશારદી', અને વેદાંતની 'ભામતી'. પહેલા બે નામ ચદ્રના પ્રકાશના સૂચક છે અને છેલ્લુ સૂર્યના પ્રકાશનું. વાચસ્પતિ સર્વતંત્ર સ્વતંત્ર હોવા છતા શાંકર અદ્વૈતના પક્ષપાતી છે એ સ્પષ્ટ છે.

વાચસ્પતિની સ્વતંત્રતા જેવી ગ્રંથ વિષયની પસંદગીમા અને ભિન્ન ભિન્ન મતોના વિવરણમા છે તેવી ધાર્મિક વિષયમા પણ છે. એના મગલાચરણોની વિવિધતા જોવા જેવી છે. ન્યાયવાર્તિક તાત્પર્યની ટીકાના આરંભમા પહેલો શ્લોક પિનાકીની સ્તુતિનો છે. ન્યાયવાર્તિકના લેખક ભારદ્વાજ ઉદ્યોતકર પાશુપત શૈવ હોવાથી, વાચસ્પતિએ કદાચ એના ગ્રંથ ઉપરની ટીકાનું મંગલાચરણ શિવસ્તુતિથી કર્યું હશે. એ મંગલાચરણના બીજા શ્લોકમાં ન્યાયસૂત્રના કર્તા અક્ષપાદને "ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્યશાલી તથા વાગ્વિશુદ્ધિના નિધિ" કહીને નમસ્કાર કર્યો છે. અક્ષપાદની આટલી બધી સ્તુતિ કરી છે તે કદાચ ન્યાયદર્શનના પ્રમાણ વિચારની સર્વ દર્શનો ઉપર જે ભારે ઉપકારકતા છે તે ધ્યાનમાં રાખીને હશે.

વિધિવિવેક ઉપરની ન્યાયકણિકા નામની ટીકાના મગલાચરણમા વાચસ્પતિએ યોગશાસ્ત્રના क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः ઇત્યાદિ સૂત્રોક્ત લક્ષણયુક્ત ઈશ્વરને વિષ્ણુ નામથી પહેલાં નમસ્કાર કર્યો છે, પછી અષ્ટમૂર્તિ શિવની સ્તુતિ કરી છે અને તે પછી ગુરુને નમસ્કાર કર્યો છે.

યોગદર્શનની ટીકામાં વળી યોગસૂત્રોક્ત લક્ષણયુક્ત ઈશ્વરની જ વિષ્ણુ નામથી સ્તુતિ કર્યા પછી વાચસ્પતિએ સૂત્રકાર પતંજલીને નમસ્કાર કર્યા છે. તત્ત્વબિંદુનું મંગલાચરણ વળી સર્વથી વિલક્ષણ છે. એમા એક જ શ્લોકથી શંકરને (અહિર્બુધ્ન્ય નામથી), સૂર્યને (બ્રહ્મ નામથી), ગણપતિને, આર્યા સરસ્વતીને તથા વિષ્ણુને એક સાથે નમસ્કાર કર્યો છે.

---

[1] શાંકરદિગ્વિજય વગેરે પાછળના ગ્રન્થોમા મડનમિશ્ર સાથે શંકરાચાર્યના વાદવિવાદનું રોચક વર્ણન છે. અને મડનમિશ્ર વાદમા હારીને શંકરાચાર્યના સુરેશ્વર નામધારી શિષ્ય થયા એવું કહેલ છે. પણ એ બધી નિરાધાર કલ્પના છે અને મંડનમિશ્ર નામના અદ્વૈતવાદી મીમાંસક શંકરાચાર્ય પહેલાં થઈ ગયા હોવાના પુરાવા બહાર આવ્યા છે. પણ એ વિષે વધુ વિસ્તારથી અન્ય કોઈ પ્રસંગે.

શાંકરભાષ્યની ભામતી ટીકામાં વાચસ્પતિએ, એ પોતાનો છેલ્લો ગ્રંથ હોવાથી મંગલાચરણ પણ લાંબું કર્યું છે પહેલા શ્લોકમાં જગદ્વિવર્તનું અધિષ્ઠાન અને અપરિમિત સુખ, જ્ઞાન અને અમૃતરૂપ જે નિર્ગુણ બ્રહ્મ તેને નમસ્કાર કર્યા છે. બીજા શ્લોકમાં "વેદો જેનું નિઃશ્વસિત છે, પંચભૂતો જેનું વીક્ષિત છે, ચરાચર જેનું સ્મિત છે અને મહાપ્રલય જેની નિદ્રા છે" એ રીતે એ જ બ્રહ્મની સગુણતાનો મહિમા વર્ણવ્યો છે. ત્રીજા શ્લોકમાં વેદને અને શિવને નમસ્કાર કર્યા છે, ચોથામાં સૂર્યને, તિલકસ્વામી (કાર્તિકેય)ને તથા મહાગણપતિને નમસ્કાર કર્યા છે. પાંચમામાં ભગવાન વિષ્ણુની જ્ઞાનશક્તિના અવતારરૂપ સૂત્રકાર વેદવ્યાસને નમસ્કાર કર્યા છે, અને છઠ્ઠામાં શંકરાચાર્યને નમસ્કાર કર્યા છે.

આટલો લાંબો નમસ્કાર વિધિ કર્યા પછી સાતમા શ્લોકમાં નમ્રતા દર્શાવતા વાચસ્પતિ કહે છે કે: "જેમ ગંગાના પ્રવાહમાં પડવાથી રસ્તાનું પાણી પવિત્ર થાય છે, તેમ આચાર્યની કૃતિ સાથે જોડાવાથી અમારા જેવાની તિરસ્કૃત વાણી પણ પવિત્ર થાય છે"[1] વાચસ્પતિએ આ જ શ્લોક વિધિવિવેક ઉપરની ટીકાના આરંભમાં પણ લખ્યો છે.

જેમ દાર્શનિક પાંડિત્યની બાબતમાં વાચસ્પતિની બુદ્ધિ સ્વતંત્ર છે, અને ધાર્મિક વિષયમાં શિવ વિષ્ણુ આદિને એક જ સગુણબ્રહ્મનાં વિવિધ નામો ગણીને શિષ્ટ સંપ્રદાયને અનુસરી સર્વ દેવને નમસ્કાર કરવાનો માર્ગ સ્વીકારી, સાંકડા સાંપ્રદાયિક ચીલાથી તેનું ચિત્ત સ્વતંત્ર રહે છે તેમ જ વાદસ્વીકારની બાબતમાં પણ વાચસ્પતિ મંડનમિશ્રનો વિપર્યયવાદ સ્વીકારે છે અને મંડનમિશ્રે કરેલા ભાટ્ટમતના ખંડનને અનુમોદન આપે છે વળી મંડનમિશ્રના બ્રહ્મસિદ્ધિ ગ્રન્થમાંના શંકરાચાર્ય પહેલાના અદ્વૈતવાદના કેટલાક સિદ્ધાંતોનો વાચસ્પતિએ સ્વીકાર કર્યો છે એમ બ્રહ્મસિદ્ધિ સાથે ભામતીના વિશિષ્ટ મતોને સરખાવીને શ્રી. સૂર્યનારાયણ શાસ્ત્રી આદિ દાક્ષિણાત્ય વિદ્વાનો કહે છે[2] અલબત્ત બ્રહ્મસિદ્ધિ ગ્રંથ મદ્રાસમાં પહેલીવાર છપાય છે અને છપાઈને બહાર ન પડે ત્યાં સુધી વાચસ્પતિના વેદાંત વિચારો ઉપર મંડનમિશ્રનું ઋણ કેટલું છે તેનો નિર્ણય આપણે નહિ કરી શકીએ. પણ વિધિવિવેકના આરંભમાં ઉપર કહ્યું છે તેમ આચાર્ય મંડનમિશ્રની કૃતિને ગંગાપ્રવાહ સાથે સરખાવી છે અને બ્રહ્મસિદ્ધિ ઉપર ટીકા લખી હતી (જોકે એ ટીકા મળતી નથી) એ હકીકત મંડનમિશ્ર વિષે વાચસ્પતિની માન્યબુદ્ધિ સ્પષ્ટ દર્શાવે છે છતાં એ જ મંડનમિશ્રના અભિપ્રાયની વિરુદ્ધ સ્ફોટવાદનું ખંડન કરવામાં કુમારિલનાં વચનો ઉતારીને તેનું અનુસરણ વાચસ્પતિએ કર્યું છે. આ સ્ફોટવાદના પુરસ્કર્તા ભર્તૃહરિ આદિ વૈયાકરણો છે. સમર્થ મીમાંસક કુમારિલે સ્ફોટવાદનું ખંડન કર્યું છે. જ્યારે મંડનમિશ્રે કુમારિલના ખંડનનું પોતે લખેલ સ્ફોટસિદ્ધિ નામના ગ્રંથમાં ખંડન કર્યું અને સ્ફોટવાદનું મંડન કર્યું, ત્યારે ભામતીમાં અનેક સ્થળે શંકરાચાર્યને અનુસરી કુમારિલના મતોનું ખંડન કરનાર વાચસ્પતિએ આ વિષયમાં કુમારિલનું અનુસરણ કરી મંડનમિશ્રે સ્વીકારેલા સ્ફોટવાદનું ખંડન કર્યું છે. અલબત્ત સ્ફોટવાદ શંકરાચાર્યને માન્ય નથી. (જુઓ બ્ર. સૂ. ૧-૩-૨૮નું ભાષ્ય).

આ રીતે અનેક પ્રકારનું બુદ્ધિસ્વાતંત્ર્ય દર્શાવનાર વાચસ્પતિ છેવટ તો શાંકરવેદાંતી છે અને એનો શ્રેષ્ઠ ગ્રંથ ભામતી છે એ ચોક્કસ છે. વાચસ્પતિના બીજા ગ્રંથો સાથે સરખાવતાં

---

૧ आचार्य कृति निवेशन मप्यवधूत वचोस्मदादीनां।
रथ्योदकमिव गंगाप्रवाहपातः पवित्रयति ॥

૨ જુઓ અધાર, મદ્રાસના થિયોસોફિકલ પબ્લીશીંગ હાઉસ તરફથી છપાયેલા ભામતીચતુઃસૂત્રી પુસ્તકનો તેના સંપાદક શ્રી. એસ. સૂર્યનારાયણ શાસ્ત્રીનો અંગ્રેજી ઉપોદ્ઘાત પૃ. ૪૯

ભામતીની ભાષા અત્યંત પરિપક્વ, પ્રૌઢ અને પ્રવાહી છે. સચોટતા અને અર્થની સ્પષ્ટતા તો વાચસ્પતિનાં બધા લખાણોમા છે, પણ બીજાંમાં ભાષાની ક્લિષ્ટતા વધારે છે. અલબત્ત શાંકરભાષ્યની પ્રસન્નતા તો દુર્લભ છે અને ભાષ્ય કરતા તેની ટીકા સમજવામા ઘણી વાર વધારે શ્રમ પડે છે એ વાત સાચી છે છતા શ્રી. નં દે મહેતા વાચસ્પતિની ટીકાને ભાષ્યની "સમાન ચમત્કૃતિવાળી" કહે છે[1] તે સાચુ છે. શંકરાચાર્યનાં ગભીર વચનોનાં તાત્પર્યનું વિવરણ કરવાની તથા તેની તીક્ષ્ણ અને ન્યાયોપબૃંહિત દલીલોનો મર્મ ઉઘાડીને દેખાડવાની વાચસ્પતિની કળા અનનુકરણીય છે પ્રસન્નગંભીર ભાષ્યનું પૃથક્કરણ કરવાનો વાચસ્પતિનો દાવો શબ્દશ. યથાર્થ છે.[2] વાચસ્પતિની શૈલી પણ વિશિષ્ટ છે. ભાષ્યકાર સીધુ ગદ્ય લખ્યે જાય છે ત્યારે વાચસ્પતિ વચ્ચે વચ્ચે પદ્યો મૂકીને ગદ્યમાં ભાત પાડે છે. ભાષ્યમાં કહેલા પૂર્વપક્ષને પહેલાં એક કે બે શ્લોકમા મૂકી પછી એનું વિસ્તારથી વિવરણ કરે છે અને એ જ રીતે એક અથવા બે શ્લોકમા સિદ્ધાંત કથન કરી પછી તેનું વિવરણ કરે છે (જુઓ બ્ર. સૂ ૧–૨–૧૧, ૪–૪–૧૭ વગેરે). અલબત્ત આખી ટીકામા સળગ આવી પદ્યમિશ્રિત પદ્ધતિ વાપરી છે એમ પણ નથી. વળી વાચસ્પતિની ટીકાની બીજી ખૂબી એ છે કે ઘણી વાર એ પૂર્વ ગ્રંથકારોના વચનો નામ સાથે કે નામ વગર ઉતારે છે, પરિણામે કેવલાદ્વૈત દર્શનના ઐતિહાસિક દર્શનમા વાચસ્પતિની ટીકા ખાસ ઉપયોગી છે વાચસ્પતિ કહેવતો પણ ઘણી વાર ઉદાહરે છે. "કાગડાનુ કહ્યું તું ને કૂતરાનું નહોતુ કહ્યું" એવી કહેવત હાલમાં પ્રચલિત છે. હવે વાચસ્પતિએ આ કહેવતનુ મૂળ નીચેના શ્લોકમાં ઉતાર્યું છે:—

काकेभ्यो रक्ष्यतामन्नमिति बालोपि नोदितः ।
उपघातप्रधानत्वान्न श्वादिभ्यो न रक्षति ॥ (બ્ર સૂ ૧–૪–૩ની ટીકા)

અલબત્ત ઉપરના શ્લોકમા 'કાગડાથી અનાજનુ રક્ષણ કરવાનુ કહ્યું હોય તો બાળક પણ કૂતરાથી રક્ષણ ન કરે એમ ન કરે' એવી મતલબ છે. પણ સમજુ છોકરો કાગડાને ઉડાડવા સાથે કૂતરાને પણ હાંકી કાઢે ત્યારે અણસમજુ છોકરો કાગડાનુ કહ્યું હોય તો કાગડાને ઉડાડે અને કૂતરાને અન્ન ખાવા દીએ. ગુજરાતી કહેવતમા અણસમજુ બાળક લક્ષ્ય છે અને સંસ્કૃત વચનમા સમજુ બાળક લક્ષ્ય છે.

ભાષ્યકારના વચનોમાં જે વસ્તુ વારવાર ટૂંકામાં કહેલી હોય છે તેનો વાચસ્પતિએ સ્પષ્ટતા ખાતર વિસ્તાર કરેલો હોય છે દા. ત., બ્રહ્મસૂત્ર ભાષ્યના આરંભમાં અધ્યાસનું લક્ષણ આપતા ભાષ્યકારે ફક્ત ત્રણ વિકલ્પોનુ સૂચન કર્યું છે. પણ વાચસ્પતિએ આત્મખ્યાતિ વગેરે ખ્યાતિ વિષયક મતભેદો તે તે મત પ્રસ્થાપક દલીલો સાથે સ્પષ્ટ દર્શાવી બીજા ભેદોનું ખડન કરી કેવલાદ્વૈત સંમત અનિર્વચનીય ખ્યાતિનુ મડન કર્યું છે. વળી શંકરાચાર્યે પોતાનો અમુક સિદ્ધાન્ત એક સ્થળે કહ્યો હોય છે અને બીજે બીજે સ્થળે કહ્યો હોય છે અને એ બે સિદ્ધાન્તોનો સમન્વય કોઈ ત્રીજે સ્થળે સૂચવ્યો હોય છે. મતલબ કે વિસ્તારભયથી તથા સૂત્રોના ક્રમને તેમજ તે તે સૂત્ર સૂચિત ઉપનિષદ્ વચનોને વળગી રહેવાની ઈચ્છાને

૧ જુઓ 'હિંદ તત્ત્વજ્ઞાનનો ઈતિહાસ' ઉ. પૃ. ૨૨૮

૨ नत्वाविशुद्धविज्ञान शंकर करुणाकरं ।
भाष्यं प्रसन्नगंभीरं तत्प्रणीत विभज्यते ॥
ભામતીના આરંભનો શ્લો. ૧

પરિણામે ભાષ્યોમાં એક જ સ્થળે સમગ્ર સિદ્ધાન્ત નથી મળી આવતો. વળી ઉપરના જ કારણથી ભિન્ન ભિન્ન સ્થળે ભિન્ન ભિન્ન સિદ્ધાન્ત ઉપર ભાર હોય એ સ્વાભાવિક છે. આ વસ્તુસ્થિતિમાંથી ભાષ્યમાં કેટલીક અસ્પષ્ટતા દેખાય છે. વાચસ્પતિની ટીકા એ ભાષ્ય ઉપર પહેલી ટીકા છે અને એમાં ભાષ્યની અસ્પષ્ટતાને દૂર કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. પણ આ બાબતમાં મતભેદને અવકાશ હોઈને પાછળથી શાંકર વેદાંતીઓમાં ગૌણ સિદ્ધાન્તભેદો ઉત્પન્ન થયા છે. અને શંકરાચાર્યના પોતાના શિષ્ય પદ્મપાદના મતથી એક બે બાબતમાં વાચસ્પતિનો મત જુદો પડવાથી એ વખતથી જ વાચસ્પતિથી ચાલેલું ભામતીપ્રસ્થાન અને પદ્મપાદથી ચાલેલું વિવરણપ્રસ્થાન એ રીતે બે પ્રસ્થાનો ઉદ્‌ભવ્યાં છે. આ મતભેદના ઊંડાણમાં કે વાદવિવાદમાં ઊતરવાની જરૂર નથી પણ વાચસ્પતિએ શાંકર ભાષ્યોનાં વચનોનો સમ્બન્ધ કરીને અને ભાષ્યના ગાંભીર્યમાં તલસ્પર્શી અવગાહન કરીને ભાષ્યનું હાર્દ પકડ્યું છે. એના ટીકાકાર અમલાનન્દ પેઠે મને પણ વાચસ્પતિ, ભાષ્યનું હૃદય જાણનાર લાગે છે. અમલાનન્દ કહે છે કે:—

> जीवस्याया अविद्याया विषय ब्रह्मशुक्तिवत् ।
> इत्थं वाचस्पति मन्ये श्रुत्योर्हृदयवेदिता ॥
>
> બ્ર. સૂ. ૧-૪-૧૧ ઉપર કલ્પતરુ

વાચસ્પતિની ભામતી ટીકાના અદ્વૈત દર્શનના સાહિત્યમાં મહત્ત્વના સ્થાનને લીધે એના ઉપર પુષ્કળ ટીકાઓ લખાઈ છે જેમાં શ્રેષ્ઠ અને જૂનામાં જૂની અમલાનન્દ (ઇ. સ. ૧૨૪૭ થી ૧૨૬૦)ની વેદાન્ત કલ્પતરુ છે. અને આ કલ્પતરુ ટીકા ઉપર પાછી અપ્પય દીક્ષિત (ઇ સ ૧૬૦૦ની આસપાસમાં)ની કલ્પતરુ પરિમલ નામની ટીકા છે. આ ઉપરાંત ભામતી ઉપર ભામતીતિલક, ભામતીવિલાસ, ભામતીવ્યાખ્યા નામની ટીકાઓ લખાઈ છે. અને કલ્પતરુ ઉપર લક્ષ્મી નૃસિંહે આભોગ નામની ટીકા ૧૭મા શતકમાં લખી છે તથા વૈદ્યનાથ પયગુન્ડે કલ્પતરુમંજરી લખી છે

જેમ ભામતી ઉપર અનુકૂળ ટીકાઓ થઈ છે તેમ પ્રતિકૂળ ટીકાઓ—વાચસ્પતિનો સિદ્ધાન્ત ભાષ્ય વિરુદ્ધ છે વગેરે આક્ષેપો પણ જૂના વખતમાં થયેલ છે. અને કેટલાક આક્ષેપોના જવાબો અમલાનન્દે કલ્પતરુમાં આપ્યા છે. એક સ્થળે અમલાનન્દ કહે છે કે—
तस्माद् वाचस्पतिमतं भाष्य विरुद्धमिति केचिदयुक्तमुक्तम् । किं च—

> अज्ञलभ्रान्तितादोषादरक्षत्परमेश्वरम् ।
> एतद्भाष्यार्थतत्त्वज्ञो वाचस्पतिरगाधधीः ॥
>
> (બ્ર. સૂ. ૧-૨-૨૨ ઉપર કલ્પતરુ)

ખરેખર, અમલાનન્દ કહે છે તેમ, સર્વતન્ત્ર સ્વતંત્ર વાચસ્પતિ અગાધ બુદ્ધિશાળી હતા.*

# અર્પણ

મોહિનીચન્દ્ર

કહો, કોને અર્પો નવલ લઘુનો ગ્રંથ તમ આ ?
ગુરુને ? શિષ્યોને ? જનનિ અથવા તાત ગતને ?
સ્વકીયા ગિરાને ? ગુરજરી, ધરા, કો સ્વજનને ?
પ્રિયાને ? મિત્રોને ? નવલરચનામાં નિપૂણને ?
કહો, કોને અર્પો ? અવધૂત મહા—સંતવરને ?
કવિને ?—

નહિ જ, કવિતા એક નિજને,
સરી જે વર્ષોથી મમ ઉર તણા-
લઘુતમ અજાણ્યા કણુ થકી,
અને સ્પર્શે જેના ઝગમગી રહે સોળ કિરણો
મહારા હૈયાનાં

વળી જે આ ગ્રંથે, રૂપ ધરી બીજું, સૌમ્ય સ્મિતથી
બજવતી રહે તંત્રી સુજની,
ખિલવતી રહે સ્નેહ ઝરણી,
વહવતી રહે જીવન-નદી.*

# ઉત્તરરામચરિત

ભાષાન્તરકાર . રંજિતલાલ હરિલાલ પંડ્યા.

## અંક પહેલો

પૂર્વના કવિઓ વન્દી, પ્રાર્થીએ આટલું અમેઃ
પામીએ દેવતા વાણી, અમૃત આત્મની કલા.
નાન્દી અંતે.

સૂત્રધાર : બસ, થયું હવે અતિ વિસ્તાર કરીને ! ચાલ, આજ આ ભગવાન કાલપ્રિયનાથની યાત્રાએ આવેલા આર્યમિશ્રોને વિજ્ઞપ્તિ કરું. આપ સદ્‌ગૃહસ્થો આટલુ સાંભળો. આપ જાણો છો તેમ, કશ્યપકુલનો, શ્રીકંઠ પદની અવટંકવાળો, પદ, વાક્ય અને પ્રમાણ જાણનાર, ભવભૂતિ નામે, જાતુકર્ણીનો પુત્ર છેઃ

જેહ બ્રહ્માણને વશ્ય સમી વાગ્દેવી વર્તતી,
યોજીએ તેહ કૃત આજ, "ઉત્તર રામનું ચરિત્"

આ હું, કોઈ કાર્યને અંગે આવેલ, તે સમયનો અયોધ્યાનો નિવાસી થયો. ( ચારેપાસ અવલોકી ) રે, રે! ભગવાન પૌલસ્ત્યકુલના ધૂમકેતુ, મહારાજ રામચન્દ્રનો આ અભિષેક સમય છે, તો તેમાં અહોરાત, અવિરત આનન્દગીતો ચાલ્યા રહેવાને બદલે, બંદીજનવિહોણાં મહેલનાં આંગણા કેમ નિહાળુ છું ?!

( પ્રવેશ કરીને )

નટ : ભાવ, લંકાના યુદ્ધમાં સુહૃદ બનેલા, મહાત્મા વાનર રાક્ષસો, તથા વિધવિધ દિગંતોથી મહારાજશ્રીની પૂજાર્થે પધારેલા બ્રહ્મર્ષિ રાજર્ષિઓને, મહારાજે અહીંથી પોતાને ગૃહ વિદાય કરેલા છે, જેમને પ્રસન્ન કરવાને માટે જ આટલા દિવસ ઉત્સવ હતો.

સૂત્રધાર : હાં, એ કારણ છે કે ?

નટ : બીજું પણ કારણ છે

અરુંધતી કરી અગ્રે, વસિષ્ઠઋષિ દોરીયાં
વળ્યાં છે રાજમાતાઓ, યજ્ઞે જામાતુ આશ્રમે.

સૂત્રધાર : પરદેશી છું માટે પૂછું છુંઃ એ જામાતા તે કોણ ?

નટ :

શાંતા નામે દશરથ રાજને એક કન્યકા,
દત્તપુત્રી સમી દીધી જેહને લોમપાદને.

તેને, વિભાણ્ડક સુત, ઋષ્યશૃંગ પરણ્યો. તેણે હમણાં, દ્વાદશ વર્ષ ચાલે એવો, સત્ર આરંભેલો છે. તેના આગ્રહને લઈ ને, વધૂ જાનકી પૂર્ણમાસ હોવા છતાં, તેને મૂકીને ગુરુજનો ત્યાં ગયાં છે.

**સૂત્રધાર** : પણ તેમાં આપણને શું ? ચાલ, આપણે, આપણી મેળે, આપણી જાતિ-મર્યાદાને યોગ્ય રીતે, રાજદ્વારે ઊભા રહીએ.

**નટ** : તો ભાવ, મહારાજ પાસે જતી વખતે ઉચ્ચારવાનું, કોઈ સુપરિશુદ્ધ આગમન-સ્તોત્ર નિયોજો.

**સૂત્રધાર** : મારિષ!

સર્વથા, વ્યવહરવું! ક્યાંથી નિર્દોષતા શકે?!
સ્ત્રી તણે, તેમ વાણીને, સાધુત્વે દોષ સૌ જુએ!

**નટ** : અતિ દોષ, એમ કહો!

દેવી વૈદેહીને, કહે, કલંક પણ લોક દે!
રાક્ષસ ગૃહવાસેથી, ના શ્રદ્ધા અગ્નિશુદ્ધિએ!

**સૂત્રધાર** : કદી જો આ કિંવદતી મહારાજ પાસે સરી ગઈ તો મહાકષ્ટ થશે!

**નટ** : ખરેખર, ઋષિઓ અને દેવો જ શ્રેય કરશે! ( પરિક્રમણ કરી ) રે રે! મહારાજ અત્યારે ક્યાં વર્તે છે?

( સાંભળીને )

લોકો કહે છે:

સ્નેહેથી આવી પૂજવા, દિન ઉત્સવે આ
વીતાવી, આજ મિથિલેશ વળ્યા વિદેહે,
તે દુ:ખ શાંત કરવા પ્રિય જાનકીને,
ધર્માસનેથી નૃપ વાસગૃહે પ્રવેશે.

[ બન્ને ચાલ્યા જાય છે. ]

( રામ અને સીતા આસન ઉપર બેઠેલાં પ્રવેશ કરે છે. )

**રામ** : દેવી વૈદેહી, શાંત થા! તારા પિતાશ્રી કદી આપણને મૂકીને જાય નહિ

કર્તવ્ય નિત્યતા કિંતુ, લે છે સ્વાતંત્ર્ય સૌ હરી,
દુ:ખવાન અગ્નિહોત્રીની, દુ:ખે ગાર્હસ્થ્ય જિન્દગી!

**સીતા** : જાણું છું, આર્યપુત્ર, જાણું છું. પરંતુ બન્ધુજનોના વિપ્રયોગ હમેશાં સંતાપ કરાવે છે!

**રામ** : એમજ છે. આજ હૃદયમર્મવેધી સમારભાવોથી કંટાળીને, સઘળી કામનાઓ છોડી મનીષિઓ, અરણ્યોમાં વિશ્રામ લે છે.

( પ્રવેશ કરી )

**કંચુકી** : રામભદ્ર—( એટલું અરધું બોલી માશક ) મહારાજ—

**રામ** : ( સસ્મિત ) આર્ય, પિતાજીના પરિજનોને તો મારા પ્રતિ 'રામભદ્ર' એજ ઉપચાર શોભે. માટે હમેશ પ્રમાણે જ બોલાવો.

**કંચુકી** : દેવ, ઋષ્યશૃંગના આશ્રમેથી અષ્ટાવક્ર પધાર્યા છે.

**સીતા** : આર્ય, ત્યારે વિલંબ શાને કરો છો?

**રામ** : જલદી લઈ આવ, એમને.

( કંચુકી જાય છે. )

(પ્રવેશ કરી)

અષ્ટાવક્ર : શુભ થાઓ, તમારું !

રામ : ભગવાન, અભિવન્દન કરું છું. બિરાજો અહીં.

સીતા : ભગવાન, નમસ્કાર આપને. જમાઈરાજ, વડીલો તથા આર્યા શાંતા કુશળ છે ?

રામ : ભગિનીપતિ, સોમવીતી, ભગવાન ઋષ્યશૃંગ તથા આર્યા શાંતા, નિર્વિઘ્ન વર્તે છે ?

સીતા : સંભારે છે અમને કે ?

અષ્ટાવક્ર : (બેસીને) બીજું શું સંભવે ? દેવી, કુલગુરુ ભગવાન વસિષ્ઠે તમને કહાવ્યું છે કે

વિશ્વંભરા ભગવતી તુજ છે જનેતા,
રાજા પ્રજાપતિ સમો તુજને પિતા છે,
તે રાજકુલ-તણી નન્દિની છું વધૂ તું
જેને કુલે દૃય ગુરુ સવિતા અને હું.

માટે બીજું તો શું ઇચ્છીએ ? માત્ર વીરપ્રસૂતિની થજે !

રામ : અનુગ્રહ થયો, અમારા ઉપર.

લૌકિક સાધુઓ કેરી, વાણી અર્થ અનુસરે,
આદ્ય, કિંતુ, ઋષીઓની વાણીને અર્થ તો વરે !

અષ્ટાવક્ર : અને ભગવતી અરુંધતી, બહેન શાંતા તથા માતાઓએ પણ બહુ બહુ કહીને કહાવ્યું છે કે જે કઈ ભગવતીની ગર્ભદોહદ થાય તે તમારે અવશ્ય સત્વર પૂરવી.

રામ : જે એ કહેશે તે કરીશ.

અષ્ટાવક્ર : અને દેવીને એમના નણદોઈએ પણ કહાવ્યું છે કે બહેન, કઠોર ગર્ભવાળી છું, એથી તને અહીં બોલાવી નથી અને રામભદ્રને પણ તારા વિનોદનાર્થે ત્યાં જ રાખેલા છે. તો હવે તો, પુત્રથી પૂર્ણઉત્સંગવાળી જ, તને આયુષ્મતીને હું જોઈશ.

રામ : (સહર્ષ લજ્જાસ્મિતથી) તથાસ્તુ ! ભગવાન વસિષ્ઠે મને કાંઈ આદેશ આપ્યો નથી ?

અષ્ટાવક્ર : સાંભળ:

જામાતૃ યજ્ઞે અમ સૌ ખળ્યાં છીએ,
તું બાલ છું. રાજ્ય જ છે નવીન,
પ્રજાતણા રંજન મગ્ન રે'જે,
ઉત્કૃષ્ટ તેમાં યશ, આપણું ધન.

રામ : જેવો ભગવાન મૈત્રાવરુણીનો આદેશ.

સ્નેહ, દયા અને સૌખ્ય, કદી વા જાનકી અપિ,
લોક આરાધના અર્થે, છોડતાં ના વ્યથા મને !

સીતા : એટલા જ માટે આર્યપુત્ર, રાઘવકુલધુરંધર છો.

રામ : અરે, કોણ છે અહીં ? ભગવાન અષ્ટાવક્રને વિશ્રામ આપો.

અષ્ટાવક્ર : (ઊઠીને પરિક્રમણ કરી) અરે, કુમાર લક્ષ્મણ આવ્યા લાગે છે.

(જાય છે)

(પ્રવેશ કરીને)

લક્ષ્મણ : જય જય આર્ય. આપણે કહ્યા પ્રમાણે તે ચિત્રકારે આર્યનું ચરિત્ આ ચિત્રવીથિકામાં આલેખ્યું છે, તે જુઓ આપ.

રામ : વત્સ, શોકથી મુંઝાતી દેવીને કેમ રીઝવવી, તે જાણું છું તું. ક્યાં સુધી ચિત્રવર્ણન છે?

લક્ષ્મણ : આર્યાની અગ્નિશુદ્ધિ પર્યંત.

રામ : શાંતમ્ પાપ! (સાન્ત્વન આપતાં)

ઉત્પત્તિથી પરિપૂત, તેને શાં અન્ય પાવનો?
તીર્થોદક અને વહ્નિ, ના માગે શુદ્ધિ અન્ય કો!

દેવયજ્ઞમાંથી ઉત્પત્તિ પામેલ દેવી! ક્ષમા કર, આ તારા પ્રતિ જીવન પર્યંતના અપવાદને!

રે કષ્ટ! રંજિત પ્રજા કરવી કુલીને!
ના યુક્ત આ અશિવ તુ પ્રતિ ઉક્ત ગોષ્ટિ!
નૈસર્ગિકી સ્થિતિ સુગંધી સુપુષ્પ કેરી
શીર્ષે, ઘટે ચરણના ન પ્રહાર તેને!

સીતા : હશે, આર્યપુત્ર, હશે. આવો આપણે તમારું ચરિત્ર નિહાળીએ.

[ઊઠીને પરિક્રમણ કરે છે]

લક્ષ્મણ . આ રહ્યાં એ આલેખનો.

સીતા . (નિહાળીને) આ કોણ ઊંચે, ખિચોખિચ, આર્યપુત્રની પ્રાર્થના કરતાં હોય એમ ઊભા છે?

લક્ષ્મણ : આ તો સરહસ્ય જાંભકાસ્ત્રો છે, જે ભગવાન કૃશાશ્વ હતેથી મહર્ષિ વિશ્વામિત્રને પ્રાપ્ત થયાં હતા અને તેમણે, તાડકાના વધ પ્રસંગે, આર્યને પ્રસાદી રૂપે અર્પણ કર્યા હતાં, તે.

રામ : દેવી, વન્દન કર, આ દિવ્યાસ્ત્રોને!

બ્રહ્માદિએ બ્રહ્મહિતાર્થ તાપ્યાં
સહસ્ર વર્ષોથી વધુ તપોને,
પુરાણ એ ગુરુઓએ દીઠાં તવ
તપોમયી, આ, નિજ જ્યોત જેવાં!

સીતા : નમસ્કાર હો, એમને!

રામ : સર્વથા, આ સૌ જ તારી પ્રસૂતિને પ્રાપ્ત થશે!

સીતા : અનુગ્રહ થયો મારા ઉપર!

લક્ષ્મણ : આ મિથિલા વૃત્તાંત.

સીતા : અહો! પ્રફુલ્લ નવનીલ કમળ જેવા ઘેરાવર્ણવાળા, ચક્રચક્રિત, બળવાન, સુંવાળા દેહસૌભાગ્યથી, પિતાજીની આંખોને આશ્ચર્યથી હારી દેતા, સૌમ્ય સુન્દર મુખશ્રીવાળા, શંકરનું શરાસન વિણસન્માન તોડી ઊભેલા, લટકતાં વાળનાં ગુચ્છાંથી મુગ્ધ મુખમંડળવાળા, આર્યપુત્ર આલેખેલા છે!

**લક્ષ્મણઃ**—આર્યા, જુઓ, જુઓઃ

વસિષ્ઠાદિ સબધીને, અર્ચે છે તાત આપના,
પુરોહિત શતાનન્દ ગૌતમસ્ કુલના સહે!

**રામ :** જોવા યોગ્ય છે આ!

જનક ને રઘુઓનો કો'ને સંબધ ન પ્રિય?
દાતા જ્યાં ને ગૃહિતા જ્યાં પોતે કુશિક નન્દન!

**સીતા :** આ તે વખતે, તત્કાળ કેશ સમારી, વિવાહદીક્ષિત ઊભેલા, તમે ચાર ભાઈઓ! ઓહો! મને થાય છે, જાણે અત્યારે એ જ સ્થળે અને એ જ સમયે છું!

**રામ :**

વર્તે જ એ સમય, ગૌતમે દીધા
કમનીય કકણુ વીંટયા કરે, યદા
તુજ, મૂર્તિમાન જ્યમ શું મહોત્સવ,
મુજને કીધો સુમુખી! પૂર્ણ નન્દિત!

**લક્ષ્મણ :** આ આર્યા—આ આર્યા માન્ડવી – આ વધૂ શ્રુતકીર્તિ-

**સીતા :** વત્સ, આ કોણ છે બીજું?

**લક્ષ્મણ :** (સલજ્જ સ્મિતથી, સ્વગત) અરે, આર્યા તો ઊર્મિલા વિષે પૂછે છે? લાવ, બીજી તરફ લક્ષ દોરું (પ્રકાશ) આર્યા, જુઓ, જોવા જેવું છે આ! આ ભગવાન ભાર્ગવ!

**સીતા :** (ગભરાટથી) મને કપ થાય છે!

**રામ :** ઋષિજી, પ્રણામ!

**લક્ષ્મણ :** આર્યે! જુઓ, જુઓ! આ એમને આર્યે—

(એટલુ અર્ધું બોલે છે ત્યાં)

**રામ :** (અટકાવીને) અરે વત્સ! બીજું ઘણુએ જોવાનું છે. બીજું કાંઈ દાખવ.

**સીતા :** (સસ્નેહ બહુમાનથી નિહાળીને) બહુ શોભો છો, આર્યપુત્ર, આ વિનયમાહાત્મ્યથી!

**લક્ષ્મણ :** આ આપણે અયોધ્યામાં આવ્યાં તે.

**રામ :** (સાસ્ર) સ્મરુ છું, અરે! સ્મરું છું!

જીવતા પૂજ્ય તાતશ્રી, વરી'તી નવવલ્લભા,
ચિંતતાં માતૃઓ હૈયે—ગયા તે દિવસો જ હા!!

આ જાનકી પણ, તે સમયે,

મનહર ઝીણા આછા છૂટી લલાટ પડયા કચે,
કળી સમ કુંળા દંને, મીઠુ શિશુમુખ ધારતી,
લલિત મધુરાં, જ્યોત્સ્ના જેવાં મૃદુ, લઘુ અંગની,
હૃદય હરતી, માતૃઓના, અકૃત્રિમ કેલિથી!

**લક્ષ્મણ :** આ મન્થરા.

રામ : ( સત્વર બીજી બાજુએ દાખવીને ) દેવી વૈદેહી,

ઇંગુદી વૃક્ષ આ તેહ, શૃંગિવેર પુરે, પુરા,
મળ્યાં'તાં આપણે સ્નિગ્ધ, નિશાદરાજને જ્યહાં

લક્ષ્મણ : ( હસીને, મનમાં ) અરે, વચલાં માતુશ્રીનું વૃત્તાંત ઓડંગ્યું આર્યે તો!

સીતા : અહો! આ જટાધારણ વૃત્તાંત!

લક્ષ્મણ :

પુત્રને લક્ષ્મી પામી જે, વૃદ્ધ ઐક્ષ્વાકુએ ગ્રહ્યું,
ગ્રહ્યું તે બાલ્યમા આર્યે, પુણ્ય આરણ્યક વ્રત!

સીતા : આ પ્રસન્ન પુણ્ય જલવતી, ભગવતી ભાગીરથી!

રામ : દેવી, રઘુકુલ દેવતા! પ્રણામ તમને!

સગર યજ્ઞને ભેદી પૃથ્વી, તુરી નિજ શોધતા,
ક્રુધિત કપિલે બાળ્યા રોષે, પિતામહ જે પુરા,
અગણિત તપો તાપી, તેને, કઠોર, ભગીરથે,
ભગવતી! ઉગાર્યા અંતે તું–શુચિજલસ્પર્શને!

તે મા! તુ અરુંધતિની પેઠે, તારી વધૂ સીતાને, શુભ કલ્યાણવતી થજે!

લક્ષ્મણ : આ ભારદ્વાજ મુનિએ બતાવેલા, ચિત્રકૂટ જવાના માર્ગ ઉપર, કાલિન્દી તટે આવેલો શ્યામવટ.

( રામ તેને સસ્પૃહ જોઈ રહે છે )

સીતા : આર્ય, સાભરે છે આ પ્રદેશ?

રામ : અયી! એ તે કેમ વિસરાય?![1]

ગમનશ્રમથી ઢીલાં, મુગ્ધ આલસ્ય ભાર્યાં,
દઢ કરી પરિરંભો પ્રેમથી ખૂબ ચાંપ્યાં,
પરિમૃદિત મૃણાલી દુર્બળાં, અંગકો જ્યાં,
મુજ હૃદય મુકીને, પામતી'તી તું નિદ્રા!

લક્ષ્મણ : આ વિંધ્યાટવિના મુખ આગળ થયેલો વિરાધ સાથે સંવાદ.

સીતા : બહુ થયુ હવે, આ બધું જોવું! પોતાના હાથમાં તાલપત્રનું છત્ર ધારીને આગળ ચાલતા આર્યપુત્ર સાથે, આ દક્ષિણારણ્યમાં આપણો પ્રવેશારંભ જોઈએ.

રામ :

આ તે તપોવન, ગિરિ નદી તીર ઊભાં,
વૈખાનસો તરૂ નીચે જહીં વાસ પામે;
આતિથ્યમાં પરમ, જ્યાં મુનિ શાંત આત્મ,
મુષ્ટિ નિવાર પચને ગૃહ–વાસ સેવે.

લક્ષ્મણ : આ, અનંત ગીચોગીચ વૃક્ષજૂથોથી, અતિશ્યામળ અને શ્યામ પ્રાન્તોવાળાં અરણ્યોમાંથી માર્ગ કાપતી, ગોદાવરીના નિનાદથી રણકતી ગુફાઓવાળો, ગગન ટપકતાં વાદળાંઓના ગોરંભથી અતિવધુ વેગે દેખાતો, જનસ્થાનની મધ્યમાં આવેલો, પ્રસ્રવણગિરિ.

---

૧. સ્વ. મણિલાલના સત્વરમાન સ્મરણમા.

રામ :

સ્મરું છું સુતનુ! ગાળ્યા, પર્વતે એ દિનો તે,
સુખમય પ્રિયબન્ધુ કેરી સંભાવનાથી?!
સ્મરું છું જલમધુરી મિષ્ટ ગોદાવરી, ને
સ્મરું છું પ્રિય! સુકંઠે આપણો સ્નિગ્ધ-વાસ?!

તહીં,

જડી પ્રણયભરેથી, ગાલની સાથ ગાલ,
અનિયમિત વદતાં પ્રેમથી મંદ મંદ,
ઉભય કર અકેકો વીંટી, ભેટંત ગાઢ,
વહી જતી જ અજાણી, આપણી રાત્રી આખી!

લક્ષ્મણ : આ પંચવટીમાં શૂર્પણખા

સીતા : હા, આર્યપુત્ર! ત્યારે આપનું આ છેલ્લું દર્શન?

રામ : અયે, વિયોગભીરુ!, આ તો ચિત્ર છે!

સીતા : હશે, હશે તે. પણ દુર્જનો દુઃખ ઉપસ્થિત કરે છે

રામ : અહો! આ જનસ્થાન વૃત્તાંત હમણાં જ વર્તમાન હોય એમ મને ભાસે છે!

લક્ષ્મણ :

કીધું જે રક્ષોએ કનક મૃગના દુષ્ટ છળથી
દહંતુ હૈયાને હજીય લીધું છે વૈર તદપિ,
જનસ્થાને શૂન્યે, વિકલ તવ એ આર્ય રુદને
રુવે અશ્મોયે ને ઉર પણ તૂટે વજ્ર ઘડિયાં!

સીતા : (સાસ્ર, મનમા)
ઓ દેવ, રઘુકુલાનંદ, આવું દુઃખ કયુ હતુ, મારે માટે?

લક્ષ્મણ : (રામ તરફ જોઈ, આશ્ચર્યથી)
આર્ય, આ શું?

સરતાં અશ્રુ આ ત્રુટિત મણી મુક્તાસર સમાં,
પડતાં ધારાએ ધરણી ઉપરે જર્જર થતાં,
નિરોધ્યો તોયે આ હૃદય મથતો દુઃખ ભર તે
સ્ફુરંતી નાસા ને અધરથી બને સ્પષ્ટ પરતે!

રામ : વત્સ,

તે કાલે પ્રિયજનના વિયોગ કેરું
વેઠ્યું'તું દુઃખ અતિ તીવ્ર, વૈર-આશે;
જાગતા પણ ફરી દુ:ખ અગ્નિ એહ,
પીડે છે જ્યમ ઉર મર્મઘાવ, ઊંડો.

સીતા : અરે, ધિક્, ધિક્! અત્યત હૃદયદુઃખની મારી, હું પણ મને પોતાને આર્યપુત્રવિહોણી બની ગયેલી દેખું છું!

લક્ષ્મણ : (મનમાં) ઠીક, હું બીજે સ્થળે એમનું મન દોરું. (ચિત્ર જોઈને મોટેથી) આ અહીંથી, મન્વંતર પુરાણ, ગૃધ્રરાજ, તાત જટાયુનાં વીર પરાક્રમોનું આલેખન શરૂ થાય છે.

સીતા : હા, તાત! તમારાં તનુજો માટે તમારો સ્નેહ તમે પૂરેપૂરો દાખવ્યો!

રામ : હા, તાત! કાશ્યપકુલવીર, વિહંગરાજ! તમારા જેવા મહત્તીર્થ સાધુજનો ફરી જગતમાં ક્યાંથી સંભવે?

લક્ષ્મણ : આ અહીં જનસ્થાનની પશ્ચિમ દિશાએ આવેલો, દનુકબંધ રાક્ષસોનું નિવાસ-સ્થાન, ચિત્રકુંજવાન નામનો દંડકારણ્યનો ભાગ. આ ઋષ્યમૂક પર્વત ઉપર મતંગઋષિનો આશ્રમ. આ શ્રમણા નામની સિદ્ધા શબરતાપસી. આ પંપા સરોવર.

સીતા : જ્યા ક્રોધ અને ધૈર્ય સાથે લાગાં ખૂટી જતાં, આર્યપુત્રે મુક્તકંઠે રૂદન કર્યું હતું તે, ખરું ને?

રામ : દેવી, અતિ રમણીય છે આ સરોવર! ત્યાં તો મેં

ડોલતા, મદકલ મલ્લિકાક્ષ કેરી
પાંખોએ, કમળ સુદડથી ભરેલા,
અશ્રુનાં પતન પ્રરોહ મધ્ય દેખ્યા
છાએલા નીલ નલિને ભૂમિ વિભાગો!

લક્ષ્મણ : આ આર્ય હનુમાન.

સીતા : આ જ ચિરકાળ નિરાશામાં ડૂબેલા માનવસંસારને ઉદ્ધારનાર, મહોપકારી મહાનુભાવ, મારુતિ.

—રામ :

આજ હા! તે મહાબાહુ, અંજનાનંદ વર્દ્ધન,
કૃતકૃત્ય કર્યાં જેણે, વીર્યે, આપણ ને જગત્!

સીતા : વત્સ, આ કુસુમિત કદંબ શિખરે નૃત્ય કરતા મયૂરોવાળો કયો ગિરિ છે, જ્યાં વૃક્ષની તળે, તારાથી ટેકવાયેલા, આંતરપ્રતાપના સૌભાગ્ય માત્રથી જ સોહામણા, ધૂસરથી, મૂર્છિત આર્યપુત્ર આલેખેલા છે?

લક્ષ્મણ :

આ તે અહીં, કકુભસુરભી, માલ્યવાન નામ રૂડો,
તાજાં ભૂરાં, શિખર હરતાં, જેહને અંબુવાહ—

રામ :

રે', રે'! બાપુ! ન અહીંથી વધારે સહી મેં શકાશે!
જાણું આવ્યો ફરી મુજ શું એ જાનકી વિપ્રયોગ!

લક્ષ્મણ : અહીંવાંથી આર્યપુત્રનાં તથા એ મહાનુભાવ વાનર રાક્ષસોનાં, ઉત્તરોત્તર, વધુ અને વધુ આશ્ચર્યજનક, અગણ્ય પરાક્રમો આલેખાયેલાં છે. પરંતુ આર્યા થાક્યાં છે, તો વિજ્ઞપ્તિ કે આપ વિશ્રાંતિ લ્યો.

સીતા : આર્ય, આ ચિત્રદર્શનથી એક દોહદ જાગ્રત થઈ છે મને, અને એક યાચના આપની પાસે કરવાની છે!

રામ : કરને આજ્ઞા, ત્યારે!

**સીતા** : મને થાય છે કે જાણે ફરીને એકવાર પ્રસન્ન ગંભીર એ વનપરંપરાઓમાં હું વિહાર કરું ને ફરીને એકવાર, એ પવિત્ર સૌમ્ય, શિશિર જલવંતી ભાગીરથીનાં નિર્મળ નીરમાં સ્નાન કરું!

**રામ** : વત્સ, લક્ષ્મણ.

**લક્ષ્મણ** : આ રહ્યો છું.

**રામ** : વત્સ, લેશમાત્ર પણ ઢીલ વિના દેવીની સર્વ મનોકામના પૂર્ણ કરવી, એવો હમણાં જ વડીલોનો આદેશ થયો છે, તો લગીર પણ ઉછાળ ન આવે, એવો સંપૂર્ણ સુખમય રથ જોડાવ.

**સીતા** : આર્ય, આપને પણ આવવું પડશે, હોં

**રામ** : અરે કરુણહૃદયે, એ પણ કહેવાનું હોય ?

**સીતા** : બહુ જ ગમ્યું મને!

**લક્ષ્મણ** : જેવી આર્યની આજ્ઞા. (જાય છે)

**રામ** : પ્રિયે, ચાલ, આ વાતાયન પાસે થોડી વાર બેસીએ.

**સીતા** : ચાલો, હું તો થાકથી નિદ્રાએ ઘેરાઈ ગઈ છું.

**રામ** : તો આરામ માટે મને ગાઢ અવલંબીને જરા સૂ.

ભીતિ ને શ્રમથી સ્વેદથી ભીંજયો,
પ્રેરતો જીવન અંગ અંગમાં,
કંઠ ધાર કર, ઇન્દુએ ભીંના
ચન્દ્રકાન્ત મણિહાર શો, પ્રિયે!

(તેમ કરાવી, સાનંદ)

શકું ના જાણી, શું સુખ હૃદય કે દુઃખ પ્રસરે?
ઊડી મૂર્છા, નિદ્રા, સરતી વિષની લ્હેર, મદ કે?
પ્રતિ સ્પર્શે તારે, મૂઢ સકલ ઇન્દ્રિય કરતો
ભમાવે હૈયું, સ્તિમિત કરતો ભાવ નવ કો!

**સીતા** : એ તો આપનો અવિચળ પ્રસાદ, તે જ, બીજું શું ?

**રામ** :

નિસ્તેજ આત્મકુલને વિકસાવનારા,
તુષ્ટિપ્રદાયી, સહુ ઇન્દ્રિય મોહનારા,
આ તાહરાં કમલનેણી! સુવેણ મીઠાં
કર્ણે અમિ, ઉર રસાયન રેલનારાં!

**સીતા** : મારા મીઠાબોલા નાથ! આવો; આપણે અહીં આડાં થઈએ. (ચારે તરફ સૂવા માટે જુએ છે).

**રામ** : અયિ, શા માટે શોધું છું?

લગ્નકાળથી સદા, ગૃહે, વને,
શૈશવે ત્યમ સુયૌવને તુજ,
અન્યને ન દીધ જે વિશ્રામવા,
રામબાહુ ઉપધાન છે પ્રિયે!

સીતા : (નિદ્રા આવતી બતાવીને) એમ જ, આર્યપુત્ર, એમ જ છે! (ઊંઘી જાય છે)

રામ : અહો! પ્રિયવાદિની મારા હૈયા ઉપર ઊંઘી જ ગઈ!

રૂડી ગેહે લક્ષ્મી ઈહ, નયનની અમૃત શળી,
શીળો એનો દેહે, ઘન સુખડશો સ્પર્શ મધુરો,
વીંટયો કંઠે બાહુ, શિશિર મૃદુ મુક્તાસર સમો,
—ન શું એનું વ્હાલું, અસહ ફરી ના જે વિરહનો?!

(પ્રવેશ કરી)

પ્રતિહારી : દેવ, ઉપસ્થિત છે—

રામ : અયિ, કોણ?

પ્રતિહારી : દેવનો અંગત પરિચારક, દુર્મુખ!

રામ : (સ્વગત) એને ગુપ્ત રીતે નગરજનોનાં મન જાણવાને મે પાઠવ્યો હતો. (પ્રકાશ) આવવા દે.

[પ્રતિહારી જાય છે]

(પ્રવેશ કરીને)

દુર્મુખ : (સ્વગત) ઓહ! કેમ કરીને દેવી સીતા વિષે આવી કલ્પી પણ ન શકાય એવી લોકવાર્તા, દેવને કહું? અથવા હું મદભાગ્યનું જ એ નસીબ!

સીતા : (સ્વપ્નમા) ઓ! આર્યપુત્ર! ક્યાં છો તમે?

રામ : અરે, એની એ જ, ચિત્રદર્શનથી ઉપસ્થિત થયેલી વિરહઝંખના, સ્વપ્નમાં પણ દેવીને ઉદ્વેગ કરે છે! (સસ્નેહ અંગોને ચાંપીને)

સર્વે દુઃખસુખે અદ્વૈત, સ્થિતિ સૌ માંહે અનુરૂપ જે,
વિશ્રાંતિ ઉરની સુનિત્ય, રસના વાર્ધક્ય અલ્પે હરે,
કાળે આવણુ સૌ પરાંઙ્મુખ થતાં જે સ્નેહ-સારે ઝગે,
રે! તે ધન્ય મનુષ્ય!-જેહ કરી કેં એ પ્રેમ પામે જગે!

દુર્મુખ : (પાસે આવીને) જય જય મહારાજ.

રામ : બોલ, જે જાણી લાવ્યો હોય તે.

દુર્મુખ : નગરજનો આપની સ્તુતિ કરે છે કે રામભદ્રે તો દશરથ મહારાજને ભૂલાવી દીધા.

રામ : અર્થવાદ છે એ તો કંઈ દોષ મારો હોય તે કહે કે તે નિવારી શકાય.

દુર્મુખ : (સાસ્ર) સાંભળો, દેવ! (કાનમાં) એમ, એમ!

રામ : અહહ! ભયંકર તીવ્ર છે, આ વાક્વજ્ર!

[મૂર્છિત થાય છે]

દુર્મુખ : શાંત થાઓ, દેવ!

રામ : (શાંત થઈ)

હા! હા! ધિક્! પર ગૃહવાસ દુષ્કલંક,
વૈદેહી તણું, અદ્ભુત, ધોયું, રીતે,
તે વ્યાપ્યું, વિષમ ફરી વિધિ વિપાકે,
સૌ પામે વિષ ન્યમ શ્વાનદંશ કેરે!

ત્યારે હું મંદભાગ્ય હવે શું કરું? (વિચારીને સકરુણ) અથવા બીજું શું?

સજ્જનોએ, કરી કૈએ, રજવા લોક, એ વ્રત!
પાળીયું જેહ ત્યાગીને, પિતાએ, પ્રાણ ને મને!

વળી ભગવાન વસિષ્ઠે પણ હમણાં જ સંદેશો પાઠવ્યો છેઃ

દીપાવ્યું જે સૂર્યવંશી નૃપાળે
લોકશ્રેષ્ઠે, શુદ્ધ સાધુ ચરિત્ર,
ઝંખાયે જો કશ્મલા હું સંબંધી
કો વાતે તો, ધિક્ મને હા! અરે! ધિક્!

હા! દેવયજનમાંથી ઉત્પન્ન થનાર દેવી! હા જન્મમાત્રથી જ પૃથ્વીને પાવન કરનાર! હા નિમી જનકકુલની કુલનંદિની! હા અગ્નિ, વસિષ્ઠ અને અરુન્ધતીએ પૂજેલા શીલવાળી! હા, રામમય જીવને! હા, મહારણ્યવાસની પ્રિય સખી! હા, તાતપ્રિયે! હા, અલ્પભાષિણી! તું જેવીનુ આ શુ ભાગ્ય?!

તું થકી પુણ્ય છે વિશ્વ, અપુણ્ય ઉક્તિ તુ પ્રતિ!
સનાથ તું થકી લોક, અનાથા તું વિપદ્ધને!

(દુર્મુખ પ્રતિ) દુર્મુખ! લક્ષ્મણને જઈને કહે કે નવીન આ રાજા રામ, આજ્ઞા કરે છે તને કે (કાનમાં) એમ, એમ!

**દુર્મુખ :** હા! અગ્નિથી પરિશુદ્ધ, રઘુકુલનાં પવિત્ર સતાનોને ગર્ભમાં ધારણ કરતાં દેવી પ્રત્યે, કેવળ દુર્જન લોકના વચન ઉપરથી, આપે આવુ કુકૃત્ય નિર્ધાર્યું?

**રામ :** શાંતમ્! નગરલોકને કેમ દુર્જન કહેવાય?

ઇક્ષ્વાકુ કેરુ કુલ માન્ય લોકે,
દૈવે થયું તે અપકીર્તિ બીજ!
વિશુદ્ધિ કાળે કીધી અદ્ભૂત કૃતિ,
વિશ્વાસ દે કેમ દૂરસ્થને તે?!

માટે, જા!

**દુર્મુખ :** હા! દેવી! (ચાલ્યો જાય છે)

**રામ :** હા! કષ્ટ! ભયંકર, ઘોરકર્મ કરનાર, નૃશંસ બન્યો હું!

પોષી જેહ શૈશવ થકી પ્રીતે,
અન્ય કો પ્રણયથી ન જાણતી,
મૃત્યુને છળથી અર્પું છું પ્રિયા,
પખી પાવિત કસાઈને જ્યમ!

તો કેમ હું પાપી, અસ્પર્શ્ય, મારા સ્પર્શથી દેવીને દૂષિત કરું છું?

[ધીરેથી સીતાનું માથું ઊંચું કરી, પોતાનો હાથ ખસેડી લઈને]

અપૂર્વકર્મ ચંડાળ, આર્યમુગ્ધે! મને ત્યજ!
ચંદનભ્રાન્તિએ ભેટી દુષ્ટ છુ વિષનું દ્રુમ!

(ઊભા થઈ જઈ)

અરે હાવ! હાવાં બદલાઈ ગઈ પ્રાણીજ સૃષ્ટિ! રામના જીવન પ્રયોજનનો આજે પાર આવ્યો! શૂન્ય જીર્ણારણ્ય છે હવાં, જગત! અસાર છે આ સંસાર! દુઃખમય છે આ દેહ! શરણવિનાનો થઈ ગયો છું—શું કરું!—ક્યાં જાઉં? અથવા,

દુઃખ સંવેદનાર્થે જ ચૈતન્ય અર્પ્યું રામને!
મર્મવેધિન આ પ્રાણ, વજ્રખીલા સમાહદ!

હા, મા અરુંધતી, હા ભગવાન વસિષ્ઠ-વિશ્વામિત્ર, હા ભગવાન અગ્નિ, હા દેવી ભૂતધાત્રી, હા પિતૃતુલ્ય રાજા જનક, હા તાત, હા માતૃઓ, હા પ્રિય સખા સુગ્રીવ, હા સૌમ્ય હનુમાન, હા પરમોપકારી લંકાધિપતિ બિભીષણ, હા સખી ત્રિજટા—આ રામ દુષ્ટે, તમને ઉતર્યા, અવમાનીત કર્યા!!—અથવા હું કોણ, એમને અત્યારે આહ્લાદન પણ કરનાર!

સઉ એહ મહાત્માઓને, કૃતઘ્નિ દુરાત્મ હું
બોલાવતાં મુખે જાણે, લાગે છે પાપ એમને!

હું—જે—

વિશ્રંભે હૃદય ચડી સુખે સુતેલી,
પીડાથી સ્ફુરિત કઠોર ગર્ભભારી,
ઉખેડી, મુજ ગૃહની નિતાંત શોભા,
ફેંકું છું, કૂર, બલિ તેમ, શ્વાપદોને!

(સીતાના ચરણદ્વય મસ્તકે ધારી) દેવી! દેવી! આ તારા પાદપંકજને રામમસ્તકનાં છેલ્લા નમન! (રુવે છે)

(નેપથ્યમાં)

અબ્રહ્મણ્યમ્! અબ્રહ્મણ્યમ્!!

રામ : અરે! જાઓ કોઈ, જાણી આવો, શું છે તે આ!

(ફરી નેપથ્યમાં)

યમુના તીર તપના, તાપસો તપ ઉગ્ર તે
લવણ ત્રાસથી આવ્યા, શરણ્ય આપની કને!

રામ : આ! શું હજી પણ રાક્ષસોનો ત્રાસ છે? લાવ, હમણાં જ એ દુરાત્મા કુમ્ભીનસ પુત્રને જડમૂળથી ઉખેડી નાંખવા માટે શત્રુઘ્નને પાઠવું!

(કેટલાંક પગલાં આગળ જઈ, પાછા ફરી)

હા, દેવી! આ દશામાં તારું શું થશે! ભગવતી વસુંધરા! તારી પુણ્યપુત્રિ જાનકીને સંરક્ષજે તું!—

જનક ને રઘુઓનું સઉ જે ગોત્રમંગલ,
પુણ્યવાન, દેવયજે જે, જણી તેં, પુણ્યવંતીને!

(રુદન કરતા ચાલ્યા જાય છે.)

સીતા : હા! સૌમ્ય આર્યપુત્ર! ક્યાં છો તમે!!

(સહસા ઊભાં થઈ) રે, ધિક્! ધિક્! દુષ્ટ સ્વપ્નથી છેતરાઈને આર્યપુત્રને મેં મારે બોલાવી રહી છું!

• (ચારે બાજુ જોઈ) હા! ધિક્! ધિક્! મને એકલી મૂકીને આર્યપુત્ર ચાલ્યા ગયા? આ તે શું? ઠીક. વઢીશ એમને, મળશે ત્યારે—વઢી શકાશે તો! અરે! કોણ પરિજન છે અહિંયા?

(પ્રવેશ કરીને)

દુર્મુખ : દેવી, કુમાર લક્ષ્મણ વિનવે છે કે રથ સજ્જ થયેલો છે; તેથી દેવીએ પધારવું.

સીતા : આ આવી હું. (ઊઠી પરિક્રમણ કરી) ગર્ભભારથી ફરકે છે મને, માટે ધીરથી ચાલો.

દુર્મુખ : આમ, આમ, દેવી!

સીતા : પ્રણામ, તપોધનોને, પ્રણામ.

રઘુકુલ દેવતાઓને, પ્રણામ આર્યપુત્રના
ચરણકમળને, પ્રણામ સકળ ગુરુજનોને!

(સર્વે જાય છે)

મહાકવિ ભવભૂતિ વિરચિત ઉત્તરરામચરિતનો ચિત્રદર્શન નામનો પ્રથમ અંક સમાપ્ત.

# બાળપણની સ્મૃતિ

પ્રફુલ્લ અત્રિ

[ શિખરિણી ]

અહા ! કેવા નાના દિગ-વસનમાં મસ્ત ફરતા !
વીણી બોરાં ખાતા, પલટન રચી રાજ્ય કરતા,
નદીએ જાતા, ને જલકલરવે સૂર પૂરતા,
બિલોરી પાણીની તલરજ ગ્રહી તાગ લહતા.

ચિરોડી, પાંચીકા, છીપ વીણી વીણી શંખલિ'વળી,
—રતન સમ તેના જતનમાં
કલાકો વીતાવી દિન બણુકડા શા રખડતા !
અદા ને મોટીબા કદિક વઢતાં, માર મળતો,
અને પાછો તેનો કર મિઠલડો માથ ફરતો.

ઊંઘી જાતા કેવા, ફિકર રમવાનું રમકડું
ગણી, ફેંકી દેતાં, નિરભયપણે બા સમીપમાં !

—અને આજે જાગું, દીપક બળતો, બાર બજશે.
કિતાબોનો સામે ઢગ પડી રહ્યો, પાસ સ્ટવપે
શિખો આસમાનીના ગભીરરવમાં 'ચા' ઉકળતો.
દૂરે બારીમાંથી ગગનમહિં તારા ટમટમે,
ન હો જાણે કે'તા, ચપલ મીંચતાં નેન મુજને,
—'રમવું ન ગમે મુક્ત તુજને ?'

# બાલજીવનનો અભ્યાસ

અમૃતલાલ નાથાલાલ મોદી

પોતાનાં બાળકોના વિકાસ સમજવાની જિજ્ઞાસાવૃત્તિ હમણાં હમણાંથી માબાપોમાં વધવા લાગી છે. ઘણી વખત માબાપો પોતાનાં બાળકોમાં વધારે પડતા વિકાસની આશા રાખે છે. પણ ઘણાંખરાં પાસે તો એ ઉમરે બાળકમાં ક્યા પ્રકારનો કેટલો વિકાસ થયો હોય તો સંતોષકારક લેખાય એ જાણવાનું માપ હોતું નથી.

ગુજરાતમાં 'નૂતન શિક્ષણ'ના ન્હાના-મોટા છૂટાછવાયા પણ વિચારપૂર્વક યોજાયેલા પ્રયોગો થઈ રહ્યા છે. એ પ્રયોગોમાંથી માબાપોને માર્ગદર્શક થઈ પડે એવું કંઈક તારણ તે તે અખતરા કરનારાઓની નોંધપોથીમાંથી નિતારી પ્રજા સમક્ષ રજૂ થાય એ શુભ આશયથી, અમેરિકાના Child Study Association તરફથી માર્ગદર્શન પૂરતી રજૂ થયેલી હકીકત, અહીં આપું છું.

બાળકના વિકાસનું સાચું ચિત્ર એક ચલચિત્ર હોય છે—એ ચિત્ર નરી આંખે દેખી ન શકાય એવી રીતે આગળ વધ્યા જ કરતું હોય છે. સરળતાની ખાતર બાળકનો શારીરિક, બૌદ્ધિક, ઊર્મિક અને સામાજિક વિકાસ અહીં વર્ણવ્યો છે.

આ વર્ણન માત્ર માર્ગદર્શન પૂરતું જ છે. બાળકોના વ્યક્તિત્વ પરત્વે આમાં ઓછોવત્તો ફેરફાર જરૂર માલમ પડવાનો જ; પરંતુ જે કંઈ અનુભવસિદ્ધ અને પ્રાયોગિક માહિતી મળી શકી છે તેનો વધારેમાં વધારે ઉપયોગ કરીને સર્વસામાન્ય તારણ નીચે આપવાનો પ્રયત્ન કરેલો છે.

## ત્રણ વર્ષનું બાળક

શારીરિક વિકાસ.—બાળક ત્રણ વર્ષનું થાય છે કે ઓચિંતી ખબર પડી જાય છે કે હવે એ તદ્દન નાનું બાળક મટીને જલદી વિકસતી નવી નવી શક્તિઓના ઉંબરા પર આવી ગયું છે. ત્રણ વર્ષના છોકરાઓ ઊંચાઈમાં ૩૩" થી ૪૦" સુધીના અને વજનમાં ૨૬થી ૩૬ રતલ સુધીના હોય છે. છોકરીઓ ઊંચાઈમાં ૩૨" થી ૪૦" સુધીની ને વજનમાં ૨૫ થી ૩૫ રતલ સુધીની હોય છે. ત્રણ વર્ષના બાળકને સામાન્યતઃ બીજી દાઢ સાથે પહેલા ૨૦ દાંત હોય છે. ઝાડાપિશાબની હાજતની એને એવી સરખી રીતે ખબર પડે છે. એવું બને છે કે કેટલાંક બાળકોને રાતે ઊંઘમાં એની ખબર નથી પડતી ને પરિણામે પથારી ભીંજાતી હોય છે. આ બાબતો પર એનો સંપૂર્ણ કાબૂ આવ્યો હોતો નથી. પણ એ પછી એ પ્રગતિ કરી રહ્યું હોય છે. ઇંદ્રિયોની શક્તિમાં શીઘ્ર વિકાસ થઈ રહ્યો હોય છે, અને બાળક જે ઝડપ ને ચતુરાઈથી અનેક કામ કરી રહ્યું હોય છે તે પરથી તે દિશામાં તેનો વિકાસ તરત જ સમજી શકાતો હોય છે. તેના બોલવામાં ને ચાલવામાં આ સવિશેષ દેખાતો હોય છે. ત્રણ વર્ષનું બાળક સાધારણ રીતે દાદર પકડ્યા સિવાય ચડી શકે છે. ને એ પૂરતું ઊંચું હોય તો ઘણી વખત મોટા માણસની પેઠે વારાફરતી પગના ભરી પગથિયાં પર ચડે છે. બીજી રીતે પણ પોતાની એ શક્તિ વ્યક્ત કરે છે—જેમકે, એક પગ ઉપર ઊભા રહીને અથવા એક પછી એક કૂદકા ભરીને, નાના નાના કૂદકા મારીને, સાતઆઠ ઘન એક ઉપર એક ગોઠવીને, જોઈ જોઈને આડીઅવળી લીટીઓ દોરીને, વર્તુળની નકલ

કરીને, સફાઈથી કાગળનો કટકો વાળીને, વગેરે વગેરે. વળી ઘણાં બાળકો ડાબાને બદલે જમણો હાથ વધારે ચોકસાઈથી વાપરવાનું શરૂ કરે છે અને વધારે સુંદર કામ કરવામાં જમણો હાથ વાપરવાનું પસંદ કરે છે.

**બૌદ્ધિક વિકાસઃ**—બેથી ત્રણ વર્ષની વયમાં બાળક ઘણી વખત છસો જેટલા શબ્દો શીખે છે, અને એ સમજતું હોય છે એવા બધાનો સરવાળો તો લગભગ આઠમોથી નવમો જેટલો થતો હોય છે. સર્વનામ, બહુવચન ને ભૂતકાળ તે વાપરે છે. સાચી કે બનાવી કાઢેલી સાદી વાતો કહેવામાં એને મઝા પડે છે. 'કાલીઘેલી વાતો' તરફનું એનું વલણ ઓછું થવા લાગે છે. એવી વાતો કરતું તદ્દન બંધ થવા માટે તો બાળક ઓછામાં ઓછું ચાર વર્ષનું તો થવું જ જોઈએ. એ પોતાનું પહેલું નામ, ને પાછળથી પાડેલું નામ તેમજ પોતાની જાતિ જાણે છે. ઉભય જાતિ વચ્ચેનો ભેદ પણ કદાચ એણે શોધી કાઢ્યો હોય છે જે જે પદાર્થોનાં નામ એની પાસે બોલવામાં આવે છે તે એ બતાવી શકે છે તેમજ ચિત્રમાં દેખાતી વસ્તુઓ કહી શકે છે એ 'માં,' 'નીચે' 'પાછળ'નો ભેદ સમજે છે. લાંબાટૂંકાનો ભેદ પણ તે જાણે છે. એને બદલે ત્રણ આંકડાની સંખ્યા બોલી શકે છે. બે પ્રકારનાં કામ કરવાં પડે એવી સૂચનાઓનો અમલ કરી શકે છે. ઘન વડે જોઈ જોઈને તે પુલ બનાવી શકે છે રંગનાં નામ શીખવા માંડે છે, અને રંગની જુદીજુદી મિલાવટમાં તેમજ સાદા રંગોમાં એને ખૂબ રસ પડે છે. ગમે તેમ લીટા કર્યા કરવાની સ્થિતિમાંથી એ આગળ વધી જવાની તૈયારીમા હોય છે, અને જોકે એનાં ચિત્રોનો આકાર સારો કે સાચો નથી હોતો છતાં એ પોતાનાં ચિત્રોને બીજા ઘાટ સાથે આકસ્મિક મેળ ખાતો હોય એવાં નામ આપી શકે છે.

**સામાજિક અને ઊર્મિલ વિકાસઃ**—પોતાના કુટુંબનું નામ અને બીજાઓનાં નામ વગેરે સમજવામાં ને તે વાપરવામાં, ભાગી જાય એવા બરડ પદાર્થો એક ઠેકાણેથી બીજે ઠેકાણે લઈ જવામાં, વસ્તુઓ આઘીપાછી મૂકવામાં મદદ કરવામાં, બારણાં ઉઘાડવામાં, પોતાનાં કપડા પોતે જ પહેરવામાં તેના વધતા જતા રસમાં–આ બધી બાબતોનો બાળકના શારીરિક તેમજ બૌદ્ધિક વિકાસ સાથે અતિ નિકટનો સંબંધ છે. ખરી વાત તો એ છે કે અત્યારે પોતાની જાતને લગતાં બધાં કામો કરવામાં એને જ્યાંસુધી એ નવોનવો અનુભવ છે ત્યાંસુધીમાં જેવાં આનંદ ને મઝા આવે છે તેવાં એ બાબત જૂની થઈ ગયા પછી એને નથી આવના.

એની રમત વૈયક્તિક ઓછી હોય છે, પણ નાટક જેવી ને સામાજિક વધારે હોય છે. પોતાની ઉમરનાં બાળકો સાથે રમતું એને ખૂબ ગમે છે છોકરાછોકરીઓની રમતોમાં, અત્યારથી જ કંઈક ભેદ હોય છે. પણ મોટી ઉમરે પહોંચ્યા પછી જેવા એકદમ જુદા તરી આવે છે એવા અગત્યના હોતા નથી ત્રણ વર્ષના બાળકને પોતાની આજુબાજુની તમામ વસ્તુઓમાં ખૂબ રસ પડે છે પરિણામે 'બધામાં માથુ મારવાની' એની સ્વાભાવિક વૃત્તિમાં વધારો થતો હોય છે. અને આ કારણથી જ એને વ્યવસ્થિત રાખવાનું કામ ઘણી વખત મુશ્કેલ થઈ પડે છે. બીક એ વધારે સામાન્ય વસ્તુ હોય છે; ખાવામાં ને ઊંઘવામાં એ ઘણી વખત કંઈક કંઈક કજિયો કરતું હોય એમ બનવાજોગ છે. એનું જગત વિશાળ બને છે અને એનું વ્યક્તિત્વ એવી રીતે પ્રકટ થતું હોય છે કે રોજ નવો દિવસ એને માટે નવીન સાહસ લાવતો હોય છે.

# પરિચય[1]

રામનારાયણ વિશ્વનાથ પાઠક

'નૌકાડૂબી' નવલકથા એક રીતે એક જ મુખ્ય મોટા અને વિલક્ષણ બનાવની નવલકથા કહી શકાય. અને એ બનાવ વાર્તાની શરૂઆતમાં જ બને છે. પછી તો એ બનાવની દૂરગામી અસરો અને એ બનાવની વિષમતામાંથી મુક્ત થવાના વાર્તાનાં મુખ્ય પાત્રોના પ્રયત્નો જ આવે છે એમ કહી શકાય

વાર્તાના નાયક રમેશનો પિતા તેને પરણાવીને વહુ સાથે જાન નદીમાર્ગે મછવામાં લઈ પાછો ઘેર જતો હતો ત્યાં રસ્તામાં ભયંકર વાવાઝોડું થયું ને મછવા ઊંધા વળી ગયા. રમેશ બચી ગયો ને બીજાનું કોઈ બચ્યું છે કે નહિ તેની શોધમાં નીકળતાં નદીના બેટમાં તેણે નવવધૂને બેભાન પડેલી દીઠી. કૃત્રિમ શ્વાસોચ્છ્વાસથી તેને ભાનમાં આણી તેણે તેને પોતાની જ પરિણીત પત્ની સુશીલા માનેલી હતી. પણ ખરી રીતે તે બીજી જાનની નલિનાક્ષબાબુની પરિણીતા કમલા હતી. વાર્તાનો આ જ મુખ્ય બનાવ. આપણને લગ્ન એ હમેશ બનતો અત્યન્ત સાધારણ અને માટે સામાન્ય મહત્ત્વનો બનાવ લાગે છે. પણ જેમ શરીરમાં કોઈ પણ અંગનું મહત્ત્વ તે અટકી પડે ત્યારે જ જણાય છે તેમ કોઈ પણ સામાજિક સંબંધમાં વિષમતા પેસી જાય, અને તે સંબંધ ખોટકી પડે ત્યારે જ તેનું ખરું મહત્ત્વ જણાય. રમેશ અને કમલા પતિપત્ની નહોતાં છતાં પતિપત્ની તરીકે તેમને ભેગાં રહેવાનું આવ્યું: એ વિષમતા કેટલી ભયંકર છે તે જોતાં જણાય છે કે લગ્ન ભલે અતિસાધારણ બનાવ હોય પણ સમાજવૃક્ષની ડાળીએ ડાળીએ જ નહિ પણ પાંદડે પાંદડે, પાંદડાના એકેએક રેસા સુધી પહોંચેલો બનાવ છે.

બંગાળીઓમાં લગ્નમાં વધૂવરને સામસામે જોવાનો વિધિ હોય છે જેને શુભદૃષ્ટિ કહે છે. તે વિધિ વખતે આ બન્ને દંપતીએ એકબીજા સામે જોયેલું નહિ. આ અકસ્માત શાથી થયો તેનો કવિએ ઘણા કૌશલથી તદ્દન સ્વાભાવિક જણાય તેવો ખુલાસો કરેલો છે. રમેશના પક્ષે તેનું કારણ એ હતું કે તે પહેલાંથી બ્રાહ્મોધર્મ પાળતા અન્નદાબાબુની, નાનપણથી માતા વિનાની થયેલી કુમારી હેમનલિનીને પહેલેથી ચાહતો હતો, અને પિતાના દબાણથી પરણ્યો હતો, એટલે લગ્નના અણગમામાં તેણે વધૂ તરફ જોયેલું નહિ. એટલે કમલાને તે પોતાની પત્ની જ માનીને તેને ઘેર લઈ ગયો. ઘેર ગયા પછી કમલાએ એક દિવસ પૂછ્યું કે તમે બધાં મને સુશીલા કેમ કહો છો? મારું નામ તો કમલા છે, ત્યારે જ રમેશને સૌથી પહેલાં સમજાય છે કે તે પોતાની પરિણીતા નથી. કમલા માબાપ વિનાની મામાને ત્યાં ઊછરી હતી, વગેરે ઇતિહાસ, અને મામાનું સરનામું વગેરે તે ખૂબીથી જાણી લે છે અને તપાસ કરાવે છે તો માત્ર એટલું જણાય છે કે વરનું નામ નલિનાક્ષ હતું, તે રંગપુરમાં ડૉક્ટરનો ધંધો કરતો હતો અને મછવાના અકસ્માત પછી તેનો કશો પત્તો નથી.

---

૧ કવિવર રવિન્દ્રનાથ ટાગોરકૃત 'નૌકાડૂબી'ની પ્રસ્તાવના.

આખી વાર્તાનું એક જ પ્રયોજન છે—કમલાને નલિનાક્ષ સાથે મેળવી આપવી. આ પ્રયોજનથી કવિએ રમેશને અને નલિનાક્ષને બન્નેને આદર્શવાદી અને ઉદાર ચરિત્રના કલ્પેલા છે. પણ આખી વાર્તામાં વસ્તુસ્થિતિની વિષમતાનું સઘળું તાણ શરૂઆતમાં તો બધું એકલા રમેશ ઉપર, અને વાર્તાની મધ્યથી રમેશ અને કમલા બે ઉપર જ આવી પડે છે. પણ બે ઉપર આવવાથી તે ઘટતું નથી, ઊલટું વધે છે. પોતાના કોઈ પણ દોષ વિના, આ બન્ને નિર્દોષ રસિક વ્યક્તિઓને આપણે કરુણમાં કરુણ યાતનામાંથી પસાર થતી જોઈએ છીએ.

રમેશ સૌથી પહેલાં તો આ વિષમતા ઢાંકવા પોતાનું નાનું ગામ છોડી કલકત્તા ચાલ્યો જાય છે, જ્યાં શહેરની ઉદાસીન વસ્તીમાં તેની સ્થિતિની વિષમતા બીજાની નજરે ન ચડે. ને ભણાવવાને બહાને કમલાને એક સ્ત્રીઓની શાળામાં રાખે છે, અને લાંબી રજાઓમાં પણ તેને છાત્રાલયમાં જ રાખવાનો નિર્ણય કરે છે.

આવા મોટા પ્રશ્ન આગળ તેને હેમ સાથેનો સંબંધ તો ધ્યાનમાં જ આવતો નથી. પણ વિધિ તેને એમ છોડે એમ નથી. એક દિવસ તેઓ ઓચિંતાં કલકત્તામાં મળી જાય છે અને ફરી પૂર્વવત્ સબંધ ઘનતર બનતો જાય છે કવિ આ સંબંધ તેના અંતિમ બિન્દુ સુધી લઈ જાય છે. રમેશ પરણવાનો નિશ્ચય કરે છે, અને પરણ્યા પછી હેમને કમલાની હકીકત કહી, તેની જ મારફત કમલાને ઓછામાં ઓછા આઘાતપૂર્વક એ હકીકત કહેવરાવી, પોતાના સમાજથી દૂર ત્રણે યે રહેવા જવું એવો નિર્ણય કરે છે.

પણ વાર્તાનો પ્રતિનાયક અક્ષયબાબુ હેમના હાથનો અભિલાષી છે. હેમને મેળવવાને તેનામાં એક પણ લાયકાત નથી. પણ તેણે હેમનો વહેવારુ અને જાડી બુદ્ધિનો ભાઈ યોગેન સાધી રાખ્યો છે. તેને પોતાની લાયકાત બતાવી આપતાં નથી આવડતી, પણ રમેશની નાલાયકાત તે બહુ ઉદ્યમથી શોધીને સાબિત કરી આપે છે. કમલાને રજાઓમાં છાત્રાલયમાં રહેવું વસમું લાગે છે અને તેથી રડીને તે ઘેર રહેવાનું કહે છે. રમેશને લગ્નની નક્કી થયેલી તારીખ એકદમ બંધ કરવી પડે છે, અને તે કારણ સમજાવી શકતો નથી. હેમ વિશ્વાસને લીધે પૂછતી નથી. અન્નદાબાબુ અત્યંત અસ્વસ્થ થઈ જાય છે. ત્યારે અક્ષય યોગેનને લઈ, કમલા છાત્રાલયમાંથી આવીને રમેશ સાથે બેઠી છે ત્યાં આવી પહોંચે છે! રમેશ ખુલાસો કરી શકતો નથી, યોગેન તેને ઘેર આવવાની બંધી કરે છે. તે આ વાત ઘેર જઈ કરે છે ત્યારે હેમ મૂર્છા ખાઈ ખુરશી પરથી પડે છે. લગ્ન સુધી ગયેલો પ્રેમતંતુ આમ છેદાય છે!

રમેશ હવે ક્યાં જવું તે નક્કી કર્યા વિના કલકત્તાથી કમલાને લઈ નાસે છે. અક્ષય તેનો પીછો પકડે છે પણ તેને ચુકાવી તે બોટમાં બેસી નદીરસ્તે પશ્ચિમ તરફ જાય છે. તે કમલાથી બહુ સાવચેત રહે છે, પણ કમલાનું જીવન, પહેલેથી કરી ગોખેલા પ્રેમ-ચાસમાં જ જેમ પાણી વહે, તેમ લગ્નપ્રેમ માટે ઉત્સુક થઈ વહેવા માંડે છે. તેની મુગ્ધ અજ્ઞાન અભિલાષાઓ અપૂર્ણ રહેતાં તેને ઘણો આઘાત લાગત, પણ કવિ બે બીજાં પાત્રોના પ્રવેશથી આ સ્થિતિમાંથી કમલાને બચાવે છે. પહેલાં નાનો લાચાર સ્થિતિનો ઉમેશ પ્રવેશ કરે છે, જેના તરફ માતાનો સ્નેહ થતાં કમલાને પોતાનું જીવન ખાલી લાગતું મટી છે

પછી એક વૃદ્ધ ચક્રવર્તી મશાય આવે છે જે કમલા તરફ પિતા જેવું વાત્સલ્ય રાખે છે. આમ બે જણુ વચ્ચેના સ્નેહતંતુ ઉપર ઝિલાઈ કમલા નિરાશામાં પડતી બચે છે. આ ચક્રવર્તી મશાયને આવા સુંદર યુગલના સબંધમાં વિલક્ષણતા લાગે છે, જોકે તે કશું સમજતો નથી.

આ ધ્યેય વિનાની મુસાફરીનો અંત ચક્રવર્તી મશાય બધાને પોતાની સાથે ગાજિપુર લઈ જવાનો ઠરાવ કરી આણે છે. ચક્રવર્તી તેમને પોતાને ઘેર જ ઉતારે છે. ચક્રવર્તીની પુત્રી શૈલજા અને ઘરજમાઈ રહેતા વિપિનનો સ્નેહ જોઈ કમલાની ઉત્સુકતા વધારે સાકાર થાય છે. તેનો સ્નેહ જોતાં તેને પોતાની સ્નેહદરિદ્ર સ્થિતિ વધારે કરુણ લાગે છે. રમેશ આ જુએ છે, સમજે છે અને નિર્ણય કરે છેઃ "ના, બહુ થયું. કાલે જ કલકત્તા જઈ તૈયાર થઈ આવું. કમલાને મારી સ્ત્રી તરીકે સ્વીકારવામાં જેમ વિલબ થાય છે, તેમતેમ મારો અન્યાય વધતો જાય છે." હેમનલિની તરફનો સ્નેહતંતુ અકાંડવિચ્છિન્ન થતાં નિરાશ થયેલ વાચક અહીં ફરી સ્નેહની અપેક્ષા પરિતૃપ્ત થવાની આશા રાખે એ સ્વાભાવિક છે. અત્યન્ત નિરુપાય સ્થિતિમાં તેને આમાં કશું અનૌચિત્ય ન લાગે એક વાર રમેશે વિચાર્યું હતું તેમ તે પણ વિચારે.

મંત્ર ભણાયા નથી એટલા માટે કોઈપણ જાતનો સકોચ રાખવો એ ખોટું છે. તે દિવસે યમરાજે પોતે કમલાને વધૂ તરીકે મારી પાસમા આણી આપી ને રેતીના નિર્જન દ્વીપમા તેમણે પોતાને હાથે છેડાછેડી બાધી આપ્યાં હતાં—તેમના જેવા પુરોહિત જગતમા બીજો કયા મળવાનો હતો?

પણ આ તંતુ પણ છેદાવાનો જ હતો, અને વધારે કરુણ રીતે! રમેશ કલકત્તા પોતાનો સરસામાન લેવા જાય છે. ત્યાં હવે બધી હકીકત હેમને કહી ખુલાસો કરવાની ઇચ્છાથી સરનામા વિના એક પત્ર લખે છે, અને અન્નદાબાબુને ઘેર આપવા જાય છે, પણ ત્યાં નોકરો સિવાય કોઈ હોતું નથી. નોકરો પાસેથી ખબર મળે છે કે બાબુ પશ્ચિમમાં હવા ખાવા ગયા છે અને ત્યાં સાથે કોઈ જુવાન નલિનબાબુને લઈ ગયા છે. યુવાનની સાથે ગયા છે એ વિચારથી હેમ સાથેનો તેનો સંબંધ વધારે શિથિલ બને છે, અને તે ઘેર આવી નવા ઘરમાં કમલા સાથે રહેવાને ઉત્સુક બને છે. હજી નવું ઘર તૈયાર થવામાં થોડીવાર છે જોઈ, તે કેસને અંગે અલ્લાહાબાદ જાય છે. પણ તે દરમિયાન હેમને સરનામા વિનાનો લખેલો કાગળ કમલા વાંચે છે. તે બધું સમજે છે. હેમનું નામ જાણ્યા વિના તે સમજે છે કે તેની સાથેનો સ્નેહ, અકસ્માતથી તેને માથે જડાયેલી કમલાને લીધે રમેશને તોડવો પડ્યો અને હવે તે અનાથ પ્રત્યે દયા લાવીને પ્રેમસંબંધ બાંધે છે. તેને પોતાનું આખું જીવન વિધિની એક ક્રૂર મશ્કરી જેવું લાગે છે. તે કોઈને કશું પણ કહ્યા વિના પહેરેલે લુગડે ગૃહત્યાગ કરે છે! આટલી નાની કમલા ક્યાં જવું તે જાણ્યા વિના ગંગાને કિનારે કિનારે ચાલ્યાં જવાનો નિશ્ચય કરે છે. "આમ કરવાથી કોઈને પણ તેણે રસ્તો પૂછવો નહિ પડે, અને જો તેને માથે કંઈ આફત આવી પડે તો એક ક્ષણમાં આ ગંગા તેને આશ્રય આપશે."

સાંજે વખતે મનનું દ્વિધાત્વ છોડી ઉત્સુકતાથી રમેશ પોતાને નવે બંગલે કમલાને મળવા સવારમાં વહેલો આવે છે ત્યારે ઘરમાં કમલાને જોતો નથી. ચક્રવર્તીને ત્યાં તપાસ

કરતાં તે ત્યાં પણ નહોતી. નદી તરફ તપાસ કરતાં તેણે ફેંકી દીધેલો કૂંચીનો ઝૂમખો અને થોડું ઘરેણું જડે છે! રમેશને લાગે છે કે કમલાએ આપઘાત કર્યો છે, જોકે શાથી તે તે સમજી શકતો નથી. તેનું જીવન હવે હેતુ વિનાનું નિષ્ફળ થઈ જાય છે. તે કંઈ પણ પ્રયોજન વિના મુસાફરીએ નીકળી પડે છે.

આપણી વાર્તાનું ત્રીજું સૂત્ર હેમનલિની હવે લઈએ. અક્ષયબાબુને માટે, રમેશ હતો તે સ્થાન ખાલી કરાવવું સહેલું પડ્યું પણ તેવું તે જગાએ બેસવું તેને સહેલું ન લાગ્યું. હેમનલિની સ્ત્રીસુલભ અંતર્દષ્ટિથી અક્ષયને જ બધાં અનિષ્ટનું મૂળ માનતી હતી. યોગેને અક્ષયને માટે અનેક યુક્તિઓ કરી પણ તે બધી દેખાઈ આવતી, અને તેનાથી કશી પણ ધારી અસર થઈ નહિ. છેવટે અક્ષયે જ એક યુક્તિ બતાવી. પહેલાં તો હેમનો રમેશ તરફ જે આદરભાવ છે તે ઓછો થવો જોઈએ. એટલા માટે તેણે એક નલિનાક્ષબાબુના વ્યાખ્યાનમાં બાપદીકરીને જવાનો યોગ કર્યો. અને લગભગ ધારી અસર થઈ. હેમને નલિનાક્ષની ધર્મશ્રદ્ધા અને વ્રતાદિથી સાન્ત્વન મળ્યું. યોગેનને તો આ પણ ઇષ્ટ નહોતું, કશું જ એક ને એક બે પેઠે ન દેખાય તે તરફ તેને સંશય હતો. પણ રમેશ તરફનું આકર્ષણ ઓછું થતું દેખાયું. નલિનાક્ષ પોતાની માતા ક્ષેમંકરીની તબિયત બગડી હતી તેથી કાશી ગયો, અને તે પછી થોડે દિવસે અન્નદાબાબુ અને હેમનલિની પણ હવાફેર માટે કાશી જ ગયાં. ત્યાં ફરી નલિન અને હેમનો પરિચય વધ્યો અને તેથી હેમની નલિન ઉપરની શ્રદ્ધા વધતી ગઈ. બીજી તરફ ક્ષેમંકરી હવે નલિનને પરણાવવા માટે અધીરી થઈ. તેણે અન્નદાબાબુ પાસે હેમનું માગું કર્યું. અન્નદાબાબુ તો રાજી થયા પણ હેમને પૂછતાં તેણે ના પાડી. હજી તે રમેશને ભૂલી નહોતી! અન્નદાબાબુને જેમ હેમના પક્ષમાં ગૂંચ જણાઈ તેમ ક્ષેમંકરીને નલિનના પક્ષમાં બીજી ગૂંચ જણાઈ. માની સેવા કરવા અને તેને પુત્રવધૂ બતાવીને ઓચિંતી રાજી કરવા તે માને કહ્યા વિના પરણ્યો હતો, પણ પરણીને પાછાં આવતાં મછવો ઊંધો વળી ગયો, અને તેને નવવધૂનો પત્તો લાગ્યો નથી. કદાચ હજી એ જીવતી હોય ને મળે એ માટે તેણે એક વરસ સુધી તેની રાહ જોવા નિશ્ચય કર્યો છે. ક્ષેમંકરી તો આ હકીકતથી થથરી ઊઠે છે પણ હેમની વાત યાદ રાખવા કહે છે. આમ હેમ અને નલિન બન્ને પક્ષમાં વાંધો છે, ત્યાં અક્ષયબાબુ ફરી એકવાર હેમ અને રમેશના શ્વાસભર્યા સંબંધ ઉપર ફરી આઘાત કરે છે.

રમેશ તેની હેતુ વિનાની પરિવ્રજ્યામાં એક વાર પાછો કલકત્તામાં અન્નદાબાબુને ઘેર જાય છે. ત્યાં તેને પાડોશીને પૂછતાં ખાતરી થાય છે કે બાપદીકરીની સાથે નલિનબાબુ ગયા હતા તે વાત તો ખોટી હતી. અને એ જ નલિનબાબુ વિશે તેણે વધારેમાં જાણ્યું કે તે પહેલાં રંગપુરમાં ડૉક્ટરનો ધંધો કરતા હતા અને હમણાં કાશીમાં રહેતા હતા. યોગેન્દ્ર મિર્ઝાપુરમાં હેડમાસ્તર હતો. બદલામાં તેણે એને પોતાની હકીકત પણ કહી કે તે ગાઝિપુરમાં પ્રેક્ટિસ કરતો હતો. અને હવે એ છોડીને નક્કી કર્યા વિના ફર્યા કરે છે.

અહીંથી નીકળી રમેશ યોગેનને મળવા જવાનો નિર્ણય કરે છે. તેને લાગે છે કે પોતા વિશેની જટિલ સમસ્યાનો ઉકેલ કરવાનો હવે સમય થયો છે. તે મિર્ઝાપુર જઈ

યોગેનને મળી બધી વાત કરે છે. યોગેન કબૂલ કરે છે કે એ વાત ત્યારે કરી હોત તો પોતે માનત નહિ. અને હવે પોતે જે હાનિ કરી છે તે પોતાને હાથે જ સુધારવા, તેને નાતાલ સુધી પોતાને ત્યાં રોકે છે. અને રજામાં જઈ હેમ રમેશનાં લગ્ન કરવા નિર્ણય કરે છે. નાતાલને દસ જ દિવસ બાકી હતા.

પણ સારા માણસો પોતાના હિતને માટે ઉતાવળા હોતા નથી, એટલા ખરાબ માણસો પારકાના અહિતને માટે ઉતાવળા હોય છે. અન્નદાબાબુના જે પાડોશીએ રમેશને બધી વાત કરી તેણે જ રમેશ વિશેની વાત અક્ષય આવ્યો ત્યારે તેને કરી. તેની દાઢ સળકી. તે ગાજિપુર ગયો અને ચક્રવર્તી મશાય પાસેથી બધી હકીકત જાણી લીધી. તેને રમેશ સામે ફરી એક ફટકો મારવાનો લાગ મળ્યો. તે જાણતો હતો કે તેની એકલાની સાક્ષી તો હેમ માનવાની નથી. એટલે તેણે ચક્રવર્તી મશાયને લઈ જવાનો પેંતરો રચ્યો. કમલા કદાચ જીવતી હોય, કાશીએ ગઈ હોય માટે એની ત્યાં તપાસ કરવા જઈએ કહી તે ચક્રવર્તી મશાયને લઈને કાશી ગયો. અને અન્નદાબાબુ અને હેમની સાથે એમને ભેટાડી દીધાં. બન્નેને સખત આઘાત થયો. હેમે પિતાની ચિંતાકારક સ્થિતિમાં નલિનાક્ષ ડૉક્ટરને બોલાવ્યા અને ફરી તેને તેની પાસેથી સાન્ત્વન મળ્યું. હેમનું રમેશ સંબંધી છેલ્લું અવલંબન પણ હવે તો ગયું. અન્નદાબાબુ સાથેના પછીના વાતચીતપ્રસંગે તેણે કહ્યું: " તમે જે આજ્ઞા કરશો, તે હું જરૂરથી પાળીશ. માત્ર એક વાર મન સ્વચ્છ કરી સારી રીતે મારે તૈયાર થઈ લેવું છે."

બરાબર આ સંયોગોમાં કમલા અજ્ઞાત વેશે આ દૃશ્યમાં પ્રવેશ કરે છે. ગંગાકિનારે ચાલતાં એક મુકુંદલાલ દત્તની પત્ની નવીનકાલીનો તેને ભેટો થાય છે. તેઓ મછવામાં બેસી કાશી જતાં હતાં, અને આશ્રય આપવા કમલાને લઈ જવા કહે છે, ખરું તો એમને મફત રસોયણ જોઈતી હતી. આ પ્રૌઢ બાઈ ઘણી જ સ્વાર્થી, લોભી અને ક્રૂર હતી, પણ તેના ઘરમાં કાળી મજૂરી કરતાં પણ કમલાને તેના જીવનનું પહેલું સાચું સુખ પ્રાપ્ત થાય છે. દત્તની માંદગીમાં નલિનબાબુ તેને જોવા આવે છે. કમલાને ઘરના નોકર મારફત ખબર મળે છે કે તે પહેલાં રંગપુરમાં પ્રૅક્ટિસ કરતા. તેને ખાતરી થાય છે કે તે જ તેના લગ્નના પતિ. પણ તેને આ સુખ કંઈ પણ વધારે લભ્ય થાય તે પહેલાં તો તે નિરાશાના ગર્તમાં એક વાર હડસેલાય છે. દત્ત કુટુંબ કાશી છોડી મીરત જવા ઊપડ્યું અને પ્રૌઢ નવીનકાલીએ કમલાને લગભગ કેદીની માફક સાથે લીધી. પણ રસ્તામાં મોગલસરાઈ જંક્શને તેને ઉમેશ મળી ગયો, કમલા તેને મળવા નીચે ઊતરી ત્યાં 'બામનઠાકુરણ' ને બૂમો પાડતી નવીનકાલીને લઈ ગાડી ઊપડી. ઉમેશ કમલાને પાછો કાશી લઈ ગયો ને તેને ચક્રવર્તી મશાયને ઘેર ઉતારી. ઉમેશ પણ ગાજિપુરથી કમલાની તપાસમાં જ નીકળી ગયો હતો.

અહીં હવે કમલા શૈલજાને પોતાનો આખો ઇતિહાસ કહે છે, અને શૈલજા કહે છે: " સારું થયું કે તું રમેશબાબુના હાથમાં પડી હતી! ગમે તે કહે, બિચારા રમેશબાબુની યાદ આવે છે ત્યારે ખૂબ દુઃખ થાય છે." કમલા પેલો સાચવી રાખેલો રમેશનો હેમ ઉપરનો કાગળ પણ આપે છે, જે શૈલ પિતાને આપે છે. પિતાપુત્રી શૈલજાની દીકરી ઊર્મિને જોવા

બીજે દિવસે કમલા ઘરકામ માટે વહેલી ઊઠી ઉપાસનાની ઓરડીમાં હમેશ મુજબ વ્યવસ્થા કરે છે ત્યાં તે નલિનને હમેશ કરતાં વહેલો ઊઠેલો જુએ છે. તે નલિનને પ્રણામ કરે છે, અને ઘણા વખતથી કરી રાખેલા નિર્ણયોને અમલમાં મૂકતાં શબ્દોથી માત્ર "હું કમલા છું" એટલું જ કહી શકે છે. નલિન કહે છે: "હું જાણું છું કે તું મારી કમલા છે, આવ મારા ખંડમાં ચાલ." પાછલા પહોરે નલિન પુષ્પો લઈ માતાને સાંજે પ્રણામ કરવા જવાનું કહે છે. ત્યારે કમલા કહે છે: "પણ તમે મારી બધી વાત તો સાંભળી નહિ." નલિનાક્ષ કહે છે: "તારે કશું કહેવાની જરૂર નથી. હું બધું જાણું છું." હેમની પેઠે તે પણ અટકળે જ બધું પેલા કાગળથી સમજી ગયો જણાય છે.

કમલા જમણા હાથે મોં ઢાંકીને બોલી: "મા શું—" એટલું બોલી પણ વાક્ય પૂરું ન કરી શકી.

નલિનાક્ષે તેને મોઢેથી હાથ કાઢી નાખી કહ્યું: "મા પોતાના જીવનમાં અનેક અપરાધ ક્ષમા કરતાં આવ્યાં છે. જે અપરાધ જ નથી, તેની ક્ષમા તેઓ જરૂર આપી શકશે." અને એ ખરું હતું. ક્ષેમંકરીએ ભયંકર અપરાધો માફ કર્યા છે, જોકે આ પરિચયમાં તેનો ઈસારો મેં નથી કર્યો.

આખી વાર્તા વાંચતાં ઠેઠ સુધી આખું મન લાગણીઓના ખેંચાણથી બહુ જ તંગ રહ્યા કરે છે. વાર્તા પૂરી થયે વાંચનાર એક જાતની 'હાશ!' અનુભવે છે.

અને છતાં કોઈ ને લાગે: આમાં વાર્તા ક્યાં પૂરી થઈ? રમેશ અને હેમનલિનીનું શું થયું! હવે તેમને બન્નેને પરણતાં કોઈ પણ પ્રકારનો બાધ કે અંતરાય નથી, ત્યારે કર્તાએ તેમને પરણાવ્યાં કેમ નહિ? આટલાં આટલાં દુઃખ, ત્યાગ, દમન, સંયમને અંતે, જે પ્રેમથી તેઓ વાર્તાની શરૂઆતથી જ લગ્નનાં અધિકારી હતાં, તે લગ્ન કેમ ન કરાવ્યાં! પણ વાર્તાનું ઔચિત્ય એમાં જ છે. રમેશ કે હેમ અક્ષયબાબુ જેવાં હોત તો જરૂર પરણત. પણ *એવાં હોત તો તો આ વાર્તા રમેશ કમલાના પ્રથમ મિલન પછી આગળ ચાલત જ નહિ.* લગ્ન એ રમેશ કે હેમને માટે માત્ર વ્યવહારનો પ્રશ્ન નહોતો. લગ્ન એ એમને મન જીવન-પટ ઉપરના એક સુંદર ચિત્ર જેવું હતું જે પટ ઉપર કરવા ધારેલ ચિત્રના રંગની વિરુદ્ધના જ રંગો વારંવાર ઢળે તેના ઉપર પછી મૂળ ચિત્ર દોરવાનો ઉલ્લાસ ક્યાંથી રહે! કમલા ગાઝિપુરમાં ગંગાકિનારે કૂંચીનો ઝૂડો નાંખી ચાલી ગઈ ત્યારથી જ રમેશને તો સંસારનો ઉલ્લાસ બધો ઊતરી ગયો હતો. તે વખતે તે વિચારે છે: "મારા જીવનમાં જે ભયંકર બનાવનો આઘાત લાગ્યો છે, તેણે મારે માટે સંસારને અયોગ્ય બનાવી દીધો છે. જે ઝાડ ઉપર વીજળી પડી હોય તેણે પ્રફુલ્લ ઉપવનમાં સ્થાન પામવાની આશા શું કામ રાખવી?" અને એ પછી પણ તેના પર ફરી વીજળી તો પડી—ત્યારે તે યોગેન સાથે કાશી ગયો ને હેમનલિનીએ તેના તરફ ઉપેક્ષા દર્શાવી, ને તેણે જાણ્યું કે હેમે ક્ષેમંકરીના આશીર્વાદ મેળવ્યા છે! રમેશ અને હેમ બંને વાર પરણવા તૈયાર થયાં ને તેમનાં લગ્ન એટલે આવી બંધ રહ્યાં. એમ થયા પછી બન્નેને પરણવાનું મન શું રહે!

કાશી ગયો ને હેમનલિનીએ તેના તરફ ઉપેક્ષા દર્શાવી, ને તેણે જાણ્યું કે હેમે ક્ષેમંકરીના આશીર્વાદ મેળવ્યા છે! રમેશ અને હેમ બબ્બે વાર પરણવા તૈયાર થયાં ને તેમનાં લગ્ન એટલે આવી બંધ રહ્યાં. એમ થયા પછી બન્નેને પરણવાનું મન શું રહે?

આ વાર્તામાં પાત્રો ઘણાં ઓછાં છે એમ કહી શકાય. મુખ્ય પાત્રો તો માત્ર હેમ, રમેશ અને નલિન, કમલા જ છે તે પછી ગૌણ પાત્રોમાં હેમની આસપાસ તેના પિતા, ભાઈ અને ભાઈનો મિત્ર અક્ષય છે. રમેશ અને કમલાની આસપાસ ઉમેશ અને ચક્રવર્તી ગૂંથાય છે. વચમાં કમલાને થોડા દિવસ દત્ત કુટુંબમા ગાળવા પડે છે. આટલાં થોડાં પાત્રોથી કવિએ અનેક લાગણીઓનું એક ભારે અટપટું સંગીત ઊભું કર્યું છે. વાર્તાના બનાવો સમયપટ પર બહુ મનોરમ આકૃતિઓ દોરે છે. હેમના વલ્લભ રમેશનુ જીવન જેમ બીજા યુગલની સ્ત્રીના જીવન સાથે ગૂંથવાય છે, તેમ હેમનું પોતાનું જીવન એ જ યુગલના પુરુષ સાથે ગૂંથવાય છે. અક્ષય જેટલી વાર રમેશની વિરુદ્ધ ખટપટ કરે છે તે દરેક વાર તે હેમ–રમેશના સંબધ ઉપર પ્રહાર કરે છે, પણ સાથેસાથે વાર્તાનાં સૂત્રો તેથી અંતિમ પ્રયોજન તરફ વળતા જાય છે. એટલે કે તેથી નલિન અને કમલા પાસેપાસે ધકેલાય છે. પહેલી વાર રમેશના વિચારો હેમના મનમાંથી ટાળવા તે યોગેન સાથે ખટપટ કરે છે તો તેથી નલિન ભૂમિકા ઉપર આવે છે બીજી વાર, રમેશ વિરુદ્ધ પુરાવો ઊભો કરવા, તે ચક્રવર્તી મશાયને લઈ જાય છે તો તેથી કમલાને ફરી ચક્રવર્તીનો આશ્રય મળે છે, અને અંતે તે જ નલિન કમલાનો યોગ કરી આપે છે. બધા પાત્રો સામાન્ય કરતાં ઊંચી ભૂમિકાનાં, ઉચ્ચતર સંસ્કારવાળાં છે ખરાબમાં ખરાબ અક્ષય પણ સામાન્ય માણસ કરતાં બહુ ખરાબ કાર્ય કશું કરતો નથી. તેનાં કાર્યોમાં ધીરજ, કાર્યદક્ષતા તો છે જ, તેમાં તેનો કુટિલ હેતુ પણ છે, પણ તે કશું જૂઠું તો નથી જ કરતો. તે ફાવે છે તેનું કારણ આ કોઇ ન માને તેવો, જેનો ખુલાસો પણ ન કરી શકાય તેવો, વાર્તાનો મુખ્ય બનાવ છે અને બધા પાત્રોમાં, જાડી બુદ્ધિના યોગેનમાં અને કુટિલ બુદ્ધિના અક્ષયમાં પણ એક પ્રકારનો હાસ્ય તો સતત વહ્યા કરે છે. એ હાસ્યનું ચાતુર્ય જાણે કવિનુ પોતાનુ જ છે. જાણે બધા પાત્રો કવિ પાસેથી હાસ્ય ચાતુર્ય શીખી આવ્યાં છે અને છતાં તેમના હાસ્યમા પણ સ્વભાવ તો તે તે પાત્રનો જ વ્યક્ત થાય છે

વાર્તામાં કોઈ અસાધારણ બનાવ આણી વાર્તા રચવામા ઘણી બળવાન કલ્પના જોઇએ છે. ઘણા લેખકો કલ્પનાની નિર્બળતાથી અમુક પરિણામ કે વસ્તુસ્થિતિ માટે ઉચિત પ્રતીતિકર અને સ્વાભાવિક લાગે તેવા બનાવોની પરંપરા નહિ કલ્પી શકવાથી; ગમે તેવા બનાવો હઠથી બલથી યોજી, ધારી પરિસ્થિતિ આણે છે, અને ત્યાં વાર્તાકારનો પ્રયત્ન દેખાઇ આવે છે. એવા વાર્તાકારો તો વાર્તામા સંભવિત શું, અસંભવિત શુ, એનો વિવેક જ કરી શકતા હોતા નથી. સંભવિત અસંભવિત બધા બનાવો એકસરખા સંભવિત તરીકે એની વાર્તામા આવે છે. એવાને માટે તો કશું કહેવાનું જ નથી, પણ તે પ્રશ્ન એક બાજુ રાખતાં, વાર્તામાં અસંભવિત બનાવ પણ આવી શકે. વાર્તાસૃષ્ટિ બધી રીતે આપણી વ્યવહારની દુનિયાં જેવી હોય છે, એટલે તેમાં સંભવિત બનાવ સંભવિત તરીકે અને અસંભવિત બનાવ અસંભવિત તરીકે આવી શકે. સામાન્ય રીતે સંભવિત અને અસંભવિત બન્ને પ્રકારોની યોજના કૌશલની અપેક્ષા રાખે છે. પણ અસંભવિત બનાવ અને અનેક વ્યક્તિઓ ઉપર તેનાથી થતી અસરો નિરૂપવામાં અસામાન્ય કલ્પનાશક્તિ અને માનવસ્વભાવનું સંપૂર્ણ પ્રભુત્વ

જોઈએ. એવી વિલક્ષણ સ્થિતિમાં પણ માનવસ્વભાવ તો પોતાપણે જ પ્રવર્તવો જોઈએ, અને એ પ્રવૃત્તિ કલ્પવામાં કલ્પના ઘણી બળવાન જોઈએ. અહીં રમેશને નલિનની પત્ની સાથે પતિપત્ની તરીકે રહેવાનું આવ્યું એ બનાવ ઘણો વિલક્ષણ છે. અને એ કેટલો બધો વિલક્ષણ હોવા સાથે વિષમ છે એ આ વાર્તામાં બરાબર બતાવેલું છે. એવા બનાવમાં ભેગાં થઇ ગયેલાં સ્ત્રીપુરુષ ઉપર અને તેમના સમર્ગમાં આવતાં સમાજનાં બીજાં માણસો ઉપર શી અસર થાય તે અહીં ઘણા કૌશલથી કહ્યું છે. એ સ્થિતિ એટલી બધી વિલક્ષણ છે કે, આ વાર્તા વાંચતાં વાંચતાં પણ વાંચનાર વાર્તાની સ્વાભાવિકતા ન સમજે! તેને એમ થઈ જાય છે કે રમેશ શા માટે આટલો બધો ચીકણો થાય છે! એક ફેરા ન ફર્યા એટલા માટે કમલા પોતાની નહિ, એમ માની શા માટે પોતે દુ:ખી થાય છે ને કમલાને દુ:ખી કરે છે' જો વાંચનારને એમ થાય તો એનો એટલો જ અર્થ કે વાર્તાની મદદ છતાં તે રમેશ-કમલાની પરિસ્થિતિ સાક્ષાત કરી શકતો નથી. માણસ માત્રમાં લગ્નવિધિ માટેનું માન, બીજાની સ્ત્રીના શીલરક્ષણનો આગ્રહ, લગ્ન જેવા નિકટ સંબંધમાં બધી જ મુખ્ય હકીકતનું અગોપન—પ્રામાણિકતા, લગ્નપ્રેમને માટે એ વ્યક્તિઓ વચ્ચે કશી જ વાતનો અંતરાય ન જોઈએ એવો સંસ્કાર, લગ્ન જેવી બાબતની સાચી હકીકત સમાજમાં ગુપ્ત રાખી શકવાનો અસંભવ, અને એ પ્રકટ થતા સમાજમાં અને પત્ની તરફ કરેલ છેતરપિંડીનાં ભયંકર પરિણામ, આ બધા સંસ્કારો માણસના મનમાં એટલા ઊંડા રૂઢ થયેલા હોય છે કે તે છે એ પણ આપણી જાણમાં ન હોય! લગ્નપ્રેમમાં અનંત વિકાસની શક્યતા છે, અને એવો વિકસ્વર સંબંધ સત્ય સિવાય બીજા કશાના પાયા પર ન નભી શકે એ માણસજાતિનો ઘણો ઊંડો સંસ્કાર છે એ સંસ્કાર ઊંડો છે માટે વાંચનાર કદાચ ભાનપૂર્વક તે સમજે નહિ ને તેથી કહે કે રમેશ-કમલા બીજી શોધમાં પડયા વિના પતિપત્ની તરીકે રહ્યાં હોત તો કશું ખોટું ન થઇ જાત! પણ કવિ આપણા સંસ્કારો આપણે સમજીએ તે કરતા વધારે સમજે છે, અને આપણને તેની પ્રતીતિ થાય એ રીતે તે નિરૂપે છે. આ વાર્તાની એ જ ખૂબી છે!

વાર્તામાં કમલા ગાજિપુરના રમેશના બંગલાનો ત્યાગ કરી ચાલી જાય છે, ત્યારે પોતાની વિચિત્ર સ્થિતિ જોતા રમેશ વિચાર કરે છેઃ

વિધિએ આ શું કૌતુક માંડયું છે! એક તરફ મારી સાથે કમલાનું અને બીજી તરફ નલિનાક્ષની સાથે હેમનલિનીનું આ મિલન તદ્દન નવલકથાની વાત જેવું લાગે છે.—અને તે પણ વળી ખરાબ રીતે લખેલી નવલકથાની! આમ તદ્દન ઊલટપાલટ સંબંધ જોડી દેવાનુ તો વિધિ સમા બેપરવા રચનારને જ શોભે—સંસારમા તે એવા અદ્દભુત બનાવો બનાવે છે કે કોઇ બીજું લેખક કાલ્પનિક નવલકથામાં જે લખવાની હિંમતે ન કરે.

ખરેખર કોઇ બીજું લેખક આવું લખવાની હિંમત ન કરે અને કવિવર રવીન્દ્રનાથ ટાગોરે એવી વાર્તા લખી છે. અને તેમાં જેટલી નાજુકાઇ, સ્વચ્છતા, મહાનુભાવતા બતાવી છે, તેટલી જ ખરેખર એક કલાના ક્ષેત્રમાં વીરતા પણ બતાવી છે એમ કહેવું જોઇએ.

કવિવર રવીન્દ્રનાથની વાર્તા ભાષાન્તર માટે ઘણી ચીવટ અને બંગાળીનો નિકટનો અભ્યાસ માગે છે. અને વાંચનાર જોઇ શકશે કે શ્રી નગીનદાસ પારેખે આ ભાષાન્તરમાં બન્ને બરાબર બતાવેલાં છે.

અનુસંધાન પૃ. ૪૩૯ ]
આપણી ઇચ્છા ન હોય તો પણ ઇન્દ્રિયો પર બાહ્ય બનાવથી થતા આઘાતોથી માણસને અવશ થઈ તે માનવા પડે છે. વાર્તામાં બહારથી એવા કશા આઘાતો આવતા નથી. વાર્તામાં વાચક કે ભાવક વાર્તાલેખકનાં સૂચનો પ્રમાણે પોતે વાર્તાના બનાવો ઘડતો જાય છે. એમ ઘડવાના વ્યાપારમાં તેની પોતાની સંભવાસંભવની બુદ્ધિ કામ કરતી હોય છે. એટલે વાર્તાના બનાવો વાંચનારને સંભવિત લાગવા જોઈએ અથવા એને સંભવિત માનવા તે પ્રેરાય એવી રીતે એ બુદ્ધિ ઉત્તેજવી જોઈએ. વાર્તાકારે પોતે અમુક બનાવ જોયો એટલા ઉપરથી વાર્તામાં એ સંભવિત બનતો નથી. સાધારણ વાચનારની બુદ્ધિ તેને સંભવિત માને તેવી રીતે તેણે તેને નિરૂપવો જોઈએ. એટલે વાર્તાના બનાવની સંભવિતતા વાર્તાનિરૂપણ ઉપર આધાર રાખે છે. આ દૃષ્ટિએ વાર્તાની સંભવિતતા એક રીતે દુનિયાથી સ્વતંત્ર છે. દુનિયામાં ખરેખર બને તે વાર્તામાં સંભવિત ન પણ લાગે, અને બીજી તરફથી દુનિયામાં ન જ બને એવા બનાવો પણ વાર્તામાં સંભવિત લાગે. ટુચકા વિશે બોલતાં મેં કહેલું કે કેટલાક ટુચકાનું રહસ્ય જ એ છે કે તેવો બનાવ અસંભવિત કે વિલક્ષણ હોવા છતાં બન્યો હતો વાર્તામાં એવા અસંભવિત બનાવો ખાસ પ્રયોજન વિના ત્યાજ્ય ગણાવા જોઈએ. ઉપર કહેલા ટુચકામાં પેલો ચાકર વહેળા ઉપર ગયો ને તેને તરત વીંટી જડી એ બનેલો બનાવ છે. પણ માણસની સંભવાસંભવની સાધારણ બુદ્ધિ પ્રમાણે એ અસંભવિત છે. વાર્તામાં એ બનાવ એવી રીતે ન આવી શકે. શાકુન્તલમાં શકુન્તલાના અસ્વીકારના પ્રસંગે દુષ્યન્ત તેને શચીતીર્થ પર લઈ જાય, વીંટી ક્યાં પડી હતી એમ પૂછે, ને લાકડી ખોસતાં વીંટી ઉપર આવી જાય તો વાર્તા નિષ્ફળ જાય. કારણકે વાંચનાર જાણે છે કે એમ વીંટી મળી આવવાનો સંભવ જરા પણ નથી. વાંચનાર વીંટી નીકળે એમ ન માને એટલું જ નહિ, દુષ્યન્ત શકુન્તલાને શચીતીર્થ બતાવવાનું કહે, ને શકુન્તલા બતાવવા જાય એ પણ ન માને, કારણકે દુષ્યન્ત અને શકુન્તલા પણ એટલું સમજતાં જ હોય કે અત્યારે જવાથી એમ વીંટી જડવાની નથી.

પણ આનો અર્થ એવો નથી કે કોઈ પણ વાર્તામાં અસંભવિત બનાવ આવી જ ન શકે. અસંભવિત બનાવો વાર્તામાં આવે પણ છે. દાખલા તરીકે 'નૌકાડૂબી' વાર્તાના બધા બનાવો વાર્તાની શરૂઆતના એક અસંભવિત બનાવથી જ બને છે. પણ ત્યાં એ અસંભવિત બનાવ અસંભવિત તરીકે જ આવેલો છે, અને વાર્તા આખી એક અસંભવિત બનાવનાં પરિણામો તરીકે જ નિરૂપેલી છે. એટલે સિદ્ધાન્ત તરીકે એમ કહી શકાય કે જ્યાં વ્યવહારજગતની ભૂમિકા જ વાર્તાકારે સ્વીકારેલી હોય ત્યાં અસંભવિત બનાવ અસંભવિત બનાવ તરીકે આવી શકે. સંભવિત બનાવ સંભવિત તરીકે આવે, અને અસંભવિત બનાવ અસંભવિત તરીકે આવે. અકુશલ લેખકને હાથે ગોટાળો થાય છે તે એ છે કે તે ઘણીવાર અસંભવિત બનાવને સંભવિત તરીકે દાખલ કરે છે, અથવા સંભવિત અસંભવિત બધા બનાવો એકસરખા સંભવિત તરીકે વાર્તામાં દાખલ કરે છે. ઉપર શાકુન્તલનો દાખલો આપેલ છે તે મુજબ જો દુષ્યન્ત-શકુન્તલા શચીતીર્થ જાય, અને ત્યાં તેમને વીંટી જડે તો એ અસંભવિત બનાવ સંભવિત તરીકે વાર્તામાં પ્રવેશ પામ્યો ગણાય. અને એમ ન થવું જોઈએ. વળી વાર્તામાં બનાવો પણ પ્રયોજન માટે આવે છે. એટલે અસંભવિત બનાવનું પ્રયોજન હોય તો જ તે અસંભવિત તરીકે આવવો જોઈએ. એવું પ્રયોજન ન હોય ત્યાં અસંભવિત બનાવ દાખલ કરવો એ અનૌચિત્ય છે.

છતાં કોઈ વાર્તામાં અસંભવિત બનાવ આવી જાય છે ત્યાં એ દોષ કે ક્ષતિ જ છે. કુશલ વાર્તાકાર એ દોષ રહી ગયો હોય તો તેને કોઈ ખૂબીથી ઢાંકી દે છે. ઘણી વાર કોઈ બીજી જ વસ્તુ તરફ ધ્યાન દોરવાથી સાધારણ માણસ એ ક્ષતિ જોઈ શકતો નથી, અથવા તેને ક્ષમ્ય ગણે છે. પણ વાર્તાનો રસ એ જ ક્ષતિને ક્ષમ્ય કરનાર મોટામાં મોટું બળ છે રસના જ વેગથી વાચક પોતાના માર્ગમાં આવતુ ગાબચુ સહેજે ટપી જાય છે અસંભવિત બનાવથી ઊભી થતી સ્થિતિમાંથી પણ જો અત્યંત રસિક કે મનોહર પરિણામ આવતું હોય તો વાચક એ ક્ષતિને સહેજે સહન કરી લે છે. આ રીતે એક જ પ્રકારની ક્ષતિ એક લેખકમાં વાચક માફ ન કરે, તે બીજામાં કરે. મહાન લેખકો ઘણીવાર પ્રમાદ કરવા છતાં પણ પોતાની પ્રતિભાને બળે આ રીતે વાચકને પોતાની સાથે લઈ જાય છે. એટલે ગુણ-દોષની બધી ચર્ચા છતા વિવેચકે સમર્થ લેખકનુ આ બળ સ્વીકારવું જ જોઇએ, અને તેથી જ સાધારણ વાર્તાલેખકે આવી બાબતમા પ્રમાદ ન કરવો જોઇએ

વાર્તામા જ્યા બનાવોની પરપરા હોય ત્યાં, બનાવ સ્વાભાવિક રીતે એક બીજામાંથી ઊગતો હોય, એવી પ્રતીતિ થવી જોઈ એ. વાર્તાલેખકે પોતે, અમુક પરિસ્થિતિ ઊભી કરવા, કે અમુક પરિણામ લાવવા અમુક બનાવ ઉપસ્થિત કર્યો છે એમ ન લાગવુ જોઈએ. જેમ ઈશ્વર આ જગત ચલાવે છે છતા કોઈ જગાએ તેમા હસ્તક્ષેપ કરતો નથી, જગત એની મેળે ચાલ્યુ જતું ભાસે છે, તેમ વાર્તા કર્તા રચે છે છતાં તેના બનાવો એની મેળે ચાલતા જણાવા જોઈ એ. તેણે ચલાવ્યાની નિશાની ક્યાય ન જોઈએ. જેમ શિલ્પી ટાંકણાથી મૂર્તિ ઘડે પણ મૂર્તિ ઉપર ક્યાય ટાંકણાનુ નિશાન ન જોઈએ તેમ વાર્તાકાર વાર્તા ઘડે છે છતા ક્યાય પણ તેણે અમુક બનાવ બનાવરાવ્યો એવુ જણાવુ ન જોઈએ. એને હું વાર્તાકલાનો વિરોધ કે વિરોધાભાસ (paradox) કહુ છું. વાર્તા પોતાની મેળે આગળ ચાલવી જોઈએ, એટલે એ જીવન્ત જોઈએ. વાર્તાનુ પાત્ર મરતુ હોય તો એની મેળે મરવું જોઇએ, કર્તાએ કરુણ નિષ્પન્ન કરવા પાત્રને મારી નાખ્યુ એમ પ્રતીત થવુ ન જોઇએ. અમુક પરિણામ ખાતર જાણે બનાવ બન્યો છે એમ ન લાગવું જોઈએ પણ એ બનાવ ને એ પરિણામ એક જ નિર્માણથી બન્યા છે એમ લાગવુ જોઈ એ. કલામા સાધન અને સાધ્યનો ભેદ આ દૃષ્ટિએ નથી હોતો.

મે ઉપર કહ્યું કે વ્યાવહારિક જગતના બધા બનાવો વાર્તામાં સંભવિત ગણાય નહિ. એ રીતે વાર્તાની સંભવિતતા જગતના બનાવો કરતાં વધારે મર્યાદિત છે અને સંકુચિત છે. તો બીજી રીતે જગતમા કદી ન બનતા બનાવો વાર્તામા સંભવિત તરીકે આવી પણ શકે છે. અરેબિયન નાઈટ્સ, કથાસરિત્સાગર વગેરે અનેક વાર્તાઓમા કેવળ અસંભવિત બનાવો પાર વિનાના આવે છે. આ બનાવો વાર્તામા સભવિત બને છે તેનું કારણ લેખક વાચકની બુદ્ધિને એ સ્વીકારવા તરફ ઉત્તેજે છે તે છે. લેખક આપણા જગતથી ભિન્ન નવી સૃષ્ટિમાં વાચકને લઈ જાય છે, જ્યા તે આ જગતની મર્યાદાઓ સ્વીકારતો નથી અને લેખકની ઉત્તેજના પ્રમાણે જગતમાં અસભવિત એવા બનાવો તે ઘડવા માંડે છે. તે એમ કરે છે તેનું કારણ એ છે કે એ ઘટતદ્પ્રવૃત્તિ વાચકને ઇષ્ટ છે. દાખલા તરીકે, મરજીમાં આવે ત્યાં ઊડીને જઈ શકાય, મરજીમાં આવે ત્યારે તિરોહિત–અદશ્ય થઈ શકાય, અદશ્ય રહી ગમે તેટલે દૂર

ઘોડાથી કોઈને મારી શકાય, આ બધી પ્રવૃત્તિઓ કોઈ પણ એક વ્યક્તિને નહિ, પણ આખી માણસજાતને ઇષ્ટ છે. લાખો વરસોથી માણસે આવી શક્તિઓ તાકી, કે અજ્ઞાત રીતે ઇચ્છી છે જંગલી પ્રાણીઓથી કે શત્રુઓથી બચવા, કે શિકાર કરવા કે શત્રુઓને મારવા, કે ઇષ્ટ જનોને મળવા તેણે આવી શક્તિઓ લાખો વરસોથી ઇચ્છી છે. અને એ ઇચ્છાઓ પૂર્ણ કરવા વાચક પોતાની કલ્પનાશક્તિને, એ દિશામા જવા દે છે. જગતના સભવાસંભવની બુદ્ધિને આવુ કલ્પતા ક્લેશ નથી થતો, ઊલટી મજા આવે છે માટે આવા બનાવો વાર્તામા આવે છે આવી ચમત્કારક કે અલૌકિક શક્તિઓ સપાદન કરવાની રીત પણ મનુષ્યસ્વભાવને પ્રતીતિકર હોવી જોઈએ. જૂના સમયમા આવી શક્તિઓ મત્રથી મળી શકતી એમ મનાતુ ભાષા એ ઘણા ગૂઢ સામર્થ્યવાળી છે એ માણસજાતનો ઘણો જૂનો સસ્કાર છે, અને તેથી એવી શક્તિ જૂના સમયમાં ભાષાથી મળતી જણાવાતી. વળી તપથી પણ એ પ્રાપ્ત થતી, અને તપ ઉપર પણ માણસજાતની શ્રદ્ધા ઘણી પ્રાચીન છે હાલ એવી વાર્તાઓમાં આવી શક્તિની સિદ્ધિ સાયન્સ—વિજ્ઞાનદ્વારા મેળવેલી નિરૂપાય છે કારણકે હાલના જમાનામા સાયન્સ એવુ કરી શકે એવુ ગણાય છે. આ ઉપરથી સ્પષ્ટ થશે કે માણસજાતના સંસ્કારો સૈકે સૈકે જેમ બદલાય તેમ વાર્તાકારની પદ્ધતિઓ પણ બદલાય.

આપણે જોયું કે અલૌકિક શક્તિઓ સપાદન કરવાની રીત માનવસસ્કારોને અનુકૂળ હોવી જોઈએ. પણ તેથી પણ વધારે અનુકૂળ એ શક્તિઓનો વિનિયોગ હોવો જોઈએ. મનુષ્યસ્વભાવને વ્યક્ત કરવા જ એ શક્તિઓ આવવી જોઈએ. અરેબિયન નાઈટ્સમા કે ડૉ. જેકિલ અને હાઈડની વાર્તામા કે એચ જી. વેલ્સની ઇનવીઝિબલ મૅનની વાર્તામાં એ અલૌકિક શક્તિઓનો ઉપયોગ કે વ્યાપાર માનવમા રહેલી ગૂઢ વાસનાનુસાર થાય છે: ઊડવાની શક્તિ વાર્તામાં ઇષ્ટજનને મળવા કે ભયથી દૂર રહેવા વપરાય. એક પણ શક્તિ મનુષ્ય-સ્વભાવથી પ્રતિકૂલ રીતે, અમાનવી રીતે વપરાય નહિ જેમ વ્યવહારમા માનવ માટે અમાનવ બનવું અશક્ય છે, તેમ કલામા પણ તેને માટે અમાનવ બનવું અશક્ય છે. કશી જ અમાનવ વસ્તુમા માનવને રસ પડી શકે નહિ! મહાભારત, રામાયણ, અરેબિયન નાઈટ્સ, બધામાં જ્યાં જ્યા આવી ચમત્કારક શક્તિઓ આવે છે ત્યા ત્યા સર્વત્ર તેનો વિનિયોગ માનવ-સ્વભાવને એ રીતે વ્યક્ત કરવા જ થયેલો હોય છે.[1] વાર્તામા જડસૃષ્ટિના નિયમોમા ગમે તેટલી છૂટ લઈ શકાય, પણ માણસના સાચા સ્વભાવની બાબતમાં લેશ પણ છૂટ ન લઈ શકાય. ઊલટું માણસના સ્વભાવમાં રહેલા ગુપ્ત સ્વાભાવિક વ્યાપારોને વ્યક્ત કરવા એ કલાનું કામ છે.

---

૧ કોઈને પ્રશ્ન થાય કે આપણી વાર્તાઓમા રાક્ષસોના બધા વર્તનો ક્યાં માનવસ્વભાવ પ્રમાણે હોય છે? દાખલા તરીકે રાક્ષસો કેટલુ ય તપ કરીને અપ્રતિમ શક્તિ માગે છે અને પછી એક દુશ્મન માગે છે, તેનો શો ખુલાસો? તો ખુલાસો એ છે કે માણસ પશુમાથી ઉત્ક્રાન્ત થયો ત્યારથી તેનામાં યુયુત્સા રહેલી છે, જેને આપણે primitive pugnacity તરીકે ઓળખીએ છીએ. અને અત્યારે પણ માણસમા રહેલી ડફાસમા એ શત્રુઓ ઊભા કરવાની વૃત્તિ રહેલી છે. ઘણાને અનુભવો હશે કે રેલવે મુસાફરોમાં કેટલાક માણસો પોતાની સત્તા કે બળ કે મોટાઈ બતાવવા વિના પ્રયોજન બીજાની સાથે લડે છે. આ વૃત્તિ રાક્ષસી છે, અને રાક્ષસોની વાર્તામાં એ બરાબર વ્યક્ત થાય છે.

આ ઉપરથી સહેજે ફલિત થાય છે કે જ્યાં ચમત્કારક શક્તિઓ માનવસ્વભાવને વ્યક્ત કરવા ન આવે, પણ વ્યવહારમાં સાધારણ રીતે નહિ મનાતી કોઈ વાત સિદ્ધ કરવા આવે, ત્યાં વાર્તા પોતાના પ્રયોજનથી બહાર જાય છે. જેમકે ભૂત છે એમ સાબીત કરવા ભૂતની વાર્તા લખવી એ વાર્તાના પ્રયોજનની બહારની વાત છે. અલબત ભૂત જેવી સૃષ્ટિમા માનવચિત્ત કેવો વ્યાપાર કરે તે બતાવવુ તે વાર્તાના પ્રયોજનમાં આવી શકે પણ ભૂતો સાચાં છે એમ સાબીત કરવાનુ કામ વાર્તાનું નથી. બીજી રીતે એમ કહી શકાય કે ભૂતોની વાર્તા, જો બનેલા બનાવોની જ હોય, તો તે વાર્તા નથી, જો કલ્પિત હોય તો તેથી ભૂતયોનિ સાબીત થવાની નથી.

આપણે બનાવો વિશે આગળ વિચાર કરીએ. વાર્તાના પાત્રોનું પોતાનું વર્તન એ પણ એક બનાવ જ છે. સાધારણ બનાવમા અને વર્તનમા ફરક એ છે કે વાર્તામા તે પાત્રના સ્વભાવ કે લાગણીના પ્રકટીકરણ માટે આવે છે. અહી વર્તનમા પાત્રોની ઉક્તિઓ અને શારીરિક ક્રિયાઓ બન્નેનો સમાવેશ થાય છે. બોલવુ એ પણ એક બનાવ જ છે ઉક્તિ અને ક્રિયા બન્ને માણસનો સ્વભાવ અને તેની વિશિષ્ટ પરિસ્થિતિમા ઉત્પન્ન થયેલી લાગણી વ્યક્ત કરે છે. અહીં એટલુ કહેવુ જોઈએ કે ઉક્તિ અને વર્તન બન્ને પ્રસંગને ઉચિત હોવુ જોઈએ. એ પ્રસગમા જે લાગણી થઈ શકે તે લાગણીથી જે ઉક્તિ કે વર્તન થાય તે જ તેવા જ તેટલાં જ થવા જોઈએ અને આપણા અત્યારના વાર્તાકારમાં મને વધારેમાં વધારે ક્ષતિઓ અહીં થતી લાગે છે. અને એનુ કારણ સમજી શકાય એવુ છે વાર્તામા પ્રસગને લીધે પાત્રમાં લાગણી થાય છે, પણ વાર્તાકારના ખાનગી માનસઇતિહાસમા, પહેલી લાગણી થઈ હોય, અને પછી એ લાગણી વ્યક્ત કરવા તે પ્રસગ યોજે એમ પણ બને વાર્તામાં સ્વજનના મરણથી કરુણ નિષ્પન્ન થાય છે, પણ વાર્તાકારમા ઘણી વાર કરુણની ઇચ્છા પહેલી જાગેલી હોય છે અને પછી તેને માટે તે વાર્તામા મૃત્યુ ગોઠવે છે. આમા કરુણમા સંક્રાંત થવાની અધીરાઈથી, કે પ્રસગ ઘડવાના અકૌશલથી, તે પાત્રને ગમે ત્યારે મારી બેસે છે. ઘણા તો કેવળ સર્જકબુદ્ધિને અભાવે ગમે તેવા બનાવો યોજી ગમે તેવી લાગણીઓનાં વર્ણન કરે છે. જ્યારે કંઈ ન સૂઝે ત્યારે કોઈકને માંદા પાડે છે, કોઈને ક્ષય કરે છે, કોઈને મારે છે, કોઈ પાસે આપઘાત કરાવે છે. 'અરે કર્તામા કેટલી બધી લાગણી છે !' 'તમે કેવા લાગણીહીન છો કે આટલી બધી લાગણી છતા કલા નથી એમ કહો છો?' પણ અહીં પણ કલાનો નિયમ તો એ જ છે—ઔચિત્યનો. પ્રસગને ઉચિત લાગણી, ને લાગણીને ઉચિત ઉક્તિ અને વર્તન બીજી રીતે કહું તો પ્રસગ લાગણી ઉક્તિ ક્રિયા સર્વ પ્રતીતિકર થવાં જોઈએ. પ્રસંગ લાગણી ઉક્તિ ક્રિયા નિરૂપ્યા પ્રમાણે પોતાના મનમા ઘડતા વાચક કે ભાવકને ક્લેશ ન થવો જોઈએ. એ વ્યાપાર તેના આખા ચિત્તતંત્રને અત્યંત અનુકૂળ હોવો જોઈએ.

પણ વાર્તામાં બનાવો ઉક્તિઓ અને પાત્રોનાં વર્તનો સભવિત હોય એટલુ બસ નથી. સંભવિત હોવા સાથે તે ચમત્કારક—લોકોત્તર હોવાં જોઈએ. અને આને હું વાર્તાનો બીજો વિરોધ કે વિરોધાભાસ ગણુ છુ પહેલો વિરોધાભાસ મેં એ કહેલો હતો કે વાર્તાકાર વાર્તા ઘડે છે છતાં તે ઘડે છે એવી નિશાની ન જોઈએ, વાર્તા એની મેળે ચાલતી હોવી જોઈએ. બીજો વિરોધાભાસ એ કે વાર્તા અત્યંત પ્રતીતિકર સંભવિત હોવી જોઈએ અને તે છતાં

તે ચમત્કારક હોવી જોઈએ. ઘણી વાર્તામાં બધું સંભવિત હોય છે અને છતાં કશું જ ચમત્કારક નથી હોતું. એ વાર્તા જ નથી. સર્વ રસમા અદ્દભુત રસને ઇષ્ટ કહ્યો છે તે આને લીધે.

હવે હું વાર્તાની વ્યક્તિઓ વિશે કહેવા ઇચ્છું છું. તેને માટે મેં પહેલાં કહેલો સુરજમલજીનો ટુચકો ફરી યાદ કરશો. ત્યાં મેં કહ્યું કે વાર્તાના બનાવો કેટલાક કુદરતનાં બળોથી બનેલા, અને કેટલાક મનુષ્યથી બનેલા છતા કુદરત જેવા જ કેવળ જડ પરિસ્થિતિના અંશરૂપ હોય છે. એ વાર્તામાં મેં કહ્યુ કે સાંકડી નેળ એ મનુષ્યકૃત છતાં જડ પ્રકૃતિનો અંશ હતી, તેમ જ નેળમા આગળ જતુ ગાડું એ પણ જડ પ્રકૃતિનો અંશ હતુ. પણ, આપણે આગળ પૂછીએ, કે સુરજમલજીને પકડી પાડવા તેની પાછળ પડેલી ઘોડેસ્વારની વ્હાર એ શું હતી? એ જડ પ્રકૃતિનો અંશ હતી? ના, નહિ જ પણ તે સાથે તે સ્વભાવને વ્યક્ત કરતું વર્તન પણ નથી એ ઘોડેસ્વારોના સ્વભાવ વિશે આપણે અહીં કશું જ જાણવા પામતા નથી. ત્યારે એને શું કહીશુ? આપણે એને વ્યક્તિનુ વર્તન કહેવાને બદલે આખા સમાજનું વર્તન કહીશું. એ વખતનો સમાજ એવો હતો કે કોઈ બહારવટિયો બાણુ પકડીને નાસે ત્યારે રાજ્યના અસ્વારો તેની પાછળ વ્હારે ચડે ત્યારે ફરી પ્રશ્ન કરીશુ? શું સુરજમલજી પોતે પણ એ રીતે સમાજનુ જ વર્તન ન કહેવાય? એક રીતે કહી શકાય. તે વખતનો સમાજ એવો હતો કે કોઈને અન્યાય થાય ત્યારે તે માણુસ બહારવટે ચડે, અને એમ બહારવટે ઘણા ચડતા. સુરજમલજીનુ વ્યક્તિત્વ એ, કે તેઓ સાંકડા નેળિયામાં ઘેરાઈ જતાં ભરેલું ગાડું ઠેકીને નાસી ગયા. આ ઉપરથી આપણે એમ કહી શકીએ કે વાર્તા મુખ્ય પાત્રનું પૂરેપૂરુ વ્યક્તિત્વ પ્રગટ કરવા પ્રયત્ન કરે છે તેની પાછળની ભોયમા આખો સમાજ, સમાજના વર્ગો કે વ્યક્તિઓ અને તેની પણ પાછળ અત્યત ઝાખી રીતે આખુ જગત રહેલુ હોય છે. જેમ આપણે હાથમા પુસ્તક લઈ વાચતા આંખ અમુક પક્તિ ઉપર હોય, ત્યારે તે પંક્તિ જ બરાબર વચાય છે, પણ તેની આસપાસની પક્તિઓ પણ નજરમા હોય છે, તેની પાછળ પુસ્તક નીચેનુ ટેબલ પણ નજરમા હોય છે, પણ તે વધારે વધારે આછાં દેખાય છે, તેમ વાર્તામાં અમુક મુખ્ય વસ્તુ અત્યત વિશિષ્ટ રૂપે દેખાય છે, અને તેની આસપાસનાં પાત્રો ઓછાં વિશિષ્ટ, અને સૌની પછવાડે આખુ જગત હોય છે, જો કે વાર્તામા તેનો ઉલ્લેખ પણ ન હોય. અને તેથી જ વાર્તા વ્યક્તિ ઉપર, સમાજ ઉપર અને આખા જગત ઉપર પ્રકાશ નાખી શકે છે.

સાહિત્યમા એવો એક મત છે કે વાર્તાનાં પાત્રો વ્યક્તિ જ હોવા જોઈએ, નમૂના (types) ન હોવાં જોઈએ. અહીં આ આખા મતની ચર્ચા શકય નથી પણ ઉપરના નિરૂપણથી આપ જોઈ શકયા હશો કે વાર્તાનાં બધા પાત્રોનું વ્યક્તિત્વ એકસરખુ ન જ બતાવી શકાય ઉપરની વાર્તામા સુરજમલજીનું બતાવાય તેવુ આખી વ્હારના દરેક અસ્વારનું ન બતાવી શકાય નાટકમાં અનેક પાત્રો આવે, તેમાં નાયિકાને ટપાલી કાગળ આપી જાય તેનું વ્યક્તિત્વ આપી શકે નહિ. એ તો માત્ર કાગળ આપીને ચાલ્યો જાય. (અલબત્ત સિવાય કે એ ટપાલી પણ મુખ્ય પાત્ર હોય, અને એ હોઈ શકે) વાર્તામા આવતા દરેક પાત્રનું વ્યક્તિત્વ આપવા એમાય પણ નહિ તેમાં મુખ્ય અમુખ્યનું તારતમ્ય રાખવું જ જોઈએ. એટલે આ વ્યક્તિત્વ એ તત્ત્વતઃ તો ઓછાવત્તાનો પ્રશ્ન થઈ રહે છે પણ આ વ્યક્તિત્વનો નિયમ

એક બીજી રીતે પણ ખોટો છે. મદ્દગત રમણભાઈએ હાસ્ય ઉપરના લેખમાં જણાવ્યું છે તેમ, હાસ્ય માટે તો હમેશા નમૂનો (type) જ જોઈએ. અકબર-બીરબલ, આરો, ભદ્રંભદ્ર, એ બધા નમૂના (types) જ છે. સાહિત્યને માટે એટલું જ કહી શકાય કે જે કોઈ પાત્ર આવે તે જીવન્ત હોવુ જોઈએ, એ એની મેળે બધું કરતુ પ્રતીત થવું જોઈએ, જાણે કે વાર્તાકાર તેને ધક્કો મારી મારીને ચલાવે છે એમ ન દેખાવું જોઈએ. એટલે વાર્તામાં જે ખરેખર જરૂરનું છે તે વાર્તાની જીવન્તતા, નહિ કે વ્યક્તિત્વ. એ જીવન્તતામા વ્યક્તિત્વ પણ આવતું હોય તેટલું આવે વ્યક્તિત્વ કેટલું આવવુ કેટલું નહિ એ વાર્તાના સ્વરૂપ ઉપર અને રહસ્યભૂત વક્તવ્ય ઉપર આધાર રાખે છે. એ વ્યક્તિત્વને પણ વાર્તાકલાની બલાબલની મર્યાદા રહેવાની જ.

મેં આગળ કહ્યુ કે ટુચકામા માત્ર બનાવનો ચમત્કાર હોય તો બસ થાય. વાર્તામાં મેં કહ્યુ કે માત્ર બનાવનો ચમત્કાર બસ નથી. એમા જે વિશેષ જોઈએ તે માનવજીવનનું રહસ્ય છે એ રહસ્ય એ જ કથાસાહિત્યનો પ્રાણ છે આ બાબત સમજાવવી મુશ્કેલ છે પણ આગળ આપેલા એ રેલવેમાં બનેલા બનાવના ટુચકાથી કંઈક સમજાવી શકીશ. રેલવેમા બેસવાની જગા માટે બે માણસ વચ્ચે તકરાર થઈ તે બન્ને મહેમાન અને યજમાન નીકળ્યા. એમાં માત્ર બનાવની વિલક્ષણતા છે પણ રેલવેની કાચ વિનાની બારી ઉઘાડી રાખવા કે બંધ રાખવા બે ઉતારુઓ લડતા હતા તેમાં બનાવની વિલક્ષણતા ઉપરાંત રહસ્ય પણ છે, કે માનવ કેવો કલહપ્રિય અને કલહાંધ છે? કોઈ પૂછે કે પહેલા દાખલામા રહસ્ય ન હોય, તો રુસ્તમ અને સોરાબ બે અજાણ્યા માણસો તરીકે લડ્યા અને બાપદીકરો નીકળ્યા તેમાં વિશેષ રહસ્ય શુ આવી ગયુ? એમાં વિશેષ રહસ્ય અલબત આવે છે બાપદીકરાના યુદ્ધમા દીકરો હણાયો, બાપની અત્યત કરુણ દશા થઈ, વસ્તુસ્થિતિ માણસને કેવો આંધળો કરીને કરુણ અવસ્થામા લાવી મૂકે છે, અને જીવનમા કરુણનું શુ મહત્ત્વ છે-તે એ વાર્તાનું રહસ્ય છે. રેલવેના બનાવમા આવુ કશુ રહસ્ય નથી.

અને ટૂંકી વાર્તા જીવનના કોઈ રહસ્યને ઓછાંમા ઓછાં પાત્રોથી, ઓછામા ઓછા બનાવોથી, ઓછામા ઓછા શબ્દોમા નિરૂપિત કરે છે ધૂમકેતુનો અલી લ્યો. તેની દીકરીનો કાગળ લેવા તે હમેશા પોસ્ટમાસ્તરને ત્યાં જાય છે, ત્યારે પોસ્ટમાસ્તર તેનુ માનસ સમજી શકતો નથી પણ પોતે જ એકવાર પોતાના ફરજંદના સમાચાર માટે ઉત્સુક થયો ત્યારે તેને અલીનું માનસ સમજાયું દર્દી જ દર્દીને ઓળખી શકે છે, નહિતર માણસ એટલો જડ છે કે પારકી મનઃસ્થિતિ તે સમજી શકતો નથી, એ એનુ રહસ્ય છે. વાર્તાની સમગ્રતા આ રહસ્યથી બને છે વાર્તામા રહસ્ય સપૂર્ણ પ્રતિબિંબિત થવુ જોઈએ. વાર્તાના બનાવો અધવચ રહી જાય એ દોષ નથી, પણ રહસ્ય પૂર્ણ આવવું જોઈએ ઇતિહાસમાં બનાવ પૂરો થવો જોઈએ, વાર્તામા રહસ્ય પૂરુ થવું જોઈએ આ વાત ઘણી સાદી દેખાય છે છતાં મેં અનેક વાર્તાઓ એવી જોઈ છે જેમાં કાંઈ રહસ્ય જ ન હોય! અને જો કોઈ આ રહસ્યની આવશ્યકતા ન સમજતુ હોય તો તેને સમજાવવુ ઘણુ મુશ્કેલ છે એમ મેં મારા અનુભવથી જોયું છે તેને માટે સારામાં સારો ઉપાય, મહાન વાર્તાકારોની વાર્તાનું વારવાર પરિશીલન એ જ છે.

દરેક કલા પોતપોતાની રીતે જીવનનુ રહસ્ય પ્રકટ કરવા પ્રયત્ન કરે છે. દરેક કલા

પોતાના ઉપાદાનની શકયતા અને મર્યાદામાં જે રહસ્ય પ્રકટ કરી શકાય તેને પ્રકટ કરે છે. કલાકાર એ ઉપાદાનના પરિચયથી અને પોતાની પ્રતિભાથી પોતે પસંદ કરેલા સાહિત્યપ્રકારમાં શું પ્રગટ કરી શકાય ને શું નહિ, તે સમજી જાય છે અથવા બીજી રીતે એમ કહીએ કે રહસ્ય ઉપરથી તેને અનુકૂળ સ્વરૂપ નક્કી કરે છે. એ સિવાય ટૂંકી વાર્તામાં શું કહી શકાય ને શું ન કહી શકાય તે સંબંધી સામાન્ય નિયમ કરી શકાય નહિ. સામાન્ય રીતે એમ લાગે કે જે રહસ્યો આખા જીવનપટને જોવાથી જ સમજી શકાય, તેવાં રહસ્યો ટૂંકી વાર્તામાં બતાવી ન શકાય. પણ સર જેમ્સ બેરી એક નાની જ નાટિકામાં એવું કરી બતાવે છે. એક પરિણીત દંપતી ત્રણ વાર સોલીસીટરને ત્યાં વિલ કરાવવા જાય છે, અને પહેલી વાર જે દંપતી અત્યંત મુગ્ધ અને પરસ્પર આસક્ત હતાં, તે છેવટ કેવાં લાગણી વિનાનાં અને ગણતરીબાજ થઈ ગયા છે તે બતાવેલું છે. એટલે બધાનો આધાર વાર્તાકારના કૌશલ ઉપર છે.

વાર્તાઓ ઘણીખરી ગદ્યમાં લખાય છે અને ગદ્ય છપાય છે તેથી વાર્તાકારનું વક્તવ્ય અસલ સ્વરૂપમાં સચવાઈ રહી શકે છે. આથી સાહિત્યસર્જનમા વસ્તુ રીતિ ભાવ વગેરેની બાબતમાં અવકાશ ઘણો વધી ગયો છે. વાર્તા જ્યારે માત્ર કહી જ શકાતી ત્યારે તેના બનાવો ઘણે ભાગે સમયાનુક્રમમા જ કહી શકાતા. હવે છપાતી વાર્તામાં વાર્તાના બનાવોને કર્તા ગમે તે ક્રમે મૂકી શકે છે. કહેવાતી વાર્તામાં માનવસ્વભાવ ઉક્તિથી કે સંવાદથી ન બતાવી શકાય, કારણ કે મુખપરપરામા ગદ્યની ઉક્તિ બરાબર સચવાઈ શકતી નથી, અને તેથી કર્તાને ઘણે ભાગે બનાવ અને ક્રિયા ઉપર વધારે આધાર રાખવો પડતો. હવે ઉક્તિ સચવાઈ રહે છે તેથી માત્ર ઉક્તિથી પણ તે સ્વભાવ બતાવી શકે. તેથી સ્વભાવના જે અંશો ક્રિયા સુધી ન પહોંચે તે પણ વાર્તામાં ઊતરી શકે. ટૂંકી વાર્તામા જીવનના ઘેરા રંગો પણ આવી શકે છે, પણ તેની વિશિષ્ટતા એ છે કે જીવનના આછા રગો પણ એમા આવી શકે છે. એકબે દાખલાથી આ સ્ફુટ કરવા પ્રયત્ન કરીશ. નીચેની વાર્તા માનસીના અંકમાં આવેલી. વાર્તાની વિગતો યાદ નથી પણ તેનો વાંધો નથી

( માનો કે ) આમસ્ટર્ડામ જતી ટ્રેનમા બે ઉતારૂઓ છે. તેમા એક અજાણ્યો છે અને બીજો તે જ શહેરનો વતની છે અને ઘણે વરસે પોતાને ઘેર જતો હોય છે. પેલો શહેરનો માણસ અજાણ્યાને બને તો સહાયભૂત થવા આમસ્ટર્ડામ વિશે ઉપયોગી માહીતીઓ આપે છે, અને તેને કહે છે કે આમસ્ટર્ડામમાં એક સરસ હોટલ છે તેમા ઊતરજો. હોટલના માણસો સારા છે, સામે દૃશ્ય સુંદર છે, વગેરે અનેક વખાણ તે કરે છે પણ હોટલનું નામ ભૂલી ગયો હોય છે. તે ઘણો પ્રયત્ન કરે છે પણ તેને સાંભરતું નથી. સ્ટેશન આવે છે, પેલો અજાણ્યો માણસ ઊતરતી વખતે પૂછે છે, છતા પોતાને નથી સાંભરતું. એ અજાણ્યો માણસ તો પછી જુદો પડીને ચાલ્યો જાય છે. પણ આ માણસને આ ભૂલાઈ ગયાનો સંતાપ થાય છે. તે ઘેર જાય છે, કુટુબના માણસો સાથે વાત કરવામા તેનું ચિત્ત પરોવાતું નથી, રાત્રે ઊંઘ આવતી નથી, અને છેવટે એટલો બધો વ્યગ્ર થાય છે કે પથારી છોડી, મધરાતે એ હોટલ જઈને તેનું પાટિયું વાચી આવે છે.

અને નામ ત્યારે નીકળે છે—આમસ્ટર્ડામ હોટલ—એ જ શહેરનું!

આમા રહસ્ય એટલું જ છે કે માણસ કોઈવાર બહુ જ પરિચિત વાત પણ ભૂલી જાય છે, અને કોઈવાર ભૂલી ગયેલી વાત ભલે એ વાતનું કંઈ પણ પ્રયોજન ન હોય છતાં

એટલી બધી ખટકે છે કે એ સાંભરે નહિ ત્યાં સુધી જંપ ન વળે. આ વાત જો લખાય નહિ તો કહેવાના એક નાના ટુચકા તરીકે પણ સુંદર લાગે તેવી છે. મેં ઉપર સાર આપ્યો છે તેમાં તેનું રૂપ સ્વભાવિક રીતે કહેવાતા ટુચકા જેવું થઈ પણ જાય છે.

એક બીજી વાર્તા, સદ્ગત રમણભાઈની, 'ચિઠ્ઠી' યાદ કરો. તેમાં રહસ્ય એ છે કે આપણા સમાજમાં માણસો કેવા કેવા મૂર્ખતાવાળા અને અન્યાયવાળા પોતાના સ્વાર્થો સાધવા ચિઠ્ઠીઓ માગે છે. આ ચિઠ્ઠીની વાર્તામાં એક રીતે એમ કહી શકાય કે એ કોઈ પણ વ્યકિત કરતાં આખા સમાજની એક ટેવ ઉપર પ્રકાશ નાંખે છે. તેમાં કોઈ પણ એક વ્યક્તિના ગુણો ઉપર પ્રકાશ નથી પડતો, માત્ર સમાજનું વ્યક્તિગત સ્વાર્થીપણું લક્ષમાં આવે છે. આ વાર્તાઓનુ રહસ્ય એવું છે કે તેને વ્યકત કરવા નવલકથા ન લખી શકાય. અને ટૂંકી વાર્તાની એ જ વિશિષ્ટતા છે તેનાથી આવાં નાનાં નાનાં છતાં જાણવા જેવાં રહસ્યોને વાર્તામાં પ્રગટ થવાનો અવકાશ મળે છે. તેનું ભવિષ્ય મોટું છે

હવે એક પ્રશ્ન ચર્ચી આ વિષય પૂરો કરીશ. નવલકથાથી મોટી કથાને આપણે પુરાણ કહી શકીએ. તેમ ટૂંકી વાર્તાથી મોટી અને નવલકથાથી નાની એવી લાંબી વાર્તાનો વર્ગ સ્વીકારવાની જરૂર છે ખરી ? મને લાગે છે કે એવો વર્ગ સ્વીકારવો ઠીક છે. શ્રી. મુનશીની 'પૃથિવીવલ્લભ' અને 'સ્નેહસંભ્રમ' વાર્તાને નવલકથા કહેવા કરતાં લાંબી વાર્તા કહીએ તો વધારે સારુ. એ વાર્તામાં નવલકથા જેવો વાર્તાનો ઉઠાવ નથી. આ બન્ને વાર્તાનું વસ્તુ નવલકથા જેવુ અનેક પાસાવાળુ નથી, પણ એકધારું ચાલ્યું આવતું વૃત્તાન્ત છે. સદ્ગત શરદબાબુની 'વિપ્રદાસ' નવલકથા છે, પણ તેમનું 'સ્વામી' 'દેવદાસ' અને એ જ દૃષ્ટિએ 'દત્તા' સુદ્ધાં લાંબી વાર્તા છે આ રીતે આપણે વૃત્તાન્તબીજ કથાસાહિત્યનો નીચે પ્રમાણે ક્રમ કરી શકીએ. ટુચકો, ટૂંકી વાર્તા, લાંબી વાર્તા, નવલકથા અને પુરાણ. આ સર્વનુ વાહન ગદ્ય છે, અને ગદ્યમાં હજી પુષ્કળ વિકાસને સ્થાન છે કારણકે ગદ્યનો વિસ્તારી વિકાસ મુદ્રણકલા પછીથી થયો છે. આપણા સાહિત્યકારોનો આ દિશાનો પ્રયત્ન બહુ ફળદાયી નીવડવા સંભવ છે. *



* પ્રાચ્યવિદ્યામંદિર, ભાષાન્તરશાખા, વડોદરા ( વડોદરારાજ્ય કેળવણીખાતું ) તરફથી યોજાયેલી વ્યાખ્યાનમાળામાં તા. ૧૭ માર્ચ ૧૯૩૮ના રોજ આપેલું વ્યાખ્યાન.

# બહિર્જગત

રામભાઈ પટેલ

[ 'પ્રસ્થાન'ના વાચકો હવે સારી પેઠે જાણે છે કે ભાઇ રામભાઈ પટેલ આંતરરાષ્ટ્રીય રાજકારણના સારા અભ્યાસી છે. હિંદ બહારના જુદાજુદા દેશોમાં દરરોજ જે નવા નવા પલટાઓ થતા જાય છે, નવા નવા રીતરિવાજના દાવો ખેલાય છે તેથી હવે આપણે પરિચિત રહેવું જ જોઈએ. આ દૃષ્ટિએ હવેથી તેમણે દર મહિને 'પ્રસ્થાન'માં બહિર્જગતના મથાળા હેઠળ લેખો લખવાનું સ્વીકાર્યું છે એ જણાવતા મને આનંદ થાય છે.—સંચાલક ]

## ઑસ્ટ્રિયા-જર્મની

પ્રિન્સ બિસ્માર્કે જર્મન રાજ્યોને પોતાની મધ્યસ્થ સત્તા હેઠળ એકત્ર કરીને જર્મનીને મહાન લશ્કરી રાષ્ટ્ર બનાવ્યા પછી જર્મની જ યુરોપીય રાજકારણ અને 'બૅલન્સ ઑવ્ પાવર્સ'ને કોઈ પણ જાતનો પલટો આપવામાં મોખરે રહ્યુ છે. ફ્રાંસ, બ્રિટન, ઈટલી, ઑસ્ટ્રિયા-હંગરી કે ઝારનુ રશિયાઃ કોઈ પણ રાષ્ટ્ર જર્મનીની માફક યુરોપીય રાજકારણનું કેન્દ્રસ્થાન નહોતું થઈ શક્યુ. ઊલટું, જર્મની જ મોટે ભાગે બીજાં રાષ્ટ્રોની પરદેશનીતિ નક્કી કરાવતુ રહ્યુ છે. યુરોપીય મહારાષ્ટ્રોની નજર જર્મની ઉપર કાયમ માટે મંડાયેલી રહી છે. યુરોપીય રાજકારણમા જર્મની જે જાતનો પાસો ફેંકે એના ઉપર જ બીજાં રાષ્ટ્રો પોતાની પરરાષ્ટ્રીય નીતિ ઘડતા રહ્યાં છે. મહાયુદ્ધ પહેલાંના ફ્રાંસ-બ્રિટનના દુર્મેળ વિરોધો જર્મનીને કારણે જ સંધાયા. રૂસો-બ્રિટીશ ગજગ્રાહનો અંત જર્મનીએ જ આણ્યો. અને ફ્રાંસ, બ્રિટન, રશિયા અને જાપાનને જર્મનીએ જ ભેગાં કર્યાં.

આનું કારણ શું હતું? બિસ્માર્ક અને કૈઝરની નીતિ જગતસ્વામિત્વ સ્થાપવાની હતી. અને એ સ્વામિત્વ ત્રિવિધ હતુ. આર્થિક, રાજકીય અને લશ્કરી. લશ્કરી સ્વામિત્વનો વિકાસ કરવા જતાં કૈઝરે ફ્રાંસ, બ્રિટન અને રશિયાને ભેગાં કર્યાં, ને ફ્રાંસની ચોક્કસ દુશ્મનાવટ ઊભી કરી. આર્થિક અને નૌકાબળનું પ્રભુત્વ સ્થાપવામાં બ્રિટીશ સત્તાને એણે પ્રતિસ્પર્ધાની પરિસ્થિતિમાં મૂકી. રાજકીય બાજુએ સમસ્ત યુરોપ ખંડનું આધિપત્ય મેળવીને કૈઝરને ૨૦મી સદીના નેપોલિયન થવું હતુ અને જેમ ૧૮૧૫માં નેપોલિયનની યુરોપીય સ્વામિત્વની વિનાશક મહત્ત્વાકાંક્ષાએ ઑસ્ટ્રિયા, ઇંગ્લંડ અને રશિયાને એકપક્ષી કર્યાં હતાં તે જ પ્રમાણે કૈઝરે, ફ્રાંસ, બ્રિટન અને રશિયાને એકત્ર કર્યાં.

મહાયુદ્ધ પછી થોડાં વરસ માટે જર્મની યુરોપિયન રાજકારણના સરમુખત્યાર તરીકે દૂર થયુ. ફ્રાંસ અને બ્રિટને યુદ્ધમાં એની કેડ ભાંગી નાખી હતી. પરતુ એ રાષ્ટ્રો જર્મનીનો લશ્કરીવાદ દૂર ન કરી શક્યાં. માત્ર થોડાં વરસ એને દબાવી શક્યાં એટલું જ.

જર્મનીના લશ્કરીવાદને ફરી ઉગ્ર સ્વરૂપ ધારણ કરવાની અનુકૂળ તક આર્થિક મંદી અને ફ્રાંસ-બ્રિટનની સ્પર્ધાએ મોકળી કરી આપી જ્યારે આખુ જગત આર્થિક મંદીના ઊંડા ખાળમાં અટવાઈ પડ્યું હતું ત્યારે જર્મનીની કુદિત લશ્કરીવૃત્તિ નાત્સીવાદે વિકસાવી આજે ફરી પાછું જર્મની કૈઝરના વખતનુ પોતાનું યુરોપીય વર્ચસ્વ ધારણ કરી રહ્યું છે. અને જે ભય યુરોપને માથે કૈઝરના જર્મનીનો હતો એ જ ભય હિટલરાઈટ જર્મનીનો છે. નાત્સી જર્મની યુરોપને માટે મહાભયસમાન હોવાના કારણો ખુલ્લાં છે.

હિટલરની આક્રમણકારી નીતિનુ પ્રધાન અંગ એ છે કે એ જે દેશોમાં જર્મન પ્રજાઓ વસે છે એ પ્રજાઓને તે તે દેશની પ્રજા તરીકે અને તે તે રાષ્ટ્રની સર્વોપરિતાને અધીન રાખવા માગતો નથી. એને બધી જર્મન પ્રજાને એક રાષ્ટ્રના અંકુશ હેઠળ લાવી જર્મન સરકારની અધીનતા હેઠળ લાવવી છે. એમ કરવાનો જર્મનીનો રાજનૈતિક હક્ક હોવાનો એનો દાવો છે. એ દાવો સફળ કરવા માટે બધા જ યુરોપીય દેશોમા નાતસીવાદનો ફેલાવો કરવાની સખત હિલચાલ એણે ઉપાડી છે. આ હિલચાલનુ પ્રાથમિક સ્વરૂપ બીજા યુરોપીય દેશોમાં વસતી જર્મન પ્રજામાં જર્મન રાષ્ટ્ર સાથે જોડાઇ જવા માટે સખત પ્રચારકાર્ય ચાલી રહ્યું છે.

પરતુ એ માટે એનુ પ્રથમ કાર્ય ઑસ્ટ્રિયાને જર્મની સાથે જોડી દેવાનું હતું. આર્થિક, ભૌગોલિક, રાષ્ટ્રીય ને જાતીય—Racial—દૃષ્ટિએ ઑસ્ટ્રિયા જર્મનીનો જ એક ભાગ છે એમાં શકા નથી: અને મહાયુદ્ધ પછી ઑસ્ટ્રિયાને જર્મની સાથે જોડાઈ જતું પગાણે અટકાવવામાં આવ્યુ હતુ. ઑસ્ટ્રિયા અને જર્મની બન્ને યુદ્ધપરાજિત રાષ્ટ્રો હોવાથી મિત્રરાજ્યોની બળજબરી એમને સહન કરી લેવી પડી હતી બન્ને રાષ્ટ્રોને અલગ ને સ્વતંત્ર રાખવામાં મિત્રરાજ્યોનો એક વાસ્તવદર્શી હેતુ એ જરૂર હતો કે ઑસ્ટ્રિયા જર્મનીને ભિન્ન રાખવાથી જર્મનીની એકતા તૂટી જશે અને એટલે અંશે એ નબળુ પડશે. આથી યુરોપને માથેથી જર્મન પ્રભુત્વનો ભય કાયમ માટે દૂર થાય.

હિટલર એ જાણતો હતો કે બૃહદ્ જર્મની—Greater Germany—ની પોતાની મુરાદ ઑસ્ટ્રિયાને જર્મનીથી અલગ રાખીને બર નહિ લાવી શકાય બૃહદ્ જર્મનીના સ્વપ્નને સિદ્ધ કરવામા ઑસ્ટ્રો–જર્મન જોડાણ એ પ્રથમ આવશ્યક વસ્તુ હતી. કારણકે ઑસ્ટ્રિયા જોડાવાથી જર્મન પ્રજાની વસતી, પ્રદેશ ને સંપત્તિ વધે, જે જર્મનીના લશ્કરી દૃઢીકરણ માટે ખૂબ જરૂરી વસ્તુ હતી. પરંતુ ઑસ્ટ્રિયાને જર્મની સાથે જોડવું શી રીતે?

ફ્રાસ કે બ્રિટન કોઇ પણ ઑસ્ટ્રિયાને જર્મની સાથે ભળી જવા દે એમ નહોતાં. મુસોલિનીને પણ એ ફાવે એમ નહોતુ. આ ઉપરાત બીજી મુશ્કેલી એ હતી કે ઑસ્ટ્રિયન પ્રજાનો મોટો ભાગ ઑસ્ટ્રિયન સ્વાતત્ર્ય જાળવી રાખવા માગતો હતો. ઑસ્ટ્રિયન સત્તાધારી વર્ગના અગ્રણી ડૉ ડૉલ્ફસ સુશનીગ વગેરે મુસોલિનીના ભેરુઓ હોઈ એમને હિટલરના અંગૂઠા નીચે દબાવુ નહોતુ.

આ મુશ્કેલીનો સામનો સત્તામા આવ્યા પછી તરત જ કરવામાં હિટલરને સફળતા ન દેખાઈ. ૧૯૩૪ના જૂન માસમા ઑસ્ટ્રિયન ચાન્સેલર ડૉ. ડૉલ્ફસનું ખૂન કરાવી ઑસ્ટ્રિયામાં આંતરવિગ્રહ જગવી એને કબજે કરવાનો હિટલરનો પ્રયત્ન નિષ્ફળ ગયો. કારણકે ડૉલ્ફસના પક્ષને પાછળથી મુસોલિનીનો ટેકો હતો. એ વખતે નિષ્ફળ ગયા પછી હિટલરે ત્રણ વસ્તુઓ સિદ્ધ કરવા પોતાનુ ધ્યાન દોર્યું.

૧ જર્મનીનું અતિવેગી લશ્કરી બળ વધારી નાત્સી સત્તાનું દૃઢીકરણ કરવું;

૨ ઑસ્ટ્રિયામાં ડૉલ્ફસની પાછળ આવનાર સુશનીગના પક્ષનું જોર તોડી પાડવા માટે ઑસ્ટ્રિયામા નાત્સી પ્રવૃત્તિ જોરદાર કરવી; અને

૩ મુસોલિની સાથે મૈત્રી સ્થાપિત કરવી.

ફ્રાંકો–બ્રિટીશ પ્રતિસ્પર્ધાને લીધે ૧૯૩૫માં જર્મનીનુ લશ્કરી બળ વધારવાની અનુકૂળતા હિટલરે મળવી લીધી. વર્સેલ્સના કરારનામાનો ભગ કરી ફરજિયાત લશ્કરી તાલીમ એણે અમલમાં મૂકી. આ સાથે મુસોલિનીની મૈત્રી સર કરવાની તક પણ ઊભી થઇ. એબિસીનિયા

ઉપર મુસોલિનીએ ચડાઈ કરી એમાં રાષ્ટ્રસંઘના બહિષ્કારની સામે જઈને એણે મુસોલિનીને બધી મદદ આપી. બદલામાં પોતાની ઑસ્ટ્રિયન નીતિ પ્રત્યે એણે મુસોલિનીની સમતિ મેળવી લીધી. ઑસ્ટ્રિયામાં નાત્સી પ્રચારકાર્ય પણ ખૂબ જોરમાં ચાલતું હતું દિવસે દિવસે નાત્સી પ્રવૃત્તિ જોરદાર અને વધારે ને વધારે ત્રાસવાદી બનતી જતી હતી.

આ બધી સાનુકૂળ પરિસ્થિતિ પેદા કર્યા પછી માત્ર હવે કોઈપણ બહાનાની જ રાહ હિટલરે જોવા માંડી. સુશ્નીગને બોલાવી એણે એને આપેલું અલ્ટીમેટમ એ એક બહાનું જ હતું. અલ્ટીમેટમની શરતોનો શુશ્નીગે કરેલો ભંગ, વિયેના ઉપર નાત્સી કૂચ કરવાનું સુંદર બહાનું હતું.

લોહીનું ટીપુંય પાડ્યા વિના હિટલર ઑસ્ટ્રિયાને કબજે કરી શક્યો એનું કારણ એ હતું કે છેલ્લાં ત્રણ વર્ષમાં નાત્સી લશ્કરી શક્તિ એટલી વધી ગઈ હતી કે એનો સામનો કરવાની સુસ્નીગની તાકાત નહોતી. આ ઉપરાંત, ઑસ્ટ્રિયન નાત્સી પક્ષ, ઑસ્ટ્રિયન લશ્કરમાં નાત્સી અમલદારો, ઑસ્ટ્રો-જર્મન સરહદ ઉપરના અમલદારોના મોટા ભાગમાં નાત્સીવાદનો ફેલાવો વગેરે કારણો પણ હતાં. આ કારણોને લીધે સુસ્નીગ, હિટલરનો સામનો કરી શકે એમ પણ નહોતું. અને આ બધાંની પાછળ જર્મનીનું અદ્યતન નાત્સી લશ્કર, ઑસ્ટ્રિયન નાત્સીઓનું પીઠબળ હતું.

## ઑસ્ટ્રો-જર્મન જોડાણની અસર

કદાચ યુદ્ધ પછીના આંતરરાષ્ટ્રીય બનાવોમાં જર્મનીનો ઑસ્ટ્રિયા ઉપરનો સફળ હલ્લો એ સૌથી મહત્ત્વનો બનાવ લેખાય. ભવિષ્યના યુરોપીય અને જગતઇતિહાસને પલટી નાખતો એ બનાવ થઈ પડે એટલી એની વિપુલ શક્યતાઓ છે. એને લીધે જ અચાનક એ સમાચાર જાણી યુરોપીય રાજપુરુષો સ્તબ્ધ થઈ ગયા હતા. ઑસ્ટ્રિયાને જર્મની સાથે જોડાવાથી જર્મનીની વસ્તીમાં ૮૦ લાખનો વધારો થયો છે એટલું જ નહિ, પરંતુ ઑસ્ટ્રિયન કાચો માલ, ઑસ્ટ્રિયન સેન્ટ્રલ બૅંકનું સોનું અને ઑસ્ટ્રિયન વિદ્યુદ્ શક્તિ ધરાવનાર જળધોધોનો તો જર્મનીને લાભ મળ્યો જ છે. હિટલરની રાષ્ટ્રીય સ્વપર્યાપ્તિ—self-sufficiency—ની યોજના પૂરી કરવામાં ઑસ્ટ્રિયાની પ્રાપ્તિ એક મોટી સહાય થઈ પડે એમ છે.

પરંતુ જર્મન વર્ચસ્વ જમાવવા રસ્તામાં ઑસ્ટ્રિયા જર્મનીને દરવાજા મોકળા કરી આપે છે. રૂમાનિયા, હંગરી, બલ્ગેરિયા, જુગોસ્લેવિયા અને પોલાંડને પોતાની અસર નીચે લાવવામાં ઑસ્ટ્રિયાને લીધે હવે જર્મન સરમુખત્યારને ઘણી અનુકૂળતા થઈ પડશે.

આની સૌથી માઠી અસર ફ્રાન્સ, ઝેકોસ્લોવેકિયા અને સોવિયેટ રશિયા ઉપર પડી છે. જર્મનીનું સામર્થ્ય વધવાને લીધે એ પ્રમાણમાં ફ્રાંસની સલામતી જોખમાઈ છે. ઝેકોસ્લોવેકિયા પણ જર્મનીની સરહદ ઉપર આવેલું હોવાને કારણે અને એના સરહદી પ્રદેશોમાં ૩૦ લાખ જેટલા જર્મનો વસતા હોવાથી, એને જબરી બીક પેઠી છે. ઝેકોસ્લોવેકિયાના જર્મનોમાં ખૂબ જોરથી જર્મની સાથે જોડાઈ જવાનું પ્રચારકાર્ય ચાલી રહ્યું છે. આને લીધે ઑસ્ટ્રિયાના જોડાણ પછી તરત જ ઝેક સરકારે ફ્રાંસ અને સોવિયેટ રશિયા પાસે નાત્સી હુમલાની પરિસ્થિતિમાં કેટલે અંશે સહાય મળશે એની માગણી પેશ કરી. ફ્રાંસ અને સોવિયેટ રશિયાને નાત્સી જર્મનીના વધતા જતા જોરની સખત બીક હોવાને લીધે એ બંને દેશોએ ઝેકોસ્લોવેકિયાને જર્મન હુમલાની પરિસ્થિતિમાં તરત મદદ કરવાની ખાતરી આપી દીધી છે. આમ છતાં હિટલર ઝેકોસ્લોવેકિયા ઉપર કઈ ઘડીએ હુમલો કરે એ કળી શકાય એમ નથી. ઝેકોસ્લોવેકિયા ઉપર હુમલો કરતાં પહેલાં એને નીચેની બાબતો ધ્યાનમાં રાખવી પડે એમ છે:

(૧) ફ્રાંસ અને સોવિયેટ યુનિયને ઝેકોસ્લોવેકિયા ઉપર હુમલો થતાં એને તરત જ મદદ કરવાની બાહેધરી આપી હોવાથી એના ઉપર હુમલો કરતાં જર્મનીને ફ્રાંસ, ઝેકોસ્લોવેકિયા અને સોવિયેટ રશિયા સામે યુદ્ધમાં ઊતરવું પડશે.

(૨) જેમ ઑસ્ટ્રિયાને જર્મની સાથે જોડવામાં હિટલર મુસોલિનીનો સાથ મેળવી શક્યો, એમ ઝેકોસ્લોવેકિયા ઉપર હુમલો કરવામાં સાથ મેળવી શકે એમ આજે તો લાગતું નથી. કારણકે રોમ-બર્લિન ધુરાને કારણે મુસોલિની હિટલર સાથે ગમે એટલી બાહ્યંજધીની ગાંઠથી જોડાયો હોય, છતાં એ જર્મન પ્રજાને અને જર્મનીના લશ્કરીવાદને સારી પેઠે પિછાને છે. ઝેકોસ્લોવેકિયા ઉપર આધિપત્ય જમાવ્યા પછી જર્મની મધ્ય, પૂર્વ ને ઉત્તર યુરોપીય રાષ્ટ્રો ઉપર સહેલાઈથી કાબૂ જમાવી શકે. શરૂઆતમાં એ કાબૂ આર્થિક હોય જે પાછળથી રાજકીય કાબૂ જમાવવામાં મદદકર્તા થઈ પડે.

મુસોલિની આ સ્થિતિ સહન કરી શકે એમ લાગતું નથી, કારણકે એને લીધે એ ભાગોમાં આજે જામેલ ઇટાલિયન પ્રભાવક્ષેત્ર નવી પરિસ્થિતિમાં જોખમમાં મુકાય. આ ઉપરાંત મુસોલિનીની પોતાની મુરાદ પણ ઇટાલિયન વર્ચસ્વની હોવાથી એ જર્મન પ્રભુત્વને બેફામ વધવા દે એમ લાગતું નથી.

(૩) જે યુદ્ધમાં ફ્રાન્સ સંડોવાય એ યુદ્ધમાં વહેલુંમોડું બ્રિટન પણ એને પક્ષે સંડોવાયા વિના ન રહી શકે કારણ કે બ્રિટન જાણે છે કે ફ્રાન્સ, ઝેકોસ્લોવેકિયા વગેરે દેશોને કચડી નાખ્યા પછી જર્મન લશ્કરીવાદ એટલો મજબૂત થઈ ગયો હશે કે એનો સામનો પછી બ્રિટનને એકલે હાથે કરવો અશક્ય થઈ પડે.

ઝેકોસ્લોવેકિયાને વિશે આ પરિસ્થિતિ હોવાથી હિટલર જો યુરોપિયન યુદ્ધ જગાવવાની ગણતરી કરતો હોય તો જ એ ઝેકોસ્લોવેકિયા ઉપર હમણાં હલ્લો કરવાનો વિચાર અમલમાં મૂકે. પરંતુ ગમે ત્યારેય એને એ સરહદના જર્મન પ્રદેશોને જર્મન પ્રજા-જર્મન સત્તા-સાથે જોડી દેવા છે એ ઉઘાડી વાત છે. એને માટે અસરકારક પગલું એ ક્યારે ભરશે એ આજે કહી શકવું મુશ્કેલ છે.

દરમ્યાન ઝેકોસ્લોવેકિયન જર્મનોને ઝેક સરકાર સામે ઉશ્કેરવાની ક્રિયા જોશભેર ચાલી રહી છે. જેમ ઑસ્ટ્રિયા ઉપર હુમલો થયો એ પ્રમાણે કદાચ ઝેકોસ્લોવેકિયા ઉપર હિટલર હુમલો નહિ કરે. કારણકે તો ફ્રાંસ અને સોવિયેટ રશિયા તરત એને પડખે જોડાઈ જાય અને વહેલુંમોડું બ્રિટન પણ જર્મની સામે યુદ્ધમાં પડે આથી હિટલર કદાચ હવે ઝેકોસ્લોવેકિયામાં બીજી રીતે કામ લેશે ઝેકોસ્લોવેકિયન જર્મનો અને ઝેક પ્રજા વચ્ચે એ આંતરવિગ્રહ જગાવે. એને માટે જ કદાચ ઑસ્ટ્રિયા લઈ લીધા પછી ઝેક જર્મનોમાં નાત્સી પ્રવૃત્તિને એણે ખૂબ વેગ આપ્યો હોય. જો ઝેકોસ્લોવેકિયામાં નાત્સી જર્મનો આંતરવિગ્રહનો દવ સળગાવે તો આજે જેમ સ્પેનના આંતરવિગ્રહમાં ફાસિસ્ટ ઇટલી અને જર્મની બળવાખોરોને મદદ કરે છે છતાં એને હુમલો કર્યાનું ગણવામાં નથી આવતું તેમ ઝેકોસ્લોવેકિયાના આંતરવિગ્રહ વિશે બને.

બીજો માર્ગ એ લેવામાં આવે કે ચારે બાજુથી ઝેક સરકાર ઉપર દબાણ લાવી ઝેકોસ્લોવેકિયાના જર્મન જિલ્લાઓને સ્વસત્તાક —Autonomous—કરવામાં આવે. એ પ્રદેશના નાત્સી જર્મન આગેવાનોના ભાષણોમાં હમણાં એ જાતની માગણીનો સૂર સંભળાય છે. આ માગણી ઝેક સરકાર સ્વીકારી શકે એમ નથી. કારણકે એમ થાય તો ઝેક રાષ્ટ્રના ભાગલા

છૂટા પાડવા જેવું થઈ જાય. ઝેકોસ્લોવેકિયા બહુ ઉદ્યોગપ્રધાન દેશ હોવાથી એનો એકેએક પ્રદેશ આર્થિક અન્યોન્યાશ્રય સબંધથી જોડાયેલો છે. જર્મન પ્રદેશોને સ્વસત્તાક બનાવવા જતા, ઝેકોસ્લોવેકિયાની બીજી લઘુમતિ કોમ રૂમાનિયન, મગ્યાર વગેરેને પણ છૂટી પાડવી પડે. આ મુશ્કેલી ઉપરાંત એ કોમો એક સ્થળે વસેલી નથી જર્મનો સિવાય બીજી લઘુમતિ કોમો દેશમાં બધે છૂટક છૂટક પથરાયેલી વસે છે. બધા જર્મનો પણ એક સાથે નથી વસેલા. અને જ્યાં જર્મનો વસેલા છે ત્યાં એમની વચ્ચે જ થોડા પ્રમાણમાં પણ ઝેક, મગ્યાર વગેરે લોકો વસે છે. આમ એકબીજા સાથે વણાઈ ગયેલી પ્રજાને શી રીતે છૂટી પાડવી એ સમજી શકાય એવું નથી છતાં જર્મનો આજે આ જાતની માગણી કરી રહ્યા છે. કદાચ આવી વાહિયાત માગણીને નકાર મળતાં આંતરવિગ્રહ સળગાવવાનું એ એક બહાનું એમને મળી જાય તો નવાઈ નહિ.

## બ્રિટીશનીતિ

યુરોપીય મહારાજ્યોની સત્તાતુલામાં વિક્ષેપ પડતા બ્રિટીશનીતિ ઉપર એની ભારે અસર પડે છે. કારણકે બ્રિટન યુરોપીય રાષ્ટ્ર રહ્યું નથી, એ જગતવ્યાપી રાષ્ટ્ર થઈ ગયુ છે. દુનિયાને ખૂણે ખૂણે બ્રિટીશ હિતસબંધોની જાળ પથરાઈ ગઈ છે. હિટલરની વધતી જતી શક્તિ આને લીધે બ્રિટીશ સત્તાને ચિંતામાં મૂકી દે છે. ઑસ્ટ્રો-જર્મન જોડાણે બ્રિટીશનીતિ ઉપર ગભીર અસર કરી છે આજે બ્રિટીશ સત્તાધીશો હિટલર-મુસોલિની સાથે કઈ રીતે કામ લેવાથી બ્રિટીશ હિતોની યથાસ્થિતતા અક્ષત જળવાઈ રહે એ બાબતમાં ભારે મતભેદમાં પડી ગયા છે. ચર્ચિલ અને લૉઈડ જ્યૉર્જનું ગ્રૂપ એમ માને છે કે ફાસિસ્ટ રાષ્ટ્રો સામે ડેમોક્રેટિક રાષ્ટ્રો કે જેને મહાયુદ્ધ પછીની વ્યવસ્થા ચાલુ રાખવામાં લાભ છે એમને સાથે લઈ ફાસિસ્ટ વિરોધી બ્લોક રચવાથી હિટલર-મુસોલિનીને દબાવી શકાશે. જ્યારે ચેમ્બરલેઈન, સાઈમન, હેલિફેક્સની બનેલી બ્રિટીશ કેબિનેટ એમ માને છે કે એ જાતનો બ્લોક રચવાથી યુદ્ધની શકયતા સહેલી બને છે કારણ કે એ સ્થિતિમાં હિટલર-મુસોલિની સ્વરક્ષણની દૃષ્ટિએ ભેગા થઈ જશે. એમની નીતિ એવી છે કે બ્રિટને ફ્રાન્સ કે સોવિયેટ રશિયાના બ્લોકમા દાખલ ન થવું કે ન તો ફાસિસ્ટ બ્લોકમા દાખલ થવું. પરતુ તટસ્થ વલણ અખત્યાર કરવું. તટસ્થ વલણ અખત્યાર કરીને જે બાબતોમાં હિટલર-મુસોલિનીના હિતસબધો અથડાતા હોય તે બાબતોમા એમની સાથે ભળી જઈ એમની અથડામણ વધારી મૂકવી; જેથી રોમ-બર્લીન ધૂરા નબળી પડે દા ત, મધ્ય યુરોપમા નાત્સી વર્ચસ્વ જામે એ મુસોલિનીને ફાવે એમ નથી. તો મુસોલિની સાથે બ્રિટીશ હિતોની અથડામણમા સમાધાન કરી એનો સાથ મેળવી હિટલરનો સામનો કરવો તાજેતરમાં થયેલ એંગ્લો-ઈટાલિયન કરાર ને સ્પેનના આતરવિગ્રહમાં ફાસિસ્ટ દખલગીરીને અને એબિસીનિયાની જીતને મંજૂર કરવાની જે નીતિ ચેમ્બરલેઈને અખત્યાર કરી છે એ મુસોલિનીને હિટલરથી વિખૂટો પાડવાનો એક મોટો પેંતરો હોવાનું જ સૂચન કરે છે.

આમ છતાં બ્રિટીશ સત્તાધારીઓ હિટલર કે મુસોલિની બન્નેને એક સાથે સંતોષી શકે એમ નથી. એમ કરવા જતા ઘણા બ્રિટીશ હિતોનો એમને ભોગ આપવો પડશે.

પરંતુ હમણાની બ્રિટીશનીતિ એટલું તો જરૂર બતાવે છે કે કોઈ આતરરાષ્ટ્રીય નીતિ કે નીતિનો સિદ્ધાત બ્રિટીશનીતિને દોરતો નથી, પરતુ પોતાના હિતસંબધો પ્રમાણે જ બ્રિટીશનીતિ ઘડાય છે ને બદલાય છે

તા. ૬-૫-૧૯૩૮




**ધર્મકોષ, વ્યવહાર કાંડ, વિભાગ ૧ઃ** સંપાદક : શ્રી. લક્ષ્મણશાસ્ત્રી જોશી : ધર્મકોશ મંડળ, વાઇ રૂા. ૧૫

આ પુસ્તકને હિંદુધર્મનો દરેક પ્રેમી તેમજ સંસ્કૃત સાહિત્ય અને હિંદના ઇતિહાસનો દરેક અભ્યાસી આવકાર આપશે. હિંદુધર્મની સમગ્ર સંસ્કૃતિનો ખ્યાલ આપની એક મોટી પ્રકાશન યોજનાનું આ પહેલું પુસ્તક છે એ યોજનામાં ધર્મ, સમાજ, વ્યવહાર, કલા વગેરે સર્વ વિષયો પર ઉપલબ્ધ સર્વ સાહિત્યનો સાર આપવામાં આવે છે. એક જ વિષય ઉપર જે ગ્રંથકારોએ કંઈ પણ લખેલું હોય છે તેમના અવતરણો સમયના અનુક્રમે આપેલા છે. પહેલાં અવતરણો સંપૂર્ણ હોય છે અને પછીનામાં જ્યાં કંઈ પણ નવું હોય તે અને બાકીનાનો સાર આપેલો છે. આવું કામ અત્યંત ધીરજ, શ્રમ, તંત્રવ્યવસ્થા, ગોઠવણ અને અનેક શાસ્ત્રીઓના સહકારનું ફળ છે

ઉક્ત પહેલો વિભાગ વ્યવહાર એટલે કાયદા અને કાયદાનું કામ ચલાવવાની રીત, સાક્ષીઓ બોલાવવાની રીત વગેરે વિષયોનું નિરૂપણ કરે છે. તેમાં દિવ્ય કસોટી જેવી કે હાથમાં અગ્નિ લેવા વગેરે પ્રાચીન માન્યતાઓનો પણ ઉલ્લેખ આવે છે.

ઉચ્ચતમ અભ્યાસની કૉલેજ જેવી સંસ્થાઓ, મોટાં પુસ્તકાલયો વગેરેએ આ ઉત્તમ પ્રકાશન સાહસને ઉત્તેજન આપવું જોઈએ

**ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીનાં વાર્ષિક પ્રકાશનો :** આ વરસનાં પ્રકાશનો પણ દર વરસની પેઠે ધ્યાન ખેંચે તેવાં છે **દાર્શનિક કોશઃ પ્રથમ ખંડ** સંપાદક શ્રી. છોટાલાલ નરભેરામ ભટ્ટ કિંમત એક રૂપિયો. આપણાં પ્રાચીન સંસ્કૃત દર્શનશાસ્ત્રોમાં આવતા પારિભાષિક શબ્દો અને પદોનો અહીં ગુજરાતીમાં અર્થ આપેલો છે કોશના શબ્દો જોતાં સદ્‌ગત શાસ્ત્રીનું વિશાળ વાચન જણાઈ આવે છે. માત્ર આવા કોશની મદદથી ગુરુ વિના ભાગ્યે જ કોઈ દર્શનોનો અભ્યાસ કરી શકે, તેમ જ આ કોશ સંસ્કૃતમાં જગદીશનો ન્યાયકોશ છે તેટલો વિસ્તૃત નથી, પણ એકવાર જેને અમુક શાસ્ત્રમાં વિધિસર પ્રવેશ થયો હોય, તેને આગળ અભ્યાસ કરતાં આવો કોશ મદદ કરી શકે તેથી પણ વિશેષ તો ગુજરાતીમાં સંસ્કૃત પારિભાષિક શબ્દો વાપરનાર આવા કોશની મદદથી વધારે સારી રીતે અર્થ સમજીને વાપરી શકશે.

કોશ તો સદ્‌ગતને લખેલો છે એ જ ઉપાય છે, એટલે તેમાં હવે વધારો કે એવો ફેરફાર શક્ય નથી, અને છે તે રૂપમાં પણ તે અનેક રીતે ઉપયોગી છે. જ્યાં એક સૂચના કરવી તો આવશ્યક છે. કોશનું મુદ્રણ ભૂલ વિનાનું થવું જોઈએ. નહિ તો અનર્થ બને. આ કોશમાં પણી જગાએ મુદ્રણના દોષો રહી ગયા છે, અને કેઈ કોઈ જગાએ તે

તદ્દન વિપરીત અર્થ થઈ જાય એવી ભૂલો રહી ગઈ છે. દાખલા તરીકે अनुपलम्भः નો અર્થ "અનુપલબ્ધિનો અભાવ" છે ત્યાં "ઉપલબ્ધિનો અભાવ" જોઈએ. અહીં તો ભૂલ સુધારી લેવાય તેવી છે પણ તેના ઉપર अनुपलब्धिप्रमाणम् નીચે 'જે 'અદૃષ્ટ' જે મધળા બનાવોનું સાધારણ કારણ છે, તેની વૃત્તિ કરવાને 'અસાધારણ કારણ' એવુ પદ લક્ષણમા મૂક્યું છે " પહેલો 'જે' નહોત તો વાકચ વધારે સ્પષ્ટ થાત, અને 'વૃત્તિ' છે ત્યા 'વ્યાવૃત્તિ' શબ્દ હશે એમ અમારું અનુમાન છે. વિરામચિહ્નો પણ વધારે સભાળપૂર્વક મૂકવાથી અર્થ વધારે સારો સમજાય. દાખલા તરીકે અહીં જ "જ્ઞાનના કરણરૂપ અત્યન્ય અભાવના અનુભવનુ અસાધારણ કારણ" કહ્યું છે ત્યાં "જ્ઞાનના કરણરૂપ" શબ્દો પછી અલ્પવિરામ હોય તો ગુજરાતી વાંચનારને વધારે મદદ થાય. સંસ્કૃત અવતરણોમાં પણ ઘણી જગાએ છાપની ભૂલો છે. જૈન પારિભાષિક શબ્દોના અર્થ આપવામા ઘણી ભૂલો છે દાખલા તરીકે 'અજીવ'નો અર્થ ખોટો આપ્યો છે અજીવનો અર્થ જૈનશાસ્ત્રોમા 'જડ' થાય છે, જેને માટે બીજો પારિભાષિક શબ્દ 'પુદ્‌ગલ' છે. બધ મોક્ષ વગેરે ક્રિયાઓ આત્માને હોઈ શકે છે, અજીવને નહિ તે જ પ્રમાણે 'લોકાકાશ' 'અલોકાકાશ' ના અર્થો પણ ખોટા છે. સભવિત છે કે મૂળ લેખકને જૈનદર્શનોનો અભ્યાસ ઓછો હોય. તેથી જૈનશબ્દો કોઈ જૈનશાસ્ત્રના પરિચિત પાસે જોવરાવી સુધરાવવા જોઈએ બીજી સૂચના એ કરવાની છે કે આ પુસ્તકમાં પુસ્તકો કે ગ્રંથકર્તાઓનાં નામો ટૂંકી અક્ષર સજ્ઞામા આપ્યા છે તેનો ખુલાસો મૂકવો જોઇએ.

**અર્વાચીન ગુજરાતનું રેખાદર્શન ખંડ ૩ ગ્રંથ અને ગ્રંથકાર પુસ્તક ૮.** તૈયાર કરનારઃ શ્રી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ. દરેકની કિંમત રૂ. ૧. પહેલાના જેવાં જ આ પુસ્તકો ઉપયોગી છે. પૂઠા ઉપર જ 'નું' ઉપર અનુસ્વાર નથી, તે સુધારવો જોઈએ આવી સંસ્થાએ પ્રૂફો માટે ખાસ અનુભવીનો લાભ લેવો જોઈએ.

**મનોમુકુર (ગ્રંથ ત્રીજો)**: કર્તા સ્વ નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા. કિં. એક રૂપિયો.

આ બહુમૂલ્ય વિવેચન નિબંધોના સંગ્રહનો આ ત્રીજો ભાગ પ્રસિદ્ધ થયો તે આવકારયોગ્ય છે. આ સંગ્રહમાં કેટલાક લેખો ગદ્યપદ્ય પુસ્તકોની પ્રસ્તાવનાના છે. કેટલાક પુસ્તકોનાં અવલોકનો છે. એક કાવ્યનું વિવેચન છે. અને તે ઉપરાંત છૂટક નિબંધો છે. લેખો જુદે જુદે સમયે લખેલા છે. એ રીતે કંઈક લેખકની શૈલીનો અભ્યાસ કરવામાં પણ આ સંગ્રહ કામ આવે એવો છે. "રસદર્શનની બે પદ્ધતિઓ"નો લેખ તો ૧૮૮૨મા લખી અધૂરો મૂકેલો, પછી બાવન વરસે એટલે કે ૧૯૩૪મા પૂરો કર્યો છે, જે લેખકની અરધી સદીની સાહિત્યસેવાના સાક્ષીરૂપ છે. અનેક દૃષ્ટિએ આ લેખો અભ્યાસયોગ્ય છે. શ્રી નરસિંહરાવની વિવેચનપદ્ધતિ ઘણાને અરુચિકર લાગે છે, પણ સ્પષ્ટ વિચાર કરવાના અને મપ્રમાણ લખવાના સંસ્કાર પાડવાને તે અતિ ઉપયોગી છે.

**ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ (વિભાગ ૧લો).**—લેખક. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રીઃ કિંમત ૧ રૂપિયો.

શ્રીયુત શાસ્ત્રીજીએ ગુજરાતના ઇતિહાસના (૧) પૌરાણિક (૨) પ્રાચીન (૩) મધ્યકાલીન રાજપૂત (૪) મધ્યકાલીન મુસલમાન અને (૫) આધુનિક એવા વિભાગો પાડેલા છે. તે પૈકી ત્રીજાનો પ્રારંભ તેઓ વલભી રાજ્યના અંત અને અણહિલપુરની સ્થાપનાથી ગણે છે. આ પહેલા વિભાગમા સિદ્ધરાજના મૃત્યુ સુધીનો સંવત ૧૧૯૯ સુધીનો ઇતિહાસ આવે છે.

